# HARITA SANHITA

A complete system of Hindu Medicine

by Maharshi Atreya.

EDITED AND PUBLISHED

BY

## JAIRAM RAGHUNATH,

EDITOR OF "*Bhâvprakâs'a Bhâshântara*" &c., AND PRESIDENT OF "*Vaidyak Dnyâna Prasâraka Sabhâ.*"

**First Edition**—COPIES 2000



BOMBAY.

PRINTED AT JAVAJI DADAJI'S "NIRNAYA-SAGARA" PRESS.



1892.

*Price 3 Rupees.*

૫૧૨૭

महर्षि आत्रेयमुनि भाषिता,

# હારીત સંહિતા.

( આર્ય વૈદ્યક ગ્રંથ )

મૂળ સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર.

પ્રસિદ્ધ કરનાર,

## જયરામ રઘુનાથ

प्रमुख—" मुंबई. वैद्यक ज्ञान प्रसारक सभा."

પ્રથમાવૃત્તિ—પ્રત ૨,૦૦૦.

મુંબઈ:
નિર્ણય-સાગર મુદ્રાયંત્રમાં મુદ્રાંકીત.



संवत् १९४८—सन १८९२.

मूल्य रु. ३.

"He who has merely learnt the principles (of medicine) and received no practical instructions, loses his presence of mind when he sees a patient, just as a coward gets confused in a battle. On the other hand, he who through mere rashness has obtained mere facility in practical work, and knows not the principles of medicine (as taught in books) does not deserve commendation of the learned but punishment from the King. Both these are unaccomplished and unfit to become practitioners, just as a bird with a single wing is unable to fly."

*Sus'ruta.*

" જે પુરૂષે માત્ર વૈદ્યકશાસ્ત્રના તત્વોનોજ અભ્યાસ કર્યો છે, પણ જાતી અનુભવ મેળવ્યો નથી તે જેમ એક બ્હીકણ પુરૂષ લડાઇમાં જતાં ગભરાય છે તેમ એક રોગીને તપાસતાં વિભ્રમમાં પડેછે. બીજી તરફ —જે કોઇએ વગર વિચારે ઉપચારો કરવામાં થોડું જ્ઞાન મેળવ્યું છે પણ વૈદ્યકશાસ્ત્રના તત્વોનો અભ્યાસ કર્યો નથી તે વિદ્વાનોની પ્રસંસાને પાત્ર થતો નથી પણ રાજ્ય તરફથી શિક્ષાને પાત્ર થાય છે. જેમ એક પક્ષી એક પાંખથી ઉડવા અસમર્થ છે તેમ આ બન્ને જણાઓ વૈદ્યકનો ધંધો ચલાવવા અપૂર્ણ અને નાલાયક છે."

સુશ્રુત.

# ઉપોદ્ઘાત.

માણસના શરીરની રચના અને તેની આ જગત્માં સ્થિતિ ઉપરથી આપણને સ્પષ્ટ સમજાય છે કે, કોઇ પણ કાળ એવો ન હોતો કે તેમાં મનુષ્યના શરીરની સ્વાભાવિક સ્થિતિમાં ફેરફાર થયા છતાં તેનો ઉપચાર કરવામાં નહિ આવતો હોય. ઘણા જૂના કાળથી આર્ય લોકોમાં વૈદવિદ્યા અથવા **આયુર્વેદ** જાણીતો છે એ વાતને ઘણાં પ્રમાણ છે; આર્યોના સૌથી પ્રાચીન ગણાતા **વેદ**માં વૈદ્યવિદ્યાને લગતા ઉલ્લેખ ઠામ ઠામ કરેલા જોવામાં આવે છે; તેમાં સેંકડો વનસ્પતિઓનાં નામ અને ઉપયોગ કહેવામાં આવ્યા છે; તેમાં વૈદ્યોનાં નામ અને તે સંબંધી અમુક અમુક શોધ કરનારનાં નામ તથા સ્તાન આપવામાં આવેલાં છે; તેમાં શરીરને લગતું વર્ણન તથા શરીરના અવયવોનું વર્ણન આપવામાં આવેલું છે; અને છેવટે વૈદવિદ્યા જ્યારે પૂર્ણ દશાને પોહોચી ત્યારે **આયુર્વેદ** એ **વેદ**ના એક અંગરૂપે જૂદો પણ લખાયો છે.

પશુ પક્ષીઓ પણ પોતાના શરીરમાં થયેલા અમુક વ્યાધિઓનું નિદાન જાણ્યા વગર કે સંપ્રાપ્તિ સમજ્યા વગર તેની ચિકિત્સા કરે છે એમ ઘણી વાર જાણવામાં આવ્યું છે. એ તેમની ચિકિત્સા એટલી સ્વાભાવિક છે કે તેને વૈદવિદ્યા કે ચિકિત્સાનું નામ આપણે આપતા નથી, પણ તેજ સ્વભાવને અનુસરીને મનુષ્યો જ્યારે ચિકિત્સાના નિયમો ઠરાવે છે ત્યારે આપણે તેને વૈદ્યવિદ્યા કહિયે છિયે. મનુષ્યની પ્રવૃત્તિ એ વિદ્યાના શોધ તરફ કેવી રીતે થઈ તેનું સવિસ્તર વર્ણન એક જૂદા નિબંધથીજ થઇ શકે, તથાપિ **આર્યાવર્ત્ત**માં વસનાર આર્યોને તેનો શોધ કરવાને ઘણી અનુકૂળતાઓ હતી એ તો સર્વ કોઈના સમજ્યામાં ઝટ આવે એવી છે. **વેદ**માં પશુઓના યજ્ઞ કરવાના વિધિ કહેવામાં આવ્યા છે તથા તે પશુઓને કેમ કાપવાં કેમ ચીરવાં એ તેમને તે કારણથી વિદિતજ હોવું જોઇએ. આ પ્રસંગથી તેમને પ્રાણીના અંગના જૂદા જૂદા આંતર અવયવો તથા તેનો ઉપયોગ જાણવામાં આવેલો હોવો જોઇએ એટલુંજ નહિ; પરંતુ અંગોનો છેદ ભેદ કરવાને શસ્ત્રો કેવાં જોઈએ તેની બનાવટ પણ સૂઝેલી હોવી જોઇએ. **આર્યાવર્ત** જૂદા જૂદા પ્રકારની એટલી બધી વનસ્પતિથી ભરપૂર છે કે આર્યો જેવા તીક્ષ્ણ નિરીક્ષા કરનારની દૃષ્ટિ તેમના ગુણદોષ તપાસવા તરફ સહજ દોરાય એ બનવા જેવું છે. જે જે વિષય જેના જેના જાણવામાં આવ્યો તે તે વિષય તે પોતાના શિષ્યોને કહેતો ગયો અને એ-

પ્રમાણે પરંપરાથી ચાલતા આવેલા અનુભવમાં વધારો થતાં થતાં વૈદ્યવિદ્યા એક વખત સંપૂર્ણપણાને પામી ગઇ હતી.

આપણા જૂના વૈદ્યકના ગ્રંથો જોતાં આપણને જણાય છે કે જે અનુભવ આપણા પ્રાચીન આર્યોએ મેળવેલો છે તે ઘણો છે. એમ છતાં પણ તેમાં સુધારા વધારાનો અવકાશ નથી એમ કહેવાની અમારી મતલબ નથી. હજી તેમાં ઘણો સુધારો વધારો થઈ શકે એમ છે, પરંતુ જેટલો અનુભવ તેમણે મેળવી મૂક્યો છે તે પ્રથમ જાણી ગયા પછીજ તેમાં જો કાંઈ સુધારો વધારો થાય તો થઇ શકે; આ કારણથી વૈદ્યવિદ્યાના પ્રાચીન ગ્રંથોનો શોધ કરી તેનો અભ્યાસ કરવાની સર્વને અગત્ય છે.

વૈદ્યવિદ્યાના ગ્રંથો માત્ર વૈદ્યોનેજ કામના છે એટલુંજ નહી, પણ તે સર્વને અવલોકન કરવા જેવા છે. કહેવત છે કે "**प्रक्षालनाद्धि पंकस्य दुरादस्पर्शनंवरम्**"—"કાદવમાં પગ બોળીને પછી ધોઇ નાખવા કરતાં તેમાં પગ નજ બોળવો એ સૌથી સારૂં છે." તેમ વૈદ્યક શાસ્ત્રના અજ્ઞાનથી રોગ થવા દેવો અને પછી તેને દૂર કરવાના ઉપાય કરવા તે કરતાં રોગ ઉત્પન્ન થવા ન દેવો એજ શ્રેષ્ઠતર વાત છે. પણ વૈદ્યક શાસ્ત્રના ગ્રંથોનું સામાન્ય અવલોકન પણ કર્યાવિના આ રોગનાં કારણો (હેતુઓ) જાણવામાં આવતાં નથી, તો પછી થનારા રોગથી દૂર તો શી રીતે રહેવાય? કેટલાકનું કહેવું એમ છે કે, વૈદ્યક શાસ્ત્ર જેવા ગહન વિષયનો ગુરૂ પાસેથી બરાબર અભ્યાસ કર્યાવિના શુંઠનો ગાંગડો મળ્યે ગાંધી થઈ બેસવા જેવું કેટલાક કરેછે— વૈદ્યકના ભાષાંતરનો ગ્રંથ હાથમાં લેઈ તેટલા વડેજ વૈદ્ય થઇ જીવના જોખમવાળો વૈદ્યકનો ધંધો ચલાવવા મંડી પડેછે એ કેવળ હસવાજેવું અને ધિઃકારવા જેવું કામ છે. આ વાત અમારે પણ સર્વથા માન્ય છે. વૈદ્યકના ગ્રંથોનાં ભાષાંતરો બાહાર પાડનારનો કાંઇ એવો હેતુ હોતો નથી કે તે વાંચીને દરેક માણસે વૈદ્ય થઇ પડવું! તેમના હેતુ નિરાળા હોય છે; અને તેમાંનો આ પણ એક હેતુ છે કે સાધારણ માણસ રોગાદિના હેતુ જાણીને રોગની ઉત્પત્તિથી દૂર રહી શકે. માણસ આહાર વિહારના નિયમો જાણે તથા ખોરાક વગેરેના ગુણ અવગુણ જાણે તો બેશક ઘણે દરજ્જે તે પોતાનું અને પોતાના કુટુંબનું હિત કરી શકે. વળી કેટલાક સામાન્ય રોગો ઉપર એવા ઉપચાર હોય છે કે, વૈદ્યની સલાહ લીધા વિના પણ તે ઉપચાર જો વખતસર લાગુ કરવામાં આવે તો તેથી મનુષ્યનો તે રોગ મટી જાય છે અથવા તેમાંથી બીજો ભયંકર રોગ થતાં અટકે છે. કેટલીક વાર મનુષ્યો એવી જગોએ પડેલા હોય છે કે જ્યાં તેમને કોઇ સારા વૈદ્યની સલાહ લેવાનું બની આવતું નથી; એવે પ્રસંગે તેમણે મેળવી રાખેલું સાધારણ જ્ઞાન બહુ ઉપયોગી થાય

છે તથા જો તેમની પાસે કાંઇ ઔષધ તૈયાર હોય છે તો તે લાગુ કરવાને પણ અનુકૂળ પડે છે. વૈદ્યકના ગ્રંથો વાંચવાથી આવા આવા બીજા અનેક ફાયદા છે જે ગણાવવાની અત્રે અમે જરૂર જોતા નથી તથાપિ એટલું તો કહેવુંજ જોઇએ કે સૃષ્ટિની ઉત્પત્તિથી તે આખર-સુધી વૈદ્યવિદ્યા સદાકાળ ઉપયોગી છે. વૈદ્યક જાણનાર ગમે તે સ્થળમાં જાય તો ત્યાં પણ તેનો ખપ છે. એક વિદ્વાન્ કહે છે કે,

**कस्यदोषःकुलेनास्ति, व्याधिनाकेनपीडिताः ।**
**व्यसनंकेन न प्राप्तं, कस्य सौख्यंनिरंतरम् ॥**

**અર્થ.**—કોના કુળમાં દોષ નથી? વ્યાધિવડે કોણ પીડિત નથી? દુઃખ કોને નથી પડયું? અને કોનું સુખ સદાકાળ એક સરખું ટકી રહ્યું છે? બધાના જવાબમાં નકારજ આવશે. એમ છે ત્યારે આપણે જાણવું કે કોઈ માણસ કાંઇ ને કાંઇ પણ વ્યાધિના ઉપાધિમાં તો ખરોજ, અને **"રોગીનો મિત્ર કોણ?—વૈદ્ય"** એ ન્યાયથી વૈદ્યવિદ્યાનો માહીતગાર ગમે ત્યાં મિત્રતા પ્રાપ્ત કરી શકેછે.

સામાન્ય લોકોના કરતાં વૈદ્યોને વૈદ્યકના ગ્રંથો ઘણા ઉપયોગી છે એ તો નિર્વિવાદ છે; તથાપિ અમારૂં કહેવું એમ છે કે **આ કાળમાં વૈદ્યોને વૈદ્યકનાં ભાષાંતરના ગ્રંથો ઘણા ઉપયોગી છે.** હમણા વૈદ્ય નામધારી મનુષ્યોમાંથી સંસ્કૃત ભાષા જાણનારા ઘણા થોડા પુરુષો છે; ઘણા જણે તો **યોગશત**માં પણ માથું માર્યું નથી હોતું. પણ **"જો ન મગાય ભીખ, તો વૈદું શીખ"** એમ કેટલાક તો માત્ર સારા રોજગારના અભાવેજ વૈદ્ય થયેલા હોય છે. જેઓ પેઢી દરપેઢીના વૈદ્ય હોય છે તે પણ સારૂં શીખેલા હોતા નથી. કિં બહુના! ન શીખેલાઓમાં પણ શીખ્યા પુરતુંજ સમજવાની શક્તિવાળા ઘણાક હોય છે. એમ વૈદ્યકના ધંધાની સ્થિતિ છે, તે વખતે તે ધંધો કરનારના હાથમાં જો વૈદ્યકના પ્રાચીન ગ્રંથોનાં ભાષાંતર મૂકવામાં આવે તો અવશ્ય તેઓ પોતાના જ્ઞાનમાં વધારો કરી પોતાનો ધંધો સારી રીતે કરવાને શક્તિમાન્ થાય. કેટલાક એમ માને છે કે એવા અભણ વૈદ્યોને વૈદ્યકનો ધંધો કરતાં અટકાવવાને કાયદો કરાવવો, પણ આ તેમનું માનવું ભૂલ ભરેલું છે. કેમકે કોઇ માણસે વૈદ્યકનો ધંધો કર્યો છે કે નહિ, એની મર્યાદા ઠરાવવાનું કામ બહુ મુશ્કેલ છે. પોતાના છોકરાને ચુંક આવવાથી અજમો ફાકાવનારી માતાએ, અથવા છોકરાને તાવ આવવાથી ક્વિનૈન કે કરિયાતું આપનાર પિતાએ, અથવા મિત્રનું માથું દુખવાથી આમોનિયા સુંઘાડનાર કે તાંદળજાનાં મૂળ માથે બંધાવનાર મિત્રોએ વૈદ્યકનો ધંધો કર્યો કહેવાશે? ટુંકામાં આ સંબંધી કાંઈ નિર્બંધ કરવામાં આવે, તથાપિ સામાન્ય વૈદ્યકજ્ઞાનનો ઉપયોગ તેથી

લેશ પણ ઘટી શકતો નથી. પ્રત્યેક માણસે જો જીંદગી ભોગવવી ઘટે છે તો તેને જીંદગીનાં આધારભૂત તત્ત્વો, તેને સ્થિર કરનાર તત્ત્વો, અને તેને લંબાવનાર તત્ત્વો પણ વૈદ્યકના ગ્રંથોમાંથી અવશ્ય જાણવાં ઘટે છે.

વૈદ્યકશાસ્ત્ર ઉપર અત્યારસુધીમાં અનેક ગ્રંથો સંસ્કૃત પ્રાકૃતભાષામાં લખાયા છે, પણ સંસ્કૃત ભાષામાં રચાયલા ગ્રંથો પૈકી **ચરક, સુશ્રુત** અને **વાગ્ભટ** આ ત્રણ મુખ્ય મનાય છે. એનેજ **આયુર્વેદ**નાં ત્રણ પ્રસ્થાન કહેછે. **આત્રેય સંહિતા** તેના કરતાં પણ જૂની છે. એમ કેટલાંક પ્રમાણોથી માલમ પડે છે. ઘણા જૂના ગ્રંથોમાં **આત્રેય-સંહિતાનો** ઉલ્લેખ કરેલો જોવામાં આવેછે. **આત્રેય સંહિતા**માં એ ગ્રંથના સર્વથી પ્રાચીનપણા વિષે કહે છે કેઃ—

**"अत्रिःकृतयुगे वैद्यो द्वापरे सुश्रुतोमतः ।**
**कलौ वाग्भटनाम्नश्च गरिमात्र प्रदृश्यते" ॥**

એ ઉપરથી સત્યયુગમાં **આત્રેય સંહિતા** પ્રમાણે ચિકિત્સા કરવામાં આવતી હતી તો બીજા બધા કરતાં એની પ્રાચીનતા સિદ્ધ થાય છે. એ **આત્રેય સંહિતા** તેજ **હારીત સંહિતા** એમ માનવાને પણ કાંઈ વાંધો નથી. કદાચ કોઇના મનમાં આ ગ્રંથવિષે **ચરક સુશ્રુત**-ના જેટલું માન ન હોય!! તેને માટે એટલુંજ બોલવું બસ થશે કે જેવી રીતે મહાત્મા **આત્રેય** (પુનર્વસુ) મુનિએ પોતાના શિષ્ય **અગ્નિવેશ** મુનિએ કહેલા **આયુર્વેદ**નો ગ્રંથ **ચરકસંહિતા** એ નામથી ઓળખાયછે તેવીજ રીતે એજ **આત્રેય મુનિએ** પોતાના શિષ્ય **હારિત મુનિને** કહેલા **આયુર્વેદ**નો આ ગ્રંથ **હારિતસંહિતા** અથવા **આત્રેયસંહિતા** એ નામથી ઓળખાય છે. જુઓ ગ્રંથના આરંભમાં—

**"आत्रेयं बहुशिष्यैस्तुराजितं तपसान्वितम् ।**
**पप्रच्छशिष्योहारीतः सर्वज्ञान मिदं महत् ॥**

ગ્રંથમાં પણ સર્વત્ર લખે છે કે **"इत्यात्रेयभाषिते हारीतोत्तरे"** એ પ્રમાણે **આત્રેય** અને **હારીત** બન્નેનાં નામ એમાં અંકીત થયાથી આ સંહિતાને કોઈ **આત્રેય** અને કોઈ **હારીત** એવા નામથી વ્યવહાર કરતા હશે. કેટલાક એમ માને છે કે **આત્રેય સંહિતા** તો લુપ્તજ થઈ ગઈ છે; કેમકે **સંગ્રહ, ભાવપ્રકાશ,** વગેરે ગ્રંથોમાં **આત્રેય**માંથી લીધેલાં જે વચનો દાખલ કરેલાં છે તે આમાં જોવામાં આવતાં નથી. આ તક-રાર ધ્યાન આપવા જેવી છે ખરી; પણ જ્યારે ગ્રંથની પ્રાચીનતા, લેખની અશુદ્ધતા અને પાઠાંતરની પ્રચુરતાઉપર વિચાર કરિયે છિયે ત્યારે પણ અનુમાન થાય છે કે, આ જૂના ગ્રંથમાં એક વખત એક જણને જે

શ્લોક હાથ લાગ્યા હોય તે બીજી વખત હાથ ન પણ લાગે, અને એક વખત જે શ્લોક તેમાં ન જોવામાં આવ્યા હોય તે જોવામાં પણ આવે. ગુજરાતી ભાષાના મહાકવિ **પ્રેમાનંદ**ને થઇ ગયે કાંઈ બહુ વર્ષ થયાં નથી, કદાચ ૨૫૦ કે તે લગભગ વર્ષ થયાં હશે; તોપણ તેના **ઓખાહરણ**ની શી અવસ્થા થઈ છે તે જુઓ. એક પ્રત જ્યારે ૯૨ કડવાંની હાથ આવેછે ત્યારે બીજી પ્રત ૭૨ કડવાંની અને ત્રીજી પ્રત ૬૯ કડવાંની તો ચોથી પ્રત ૪૨ કડવાંની અને વળી પાંચમી પ્રત ફક્ત ૨૭ કડવાંનીજ મળી આવે છે. આ બધામાંથી **પ્રેમાનંદ** વિરચિત મૂળ પ્રત કયી હશે તે મોટા સંશયની વાત થઇ પડે છે. કોઈ એમ માને છે કે સૌથી ઓછાં કડવાંની પ્રત મહાકવિએ લખેલી હોવી જોઈએ અને પાછળથી બીજા કવિઓએ તેમાં ઉમેરો કરવાથી કડવાંનો વધારો થયેલો હોવો જોઇએ; કોઈ એમ કહે છે કે ૪૨ કડવાંની પ્રત તેની લખેલી છતાં પાછલા કવિઓએ દોઢ ડાહાપણ કરીને તેમને નીરસ લાગેલાં કડવાં ગાળી નાખેલાં હોવાં જોઇએ; કોઈ કહે છે કે નવ દિવસમાં વંચાઈ રહે તેટલું ટુંકું કરવામાટે કેટલાંક કડવાં પાછળથી બીજા કવિઓએ ઓછાં કર્યાં હશે. જ્યોતિષના **બાળબોધ** નામે ગ્રંથની પણ એજ દશા છે. આવીજ રીતે કદાચ **આત્રેય સંહિતા**નું પણ થયું હોય તો **કબીર વડ**ના થડની પેઠે તે આજના શોધકોને ભમાવનારૂં થાય ખરૂં.

આ ગ્રંથનું ભાષાંતર કરવા માટે **વડોદરાના નિવાસી રા. રા. છોટાલાલ નરભેરામ ભટ**ને વિનવતાં તેમણે **હારીત સંહિતા**ની પાંચ પ્રતો એકઠી કરી હતી; જેમાંની એ **બંગાળામાં વિનોદલાલસેને** એડિટ કરી છપાવેલી હતી. એક પ્રત **વડોદરાના વૈદ્ય જગન્નાથ પ્રાણશંકર** પાસેથી લખેલી સંપૂર્ણ મળી હતી, તે સંવત્ ૧૭૪૫ ની સાલમાં **કુંઢેલા** ગામમાં લખાયલી હતી. બીજી બે પ્રતો **શ્રીમંત ગાયકવાડ સરકારના વૈદ્ય બાપુભાઇ લક્ષ્મીરામના ચિરંજિવ ઘનશ્યામ વૈદ્ય** પાસેથી મળી હતી; તેમાંની એક પ્રત સંવત્ ૧૫ ના સૈકામા લખાયલી હતી અને બીજી તૂટક હોવાથી સાલ જાણવામાં આવી નથી તથાપિ તેપણ તેટલીજ જુની હશે એમ તેના લેખ ઉપરથી માલુમ પડતું હતું. **વિનોદ લાલસેન**ની પ્રતો મારી તરફથી મોકલી આપી હતી. તે જો કે અમે સુધારેલી હતી તથાપિ તે ઘણી જગોએ અશુદ્ધજ હતી. **વૈદ્ય ઘનશ્યામ**વાળી બે પ્રતો પણ લેખક દોષવાળી હતી તથાપિ **વિનોદ લાલસેન**ની છાપેલી પ્રતો કરતાં તે ઠીક હતી. **વૈદ્ય જગન્નાથ**વાળી પ્રત સૌ કરતાં ઠીક હતી તથાપિ અશુદ્ધતા તો તેમાં પણ હતી પરંતુ આમ ચાર પાંચ પ્રતો મળી આવવાથી તે ઉપરથી એક નવી સુધારેલી પ્રત ઉત્પન્ન કરવાને ભાષાંતર કર્તાને કેટલીક રીતે અનુકૂળ પડ્યું. મેળવેલી પ્રતોના પાઠ ઘણી જગોએ એક

બીજાથી જૂદા પડતા હતા, પણ જ્યાં અર્થનો તફાવત ન હોય ત્યાં તેમણે એક શુદ્ધ પાઠ પસંદ કરી બીજા છોડી દીધા હતા; પરંતુ જ્યાં અર્થનો તફાવત માલમ પડયો ત્યાં જે પાઠ ઘણી પ્રતોમાં મળતો આવ્યો તે રાખી લેઇ બીજો પાઠ ફૂટ નોટમાં પ્રતપાઠાંતર તરીકે બતાવ્યો છે. પાઠાંતર બતાવવામાં **વિનોદલાલસેન**વાળી પ્રત તેમને પ્રથમ મળી હતી માટે તેને તેમણે પેહેલી પ્રત ગણી છે; **વૈદ્ય ધનશ્યામ**વાળી બે પ્રતોમાંથીએકને બીજી અને બીજીને ત્રીજી પ્રત ગણી છે; તથા **વૈદ્ય જગન્નાથ**-વાળી પ્રતને ચોથી પ્રત ગણી છે કેમકે તે ગ્રંથનો પાછલો ભાગ લખાતી વખતે મળી આવી હતી. ભાષાંતર કરવામાં આવા અશુદ્ધ ગ્રંથોને લીધે **રા. રા. છોટાલાલ નરભેરામને** જે મુશ્કેલી પડી હશે તે માત્ર **'जळामध्यें मासा झोंप घेतो कैसा ॥ जावें त्याच्या वंशा, तेव्हां कळे'** એ કહેવત પ્રમાણે તેવાં કામ કરનારનેજ તે પૂરતી રીતે સમજાઇ શકાશે. કોઇ કોઇ વાર બધી પ્રતોમાં એક પાઠ જૂદી જૂદી રીતે અશુદ્ધ માલમ પડતો ત્યારે તેમના મત સાથે કેટલાક વૃદ્ધ વૈદ્યોનો અનુમત મેળવી તેમને લખવાની જરૂર પડતી. અને આવી રીતે થવાથી ધાર્યા કરતાં કાળક્ષેપ વિશેષ થયો છે. ટુંકામાં **હારિત સંહિતા** ॥ ગ્રંથને ઘણી પ્રતો મેળવી સંશોધન કરી શુદ્ધ કરવામાં તથા તેનું ભાષાંતર પણ જેમ બને તેમ યથાર્થ કરવા તરફ **રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટે** પૂરતી કાળજી રાખેલી છે, જેથી આ ગ્રંથનો સારો ઉપયોગ થવાની આશા રાખવામાં આવે છે.

આ પ્રસ્તાવના પૂરી કરતાં પેહેલાં આવા ગ્રંથો વાંચનારને બે બોલ કહેવા ઉચિત જણાય છે. વૈદ્યવિદ્યાના ગ્રંથો માત્ર વાંચીને વૈદ્ય થવાની આશા રાખવી એ કેવળ હસવા જેવું છે. આવા ગ્રંથો વાંચ-વાથી વૈદ્ય થવા સિવાય પણ ઘણા ઘણા પ્રકારના લાભ મનુષ્યને મળી શકે છે એ અમે પૂર્વે કહ્યુંજ છે, તથાપિ જેની ઇચ્છા એમજ હોય કે મારે વૈદ્ય થવું છે તેણે તો કોઈ વિદ્વાન વૈદ્ય પાસે આવા ગ્રંથોનો સાદ્યંત અભ્યાસજ કરવો જોઇએ; કારણ કે વૈદ્યક વગેરેના ગ્રંથોમાં ગ્રંથકાર ઘણી વાર પોતાને અનુભવથી કે અતિપરિચયથી સેહેલો થઇ પડેલો વિષય બીજાને પણ સેહેલોજ હશે, એવા ભ્રમથી ટુંકાવી નાખે છે કે બિલકુલ છોડી દે છે. એવા પ્રસંગે સ્વબુદ્ધિથી કેવળ પુસ્તક ઉપરથી થયેલો વૈદ્ય ગુંચાય છે અને પ્રસંગ પડતાં ગમે તેવા તર્ક કરી કાંઇને ઠામે કાંઈ કરી બેસે છે. આ હાનિમાંથી બચવાને તેણે ગુરૂદ્વારા જ્ઞાન મેળવવું જરૂરનું છે, અને તેમ કરવામાં તેને આવાં પુસ્તકો અતિ ઉપયોગી થશે.

**પ્રસિદ્ધ કર્ત્તા.**

# अनुक्रमणिका.

## પ્રથમ સ્થાન.



* ઔષધોપચાર.

## દોષ પ્રકોપ.



## છ પ્રકારના રસ.

## જળ વર્ગ.



## *ક્ષીર વર્ગ.

### દૂધ.



* દુધ.

## મૂત્ર વર્ગ.

* સેરડી. † કાંજી. ‡ ધાન્યમાં ચૌદગણું પાણી નાંખીને તેને ઉકાળીને ઓસામણ કાઢવું તેને મંડ કહેછે.

* ધાન્યમાં અઢારગણું પાણી નાંખી ઉકાળવું તેને યૂષ કહેછે. † શરીરમાં ઉત્પન્ન થતો તેલ જેવો પદાર્થ જેને સાધારણ રીતે ચરબી કહેછે.

## શાક વર્ગ.



### પત્રરૂપી શાક.



### વેલાને થનારાં ફળશાક.

* મધ. † દારૂ.

## માંસ વર્ગ.

### ચોપગાં પશુઓ.



### સ્થળચર પક્ષીઓ.



### જળચર પ્રાણીઓ.



## અન્નપાન વર્ગ.

# દ્વીતીય સ્થાન.

## સ્વસ્થ મનુષ્યનાં અરિષ્ટ.*



* મરણચિન્હ.



## વ્યાધિરૂપ અરિષ્ટ.

# તૃતીય સ્થાન.

* તાવ.

* ઝાડાંનું દરદ.

* ઝાડાનું દરદ. † પેટની ગાંઠ.

* શરીરની અંદર ઉપજનારાં કરમ.

## પાંડુની ચિકિત્સા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# રક્તપિત્તની ચિકિત્સા.



# *અર્શની ચિકિત્સા.



* હરસ.

## *કાસની ચિકિત્સા.



* ઉધરસ.

## હેડકીની ચિકિત્સા.



## શ્વાસની ચિકિત્સા.



## *સ્વરભેદની ચિકિત્સા.



## ઉલટીની ચિકિત્સા.



* સાદ બેસી જવો તે.

## તરસ અને તાલુ શોષની ચિકિત્સા.





| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

## મૂર્છા, નિદ્રા તથા તંદ્રાની ચિકિત્સા.



## *મદાત્યયની ચિકિત્સા.



* મદ.

* વાયુ અથવા ફેફરૂં.

† ઘેલાપણું.

## *વાતવ્યાધિની ચિકિત્સા.



* વાયુસંબંધી વ્યાધીઓ.

## *આમવાતની ચિકિત્સા.



* આમવાયુ.

## *ગૃધ્રસીની ચિકિત્સા



## †વાતરક્તની ચિકિત્સા.



## ‡અમ્લપિત્તનીચિકિત્સા.



## ¶શોફની ચિકિત્સા.



## §ગુલ્મની ચિકિત્સા.



* કટિ, જાંઘ, અને ઘુંટણ મધ્યે ઘણી વેદના થાયછે તેને ગૃધ્રસી કહેછે. † વાયુ તથા લોહી એ બન્ને કોપવું તેને વાતરક્ત કહેછે. ‡ ખાટી ઉલટી. ¶ સોજા. § પેટની ગાંઠ.

## *જળોદરની ચિકિત્સા.



## *પ્રમેહની ચિકિત્સા.



## †મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા.



* પેટમાં પાણી ભરાવાનું દરદ.

* પરમો. † પેશાબનું દરદ.

## *મૂત્રરોધની ચિકિત્સા.



## †અશ્મરીની ચિકિત્સા.



## ‡વૃષણવૃદ્ધિની ચિકિત્સા.



* પેશાબનો અટકાવ. † પથરી. ‡ વધરાવળ.



## *વિસર્પની ચિકિત્સા.



## †ઉપસર્ગની ચિકિત્સા.



## ‡વ્રણની ચિકિત્સા.



* રક્તપિત્ત કોપે છે ત્યારે વિસર્પ રોગ થાય છે. † વાયુ અને રક્તના દોષથી ચામડીપર ઉત્પન્ન થતી ફોલ્લીઓ. ‡ રક્તવાળો સોજો.

## *શ્લીપદની ચિકિત્સા.



## †અર્બુદની ચિકિત્સા.



## લૂતા, ‡ગંડમાળાની ચિકિત્સા.



## કોઢની ચિકિત્સા.



* રાફો. † રસોળી ‡ ગળા-આદિ ભાગોપર થયેલા ગાંઠા.

* માથાના કેશ ખરી પડે એવો એક રોગ છે જેને ચાઈ કહેછે તે.

## મુખ રોગની ચિકિત્સા.



## વાજીકરણ.



## વાંઝણીના રોગની ચિકિત્સા.



## ગર્ભના ઉપચાર.



## ચલિતગર્ભની ચિકિત્સા.



## ગર્ભના ઉપદ્રવની ચિકિત્સા.

# ચતુર્થ સ્થાન.



# પંચમ સ્થાન.

# ષષ્ઠમ સ્થાન.

૫૧૨૭

# हारीतसंहिता.

## प्रथमोऽध्यायः

### મંગળાચરણ.

नत्वा शिवं परमतत्त्वकलाधिरूढं
ज्ञानामृतैकचटुलं परमात्मरूपम् ।
रागादिरोगशमनं दमनं स्मरस्य
शश्वत्क्षपाविषधरं त्रिगुणात्मरूपम् ॥

શ્રેષ્ઠ એવા તત્ત્વજ્ઞાનરૂપી કળાને વિષે આરૂઢ થયેલા, જ્ઞાનરૂપી અમૃતનોજ માત્ર લોભ રાખનારા, રાગ (સંસારાદિમાં આસક્તિ) વગેરે રોગને શમાવનારા, કામદેવનું દમન કરનારા, ચંદ્રને નિરંતર માથાઉપર ધારણ કરનારા, અને સત્વ, રજસ્ તથા તમસ્ એવા ત્રણ ગુણસ્વરૂપ, પરમાત્મારૂપ શિવને પ્રણામ કરીને આ **હારીતસંહિતા** નામે વૈદ્યક ગ્રંથનું હું કથન કરૂંછું.

### આત્રેય તથા હારીતનો સંવાદ.

हिमवदुत्तरे कूले सिद्धगन्धर्वसेविते ।
शान्तमृगगणाकीर्णे नानापादपशोभिते ॥
तत्रस्थं तपसा युक्तं तरुणादित्यतेजसम् ।
शुद्धस्फटिकवच्छुभ्रं भूतिभूषितविग्रहम् ॥
जटाजूटाटवीमूल उषितं शुभ्रकुण्डलम् ।
आत्रेयं बहुशिष्यैस्तु राजितं तपसान्वितम् ।
पप्रच्छ शिष्यो हारीतः सर्वज्ञानमिदं महत् ॥

સિદ્ધ અને ગંધર્વોએ સેવેલા, શાન્ત એવાં પશુઓના સમુદાયથી વ્યાપ્ત અને અનેક પ્રકારનાં વૃક્ષોથી શોભાયમાન, એવા હિમાલયના ઉત્તર તટ ઉપર સ્થિતિ કરીને આત્રેય મુનિ તપ કરતા હતા. તે મુનિ ઊગતા સૂર્યના સરખા તેજસ્વી હતા, નિર્મળ સ્ફટિકમણિ જેવા ઉ-

જ્વળ વર્ણના (ગૌર) હતા, તેમનું શરીર વિભૂતિવડે શોભાયમાન હતું, તેમના જટાજૂટરૂપી જંગલના મૂળમાં શ્વેત કુંડળ આવી રહેલાં હતાં અને તેમની આસપાસ ઘણા શિષ્યો બેઠેલા હતા તેથી તે શોભતા હતા. એવા તપોયુક્ત સર્વજ્ઞ આત્રેય મુનિને તેમના શિષ્ય હારીતે આ મોટું પ્રશ્ન પૂછ્યું.

## हारीत उवाच

**भवन्! गुणगणाधार! आयुर्वेदविदां वर!।**
**विनयादविनीतोऽहं पृच्छामि मुनिपुङ्गव!॥**
**कथं रोगसमुत्पत्तिरुत्पन्नो ज्ञायते कथम्।**
**उपचारः प्रचारश्च कथं वा सिद्धिमृच्छति॥**
**एतत्सम्यक्परिज्ञानं कथयस्व महामुने!।**

**હારીત પૂછેછે.**—આયુર્વેદની વિદ્યા જાણનારાઓમાં હે શ્રેષ્ઠ મુનિ! આપ ગુણોના સમૂહને ધારણ કરનારા છો. હે મુનિઓમાં શ્રેષ્ઠ! વિનય વિનાનો હું આપને અતિ નમ્રપણે આ પ્રશ્ન પૂછુંછું તેનું સમાધાન કરવા કૃપા કરો. રોગની ઉત્પત્તિ કેવી રીતે થાયછે? અને રોગ ઉત્પન્ન થયો તો તે શી રીતે ઓળખાયછે? એ રોગને નાશ કરવાને શો ઉપાય કરવો? તથા તે ઉપાય તેને શી રીતે લાગુ કરવો? અર્થાત્ રોગનો ઉપચાર અને તે ઉપચારનો પ્રચાર કેવી રીતે સિદ્ધિ પામે? હે મહામુનિ! એ સર્વ જ્ઞાન આપ મને રૂડી રીતે કહો.

**एवं पृष्टो महाचार्यो हारीतेन महात्मना।**
**प्रत्युवाच ऋषिः पुत्रं प्रहस्योत्फुल्ललोचनः॥**

મહાત્મા હારીતે તે મોટા આચાર્યને એ પ્રમાણે પૂછ્યું, તે સાંભળીને પ્રફુલ્લ નેત્રવાળા તે ઋષિએ હાસ્ય કરીને પોતાના પુત્ર હારીતને આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.

## आत्रेय उवाच

**शृणु पुत्र! महाप्राज्ञ! सर्वशास्त्रविशारद!।**
**चिकित्साशास्त्रकुशल! वैद्यविद्याविचक्षण!॥**
**आयुर्वेदमपारं तु लोकानां लक्षसंख्यया।**
**कथं तस्य परिज्ञानं कालेनाल्पेन पुत्रक!॥**

अल्पायुषोऽल्पवक्तारः स्वल्पशास्त्रविशारदाः ।
अल्पावधारणे शक्ताः कलौ जाता इमे नराः ॥
अल्पः कलियुगश्चायं नरोपद्रवकारणम् ।
कथं पुत्र! प्रवक्ष्यामि विस्तरेण तवागमम् ॥
यस्य श्रवणकालो यो याति चान्तं च पुत्रक! ।
तस्माच्चाल्पतरेणापि वक्ष्यामि शृणु साम्प्रतम् ॥

**આત્રેય કહેછે.**—હે મોટા બુદ્ધિમાન્! હે સર્વ શાસ્ત્રમાં પ્રવીણ! હે ચિકિત્સાશાસ્ત્રમાં કુશળ! અને હે વૈદ્યવિદ્યામાં વિચક્ષણ પુત્ર સાંભળ. આયુર્વેદની સંખ્યા લક્ષ છે માટે લોકોને તે અપાર છે; હે પુત્ર! અલ્પ કાળમાં તેનું સમગ્ર જ્ઞાન શી રીતે થાય? કલિયુગમાં ઉત્પન્ન થયેલા આ પુરૂષો અલ્પ આયુષ્યોવાળા, અલ્પ વક્તૃત્વવાળા, અને થોડાક શાસ્ત્રમાં વિશારદ હોયછે. તથા શાસ્ત્રના વિષયનું ગ્રહણ કરવાની તેમની શક્તિ પણ અલ્પ છે. હે પુત્ર! વળી મનુષ્યને ઉપદ્રવનું કારણ એવો આ કલિયુગ પણ અલ્પ (ક્ષુલ્લક) છે; માટે હું તને વિસ્તારથી આ વૈદ્યશાસ્ત્ર શી રીતે કહી શકું? કેમકે હે પુત્ર! જે પુરૂષને જે સમય આ શાસ્ત્ર સાંભળવાનો છે તે સમયમાંજ તેનો અંત આવી જાયછે! માટે હું તને ટૂંકામાં એ શાસ્ત્ર કહુંછું તે તું હવે સાંભળ.

चतुर्विंशसहस्रैस्तु मयोक्ता चाद्य संहिता ।
तथा द्वादशसाहस्री द्वितीया संहिता मता ॥
तृतीया षट्सहस्रैस्तु चतुर्थी त्रिभिरेव च ।
पञ्चमी दिक्पञ्चशतैः प्रोक्ता पञ्चात्र संहिताः ॥
तस्माच्चाल्पतरेणापि वक्ष्यामि शृणु पुत्रक! ।
येन विज्ञानमात्रेण गदवेदविदो भवेत् ॥
किमत्र बहुनोक्तेन चाल्पसारे विशारद ।
येन धर्मार्थसौख्यं च तद्धि कर्म समाचरेत् ॥
येन संजायते श्रेयो येन कीर्तिर्महत्सुखम् ।
तत्कर्म नितरां साध्यं जनानन्दविधायकम् ॥

મેં વૈદ્યશાસ્ત્રની પ્રથમ સંહિતા ચોવીશ હજારની કહેલી છે; બીજી સંહિતા મેં બાર હજારની કહેલી છે; ત્રીજી છ હજારની અને ચોથી ત્રણ હજારની કહેલી છે; પાંચમી સંહિતા પંદરસો શ્લોક પૂર કહેલી છે. એવી રીતે મેં આ કાળને વિષે પાંચ સંહિતાઓ કહેલી છે. તે સર્વેમાંથી સંક્ષેપવડે હું તને આ શાસ્ત્ર કહીશ કે જેનું જ્ઞાન માત્ર થવાથી પુરૂષ આયુર્વેદને જાણનારો થાય. માટે હે પુત્ર! તું તે સાંભળ. હે વિશારદ પુત્ર! આ અલ્પ સારવાળા કલિયુગમાં બહુ કહેવાથી શું વિશેષ છે? પણ જે કર્મવડે ધર્મ, અર્થ અને સુખની પ્રાપ્તિ થાય તે કર્મ કરવું યોગ્ય છે. વળી જે કર્મવડે કલ્યાણ થાય, જેથી કીર્ત્તિ અને મોટું સુખ થાય તથા જે મનુષ્યોને આનંદ આપનારૂં હોય તે કર્મ મોટા યત્ને કરીને પણ કરવું.

**एकं शास्त्रं वैद्यमध्यात्मकं वा**
**सौख्यं चैकं यत्सुखं वा तपो वा ।**
**वन्द्यश्चैको भूपतिर्वा यतिर्वा**
**एकं कर्म श्रेयसं वा यशो वा ॥**

**बहुतरमुपचारात्सारमाधारमेकं**
**जननमतिसुखानां वर्धनं श्रेयसां वा ।**
**विगतकलुषभावा चोज्ज्वला कीर्तिमूर्ति-**
**र्न खलु कुटिलतास्याः श्रूयते लोकवृन्दैः ॥**

જગતમાં શાસ્ત્ર એકજ છે, એટલે કાંતો એક વૈદ્યશાસ્ત્ર છે કે એક અધ્યાત્મશાસ્ત્ર છે. સુખ પણ એકજ છે ભોગાદિ લૌકિક સુખ કે તપઃ સુખ. પ્રણામ કરવાયોગ્ય પણ એકજ છે, રાજા કે સન્યાસી. અને કર્મ પણ એકજ છે, કલ્યાણકારક કર્મ કે યશ પ્રાપ્ત થાય એવું કર્મ. વૈદ્યશાસ્ત્રોક્ત કર્મ અનેક ઉપચારવાળું હોવાથી લોકોને એક આધારરૂપ અને સારરૂપ છે; વળી તે ઘણાં સુખને ઉત્પન્ન કરનારૂં તથા કલ્યાણને વધારનારૂં છે. તથા તે કર્મથી જે કીર્ત્તિ મળેછે તે નિર્મળ અને ઉજળી છે અને તે કીર્ત્તિની મૂર્ત્તિમાં કુટિલતા છે એમ લોકોના સમુદાયથી સાંભળવામાં આવતું નથી. અર્થાત્ વૈદ્યનું કર્મ એવું નિર્મળ અને પવિત્ર છે કે જેથી લોકોમાં તેની સરળ કીર્તિ પ્રસરેછે.

## વૈદ્યના ગુણદોષ.

आयुर्वेदमिदं सम्यङ् न देयं यस्य कस्यचित् ।
नाभक्तायाप्यशान्ताय न मूर्खाय न चाधमे ॥
शान्ते देयं न देयं स्यात्सर्वथा नाधमेऽधने ।
धर्मिष्ठो कुहनीविवर्जितमनाः शान्तः शुचिः शुद्धधी-
र्धीरोऽभीरुविवेकसारहृदयो विद्याविलासोज्ज्वलः ।
प्राज्ञो रोगगणाप्रचारनिपुणोऽलुब्धः सदा तोषधृ-
गित्थं सर्वगुणाकरो नृपजनैः पूज्यः सदा रोगवित् ॥

આ આયુર્વેદ જેને તેને રૂડે પ્રકારે શીખવી દેવો નહિ. જે પુરૂષ ગુરૂના ઉપર પ્રીતિ ન રાખનારો હોય, જે શાન્ત ન હોય, તથા જે મૂર્ખ અને અધમ હોય તેને આ શાસ્ત્ર શીખવવું નહિ. જે પુરૂષ શાંત હોય તેને આ શાસ્ત્ર શીખવવું પણ જો તેનામાં બીજા યોગ્ય ગુણો ન હોય તો શાંત છતાં પણ તેને શીખવવું નહિ. અને અધમ તથા નિર્ધનને તો કદાપિ શીખવવું નહિ. જે પુરૂષ ધર્મિષ્ઠ, અંતઃ કરણમાં કપટ વિનાનો, શાન્ત, પવિત્ર, શુદ્ધ બુદ્ધિવાળો, ધીર, બાહીકણ નહિ એવો, મનમાં વિવેકરૂપી તત્ત્વવાળો, વિદ્યાના વિલાસવડે ઉજળો, જ્ઞાની, અનેક રોગના ઉપચાર કરવામાં કુશળ, નિર્લોભી અને સદા સંતોષી, એવી રીતે સર્વ ગુણના ભંડારરૂપ જે વૈદ્ય હોય તેનું રાજાલોકોએ સદૈવ સન્માન કરવું યોગ્ય છે.

दृष्ट्वा यथा मृगपतिं गजयूथनाथः
संशुष्कमानमदबिन्दुकपोलधारः ।
त्यक्त्वा वनं व्रजति चाकुलमानसेन
दृष्ट्वा तथा गदगजो भिषजं प्रयाति ॥
यद्वत्तमोवृतमिदं भुवनं मयूखैः
प्रकाशमाशु कुरुते सकलं रविस्तु ।
तद्वत्सुवैद्य उपलभ्य रुजां विनाशं
शीघ्रं करोति गदिनं गदमुक्तभारम् ॥

જેમ કોઈ સિંહને જોઈને હાથીઓના ટોળાના રાજાના ગંડસ્થલ ઉપરથી મદના બિંદુઓની ધારા સૂકાઈ જાયછે, અને તે મનમાં ભયા-

કુલ થઈને તે વનને છોડીને નાશી જાયછે, તેમ રોગરૂપી હાથી પણ વૈદ્યને દેખીને નાશી જાયછે. જે પ્રમાણે અંધકારથી વીંટાયલા આ આખા જગતને સૂર્ય પોતાનાં કિરણોવડે તત્કાળ પ્રકાશિત કરેછે, તેપ્રમાણે સારો વૈદ્ય રોગને જોઇને તેનો તત્કાળ નાશ કરેછે અને રોગીને રોગના ભારમાંથી મુક્ત કરછે.

लुब्धः क्रूरः शठजठरको मद्यपश्चालसश्चा-
धीरो भीरुर्विकलहृदयो हीनकर्मार्थमन्दः ।
शास्त्रज्ञातोऽप्यविदितगदज्ञानपाखण्डखण्डो
वर्ज्यो वैद्यः प्रबलमतिभिर्भूमिपैर्वा सुदूरात् ॥

જે વૈદ્ય લોભી, નિર્દય, શઠ, પેટભરો, મદ્યપાન કરનારો. આળસુ, ધૈર્યવિનાનો, બાહીકણ, બુદ્ધિહિન, નીચાં કર્મ કરનારો, કરવાના અર્થમાં મંદ, શાસ્ત્રને જાણનારો છતાં રોગને નહિ ઓળખનારો, અને એવો છતાં પોતાને જ્ઞાન છે એવો ઢોંગ કરનારો હોય તેવા વૈદ્યને બળવાન બુદ્ધિવાળા રાજાઓએ ઘણે છેટેથીજ તજવો. અર્થાત્ તેવા વૈદ્યને પોતાની પાસેજ આવવા દેવો નહિ.

अद्भुतं चाप्यशङ्कं च नात्युच्चं नीचमेव च ।
यः पठेच्छास्त्रमित्थं च तस्य शास्त्राप्तिर्दृश्यते ॥
चर्वणं गिलनं चापि कम्पितं श्वसितं तथा ।
नीचोच्चं चैव गम्भीरं वर्जयेत्पाठकेन तु ॥

જે પુરૂપ વૈદ્યશાસ્ત્રના ગ્રંથોને અદ્દ્ભુત રીતે નિઃશંકપણે ભણેછે, પણ જે ઘણું મોટેથી કે ઘણું ધીમેથી ભણતો નથી, એવી રીતે જે શાસ્ત્ર ભણેછે તેને તે શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત થાયછે. જે વિદ્યાર્થી અક્ષરોને ચાવી ચાવીને બોલતો હોય, બોલતાં કેટલાક અક્ષર ગળી જતો હોય, બોલતાં અક્ષરોને કંપાવતો હોય (તોતડું બોલતો હોય) શ્વાસ ખાઈ-ખાઈને બોલતો હોય, અથવા બોલતાં બોલતાં દમ ભરાઈ જતો હોય, અથવા જે બહુ ધીમેથી બહુ મોટેથી કે બહુ ગંભીર (ગળામાંથી) બોલતો હોય, તેવા ભણનારને ભણાવનારા ગુરૂઓએ છોડી દેવો. અર્થાત્ ભણવામાં એટલી ખામીઓ તજવા જેવી છે.

## શાસ્ત્ર શિખવાનો વિધિ.

अनध्यायेन शास्त्रस्य नोत्सवे यज्ञकर्मसु ।
जातके सूतके चाथ पठनं न विधीयते ॥

**चतुर्दश्यष्टमीदर्शप्रतिपत्पूर्णिमास्तथा ।**
**वर्ज्याः पञ्च इमाः पाठे मुनिभिः परिकीर्तिताः ॥**
**अकाले दुर्दिने गर्जे दिग्दाहे भूमिकम्पने ।**
**शास्त्रपाठस्तथा वर्ज्यो ग्रहणे चन्द्रसूर्ययोः ॥**
**द्वादशेमे अनध्यायाः प्रोक्ताः शृणुष्व पुत्रक! ।**
**गुरुपीडासमुत्पन्ने नृपे संपीडितेऽथवा ॥**
**आवहे जीवसम्पाते प्रदोषे वाथवा पुनः ।**
**राष्ट्रपीडासमुत्पन्ने न कुर्याच्छास्त्रपाठनम् ॥**
**एतैस्तु पठितं शास्त्रं न स्वार्थे सिद्धिसाधकम् ।**
**न श्रेयसे न माङ्गल्ये नोपकारे सुखावहम् ॥**

જે દિવસો ભણવાને નિષિદ્ધ કરેલા છે તેમને અનધ્યાય કહેછે. એવા અનધ્યાયના દિવસોમાં, ઉત્સવના દિવસોમાં, યજ્ઞકર્મ થતું હોય તે દિવસોમાં અને પુત્રજન્મ નિમિત્ત કે મરણ નિમિત્ત સૂતક પડ્યું હોય તે દિવસોમાં શાસ્ત્રનું પઠન કરવું નહિ. વળી ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા, પડવો, અને પૂર્ણિમા, એ પાંચ તિથિઓ પાઠને વિષે વર્જવી એમ મુનિયોએ કહેલું છે—તે તિથિઓને દિવસે નવો પાઠ શીખવો નહિ. તેમજ કવખતે, વરસાદની હેલીને દિવસે, વરસાદ ગાજતો હોય તે વખતે, દિશાઓમાં અગ્નિ લાગતો હોય તે વખતે, ભૂકંપ થતો હોય ત્યારે, અને ચંદ્ર તથા સૂર્યના ગ્રહણ સમયે શાસ્ત્રનું પઠન કરવું નહિ.

હે પુત્ર! શાસ્ત્રમાં (ઉપર કહેલા) બાર અનધ્યાય (પાઠ નહિ શીખવાના અવસર) કહેલા છે તે તું સાંભળ. વળી જ્યારે ગુરૂને કાંઈક પીડા ઉપજી હોય ત્યારે, અથવા રાજા કાંઈ કષ્ટમાં આવ્યો હોય ત્યારે, અથવા સંગ્રામ થતો હોય ત્યારે, અથવા કોઈ જીવનું શબ પડ્યું હોય ત્યારે, અથવા પ્રદોષ સમયે, અથવા દેશને માથે કાંઈ સંકટ આવ્યું હોય ત્યારે શાસ્ત્રનું પઠન કરવું નહિ. કેમકે એ દિવસોમાં ભણેલું શાસ્ત્ર ભણનારના અર્થની સિદ્ધિ કરતું નથી, તેમ તે કલ્યાણ, માંગલ્ય અથવા ઉપકારમાં પણ સુખ આપનારૂં થતું નથી.

**एवं ज्ञात्वा पठति निपुणो वैद्यविद्यानिधानं**
**श्रेयस्तस्य प्रतिदिनमसौ वाञ्छितार्थं प्रपद्येत् ।**

**कीर्तिः सौख्यं भवति नितरां तस्य लोके प्रशंसा**
**पूज्यो राज्ञां सततमपि वै जायते स्वार्थसिद्धिः ॥**

એપ્રમાણે ઉપર કહેલા વૈદ્યના ગુણ દોષ અને શાસ્ત્રનો પઠન પાઠન વિધિ જાણીને જે કુશળ પુરૂષ વૈદ્યવિદ્યાના ભંડારરૂપ શાસ્ત્રને ભણે-છે તેને નિરંતર કલ્યાણ પ્રાપ્ત થાયછે. તથા તેના ઇચ્છેલા અર્થની પ્રાપ્તિ થાયછે. વળી, તેને અત્યંત કીર્તિ અને સુખ પ્રાપ્ત થઈને તેની લોકોમાં પ્રશંસા થાયછે અને તે નિરંતર રાજાઓ થકી પૂજન પામીને સ્વાર્થસિ-દ્ધિને પ્રાપ્ત કરેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे वैद्यगुणदोषशास्त्रपाठनविधिर्नाम प्रथमोऽध्यायः ।



## द्वितीयोऽध्यायः



### ચિકિત્સા સંગ્રહ.

### आत्रेय उवाच

**अथातः संप्रवक्ष्यामि शास्त्रस्यास्य समुच्चयम् ।**
**आयुर्वेदसमुत्पत्तिं सर्वशास्त्रार्थसंग्रहम् ॥**
**अष्टौ चात्र चिकित्साश्च तिष्ठन्ति भिषजां वर! ।**
**ता वक्ष्यामि समासेन चिकित्सां च पृथक्पृथक् ॥**
**संग्रहं च प्रवक्ष्यामि प्रथमं चान्नपानकम् ।**
**अरिष्टं च द्वितीयं स्यात्तृतीयं च चिकित्सितम् ॥**
**सूत्रं चतुर्थकं प्रोक्तं कल्कस्थानं तु पञ्चमम् ।**
**षष्ठं चात्र शरीरं स्यादित्यायुर्वेदकारकाः ॥**

**આત્રેય** કહેછે—હવે હું આ શાસ્ત્રના સમુચ્ચયને તથા આયુર્વેદની ઉત્પત્તિને અને સઘળા શાસ્ત્રના અર્થના સંગ્રહને કહુંછું. હે વૈદ્યોમાં શ્રેષ્ઠ હારીત! આ શાસ્ત્રમાં આઠ પ્રકારની ચિકિત્સા રહેલી છે. તે ચિકિત્સા-ઓને હું સંક્ષેપમાં ભિન્ન ભિન્ન કહીશ. તે પેહેલાં આ શાસ્ત્રના કેવા વિભાગ પાડીને સંગ્રહ કર્યો છે તે કહુંછું. પ્રથમ સ્થાનમાં અન્નપાનાદિના ગુણદોષ કહેલા છે. બીજા સ્થાનમાં અરિષ્ટ, શકુન, દૂતપરીક્ષા, વગેરે

કહેલું છે. ત્રીજું સ્થાન ચિકિત્સિત નામે છે તેમાં જ્વરાદિ રોગોના ઉપચાર કહેલા છે. ચોથું સૂત્રસ્થાન છે તેમાં ઔષધો બનાવવાનો તથા તેને યોજવાનો વિધિ કહેલો છે. પાંચમું કલ્કસ્થાન છે તેમાં અનેક પ્રકારનાં કલ્ક કહેલાં છે. છઠ્ઠું શારીરસ્થાન છે તેમાં શરીરની ઉત્પત્તિ વગેરે કહેલું છે. એપ્રમાણે આયુર્વેદના કર્તાઓએ જેપ્રમાણે કથન કર્યું છે તેપ્રમાણે કહેલું છે.

### આઠ પ્રકારની ચિકિત્સા.

**शल्यशालाक्यकायाश्च तथा बालचिकित्सितम् ।**
**अगदं विषतन्त्रं च भूतविद्या रसायनम् ॥**
**वाजीकरणमेवेति चिकित्साष्टकमेव च ।**
**वैद्यागमेषु सर्वेषु प्रोक्तं श्रेष्ठमते महत् ॥**

શલ્ય ચિકિત્સા, શાલાક્ય ચિકિત્સા, કાય ચિકિત્સા, બાલ ચિકિત્સા, અગદ ચિકિત્સા, વિષ ચિકિત્સા, ભૂતવિદ્યા, રસાયન, અને વાજીકરણ, એ આઠ પ્રકારની ચિકિત્સા છે. (રસાયન અને વાજીકરણ એ મળીને એક ગણવાથી આઠ પ્રકાર થાયછે) હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા! સર્વે વૈદ્યકનાં શાસ્ત્રોમાં એ આઠ પ્રકારની ચિકિત્સાને શ્રેષ્ઠ કહેલી છે.

**तथा चाष्टौ चिकित्सायां वदन्ति वेदविज्ञनाः ।**
**यन्त्रशस्त्राग्निक्षाराणामौषधं पथ्यमेव च ॥**
**स्वेदनं मर्दनं चैव प्रोक्तान्युपकराणि च ।**
**एतैर्वैद्यकशास्त्रस्य सारो भवति सर्वतः ॥**

તેમજ આયુર્વેદને જાણનારા પુરૂષોએ ચિકિત્સામાં યંત્ર, શસ્ત્ર, અગ્નિ, અને ક્ષારનાં કર્મ, ઔષધ, પથ્ય, સ્વેદન, (પરસેવો કાઢવો) અને મર્દન (ચોળવું), એ આઠ સાધન કહ્યાં છે. એ આઠ વૈદ્યકશાસ્ત્રમાં સર્વ ઠેકાણે સારરૂપ છે.

### શલ્યતંત્ર.

**यन्त्रशस्त्रप्रबन्धैस्तु येन चोपचरेद्भिषक् ।**
**तं च शल्योद्धरणकं प्रोच्यते वैद्यकागमे ॥**
**नाराचवालवल्लीभिर्भल्लैः कुन्तैश्च तोमरैः ।**
**शिलाग्निभिन्नगात्रस्य तत्र स्याद्यदि शल्यकम् ॥**

**तत्प्रतीकारकरणं तच्च शल्यचिकित्सितम् ।**
**तथा व्रणसमुद्दिष्टतृणपांशुकृमीकचम् ॥**
**रक्तं वर्तिस्तथा पेशी पूयं शेषान्तरेऽपि यत् ।**
**तच्छल्यमिति जानीयाल्लोष्टं काष्ठं विभिन्नकम् ॥**

इति शल्यतन्त्रम् ।

યંત્ર, શસ્ત્રકર્મ કે બંધ બાંધવાવડે વૈદ્ય જે ઉપચાર કરેછે તેને વૈદ્યકશાસ્ત્રમાં 'શલ્યોદ્ધરણ' કહેછે. તીર, વાળ, વેલી, ભાલો, બરછી, તોમર નામનું હથિયાર, પથરો, અગ્નિ, એવી વસ્તુથી શરીર ભેદાયું હોય અને તેમાં કાંઈ શલ્ય હોય તો તેનો ઉપાય કરવો તેને શલ્ય ચિકિત્સા કહેછે. વ્રણ (ચાંદુ) થયું હોય તેમાં તણખલું, ધૂળ, જંતુ, વાળ, રૂધિર, દિવેટ, પેશી (માંસની), પરૂ, અને બીજું એવું કાંઈ ભરાઈ જાય તો તેને શલ્ય જાણવું. તેમજ ભાગેલું લાકડું કે માટીનું ઢેકું તેપણ શલ્ય જાણવું.

## શાલાક્ય.

**शिरोरोगा नेत्ररोगाः कर्णरोगा विशेषतः ।**
**भ्रूकण्ठशङ्खमन्यासु ये रोगाः सम्भवन्ति हि ॥**
**तेषां प्रतीकारकर्म नस्यवर्त्यञ्जनानि च ।**
**अभ्यङ्गं मुखगण्डूषक्रिया शालाक्यनामका ॥**

इति शालाक्यनाम ।

શિરોરોગ, (માથાનારોગ), નેત્રરોગ અને વિશેષે કરીને કર્ણરોગ, તેમજ ભમર, લમણા, અને બોચીની નસ, એ જગોએ જે રોગ થાયછે તેનો પ્રતીકાર નસ્ય (નાકમાં ઔષધ નાખવાનું કર્મ) થી, વર્ત્તિ (વાટ મૂકવા)થી, અંજન કરવાથી, શરીરે તેલ વગેરે ચોળવાથી, અને કોગળા કરવાથી કરાયછે. એ નસ્ય વગેરે પાંચ કર્મને શાલાક્યની ક્રિયા કહેછે.

## કાયચિકિત્સા.

**कषायचूर्णगुटिकापाचनं शोधनानि च ।**
**कोष्ठामयानां शमनी क्रिया कायचिकित्सितम् ॥**

इति कायचिकित्सा ।

ક્વાથ, ચૂર્ણ, ગોળી, પાચન ઔષધ, શોધન (વમન વિરેચન) ઔ-

પધ, એ પાંચવડે પેટમાંના વ્યાધીને શમાવનારી ક્રિયાને કાય ચિકિત્સા કહેછે.

### અગદચિકિત્સા.

**गुदामयं बस्तिरुजं शमनं च निरूहणम् ।**
**अस्थापनानुवासं तु अगदं नाम एव च ॥**

इति अगदं नाम ।

ગુદાના રોગ અને પેડુના રોગને શમાવનાર જે નિરૂહ બસ્તિ, આસ્થાપન બસ્તિ અને અનુવાસન બસ્તિ નામે પિચકારી આપવાની ક્રિયા કરવામાં આવેછે તેને અગદ ચિકિત્સા કહેછે.

### બાલચિકિત્સા.

**गर्भोपक्रमविज्ञानं सूतिकोपक्रमस्तथा ।**
**बालानां रोगशमनं क्रिया बालचिकित्सितम् ॥**

इति बालचिकित्सा ।

ગર્ભના ઉપક્રમનું જ્ઞાન, સુવાવડીના ઉપચાર, અને બાલકોના રોગનું શમન, એ ક્રિયાને બાલ ચિકિત્સા કહેછે.

### વિષતંત્ર.

**सर्पवृश्चिकलूतानां विषोपशमनी तु या ।**
**सा क्रिया विषतन्त्रश्च नाम प्रोक्तं मनीषिभिः ॥**

इति विषतन्त्रनाम ।

સાપ, વીંછી, અને લૂતા ( કરોળીયા ) એમનાં ઝેરને શમાવનારી જે ક્રિયા તેને બુદ્ધિમાન આચાર્યો વિષ તંત્ર કહેછે.

### ભૂતવિદ્યા.

**ग्रहभूतपिशाचाश्च शाकिनीडाकिनीग्रहाः ।**
**एतेषां निग्रहः सम्यग्भूतविद्या निगद्यते ॥**

इति भूतविद्यानाम ।

ગ્રહ, ભૂત, પિશાચ, શાકિની, ડાકની, બાળગ્રહ, એ સર્વેનો રૂડી રીતે નિગ્રહ કરવો તેને ભૂતવિદ્યા કહેછે.

## વાજીકરણ.

**क्षीणानां चाल्पवीर्याणां बृंहणं बलवर्धनम् ।**
**तर्पणं सप्तधातूनां वाजीकरणमुच्यते ॥**

इति वाजीकरणम् ।

ક્ષીણ થઇ ગયેલા અને અલ્પવીર્યવાળા પુરૂષોને પુષ્ટિ કરે અને બળ વધારે તથા તેમની સાથે ધાતુઓને તૃપ્ત કરે એવી ચિકિત્સાને વાજીકરણ ચિકિત્સા કહેછે.

## રસાયનતંત્ર.

**देहस्येन्द्रियदन्तानां दृढीकरणमेव च ।**
**वलीपलितखालित्यं वर्जनेऽपि च या क्रिया ॥**
**पूर्ववैद्यप्रणीतं हि तद्रसायनमुच्यते ॥**

इति रसायनतन्त्रम् । इति अष्टाङ्गवैद्यकम् ।

દેહની ઇંદ્રિયો અને દાંતને દૃઢ કરવાની તથા શરીરે કરચલીઓ પડી ગઈ હોય, પળિયાં આવ્યાં હોય, કે માથે તાલ પડી હોય, તેને મટાડવાની જે ક્રિયા, તે પૂર્વે થયેલા વૈદ્યોએ કરેલો રસાયન તંત્ર કહેવાયછે.

## ઉપાંગચિકિત્સા.

**छिन्नं भिन्नं तथा भग्नं क्षतं पिच्चितमेव च ।**
**दग्धं तेषां प्रतीकारः प्रोक्तश्चोपाङ्गसंज्ञकः ॥**

इति उपाङ्गचिकित्सा ।

શરીરનો કોઈ ભાગ કપાઈ ગયો હોય, ભેદાઈ ગયો હોય, ભાગી ગયો હોય, છુંદાઈ ગયો હોય, દાઝી ગયો હોય, એ સર્વેના પ્રતીકારને ઉપાંગ તંત્ર કહેછે.

**इति वैद्यकसर्वस्वं चिकित्सागमभूषणम् ।**
**पठित्वा तु सुधीः सम्यक्प्राप्स्यते सिद्धिसङ्गमम् ॥**

એપ્રમાણે વૈદ્યકના સારરૂપ આ ચિકિત્સા શાસ્ત્રના અલંકારને બુદ્ધિમાન પુરૂષ સારી રીતે ભણીને સિદ્ધિનો સંગમ પ્રાપ્ત કરશે—વૈદ્યવિદ્યાના કાર્યમાં સફળ થશે.

इति वैद्यकसर्वस्वे चिकित्सासंग्रहो नाम द्वितीयोऽध्यायः ।



# तृतीयोऽध्यायः

## વૈદ્યશિક્ષાનો ઉપક્રમ.

**अथ वक्ष्यामि रोगाणामुपचारक्रमं तथा ।**
**जानाति यो बुधः सम्यक् पूज्यते नृपसत्तमैः ॥**

હવે હું રોગોના ઉપચારનો ક્રમ કહુંછું; જે પંડિત પુરૂષ એ ઉપચાર ક્રમને સારી રીતે જાણેછે તેનું શ્રેષ્ઠ રાજાઓ સન્માન કરેછે.

## ઉપચાર કરવાની યોગ્યતા.

**ज्ञात्वा रोगसमुत्पत्तिं रोगाणामप्युपक्रमम् ।**
**ज्ञात्वा प्रतिक्रियां वैद्यः प्रतिकुर्याद्यथोचितम् ॥**

વૈદ્યે પ્રથમ રોગની ઉત્પત્તિ કેમ થાયછે તે જાણવું જોઈએ. પછી રોગનો ઉપક્રમ કેમ થાયછે તે જાણવું જોઇએ, અને તે પછી તે રોગનો શો ઉપાય કરવો તે જાણવું જોઇએ. એ ત્રણ વાતો જાણીને પછી વૈદ્યે ઘટે તેવો ઉપચાર કરવો જોઇએ.

## દેશકાળાદિ પરિજ્ઞાન.

**देशं कालं वयो वह्निं सात्म्यप्रकृतिभेषजम् ।**
**देहं सत्वं बलं व्याधेर्दृष्ट्वा कर्म समाचरेत् ॥**

દેશ, કાળ, રોગીનું વય, તેના જઠરાગ્નિની શક્તિ, તેનું સાત્મ્ય (એટલે અમુક વસ્તુ કે ક્રિયા તેને માફક આવેછે કે કેમ તે), તેની પ્રકૃતિ, ઔષધ, રોગીનો દેહ, તેનું સત્વ, અને વ્યાધિનું બળ, એટલાં ઉપર વિચાર કરીને પછી વૈદ્યે રોગીનો ઉપચાર કરવાનું કર્મ કરવું.

## રોગીના ઉપચાર કરવાનું ફળ.

**धर्मार्थकामलाभः स्यात् सम्यगातुरसेवनात् ।**
**यदा नाचरतस्तस्य विनाशश्चात्मनस्तदा ॥**

રોગીનો સારી રીતે ઉપાય કરવાથી ધર્મ, અર્થ અને કામનો લાભ થાયછે; પણ જ્યારે રોગીનો ઉપાય સારી રીતે ન કરવાથી તેનો વિનાશ થાય ત્યારે વૈદ્યના ધર્મ, અર્થ અને કામનો પણ વિનાશ થાયછે.

## વૈદ્યનું વૈદ્યત્વ.

**व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्च निग्रहः ।**
**एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥**

રોગનું યથાર્થ જ્ઞાન થવું અને રોગીની વેદનાને અટકાવવી, એજ વૈદ્યનું વૈદ્યપણું છે; વૈદ્ય કાંઈ આયુષ્યનો ધણી નથી.

## બે પ્રકારનો ઉપક્રમ.

**द्विविधोपक्रमश्चैव शमनः कोपनो रुजम् ।**
**तथैव ज्ञात्वा विबुधः क्रियां कुर्याद्विचक्षणः ॥**

રોગનો ઉપક્રમ બે પ્રકારનો થાયછે; એક શમન એટલે રોગને શમાવનારો ઉપક્રમ અને બીજો કોપન એટલે રોગને કરાવનારો ઉપક્રમ છે. એ બન્ને ઉપક્રમને યથાર્થ જાણીને કુશળ તથા પંડિત વૈદ્યે રોગ મટાડવાની ક્રિયા કરવી.

## વૈદ્યના બે પ્રકાર.

**वैद्योऽपि द्विविधो ज्ञेयो विकारी गतरोगयोः ।**
**उपचारापचारज्ञो द्विविधः प्रोच्यते भिषक् ॥**
**उपचारेण शमनमपचारेण कोपनम् ।**
**एवं विज्ञाय सद्वैद्यः कुर्यात् संशमनक्रियाम् ॥**

વૈદ્ય પણ બે પ્રકારનો જાણવો. એક તો રોગી અને રોગ જેનો મટી ગયેલો છે એવો નીરોગી, એ બન્નેમાંથી રોગીને શું કરવાથી સારૂં થશે એવો ઉપચાર જાણનારો અને બીજો, નીરોગીને શું કરવાથી તેનો રોગ પાછો ઉત્પન્ન થશે એવો અપચાર જાણનારો, એવો બે પ્રકારનો વૈદ્ય કહેવાયછે. ઉપચાર (અનુકૂળ ઉપાય)વડે રોગનું શમન થાયછે અને અપચાર (પ્રતિકૂળ ઉપાય)વડે રોગ કોપેછે, એમ જાણીને સારા વૈદ્યે રોગને શમાવવાની ક્રિયા કરવી.

## વ્યાધિના સાધ્યાદિપ્રકાર.

**साध्योऽसाध्यश्च याप्यश्च कृच्छ्रसाध्यस्तथैव च ।**
**व्याधिश्चतुर्विधः प्रोक्तः सद्वैद्यैः शास्त्रकोविदैः ॥**

**अपचारेण साध्या ये रोगा गच्छन्ति याप्यताम् ।**
**याप्यास्त्वसाध्यतां यान्ति याप्या कष्टेन पुत्रक ! ॥**
**सम्भवन्ति महारोगाः कष्टसाध्या म्रियन्ति वै ।**
**एवं चतुर्विधो व्याधिर्ज्ञात्वा कर्म समाचरेत् ॥**

વૈદ્યક શાસ્ત્રને જાણનારા ઉત્તમ વૈદ્યોએ વ્યાધિ ચાર પ્રકારનો કહેલો છે: ૧ સાધ્ય, ૨ અસાધ્ય, ૩ યાપ્ય અને ૪ કષ્ટસાધ્ય. જો રોગ સાધ્ય હોયછે તેપણ અપચારવડે યાપ્ય (ઘણે લાંબે વખતે મટી શકે એવા) થાયછે; અને જો રોગ યાપ્ય હોયછે તે અપચારવડે અસાધ્ય (નજ મટી શકે એવા) થાયછે. હે પુત્ર! જો રોગ યાપ્ય છતાં કષ્ટસાધ્ય હોયછે તે અપચારવડે મોટા ભયંકર વ્યાધિ થઈ જાયછે. અને જો રોગ કષ્ટસાધ્ય હોયછે તે અપચારવડે મરણ નીપજાવેછે. એવા ચાર પ્રકારના વ્યાધિને જાણીને પછી વૈદ્યે ઉપચારરૂપ કર્મ કરવું.

### ઉપચારનું ફળ.

**उपचारकृता दोषाः कृच्छ्रास्ते यान्ति याप्यताम् ।**
**याप्याः साध्यत्वमायान्ति कष्टसाध्यं भवेद्ध्रुवम् ॥**
**सुखसाध्यः सुखी शीघ्रं स्यात् सुधीभिरुपक्रमैः ।**
**साध्यासाध्यपरिज्ञानं ज्ञात्वोपक्रमणं तथा ॥**

જે રોગ અઘરા હોયછે તે પણ ઉપચારવડે યાપ્ય થાયછે; જે રોગ યાપ્ય હોયછે તે ઉપચારવડે સાધ્ય થાયછે; જે રોગ કષ્ટસાધ્ય હોય છે તે સારી બુદ્ધિવાળા વૈદ્યોએ કરેલા ઉપચારથી સુખસાધ્ય થાયછે અને રોગી થોડા કાળમાં સુખી થાયછે. માટે સાધ્ય અને અસાધ્ય રોગને જાણીને પછી વૈદ્યે ઉપચાર કરવો.

### દોષશેષથી હાનિ.

**साध्ये गते यदा रोगे दोषशेषं न धारयेत् ।**
**दोषशेषेऽपि कष्टं स्यात्तसाद्यत्नान्निकृन्तयेत् ॥**
**यथा बालो हि दुष्टः स्याद्यथा सूक्ष्मोऽग्नितः कणः ।**
**स्वल्पस्तद्विक्रियां प्राप्तो गदो घोरतरो भवेत् ॥**

**तथा दोषस्य शेषे तु न शमं याति चाल्पशः ।**
**दैवात्संशमनं तस्य यथाग्निः कुपितो भृशम् ॥**

જો રોગ સાધ્ય હોય તો વૈદ્યે રોગીના શરીરમાં દોષ શેષ રહેવા દેવા નહિ; કેમકે દોષ જરાક બાકી રહ્યો હોય તથાપિ તેથી પરિણામે કષ્ટ ઉપજેછે અથવા રોગ સાધ્ય હોય તે કષ્ટસાધ્ય થઈ જાયછે, માટે યત્ને કરીને પણ દોષને મૂળમાંથી કાઢી નાખવો. જેમ સાપનો કણો નાનો છતાં જીવતો રહ્યો હોય તો પરિણામે ઝેરરૂપી દોષવાળો સર્પ થાયછે, અથવા જેમ અગ્નિનો તણખો લગાર જેટલો હોય તથાપિ પરિણામે તેમાંથી મોટો ભડકો ઉઠેછે, તેજ પ્રમાણે લગાર જેટલો દોષ બાકી રહી ગયો હોય તો તે વિકાર પામીને મહા ભયાનક વ્યાધિ થઈ જાયછે. એવી રીતે શેષ રહેલો દોષ અલ્પ છતાં પણ તે વૃદ્ધિ પામ્યા પછી શમતો નથી; પછી જેમ અગ્નિ ઘણો કોપ્યો હોય તે દૈવયોગથી એની મેળે શમી જાયછે તેમ શેષ રહેલા અલ્પ દોષમાંથી ઉપજેલો મહાભયંકર વ્યાધિ પણ દૈવયોગથીજ શમેછે. અર્થાત્ વ્યાધિ વધી ગયા પછી તે વૈદ્યના હાથમાં રહેતો નથી.

## કુપથ્યથી નુકશાન.

**यथा काष्ठचयाधारं प्राप्य घोरतरोऽग्निकः ।**
**तथा पथ्यस्य संयोगात् भवेत् घोरतरो गदः ॥**
**कषायैश्च फलैश्चूर्णैः पिण्डलेहानुवासनैः ।**
**सर्वाः क्रिया भृशं व्यर्था न शमं याति चामयः ॥**

જેમ અગ્નિનો સૂક્ષ્મ કણ લાકડાના ઢગલામાં પડીને મહા ભયંકર થાયછે તેમ રોગ પણ અપથ્યના યોગથી મહા ભયંકર રૂપ ધારણ કરેછે. એવી રીતે ભયંકર થયેલા વ્યાધિ ઉપર ક્વાથ, ફળ, ચૂર્ણ, ગોળી, અવલેહ, અનુવાસન વગેરે બધી ક્રિયાઓ નકામી થાયછે અને રોગ મટી શકતો નથી.

## વૈદ્યકર્મનો નિર્દેશ.

**एवं ज्ञात्वा सदा वैद्यो रोगशान्तिककारणम् ।**
**कर्तव्यं मतियोगेन येन रोगः प्रशाम्यति ॥**

એપ્રમાણે સદૈવ રોગની શાંતિનું કારણ વૈદ્યે જાણીને જે રીતે રોગ શમી જાય એવું કર્મ તેણે પોતાની બુદ્ધિના યોગથી કરવું.

## લંઘનની યોગ્યતા.

**ज्ञात्वा दोषबलं धीमान् लङ्घनानि समाचरेत् ।**
**दोषे सति न दोषाय लङ्घनानि बहून्यपि ॥**

બુદ્ધિમાન વૈદ્યે દોષનું બળ ( કેટલું છે તે ) જાણીને રોગીને લંઘન કરાવવું; જો દોષ હોય તો ઘણી લાંઘણો થશે તથાપિ તેથી કાંઈ હાનિ નથી.

## જઠરાગ્નિનું કર્મ.

**पचेत् प्रथममाहारं दोषानाहारसंक्षये ।**
**दोषक्षयेऽनलो धातून् प्राणान् धातुक्षये सति ॥**

જઠરમાં રહેલો અગ્નિ પ્રથમ આહારનું પાચન કરેછે, આહાર પચી રહ્યા પછી પિત્ત કફાદિક દોષનું પાચન કરેછે, દોષ પચી રહ્યા પછી રસ, રૂધિર, વગેરે ધાતુઓનું પાચન કરેછે; અને ધાતુઓ નાશ પામી એટલે પ્રાણનું પાચન કરેછે.

## સામનિરામ વ્યાધિના ઉપક્રમ.

**ज्ञात्वा बलाबलं व्याधेः सामं निराममेव च ।**
**तदा सामे पाचनं स्यान्निरामे पथ्यसंक्रमः ॥**

માટે વૈદ્યે પ્રથમ વ્યાધિની સબળતા તથા નિર્બળતાનો નિશ્ચય કરીને તે વ્યાધિ સામ ( આમ અપક્વ રસ સહિત ) છે કે નિરામ ( આમ વિનાનો ) છે તેનો નિશ્ચય કરવો પછી જો સામ હોય તો પાચન ઔષધ આપવાં અને નિરામ હોય તો પથ્યનો ક્રમ ચાલુ કરવો.

## વૈદ્યની યોગ્યતા.

**सामं निराममथ साध्यमसाध्यमेव**
**सम्यक् रुजश्च परिलक्ष्य रुजां विनाशम् ।**
**एतद्भवेत् सकलवैद्यकशास्त्रसारं**
**नैवायुषश्च बलदानकरो हि वैद्यः ॥**

**नो वैद्यो मनुजस्य सौख्यमथवा दुःखं च दातुं क्षमो**
**जन्तोः कर्मविपाक एव भुवने सौख्याय दुःखाय च ।**
**तस्मान्मानवदुःखकारणरुजां नाशस्य चात्र क्षमो**
**वैद्यो बुद्धिनिधानधामचतुरो नाम्नैव वैद्योऽपरः ॥**

વ્યાધિ સામ છે કે નિરામ, તથા તે સાધ્ય છે કે અસાધ્ય એનો નિશ્ચય કરીને રોગની સારી રીતે પરીક્ષા કરવી, અને પછી રોગનો નાશ કરવો. એજ સઘળા વૈદ્યકશાસ્ત્રનો સાર છે; વૈદ્ય કાંઈ આયુષ્યના બળને આપનારો નથી. વળી, વૈદ્ય કાંઈ મનુષ્યને સુખ કે દુઃખ આપવાને શક્તિમાન નથી, પણ સુખ દુઃખ પ્રાપ્ત થવાનું કારણ તો મનુષ્યે આ જગતમાં કરેલાં સારાં માઠાં કર્મનો વિપાક માત્ર છે. માટે મનુષ્યોના દુઃખનું કારણ જે રોગ, તેનો નાશ કરવાને જે બુદ્ધિના ભંડારગૃહ જેવો ચતુર વૈદ્ય હોય તેનેજ વૈદ્ય જાણવો; અને એ વિના બીજા તો નામના વૈદ્ય જાણવા.

### વૈદ્યનું જ્ઞાન.

**सम्यक् रुजां परिज्ञानं ज्ञात्वा दोषविनिग्रहम् ।**
**प्रत्याख्येयं च साध्यं च जानाति स भवेद्भिषक् ॥**

રોગનું સારે પ્રકારે જ્ઞાન મેળવીને તથા દોષને કેમ કબજે કરવા તે જાણીને વ્યાધિ સાધ્ય છે કે અસાધ્ય એ જે સમજી શકે તેજ વૈદ્ય થવાને યોગ્ય છે.

### ઉપચાર કરવા યોગ્ય મનુષ્યો.

**तपस्विनं ब्राह्मणं च स्त्रियं वा बालकं तथा ।**
**दीनं वा दुर्बलं वापि प्राज्ञं वा पण्डितं तथा ॥**
**महात्मा श्रोत्रियं साधुमनाथं बन्धुवर्जितं ।**
**एतान् व्याधिविनिग्रस्तान् प्रतिकुर्याद्विशेषतः ॥**

તપસ્વી, બ્રાહ્મણ, સ્ત્રી બાળક, દીન, દુર્બળ, જ્ઞાની, પંડિત, મહાત્મા, શ્રોત્રિય, અનાથ અને બાંધવો વિનાનો, એટલામાંથી કોઈ એક રોગવડે ગ્રસ્ત થયેલો હોય તો વૈદ્યે વિશેષે કરીને તેની ચિકિત્સા કરવી.

### ધન આપનારી ચિકિત્સા.

**राजा च सुधनी चैव माण्डलीको बलाधिपः ।**
**उपचार्योऽर्थसिद्धिः स्याद्वित्तं ग्राह्यं भयं न च ॥**

રાજા, ઘણો ધનવાન, મંડલીક અને સેનાપતિ, એ ચારમાંથી જો કોઈ રોગી હોય તો તેમનો ઉપચાર વૈદ્યે કરવો અને તેમની પાસેથી ધન પણ લેવું, એમાં કાંઈ ભય રાખવા જેવું નથી.

## યશ આપનારી ચિકિત્સા.

**मध्यमा वणिजां पंक्तिः पुरोधा ब्राह्मणादयः ।**
**भट्टो वा गणिकावेश्याश्चिकित्स्यास्तु विशेषतः ॥**
**रोगग्रस्तेषु चैतेषु चिकित्सा कीर्तिकारिणी ॥**

વેપારી વર્ગમાં જે મધ્યમ પંક્તિના પુરૂષો છે તેમાંથી કોઈ, પગપાળો, લટવૈયો, પુરોહિત, બ્રાહ્મણ વગેરે, વિદ્વાન, જોશી, વેશ્યા, એમની ચિકિત્સા પણ વિશેષે કરીને કરવી; કેમકે એમાંથી કોઈ રોગી હોય અને તેની ચિકિત્સા વૈદ્યે કરી હોય તો તેથી વૈદ્યની કીર્ત્તિ વધેછે.

## દોષ આપનારી ચિકિત્સા.

**व्याधश्चौरस्तथा म्लेच्छो वह्निदो मत्स्यबन्धकः ।**
**बहुद्वेषो ग्रामकूटो बन्धको मांसविक्रयी ॥**
**एतेषां व्याधिग्रस्तानां नैव कुर्यात् प्रतिक्रियाम् ।**
**एतेभ्यः स्वार्थसिद्धिर्नोपकारो हितमङ्गलम् ।**
**तेषां जीवात्त संजातो वैद्यो भवति दोषभाक् ॥**
**एवं ज्ञात्वा तु सद्वैद्यः कुर्यादथ प्रतिक्रियाम् ।**
**धर्मार्थकामसम्पत्तिः कीर्तिर्लोके प्रवर्तते ॥**

પારધી, ચોર, મ્લેચ્છ, અગ્નિ મૂકીને ઘર વગેરે સળગાવી દે-નારો, માછલાં પકડનારો, ઘણા જણ જેનો દ્વેષ કરતા હોય અથવા જે ઘણા જણનો દ્વેષ કરતો હોય એવો, ગામોટ, વ્યભિચારિણી, અને માંસ વેચનારો, એમાંથી કોઈ રોગગ્રસ્ત થયું હોય તો તેની ચિકિત્સા વૈદ્યે કરવી નહિ. કેમકે એમની ચિકિત્સા કરવાથી કોઇના સ્વાર્થની સિદ્ધિ થતી નથી, કોઈના ઉપર ઉપકાર થતો નથી, કોઇનું હિત કે મંગળ થતું નથી. અથવા, એમના થકી સ્વાર્થસિદ્ધિ, ઉપકાર, હિત કે મંગળની આશા વૈદ્યે કરવી નહિ, પણ જો વૈદ્યે કરેલા ઉપચારથી તેમના પ્રાણ બચ્યા તો તેથી વૈદ્ય દોષપાત્ર ઠરેછે. એમ જાણીને જે સદ્વૈદ્ય હોય તેણે, જેથી પોતાને ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાય તથા જેથી લોકોમાં પોતાની કીર્ત્તિ વધે એવાનીજ ચિકિત્સા કરવી.

### ઉપસંહાર.

इति बहुविधियुक्तं वैद्यविद्याविचारं
क्षणमपि हृदये यो धारणं संकरोति ।
स भवति गदसंघस्याथ विध्वंसशक्तो
विमलविदितकीर्तिः पूज्यमानो नरेन्द्रैः ॥

એપ્રમાણે ઘણાક વિધિથકી યુક્ત એવા વૈદ્યવિદ્યાના વિચારને જે એક ક્ષણવાર પણ પોતાના હૃદયમાં ધારણ કરેછે, તે પુરૂષ રોગના સમૂહનો નાશ કરવામાં શક્તિમાન થાયછે અને તેની નિર્મળ કીર્તિ જગતમાં પ્રસરેછે, તથા રાજાઓથકી તે સન્માન પામેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे वैद्यशिक्षाविधानो नाम तृतीयोऽध्यायः ।

---

## चतुर्थोऽध्यायः

### દેશકાળનું જ્ઞાન.

इदानीं संप्रवक्ष्यामि देशकालबलाबलम् ।
सात्म्यं प्रकृतिदेहं च तथाग्नीनां विशेषणम् ॥

હવે હું દેશ, કાળ, બળ, નિર્બળતા, સાત્મ્ય, પ્રકૃતિ, દેહ, તથા જઠરાગ્નિ વિષે જે વિશેષ છે તે કહુંછું.

### દેશના પ્રકાર.

देशस्तु त्रिविधो ज्ञेयो ह्यानूपो जाङ्गलस्तथा ।
साधारणो विशेषेण ज्ञातव्यास्ते मनीषिभिः ॥

દેશ ત્રણ પ્રકારનો છેઃ (૧) આનૂપ દેશ, (૨) જાંગલ દેશ, (૩) સાધારણ દેશ. એ ત્રણ પ્રકારના દેશમાંનાં સ્વરૂપ વિશેષે કરીને બુદ્ધિમાન વૈદ્યોએ જાણવાં જોઈએ.

## આનૂપ દેશનું સ્વરૂપ.

बहुतरशुभनद्यश्चारुपानीयपुष्टाः
सरस सरउपेता शाद्वला सारभूमिः ।
हरितकुशतलानां शालिकेदाररम्या
दिनकरकरदीप्तिं वाञ्छते यत्र लोकः ॥

गुरुमधुररसाढ्या भाति चेक्षुः सदार्द्रा
विविधजनितवर्णाः शालिगोधूमजुष्टाः ।
मधुररसविभुक्त्या मानवानां प्रकोपी
भवति कफसमीरः स्यात्तदानूपदेशः ॥

इति आनूपलक्षणम् ।

જે દેશોમાં અનેક મોટી નદીઓ હોયછે, જે દેશો સુંદર પાણી-વડે રચીપચી રહેલા હોયછે, જ્યાં સરસ એવાં સરોવરોથી યુક્ત, ઘાસવાળી તથા, લીલાં તૃણ, દર્ભ, અને નાળો ઉત્પન્ન થાય એવી ઉત્તમ ભૂમી હોયછે, જે દેશો ડાંગરના ક્યારડાવડે રમણિક દેખાવવાળા હોયછે, જે દેશોના લોકો સૂર્યના કિરણનો પ્રકાશ ઈચ્છયા કરેછે, જ્યાં ભારે અને મધુર રસવાળી લીલી સેરડી સદૈવ શોભેછે, જે દેશોની ભૂમિ જૂદા જૂદા પ્રકારના રંગની હોયછે, જ્યાં ડાંગર તથા ઘઉં પાકેછે, તથા જ્યાં મધુર રસના ભોજનવડે મનુષ્યોને કફ તથા વાયુનો પ્રકોપ થાયછે તે દેશોને આનૂપ દેશ જાણવા.

## જાંગલ દેશનું સ્વરૂપ.

खरपरुषविशालाः पर्वताः कण्टकीर्णा
दिशि दिशि मृगतृष्णा भूरुहाः शीर्णपर्णाः ।
अतिखररविरश्मीपांशुसम्पूर्णभूमिः
सरसरसविहीनः कूपकाम्भःप्रकर्षः ॥

तदनु विरससस्याहारिणो गोमहिष्यः
प्रभवति रसमांसे रूक्षभावश्च सम्यक् ।
पुनरपि हिमवाहं शालिशस्यं न चेक्षु-
र्भवति रुधिरपित्तं कोपमाशु ह्युपैति ॥

इति जाङ्गलदेशलक्षणम् ।

જે દેશોમાં ખરબચડા અને કઠણ પથરાવાળા તથા કાંટાવાળી ઝાડીથી ભરપૂર લાંબા લાંબા પર્વતો હોયછે, જ્યાં ચારે પાસે ઝાંઝવાનું પાણી દેખાયા કરેછે, જ્યાંનાં ઝાડો ઉપરનાં પાંન ખરી ગયેલાં હોયછે, અતિશય તીવ્ર સૂર્યનાં કિરણોથી તપી ગયેલી ધૂળથી ભરેલી જ્યાં પૃથ્વી હોયછે, જ્યાં કૂવાનાં ઘણાંક પાણી ખારાં અને ઓછાં હોયછે, જ્યાં રસ વગરનાં ઘાસને ખાઈને ગાય અને ભેંશો અથવા બળદ અને પાડા નિર્વાહ કરેછે, તથા તેથી તેમના માંસમાં અને માંસરસમાં ઘણી રૂક્ષતા હોયછે; વળી જ્યાં શીતળ એવાં લીમડા વગેરેનાં વૃક્ષો, ડાંગર અથવા સેરડી થતી નથી. અને જે દેશોમાં રક્તપિત્ત જલદીથી કોપેછે, એવા દેશોને જાંગલ દેશ જાણવા.

## સાધારણ દેશનું સ્વરૂપ.

**उभयगुणसमेतं नातिरूक्षं न स्निग्धं**
**न च खरबहुलं वा नाभितो कण्टकाढ्यम् ।**
**भवति च जलकीर्णं नातिशीतं न चोष्णं**
**समप्रकृतिसमेतं विद्धि साधारणं च ॥**

इति साधारणदेशलक्षणम् ।

જે દેશમાં આનૂપદેશ તથા જાંગલદેશ બન્નેના ગુણો હોય તથા જે દેશ અતિશય રૂક્ષ કે અતિશય સ્નિગ્ધ ન હોય, જે ઘણા તીવ્ર તથા સર્વત્ર કાંટાવાળી ઝાડીથી યુક્ત ન હોય, જે દેશમાં ઠામે ઠામ પાણી મળતું હોય તથા જે દેશ અતિશય ઠંડો કે અતિશય ગરમ ન હોય, એવા સમ પ્રકૃતિવાળા દેશને સાધારણ દેશ કહેછે, એમ તું જાણ.

## કાળજ્ઞાન.

**कालस्तु त्रिविधो ज्ञेयोऽतीतोऽनागत एव च ।**
**वर्तमानस्तृतीयस्तु वक्ष्यामि शृणु लक्षणम् ॥**

કાળ ત્રણ પ્રકારનો છે. (૧) ભૂતકાળ, (૨) ભવિષ્યકાળ, (૩) અને ત્રીજો વર્તમાનકાળ છે. હવે એ ત્રણ કાળનાં લક્ષણ કહુંછું તે સાંભળ.

## કાળનાં સ્વરૂપ.

**कालः कालयते लोकं कालः कालयते जगत् ।**
**कालः कालयते विश्वं तेन कालोऽभिधीयते ॥**

**कालस्य वशगाः सर्वे देवर्षिसिद्धकिन्नराः ।**
**कालो हि भगवान् देवः स साक्षात् परमेश्वरः ॥**
**सर्गपालनसंहर्ता स कालः सर्वतः समः ।**
**कालः कलयते विश्वं तेन कालोऽभिधीयते ॥**

કાળ સર્વ લોકનો ક્ષય કરેછે, કાળ જગતનો નાશ કરેછે, કાળ વિશ્વનો નાશ કરેછે, માટે તેને કાળ કહેછે. દેવ, ઋષિ, સિદ્ધ અને કિન્નર, એ સર્વે કાળને વશ છે; કાળ એજ ભગવાન્ દેવ છે અને એજ સાક્ષાત્ પરમેશ્વર છે. સૃષ્ટિની ઉત્પત્તિ, પાળન અને સંહારને કરનાર એ કાળ સર્વત્ર સમ છે. કાળ વિશ્વને આપેછે માટે તેને કાળ કહેછે.

### ઉત્પાદક કાળનું સ્વરૂપ.

**येनोत्पत्तिश्च जायेत येन वै कलपते कलाः ।**
**सत्त्ववांस्तु भवेत्कालो जगदुत्पत्तिकारकः ॥**

જેનાવડે ઉત્પત્તિ થાયછે તથા જેનાવડે કળાઓ કલ્પાય છે એવો બળવાન્ કાળ જગતની ઉત્પત્તિ કરનારો છે. અર્થાત્ એ ભૂતકાળનું સ્વરૂપ છે.

### પ્રવર્તક કાળનું સ્વરૂપ.

**यः कर्माणि प्रपश्येत प्रकर्षे वर्तमानके ।**
**सोऽपि प्रवर्तको ज्ञेयः कालः स्यात्प्रतिपालकः ॥**

જે વર્તમાન સમયરૂપ પ્રકર્ષમાં જગતના કર્મોને જુએછે, તે પણ એજ પ્રવર્તક કાળ છે અને તે જગતનું પાળન કરનાર છે. અર્થાત્ એ વર્તમાનકાળનું સ્વરૂપ છે.

### સંહારક કાળનું સ્વરૂપ.

**येन मृत्युवशं याति कृतं येन लयं व्रजेत् ।**
**संहर्ता सोऽपि विज्ञेयः कालः स्यात्कलनापरः ॥**

જેનાવડે પ્રાણીમાત્ર મૃત્યુ પામેછે તથા જેનાવડે કાર્યમાત્રનો નાશ થાયછે તે સંહાર કરનારને પણ કાળજ જાણવો; એ કાળ એજ સર્વ કોઈનો ક્ષય કરવામાં તત્પર છે. અર્થાત્ એ ભવિષ્યકાળનું સ્વરૂપ છે.

### કાળનું સનાતનપણું.

**कालः सृजति भूतानि कालः संहरते प्रजाः ।**
**कालः स्वपिति जागर्ति कालो हि दुरतिक्रमः ॥**

કાળ એ પ્રાણીમાત્રને સરજેછે, કાળ પ્રજાઓનો સંહાર કરેછે, કાળ ઊંઘેછે અને કાળ જાગેછે; કાળ એ કોઈથી ઉલ્લંઘન ન થાય એવો છે.

### કાળનું નાશક સ્વરૂપ.

**काले देवा विनश्यन्ति काले चासुरपन्नगाः ।**
**नरेन्द्राः सर्वजीवाश्च काले सर्वं विनश्यति ॥**

કાળ પ્રાપ્ત થયે દેવો નાશ પામેછે, કાળ પ્રાપ્ત થયે અસુરો અને નાગલોકો પણ નાશ પામેછે; રાજાઓ અને સર્વે જીવો તથા સર્વ કોઈ કાળ આવ્યે નાશ થાયછે.

### કાળનાં બીજાં સ્વરૂપ.

**त्रिकालात्परतो ज्ञेय आगन्तुर्गतचेष्टकः ।**
**सूक्ष्मोऽपि सर्वगः सर्वैर्व्यक्ताव्यक्तेतरः शुभः ॥**
**तथा वर्षाहिमोष्णाख्यास्त्रयः काला इमे मताः ।**
**तथा त्रयोऽन्येऽपि ज्ञेया उदयमध्यस्तमेव च ॥**

इति कालज्ञानम् ।

ઉપર કહેલા ત્રણ કાળથી પર એક ચેષ્ટા રહિત આગંતુ કાળ છે. ને સૂક્ષ્મ છતાં સર્વત્ર ગતિવાળો તથા વ્યક્ત અને અવ્યક્તથી ભિન્ન એવો શુભ કાળ છે, એમ સર્વ મુનિયો જાણેછે. વળી વર્ષાકાળ, શીતકાળ અને ઉષ્ણકાળ ( ચોમાસું, શિયાળો અને ઉનાળો ) એ ત્રણ કાળ કહેલા છે. વળી ઉદય, મધ્ય અને અસ્ત ( સવાર, બપોર અને સાંજ ) એ ત્રણ કાળનાં બીજાં રૂપ પણ જાણવાં.

### ઋતુચર્યા.

**वर्षा शरच्च हेमन्तः शिशिरश्च वसन्तकः ।**
**ग्रीष्मेऽतिक्रमतो ज्ञेया एवं षट् ऋतवः स्मृताः ॥**
**पृथक्पृथक् प्रवक्ष्यामि ऋतूनां चैव लक्षणम् ।**

વર્ષા, શરદ્, હેમંત, શિશિર, વસંત, અને ગ્રીષ્મ, એ ક્રમે કરીને છ ઋતુઓ જાણવી. એ ઋતુઓનાં જૂદાં જૂદાં લક્ષણ હું કહીશ.

## બે અયનનું નિરૂપણ.

रवेर्गतिविशेषेण द्वेऽयने कथिते बुधैः ॥
दक्षिणायनमेकं स्यात् द्वितीयं चोत्तरायणम् ।
वर्षा शरच्च हेमन्तो दक्षिणायनमध्यगाः ॥
शिशिरश्च वसन्तः स्याद्ग्रीष्मः स्यादुत्तरायणे ।

સૂર્યની જૂદી જૂદી ગતિ ઉપરથી પંડિતોએ બે અયન નિર્માણ કર્યાં છે. તેમાંના એકને દક્ષિણાયન કહેછે અને બીજાને ઉત્તરાયન કહેછે. વર્ષા, શરદ્ અને હેમંત, એ ત્રણ ઋતુઓ દક્ષિણાયનમાં આવેછે, અને શિશિર, વસંત અને ગ્રીષ્મ, એ ઉત્તરાયનમાં આવેછે.

## દક્ષિણાયનનાં લક્ષણ.

याम्ये गतिर्यदा भानोस्तदा चान्द्रगुणा मही ॥
वारि शीतलसम्भूतं शीतं तत्र प्रजायते ।
बलिनो मधुरास्तिक्ताः कषायास्तु विशेषतः ॥
जीवानां सात्म्यमतुलमौषधीनां च वीर्यता ।
आर्द्रत्वं भूधराणां च दिशश्चाप्यतिशीतलाः ।
सक्लेदा पृथिवी सर्वा तस्मादार्द्रा सफेनिला ॥
कथंचिच्छारदे पित्तं कोपं याति विलीयते ।
तस्मादृतुविपर्यायादुपचारेण शाम्यति ॥

જ્યારે સૂર્યની ગતિ દક્ષિણ દિશામાં થાયછે ત્યારે પૃથ્વી ચંદ્રના ગુણવાળી થાયછે. તે સમયે જળ શીતળ થાયછે અને તેથી સર્વત્ર શીતળતા ઉત્પન્ન થાયછે. એ અયનમાં મધુર, કડવો તથા તુરો, એ રસ વિશેષે કરીને બળવાન થાયછે. તે વખતમાં સઘળા પ્રાણીઓને અતુલ સાત્મ્ય પ્રાપ્ત થાયછે એટલે ઔષધ, અન્ન અને વિહારાદિક પથ્ય આવેછે તથા ઔષધીઓ વીર્યવાન્ થાયછે. વળી પર્વતોમાં ભીનાશ આવેછે અને દિશાઓ પણ અતિ શીતળ થાયછે. સઘળી પૃથ્વી પા-

णीथी रची पची रहेली होयछे तथा तेथी लीली अने फीणवाळी होयछे. शरद् ऋतुमां कांईक पित्त कोप पामेछे अने लय पामेछे तथा पछी ते ऋतु बदलायछे त्यारे उपचारवडे ते शांत थायछे.

### उत्तरायननां लक्षण.

यदोदीच्यां गतिर्भानोस्तदा सूर्यो बलाधिकः ।
तस्मादुष्णगुणास्तीव्राः सम्भवन्ति विदाहिनः ॥
खरसूर्यांशुजालैस्तु शुष्यते वनकाननम् ।
संशुष्का मेदिनी सर्वा दिशः पानादिनीरसाः ॥
बलिनोऽम्लकटुक्षाराः सम्भवन्ति विदाहिनः ।
तस्मात्संकुप्यते पित्तं रक्तेन सह मूर्छितम् ॥
ओषधिरसः संशुष्को गोजादीनां पयांसि च ।
अल्पं बलं च जन्तूनां कथंचित्कफसम्भवः ॥
दृश्यते वै वसन्ते च स्वयमेव शमं व्रजेत् ।
एवं ज्ञात्वा सुधीः सम्यक् कुर्यात् सर्वप्रतिक्रियाम् ॥

ज्यारे सूर्यनी गति उत्तर दिशामां थायछे त्यारे सूर्यनुं बळ अधिक होयछे. तेथी सघळा रस उष्ण गुणवाळा, तीव्र अने विदाही थायछे. सूर्यना तीक्ष्ण किरणोना समूहथी वन अने जंगल सुकाई जायछे, आखी पृथ्वी सुकाई जायछे तथा दिशाओ जळपान रहित नीरस थई जायछे. खाटा, तीखा, खारा अने विदाही रसो बळवान् थायछे, तेथी रक्तनी साथे मळीने पित्त कोपेछे. ओषधिओनो रस तथा गाय अने बकरीओ वगेरेनां दूध सुकाई जायछे. प्राणीओनां बळ ओछां थायछे तथा वसंत ऋतुमां कंईक कफनी उत्पत्ति थायछे एम जोवामां आवेछे, अने ते (ऋतु बदलावाथी) पोतानी मेळेज शमी जायछे. बुद्धिमान् वैद्ये एप्रमाणे ए अयनोनां सर्व लक्षणो जाणीने सघळा उपाय करवा.

### वर्षा ऋतुना उपचार.

सघनवारिदवारिसमाकुला खिलमपि प्रवरोदकपूरितम्
समदवातकरा विदिशो दिशः प्रमुदितक्रमिकीटभृता मही ॥

**नीलशस्यहरितोज्ज्वला मही कुल्यका सलिलसंप्लुता नता ।**
**इन्द्रगोपकविचारराजिता पङ्कभूषणविभूषिता धरा ॥**
**उद्भिन्नचूताङ्कुरो भूधरः स्यात् रेजे वनं वा मधुरं व्यकूजन् ।**
**भृङ्गा मयूरा जलदस्य घोषं सर्वेऽपि जीवा बलमाप्नुवन्ति ॥**

વર્ષાઋતુમાં સઘળું જગત્ ઘાડા મેઘના પાણીથી વ્યાપ્ત થાયછે અને સર્વ કાંઈ અતિઘણા જળથી ભરાઈ જાયછે. સઘળી દિશાઓ મંદયુક્ત વાયુને ઉત્પન્ન કરેછે. તથા હર્ષ પામેલા જીવજંતુઓથી પૃથ્વી ભરાઈ જાયછે. પૃથ્વી નીલરંગના ઘાસવડે લીલી તથા ઉજ્વળ દેખાયછે. નાની નદીઓ પાણીમાં ડૂબી જાયછે તથા ખોદાઈને ઊંડી થાયછે. પૃથ્વી ઇંદ્રગોપ નામનાં જીવડાંના ફરવાથી શોભાયમાન થાયછે તથા કાદવરૂપી ઘરેણાથી અલંકૃત થાયછે. પર્વત ઉપર આંબાના અંકુર ફૂટી નીકળેછે ભમરાઓ ગુંજારવ કરેછે તથા મેઘની ગર્જના સાંભળીને મોર મધુર ઉચ્ચાર કરેછે તેથી વન શોભી રહેછે એ ઋતુમાં સર્વે જીવો બળ પામેછે.

**केकी कूजति कानने च सरितो म्लानाम्बुपूर्णास्तथा**
**हंसा मानसमाव्रजन्ति कमलान्यम्लानतां यान्ति च ।**
**गर्जन्मेघमहीध्रकन्दरदरी शस्यावृता श्यामला**
**भात्येवं पवनस्य कोपनकरी वार्षी ऋतुः श्रेयसी ॥**

વર્ષા ઋતુમાં જંગલમાં મોર બોલેછે, નદીઓ મેલાં પાણીથી ભરાઈ જાયછે, હંસો માનસ સરોવર ઉપર જાયછે, કમળો નિર્મળ થાયછે, જેના ઉપર મેઘ ગાજ્યા કરેછે એવા પર્વતોની ગુફાઓનાં પોલાણ ઘાસથી વીંટાયલાં અને તેથી કાળા રંગનાં જણાયછે, એવી ઉત્તમ વર્ષાઋતુ શોભેછે. એ ઋતુ વાયુનો કોપ કરનારી છે.

**क्वचिद्र्भौद्भवानां स्यात् शस्यानां दृढतागमः ।**
**बहुशस्या भवेद्धात्री वारिपूर्णा सरिन्मुहुः ॥**
**नद्यः पूर्णाम्भसोत्खातशीर्णपातास्तटद्रुमाः ।**
**कुल्याप्रस्रवणानां तु स्रवत्यम्भो दिशो दिशः ॥**
**बहूदकधरा मेघा बहुवृक्षा घनस्वनाः ।**
**एवंगुणसमायुक्तो वर्षा स्यादृतुको विदुः ॥**

કોઈ જગોએ પૃથ્વી ઉપર ઉગેલા અન્નાદિકના છોડને દૃઢતા પ્રાપ્ત થાયછે. પૃથ્વી ઉપર ઘણા ધાન્યાદિકના છોડ ઊગેછે. નદીઓ વારંવાર જળથી ભરાઈ જાયછે. નદીઓમાં પાણી ભરાઈ જવાથી તે બન્ને પાસાના કિનારાને ખોદી નાખેછે તેથી તેની ભેખડો ઉપર જે વૃક્ષો ઊગેલાં હોયછે તે પડી જાયછે. નાની નદીઓ અને ઝરણોનાં પાણી ઉભરાઈ જઈને ચારે પાસે ફેલાઈ જાયછે. મેઘમાં ઘણું પાણી એકઠું થાયછે. પૃથ્વી ઉપર ઘણાં વૃક્ષો ઊગેછે. મેઘની ગર્જનાઓ સંભળાયછે. વર્ષાઋતુ એવા ગુણવાળી હોયછે એમ પંડિતો જાણેછે.

**तस्माद्वातकफः कोपो जायते च नृणां भृशम् ।**
**इति ज्ञात्वा भिषक्श्रेष्ठः कुर्यात्तस्य प्रतिक्रियाम् ॥**
**स्वेदनं मर्दनं पथ्यं निर्वातशयनं तथा ।**
**गौराराभारतं शस्तं व्यायामक्रमविक्रमः ॥**
**कट्वम्लक्षारसुरसाः सेव्या वातकफापहाः ।**
**निरूहो बस्तिकर्माणि कफवातरुजापहाः ॥**

इति वर्षाऋतुः ।

એ વર્ષાઋતુથી મનુષ્યોને વાયુ તથા કફનો અત્યંત કોપ થાયછે, એમ જાણીને ઉત્તમ વૈદ્યે એ ઋતુમાં વાયુ તથા કફના ઉપાય કરવા. એ ઋતુમાં સ્વેદન (પરસેવો કાઢવો), મર્દન (અંગ ચોળાવવું), તથા પવન વિનાની જગોમાં સૂઈ જવું એ પથ્ય છે. ગૌર વર્ણની સ્ત્રીસાથે વિહાર કરવો તથા કસરત કરવી એ પણ ઠીક છે. વાયુ અને કફને નાશ કરનારા એવા તીખા, ખાટા અને ખારા રસ સેવવા. નિરૂહ બસ્તિ આપવો અને બીજાં બસ્તિકર્મ કરવાં; કેમકે તે કફ અને વાયુની પીડાને મટાડનારાં છે.

## શરદ્ ઋતુના ઉપચાર.

**मेघाः सूर्यशिलासमानरुचयो ह्यल्पश्रवाल्पस्वना**
**हंसालीजलजालिमण्डितजलं पद्माकरं शोभनम् ।**
**तीव्रस्निग्धमयूखचन्द्रविमला सानन्दिनी कौमुदी**
**चित्रा घर्मविपक्कतोयसरसां स्यान्निर्मलं पुष्करम् ॥**

શરદ્ ઋતુમાં મેઘો સૂર્યકાંતમણિ જેવી કાંતિવાળા થઈ જાયછે. તેમાંથી કોઈ કોઈ વાર થોડોક વરસાદ પડેછે. ક્વચિત્ લગારેક ગાજેછે. સરોવરોના કાંઠા ઉપર હંસોની પંક્તિઓ બેઠેલી હોય છે તથા કમળોની હારો સરોવરના પાણીમાં ખીલેલી હોય છે તેથી તે સુંદર સરોવરોનાં પાણી શોભાયમાન દેખાયછે. એ ઋતુમાં ચંદ્રનાં કિરણ અતિ પ્રકાશવાળાં તથા સ્નિગ્ધ હોય છે તેથી નિર્મળ ચાંદની મનને આનંદ આપેછે. વળી સરોવરોનું પાણી ચિત્રા નક્ષત્રના તાપથી પરિપક્વ થઇને નિર્મળ થાયછે.

**तत्र शीतलमलं विधीयतां वातपित्तरुधिरस्य कोपतः ।**
**पथ्यमत्र च नरस्य शीतलं दृश्यते कथमपि त्रयोद्भवः ॥**

એ ઋતુમાં વાયુ, પિત્ત અને રક્ત કોપેછે માટે રોગીને શીતળ ઉપચાર સારી રીતે કરવા. કેમકે એ ઋતુમાં મનુષ્યને શીતળ પદાર્થજ પથ્ય આવેછે. વળી કોઈ કોઈ વાર એ ઋતુમાં ત્રણે દોષનો કોપ પણ માલમ પડેછે.

**सृतं क्षीरं सिता पथ्यं चन्द्रिकासेवनं निशि ।**
**श्यामारामारतं शस्तं प्रभाते निर्मलं दधि ॥**
**कामिन्यालिङ्गनानन्दश्रान्तः शीतसरोरुहैः ।**
**चंदनादीनि सेवेत दृष्टं शरदकोपनम् ।**
**एवं प्रशमनं दृष्टं शरत्पित्तप्रकोपने ॥**

इति शरदुपचारः ।

ઉકાળીને ઠંડું કરેલું દૂધ અને સાકર, એ ઋતુમાં પથ્ય છે. વળી રાત્રે ચાંદરણામાં બેસવું, શ્યામ વર્ણની સ્ત્રી સાથે સંભોગ કરવો અને પ્રભાતમાં નિર્મળ દહીં ખાવું, એ પણ ઠીક છે. શરદ્ ઋતુમાં સ્ત્રીને આલિંગન કરવા રૂપ આનંદ પ્રાપ્ત કરીને શ્રમિત થયેલા પુરૂષોએ કમળોની માળાઓ અને ચંદનના લેપ કરવા, કેમકે તે શરદના કોપને મટાડનારૂં છે એમ જોવામાં આવ્યું છે. એ પ્રમાણે શરદ્ ઋતુના પિત્તનો પ્રકોપ શમાવવાના ઉપાયો જાણવા.

## હેમંતોપચાર.

बहुशीतः समीरोऽल्पश्चाल्पवासरता ऋतौ ।
अल्पतेजा दिवानाथो धूमाक्रांता च दिग्भवेत् ॥
विशीर्णशालिकेदारा नीलधान्योज्ज्वला मही ।
एवंगुणसमायुक्ता हैमन्ती स भवेद्दतुः ॥

હેમંત ઋતુમાં વાયુ થોડો વહેછે તથા તે ઘણો ઠંડો હોયછે. દિવસો નાના થઈ જાયછે. સૂર્યનો તાપ થોડો પડેછે. દિશાઓ ભૂખરી થાયછે. ડાંગરના ક્યારડામાં ડાંગર ગરી પડેછે (અર્થાત્ ડાંગર પાકી જવાથી ખેડુતો તેને લેઈ લે છે.) લીલાં ધાન્યોના છોડવે પૃથ્વી શોભાયમાન દેખાયછે. હેમંત ઋતુ એવા ગુણવાળી હોય છે.

तत्र वातकफा दोषा दृश्यन्ते कुपिता भृशम् ।
अग्निसंसेवनं पथ्यं कटुक्षाराम्लसेवनम् ॥
गौरारामारतं शस्तं व्यायामश्च प्रशस्यते ।
एवं संशाम्यते दोषाः कफवातसमुद्भवाः ॥

એ ઋતુમાં વાયુ અને કફ એ દોષ અત્યંત કોપ પામેલા જોવામાં આવેછે, તેથી અગ્નિનું સેવન કરવું તથા તીખા, ખારા અને ખાટા રસ ખાવા એ પથ્ય છે. ગૌર વર્ણની સ્ત્રીની સાથે વિહાર કરવો અને કસરત કરવી એ પણ પ્રશસ્ત છે. એમ કરવાથી કફ અને વાયુથી ઉપજેલા રોગ શમેછે.

### હેમંતોપચાર માટે બીજા આચાર્યોનું મત.

बलिनः शीतसंरोधाद्धेमन्ते प्रबलोऽनलः ।
भवत्यल्पेन्धनो धातून् स पचेद्वायुनेरितः ॥
अतो हिमेऽस्मिन् सेवेत स्वाद्वम्ललवणान् रसान् ।
दीर्घा निशा स्यादेतर्हि प्रातरेव बुभुक्षितः ॥
भवत्यकार्यं संभाव्य यथोक्तं शीलयेदनु ।
अर्कन्यग्रोधखदिरकरञ्जककुभादिकम् ॥
प्रातर्भुक्त्वा च मृदुलं कषायकटुतिक्तकम् ।

इति हेमन्तोपचारः ।

બળવાન પુરૂષના શરીરમાંના અગ્નિને શીત બાહાર જતાં અટકાવેછે તેથી તેનો જઠરાગ્નિ પ્રબળ થઇને જ્યારે તેને પાચન કરવાનો પદાર્થ (આહાર) અલ્પ હોય છે ત્યારે તે વાયુથી પ્રજ્વલિત થઇને ધાતુઓને બાળી નાખેછે; એટલામાટે હેમંત ઋતુમાં મધુર, ખાટા અને ખારા રસ ખાવા. વળી આ ઋતુમાં રાત લાંબી હોવાથી સવારમાંજ ભૂખ લાગેછે. પણ વૈદ્યશાસ્ત્રમાં શું અકાર્ય કહ્યું છે તેને જાણીને પછી જે તેમાં કહ્યું હોય તે પ્રમાણે કરવું. વૈદ્યક શાસ્ત્રમાં એમ કહ્યું છે કે, આકડો, વડ, ખેર, કરંજ, સાદડ, વગેરે વૃક્ષોની કોમળ તથા તુરી, તીખી અને કડવી સોટીનું દાતણ સવારમાં કરીને પછી ખાવાપીવા વગેરેનું કાર્ય કરવું.

## શિશિરોપચાર.

बहुलशिशिरवातः किञ्चिदुद्भूतसस्या
भवति वसुमतीयं पक्कशस्यैस्तु पीता ।
कथमपि तु हिमं स्याल्लिङ्गवैशेषिकं वा
पवनकफविकारो जायते शैशिरे च ॥

શિશિર ઋતુમાં અતિ ટાઢો પવન વાયછે. પૃથ્વીમાં કહીં કહીં ધાન્યો ઉત્પન્ન થાયછે. પાકા થયેલા ધાન્ય વગેરેના છોડથી પૃથ્વી પીળી દેખાયછે. કોઈ વખત વિશેષ ચિન્હવાળું હિમ પડેછે એટલે હિમ પડવાથી અનાજ વગેરેના છોડ બળી જાયછે. તથા મનુષ્યોને વાયુ અને કફના રોગ ઉત્પન્ન થાયછે.

गौरारामारतमतिशयेनारुणान्यम्बराणि
सेव्यं तिक्तं कटुकलवणं प्रायशो ह्यम्लमेव ।
स्वेदोन्मर्दं प्रतिदिनमिदं कारयेद्यत्र सम्यक्
नाशं जातोऽनिलकफगदश्चाशु तस्य प्रकोपः ॥

इति शिशिरोपचारः ।

ગૌર વર્ણની સ્ત્રીનો સંભોગ કરવો, રક્ત વસ્ત્ર પેહેરવાં, કડવા, તીખા, ખારા, અને વિશેષે કરીને ખાટા પદાર્થોનું સેવન કરવું, તથા

નિત્ય પ્રતિ પરસેવા આવે એવાં કર્મ સારી રીતે કરાવવાં તથા અંગ ચોળાવવાં; કેમકે એમ કરવાથી વાયુ અને કફના રોગ તથા તેમનો પ્રકોપ તત્કાળ નાશ પામેછે.

## વસંતોપચાર.

मुदितकोकिलकूजितकाननं बकुलचंपककिंशुकशोभितम् ।
कुसुमसौरभरञ्जितभूधरं क्वणितमत्तमधुव्रतलालसम् ॥
मकरकेतनबाणसमाकुलं मुदितमेव समस्तमिदं जगत् ।
मलयमारुत उष्णगुणान्वितः कफकरो हि वसन्तऋतुर्भवेत् ॥
कफजकोपविनाशनलालसं वमननावनरूक्षनिषेवणम् ॥

વસંત ઋતુમાં વનમાં કોયલો હર્ષ પામીને ટૌકા કરતી હોય છે, બોરસલી, ચંપા અને ખાખરાનાં વૃક્ષો શોભતાં હોય છે, પુષ્પોના સુવાસને લીધે પર્વત સુગંધમય થઈ રહ્યા હોય છે તથા ગુંજારવ કરતાં ઉન્મત્ત ભમરા ચારેપાસે ઉડતા હોય છે. વળી આખું જગત્ કામદેવના બાણથી આકુળ થઇને હર્ષ પામેલું હોય છે તથા ઉષ્ણ ગુણવાળો મલયાચળનો વાયુ વાતો હોય છે. એવા વસંત ઋતુમાં મનુષ્યોનો કફ દોષ કોપ પામેછે. એ કફના કોપને નાશ કરવાના ઉપાય વમન, નસ્ય (નાકમાં ઔષધ નાખવું કે સૂંઘવું) અને રૂક્ષ પદાર્થોનું સેવન, એટલાં વાનાં છે.

विविधः सुरतानन्दसम्भ्रमः कफवारणः ।
व्यायामश्रमसंरोधखिन्नविश्रान्तमानसः ॥
क्षाराम्लाः कटुकाः सेव्याः शोषणं कफसम्भवे ।
एवं क्रियासमापन्नो नरः शीघ्रं सुखी भवेत् ॥

इति वसन्तोपचारः ।

વળી જેમાં કસરત અને શ્રમના યોગથી મનુષ્યનું મન થાકી ગયું છે અને ખેદ પામેલું છે એવા અનેક પ્રકારના સ્ત્રી વિહારના આનંદની ત્વરા પણ કફને નાશ કરનારી છે. અર્થાત્ કસરત, શ્રમ અને વિહાર એ કફનાશક કર્મ છે. કફની ઉત્પત્તિ થાય તો તેનું શોષણ કરવાને

ખારા, ખાટા અને તીખા પદાર્થ સેવવા. એવી ક્રિયા જે પુરૂષ કરેછે તે ઉતાવળે સુખી થાયછે.

**ગ્રીષ્મ ઉપચાર.**

**दीर्घवासरतीक्ष्णांशुज्वालामालाकुलं जगत् ।**
**दिशि दिशि मृगतृष्णा चोष्णं भृशं भवेद्रजः ॥**
**नैर्ऋतो मारुतो रूक्षः शीर्णपर्णा महीरुहः ।**
**दग्धतृणकुलारण्यं दावाग्निसङ्कुला दिशः ॥**
**एवंलक्षणग्रीष्मस्य पित्तरक्तमुदीर्यते ।**
**तस्मात्क्रियाप्रतीकारं कुर्यात् संशमनं भिषक् ॥**

ગ્રીષ્મ ઋતુમાં દિવસ લાંબા હોય છે તથા તીક્ષ્ણ કિરણવાળા સૂર્યના કિરણોની ઝાળના સમુદાયથી જગત્ આકુળ થઈ રહેછે. પ્રત્યેક દિશામાં ઝાંઝવાંનાં પાણી દેખાયછે તથા રેતી કે ધૂળ અત્યંત તપી જાયછે. નૈઋત ખૂણામાંથી *રૂક્ષ પવન વાવા માંડેછે. વૃક્ષો ઉપરથી પાંદડાં ખરી પડેછે. જંગલમાંથી સઘળું ઘાસ બળી જાયછે. સઘળી દિશાઓ દાવાગ્નિથી વ્યાપ્ત થઈ જાયછે. એવા લક્ષણવાળી ગ્રીષ્મ ઋતુમાં પિત્ત અને રક્ત કોપેછે, માટે એ ઋતુમાં વૈદ્યે પિત્તરક્તને શમાવનારી ક્રિયાવાળા પ્રતીકાર કરવા.

**जलक्रीडा दिवानिद्रासेवनं सुखसाधनम् ।**
**श्यामारामारतं शस्तं किञ्जल्कं कुञ्जशीतलम् ॥**
**नीलतालदलोद्भूतः श्रमघ्नो व्यजनानिलः ।**
**केतक्यामोदकुसुमं चन्दनोशीरशीतलैः ॥**
**लेपनं शीतलं सम्यक् धारागाराशयः पुनः ।**
**एवंक्रियासमापन्नो ग्रीष्मे च सुखसङ्गमः ॥**

ગ્રીષ્મ ઋતુમાં જળક્રીડા કરવી તથા દિવસે નિદ્રાનું સેવન કરવું, એ સુખનું સાધન છે. વળી શ્યામવર્ણની સ્ત્રીસાથે સંભોગ, તથા કુંજમાંથી આવતો શીતળ પરાગ પણ હિતકર છે. નીલ વર્ણના તાડના પાંદડાના પંખાવડે શ્રમને મટાડે એવો પવન નાંખવો, કેતકીનું સુગંધ-

* આ દેશમાં તો નૈઋતનો પવન રૂક્ષ નહિ પણ લીલો હોય છે.

વાળું પુષ્પ સૂંઘવું, ચંદન અને વીરણવાળા જેવા શીતળ પદાર્થોનો સારી રીતે લેપ કરવો, પાણીના ફુવારા છૂટતા હોય તેવા મકાનમાં શયન કરવું, એવી એવી ક્રિયા કરનાર પુરૂષને ગ્રીષ્મ ઋતુમાં સુખની પ્રાપ્તિ થાયછે.

इति आत्रेयभाषिते ऋतुचर्यानाम चतुर्थोऽध्यायः ।



## पञ्चमोऽध्यायः



### વયનું જ્ઞાન.

**अथातो वयोज्ञानं वक्ष्यते ।**

**वयश्चतुर्विधं प्रोक्तमुत्तमाधममध्यमम् ।**
**हीनं चातुर्थिकं प्रोक्तं तानि वक्ष्यामि साम्प्रतम् ॥**

મનુષ્યનું વય ચાર પ્રકારનું છે: ઉત્તમ, અધમ, મધ્યમ અને ચોથું હીન વય, હવે તે વયનું નિરૂપણ કરીએ છીએ.

**बालं युवानं वृद्धं च मध्यमं च तथैव च ।**
**चतुर्विधं वयः सम्यक् तत् समासेन वक्ष्यते ॥**

વળી બાલ, જુવાન, વૃદ્ધ અને મધ્યમ, એવા પણ વયના ચાર પ્રકાર છે, તેનું સંક્ષેપમાં રૂડી રીતે નિરૂપણ કરીએ છીએ.

**पथि श्रान्तं श्रमक्षीणं बालस्त्री सुकुमारकम् ।**
**एतेषामधमा संज्ञा प्रोच्यते वैद्यकागमे ॥**

જે મનુષ્ય રસ્તામાં ચાલવાથી થાકી ગયો હોય, જે શ્રમ કરી ક્ષીણ થયો હોય, જે બાળક, સ્ત્રી કે સુકુમાર હોય, એવા મનુષ્યોને વૈદક શાસ્ત્રમાં 'અધમ' એવી સંજ્ઞા છે.

**आषोडशाद्भवेद्बालः पञ्चविंशाद्युवा नरः ।**
**मध्यमः सप्ततिर्यावत् परतो वृद्ध उच्यते ॥**

સોળ વર્ષનું વય થતાં સુધી બાળક કહેવાયછે, સોળથી પચીસ વર્ષ સુધી જુવાન કહેવાયછે, પચીશથી સીત્તેર વર્ષનું વય થતાં સુધી મધ્યમ (આધેડ) કહેવાયછે, અને સીત્તર પછીનું વય વૃદ્ધ કહેવાયછે.

**तथा च सुकुमारश्चेत्येते मध्यमसंज्ञकाः ।**
**वयसः षोडशाधिक्यमूनं वा यस्य दृश्यते ।**
**आविंशति समाः प्राप्तो तथा च कृशदेहवान् ।**
**पूर्णं वयः स्त्रियः प्राप्ता इत्येतन्मध्यमं वयः ॥**

इति मध्यमवयः ।

જે પુરૂષ સુકુમાર હોય તથા જેનું વય સોળ વરસથી વધારે કે કાંઇક ઓછું હોય તો તેને પણ મધ્યમ સંજ્ઞા છે. જે પુરૂષનું વય વીશ વરસનું થયું હોય તથા જેનો દેહ કૃશ હોય, અને સ્ત્રીઓમાંની જે પૂર્ણ વયને પામી હોય તે મધ્યમ કહેવાયછે.

**पञ्चविंशत्समादूर्ध्वं आपञ्चाशद्गतः पुमान् ।**
**कर्मकठोरा वनिता दृश्यते चोत्तमं वयः ॥**
**सप्तविंशत्समादूर्ध्वं पञ्चाशत्संयुतः समाः ।**
**वालवृद्धिस्तथा यस्य इत्येतदुत्तमं वयः ॥**

इत्युत्तमं वयः ।

જે પુરૂષનું વય પચીશ વર્ષથી ઉપર અને પચાશ વર્ષ લગીનું હોય તથા જે સ્ત્રીકર્મને વિષે કઠોર હોય તે ઉત્તમ વય જાણવું. તેમજ જેનું વય સત્તાવીશ વર્ષથી ઉપર અને પચાશ વર્ષ લગીનું હોય તથા જેને વાળ વૃદ્ધિ થઈ હોય તેનું ઉત્તમ વય સમજવું.

**स्थूलोऽतिदीर्घकठिनस्तथा स्त्री बृहदोदरा ।**
**इत्युत्तमकायवांश्च ज्ञातव्यश्चोत्तमोत्तमः ॥**

જે પુરૂષ સ્થૂળ, અતિ લાંબો, તથા કઠણ હોય, સ્ત્રી મોટા ઉદરવાળી હોય, તો તે પુરૂષને તથા સ્ત્રીને ઉત્તમ કાયાવાળાં તથા ઉત્તમમાં ઉત્તમ જાણવાં.

**षष्ट्यूर्ध्वमशीतिसमाः प्राप्तं हीनबलं वयः ।**
**तदूर्ध्वं हीनहीनश्च विज्ञेयो वयसः क्रमः ॥**

સાઠથી ઉપર એંસી વરસ સુધીનું વય હીનબળવાળું કહેવાયછે. અને તે ઉપરનું વય ક્રમે કરીને ઉત્તરોત્તર હીન હીન સમજવું.

**क्षीणाध्वश्रान्तसंखिन्नस्तथा रोगानुपीडितः ।**
**रूक्षश्चातिकृशो ज्ञेयो बालसात्म्यमुदाहृतम् ॥**

જે પુરૂષ ક્ષીણ થયેલો હોય, માર્ગમાં ચાલવાના થાકથી ખેદ પામેલો હોય, રોગથી પીડિત હોય, રૂક્ષ હોય, અતિ કૃશ (સૂકાયલો) હોય, તો તેવા પુરૂષનું બાળ સાત્મ્ય જાણવું.

**सुकुमारोऽतिभीरुश्च मध्यकायस्त्रियोऽपि वा ।**
**मध्यसात्म्योऽपि विज्ञेयो मध्यमो बालसात्म्यकः ॥**

જે પુરૂષ સુકુમાર, અને અતિ બીકણ હોય, તથા જે મધ્યમ કાયાવાળી સ્ત્રીઓ હોય, તેમને મધ્યસાત્મ્ય જાણવાં. અને જે મધ્યમ વયનો પુરૂષ હોય એમ છતાં સુકુમાર અને અતિ બીકણ હોય તો તેને બાલસાત્મ્ય જાણવો.

**पञ्चवर्षा स्मृता बाला मुग्धा च षट्समावधिम् ।**
**द्वादशाब्दं स्मृता बाला मुग्धा स्यात् सप्तमावधिम् ॥**
**प्रौढा च नववर्षाणि प्रगल्भा च त्रयोदश ।**

પાંચ વર્ષ સુધીની સ્ત્રીને બાળા કહેવી અને તે પછી છ વર્ષ સુધી સ્ત્રીને મુગ્ધા કહેવી. અથવા બાર વર્ષ સુધી સ્ત્રીને બાળા કહેવી અને તે પછી સાત વર્ષ પૂરાં થતા સુધી મુગ્ધા કહેવી. તે પછી નવ વર્ષ સુધી પ્રૌઢા કહેવી અને તે પછી તેર વર્ષ સુધી પ્રગલ્ભા કહેવી.

**चतुर्विंशद्वर्षादूर्ध्वं सप्तविंशतिमध्यगाः ।**
**पूर्णं वयः स्त्रियः प्राप्ता इत्येतदुत्तमं वयः ॥**

સ્ત્રીઓને ચોવીશ વર્ષથી ઉપર અને સાડત્રીશ વર્ષની વચ્ચેનું વય પ્રાપ્ત થાય તે તેમનું પૂર્ણ વય કહેવાયછે. અને એ પૂર્ણ વય એજ તેમનું ઉત્તમ વય છે.

**स्थूलोऽतिकठिनो धीरो बलवान् सत्त्ववान्नरः ।**
**स चाप्युत्तमसात्म्यः स्याद्बलवत्समुपाचरेत् ॥**

इति वयः ।

જે પુરૂષ સ્થૂળ, અતિ કઠિન, ધીર, બળવાન્ અને સત્યવાન્ હોય, તેને ઉત્તમ સાત્મ્ય જાણવો. એવા પુરૂષને બળવાન્ ઉપાય યોજવા.

## પ્રકૃતિજ્ઞાન.

**अथातः संप्रवक्ष्यामि प्रकृतिज्ञानमुत्तमम् ।**
**वातिकं पैत्तिकं चैव श्लैष्मिकं सान्निपातिकम् ।**

હવે હું પ્રકૃતિનું જ્ઞાન ઉત્તમ રીતે કહીશ. પ્રકૃતિ ચાર પ્રકારની છેઃ વાતિક એટલે વાયુની પ્રકૃતિ, પૈત્તિક એટલે પિત્તની પ્રકૃતિ, શ્લૈષ્મિક એટલે કફની પ્રકૃતિ, અને સાન્નિપાતિક એટલે ત્રણેદોષરૂપ પ્રકૃતિ.

## વાતપ્રકૃતિનું લક્ષણ.

**यः कृष्णवर्णश्चपलोऽतिरूक्षकेशोल्परूक्षो बलवान् क्षमः स्यात् ।**
**सूक्ष्मातिदन्तो नखवृद्धिमेति दीर्घस्वनश्चङ्क्रमणक्षमोऽसौ ॥**
**दीर्घाक्रमो लोलुपो हीनसत्त्वस्तथैव चाम्ले रसभोजनेच्छा ।**
**संस्वेदनेनातिविमर्दनेन सौख्यं समागच्छति वातलो नरः ॥**

इति वातप्रकृतिः ।

જે પુરૂષ શરીરે કાળો હોય તથા ચપળ હોય, જેના કેશ અતિ રૂક્ષ હોય તથા જે શરીરે અલ્પરૂક્ષ હોય, જે બળવાન અને સહન કરવાને શક્તિમાન હોય, જેના દાંત અતિ સૂક્ષ્મ હોય, જેના નખ અતિ વધતા હોય, જેનો ઘાંટો લાંબો હોય, જે પગે ચાલીને મજલ કરવાને શક્તિમાન હોય, જે લાંબી મજલ કરે એવો હોય, જે લોલુપતા વિનાનો અને બળવાન હોય, તથા જેને ખાટો રસ ખાવાની ઇચ્છા થતી હોય, તેમજ જે પુરૂષને પરસેવો કાઢવાથી તથા અતિ મર્દન કરવાથી સુખ ઉપજતું હોય તેને વાત પ્રકૃતિવાળો પુરૂષ જાણવો.

## પિત્તપ્રકૃતિનું લક્ષણ.

**गौरोऽतिपिङ्गः सुकुमारमूर्त्तिः प्रीतः सुशीतो मधुपिङ्गनेत्रः ।**
**तीक्ष्णोऽतिकोपी क्षणभङ्गुरश्च त्रासी मृदुर्गात्रमलोमकं स्यात् ॥**
**गौल्यप्रियस्तिक्तरसानुभोजी द्वेषी च तीक्ष्णे च नवोष्णसेवी ।**
**स्तुतिप्रियो दन्तविशुद्धवर्णो जातः स पित्तप्रकृतिर्मनुष्यः ॥**

इति पित्तप्रकृतिः ।

જે પુરૂષ અતિ ગૌર તથા પિંગટ વર્ણનો હોય, જેનો દેહ સુકુમાર હોય, અતિ શીતળ પદાર્થ ઉપર જેને પ્રીતિ હોય, જેનાં નેત્ર મધ જેવાં પિંગટ હોય, જેનો સ્વભાવ ઘણો તીખો હોય, જે ઘણો ક્રોધી હોય, જે ક્ષણભંગુર વિચારવાળો, જે સેહેજ બાબતમાં ત્રાસ પામવાના સ્વભાવવાળો, જે કોમળ હોય, જેનું શરીર રૂવાંટાં વગરનું હોય, જેને ગૌડી નામે સુરા પ્રિય હોય, જેને કડવા ખાવા સારા લાગતા હોય, જેને તીખા પદાર્થ ભાવતા ન હોય, જે ગરમ ભોજન અને ગરમ પદાર્થોનો આહાર વિહાર ન કરતો હોય, જેને આત્મસ્તુતિ વાહાલી હોય તથા જેના દાંતનો વર્ણ અતિ નિર્મળ હોય તે પુરૂષને પિત્તપ્રકૃતિવાળો જાણવો.

## કફપ્રકૃતિનું લક્ષણ.

**सुस्निग्धवर्णः सितनेत्रतृप्तः श्यामः सुकेशो नखदीर्घरोमा ।**
**गम्भीरशब्दः श्रुतशास्त्रनिद्रातन्द्राप्रियस्तिक्तकटूष्णभोजी ॥**
**स मांसलः स्निग्धरसप्रियश्च सगीतवाद्योऽतिसहिष्णुशीतः ।**
**व्यायामशीलो रतलालसोऽसौ भवेत्कफस्य प्रकृतिर्मनुष्यः ॥**

इति कफप्रकृतिः ।

જેનો વર્ણ અત્યંત સ્નિગ્ધ હોય, જેનાં નેત્ર ધોળાં હોય, જે તૃપ્ત હોય, જેના શરીરનો રંગ શ્યામ હોય, જેના કેશ સ્નિગ્ધ અને લાંબા હોય, જેના નખ અને રૂવાં લાંબાં હોય, જેનો શબ્દ ગંભીર હોય, જેણે શાસ્ત્રોનું શ્રવણ કર્યું છે એવો હોય, જેને નિદ્રા અને તંદ્રા વાહાલી હોય અર્થાત્ ઘણી હોય, જે કડવું, તીખું અને ગરમ ભોજન કરનારો હોય, જેના શરીરમાં માંસનો જથો વધારે હોય, જેને સ્નિગ્ધ રસ વધારે પસંદ હોય, જેને સંગીત અને વાદ્ય પ્રિય હોય, જે સહનશીળ હોય, જેનું શરીર હમેશા ઠંડું રહેતું હોય, જે કસરત કરવાના આદરવાળો હોય, અને જેને સ્ત્રીસંભોગની ઘણી પ્રીતિ હોય, એવો જે મનુષ્ય હોય તેને કફપ્રકૃતિવાળો જાણવો.

## સમપ્રકૃતિનું લક્ષણ.

**संमिश्रवर्णोऽतिसुदीप्तगात्रो गम्भीरधीरोऽतिविदीर्णरोमा ।**
**रामाप्रियो भारसहोऽतिमिश्रो भोगेन युक्तः स समः प्रकृत्या ॥**

इति समप्रकृतिः ।

જેના શરીરનો રંગ મિશ્ર હોય, જેનું શરીર અતિ કાંતિવાળું હોય, જે ગંભીર અને ધીર હોય, જેના શરીરનાં રૂવાં ચીરાઈ ગયેલાં હોય, જે સ્ત્રીઓને પ્રિય હોય, જે ભારને સહન કરી શકતો હોય, જે ભોગી હોય, અને જેનામાં વાત, પિત્ત અને કફ પ્રકૃતિમાં કહેલાં લક્ષણ ભેગાં માલમ પડતાં હોય તેને સમપ્રકૃતિવાળો મનુષ્ય જાણવો.

## વાયુના પ્રવાહની પ્રવૃત્તિ.

**अथान्तरं वच्मि मरुत्प्रवाहं पूर्वं तथा पश्चिमदक्षिणोत्तरम् ।**
**तेषां गुणान् दोषविकोपनं च पृथक्पृथङ्मे गदतः शृणु त्वम् ॥**

હવે હું પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તરમાં જે વાયુનો પ્રવાહ ચાલેછે તેનું નિરૂપણ કરૂંછું: તે વાયુપ્રવાહના ગુણો અને તેઓ જે દોષને કોપાવેછે તે, હું તને જૂદું જૂદું કરીને કહુંછું તે તું સાંભળ.

## પૂર્વદિશાનો વાયુ.

**शीतोऽतिमाधुर्यगुणप्रयुक्तो वातप्रकोपी बलकृद्विशेषात् ।**
**वाताधिकानां व्रणशोफिनां च प्राचीप्रवृत्तः पवनो न शस्तः ॥**

પૂર્વ દિશાનો વાયુ શીતળ, અતિ માધુર્ય ગુણવાળો, વાયુને કોપાવનારો તથા વિશેષે કરીને બળને આપનાર છે. જેમના શરીરમાં વાયુ વધારે હોય, જેમને વ્રણ (ચાંદાં) અને સોજો થયો હોય તેમને એ વાયુ હિતકર નથી.

## અગ્નિકોણનો વાયુ.

**किञ्चित्सतिक्तो मधुरान्वितः स्यात्कफः समीरोद्भवरोगकारी ।**
**सुशीतलः शोफवतां व्रणानां शस्तो न चाग्नेयसमीरणश्च ॥**

અગ્નિખૂણાનો વાયુ કાંઇક કડવો, અને મધુર રસથી મિશ્ર હોય છે; એ વાયુ કફના તથા વાયુના રોગને ઉપજાવેછે. વળી તે વાયુ અતિ ટંડો છે માટે વ્રણવાળાને તથા સોજાવાળાને હિતકર નથી.

## મલયાચળનો વાયુ.

**तिक्तः कषायो मधुरोऽतिमन्दः सुगन्धसंशीतगुणैः प्रकृष्टः ।**
**वदन्ति संज्ञां मलयानिलेति प्रकृष्टरामाजनचित्तहारी ॥**

મલયનામે પર્વત જે દક્ષિણમાં છે તેનો વાયુ કડવો, તુરો અને મધુર છે; વળી તે મંદ, સુગંધવાળો અને શીતળતા ગુણ યુક્ત છે. આ પવન મલયાનિલ એવા નામથી પ્રસિદ્ધ છે તથા તે સ્ત્રીઓના ચિત્તને અત્યંત હરણ કરનારો છે.

### દક્ષિણ દિશાનો વાયુ.

**मनोभवस्य प्रकरो मरुत् स्यात् कफोद्भवः संभवति प्रचारः ।**
**न चातिशीतो न तथोष्णको वा शुभश्च याम्यां प्रभवः समीरः ॥**

દક્ષિણ દિશાનો વાયુ કામને ઉત્પન્ન કરનારો છે; તેનું વહન કફને ઉત્પન્ન કરે એવું છે; એ વાયુ બહુ શીતળ કે બહુ ગરમ નથી, પણ સારો છે.

### નૈઋત્યકોણનો વાયુ.

**रूक्षोष्णवातप्रशमः समीरः कटुम्लपित्तासृजि दोषकारी ।**
**प्रशोषणो देहबलस्य वायुः कफान्वितो नैर्ऋतिकः समीरः ॥**

નૈઋત્ય ખૂણાનો વાયુ રૂક્ષ, ઉષ્ણ અને વાયુને શમાવનારો છે; તેનો રસ તીખો છે, તથા તે અમ્લપિત્ત અને રક્ત વિકારમાં દોષ ઉત્પન્ન કરે એવો છે. વળી એ વાયુ દેહના બળનું શોષણ કરનાર અને કફ થકી યુક્ત છે.

### પશ્ચિમ દિશાનો વાયુ.

**अथातिसूक्ष्मो मरुतः प्रशस्तः करोत्यवाच्यास्तु दिशः प्रवृत्तः ।**
**वायुस्तथोदीरति रक्तपित्तं शस्तो व्रणानां कफशोफिनां वा ॥**

પશ્ચિમ દિશામાંથી પ્રવૃત્ત થયેલો વાયુ અતિ સૂક્ષ્મ છે તથા હિતકર છે અથવા તે વાયુનું થોડું સેવન કરવું એ હિતકર છે. એ વાયુ રક્તપિત્તને કોપાવેછે તથા વ્રણ રોગીને, કફ રોગીને અને સોજાના રોગવાળાઓને હિતકર છે.

### વાયવ્ય દિશાનો વાયુ.

**वायव्यजातः पवनः प्रशस्तः कषायसंशुष्कगुणैः प्रपन्नः ।**
**करोति वातस्य चयं नराणां शस्तोऽथ निन्द्यो व्रणशोफिनां च ॥**

વાયવ્ય ખૂણામાંથી આવતો વાયુ હિતકર છે તથા તે તુરો અને સુકો હોયછે. એ વાયુ મનુષ્યોને વાયુનો સંચય કરેછે, તથા તે વ્રણવાળાને તથા સોજાવાળાને હિતકર છે—નુકશાન કર્ત્તા નથી.

### ઉત્તર દિશાનો વાયુ.

**कषायकः स्वादु कफप्रकोपी वायुः कुबेरस्य दिशः प्रवृत्तः ।**
**करोति मेघागमनं जलस्य शीतो न चोष्णो न च निन्द्य एषः ॥**

ઉત્તર દિશામાંથી પ્રવૃત્ત થયેલો વાયુ તુરો, મધુર અને કફને કોપાવનારો છે. તે પાણીનાં વાદળાંને તાણી લાવેછે તથા તે ઠંડો કે ગરમ ન હોઇને હિતકર છે.

### ઇશાન દિશાનો વાયુ.

**शीतोतिमौल्यः कफवातकोपं करोति चैशानदिशः प्रवृत्तः ।**
**शस्तो न कुष्ठव्रणशोफिनां च कासक्षयश्वासविकारिणां च ॥**

इति अष्टदिक्प्रवृत्तो वायुः ।

ઇશાન દિશાનો વાયુ ઘણો ઠંડો, મધ જેવો, તથા કફ અને વાયુનો પ્રકોપ કરનારો છે, એ વાયુ કુષ્ટ રોગીને, વ્રણવાળાને તથા સોજાવાળાને હિતકર નથી, તેમજ ખાંસી, ક્ષય અને શ્વાસ રોગવાળાને પણ હિતકર નથી.

### કર્ત્રિમ વાયુના ગુણ.

**वस्त्रं नानाविधं चर्म वैणवं तालव्यजनम् ।**
**उशीरं शिखिपिच्छं तु प्रत्येकेन गुणोत्तमाः ॥**

વસ્ત્ર, નાના પ્રકારનાં ચામડાં, વાંસના પંખા, તાડના પંખા, વીરણવાળાના અને મોરપીંછના પંખા, એ પાંચ પ્રકારથી કર્ત્રિમ વાયુ ઉપજાવી શકાયછે તેમાંથી ઉત્તરોત્તર ઉત્તમ ગુણવાળા છે.

### વસ્ત્રનો વાયુ.

**वस्त्रप्रवृत्तः पवनो न शस्तो व्रणशोफिनाम् ।**
**रक्तवासःसमुत्पन्नं विशेषेण तु वर्जयेत् ॥**
**करोति कफरक्तस्य कोपनं बहुरोगकृत् ।**
**श्रमम्लानिपिपासासु तन्द्रानिद्राकरो भृशम् ॥**

વસ્ત્રથી ઉત્પન્ન કરેલો વાયુ વ્રણ રોગીને તથા શોફ રોગીને હિતકર નથી; તેમાં રાતા લૂગડાથી વાયુ ઉત્પન્ન થયો હોય તે તો વિશેષે કરીને વર્જવો. કેમકે તે કફને તથા રક્તને કોપાવેછે તથા ઘણા રોગને ઉત્પન્ન કરેછે. વળી તે શ્રમ, ગ્લાનિ અને તરસ એ ઉપદ્રવોમાં અત્યંત તંદ્રા તથા નિદ્રા ઉત્પન્ન કરે એવો છે.

## ચર્મવાયુ.

छागमौरभ्रमेणैस्तु चर्मव्यजनमुत्तमैः ।
कासश्वासक्षतक्षीणशोषदोषविकारनुत् ॥
अजचर्मोद्भवो वायुस्त्रिदोषशीतशूलहा ।
खल्लीवर्णविसर्पघ्नः कंडूकुष्ठविनाशनः ॥

બકરાના, ઘેટાના અને હરણના ચામડાના ઉત્તમ વીંજણાનો વાયુ ખાંસી, શ્વાસ, ઉરઃક્ષત, ક્ષય, શોષરોગ, એ સઘળા વિકારને નાશ કરનારો છે; બોકડાના ચામડાથી ઉપજેલો વાયુ ત્રિદોષ, શીત અને શૂળને મટાડનારો છે, તેમજ ખલ્લી નામે વાયુના રોગને, મુખના ચેહેરાના રોગને, વિસર્પ (રતવા) ના રોગને, ખસને તથા કુષ્ટ (કોઢ) ને નાશ કરનારો છે.

## વાંસનો વાયુ.

वैणवं व्यजनं तन्द्रानिद्राकरणमेव च ।
रूक्षोऽतिकषायरसो न च वातप्रकोपनः ॥

इति वेणुवायुः ।

વાંસના પંખાનો વાયુ તંદ્રા અને નિદ્રા ઉત્પન્ન કરેછે; વળી તે રૂક્ષ અને અતિ તુરા રસવાળો છે તથા વાયુને કોપાવનારો નથી.

## કાંસ્યપાત્રનો વાયુ.

कांस्यपात्रमरुद्रूक्षः सोष्णो वातस्य शान्तिकृत् ।
दाहश्रमघ्नः स्वेदघ्नो निद्रासौख्यकरो नृणाम् ॥

કાંસ્યપાત્રનો વાયુ રૂક્ષ, ગરમ, અને વાયુ રોગની શાંતિ કરનારો છે; વળી તે દાહ, શ્રમ, અને ખેદને નાશ કરનારો તથા મનુષ્યોને નિદ્રાનું સુખ આપનારો છે.

## તાલપત્ર અને કેલપત્રનો વાયુ.

**तालपत्रकरम्भाया दलस्य व्यजनो हिमः ।**
**मधुरोऽतिश्रमघ्नः स्यादार्द्रत्वात् कफकोपनः ॥**
**निद्राकरः प्रीतिकरः शोकरोगविकारहा ।**
**दाहपित्तश्रमग्लानिनाशनो भ्रमशान्तिकृत् ॥**

इति तालपत्रवायुः ।

તાડના પાંદડાનો તથા કેળના પાંદડાનો વાયુ ઠંડો, મધુર અને અતિ શ્રમને નાશ કરનારો છે, તથા તે વાયુ લીલો હોવાથી કફને કોપાવેછે. વળી તે નિદ્રા ઉત્પન્ન કરનાર, પ્રીતિ ઉપજાવે એવો, શોક અને રોગના વિકારને નાશ કરનારો, તથા દાહ, પિત્ત, શ્રમ અને ગ્લાનિને નાશ કરનારો તથા ભ્રમને શમાવનારો છે.

## વીરણોનો તથા મોરપીંછનો વાયુ.

**उशीरमूलरचितं व्यजनं शिखिपिच्छकैः ।**
**व्यजनेन सुगन्धः स्यात् मन्दशीतगुणात्मकः ॥**
**ग्लानिमूर्च्छाभ्रमशोषविसर्पविषदर्पहा ।**
**इति पञ्चविधो वायुरुपायेन कृतो नृणाम् ॥**

इति त्रयोदश वातगुणाः ।

વીરણોના મૂળના વાળાથી બનાવેલા પંખાનો તથા મોરનાં પીંછાંના પંખાનો વાયુ સુગંધવાળો, તથા મંદ અને શીતળતા ગુણવાળો છે. એ વાયુ ગ્લાનિ, મૂર્છા, ભ્રમ, શોષ, વિસર્પ રોગ, અને ઝેરના જોરનો નાશ કરનારો છે. એ રીતે પાંચ પ્રકારનો વાયુ મનુષ્યોને અર્થે ઉપાયથી ઉત્પન્ન કરેલો જાણવો. એ પ્રમાણે આઠ દિશાના આઠ અને પાંચ કૃત્રિમ મળીને તેર પ્રકારના વાયુના ગુણ કહ્યા.

## ઋતુ પરત્વે વાયુનો પ્રવાહ.

**शिशिरे पूर्वकृद्वायुराम्ले यो हेमन्ते मरुत् ।**
**वसन्ते दक्षिणो वायुर्ग्रीष्मे नैर्ऋत्यकस्तथा ॥**

**वर्षासु पश्चिमो वायुर्वायव्यः शरदि स्मृतः ।**
**हेमन्ते शिशिरे चैव कथितश्चोत्तरोऽनिलः ॥**

શિશિર ઋતુમાં પૂર્વનો વાયુ વાય છે, હેમંત ઋતુમાં અગ્નિકોણનો વાયુ વાય છે, વસંત ઋતુમાં દક્ષિણનો વાયુ વાય છે, ગ્રીષ્મ ઋતુમાં નૈઋત્યનો વાયુ વાય છે, વર્ષા ઋતુમાં પશ્ચિમનો વાયુ વાય છે, શરદ્ ઋતુમાં વાયવ્ય કોણનો વાયુ વાય છે, તથા હેમંત અને શિશિર ઋતુમાં ઉત્તરનો વાયુ વાય છે.

### એક દિવસમાં છ ઋતુનો પ્રકાર.

**तार्तीये निपुणा वदन्ति जलदं तस्मान्निशीथे शरत्**
**प्रोक्तः शैशिरिकस्ततो हिमऋतुः सूर्योदयादुग्रतः ।**
**मध्याह्ने च तथा वदन्ति निपुणा ग्रैष्मो ऋतुः स्यात्ततो**
**वासन्ती कथिता ऋतुस्तु मुनिभिः पूर्वाह्ण एवं सदा ॥**

इति दिनमध्ये षट्ऋतूपचारः ।

દિવસને ત્રીજે ભાગે એટલે વીસ ઘડી દિવસની ગયા પછી દસ ઘડી સુધીના સમયને કુશળ વૈદ્યો વર્ષા ઋતુ કહેછે; તે વખત પછી મધ્યરાત્રી થતા પેહેલાંની દસ ઘડીને શરદ્ ઋતુ કહેછે, તે પછી એટલે વીસ ઘડી રાત્રી જતાં સુધી શિશિર ઋતુ કહેવાયછે; તે પછીની દસ ઘડી જે સૂર્યોદય પેહેલાંની હોયછે તેને હેમંત ઋતુ કહેછે; સૂર્યોદય થયા પછી દસ ઘડી સુધી જે દિવસનો પેહેલો ભાગ કહેવાયછે તેમાં મુનિયોએ સદા વસંત ઋતુ કહેલી છે; અને નિપુણ વૈદ્યો મધ્યાન્હે એટલે દિવસની વચલી દસ ઘડીમાં ગ્રીષ્મ ઋતુ કહેછે.

### ઝેરી વાયુનો સમય.

**कार्तिके मार्गशीर्षे वा माघे चाषाढसंज्ञके ।**
**ऋतुसन्धौ च हेमन्ते सविषः स्यात्तु मारुतः ॥**
**स यस्मिन्नगरे देशे ग्रामे वा काननेऽपि वा ।**
**संस्पृशेदुल्बणो वायुर्गोमनुष्येभवाजिनाम् ॥**
**तिलकं गोषु जानीयाद्यक्ष्माणं मानुषेषु च ।**
**गजेषु पावकं विद्याद्धयानां वेद्य उच्यते ॥**

**रक्षणीयं गजे पित्तं श्लेष्मा वाजिषु सर्वदा ।**
**पवनोऽयं मनुष्याणां रक्षणीयो हि सर्वदा ॥**

કાર્તિક, માગશર, માહા, આશાઢ, ઋતુઓનો સંધિ, અને હેમંત, એ ઋતુઓમાં વાયુ ઝેરી થાયછે. એ અતિ હાનિ કર્ત્તા વાયુ જે નગરમાં, દેશમાં, ગામમાં કે વનમાં ગાય, મનુષ્ય, હાથી કે ઘોડાને સ્પર્શ કરે તો તેથી ગાયને તિલક નામે રોગ થાયછે, મનુષ્યને ક્ષય રોગ થાયછે, હાથીને પાવક નામે રોગ થાયછે અને ઘોડાને વૈદ્ય નામે રોગ થાયછે. હાથીના શરીરમાં સદા પિત્તનું રક્ષણ કરવું; ઘોડાના શરીરમાં કફનું રક્ષણ કરવું; અને મનુષ્યોના શરીરમાં સર્વદા વાયુનું રક્ષણ કરવું.

## દોષોનો પ્રકોપ અને ઉપશમ.

**वर्षावायुः कुप्यतेऽन्तः शरत्सु लीनो वायुः कुप्यते पित्तरोगः ।**
**लीयेत् पित्तं शैशिरे श्लेष्मकुञ्जे हेमन्ते वा चीयमानस्तथापि ॥**
**कोपं याति श्लेष्मरोगो वसन्ते तस्माच्छान्तिं श्लेष्मरोगस्य चोष्णे।**
**पित्तं यात्युत्कोपितां ग्रीष्मकाले दृष्टा शान्तिः पैत्तिकी वार्षिके च॥**

इति दोषाणां प्रकोपोपशमः ।

વર્ષા ઋતુમાં મનુષ્યોના શરીરમાં વાયુનો પ્રકોપ થાયછે; શરદ્ ઋતુમાં વાયુ લીન થાયછે અને પિત્ત કોપે છે; શિશિર ઋતુમાં પિત્ત શાંત થાયછે; હેમંત ઋતુમાં કફ એકઠો થવા માંડેછે અને તે કફ વસંત ઋતુમાં કોપ પામેછે; એ કફની શાંતિ ગ્રીષ્મ ઋતુમાં થાયછે. ગ્રીષ્મ ઋતુમાં પિત્તકોપ પામેછે અને વર્ષા ઋતુમાં પિત્તની શાંતિ થયેલી જોવામાં આવેછે.

## વાયુના કોપનું નિદાન.

**अथो वातमूत्रपुरीषस्य रोधात् कषायातिशीताग्निशाजागरेषु ।**
**व्यवायेऽथवाहश्रमाद्वातिभुक्त्याध्वनिप्रायशो भाषणेनातिभीत्या॥**
**विरूक्षैरतिक्षारतिक्तैः कटूभिस्तथा यानदोलाश्वकोष्ट्रे रथे वा ।**
**खरे कुञ्जरे मन्दिरारोहणेनोपवासे भवेन्मारुतस्य प्रकोपः ॥**
**शीते दिने दुर्दिने स्नानपीतेऽपराह्णे निशाजागरे वासरे वा ।**
**वर्षासु वै केवलं याति कोपं मरुत्सेवितो याति भुक्तस्य जीर्णे ॥**

मसूराः कलायाश्चनिष्पावकाश्च महामाखशुभ्रा यवाश्चामलाः स्युः।
मकुष्टस्तथा चाणकोन्यः प्रदिष्टो हिमाः कङ्गुनीवाररक्ताश्च शाल्यः॥
तथा कोरदूषश्च श्यामाक एतैः कृतं चोदनं वा यवागूश्टतं वा।
कलिङ्गानिवास्तूकचिल्लीकपूतीपलाण्डुस्तथा गृञ्जनंकन्दशाकम्॥
इमे सेवितात्यर्थमेति प्रकोपं समीरस्य चोक्तं सुरा संभवं तु।
ततो यत्नतो रक्षणीयो मनुष्यैः शुभं नेहसे त्वं सदा रोगशान्तिम्॥

इति वायुप्रकोपः।

વાયુ, મૂત્ર અને ઝાડો, એમને અટકાવવાથી, તુરો રસ ખાવાથી, અતિ ઠંડા પદાર્થ સેવવાથી, રાત્રે ઉજાગરો કરવાથી, સ્ત્રી સંભોગ કરવાથી, દિવસે શ્રમ કરવાથી, અતિશય ખાવાથી, માર્ગમાં ચાલવાથી, અતિશય બોલવાથી, અતિ ભયથી, રૂક્ષ પદાર્થો ખાવાથી, અતિ ખારા, કડવા, અને તીખા રસ ખાવાથી, હીંચકા ખાવાથી, ઘોડા-ઉંટ-રથ-ગધેડાં કે હાથી ઉપર બેશીને મુસાફરી કરવાથી, અને ઘરમાં દાદરો ચડવાથી વાયુનો પ્રકોપ થાયછે. વળી જે દિવસે ટાઢ અતિશય પડતી હોય ત્યારે, વરસાદની હેલીના દિવસ હોય ત્યારે, સ્નાન કર્યા પછી, પાન કર્યા પછી, દિવસના પાછલા ભાગમાં, રાત્રીએ જાગરણ કરવામાં, ખાધેલું પચી ગયા પછી, વર્ષા ઋતુમાં અને બહુ પવન ખાવાથી વાયુ કોપ પામેછે. મસૂર, વટાણા, વાલ, અડદ, ચોખા, ધોળા જવ, મઠ, ચણા, કાંગ, નમાર, અને રાતી ડાંગરો જે ઠંડી હોયછે તે, કોદરા, સામો, એ સર્વનો ભાત, ખીચડી કે યવાગૂ અથવા ઓસામણ કરીને ખાધું કે પીધું હોય તો તેથી વાયુનો પ્રકોપ થાયછે. કાળંગડાં, વથુઓ, ચીલની ભાજી, કરંજની ભાજી, ડુંગળી, ગાજર, કંદશાક, એ સર્વનું સેવન કરવાથી વાયુ અતિશય કોપેછે, તેમજ મદ્ય પીવાથી પણ વાયુ કોપેછે. માટે મનુષ્યોએ યત્ને કરીને એવા પદાર્થો થકી વાયુનું રક્ષણ કરવું; અને હે પુત્ર! તું પણ જો મનુષ્યોનું શુભ ઇચ્છતો હોય અને સદા રોગની શાંતિ થાય એમ ઇચ્છતો હોય તો વાયુનું કોપ પામવાથી રક્ષણ કરવું. અર્થાત્ વાયુ જેથી કોપ પામે એવો આહાર વિહાર કરવો નહિ.

## પિત્તના પ્રકોપનું નિદાન.

**अत्युष्णकट्वम्लरूक्षैर्विदाहैः ससीधुसुरासेवनेनोपवासैः ।**
**घर्मेण क्रोधेन वा स्वेदनेन व्यवायेन वा याति कोपं च पित्तम् ॥**
**कुलत्थाढकीयूषमूलाकशिग्रुशठीसर्षपाराजिकाशाकमेव ।**
**निशाजागरेणापि युद्धे श्रमे वा घनान्ते शरत्सु प्रकोपः प्रदिष्टः॥**
**उष्णेन वा चोष्णकाले शरत्सु भृशं वासरे मध्यमे वा निशीथे ।**
**जीर्णे रसे भुक्तमात्रे प्रकोपः प्रदिष्टो विदैः कोविदैः पैत्तिकः स्यात्॥**

इति पित्तप्रकोपस्य निदानम् ।

અતિશય ગરમ, તીખું, ખાટું, રૂક્ષ, વિદાહી પદાર્થો, સીધુ નામનું મદ્ય, સુરા નામનું મદ્ય, એ સર્વના સેવનથી, ઉપવાસ કરવાથી, ઉકળાટ થવાથી, ક્રોધથી, પરસેવો કાઢવાથી અને સ્ત્રીસંગથી, પિત્તકોપ પામેછે. વળી કળથી અથવા તુવેરની દાળનું પાણી, મૂળા, સરગવાની ભાજી, આંબા હળદર અથવા ખાટી ભીંડીની ભાજી, સરસવની ભાજી, રાઇની ભાજી, એ પદાર્થો ખાવાથી, રાત્રે ઉજાગરો કરવાથી, યુદ્ધ કરવાથી, શ્રમ કરવાથી, વરસાદ આવી રહ્યા પછી, અને શરદ્ ઋતુમાં પિત્તનો કોપ થાયછે એમ પ્રાચીન વૈદ્ય આચાર્યોએ કહેલું છે. વળી બુદ્ધિમાન અને જ્ઞાની વૈદ્યોએ એમ કહેલું છે કે ગરમ પદાર્થ સેવવાથી, ઉષ્ણ ઋતુના કારણથી, શરદ્ ઋતુમાં, દિવસના મધ્ય ભાગમાં, મધ્યરાત્રે, અને ભોજન કરેલા પદાર્થોનો રસ પચી ગયા પછી, પિત્તનો પ્રકોપ ઘણો થાયછે.

## કફના પ્રકોપનું નિદાન.

**निशाजागरो वासरे वातिनिद्रा सुशीतोदसंसेवनं शीतकाले ।**
**पयःपानपीयूषमिक्षुस्तिलैस्तु तथा गृञ्जनैः कन्दशाकैरथापि ॥**
**सदा सेवितैर्वास्तुकैश्चांडमत्स्यैः दधिपिच्छिलैर्माषमद्यैर्गुरूभिः ।**
**अतिस्निग्धसंसेवनैर्भोजनेषु प्रदिष्टः कफस्य प्रकोपो वसन्ते ॥**
**दिनान्ते प्रभाते निशान्ते नरस्य प्रकोपः प्रदिष्टोपभुङ्क्ते न जीर्णे ।**
**सशीतेऽथवा शीतकाले निशान्ते कफस्य प्रकोपः प्रदिष्टः सुधीभिः**

इति कफप्रकोपः ।

રાત્રે જાગરણ કરવાથી, દિવસે અતિશય ઉંઘવાથી, શીયાળામાં અતિ ઠંડા પાણીનું સેવન કરવાથી, દૂધ પીવાથી, નવું દૂધ ખાવાથી, સેરડીનો રસ પીવાથી, તલ ખાવાથી, ગાજર ખાવાથી, કંદશાક ખાવાથી, વથુઆની ભાજી, ઇંડાં કે માછલાં સદૈવ ખાવાથી, પિચ્છાવાળું (ખડબાંવાળું) દહીં ખાવાથી, અડદ ખાવાથી, મદ્ય પીવાથી, ભારે પદાર્થો ખાવાથી, ભોજનમાં અતિ સ્નેહવાળા (ચીકણા) પદાર્થ ખાવાથી, અને વસંત ઋતુમાં કફનો પ્રકોપ થાયછે એમ કહ્યું છે. વળી સંધ્યાકાળે, સવારમાં, રાત્રીના અંતમાં (પાછલી રાત્રે), તથા એક વાર ખાધેલું અન્ન પચી ન ગયું હોય તે વખતે બીજું ખાવાથી, કફનો કોપ થાયછે એમ કહેલું છે. તેમજ જ્યારે અતિ ટાઢ પડતી હોય ત્યારે, અથવા શીત ઋતુમાં અથવા રાત્રીના અંત ભાગમાં કફનો પ્રકોપ થાયછે એમ બુદ્ધિમાન વૈદ્યોએ કહેલું છે.

## બે દોષના એકઠા પ્રકોપનું નિદાન.

**यदा विपर्यासगते ऋतौ च प्रकोपनं यस्य यथा प्रदिष्टम् ।**
**तत् सेवमानस्य नरस्य रोगः स्याद्वन्द्वजो नाम विकारकारी ॥**
**यस्मिन्नृतौ पित्तविकोप उक्तस्तस्मिन् यदि श्लेष्मविकोपनानि ।**
**संसेवते वा मनुजस्तदास्य भवेत् प्रकोपः कफपित्तयोश्च ॥**
**यस्मिन् मरुत् कुप्यति सेवते यः पित्तस्य कोपप्रकराणि यानि ।**
**विपर्ययो वा ऋतुधान्ययोश्च स पित्तवातप्रभवस्तदा स्यात् ॥**

इति द्वन्द्वजानां समुद्भवः ।

જે વારે ઋતુ બદલાતી હોય તે વખતે જે વસ્તુ જે દોષને જેવી રીતે કોપાવનારી કહેલી છે તે વસ્તુનું તે ઋતુમાં સેવન કરનારા પુરૂષને અનેક પ્રકારના વિકારને ઉત્પન્ન કરનારો દ્વંદ્વજ રોગ (બે દોષ એકઠા મળવાથી થયેલો રોગ) થાયછે. જેમ કે, જે ઋતુમાં પિત્તનો પ્રકોપ થાયછે એમ કહેલું છે, તે ઋતુમાં જો કફને કોપાવનારા આહાર વિહારાદિક મનુષ્ય સેવે તો તેના કફ અને પિત્ત બન્નેનો પ્રકોપ થાયછે, વળી જે ઋતુમાં વાયુ કોપે છે તે ઋતુમાં જો મનુષ્ય પિત્તને કોપાવનારાં જે સાહિત્ય હોય તેનું સેવન કરે અથવા તે ઋતુથી વિપરીત બીજી ઋતુમાં તજવા જેવાં ધાન્યાદિકનું સેવન કરે તો વાયુ અને પિત્ત બન્નેનો પ્રકોપ થાયછે.

## સન્નિપાતની ઉત્પત્તિ.

**विपर्यासागते काले रसे विपरिसेविते ।**
**तदा स्यात् सन्निपातो हि रोगोपद्रवकारकः ॥**

इति सन्निपातोत्पत्तिः ।

કાળના ફેરફારને વખતે જ્યારે વિપરીત રસનું સેવન કરવામાં આવેછે ત્યારે રોગ અને ઉપદ્રવને કરનારો સન્નિપાત ઉપજે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे दोषप्रकोपो नाम पञ्चमोऽध्यायः ।



# षष्ठोऽध्यायः

## છ પ્રકારના રસ.

**अथातः संप्रवक्ष्यामि रसानां च गुणागुणान् ।**
**येन विज्ञानमात्रेण रसानां गुणविद्भवेत् ॥**

હવે હું છ પ્રકારના રસના ગુણ તથા દોષ કહું છું, કે જેનું જ્ઞાન માત્ર થવાથી સમગ્ર રસના ગુણ જાણવામાં આવે.

**मधुरः कषायस्तिक्तोम्लकश्च क्षारः कटुः षड्रसनामधेयम् ।**
**द्वयं द्वयं वातकफप्रकोपनं द्वयं तथा पित्तकरं वदन्ति ॥**

એ છ રસનાં નામ—મધુર, કષાય (તુરો), કડવો, ખાટો, ખારો, અને તીખો, એવાં છે. એમાંના બે રસ વાયુને, બે રસ કફને અને બે રસ પિત્તને કોપાવનારા છે.

## છ પ્રકારના રસના ગુણ દોષ.

**क्षारः कषायः पवनप्रकोपी मधुरोऽथ तिक्तः कफकोपनश्च ।**
**कट्वम्लकौ पित्तविकारकारिणौ कट्वम्लकौ वातशमौ प्रदिष्टौ ॥**
**पित्तस्य नाशी मधुरः सतिक्तः कटुकषायौ शमनौ कफस्य ।**
**अन्योन्यमेतच्छमनं वदन्ति परस्परं दोषविवृद्धिमन्तः ॥**

ખારો અને તુરો રસ વાયુને કોપાવેછે; મધુર અને કડવો રસ કફને કોપાવેછે, તથા તીખો અને ખાટો રસ પિત્તવિકાર ઉત્પન્ન કરેછે. વળી તીખો અને ખાટો રસ વાયુને શમાવેછે; મધુર અને કડવો રસ

પિત્તનો નાશ કરેછે; તથા તીખો અને તુરો રસ કફને શમાવેછે. એવી રીતે એ રસ એક બીજાને મળીને દોષને શમાવેછે અને પરસ્પર મળીને દોષની વૃદ્ધિ પણ કરેછે.

**मधुरकटुकावन्योन्यस्य प्रकर्षविधायिनी**
**लवणवियुतोम्लकः प्रोक्तो विशेषरसानुगः ।**
**अविकृतस्तथा तिक्तैर्युतः कषायरसो लघु-**
**र्भवति सुतरां स्वादे श्रेष्ठो गुणं प्रकरोति वै ॥**

મધુર અને તીખો રસ એક બીજા સાથે મળીને એક બીજાના ગુણનો વધારો કરેછે, લવણ અને ખાટો એ બન્ને જૂદા જૂદા રસ કોઈ વિશેષ રસને અનુસરનારા છે. એટલે જે રસની સાથે તે મળે તેના ગુણને વધારનારા છે. કડવા સાથે તુરો રસ મળવાથી તે વિકાર ન પામેલો હોય તો તે હલકો છે તથા સ્વાદમાં અતિશય શ્રેષ્ઠ હોઈને ગુણકારી થાયછે.

**कटुतिक्तकषायाश्च कोपयन्ति समीरणम् ।**
**कट्वम्ललवणाः पित्तं स्वाद्वम्ललवणाः कफम् ॥**
एते रसा एतेषां दोषाणां विरुद्धाः ।
**समीरणे तु नो देयाः कटुतिक्तकषायकाः ।**
**पित्ते कट्वम्ललवणाः स्वाद्वम्ललवणाः कफे ॥**
एते दोषाणां दोषकराः ।

તીખો, કડવો અને તુરો રસ વાયુને કોપાવેછે; તીખો, ખાટો અને ખારો રસ પિત્તને કોપાવેછે; તથા મધુર, ખાટો અને ખારો રસ કફને કોપાવેછે. કેમકે એ રસ એ દોષોને વિરૂદ્ધ છે. અને એટલામાટેજ વાયુના રોગમાં તીખો, કડવો અને તુરો રસ આપવો નહિ; તીખો, ખાટો અને ખારો રસ પિત્તમાં આપવો નહિ; તથા મધુર, ખાટો અને ખારો રસ કફમાં આપવો નહિ.

**स्वाद्वम्ललवणान्वाते तिक्तस्वादुकषायकान् ।**
**पित्ते कफे तिक्तकटुकषायान् योजयेद्रसान् ॥**
मधुराम्लौ क्षारकटुकौ तिक्तकषायकौ चेत्येतावन्योन्यरसविरोधनौ भवेताम् ।

વળી આ રસો વાતાદિ દોષને દોષ કરનારા છે એટલે તેમને નાશ કરનારા છે. તે રસ આ પ્રમાણે છેઃ મધુર, ખાટો અને ખારો રસ

વાયુમાં યોજવો; કડવો, મધુર અને તુરો રસ પિત્તમાં યોજવો; કડવો-તીખો અને તુરો રસ કફમાં યોજવો. વળી મધુર અને ખાટો, ખારો, અને તીખો, તથા કડવો અને તુરો, એ રસ પરસ્પર વિરોધી છે.

## છએ રસોનું રસ વીર્ય

### મધુરવીર્ય.

## अथ षण्णां रसानां रसवीर्यम् ।

**यः स्वादुः श्रमशोषहारिबलकृद्वीर्यप्रदः पुष्टिदः**
**प्रह्लादो रसने करोति तदनु श्लेष्मप्रवृद्धिं ततः ।**
**पित्तानां दमनः श्रमोपशमनो वृष्यो नराणां हितः**
**क्षीणानां क्षतपाण्डुनेत्ररुजसंहर्ता भवेन्माधुरः ॥**

इति मधुरवीर्यम् ।

મધુર રસ સ્વાદમાં મધુર, શ્રમ અને શોષનું હરણ કરનાર, બળને ઉત્પન્ન કરનાર, વીર્ય આપનાર, પુષ્ટિ કરનાર, રસન ઇંદ્રિયને હર્ષ પમાડનાર, કફને વધારનાર, પિત્તને દમનાર અર્થાત્ શમાવનાર, થાકને શમાવનાર, પુરૂષોને પુષ્ટિ કરનાર તથા હિતકર, ઉરઃક્ષત ક્ષયથી ક્ષીણ થઈ ગયેલા પુરૂષોની ક્ષીણતાને હરનાર, તથા પાંડુરોગ અને નેત્રરોગને મટાડનાર છે.

### કડવા રસનું વીર્ય.

**यस्तिक्तः कफवायुसंहृतिकरः कुष्ठादिदोषापहः**
**शीतः सर्वरुजापहो भ्रमहरो रुच्यो न संक्लेदनः ।**
**जिह्वास्फोटकनाशनोऽथ भवति क्षीणक्षतानां हितो**
**वक्त्रोल्लासकरः प्रकृष्टकथितो निम्बादिकास्वादकृत् ॥**

इति तिक्तवीर्यम् ।

કડવો રસ કફ અને વાયુનો સંહાર કરનારો, કોઢ વગેરે દોષને મટાડનારો, ઠંડો, સઘળી પીડાઓને નાશ કરનારો, ભ્રમને મટાડનારો, રૂચિ ઉત્પન્ન કરનારો, ક્લેદ (ભિનાશ) ને નહિ ઉપજાવનારો, જીભના ફોલ્લાને મટાડનારો, ક્ષીણ થયેલાને તથા ક્ષતવાળાને હિતકર, મુખને ઉલ્લાસ કરનારો અને લીંબડા વગેરેના જેવા સ્વાદવાળો ઉત્તમ રસ છે.

## તીખા રસનું વીર્ય.

नेत्रं स्रावयते मुखं विदहते कर्णस्य तापं वहन्
बीभत्सं तनुते मुखं विकुरुते पित्तासृजं कोपयन् ।
अग्नीनभ्युषते क्षतं विदहते क्षीणे न शस्तो भवेत्
वातानाहरते कफं च दहते कटुको महारौद्रकः ॥

इति कटुवीर्यम् ।

તીખો રસ આંખમાંથી પાણી આણે છે, મુખને દઝાડે છે, કાનમાં ઝાળ લગાડે છે, મુખમાંથી લાળ વગેરે કાઢીને તેને બીભત્સ કરી મૂકે છે, તથા વિકારવાળું કરી દે છે, પિત્તરક્તને કોપાવે છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે, ચાંદુ હોય તે બાળી મૂકે છે—તેમાં અગન બાળે છે, વાયુઓને હરેછે, અને કફનો નાશ કરેછે. તીખો રસ મહારૌદ્ર છે માટે તે ક્ષીણ થએલા પુરૂષને હિતકર નથી.

## ખાટા રસનું વીર્ય.

जिह्वाक्लेदं जयनति तथा नेत्रनिर्मीलनं च
बीभत्सं वा जनयति सदा वातरोगापहारी ।
कण्डूकुष्ठक्षतरुजकरो नो हितः शोफिनः स्या-
दम्लः प्रोक्तो मरुतशमनोऽसृक्प्रकोपं तनोति ॥

इत्यम्लरसवीर्यम् ।

ખાટો રસ જીભમાં પાણી ઉત્પન્ન કરેછે, આંખો મીંચાવી દે છે, લાળ વગેરે બીભત્સતા ઉત્પન્ન કરેછે, વાયુના રોગનું હરણ કરેછે, ખસ, કોઢ અને ચાંદાંની પીડાને ઉત્પન્ન કરેછે, વાયુને શમાવેછે. અને લોહીને બગાડે છે. એ રસ સોજાના રોગવાળાને હિતકર નથી.

## કષાય રસનું વીર્ય.

जिह्वां कण्ठं ग्रसति नितरां ग्राहकश्चातिसारे
श्लेष्मव्याधेरुपशमकरः श्वासकासापहर्ता ।
हिक्काशूलं हरति नितरां शोधनः स्याद्व्रणानां
प्रोक्तश्चायं समधिकगुणो भव्य एषः कषायः ॥

इति कषायरसवीर्यम् ।

તુરો રસ જીભ અને કંઠને અતિ સંકુચિત કરી નાંખે છે, અતિસારના રોગમાં ઝાડાને બાંધે છે, કફના વ્યાધિને શમાવેછે, ખાંસી અને શ્વાસને મટાડે છે, હિક્કા અને શૂળરોગને છેકજ નાશ કરેછે, અને વ્રણ (ચાંદાં) ને સ્વચ્છ કરેછે; એવા ઘણા ગુણવાળો આ ઉત્તમ તુરો રસ છે.

### ખારા રસનું વીર્ય.

**क्षारः क्लेदं जनयति मुखे स्वादुरुष्णो विदाही**
**शूलश्लेष्मारुचिहरतृषामूत्रकृच्छोषणश्च ।**
**आमाहारं जरयति पुनर्वह्निसन्धुक्षणः स्यात्**
**श्रेष्ठः प्रोक्तः सकलरसगुणः सर्वतो योग्यभूतः ॥**

इति क्षारवीर्यम् ।

ખારો રસ મુખમાં ભીનાશ ઉત્પન્ન કરે છે, સ્વાદમાં મધુર છે, (ગુણમાં) ઉષ્ણ છે, અને (પચન થવામાં) વિદાહી છે, વળી તે શૂળ, કફ, અને અરૂચિને નાશ કરનાર છે; તરસ ઉત્પન્ન કરેછે, પેસાબ વધારે છે, ધાતુઓનું શોષણ કરેછે, કાચા આહારને પચાવેછે, અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે. એવી રીતે સઘળા રસના ગુણવાળો અને સર્વે રસમાં યોગ્યતાવાળો આ ખારો રસ શ્રેષ્ઠ કહેલો છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे षड्रसो नाम षष्ठोऽध्यायः ।

---

## सप्तमोऽध्यायः

---

### જળ વર્ગ.

**अथातः संप्रवक्ष्यामि पानीयानि पृथक्पृथक् ।**
**शृणुध्वं च समासेन गुणान् गुणविपर्ययम् ॥**

હવે હું પાણીઓના ગુણ અને દોષ સંક્ષેપમાં જૂદા જૂદા કહુંછું, તે તું સાંભળ.

### પાણીના પ્રકાર.

**द्विविधं चोदकं प्रोक्तमान्तरिक्षं तथौद्भिदम् ।**
**आन्तरिक्षं तु द्विविधं गाङ्गं सामुद्रिकं पयः ॥**

तच्च चतुर्विधं प्रोक्तमन्तरिक्षसमुद्भवम् ।
भूमौ निपतितं तच्च जातं चाष्टविधं जलम् ॥
सारसं चौद्भिदं चैव वापीकूपोदकं तथा ।
नदीतटाकजं प्रोक्तं निर्झरं चौड्यजं तथा ।
इति चाष्टविधं प्रोक्तं नवमं नालिकेरजम् ॥

પાણી બે પ્રકારનું છે. (૧) આંતરિક્ષ એટલે આકાશમાંથી પડેલું, અને (૨) ઔદ્ભિદ એટલે પૃથ્વીના ખડકોમાં રહેલું. આંતરિક્ષ પાણીના બે પ્રકાર છે. (૧) ગાંગ પાણી અને (૨) સામુદ્રિક પાણી. વળી આંતરિક્ષ પાણીના ચાર બીજા પ્રકાર પણ છે (તે આગળ કહેવામાં આવશે). આંતરિક્ષ પાણી પૃથ્વીઉપર પડીને આઠ પ્રકારનું થાયછે. સારસ એટલે સરોવરમાં રહેલું, ઔદ્ભિદ એટલે પથરાના ખડકોમાંથી નીકળેલું, વાવનું પાણી, કૂવાનું પાણી, નદીનું પાણી, તળાવનું પાણી, ઝરણનું પાણી, અને ચૌડ્ય અથવા ઉતળાં પાણીની જગોએ ખોદેલાં વેહેળીઆંનું પાણી, એ પ્રકારે આઠ પ્રકારનું પાણી કહેલું છે અને નવમું નાળિયેરનું પાણી.

## ગાંગજળની પરીક્ષા.

गाङ्गसामुद्रविज्ञानं कथयिष्यामि साम्प्रतम् ॥
धारितं येन पात्रेण लक्ष्यते येन तद्विधम् ॥
धौतं शुद्धं सितं वस्त्रं चतुर्हस्तप्रमाणकम् ।
दण्डास्त्रिहस्ताश्चत्वारः चतुष्कोणेषु बन्धयेत् ॥
तस्मात्प्रतिच्यवत्तोयं शुद्धे रौप्यमयेऽथवा ।
कांस्यपात्रे समुद्धृत्य परीक्षेत भिषग्वरः ॥
शुद्धं कर्पासतूलं वा श्वेतशाल्योदनस्य वा ।
पिण्डिका तत्र संक्षिप्ता श्वेततां याति सा पुनः ॥
श्वेता तु निर्मला पिण्डी शुद्धं च विमलं पयः ॥
तद्गाङ्गं सर्वदोषघ्नं गृहीतं यत्सुभाजने ॥

એ પાણીઓમાંથી ગાંગજળ અને સામુદ્રજળ ઓળખવાની રીતિ હમણાં હું કહું છું. એટલે તે પાણીને શામાં ઝીલવું તથા કેવા વાસણમાં નાખીને તેને શી રીતે પારખવું તે કહું છું. ચાર હાથ લાંબું અને ચાર હાથ પોહોળું એવું શુદ્ધ સફેદ ધોયેલું વસ્ત્ર લેવું તેને ચાર ખૂણે

ત્રણ ત્રણ હાથના ચાર ડંડા બાંધવા. પછી તે કપડામાં આકાશમાંથી પડતું પાણી ઝીલવું અને નીચે રૂપાનું અથવા કાંસાનું શુદ્ધ વાસણ મૂકીને તેમાં તે પાણી પડવા દેવું. પછી એ પડેલા પાણીની પરીક્ષા ઉત્તમ વૈદ્યે કરવી. એ આવી રીતેઃ કપાસનું શુદ્ધ રૂ લેઈને તેની અથવા ધોળા ચોખાના ભાતની પિંડિ કરીને તે પાણીમાં નાખવી; પછી તેને બાહાર કાઢીને જોવી કે તે હતી તેવીને તેવી શ્વેત રહી છે કે તેનો રંગ બદલાયો છે? જો પિંડી શ્વેત અને નિર્મળ હોય તો પાણી શુદ્ધ અને નિર્મળ જાણવું. એ પાણીને ગાંગ પાણી જાણવું, તથા તે સર્વ દોષને હણનારૂં છે એમ જાણીને તેને સારા વાસણમાં ભરી લેવું.

### ગાંગજળના ગુણ.

तद्धारयेच्च मतिमान् बल्यं मेध्यं रसायनम् ।
श्रमक्लमपिपासार्घ्नं कण्डूदोषनिवारणम् ॥
लघु मूर्च्छातृषाच्छर्दिमूत्रस्तम्भविनाशनम् ।
गङ्गोदकस्य वृष्टिः स्याद्दिवसे वा प्रदृश्यते ॥

इति गाङ्गोदकपरीक्षा ।

એ ગાંગ પાણી બુદ્ધિમાન્ પુરૂષે રાખી મૂકવું કેમકે તે બળ આપનારૂં, બુદ્ધિને વધારનારૂં, અને રસાયન એટલે વૃદ્ધાવસ્થા તથા વ્યાધિને મટાડનારૂં છે. વળી તે થાક, ખેદ, અને તરસને નાશ કરનારૂં, ખસના દોષનું નિવારણ કરનારૂં, હલકું, મૂર્છા, તૃષારોગ, બકારી, (ઉલટી), અને મૂત્રસ્તંભને નાશ કરનારૂં છે. એ ગાંગોદકની વૃષ્ટિ થાયછે તથા તે દિવસે જોવામાં આવેછે.

### સામુદ્રજળના ગુણ.

आविलं समलं नीलं घनं पीतमथापि च ।
सक्षारं पिच्छिलं चैव सामुद्रं तन्निगद्यते ॥
सघनं कफकृत्तच्च कण्डूश्लीपदकारकम् ।
सवातलं च विज्ञेयं रक्तदोषार्तिकारणम् ॥

इति सामुद्रोदकम् ।

જે પાણી ડોહોળાયલું, મળવાળું, નીલ રંગનું, જાડું, અથવા પીળા રંગનું, ક્ષારવાળું, અને પિચ્છાવાળું હોય તેને સામુદ્રજળ કહેછે. એ

પાણીમાં જે જાડું હોયછે તે કફ કરનારૂં, ખસ ઉપજાવનારૂં અને વા-ળાના રોગને પેદા કરનારૂં છે. વળી તે વાયુકર્તા તથા લોહી સંબંધી રોગની પીડાનું કારણ છે એમ જાણવું.

## ચાર પ્રકારની વૃષ્ટિ.

**द्विविधं चोदकं प्रोक्तं तथा वक्ष्ये चतुर्विधम् ।**
**रात्रिवृष्टिर्दिवावृष्टिर्दुर्दिना वा क्षणोद्भवा ॥**

ઉપર ગાંગ અને સામુદ્ર એ પ્રકારનું જળ કહ્યું. હવે જળના ચાર પ્રકાર કહીએ છીએ. (૧) રાત્રિ વૃષ્ટિ, (૨) દિવા વૃષ્ટિ એટલે દિ-વસે વરસાદ થાય તે, (૩) દુર્દિન વૃષ્ટિ એટલે વરસાદની હેલી થવાથી રાતદહાડા જે પાણી વરસ્યા કરે તે, અને (૪) ક્ષણવૃષ્ટિ એટલે ચોમા-સામાં ગમે તે વખતે મેઘ ચઢી આવીને વરસે તે.

## રાત્રિવૃષ્ટિના ગુણ.

**निशाजलं कफकरं घनं शीतगुणात्मकम् ।**
**सामुद्रतोयस्य समं विज्ञेयं वातकोपनम् ॥**

રાત્રિએ થયેલી વૃષ્ટિનું પાણી કફ કરનારૂં, જાડું, ટાઢા ગુણવાળું, સામુદ્ર પાણીના જેવું, અને વાયુને કોપાવનારૂં છે એમ જાણવું.

## દિવાવૃષ્ટિના ગુણ.

**दिवा सूर्यांशुतप्ता च मेघा वर्षन्ति यत्पयः ।**
**तत्कफघ्नं पिपासाघ्नं लघु वातप्रकोपनम् ॥**

દિવસે સૂર્યના કિરણથી તપેલા મેઘ જે પાણી વરસે છે તે પાણી કફને નાશ કરનારૂં, તરસને મટાડનારૂં, હલકું અને વાયુને કોપાવનારૂં છે.

## દુર્દિનવૃષ્ટિના ગુણ.

**दुर्दिने वृष्टिसंपाते वातोद्भूतं सवातलम् ।**
**कफकृच्छोषहननं तर्पणं दोषकोपनम् ॥**

હેલીના દિવસોમાં જે વૃષ્ટિ પડેછે તેમાં વાયુથી ઉત્પન્ન થયેલું પાણી વાયુને ઉત્પન્ન કરનારૂં, કફને ઉત્પન્ન કરનારૂં, શોષને હણનારૂં, તૃપ્તિ ક-રનારૂં અને દોષને કોપાવનારૂં છે.

### ક્ષણવૃષ્ટિના ગુણ.

**तथा वा क्षणवृष्टिश्च दोषरोगकरी नृणाम् ।**
**कण्डूस्त्रिदोषजननं पानीयं न प्रशस्यते ॥**

તેજ પ્રમાણે શ્રાવણનાં સરવડાંમાં જે ક્ષણે ક્ષણે વરસાદ વરસે છે તેને ક્ષણવૃષ્ટિ કહેછે. એ ક્ષણવૃષ્ટિ મનુષ્યોને વાતાદિ દોષ અને જ્વરાદિ રોગ ઉત્પન્ન કરનારી છે. વળી તે પાણી ખસ અને ત્રિદોષ ઉત્પન્ન કરનારૂં છે માટે હિતકર નથી.

### શ્રાવણવૃષ્ટિના ગુણ.

**मेघा वमंति यत्तोयं सशैलवनकानने ।**
**श्रावणे निंद्यते भूमौ करांबु वर्षते रविः ॥**

इति श्रावणवृष्टिगुणाः ।

ઉપર ચાર પ્રકારની વૃષ્ટિ કહી તેવિના શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન અને કાર્તિક, (આપણા દેશમાં એને ઠેકાણે અનુક્રમે આશાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આસો, એ માસ સમજવા.) એ ચાર માસ ઉપરથી વૃષ્ટિના ચાર પ્રકાર થાયછે. તેમાંથી શ્રાવણ માસમાં પર્વત, વન અને વાડીમાં જે પાણી મેઘમાંથી પડેછે તે પાણી સૂર્ય પોતાનાં કિરણોમાંથી વરસે છે–અર્થાત્ કિરણોવડે તપાવીને વરસાવે છે માટે એ પાણી ભૂમિ ઉપર નિંદ્ય ગણાયછે.

### ભાદ્રપદવૃષ્ટિના ગુણ.

**सघनं नाभसं नीरं श्लेष्मकृद्वातकोपनम् ।**
**शमनं पित्तरोगाणां मधुरं रक्तदोषकृत् ॥**

इति भाद्रपदवृष्टिगुणाः ।

ભાદરવામાં વરસેલું પાણી જાડું તથા કફ અને વાયુને કોપાવનારૂં છે. વળી તે પિત્તરોગને શમાવનારૂં, મધુર તથા લોહીમાં બગાડ કરનારૂં છે.

### આશ્વિનવૃષ્ટિના ગુણ.

**रूक्षं पित्तकरं चाम्लं गुल्मरक्तविकारकृत् ।**
**चित्रानक्षत्रसम्भूतं खरं शस्यविदोपकृत् ॥**

इति आश्विनवृष्टिगुणाः ।

આસો માસમાં અથવા ચિત્રા નક્ષત્રમાં વરસેલું પાણી રૂક્ષ (લુખું), પિત્ત કરનારૂં, ખારૂં, તથા ગુલ્મ અને લોહી સંબંધી વિકાર કરનારૂં છે. વળી તે પાણી તીક્ષ્ણ (ખરડ-કડક) અને ધાન્યના છોડને બગાડનારૂં છે.

## કાર્તિકવૃષ્ટિના ગુણ.

**कार्तिकीवृष्टिसम्भूतं स्वातिसंपातशीतलम् ।**
**नाशनं च त्रिदोषाणां सर्वशस्यप्रवर्धनम् ॥**
**शीतलं बलकृद्वृष्यं तृड्दाहज्वरनाशनम् ।**

કાર્તિક માસમાં થયેલી વૃષ્ટિનું પાણી સ્વાતિ નક્ષત્રમાં પડેલું હોવાથી શીતળ હોયછે. વળી તે વાતાદિક ત્રણે દોષને નાશ કરનાર અને સર્વ ધાન્યની વૃદ્ધિ કરનારૂં છે, તથા શીતળ, બળ આપનારૂં, પૌષ્ટિક, અને તરસ તથા દાહજ્વરને નાશ કરનારૂં છે.

## સ્વાતિજળના ગુણ.

**क्वचित् पुण्यतरे देशे शरद्वर्षति माधवम ॥**
**पित्तज्वरविनाशाय शस्यनिष्पत्तिहेतवे ।**
**अम्बरस्थं सदा पथ्यममृतं स्वातिसम्भवम् ॥**
**गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यच्च भाजने ।**
**बल्यं रसायनं मेध्यं यन्त्रापेक्ष्यं ततः परम् ॥**
**कार्तिक्यादिचतुर्णां तु मासानां कार्तिका गुणाः ॥**

કોઇક વિશેષ પુણ્યવાળા દેશમાં શરદ્ ઋતુ જે વરસાદ વરસે છે તેથી પિત્તજ્વરનો નાશ થાયછે તથા ધાન્યની ઉત્પત્તિ થાયછે. સ્વાતિનું પાણી આકાશમાં રહેલું હોય (અર્થાત્ અંતરિક્ષથી ઝીલી લીધું હોય) તો તે સદૈવ પથ્ય છે. પાત્રમાં ઝીલી લીધેલું એવું આકાશનું પાણી ત્રણ દોષને નાશ કરનારૂં, બળ આપનારૂં, જરાવ્યાધિ નાશ કરનારૂં, અને બુદ્ધિ વધારનારૂં છે. પણ તે પાણી જો પૃથ્વીપર પડ્યું હોય તો યંત્રથી શુદ્ધ કર્યા પછી ઉપયોગમાં લેવા જેવું થાયછે. કાર્તિકથી માંડીને ચાર માસની વૃષ્ટિના ગુણ કાર્તિક માસના જેવા છે.

## અકાળવૃષ્ટિના ગુણ.

**अनार्तवं विमुञ्चन्ति जलं जलधरास्तु यत् ।**
**पतितं तत् त्रिदोषाय सर्वेषां देहिनामपि ॥**

**अकाले वृष्टिसन्तापसम्भूतं तद्विकारकृत् ।**
**विशेषात् श्लेष्मरोगाणां कारणान्न प्रशस्यते ॥**

इति कार्तिकीवृष्टिगुणाः ।

इति चातुर्मासिकं जलम् ।

વર્ષા ઋતુ વીતી ગયા પછી મેઘમાંથી જે વૃષ્ટિદ્વારા પાણી પડેછે તે સર્વે પ્રાણીઓને ત્રિદોષ ઉત્પન્ન કરનારૂં છે. એ પાણી કવખતે થએલી વૃષ્ટિના બાફથી વિકારવાળું થાયછે અને વિશેષે કરીને તે કફ સંબંધી રોગ ઉત્પન્ન કરનારૂં હોવાથી વખાણવા જેવું નથી.

## કરાના પાણીની ઉત્પત્તિ.

**अथान्यच्चतुर्विधं जलं प्रशस्यते ।**

**तथा धारं च कारं च तौषारं हैममेव च ।**
**चतुर्विधं समुद्दिष्टं तेषां वच्मि गुणागुणान् ॥**
**धारं चतुर्विधं प्रोक्तं वक्ष्ये कारं महामते! ।**
**श्रीमतां महाप्राज्ञानां हिताय रुजशान्तये ॥**
**स्वर्नद्याः शीतवातेन मेघविस्फूर्जसङ्कुलम् ।**
**शीताम्बु कठिनं भूत्वा शिलाजातं हिमेन तु ॥**
**पश्चात् सूर्यस्य सन्तापात्किञ्चिद्वै द्रवते जलम् ।**
**वमन्ति मेघाः सलिलशकलं शीतलं मतम् ॥**

इति कारकोत्पत्तिः ।

હવે બીજું ચાર પ્રકારનું જળ જે વખાણવા યોગ્ય છે તે કહીએ છીએ. ઉપર જે જળના ચાર પ્રકાર કહ્યા તેવુંજ ધાર એટલે વર્ષાદની ધારાઓથી પડેલું પાણી, કાર એટલે કરા રૂપે પડેલું પાણી, તૌષાર એટલે ઝાકળરૂપે પડેલું પાણી અને હૈમ એટલે હિમ (બરફ) રૂપે પડેલું પાણી, એવા ચાર પ્રકારનું જળ કહેલું છે તેના ગુણદોષ હું કહુંછું. એ ચારમાંથી ધારના પાણીના ચાર પ્રકાર પાડીને તેના ગુણ તો પાછળ કહ્યા છે; હવે હે મોટી બુદ્ધિવાળા હારીત! હું તને કારક અથવા કરાના જળના ગુણ કહુંછું કે જેથી તું તે જાણીને ધનવાન તથા મોટા બુદ્ધિવાળા પુરૂષોનું હિત કરે તથા તેમના રોગને મટાડે. મેઘની ગર્જનાથી

છિન્નભિન્ન થઇને ઠંડું થયેલું પાણી આકાશગંગાના ઠંડા વાયુવડે કઠણ થાયછે અને પછી હિમવડે પથરાની પેઠે બાઝી જાયછે. પછી સૂર્યના તાપથી તે પાણી કાંઇક ઓગળવા માંડેછે અને તેથી મેઘવૃષ્ટિદ્વારા પાણીના ઠંડા કકડા પૃથ્વી ઉપર પડેછે તેને કરા કહેછે.

## કરાના પાણીના ગુણ.

**कारं शीतगुणैः श्रमोपशमनं शोषार्तिनिर्नाशनं**
**मूर्च्छामोहशिरोर्तिनाशनकरं हिक्कावमेर्वारणम् ।**
**शोफानां व्रणिनां तु दोषशमनं पित्तात्मिकानां हितं**
**शंसंति प्रवरं गुणैः प्रतिदिनं तस्मान्न दूरे कृतम् ॥**

इति कारकजलगुणाः ।

કરાનું પાણી તેના શીતળ ગુણોએ કરીને મનુષ્યના થાકને દૂર કરેછે, શોષ રોગની પીડાનો નાશ કરેછે, મૂર્છા, મોહ અને માથાની પીડાને મટાડે છે, હિક્કા અને ઉલટીને અટકાવેછે, સોજાવાળા અને વ્રણવાળાઓના દોષને શમાવેછે, પિત્ત પ્રકૃતિવાળાઓને તે હિતકર છે; એવી રીતે કરાના પાણીના ઉત્તમ ગુણોમાટે વૈદ્યો તેનાં પ્રતિદિન વખાણ કરેછે માટે ડાહ્યા પુરૂષોએ તેને તજેલું નથી.

## ઝાકળના પાણીના ગુણ.

**तौषारं लघु शीतलं श्रमहरं पित्तार्तिशान्तिप्रदं**
**दोषाणां शमनं जलार्तिहननं सर्वामयघ्नं परम् ।**
**कुष्ठश्लीपदचर्चिकाविशमनं पामाविसर्पापहं**
**क्षीणानां क्षतशोषिणां हितकरं संसेव्यते मानवैः ॥**

इति तुषारपानीयगुणाः ।

ઝાકળનું પાણી હલકું, શીતળ, શ્રમને હરનારૂં, પિત્તની પીડામાં શાંતિ આપનારૂં, વાતાદિ દોષને શમાવનારૂં, પાણીની પીડાને (તરસને) મટાડનારૂં, અને સર્વ રોગને નાશ કરનારૂં એવું ઉત્તમ છે; વળી તે કોઢ, વાળાનો રોગ અને પગ ફાટેછે તે રોગને શમાવેછે, ખસ તથા રતવાને મટાડે છે અને ક્ષીણ થયેલા, ઉરઃક્ષતવાળા અને શોષ રોગવાળાને હિત કરેછે, માટે એવા પાણીનું મનુષ્યો સેવન કરેછે.

## હીમના પાણીના ગુણ.

हैमं घनं च मधुरं च कफात्मकं च
मूर्च्छाश्रमार्तिशमनं भ्रमनाशनं च ।
पित्तासृजः प्रशमनं रुधिरक्षतघ्नं
शान्ति करोति हिमसम्भववारि सद्यः ॥

इति धारकारतौषारहैमजलगुणाः ।

બરફનું પાણી જાડું, મધુર, કફ કરનારૂં, મૂર્છા અને શ્રમની પીડાને શમાવનારૂં, ભ્રમને નાશ કરનારૂં, પિત્તરક્તને શમાવનારૂં, અને લોહીના તથા ક્ષતના રોગને હણનારૂં છે. એવું બરફથી ઉત્પન્ન થયેલું પાણી તત્કાળ શાંતિ કરેછે.

## પૃથ્વીપરના પાણીના આઠ પ્રકાર.

धारं पृथिव्यां पतितं पयस्तु तत्रैव जातं गुणभेदभिन्नम् ।
नानाविधैर्भेदगुणैश्च सम्यक् जातं जलं चाष्टविधं वदन्ति ॥
नद्यौद्भिदं प्रास्त्रवणं च चौड्यं कौपं ताडागं सरसोद्भवं च ।
वाप्युद्भवं तत्प्रवदन्ति धीरा नीरं समासेन वदन्ति चात्र ॥

મેઘની ધારાનું જે જળ પૃથ્વી ઉપર પડેલું છે તે જળ તે સ્થાનના યોગ જૂદા જૂદા ગુણવાળું થાયછે અને તેથી તેના જૂદા જૂદા ભેદ પડેછે અને એવી રીતે અનેક પ્રકારના ભિન્ન ભિન્ન ગુણોએ કરીને તે પાણી આઠ પ્રકારનું થાયછે એમ કહેછે. તે આઠ પ્રકારનાં નામઃ નદીનું જળ, ઉદ્ભિદ ખડકનું પાણી, પ્રાસ્તવણ એટલે ઝરણનું પાણી, ચૌડ્ય એટલે ખોદેલાં વેહેળિયાંનું પાણી, કૌપ એટલે કૂવાનું પાણી, તાડાગ એટલે તળાવનું પાણી, સારસ એટલે સરોવરનું પાણી, અને વાપ્યુદક એટલે વાવનું પાણી. એવી રીતે ધીર એવા વૈદ્યોએ આઠ પ્રકારનાં પાણી કહ્યાં છે તેના ગુણદોષ અહીં સંક્ષેપમાં કહીએ છીએ.

## નદીના પાણીના ગુણ.

यत् श्रीमतां चैव महीपतीनां सेव्यं तथा योग्यतमं प्रदिष्टम् ।
नादेयमंभो मधुरं लघु स्याद् रूक्षं तथोष्णं शमनं च वायोः ॥

**सन्दीपनं लेखनमेव शस्तं हिमागमे वा शिशिरे निषेव्यम् ।**
**बलप्रदं पथ्यकरं नराणां प्रदिष्टमेतत्तु सदा भिषग्भिः ॥**

इति नदीवारिगुणाः ।

ધનવાન અને રાજાઓએ સેવવાને સર્વથી વધારે યોગ્ય જે પાણી વૈદ્યોએ કહ્યું છે તે નદીનું પાણી છે. કેમકે એ પાણી મધુર, હલકું, રૂક્ષ, ગરમ, વાયુને શમાવનારૂં, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, દોષને સુકવીને દૂર કરનારૂં, તથા હેમંત અને શિશિર ઋતુમાં હિતકર છે માટે સેવવા યોગ્ય છે. વળી એ પાણી બળને આપનાર તથા પુરૂષોને માફક આવે એવું છે એમ સદૈવ વૈદ્યોએ કહેલું છે.

## ઉદ્દભિદ પાણીના ગુણ.

**नादेयमुष्णं लघु वातहारि सपैत्तिकं तृट्ज्वरनाशनं च ।**
**कुष्ठव्रणानां श्रमशोषिणां च शस्तं न च क्षारगुणोपपन्नम् ॥**

इत्यौद्भिदवारिगुणाः ।

નાના નાના ખડકના પથરાઓમાં વેહેતું જતું હોય તે પાણીને ઉદ્ભિદ પાણી કહેછે. એ પાણી હલકું, વાયુને મટાડનાર, પિત્ત ઉત્પન્ન કરે એવું તથા તૃષા અને જ્વરને મટાડે એવું છે. કોઢવાળાને, વ્રણવાળાને, થાકવાળાને અને શોષ રોગવાળાને એ પાણી હિતકર નથી. એ પાણી ક્ષાર ગુણથી યુક્ત હોયછે.

## ઝરણના પાણીના ગુણ.

**उष्णं कषायं स्रवणोद्भवं च श्लेष्मापहं गुल्महृदामयघ्नम् ।**
**कण्डूविसर्पक्षयरोगकारि नानाविधं दोषचयं करोति ॥**

इति प्रस्रवणवारिगुणाः ।

ઝરણથી ઉત્પન્ન થયેલું પાણી ગરમ, તુરૂં, કફને મટાડનારૂં, ગુલ્મ રોગને તથા હ્રદયના રોગને નાશ કરનારૂં, ખસ, રતવા અને ક્ષયરોગને ઉત્પન્ન કરનારૂં છે. એ પાણી નાના પ્રકારના દોષનો સંચય કરે એવું છે.

## વેહેળિયાના પાણીના ગુણ.

**वदन्ति चौड्यं लवणं तथा गुरु कफात्मकं वारि विकारकर्तृ ।**
**हिक्कां ज्वरं शूलमरोचनं च करोति नूनं त्वचि दोषरोगम् ॥**

इति चौड्योदकगुणाः ।

નાના કૂવા જેવા ખાડા ખોદેલા હોયછે તેને વેહેળિયું કહેછે. એવા વેહેળિયાનું પાણી ખારૂં તથા ભારે હોયછે. વળી તે કફકર્ત્તા તથા પાણી વિકાર ઉત્પન્ન કરે એવું છે. તેમજ એ પાણી હિક્કા, તાવ, શૂળ, અરૂચિ, અને ત્વચામાં દોષનો બિગાડ કરી નિશ્ચય રોગ પેદા કરેછે.

### વાવ્યના પાણીના ગુણ.

**क्षारं कवोष्णं कफवातरोगविनाशनं पित्तकरं कटु स्यात् ।**
**स्थिरं सदा पित्तविकारिणां च शस्तं न वापीप्रभवं वदन्ति ॥**

इति वाप्युदकगुणाः ।

વાવ્યનું પાણી ક્ષારવાળું, કાંઈક ઉનું, કફ અને વાયુના રોગને નાશ કરનારૂં, પિત્ત ઉપજાવનારૂં, તીખું અને સ્થિર છે. વાવ્યનું પાણી પિત્તવિકારવાળાને સદૈવ હિતકર નથી.

### કૂવાના પાણીના ગુણ.

**रूक्षं कफघ्नं लवणात्मकं च सन्दीपनं पित्तकरं लघूष्णम् ।**
**कौपं जलं वातहरं प्रदिष्टं शरत्सु सेव्यं न वदन्ति वैद्याः ॥**

इति कूपोदकगुणाः ।

કૂવાનું પાણી રૂક્ષ, કફને નાશ કરનારૂં, ખારૂં, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, પિત્તને ઉત્પન્ન કરનારૂં, હલકું, ગરમ, અને વાયુને હરનારૂં કહેલું છે. કૂવાનું પાણી શરદ્ ઋતુમાં ન પીવું એમ વૈદ્યો કહેછે.

### તળાવના પાણીના ગુણ.

**घनं कषायं च तडागजं स्यात् हृद्यं विपाके मधुरं तथैव ।**
**शरत्सु शस्तं कफकृत्सवातं ग्रीष्मे हितं तत्प्रवदन्ति धीराः ॥**

इति तडागोदकगुणाः ।

તળાવનું પાણી જાડું, તરૂં, હૃદયને હિતકર, અને વિપાકમાં (પાચન થવામાં) મધુર છે. શરદ્ ઋતુમાં એ પાણી હિતકર છે. વળી તે કફ અને વાયુને ઉત્પન્ન કરેછે. ધીર એવા વૈદ્યો તેને ગ્રીષ્મ ઋતુમાં હિતકર છે એમ કહેછે.

---

૧ प्रावृषि चापि सेव्यम्. એવો પણ પાઠ છે.

## સરોવરના પાણીના ગુણ.

**क्षारं घनं वातकफानुकारि त्वग्दोषकारि कटु दीपनं च ।**
**प्रोक्तं विपाके भ्रमशोषकारि स्यात्सारसं नो सुखकारि वारि ॥**

इति सारसवारिगुणाः ।

સરોવરનું પાણી ક્ષારવાળું, જાડું, વાયુ અને કફને ઉત્પન્ન કરનારૂં, ત્વચાના દોષને ઉપજાવનારૂં, તીખું અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં છે. એ પાણી પાચન થયા પછી ભ્રમ અને શોષ ઉપદ્રવ પેદા કરેછે, માટે સરોવરનું પાણી સુખકારી નથી.

## નદીઓના પ્રકાર.

**इति चाष्टविधं प्रोक्तं जलं भिषजसत्तमैः ।**
**नादेयं संप्रवक्ष्यामि समुद्रगामिस्रोतसाम् ॥**
**तथा प्राच्यां गमाश्चान्याः पश्चिमानुगमास्तथा ।**
**तासां गुणागुणान् वक्ष्ये समासेन गुणोत्तम! ॥**
**ससैकता सपाषाणा द्विविधा चाम्बुवाहिनी ।**
**एवं चतुर्विधा नद्यो वातपित्तकफात्मिकाः ॥**

પાછળ કહ્યું તે પ્રમાણે ઉત્તમ વૈદ્યોએ જળ આઠ પ્રકારનું કહ્યું છે. હવે જેમનો પ્રવાહ સમુદ્ર તરફ જાયછે એવા નદીઓના જળ વિષે કહીશ. કેટલીક નદીઓ પૂર્વ ભણી વેહેતી જઈને સમુદ્રમાં જાયછે તથા કેટલીક પશ્ચિમ ભણી વહીને સમુદ્રમાં જાયછે (તેથી એ બે પ્રકારની નદીઓ છે.) હે ઉત્તમ ગુણવાળા હારીત! હું સંક્ષેપમાં તે નદીઓના ગુણ દોષ કહીશ. વળી કેટલીક નદીઓમાં રેતી હોયછે અને કેટલીકમાં પાષાણ હોયછે તેથી રેતીવાળી તથા પથરાવાળી એવી બે પ્રકારની નદી કહેવાયછે. એ પ્રમાણે વાયુ, પિત્ત અને કફાત્મક નદીઓ ચાર પ્રકારની થાયછે.

## સામાન્ય નદીના ગુણ.

**सदावहा या घनवारिकोष्णा मरुत्कफानां शमनं च तस्याः ।**
**नीरं वसन्ते हितकृत् विशेषात् नदीभवं नैव हिमागमे च ॥**

જે નદી સદૈવ વેહેનારી હોયછે તે જાડા પાણીવાળી અને ગરમ

હોયછે. તે નદીનું પાણી વાયુ અને કફને શમાવેછે તથા વસંત ઋતુમાં વિશેષે કરીને હિત કરેછે. નદીનું પાણી હેમંત ઋતુમાં હિતકર નથી.

### પાષાણ નદીના ગુણ.

घनविमलशिलानां स्फालनाज्जातफेनं
बहलसजलवीचीच्छन्नसंक्षोभदम्रम् ।
ननु लघु च सुशीतं नातिचोष्णं घनं वा
हरति पवनपित्तं श्लेष्मकृद्वारि सम्यक् ॥

इति पाषाणनदीगुणाः ।

નદી માંહેના નક્કર અને નિર્મળ પથરાઓમાં અફળાઈને ફીણવાળું થયેલું તથા પાણીના મોટા મોટા તરંગથી ઢંકાઈ ગયેલું અને પાણીમાં ઉપજેલા ક્ષોભવડે ઉછાળા મારતું પાષાણ નદીનું પાણી હલકું કે, બહુ ટાઢું, કે બહુ ગરમ કે ઘાટું નથી હોતું. એ પાણી વાયુ અને પિત્તને મટાડે છે અને કફને ઉત્પન્ન કરેછે.

### રેતીવાળી નદીના ગુણ.

सघनविमलतोयं सैकतायाः प्रवाहो
न च भवति लघुत्वं श्लेष्मकृद्धन्ति पित्तम् ।
भवति मधुरमेवं किञ्चिदुष्णं कषायं
भवति पवनकारि शोषमूर्च्छां निहन्ति ॥

इति सवालुकानदीगुणाः ।

રેતીવાળી નદીનું પાણી ઘાટું અને નિર્મળ હોયછે. તેમાં પાણી સાથે રેતીનો પ્રવાહ વહેછે, એ પાણી હલકું નથી હોતું પણ કફને ઉપજાવેછે તથા પિત્તને હણે છે. વળી તે મધુર, કાંઇક ઉષ્ણ અને તુરૂં હોયછે, તથા તે વાયુને ઉત્પન્ન કરેછે અને મૂર્ચ્છા તથા શોષ રોગને મટાડેછે.

### હિમાલયમાંથી ઉપજેલી નદીઓના ગુણ.

हिमवत्प्रभवा नद्यः पुण्या देवर्षिसेविताः ।
घनपाषाणसिकता वाहिन्यो विमलोदकाः ॥
हन्ति वातकफं तोयं श्रमशोषविनाशनम् ।
किञ्चित्करोति वा पित्तं त्रिदोषशमनं जलम् ॥

જે નદીઓ હિમાલયમાંથી ઉત્પન્ન થયેલી છે તે સર્વે પવિત્ર અને દેવ તથા ઋષિલોએ સેવેલી છે. વળી તે નક્કર પથરાઓ અને રેતીમાં વેહેનારી તથા નિર્મળ પાણીવાળી છે. તે નદીઓનું પાણી વાયુ તથા કફને નાશ કરેછે તથા થાક અને શોષને મટાડે છે. તે પાણી કાંઈક પિત્ત ઉત્પન્ન કરેછે તથાપિ ત્રિદોષને શમાવે એવું હોય છે.

**મલયાચળની નદીઓના ગુણ.**

**मलयप्रभवा नद्यः शीततोयामृतोपमाः ।**
**घ्नन्ति वातं च पित्तं च शोषभ्रमश्रमापहाः ॥**

જે નદીઓ મલયાચળમાંથી ઉત્પન્ન થયેલી છે તે સર્વે શીતળ પાણી વાળી અને અમૃત સરખી હોય છે. તેમનાં પાણી વાયુ અને પિત્તનો નાશ કરેછે તથા શોષ, ભ્રમ અને થાકને દૂર કરેછે.

**ગંગામાં મળનારી નદીઓનાં નામ તથા ગુણ.**

**गङ्गा सरस्वती शोणो यमुना सरयू शची ।**
**वेणा शरावती नीला उत्तरे पूर्ववाहिनी ॥**
**हिमवत्प्रभवा ह्येता हिमसम्भवशीतलाः ।**
**समाः सर्वगुणैर्नद्यो वातश्लेष्महरा नृणाम् ॥**
**आसां नवशतैर्युक्ता गङ्गा प्रोक्ता मनीषिभिः ।**
**तथा चर्मण्वती वेत्रवती पारावती तथा ॥**

ગંગા, સરસ્વતી, શોણનદ, યમુના, સરયૂ, શચી, વેણા, શરાવતી, અને નીલા, એ નદીઓ ઉત્તર દેશને વિષે પૂર્વ દિશામાં વહન કરનારી છે. એ સર્વે હિમાલયમાંથી ઉત્પન્ન થયેલી છે તથા હિમાલયમાંના હિમ (બરફ) માંથી નીકળેલી હોવાથી શીતળ હોય છે. એ સર્વે નદીઓ સર્વે ગુણોમાં સમાન છે તથા મનુષ્યોના વાયુ અને કફને હરનારી છે. એ નદીઓમાંની નવસેં નદીઓથી યુક્ત થયેલી ગંગા નદી છે એમ બુદ્ધિમાન્ પુરૂષોનું કહેવું છે.

**સિંધુમાં મળનારી નદીઓ તથા તેમના ગુણ.**

**क्षिप्रा महानदी पीता मत्स्यकन्या मनस्विनी ।**
**शेवती शैवलिन्यश्च सिन्धुयुक्ताः समुद्रगाः ॥**

**वातपित्तहरं नीरं त्रिदोषघ्नं मतं परम् ।**
**श्रमग्लानिहरं वृष्यमुत्तराशानुगामि च ॥**
इति नद्य उत्तरानुगाः ।

ચર્મણ્વતી, વેત્રાવતી, પારાવતી, ક્ષિપ્રા, પીતવર્ણની મહાનદી, મનસ્વિની એવી મત્સ્યકન્યા, શૈવતી, શૈવલિની, એ નદીઓ સિંધુનદીમાં યુક્ત થઈને સમુદ્રમાં જાયછે. તેમનું પાણી વાયુ અને પિત્તને હરનારૂં, ત્રિદોષને નાશ કરનારૂં, શ્રમ અને ગ્લાનિને હરનારૂં, તથા પુષ્ટિ કરનારૂં, એવું ઉત્તમ માનેલું છે. એ જળ ઉત્તરદેશમાં વહન કરેછે.

## પશ્ચિમ તરફ વેહેનારી નદીઓ.

**तापी गोपती गोलोमी गोमती सलिला मही ।**
**सरस्वतीयुता नद्यो नर्मदा पश्चिमानुगाः ॥**
**आसां जलं घनं पीतं पित्तघ्नं कफकृत्तथा ।**
**वातदोषहरं हृद्यं कण्डूकुष्ठविनाशनम् ॥**

તાપી, ગોપતી, ગોલોમી, ગોમતી, સલિલા, મહી, સરસ્વતી, અને એ સૌની સાથે નર્મદા, એ નદીઓ પશ્ચિમ દિશા ભણી વેહેનારી છે. એ નદીઓનું પાણી જાડું, પીળું, પિત્તને મટાડનારૂં, કફને ઉપજાવનારૂં, વાયુના દોષને હરનારૂં, હૃદયને હિતકર, તથા ખસ અને કોઢને નાશ કરનારૂં છે.

## પશ્ચિમ પર્વતમાંથી ઉપજેલી નદીઓ.

**पश्चिमाद्रिसमुद्भूता गौतमी पुण्यभाजना ।**
**आसां शीतं जलं वापि कफवातविकारकृत् ।**
**पित्तप्रशमनं बल्यं मूत्रदोषविकारकृत् ॥**

પવિત્ર એવી ગૌતમી નદી (અને બીજી કેટલીક નદીઓ) પશ્ચિમ બાજુના (સહ્યાદ્રિ) પર્વતમાંથી ઉત્પન્ન થયેલી છે. એ નદીઓનું પાણી શીતળ અને કફ તથા વાયુના રોગને ઉપજાવનારૂં છે. વળી તે પિત્તને શમાવનારૂં, બળ આપનારૂં, અને મૂત્ર દોષ સંબંધી રોગને મટાડનારૂં છે.

## ગૌતમીને મળનારી નદીઓ.

**पूर्णा पयस्विनी वेता प्रणीता च वरानना ।**
**द्रोणा गोवर्धनी यान्या गौतम्यनुगता इमाः ॥**

आम्रां जलं घनं नातिवातश्लेष्मविकारकृत् ।
पूर्वसामुद्रगाश्चैव नद्यो नवशतैर्युताः ॥

પૂર્ણા, પયસ્વિની, વેતા, પ્રણીતા, વરાનના, દ્રોણા, ગોવર્દ્ધની, અને બીજી નદીઓ ગોતમીની પછવાડે જનારી છે. એ નદીઓનું પાણી જાડું, તથા વાયુ અને કફનો ઘણો વિકાર કરનારૂં નથી. એ નદીઓ નવસેં નદીઓ સહિત પૂર્વ ભણીના સમુદ્રમાં જાયછે.

## દક્ષિણ દેશમાં વેહેનારી નદીઓ.

कावेरी वीरकान्ता च भीमा चैव पयस्विनी ।
विभावरी विशाला च गोविन्दी मदनस्वसा ।
पार्वती चापरा नद्यो दक्षिणाधिगमा इमाः ॥
प्रत्येकशो नवशतैर्युक्ताश्चेमाः पृथक् पृथक् ।
सर्वासां परिसंख्या च शतानां चैकविंशतिः ॥

કાવેરી, વીરકાંતા, ભીમા, પયસ્વિની, વિભાવરી, વિશાલા, ગોવિંદી, મદનસ્વસા, પાર્વતી, અને બીજી નદીઓ દક્ષિણ દેશમાં વહન કરેછે. એમાંની પ્રત્યેક નદી જુદી જુદી નવસે નવસે નદીથી યુક્ત છે અને તે સર્વની સંખ્યા એકવીસસો છે.

## નદીઓનો વિસ્તાર.

क्रोशे क्रोशे भवेत् कुल्या योजने योजने नदी ।
द्वियोजने च विज्ञेया महानीरा बुधैर्नदी ॥

એક એક કોસમાં એક એક નાની નદી હોયછે, અને એક એક જોજનમાં એક એક સાધારણ નદી હોય છે. તથા બે બે જોજનમાં એક ઘણા પાણીવાળી મોટી નદી હોય છે એમ ડાહ્યા પુરૂષોએ જાણવું.

## પૃથ્વીના પ્રકાર અને ગુણ.

भूमिः पञ्चविधा ज्ञेया कृष्णा रक्ता तथा सिता ।
पीता नीला भवेच्चान्या गुणास्तासां प्रकीर्तिताः ॥
कृष्णा च मधुरा रूक्षा कषाया पीतवर्णिनी ।
रक्ता सा च भवेत्तिक्ता मधुराम्ला सिता स्मृता ॥
नीला सकटुका ज्ञेया भूमिभागाज्जलं विदुः ।

પૃથ્વી પાંચ પ્રકારની છે: કાળી, રાતી, ધોળી, પીળી, અને નીલી. એના ગુણો આ પ્રમાણે કહેલા છે: કાળી પૃથ્વી મધુર હોય છે; પીળી પૃથ્વી રૂક્ષ અને તુરી હોય છે; રાતી પૃથ્વી કડવી હોય છે; ધોળી પૃથ્વી મધુર અને ખાટી હોય છે; અને નીલ રંગની પૃથ્વી તીખી હોય છે. એ ભૂમિના વિભાગ પ્રમાણે તે તે ભૂમિના જળના ગુણો પણ જૂદા જૂદા સમજવા.

### ભૂમીભાગ પ્રમાણે જળના ગુણ.

**सघनं मधुरं नीरं कृष्णं भूमिपरिश्रितम् ।**
**पीताश्रितं कषायं च रक्तायाः क्षारमाधुरम् ॥**
**सिताया अम्लमधुरं नीलायाः कटुकं विदुः ।**
**जलं पंचविधं ज्ञेयं भूमिभागेन लक्षयेत् ॥**

इति भूमिभागजलम् ।

કાળી ભૂમિમાં રહેલું પાણી જાડું અને મધુર હોય છે; પીળી ભૂમિનું પાણી તુરૂં હોયછે; રાતી ભૂમિનું પાણી ક્ષારયુક્ત અને મધુર હોય છે; ધોળી ભૂમિનું પાણી ખાટું અને મધુર હોય છે; નીલી પૃથ્વીનું પાણી તીખું હોય છે; એવી રીતે પાંચ પ્રકારનું પાણી જાણવું અને તેને ભૂમિના ગુણ પ્રમાણે ગુણવાળું સમજવું.

### પાણીના બીજા ચાર પ્રકાર.

**तथा चतुर्विधं तोयं वक्ष्यामि शृणु कोविद ।**
**पापं रोगोदकं चैव हंसोदकमरोगकम् ॥**

હે બુદ્ધિમાન હારિત! વળી ચાર પ્રકારનું પાણી હું તને કહીશ તે તું સાંભળ: (૧) પાપોદક, (૨) રોગોદક, (૩) હંસોદક, (૪) આરોગ્યોદક એવા ચાર પ્રકારનું પાણી છે.

### પાપોદકના ગુણ.

**विष्ठाजुष्टं ग्रामनीरं कृमिकीटसमाकुलम् ।**
**समलं नीलशैवालं पापांबु निंदितं च यत् ॥**
**स्नाने पाने न तच्छस्तं नराणां वा हयेषु च ।**
**स्नानेन त्वग्भवान्रोगान् कण्डूकुष्ठविसर्पकान् ॥**

पानेन कफगुल्मानां कृमीणां ज्वरसम्भवान् ।
करोति विविधान् रोगांस्तस्मात्तत् परिवर्जयेत् ॥

इति पापोदकगुणाः ।

જે પાણીમાં વિષ્ઠા પડેલી હોય, ગામમાંથી વહી આવીને એકઠું થઈ રહેલું હોય, જેમાં પોરા અને જીવડા પડ્યા હોય, જેમાં મળ એકઠો થયો હોય, જેમાં લીલ અને શેવાળ બાઝયો હોય, તે પાણીને પાપોદક કહેછે. એ પાણી નિંદિત છે માટે મનુષ્યોને તથા ઘોડાઓને પીવાના કે નાહાવાના કામમાં તે સારૂં નથી. કેમકે તેવા પાણીમાં સ્નાન કરવાથી ખસ, કોઢ અને વિસર્પ (રતવા) વગેરે ત્વચાના રોગ ઉપજે છે તથા પીવાથી કફ, ગુલ્મ, કૃમિ અને તાવ, એવા રોગ ઉપજે છે. એવી રીતે એ પાણી નાના પ્રકારના રોગ ઉત્પન્ન કરેછે માટે એ પાણી તજવા જેવું છે.

## રોગોદકના ગુણ.

बहुवृक्षलताकुञ्जे छायाकूपोऽथवा सरः ।
अव्ययं चैव बलवत्कृमिशैवालसंयुतम् ॥
क्लिन्नं सपिच्छिलं कृष्णं वृक्षमूलाश्रितं भवेत् ।
बहुवृक्षपर्णयुक्तं दुर्गन्धं मूत्रगन्धि यत् ।
रोगोदकं विजानीयात् करोति विषमान् गदान् ।
गुल्मप्लीहार्शःपाण्डुं च जलं वापि जलोदरान् ॥
शूलं कुष्ठं च कण्डूं च सेवनेन करोति हि ॥
विण्मूत्रतृणनीलिकाविषयुतं तप्तं घनं फेनिलं
दन्तग्राह्यमनार्तवं हि सलिलं दुर्गन्धि शैवालजम् ॥
नानाजीवविमिश्रितं गुरुतरं पर्णौघपङ्काविलं
चन्द्रार्कांशुसुगोपितं न च पिबेन्नीरं सदा दोषलम् ॥

इति रोगोदकगुणाः ।

ઘણાં ઝાડ અથવા વેલીઓના કુંજમાં છાયામાં જે કૂવો અથવા સરોવર વપરાશ વિનાનું અને ઘણા જીવડા તથા શેવાળવાળું હોય, તથા જે ભેજવાળું, પિચ્છાવાળું, કાળું અને ઝાડનાં મૂળિયાંમાં હોય, વળી જેમાં

ઘણાં ઝાડનાં પાંદડાં પડતાં હોય, જેનું પાણી ગંધાતું હોય અને જેના પાણીનો વાસ મૂત્ર જેવો આવતો હોય તેના પાણીને રોગોદક જાણવું. એ પાણી ગુલ્મ, પ્લીહા (બરોળનો વ્યાધિ), અર્શ, પાંડુરોગ, અને જલોદર જેવા વિષમ રોગને ઉત્પન્ન કરેછે. વળી એ પાણીના સેવનથી શૂળ, ખસ અને કોઢ પણ થાયછે. જે પાણી વિષ્ઠા, મૂત્ર, ઘાસ, લીલ અને ઝેરથી યુક્ત હોય, જે તપેલું હોય, જાડું હોય, ફીણવાળું હોય, જે પાણી પીવાથી દાંત અંબાઈ જાય એવું હોય, જે ઋતુમાં નહિ ઉત્પન્ન થયેલું હોય (માવઠા વગેરેનું હોય), જે દુર્ગંધવાળું, શેવાળવાળું, અનેક પ્રકારનાં જીવડાંવાળું, ભારે, અને પાંદડાંના ઢગલા તથા કાદવથી મેલું હોય, અને જે પાણી ઉપર ચંદ્ર અને સૂર્યનાં કિરણ પડતાં નહિ હોય એવું પાણી સદૈવ દોષવાળું જાણીને તે પીવું નહિ.

## અંશૂદકના ગુણ.

**दिवा सूर्यांशुसन्तप्तं रात्रौ चन्द्रांशुशीतलम् ।**
**अंशूदकमिति ख्यातं सर्वरोगनिवारकम् ॥**
**कफमेदोऽनिलघ्नं च दीपनं बस्तिशोधनम् ।**
**श्वासकासहरं नीरं चक्षुष्यं नेत्ररोगहृत् ॥**

इति अंशूदकगुणाः ।

જે પાણી દિવસે સૂર્યનાં કિરણોથી તપેલું હોય તથા રાત્રે ચંદ્રનાં કિરણોથી શીતળ થયેલું હોય, તેને અંશૂદક કહેછે. એ પાણી સર્વ રોગનું નિવારણ કરનારૂં છે. વળી તે કફ, મેદ અને વાયુને નાશ કરનારૂં, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, બસ્તિને શુદ્ધ કરનારૂં, ખાંસી અને શ્વાસને હરનારૂં, નેત્રને હિત કરનારૂં અને નેત્રના વ્યાધિને મટાડનારૂં છે. એને હંસોદક પણ કહેછે.

## આરોગ્યોદકના ગુણ.

**पादशेषं तु क्वथितं तच्चारोग्यजलं विदुः ।**
**कासश्वासहरं पथ्यं मारुतं चापकर्षति ॥**
**सद्यो ज्वरं हरत्याशु मलभेदि कफापहम् ।**
**प्रतिश्यायं पाचयति शूलगुल्मार्शनाशनम् ॥**

**दीपनं च हुताशस्य पाण्डुशोफोदरापहम् ।**
**अजीर्णं जरयत्याशु पीतमुष्णोदकं निशि ॥**

इति आरोग्योदकम् ।

જે પાણીને તેનો ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળ્યું હોય તેને આરોગ્યોદક કહેછે. એ આરોગ્યોદક ખાંસી અને શ્વાસને હરેછે; પથ્ય છે, વાયુને દૂર કરેછે, તાવને તત્કાળ મટાડે છે, મળનું ભેદન કરેછે, કફને દૂર કરેછે, સળેખમને પકવેછે, શૂળ, ગુલ્મ અને અર્શનો નાશ કરેછે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે, પાંડુરોગ, સોજાનો રોગ અને ઉદર રોગને દૂર કરેછે અને નહિ પચેલા અન્નને તરત પચાવી દેછે જો એ ગરમ પાણી રાત્રે પીધું હોય તો એવા એવા ગુણ કરેછે.

**શીતોદકના ગુણ.**

**मद्यपानसमुद्भूते रोगे पित्तान्विते पुनः ।**
**सन्निपातसमुत्थे च तत्र शीतोदकं हितम् ॥**

મદ્ય પીવાથી જે રોગ થયા હોય, તથા જે રોગ પિત્તથી થયા હોય; તેમ જે રોગ સન્નિપાતથી (એટલે ત્રણે દોષ કોપવાથી) થયેલા હોય, તે રોગમાં ઠંડું પાણી હિતકારક છે.

**ઉષ્ણોદકનું લક્ષણ.**

**शारदे च तथा ग्रीष्मे क्राथयेत् पादशेषितम् ।**
**शिशिरे च वसन्ते च कुर्यादर्धावशेषितम् ॥**
***क्राथयेदेव हेमंते प्रावृषि त्वर्धभागिकम् ।**
**क्राथ्यमानं च निर्वेगं निष्फेनं निर्मलं च यत् ।**
**अर्धावशिष्टं भवति तदुष्णोदकमुच्यते ॥**

શરદ્ ઋતુમાં તથા ગ્રીષ્મ ઋતુમાં ચોથો ભાગ બાકી રહે ત્યાંસુધી પાણી ઉકાળીને પછી તે વાપરવું; શિશિર અને વસંત ઋતુમાં અર્ધું બાકી રહે ત્યાંસુધી પાણી ઉકાળવું; હેમંત ઋતુમાં અને વર્ષા ઋતુમાં પણ અર્ધું બાકી રહે ત્યાંસુધી ઉકાળવું. ઉકળતી વખતે જે ઉભરાવગરનું, ફીણ વગરનું અને નિર્મળ હોય, એવા અર્ધા વશિષ્ટ પાણીને ઉષ્ણોદક કહેછે.

---

* विपरीतमृतौ दृष्ट्वा એવો પણ પાઠ છે.

## ઉષ્ણોદકના ગુણ.

तत्पादहीनं वातघ्नं चार्धे पित्तविकारजित् ।
कफघ्नं पादशेषं तु पानीयं लघु पाचनम् ॥
धारापाते हि विष्टम्भि दुर्जरं पवनापहम् ।
सृतशीतं त्रिदोषघ्नं मुषितं तच्च दोषकृत् ॥
दिवसे क्वथितं तोयं रात्रौ तद्गुरुतां व्रजेत् ।
रात्रौ सृतं तु दिवसे गुरुत्वमधिगच्छति ॥

इति उष्णोदकगुणाः ।

ગરમ કરેલું પાણી, જ્યારે બળતાં ત્રણ ભાગ બાકી રાખ્યા હોય ત્યારે તે વાયુને નાશ કરનારૂં થાયછે; અર્ધું બાકી રાખ્યું હોય ત્યારે તે પિત્તના રોગને મટાડે છે; અને ચોથે ભાગે બાકી રાખ્યું હોય ત્યારે તે કફને નાશ કરનારૂં થાયછે. ઉષ્ણોદક સામાન્ય રીતે હલકું અને પાચન કરનારૂં છે. તેને ઉંચેથી ધાર કરીને ઠંડું કર્યું હોય તો તે બદ્ધકોષ્ટ કરનાર, પચવાને કઠણ અને વાયુને નાશ કરનારૂં થાયછે; ઉકાળીને ઠંડું થવા દીધું હોય તો તે ત્રિદોષને મટાડનારૂં થાયછે; અને તેને ઠંડું કર્યા પછી રાત વાસી રાખ્યું હોય તો તે વાતાદિ દોષને ઉત્પન્ન કરનારૂં થાયછે. દિવસે ઉકાળેલું પાણી રાત્રે ભારે થાયછે અને રાત્રે ઉકાળેલું પાણી દિવસે ભારે થાયછે.

## જળપાનનો વિધિ.

मदात्यये सदाहे च रक्तपित्ते तथोर्ध्वगे ।
रक्तमेहे विशेषेण नोष्णं तोयं प्रशस्यते ॥
पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे ।
आध्माने स्तिमिते कोष्ठे सद्यःशुद्धौ नवज्वरे ॥
अजीर्णे च तथा कासे न शीतमुदकं हितम् ।

દાહ યુક્ત મદાત્યય રોગમાં, ઉંચે ગમન કરનારા રક્તપિત્ત રોગમાં, અને વિશેષે કરીને રક્તપ્રમેહમાં ગરમ પાણી હિતકર નથી. તેમજ પાસાના શૂળમાં, સળેખમના રોગમાં, વાયુના રોગમાં, ગલગ્રહ નામે કંઠના રોગમાં, પેટ ચઢવાના રોગમાં, કોઠો જડ થઈ ગયો હોય ત્યારે, વમન

કે વિરેચન થયા પછી તરતજ, નવા તાવમાં, અજીર્ણમાં, અને ખાંશીના રોગમાં ઠંડું પાણી હિતકર નથી.

प्रतिश्याये प्रसेके च ज्वरे कुष्टे व्रणेषु च ॥
शोफे नेत्रामये चैव मन्दाग्नौ च तथा क्षये ।
सूतिजातासु नारीषु रक्तस्रावेऽप्यरोचके ॥
एतेषां सिद्धिमिच्छद्भिः पानीयं मन्दमाचरेत् ।

સળેખમના રોગમાં, મોંમાં પાણી છૂટતું હોય એવા રોગમાં, તાવમાં, કોઢના રોગમાં, વ્રણ રોગમાં, સોજાના રોગમાં, નેત્ર રોગમાં, જઠરાગ્નિ મંદ હોય એવા મંદાગ્નિ રોગમાં, ક્ષય રોગમાં, સુવાવડી સ્ત્રીઓને, રક્તસ્રાવ થયો હોય ત્યારે, અને અરૂચિ રોગમાં, રોગીને સારૂં કરવાની ઇચ્છાવાળા વૈદ્યોએ રોગીને જેમ બને તેમ પાણી થોડું પાવું.

जीर्णे च क्षुत्प्रपन्ने च पीतं हन्त्युदरानलम् ॥
करोति गुल्मं शूलं वा तथा श्रान्ते वहूदकम् ।
तस्माज्जीर्णेऽनलं हन्ति अजीर्णे वारि भेषजम् ॥
भुक्तान्तःपरतः शस्तं पीतं वारि गुणात्मकम् ।

અન્ન પચી ગયા પછી અથવા ભૂખ લાગ્યા પછી પાણી પીવાથી જઠરાગ્નિ મંદ થાયછે, તથા શૂળ અથવા ગુલ્મ રોગ ઉત્પન્ન થાયછે. તેમજ થાકી ગયેલાએ ઘણું પાણી પીવાથી પણ એવાજ રોગ ઉપજેછે. અન્ન પચી ગયા પછી પાણી પીવાથી જઠરાગ્નિ મંદ પડી જાયછે, માટે અન્ન ન પચ્યું હોય ત્યારે પાણીને ઔષધરૂપ જાણીને પીવું. ભોજન કરતાં વચમાં તથા તે પછી પીધેલું પાણી ગુણ આપનારૂં હોવાથી તે સારૂં છે.

अध्वश्रान्ते क्षुधाक्रान्ते शोषक्रोधातुरेषु च ॥
विषमासनोपविष्टे च पीतं वारि रुजाकरम् ।
तस्मात्प्रसन्ने मनसि पानीयं मन्दमाचरेत् ॥
आदौ पीत्वा दहत्यग्निं मध्ये पीत्वा रसायनम् ।
तदन्ते च जलं पीतं तज्जलं दुर्जरं भवेत् ॥
भोजनादौ जलं पीत्वा चाग्निसादः कृशाङ्गता ।
अन्ते करोति स्थूलत्वमूर्ध्वमामाशयात्कफम् ॥

इति आत्रेयभाषिते हारीतोत्तरे तोयपानविधिः ।

જે પુરૂષ માર્ગમાં ચાલવાથી થાકી ગયો હોય, જે ભૂખ્યો થયો હોય, જેને શોષરોગ થયો હોય, જે ક્રોધાતુર હોય, અને જે વિષમ આસનથી બેઠેલો હોય તેણે પીધેલું પાણી રોગકર્ત્તા છે. માટે મન પ્રસન્ન રાખીને અને સારી રીતે બેશીને ધીમે ધીમે પાણી પીવું. ભોજન કરતાં પ્રથમ પાણી પીવાથી તે જઠરાગ્નિને નાશ કરેછે, ભોજનની મધ્યમાં પીવાથી રસાયન જેવો ગુણ આપેછે, અને ભોજનની અંતે પીવાથી તે પાણી જલદી પચી શકતું નથી. ભોજનના આરંભમાં પાણી પીવાથી જઠરાગ્નિ મંદ પડેછે અને શરીર સુકાઈ જાયછે તથા ભોજનની અંતે પીવાથી શરીર સ્થૂળ થાયછે અને આમાશયની ઉપર કફ થાયછે માટે ભોજનની મધ્યે પાણી પીવું.

इति जलवर्गो नाम सप्तमोऽध्यायः ।

# अष्टमोऽध्यायः

## ક્ષીરવર્ગ.

अथातः संप्रवक्ष्यामि क्षीरवर्गं तु वत्सक! ।
दधिसर्पिर्वसातक्रं तेषां सर्वगुणागुणम् ॥

હે પુત્ર! હવે હું તને દૂધનો વર્ગ કહુંછું, તથા તેના પેટામાં દહીં, ઘી, વસા, છાશ, એ સર્વના ગુણ તથા અવગુણ પણ કહુંછું.

## દૂધની ઉત્પત્તિ.

यद्यदाहारसंजातमुरःस्थितशिरानुगम् ।
तत्तज्जठरमायाति तथा पित्तेन संयुतम् ॥
पाचितं जाठरे वह्नौ पित्तेन सह मूर्छितम् ।
पच्यमानं शिराप्राप्तं क्षरते येन पुत्रक! ॥
तेन क्षीरमिति ख्यातमग्निसोमात्मकं पयः ।
अमृतं सर्वभूतानां जीवनं बलकृन्मतम् ॥

જે જે આહાર મનુષ્ય ખાયછે તે તે છાતીમાં રહેલી અન્નનાળ નામની શિરાને માર્ગે જઠરમાં જાયછે અને ત્યાં પિત્તની સાથે મળેછે. જઠરમાં તેનું જઠરાગ્નિમાં પાચન થાયછે અને તે પિત્તની સાથે એકત્ર થઈ જાયછે. હે પુત્ર! એવી રીતે તે અન્ન પાચન થતું થતું શિરાઓમાં થઇને ખરેછે માટે તેને 'ક્ષીર' (દૂધ) કહેછે. એ ક્ષીર અગ્નિ સોમાત્મક એટલે ગરમ તથા ઠંડા ગુણવાળું છે. વળી તે અમૃતરૂપ, સર્વ પ્રાણીઓના જીવનરૂપ, અને બળ ઉત્પન્ન કરનારૂં છે.

**हारीतः संशयापन्नः पप्रच्छ पितरं पुनः ।**
**कथं रसस्य सम्पत्तिः कथं संचीयते विभो ! ॥**
**कथं रक्तस्य संस्थाने क्षीरं पाण्डु समीरितम् ।**
**कथं तत्र कुमारीणां वन्ध्यानां न कथं भवेत् ॥**

હારીત પૂછેછે.—આત્રેય મુનિનું એવું વચન સાંભળીને સંશય યુક્ત થયેલા હારીત મુનિએ પોતાના પિતાને ફરીથી પૂછ્યું કે, હે વિભો! શરીરમાં રસ શી રીતે પ્રાપ્ત થાયછે તથા તે શી રીતે એકઠો થાયછે. અને વળી લોહીના સ્થાનકરૂપ શિરાઓમાં ધોળું દૂધ શી રીતે ઉત્પન્ન થાયછે? વળી કુમારિકાઓ અને વાંઝણી સ્ત્રીઓને કેમ દૂધ પ્રાપ્ત થતું નથી?

**एवं पृष्टो महावीर्यः प्रोवाच मुनिपुङ्गवः ।**
***शृणु पुत्र महाप्राज्ञ! यदुक्तं पूर्वसूरिभिः ॥**
**क्षीरं स्निग्धं तथा रक्तं पित्तेन पाकतां गतम् ।**
**रक्तं श्वेतत्वमायाति तथा क्षीरं सितं भवेत् ॥**

આત્રેય કહેછે.—એવો પ્રશ્ન સાંભળીને મોટા બળવાળા શ્રેષ્ઠ મુનિ આત્રેય બોલ્યા કે, હે મોટી બુદ્ધિવાળા પુત્ર! પૂર્વાચાર્યોએ જે કહેલું છે તે તું સાંભળ. દૂધ મૂળમાં તો સ્નિગ્ધ અને રાતા રંગનું હોયછે; પણ તે રક્ત રંગનું દૂધ પિત્તના યોગથી પક્વ થઇને શ્વેત થાયછે. એ રીતે દૂધ ધોળું થાયછે.

**क्षीरनाड्यः कुमारीणां जलेन परिपूरिताः ।**
**अल्पधातुबलं यस्मात्तस्मात्क्षीरं न जायते ॥**

* अप्रतर्क्यमिदं पुत्र परिपृष्टं भिषग्वर । એવો પણ પાઠ છે.

**वन्ध्यानां क्षीरनाड्यस्तु वातेन परिपूरिताः ।**
**क्षीरं च न भवेत्तस्मादार्तवं चाधिकं यतः ॥**

કુમારિકાઓની દૂધ વેહેનારી સિરાઓ પાણીથી ભરેલી હોય છે તથા તેમનું ધાતુબળ થોડું હોય છે માટે તેમને દૂધ ઉત્પન્ન થતું નથી. વંધ્યા સ્ત્રીઓની દૂધની નાડીઓ વાયુવડે પૂરાયલી હોયછે માટે તેમને દૂધ ઉત્પન્ન થતું નથી અને દૂધને બદલે તેમને આર્તવ વધારે ઉત્પન્ન થાયછે.

**प्रसूतासु च नारीषु बलेन सह सूयते ।**
**तेन स्रोतोविशुद्धिः स्यात्क्षीरमाशु प्रवर्तते ॥**
**तस्मात्सद्यःप्रसूतायां जायते श्लैष्मिकं पयः ।**
**तेन काठिन्यतां याति तस्मात्तत्परिवर्जयेत् ॥**

પ્રસૂત થયેલી સ્ત્રીઓ બળસહિત પ્રસવ કરેછે તેથી તેમને વિષે સિરાઓની શુદ્ધિ થાયછે અને તેનેવિષે તત્કાળ દૂધ પ્રવૃત્ત થાયછે. માટેજ તત્કાળ પ્રસૂત થયેલી સ્ત્રીઓ અને ગાયો વગેરેનું દૂધ કફવાળું હોય છે, અને તેથીજ તે કઠણ હોયછે, માટે એ દૂધ ઉપયોગમાં લેવું નહિ.

### દૂધના સામાન્ય ગુણ.

***स्रोतोविशुद्धिकरणं वलकृद्दोषनाशनम् ।**
**पयस्त्रिदोषशमनं वृष्यं चाग्निप्रवर्धनम् ॥**

દૂધ સિરાઓની શુદ્ધિ કરનારૂં, બળ આપનારૂં, દોષને નાશ કરનારૂં, ત્રિદોષને શમાવનારૂં, પૌષ્ટિક અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં છે.

### જૂદા જૂદા રંગની ગાયોનાં દૂધના ગુણ.

**कृष्णा धेनुश्च वातघ्नी पयस्तस्या विशेष्यते ।**
**श्वेतापयः श्लेष्मकृच्च वातलं रक्तिकापयः ॥**
**पित्तसंशमना पीता तस्याः क्षीरं विशेष्यते ।**
**कृष्णासृक् पित्तसंयुक्ता श्वेता श्लेष्मगुणान्विता ॥**
**कफवाताश्रिता पीता रक्ता वातगुणान्विता ।**
**यद्वद्वर्णा गुणास्तद्वत् ज्ञातव्या सुमहात्मना ॥**

* श्रेष्टं तु बष्कयिण्याश्च એ પણ પાઠ છે.

કાળી ગાય વાયુને નાશ કરનારી છે માટે તેના દૂધમાં પણ તેવો ગુણ છે અને તેથી તે દૂધ બીજા કરતાં સારૂં છે. ધોળી ગાયનું દૂધ કફ ઉત્પન્ન કરેછે અને રાતી ગાયનું દૂધ વાયુ ઉત્પન્ન કરેછે. પીળી ગાય પિત્ત શમાવનારી છે માટે તેનું દૂધ વિશેષ ગુણવાળું છે. કાળી ગાય રક્તપિત્તના ગુણવાળી હોયછે, ધોળી ગાય કફના ગુણવાળી હોયછે, પીળી ગાય કફ અને વાયુના ગુણવાળી હોયછે તથા રાતી વાયુના ગુણવાળી હોયછે. એવી રીતે ગાયના જેવા જેવા રંગ હોય તેવા તેવા તેના દૂધના ગુણ મહાત્મા પુરૂષોએ જાણવા.

**धारोष्णं शस्यते गव्यं धाराशीतं तु माहिषम् ।**
**सृतोष्णमाविकं पथ्यं सृतशीतमजापयः ॥**

ગાયનું દૂધ તરત દોહ્યા પછી ગરમ ને ગરમ પીવું હિતકર છે. ભેંશનું દૂધ દોહ્યા પછી ટંડું થવા દેઇને પીવું. ઘેટીનું દૂધ ઉકાળીને ગરમ ગરમ હોય ત્યારે પીવું. અને બકરીનું દૂધ ઉકાળીને ટંડું થયા પછી પીવું.

**ગાયના દૂધના ગુણ.**

**गव्यं पवित्रं च रसायनं च पथ्यं च हृद्यं बलपुष्टिदं स्यात् ।**
**आयुःप्रदं रक्तविकारपित्तत्रिदोषहृद्रोगविषापहं स्यात् ॥**

इति गवां पयोगुणाः ।

ગાયનું દૂધ પવિત્ર, રસાયન (જરાવ્યાધિ નાશક,) પથ્ય, હૃદયને હિતકર, બળ આપનારૂં અને પુષ્ટિ આપનારૂં છે. વળી તે આયુષ્યને સ્થિર કરનારૂં, રક્તપિત્તના વિકારને નાશ કરનારૂં, ત્રિદોષને અને હૃદયના રોગને મટાડનારૂં તથા ઝેરને દૂર કરનારૂં છે.

**બકરીના દૂધના ગુણ.**

**छागं कषायं मधुरं च शीतं ग्राही लघु पित्तक्षयापहारि ।**
**कासज्वराणां रुधिरातिसारे हितं पयश्छागलजं त्रिदोषजित् ॥**

इति अजापयोगुणाः ।

બકરીનું દૂધ તૂરૂં, મધુર, ટંડું, ગ્રાહિ (મળને બાંધનાર,) અને હલકું છે. એ દૂધ પિત્ત અને ક્ષયને નાશ કરેછે; ખાંસીમાં, તાવમાં અને રક્તાતીસારમાં હિતકર્ત્તા છે; તથા ત્રિદોષને હણનારૂં છે.

## ઘેટીના દૂધના ગુણ.

**औरभ्रं मधुरं रूक्षमुष्णं वातकफापहम् ।**
**न शस्तं रक्तपित्तानां वातिकानां हितं भवेत् ॥**

इति मेढ़ीपयोगुणाः ।

ઘેટીનું દૂધ, મધુર, રૂક્ષ, ગરમ, વાયુ અને કફને હરનારૂં, તથા વાયુના રોગવાળાને હિત કરે છે. એ દૂધ રક્તપિત્તવાળાને હિતકર નથી.

## ભેંસના દૂધના ગુણ.

**स्निग्धं मरुच्छीतकरं च तन्द्रानिद्राकरं वृष्यतमं श्रमघ्नम् ।**
**बलप्रदं पुष्टिकरं कफस्य सञ्जीवनं माहिषमुच्यते पयः ॥**

इति महिषीपयोगुणाः ।

ભેંસનું દૂધ સ્નિગ્ધ (સ્નેહ—ચિકાશવાળું), વાયુકર્ત્તા, ઠંડું, ઘેન અને ઊંઘ આણનારૂં, વીર્યજનક, શ્રમને દૂર કરનારૂં, બળ આપનારૂં, કફને વધારનારૂં છે અને જીવનરૂપ છે, એમ વૈદ્યોનું કહેવું છે.

## ઊંટડીના દૂધના ગુણ.

**रूक्षं तथोष्णं लवणं कफस्य निवारणं वातविकारहारि ।**
**लघु प्रशस्तं कटुकं क्रिमीणां शोफार्शसामौष्ट्रिपयोऽनुकूलम् ॥**

इति उष्ट्रीपयोगुणाः ।

ઊંટડીનું દૂધ રૂક્ષ, ગરમ, ખારૂં, કફને મટાડનારૂં, વાયુના રોગને હરનારૂં, હલકું, હિતકર, તીખું, તથા કૃમીને, સોજાને અને અર્શને અનુકૂળ અર્થાત્ વધારનારૂં છે.

## નારીના દૂધના ગુણ.

**सञ्जीवनं बृंहणमेव सात्म्यं सन्तर्पणं नेत्ररुजापहं च ।**
**पित्तस्य रक्तस्य च नाशनं च नारीपयः स्नेहनमेव शस्तम् ॥**

इति नारीपयोगुणाः ।

સ્ત્રીનું દૂધ જીવાડે એવું, શરીરને પુષ્ટિ કરનારૂં, મનુષ્યને માફક આવનારૂં, ધાતુઓને તૃપ્ત કરનારૂં, નેત્રના રોગને દૂર કરનારૂં, રક્તપિત્તનો નાશ કરનારૂં, અને શરીરના અવયવોને સ્નિગ્ધ કરનારૂં તથા હિતકર છે.

## સવારના દૂધના ગુણ.

**निशाशीतांशुसंशीतं निद्रालस्यसमानुगम् ।**
**सघनं शीतकफकृत्क्षीरं प्राभातिकं भवेत् ॥**

इति प्राभातिकक्षीरगुणाः ।

રાત્રિએ ચંદ્રના કિરણથી શીતળ થયેલું, ઉંઘ અને આળસથી યુક્ત, જાડું, શીતળતા તથા કફને ઉત્પન્ન કરનારૂં, એવું સવારનું દૂધ હોય છે.

## સાંજના દૂધના ગુણ.

**वासरे सूर्यसन्तापात्सद्योष्णं कफवातजित् ।**
**हितं तत्पित्तशमनं सुशीतं भोजने निशि ॥**

इति दिनक्षीरगुणाः ।

સાંજનું દૂધ, દિવસના સૂર્યના તાપથી તત્કાળ ગરમ થયેલું, કફ અને વાયુને મટાડનારૂં, હિતકર, પિત્તને શમાવનારૂં, તથા અતિ ઠંડું છે, માટે તેને રાત્રે ભોજનમાં લેવું.

## દૂધ બગાડનારા ખોરાક વિગેરે.

**अल्पाम्बुपानव्यायामात्कटुतिक्ताशने लघु ।**
**पिण्याकाम्लाशिनीनां तु गुर्वभिष्यन्दि शीतलम् ॥**

ગાયો વગેરેને પાણી થોડું પાવામાં આવતું હોય, શ્રમ ઘણો કરાવવામાં આવતો હોય, તીખું અને કડવું ખવરાવવામાં આવતું હોય, ખાવાનું થોડું નાખવામાં આવતું હોય, તથા ખોળ અને ખાટા પદાર્થો ખવરાવવામાં આવતા હોય, તો તેથી તેમનું દૂધ ભારે, સળેખમ ઉત્પન્ન કરનારૂં અને જડ (શીતળ) થાયછે.

## ક્ષીરપાનનો વિધિ.

**क्षीणानां दुर्बलानां च तथा जीर्णज्वरार्दिते ।**
**दीप्ताग्नीनामतन्द्राणां श्रमशोषविकारिणाम् ॥**
**व्यवायिस्वल्पशुक्राणां श्वासिनां विषमाग्निनाम् ।**
**तथा च राजयक्ष्माणां क्षीरपानं विधीयते ॥**
**न शस्तं लवणैर्युक्तं क्षीरं चाम्लेन वा पुनः ।**
**करोति कुष्टं त्वग्दोषं तस्मान्नैव हितं मतम् ॥**

इति क्षीरपानविधिः ।

જે પુરૂષો ક્ષીણ થઈ ગયા હોય, દુર્બળ હોય, જીર્ણજ્વરથી પીડાતા હોય, જેમનો જઠરાગ્નિ પ્રદિપ્ત હોય, જેમને તંદ્રા (ઊંઘ સંબંધી આળસ) ન હોય, થાક અને શોષરોગવાળા હોય, અલ્પવીર્યવાળા હોઇને મૈથુનાસક્ત હોય, શ્વાસરોગવાળા તથા વિષમ અગ્નિવાળા હોય, તેમજ રાજયક્ષ્મા (ક્ષય) રોગવાળા હોય, તેમણે દૂધ પીવું જોઈએ. દૂધની સાથે લવણ અથવા ખટાશયુક્ત કરીને તે ખાવું એ સારૂં નથી; કેમકે તેથી કોઢ અને ત્વચાના રોગ ઉપજે છે, માટે તેને હિતકર માનેલું નથી.

**ગાયના દહીંના ગુણ.**

**अम्लं स्वादुरसं ग्राहि गुरूष्णं वातरोगजित् ।**
**मेदःशुक्रबलश्लेष्मरक्तपित्ताग्निशोफकृत् ॥**
**स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्धनम् ।**
**वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ॥**

इति गवां दधिगुणाः ।

ગાયનું દહીં ખાટું, મધુર રસવાળું, ગ્રાહિ, ભારે, ગરમ, વાયુના રોગને મટાડનારૂં, મેદ, વીર્ય, બળ અને કફને ઉત્પન્ન કરનારૂં, રક્તપિત્ત તથા સોજાને ઉપજાવનારૂં, જઠરાગ્નિની વૃદ્ધિ કરનારૂં, સ્નિગ્ધ, વિપાકમાં મધુર, જઠરાગ્નિને દીપન કરનાર, બળને વધારનાર, વાયુનો નાશ કરનાર, પવિત્ર અને રૂચિ ઉત્પન્ન કરનાર છે.

**બકરીના દહીંના ગુણ.**

**आजं दधि भवेच्चोष्णं क्षयवातविनाशनम् ।**
**दुर्नामश्वासकासेषु हितमग्निप्रदीपनम् ॥**
**विपाके मधुरं वृष्यं रक्तपित्तप्रसादनम् ।**
**शस्तं प्राभातिकं प्रोक्तं वातपित्तनिबर्हणम् ॥**

इति अजादधिगुणाः ।

બકરીનું દહીં ગરમ, ક્ષય અને વાયુનો નાશ કરનાર, અર્શ, શ્વાસ અને ખાંસીને મટાડનાર, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, વિપાકમાં મધુર, પૌષ્ટિક અને રક્તપિત્તને શમાવનાર છે. બકરીનું દહીં સવારનું હોય તે શ્રેષ્ઠ કહ્યું છે, કેમકે તે વાતપિત્તને નાશ કરેછે.

### ભેંસના દહીંના ગુણ.

**घनं माहिषमुद्दिष्टं मधुरं रक्तदोषकृत् ।**
**कफशोफकरं वृष्यं पित्तकृद्वातकोपनम् ॥**

इति महिषीदधिगुणाः ।

ભેંસનું દહીં જાડું, મધુર, રક્તદોષને ઉત્પન્ન કરનાર, કફ અને સોજાને ઉપજાવનાર, પૌષ્ટિક તથા પિત્તને ઉપજાવનાર અને વાયુને કોપવનાર છે.

### ઊંટડીના દહીંના ગુણ.

**विपाके कटु सक्षारं गुरुभेद्यौष्ट्रिकं दधि ।**
**वातमर्शांसि कुष्टानि क्रिमीन् हंत्युदराणि च ॥**

इत्यौष्ट्रीदधिगुणाः ।

ઊંટડીનું દહીં વિપાકમાં તીખું, ક્ષારયુક્ત, ભારે, મળને ભેદન કરનાર, તથા વાયુ, અર્શ, કોઢ, કૃમી અને ઉદરરોગ, એટલા રોગને નાશ કરનારૂં છે.

### સ્ત્રીના દહીંના ગુણ.

**स्निग्धं विपाके मधुरं बल्यं संतर्पणं हिमम् ।**
**चक्षुष्यं ग्राहि दोषघ्नं दधि नार्या गुणोत्तमम् ॥**

इति स्त्रीदधिगुणाः ।

સ્ત્રીનું દહીં, સ્નિગ્ધ, વિપાકમાં મધુર, બળ આપનારૂં, ધાતુઓને તૃપ્ત કરનારૂં, ઠંડું, નેત્રને હિતકર, ગ્રાહિ, વાતાદિ દોષને નાશ કરનારૂં, અને ઉત્તમ ગુણવાળું છે.

### ઘેટીના દહીંના ગુણ.

**कोपनं कफवातानां दुर्नाम्नां चाविकं दधि ।**
**दीपनीयं तु चक्षुष्यं पांडुकृद्दधि वातलम् ॥**
**रूक्षमुष्णं कषायं स्यादत्यभिष्यंदि दोषलम् ।**
**रसे पाके च मधुरं कषायं कुष्टवर्धनम् ॥**

इति मेढ्रीदधिगुणाः ।

ઘેટીનું દહીં કફ અને વાયુને તથા અર્શને કોપાવનારૂં, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, નેત્રને હિતકર, પાંડુરોગને ઉપજાવનારૂં, વાયુ ઉત્પન્ન કરનારૂં, રૂક્ષ, ગરમ, તુરૂં, સળેખમ ઉત્પન્ન કરે એવું, દોષને ઉત્પન્ન કરે એવું, મધુર રસવાળું, મધુર વિપાકવાળું, કષાય રસવાળું, અને કોઢને વધારનારૂં છે.

## વર્ષાઋતુના દહીંના ગુણ.

**वार्षिकं पित्तकृद्वातशमनं कफकोपनम् ।**
**गुल्मार्शःकुष्ठरोगे च रक्तपित्ते न शस्यते ॥**

इति वार्षिकदधिगुणाः ।

વર્ષાઋતુનું દહીં પિત્તને ઉત્પન્ન કરનારૂં, વાયુને શમાવનારૂં અને કફને કોપાવનારૂં છે; એ ઋતુમાં ગુલ્મ, અર્શ, કુષ્ટરોગ અને રક્તપિત્ત, એ રોગવાળાને દહીં ખાવું સારૂં નથી.

## શરદ્ઋતુના દહીંના ગુણ.

**शारदं दधि गुर्वम्लं रक्तपित्तविवर्धनम् ।**
**शोफतृष्णाज्वरार्तानां करोति विषमज्वरम् ॥**

इति शारददधिगुणाः ।

શરદ્ઋતુનું દહીં ભારે, ખાટું અને રક્તપિત્તને વધારનારૂં છે. સોજો, તરસનો રોગ અને તાવવાળાને એ ઋતુમાં દહીં આપવાથી તેને વિષમજ્વર ઉત્પન્ન કરેછે.

## હેમંતઋતુના દહીંના ગુણ.

**गुरु स्निग्धं सुमधुरं कफकृद्बलवर्धनम् ।**
**वृष्यं मेध्यं च हैमन्तं पुष्टिदं तुष्टिवृद्धिदम् ॥**

इति हैमन्तदधिगुणाः ।

હેમંતઋતુનું દહીં ભારે, સ્નિગ્ધ, ઘણું મીઠું, કફ ઉપજાવનારૂં, બળ વધારનારૂં, વીર્યજનક, બુદ્ધિ આપનારૂં, પુષ્ટિ આપનારૂં, તૃપ્તિ કરનારૂં અને ધાતુઓની વૃદ્ધિ કરનારૂં છે.

### શિશિરઋતુના દહીંના ગુણ.

**शैशिरं सघनं चाम्लं पिच्छिलं गुरु चैव च ।**
**वृष्यं बलकरं पैत्तं श्रमस्यापहरं परम् ॥**

इति शैशिरं दधि ।

શિશિરઋતુનું દહીં જાડું, ખાટું, પિચ્છાવાળું, ભારે, વીર્યજનક, બળ આપનાર, પિત્તને ઉત્પન્ન કરનાર, અને થાકને દૂર કરવામાં શ્રેષ્ઠ છે.

### વસંતઋતુના દહીંના ગુણ.

**वातलं मधुरं स्निग्धं किञ्चिदम्लं कफात्मकम् ।**
**बलकृद्वीर्यकृत्प्रोक्तं वासन्तं न प्रशस्यते ॥**

इति वसन्तदधिगुणाः ।

વસંતઋતુનું દહીં વાયુકર્તા, મધુર, સ્નિગ્ધ, કાંઈક ખાટું, કફકર્તા બળકર્તા અને વીર્ય ઉત્પન્ન કરનારૂં છે. એ ઋતુમાં દહીં ખાવું હિતકારક નથી એમ કહ્યું છે.

### ગ્રીષ્મઋતુના દહીંના ગુણ.

**लघु चाम्लं भवेद्ग्रीष्मे चात्युष्णं रक्तपित्तकृत् ।**
**शोषभ्रमपिपासाकृत् दधि प्रोक्तं न ग्रैष्मिके ॥**

इति ग्रीष्मदधिगुणाः ।

ગ્રીષ્મઋતુમાં દહીં હલકું, ખાટું, અતિ ગરમ, અને રક્તપિત્તને ઉત્પન્ન કરનારૂં થાયછે. વળી તે શોષ, ભ્રમ અને તરસને ઉત્પન્ન કરેછે; માટે ગ્રીષ્મઋતુમાં દહીં ખાવાનું હિતકર નથી એમ કહેલું છે.

### દહીં ન ખાવાનો વિધિ.

**शरद्ग्रीष्मवसन्तेषु दोषकृन्न हितं भवेत् ।**
**न नक्तं दधि भुञ्जीत न चाप्यघृतशर्करम् ॥**
**ज्वरासृक्पित्तवीसर्पकुष्ठिनां पाण्डुरोगिणाम् ।**
**संप्राप्तकामलानां च शोफिनां च विशेषतः ॥**
**तथाच राजयक्ष्माणामपस्मारे च पीनसे ।**
**प्रतिश्यायार्दितानां च भोजने न हितं दधि ॥**

इति दधिवर्जनम् ।

શરદ્, ગ્રીષ્મ, અને વસંતઋતુમાં દહીં વાતાદિ દોષને ઉત્પન્ન કરનારૂં છે, માટે હિતકર નથી; વળી રાત્રે દહીં ખાવું નહિ, તેમ ઘી તથા સાકર વિના પણ દહીં ખાવું નહિ.. તાવવાળા, રક્તપિત્તવાળા, વીસર્પ રોગવાળા, કોઢરોગી, પાંડુરોગી, કમળો થયો હોય એવા રોગી, અને વિશેષે કરીને સોજાવાળા, એમણે દહીં ખાવું નહિ. તેમજ રાજયક્ષ્માવાળા, અપસ્માર (ફેફરૂં) રોગવાળા, પીનસ રોગવાળા અને સળેખમથી પીડાતા રોગીઓને પણ દહીં ખાવું હિતકર નથી.

### દહીં ખાવાનો વિધિ.

**हिक्काश्वासार्शःप्लीहानामतीसारे भगन्दरे ।**
**एतेषां दधि शस्तं स्याल्लवणेन विमूर्च्छितम् ॥**
**लवणं दधि भुंजीत भुंजीताप्युदकेन च ।**
**तल्लवणांबुसंयुक्तं दधि शस्तं निशि ध्रुवम् ॥**

इति दधिभोजनविधिः ।

હેડકી, શ્વાસ, અર્શ, પ્લીહ, અતીસાર અને ભગંદર, એ રોગવાળાઓને લવણ સાથે મેળવીને દહીં ખાવા આપવું હિતકારક છે. જો દહીં ખાવું હોય તો લવણ અને દહીં ખાવું અથવા પાણી સાથે મેળવીને દહીં ખાવું; કેમકે પાણી અને લવણ સાથે મેળવેલું દહીં રાત્રે ખાવું હિતકર છે.

### ગાયની છાસના ગુણ.

**गव्यं त्रिदोषशमनं पथ्ये श्रेष्ठं तदुच्यते ।**
**दीपनं रुचिकृद्धृद्यमर्शोजठररोगहृत् ॥**

इति गव्यतक्रगुणाः ।

ગાયની છાશ ત્રણે દોષને શમાવનારી અને તે પથ્યમાં શ્રેષ્ઠ કહેવાય છે. વળી તે જઠરાગ્નિનું ઉદ્દીપન કરનારી, રૂચિ ઉત્પન્ન કરનારી, હૃદયને હીત કરનાર, અને અર્શ તથા જઠરના વ્યાધિને હરનારી છે.

### ભેંશની છાશના ગુણ.

**माहिषं कफकृत् किञ्चिद्घनं शोफकरं नृणाम् ।**
**शस्तं प्लीहार्शोग्रहणीदोषेऽतीसारिणामपि ॥**

इति महिषीतक्रगुणाः ।

भेंशनुं दही कफ करनारुं, कांइक जाडुं, अने मनुष्योने सोजो उत्पन्न करनारुं छे. प्लीहा (बरल), अर्श, ग्रहणीदोष, अने अतीसारवाळा रोगीओने हितकर छे.

### बकरीनी छाशना गुण.

**छागलं लघु सुस्निग्धं त्रिदोषशमनं परम् ।**
**गुल्मार्शोग्रहणीशूलपाण्ड्वामयविनाशनम् ॥**

इति छागीतक्रगुणाः ।

बकरीनी छाश हलकी, अतिशय स्निग्ध, अने त्रिदोषने शमाववामां श्रेष्ठ छे. वळी ते गुल्म, अर्श, ग्रहणी, शूल अने पांडुरोगने नाश करनारी छे.

### त्रण प्रकारनी छाश.

**तथाच त्रिविधं तक्रं कथ्यते शृणु पुत्रक! ।**
**यथायोगेन तत् सम्यक् शस्यते येषु रोगिषु ॥**
**समुद्धृतघृतं तक्रमर्धोद्धृतघृतं च यत् ।**
**अनुद्धृतघृतं चान्यादित्येतत्त्रिविधं मतम् ॥**

वळी छाश त्रण प्रकारनी कहेवायछे ते तथा ते छाश जेवा योगवडे जेवा जेवा रोगीओने हितकर छे ते हुं सारी रीते कहुंछुं; हे पुत्र! तुं सांभळ (१) जे छाशमांथी घी काढी लीधेलुं होय एवी, (२) जेमांथी अरधुं घी काढी लीधेलुं छे एवी, तथा (३) जेमांथी बिलकुल घी काढी लीधेलुं नथी एवी एप्रमाणे छाश त्रण प्रकारनी कहेवायछे.

### त्रण प्रकारनी छाशना गुण.

**सर्वं लघु च पथ्यं च त्रिदोषशमनं परम् ।**
**ततः परं वृष्यतरं क्रमेण समुदीरितम् ॥**
**अनुद्धृतघृतं सान्द्रं गुरु विद्यात्कफात्मकम् ।**
**बलप्रदं तु क्षीणानामामशोषातिसारहृत् ॥**

इति अनुद्धृततक्रगुणाः ।

बधीये छाशो हलकी अने पथ्य छे तथा त्रिदोषने शमाववामां

શ્રેષ્ઠ છે. ઉપર જે છાશના પ્રકાર કહ્યા છે તેમાંથી પેહેલા પ્રકારની છાશ કરતાં બીજા પ્રકારની વધારે પૌષ્ટિક છે અને તેના કરતાં ત્રીજા પ્રકારની વધારે પૌષ્ટિક છે, જે છાશમાંથી ઘી કાઢી લીધેલું નથી તે છાશ જાડી, ભારે અને કફ કર્ત્તા હોય છે; વળી તે શરીરે ક્ષીણ થઈ ગયેલાને બળ આપનારી તથા આમ, શોષ, અને અતિસારને હરનારી છે.

गरोदरार्शोग्रहणीपाण्डुरोगे ज्वरातुरे।
वर्चोमूत्रग्रहे वापि स्नेहव्यापदि मेहिषु॥
हितं संप्रीणनं बल्यं पित्तरक्तविरोधकृत्।
मधुरं पित्तरक्तघ्नमत्युष्णं रक्तपित्तकृत्॥
बहूदकं दीपनीयं रक्तपित्तप्रकोपनम्।
पीनसे श्वासकासे च न शस्तमिह कथ्यते॥

इति त्रिविधतक्रगुणाः।

વિષરોગ, ઉદરરોગ, અર્શરોગ, ગ્રહણીરોગ, પાંડુરોગ, અને જ્વરરોગ, એ રોગવાળાઓને પણ ઘી નહિ કાઢી લીધેલી છાશ હિતકર છે. વળી ઝાડા પેશાબનો કબજો થયો હોય તેમાં સ્નેહપાન વધારે અથવા ઓછું થવાના કારણથી કાંઈ પીડા ઉપજી હોય તેમાં, તથા પ્રમેહમાં એ છાશ હિતકર, પ્રીતિ ઉપજાવનારી, બળદાતા તથા પિત્તરક્તને અટકાવનારી છે. એ છાશ મધુર હોય તો રક્તપિત્તને નાશ કરનારી છે, અતિ ગરમ હોય તો રક્તપિત્તને ઉત્પન્ન કરનારી છે તથા બહુ પાણીવાળી હોય તો જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી અને રક્તપિત્તને કોપાવનારી છે. પીનસરોગમાં, શ્વાસમાં, અને ખાંસીના રોગમાં છાશ હિતકર નથી એમ પ્રાચીન વૈદ્યો કહેછે.

अर्धोदकमुदश्वित्स्यात् तक्रं पादजलान्वितम्।
वातं कफं हरेद्घोलमुदश्विच्छ्लेष्मलं भवेत्॥
करेण मर्दितं यच्च तर्पणं बलकृन्मतम्।
श्रमापहरणं स्निग्धं ग्रहण्यर्शोऽतिसारनुत्॥

છાશમાં જો અરધું પાણી હોય તો તેને ઉદશ્વિત્ કહેછે. અને જો ચતુર્થાંશ અથવા ચોથે ભાગે પાણી હોય તો તેને ઘોલ અથવા મઠો

કહેછે. ઘોલ વાયુ અને કફને હરનારો છે તથા ઉદશ્વિત્ કફને ઉત્પન્ન કરનારૂં છે. જે ઘોલને હાથવડે ચોળી નાખીને તૈયાર કર્યો હોય તે ધાતુઓને તૃપ્ત કરનાર, અને બળ આપનાર માનેલું છે; વળી તે શ્રમને દૂર કરનાર, સ્નિગ્ધ, અને ગ્રહણી, અર્શ, તથા અતિસારને નાશ કરનાર છે.

## છાશ પીવાનો વિધિ.

**वातेऽम्लं सैंधवोपेतं स्वादु पित्ते सशर्करम् ।**
**पिबेत्तक्रं कफे चैव व्योषक्षारसमन्वितम् ॥**
**शीतकालेऽग्निमांद्ये च कफोत्थेष्वामयेषु च ।**
**मार्गावरोधे दुष्टेऽग्नौ गुल्मार्शसि तथामये ॥**
**शस्तं प्रोक्तं च तक्रं स्यादमीषां सर्वदा हितम् ।**
**सर्वकालेषु तच्छस्तमजाजिलवणान्वितम् ॥**

इति तक्रपानविधिः ।

વાયુના રોગમાં ખાટીછાશમાં સિંધવ નાખીને તે પીવી; પિત્તના રોગમાં મધુર છાશ સાકર નાખીને પીવી; અને કફના રોગમાં ક્ષાર (સંચળ) તથા સુંઠ, પીપર, મરીનું ચૂર્ણ નાખીને પીવી. શીઆળામાં, અગ્નિમાંધમાં, કફથી ઉપજેલા વ્યાધિઓમાં, મળ મૂત્રઆદિના માર્ગનો રોધ થયો હોય તે રોગમાં, જઠરાગ્નિ દોષ પામ્યો હોય તે રોગમાં, ગુલ્મરોગમાં, અને અર્શના વ્યાધિમાં છાશ પીવી હિતકર છે. તેમજ જીરૂં અને અને લવણ એકઠું નાખીને છાશ પીવી એ સર્વે વખતે ફાયદો આપનારી છે,

## છાશ પીવાનો નિષેધ.

**इति तक्रगुणान् ज्ञात्वा न दद्याद्यस्य तं शृणु ।**
**क्षते शोफे च क्षीणानां नोष्णकाले शरत्सु च ॥**
**न मूर्च्छाभ्रमतृष्णासु तथा रक्ते सपैत्तिके ।**
**न शस्तं तक्रपानं च करोति विविधान् गदान् ॥**

કાંઈ વાગવાથી ક્ષત પડયું હોય ત્યારે, સોજો ચઢયો હોય ત્યારે, શરીર સૂકાઈને દુર્બળ થઈ ગયું હોય ત્યારે, ઉષ્ણઋતુમાં, શરદૃઋતુમાં,

મૂર્છા-ભ્રમ-અને તરસના રોગમાં, તથા રક્તપિત્તમાં છાશ પીવી એ હિતકર નથી, કેમકે તેથી અનેક પ્રકારના રોગ ઉપજેછે.

### માખણના ગુણ.

नवनीतं नवग्राही हृद्यं दीपनरोचनम् ।
क्षयारुच्यर्दितप्लीहग्रहण्यर्शोविकारनुत् ॥
चक्षुष्यं शिशिरं स्निग्धं वृष्यं जीवनबृंहणम् ।
क्षीरोद्भवं हिमं ग्राहि रक्तपित्ताक्षिरोगनुत् ॥
स्मृतिवयोग्निशुक्रौजःकफमेदोविवर्धनः ।
वातपित्तविषोन्मादशोफालक्ष्मीज्वरापहम् ।
सर्वदोषापहं शीतं मधुरं रसपाकयोः ॥

इति नवनीतविधिः ।

તાજું માખણ ગ્રાહિ (મળને બાંધનાર), હ્રદયને હિતકર, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર અને રૂચિને વધારનાર છે. વળી તે ક્ષય, અરૂચિ, અર્દિત નામનો વાયુરોગ, પ્લીહા (બરલ) ગ્રહણી વિકાર, અને અર્શરોગને નાશ કરનારૂં છે. તેમજ એ નેત્રને હિતકર, ટંડું, સ્નિગ્ધ, વીર્યજનક, જીવન ગુણવાળું અને પૌષ્ટિક છે. જે માખણ દૂધમાંથી કાઢ્યું હોય તે ટંડું, ગ્રાહિ, રક્તપિત્ત અને નેત્રરોગને નાશ કરનારૂં છે; સ્મરણ શક્તિ, વય, જઠરાગ્નિ, વીર્ય, ઓજ નામે ધાતુ, કફ અને મેદ, એ સર્વેની વૃદ્ધિ કરનારૂં છે; વાયુ, પિત્ત, વિષરોગ, ઉન્માદરોગ, સોજો, નિસ્તેજપણું, અને તાવ, એ સર્વેને દૂર કરનારૂં છે; તથા સર્વે દોષને નાશ કરનારૂં, ટંડું અને રસમાં તથા વિપાકમાં મધુર છે.

### દૂધના ફીણના ગુણ.

कृष्णगोऽश्वपयःफेनमजानां वेति शस्यते ।
मन्दाग्नीनां कृशानां च विशेषादतिसारिणाम् ॥
उत्साहदीपनं बल्यं मधुरं वातनाशनम् ।
सद्योबलकरं चैव तस्य क्षीरविलोडितम् ॥

क्षीणज्वरातिसारे च सामे च विषमज्वरे ।
मन्दाग्नौ कफमाश्रित्य पयःफेनं प्रशस्यते ॥
क्षीरं गवां क्षीरफेनं तक्रं वा हितमेव च ।
पक्वाम्रभक्षणाद्वापि ग्रहणी तस्य नश्यति ॥
ताम्बूलं नैव सेवेत क्षीरं पीत्वा तु मानवः ।
भवेत्तद्दुर्जरं क्षीरं भुक्तान्ताद्वापि शस्यते ॥

इति फेनविधिः ।

કાળી ગાય, ઘોડી કે બકરીના દૂધનું ફીણુ મંદાગ્નિવાળાને, શરીરે દુર્બળ હોય તેમને, અને વિશેષે કરીને અતિસારના રોગવાળાને હિતકર છે. તે દૂધને ડખોળવાથી જે ફીણુ થાયછે તે ઉત્સાહને જાગ્રત કરેછે, બળ આપેછે, મધુર છે, વાયુનો નાશ કરેછે અને તત્કાળ બળ આપેછે. જે પુરૂષો ક્ષીણુ થઇ ગયા હોય, જેને જ્વર અને અતીસારનો રોગ થયો હોય, ને સામ (આમ સહિત) જ્વર હોય, જેમને વિષમજ્વર હોય, અને જેમના જઠરમાં કફ પૂરાઇ જવાથી અગ્નિ મંદ પડી ગયો હોય, તેમને દૂધનું ફીણુ હિતકારક છે. પાકી કેરીઓ ખાવી તેના કરતાં ગાયનું દૂધ, અથવા દૂધનું ફીણુ અથવા ગાયની છાશ હિતકર છે, કેમકે તેથી તેની ગ્રહણીસંબંધી પીડા દૂર થાય છે. દૂધ પીધા પછી મનુષ્યે તાંબૂલ ખાવું નહિ, કેમકે તેથી દૂધ જલદી પચતું નથી; ભોજન કરી રહ્યા પછી પણ દૂધ પીવું શ્રેષ્ઠ છે.

## ગાયના ઘીના ગુણ.

विपाके मधुरं वृष्यं वातपित्तकफापहम् ।
चक्षुष्यं बलकृन्मेध्यं गव्यं सर्पिर्गुणोत्तमम् ॥

इति गव्यं घृतम् ।

ગાયનું ઘી વિપાકમાં મધુર, પૌષ્ટિક, વાયુ, પિત્ત તથા કફને દૂર કરનારૂં, નેત્રને ફાયદો આપનારૂં, બળ આપનારૂં, અને બુદ્ધિને વધારનારૂં છે. ગાયનું ઘી ઉત્તમ ગુણોવાળું છે.

## બકરીના ઘીના ગુણ.

**आजं घृतं दीपनीयं चक्षुष्यं बलवर्धनम् ।**
**कासश्वासक्षयाणां च हितं पाके कफापहम् ॥**

इति छागलं घृतम् ।

બકરીનું ઘી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, નેત્રને હિતકર, બળને વધારનાર, ખાંસી, શ્વાસ અને ક્ષયને હિતકર અને પચ્યા પછી કફને દૂર કરનારૂં છે.

## ભેંસના ઘીના ગુણ.

**सवातपित्तशमनं सुशीतं माहिषं घृतम् ।**
**मधुरं गुरु विष्टम्भि बल्यं श्रेष्ठगुणात्मकम् ॥**

इति माहिषीघृतम् ।

ભેંસનું ઘી વાયુ અને પિત્તને શમાવનારૂં, અતિ ટાઢું, મધુર, ભારે, મળને અટકાવનાર, બળ આપનાર, અને ઉત્તમ ગુણવાળું છે.

## ઊંટડીના ઘીના ગુણ.

**औष्ट्रं कटु घृतं पाके शोषक्रिमिविषापहम् ।**
**दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥**

इत्युष्ट्रीघृतम् ।

ઊંટડીનું ઘી પાચન થયા પછી તીખું, શોષરોગ, કૃમિરોગ, અને વિષદોષને મટાડનારૂં, અને અગ્નિને દીપન કરનારૂં, કફ અને વાયુને હણનારૂં, તથા કોઢ, ગુલ્મ અને ઉદરરોગને દૂર કરનારૂં છે.

## ઘેટીના ઘીના ગુણ.

**पाके लघ्वाविकं सर्पिः सर्वरोगविषापहम् ।**
**वृद्धिं करोति चास्थ्नां तच्चाश्मरीशर्करापहम् ॥**

इत्याविकं घृतम् ।

ઘેટીનું ઘી વિપાકમાં હલકું છે; સર્વ રોગને અને ઝેરને નાશ કરનારૂં છે; હાડકાંની વૃદ્ધિ કરનારૂં છે; તથા અશ્મરી (પથરી) અને શર્કરા (વીર્યની કણી બાઝી ગઈ હોય તે રોગ) ને મટાડનારૂં છે.

### ઘોડીના ઘીના ગુણ.

**चक्षुष्यं धुक्षणं चाग्नेर्वातदोषनिवारणम् ।**
**वृद्धिं करोति चास्थ्नां तत्सर्पिराश्वं विषापहम् ॥**

इत्यश्वघृतम् ।

ઘોડીનું ઘી નેત્રને બળ આપનારૂં, અગ્નિને પ્રદિપ્ત કરનારૂં, વાયુના દોષને નિવારણ કરનારૂં, હાડકાંની વૃદ્ધિ કરનારૂં અને વિષને દૂર કરનારૂં છે.

### દૂધના ઘીના ગુણ.

**वृद्धिं करोति देहाग्नेर्लघु पाके विषापहम् ।**
**तर्पणं नेत्ररोगघ्नं दाहनुत् पयसो घृतम् ॥**

इति क्षीरद्रवघृतम् ।

દૂધનું દહીં કર્યા વિનાજ દૂધમાંથી ઘી કાઢ્યું હોય તે શરીરના અગ્નિની વૃદ્ધિ કરેછે, વિપાકમાં હલકું છે, ઝેરને દૂર કરેછે, ધાતુઓને તૃપ્ત કરેછે, નેત્રરોગનો નાશ કરેછે અને દાહને મટાડે છે.

### સ્ત્રીના દૂધના ગુણ.

**कफेऽनिले योनिदोषे शोषे पित्ते च तद्धितम् ।**
**चक्षुष्यमाज्यं स्त्रीणां च दाहघ्नममृतोपमम् ॥**

इति नारीघृतगुणाः ।

સ્ત્રીનું દૂધ કફ રોગમાં, વાયુ રોગમાં, યોનિ દોષમાં, શોષ રોગમાં, અને પિત્ત રોગમાં હિતકર છે. વળી તે નેત્રને બળ આપનારૂં, દાહને નાશ કરનારૂં તથા અમૃત જેવું છે.

## જૂના ઘીના ગુણ.

**सर्पिर्जीर्णं चाग्निसन्धुक्षणं च मूर्च्छाकुष्ठोन्मादकर्णाक्षिशूले ।**
**अर्शःशोफे योनिदोषे व्रणेषु शस्तं सर्पिर्जीर्णमेवं नृणां स्यात् ॥**

इति जीर्णघृतगुणाः ।

જૂનું ઘી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં છે. વળી મૂર્છા, કોઢ, ઉન્માદ રોગ, કાનના રોગ, નેત્રના રોગ, શૂળ રોગ, અર્શ રોગ, સોજાનો રોગ, યોનિ દોષ અને વ્રણ (નારૂં), એ રોગોમાં મનુષ્યોને જૂનું ઘી ગુણકારક છે.

## નવા ઘીના ગુણ.

**बलक्षये तर्पणभोजनेषु श्रमे च पित्तासृजि रोगयुक्ते ।**
**नेत्रामये कामलपाण्डुरोगे क्षये नवं सर्पिर्वदन्ति धीराः ॥**

જે પુરૂષના બળનો ક્ષય થઈ ગયો હોય તેને બળ આપવું હોય ત્યારે, ધાતુઓને તૃપ્ત કરવાને તર્પણ યોગ કરવો હોય ત્યારે, ભોજનમાં, થાકેલાનો થાક મટાડવામાં, રક્તપિત્તના રોગમાં, નેત્ર રોગમાં, કમળામાં, પાંડુ રોગમાં, ક્ષય રોગમાં, એટલી એટલી જગોએ નવું ઘી આપવું એમ ધીરજવાળા વૈદ્યો કહેછે.

**ज्वरे विबन्धेषु विषूचिकायामरोचके वा शमिते तथाग्नौ ।**
**पानात्यये वापि मदात्यये वा शस्तं न सर्पिर्बहु चैषु नित्यम् ॥**

इति घृतवर्गः ।

તાવમાં, બદ્ધ કોષ્ઠમાં, વિષૂચિકા રોગમાં, અરોચક રોગમાં, મંદાગ્નિ રોગમાં, મધપાન અતિશય થવાથી થયેલા રોગમાં, મદાત્યય રોગમાં એ રોગોમાં ઘણું ઘી આપવું હિતકર નથી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे क्षीरवर्गो नाम अष्टमोऽध्यायः ।



# नवमोऽध्यायः

## મૂત્ર વર્ગ.

मूत्रं गोऽजाविमाहिष्यं गजाश्वोष्ट्रखरोद्भवम् ।
मूत्रं मानुषजं चान्यत्समासेन गुणाञ्शृणु ॥

ગાય કે બળદ, બકરાં, ઘેટાં, ભેંશ કે પાડો, હાથી, ઘોડો, ઊંટ ગધેડો, એ પ્રાણીઓનાં મૂત્ર તથા વળી મનુષ્યનું મૂત્ર, ( એ સર્વે ઔષધ તરિકે વપરાય તેવાં છે માટે ) તેમના ગુણ સંક્ષેપમાં કહુંછું તે તું સાંભળ.

### ગાયના મૂત્રના ગુણ.

तीक्ष्णं चोष्णं क्षारमेवं कषायं बल्यं मेध्यं श्लेष्मवातान्निहन्ति ।
रक्तं पित्तं कुर्वते च प्रभेदि गुल्मानाहोदर्यदोषापहं च ॥
कंडूकिलासमलशूलमुखाक्षिरोगान्
गुल्मातिसारगुदमारुतमूत्ररोधान् ।
कासं सकुष्ठजठरक्रिमिकोशजालं
गोमूत्रमेकमपि पीतमहो निहंति ॥

इति गोमूत्रगुणाः ।

ગાયનું મૂત્ર તીક્ષ્ણ, ગરમ, ખારૂં, તુરૂં, બળ આપનાર અને બુદ્ધિ આપનાર છે, કફ અને વાયુનો નાશ કરેછે; રક્તપિત્તને ઉત્પન્ન કરેછે; મળનું ભેદન કરેછે; ગુલ્મ, આનાહ ( પેટ ચઢવાનો વ્યાધિ ) અને ઉદર સંબંધી વ્યાધિઓને દૂર કરેછે; ખસ, કિલાસ નામે કોઢ રોગ, મળસંબંધી પીડા, ચુંકનો કે શૂળનો વ્યાધિ, મુખના રોગ, નેત્રના રોગ, ગુલ્મ, અતિસારનો રોગ, ગુદાના રોગ, વાયુના રોગ, મૂત્ર બંધ થયું હોય તે રોગ, ખાંસી, કોઢ રોગ, જઠરાગ્નિસંબંધી રોગ અને કૃમિની કોથલીનો સમુદાય, એ સર્વે એકલું ગાયનું મૂત્રજ પીવાથી નાશ થાયછે એવું આશ્ચર્યકારી ગુણવાળું ગોમૂત્ર છે!

## બકરાના મૂત્રના ગુણ.

**आजं मूत्रं तीक्ष्णमुष्णं कषायं योज्यं पाने शूलगुल्मार्त्तिनाशम्।
कासे श्वासे कामलापाण्डुरोगे शस्तं वैद्यावार्शसां तद्वदन्ति ॥**

इत्यजामूत्रम्।

બકરાનું મૂત્ર તીક્ષ્ણ, ગરમ અને તૂરૂં છે; રોગઉપર પીવાના કામમાં તે વાપરી શકાયછે. એ મૂત્ર શૂલ અને ગુલ્મની પીડા નાશ કરેછે. વળી ખાંસીમાં, શ્વાસમાં, કમળામાં, પાંડુરોગમાં અને અર્શરોગમાં તે હિતકર છે એમ વૈદ્યો કહેછે.

## ઘેટાના મૂત્રના ગુણ.

**सक्षारं कटुकं तीक्ष्णं मूत्रं वातघ्नमाविकम्।
दुर्नामोदरशूलघ्नं कुष्ठमेहविशोधनम् ॥**

इति मेषमूत्रम्।

ઘેટાનું મૂત્ર ક્ષારયુક્ત, તીખું, કડવું, વાયુને હણનારૂં, અર્શરોગ-ઉદરરોગ-અને શૂલ રોગને નાશ કરનારૂં તથા કોઢ અને પ્રમેહની શુદ્ધિ કરનારૂં છે.

## ભેંશના મૂત્રના ગુણ.

**क्षारं सतिक्तं कटुकं कषायं प्रभेदि वातस्य शमं करोति।
पित्तप्रकोपं कुरुतेऽथ गुल्मकुष्ठार्शःपाण्डूदरशूलनाशम ॥**

इति महिषमूत्रगुणाः।

ભેંશનું મૂત્ર ક્ષારયુક્ત, કડવું, તીખું, તૂરૂં, મળનું ભેદન કરનારૂં, અને વાયુને શમાવનારૂં છે, વળી તે પિત્તને કોપાવેછે, તથા ગુલ્મ, કોઢ, અર્શ, પાંડુરોગ, ઉદરરોગ, અને શૂળ રોગને નાશ કરેછે.

## હાથીના મૂત્રના ગુણ.

**सुतिक्तं लवणं भेदि वातघ्नं कफकोपनम्।
क्षारं मण्डलकुष्ठानां नाशनं गजमूत्रकम् ॥**

इति गजमूत्रगुणाः।

હાથીનું મૂત્ર અતિ કડવું, ખારૂં, મળનું ભેદન કરનારૂં, વાયુને હણનારૂં, અને કફને કોપાવનારૂં છે; વળી તે ક્ષારયુક્ત, અને મંડલ કુષ્ટ (જે કોઢમાં શરીર ચકામાં પડી જાયછે તે કોઢ) ને નાશ કરનારૂં છે.

**ઘોડાના મૂત્રના ગુણ.**

**आश्वं कफहरं छर्दिक्रिमिकुष्ठविनाशनम् ।**
**दीपनं कटु तीक्ष्णोष्णं वातश्लेष्मविकारनुत् ॥**

अत्यश्वमूत्रगुणाः ।

ઘોડાનું મૂત્ર કફને હરનારૂં, તથા ઉલટીનો રોગ, કૃમિરોગ અને કોઢ રોગનો નાશ કરનારૂં છે. વળી તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં, તીખું, કડવું, ગરમ અને વાયુ તથા કફના રોગને મટાડનારૂં છે.

**ઊંટના મૂત્રના ગુણ.**

**औष्ट्रं कफहरं रूक्षं क्रिमिदद्रूविनाशनम् ।**
**श्रेष्ठं कुष्टोदरोन्मादशोषार्शःक्रिमिवातनुत् ॥**

इत्युष्ट्रमूत्रगुणाः ।

ઊંટનું મૂત્ર કફને હરનારૂં, રૂક્ષ તથા કૃમિ (જીવડા) અને દાદર (દરાઝ) ને નાશ કરનારૂં છે. વળી તે કોઢ રોગ, ઉદરરોગ, ઉન્માદરોગ શોષરોગ, અર્શરોગ, કૃમિરોગ અને વાયુના રોગને નાશ કરનારૂં છે.

**ગધેડાના મૂત્રના ગુણ.**

**गार्दभं वा हयं मूत्रं तैले योज्यं कचिद्भवेत् ।**
**सक्षारं तिक्तकटुकमुन्मादकुष्ठरोगनुत् ॥**

इति गर्दभमूत्रगुणाः ।

ગધેડાનું કે ઘોડાનું મૂત્ર કોઈ કોઈવાર તેલ પકવવામાં વપરાયછે. એ મૂત્ર ક્ષારયુક્ત, કડવું, તીખું, અને ઉન્માદ તથા કોઢરોગને નાશ કરનારૂં છે.

**મનુષ્યમૂત્રના ગુણ.**

**मानुषं क्षारकटुकं मधुरं लघु चोच्यते ।**
**चक्षुरोगहरं बल्यं दीपनं कफनाशनम् ॥**

इति नरमूत्रगुणाः ।

મનુષ્યનું મૂત્ર ક્ષારયુક્ત, તીખું, મધુર અને હલકું છે. વળી તે નેત્રરોગને હરનારૂં, બળ આપનારૂં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં અને કફને નાશ કરનારૂં છે.

### પ્રસૂતા અને અપ્રસૂતાના મૂત્રના ગુણ.

**असूताया घनं मूत्रं प्रसूताया द्रवं लघु ।**
**किंचिद्गुणविशेषः स्यात् समता पाकवीर्ययोः ॥**

इत्यप्रसूतायाः प्रसूतायाश्च मूत्रगुणाः ।

જે સ્ત્રી પ્રસૂત ન થયેલી હોય તેનું મૂત્ર જાડું હોયછે અને જે સ્ત્રી પ્રસૂત થયેલી હોય તેનું મૂત્ર પાતળું અને હલકું હોયછે. એ બન્ને મૂત્રમાં કાંઈક થોડોજ ગુણમાં તફાવત છે; નહિ તો તેમના પાકમાં અને વીર્યમાં તે સમાન છે.

### બળદના મૂત્રના ગુણ.

**सौरभेयकमूत्रं तु घनं सान्द्रं प्रशस्यते ।**
**तच्च वृषणहीनानां किञ्चिल्लघुतरं मतम् ॥**
**वृषमूत्रं च शोफघ्नं क्रिमिदोषविनाशनम् ।**
**कामलाग्रहणीपाण्डुनाशनं चाग्निदीपनम् ॥**

વાછરડાનું મૂત્ર જાડું અને ચીકટવાળું છે તથા તે ગુણકારી છે. વૃષણવિનાના વાછરડાનું મૂત્ર લગાર હલકું છે. બળદનું મૂત્ર સોજાને મટાડનારૂં, અને કૃમિના દોષને નાશ કરનારૂં છે. વળી કમળો, પાંડુરોગ તથા ગ્રહણી રોગને મટાડનારૂં અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં છે.

**अजावीनां गवां मूत्रं पाने शस्तं भिषग्वर ! ।**
**आविकं माहिषं चाश्वं तैलपाके विधीयते ॥**
**गजमूत्रप्रलेपं च कण्डूदद्रूविसर्पनुत् ।**
**कारभं खरमूत्रं वा तैले नस्ये विधायकम् ॥**

હે વૈદ્યોમાં શ્રેષ્ઠ હારીત! બકરાં, ઘેટાં અને ગાયોનું મૂત્ર પીવામાં શ્રેષ્ઠ છે; વળી ઘેટાં, ભેંશો અને ઘોડાનું મૂત્ર તેલ પકવવામાં ઉપયોગી છે; હાથીના મૂત્રનો લેપ કરવાથી તે ખસ, દાદર (દરાઝ) અને વિસર્પ (રતવા)ને નાશ કરેછે; ઊંટના અને ગધેડાના મૂત્રનો તેલ પકવવામાં તથા સુંઘવામાં ઉપયોગ કરી શકાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे मूत्रवर्गो नाम नवमोऽध्यायः ।

# दशमोऽध्यायः

## ઇક્ષુવર્ગ.

अथातः संप्रवक्ष्यामि इक्षुवर्गं गुणाधिकम् ।
रसायनोत्तमं बल्यं रोगवारणमुत्तमम् ।

હવે હું સેરડીના વર્ગનું એટલે સેરડી તથા તેનાથી થયેલા ગોળ, ખાંડ વગેરે પદાર્થોના ગુણનું કથન કરૂંછું. સેરડીનો વર્ગ ઘણો ગુણકારી, રસાયનરૂપ, બળ આપનાર તથા રોગને અટકાવનાર અને ઉત્તમ છે.

### ધોળી સેરડીના ગુણ.

स्निग्धश्च संतर्पणबृंहणश्च संजीवनः स्वादु रसः श्रमघ्नः ।
रक्तस्य पित्तस्य निहन्ति दोषं अन्तर्विदाही कफकृत् सितेक्षुः ॥

इति श्वेतेक्षुगुणाः ।

ધોળી સેરડી સ્નિગ્ધ ગુણવાળી, ધાતુઓને તૃપ્ત કરનાર, શરીરને પુષ્ટ કરનાર, પ્રાણીને જીવાડનાર, મધુર રસવાલી, થાકને મટાડનારી રક્તપિત્તના દોષને હણનારી છે. વળી તે શરીરની અંદર દાહ કરનાર અને કફ કરનારી છે.

### કાળી સેરડીના ગુણ.

तद्वत् सुकृष्णो भवते गुणानां वृष्यो भवेत् तर्पणदाहहन्ता ।
क्षारः स किञ्चिन्मधुरो रसेन [1]शोषापहर्ता व्रणशोफकारी ॥

इति कृष्णेक्षुगुणाः ।

કાળી સેરડીના પણ ધોળી સેરડી જેવાજ ગુણ છે. વિશેષમાં,- તે વીર્યજનક, તૃપ્તિકારક અને દાહને નાશ કરનાર છે. વળી કાંઈક ક્ષારયુક્ત, મધુર રસવાળી, શોષને હરનારી અને વ્રણ તથા સોજાને ઉત્પન્ન કરનારી છે.

---

१ शोषोपकर्ता. प्र. २

### યંત્રથી કાઢેલા સેરડીના રસના ગુણ.

**यन्त्रेण पीडितरसः कथितो गुरुश्च**
**वृष्यः कफं च कुरुतेऽथ सुशीतलश्च ।**
**पाके विदाहि बलकृच्च सुशोभनश्च**
**संसेवितो रुधिरपित्तरुजं निहन्ति ॥**

इति यन्त्रद्रवरसगुणाः ।

સેરડીનો રસ યંત્રથી કાઢેલો હોય તે ભારે છે, વીર્યજનક છે, કફને ઉત્પન્ન કરેછે, અતિ ઠંડો છે, પાચન થવામાં દાહકર્તા છે, બળ આપે એવો છે, કાંતિ વધારે એવો છે, અને તેને નિયમ પ્રમાણે પીધો હોય તો પિત્ત અને રક્તની પીડાને નાશ કરે એવો છે.

### ચૂશીને ખાધેલી સેરડીના ગુણ.

**दन्तैर्निपीडितरसो रुचिकृद्गुरुश्च**
**सन्तर्पणो बलकरः कफकृच्छ्रमघ्नः ।**
**विष्टम्भकारी रुधिरस्य तथैव पित्त-**
**दोषं निहन्ति सकलं वमनं च शोषम् ॥**

इति दन्तनिष्पीडितरसगुणाः ।

દાંતવડે ચૂશીને ખાધેલો રસ રૂચિ ઉત્પન્ન કરનારો છે, ભારે છે, ધાતુઓને તૃપ્ત કરનારો છે, બળ આપનારો છે, કફ ઉપજાવે એવો છે, થાક મટાડે એવો છે, મળને અટકાવનાર છે, રક્ત અને પિત્તના સઘળા બગાડને નાશ કરનાર છે, તેમ ઉલટી અને શોષને પણ મટાડનાર છે.

### રાખી મુકેલા રસના ગુણ.

**रसः पर्युषितो नेष्टो ह्यम्लो वातापहो गुरुः ।**
**कफपित्तकरः शोषी भेदनो वाथ मूत्रलः ॥**

इति पर्युषितरसगुणाः ।

સેરડીનો રસ એક વાસણમાં ભરીને કેટલીક વખત રાખી મૂક્યો હોય તે પીવામાં હિતકર નથી. તે રસ ખાટો, વાયુને હરનાર, ભારે, કફ અને પિત્તને ઉત્પન્ન કરનાર, શોષ ઉપજાવનાર, મળને તોડનાર તથા મૂત્રને ઉત્પન્ન કરનાર છે.

### પકવેલા રસના ગુણ.

**पक्को गुरुतरः स्निग्धः सुतीक्ष्णः कफवातहा ।**
**पित्तघ्नोऽपि विशेषेण चार्शोगुल्मातिसारहा ॥**

इति पक्करसगुणाः ।

સેરડીનો પક્વ કરેલો રસ વધારે ભારે, સ્નેહ ગુણવાળો (ચીકણો), અતિશય તીક્ષ્ણ, કફ અને વાયુને હરનારો, વિશેષે કરીને પિત્તને નાશ કરનાર, તથા અર્શ, ગુલ્મ અને અતીસારને નાશ કરનારો છે.

### કાકબના ગુણ.

**फाणितं गुर्वभिष्यन्दि बृंहणं शुक्रलं च तत् ।**
**पित्तघ्नं च श्रमहरं रक्तदोषनिषूदनम् ॥**

इति फाणितरसगुणाः ।

સેરડીના રસનો કાકબ ભારે, સલેખમ પેદા કરનાર, શરીરને પુષ્ટ કરનાર, વીર્યજનક, પિત્તને નાશ કરનાર, થાકને દૂર કરનાર તથા લોહીના બિગાડને નાશ કરનાર છે.

### ગોળના ગુણ.

**बल्यो वृष्यो गुरुः स्निग्धो वातघ्नो मूत्रशोधनः ।**
**स पुराणोऽधिकगुणो गुल्मार्शोऽरोचकापहः ॥**
**क्षये कासे क्षतक्षीणे पाण्डुरोगेऽसृजः क्षये ।**
**हितो योग्येन संयुक्तो गुडः पथ्यतमो मतः ॥**

इति गुडगुणाः ।

ગોળ બળ આપનારો, વીર્ય ઉત્પન્ન કરનારો, ભારે, સ્નિગ્ધ, વાયુને નાશ કરનારો અને મૂત્રને શુદ્ધ કરનારો છે. એ ગોળ જૂનો હોય તો ઘણો ગુણ કરેછે તથા તે ગુલ્મ, અર્શ અને અરૂચિને મટાડે છે. ક્ષયરોગમાં, ખાંસીમાં, ઉરક્ષત ક્ષયમાં, ક્ષીણ થઈ ગયેલાં પુરૂષને, પાંડુરોગમાં, અને લોહીનો ક્ષય થઈ ગયો હોય તે વ્યાધિમાં ગોળને જો યોગ્ય ઔષધ સાથે મેળવીને આપ્યો હોય તો હિતકર તથા માફક આવે એવો છે એવું પ્રાચીન વૈદ્યોનું મત છે.

---

१ गल्मातीसारकासहा. प्र. १

### ગુડખંડના ગુણ.

**गुडखण्डश्च मधुरः सितश्च वातपित्तहा ।**
**किञ्चिच्छीतगुणोपेतो बल्यो वृष्यो रुचिप्रदः ॥**

इति गुडखण्डगुणाः ।

ગોળમાંથી થયેલી ખાંડ મધુર, ધોળી, વાયુ અને પિત્તને નાશ કરનારી, કાંઇક થંડી, બળ આપનારી, વીર્ય ઉત્પન્ન કરનારી તથા રૂચિ પેદા કરનારી છે.

### ખાંડના ગુણ.

**वातपित्तहरं शीतं स्निग्धं बल्यं मुखप्रियम् ।**
**चक्षुष्यं श्लेष्मकृच्चोक्तं खण्डं वृष्यतमं मतम् ॥**

इति खण्डगुणाः ।

ખાંડ વાયુ અને પિત્તને હરનારી, ઠંડી, સ્નિગ્ધ, બળ આપનારી, મુખને પ્રિય લાગનારી, નેત્રને ફાયદો આપનારી, અને કફ કરનારી કહેલી છે. વળી તે વીર્યને ઉત્પન્ન કરનારી છે એમ પણ વૈદ્યોનું મત છે.

### સાકરના ગુણ.

**सिता सुमधुरा प्रोक्ता वृष्या शुक्रविवर्धनी ।**
**पित्तघ्नी मधुरा बल्या शर्कराप्यायिनी नृणाम् ॥**
**शर्करान्या सुशीता च कासशूलसमुद्भवा ।**
**हिता पित्तासृजि शोषे मूर्च्छाभ्रममदापहा ॥**

इति शर्करागुणाः ।

સાકર અત્યંત મધુર, ધાતુઓને ઉત્તેજન આપનાર, વીર્ય વૃદ્ધિ કરનારી, પિત્તને નાશ કરનારી, મધુર, બળ આપનારી, અને મનુષ્યોને તૃપ્તિ કરનારી છે. બીજા એક પ્રકારની સાકર થાયછે તે અતિ ઠંડી, ખાંસી અને શૂળને ઉત્પન્ન કરનારી, રક્તપિત્તમાં તથા શોષ રોગમાં હિત કરનારી, અને મૂર્છા, ભ્રમ તથા મદ ( મીણા ) ને દૂર કરનારી છે.

### રોગપરત્વે ગોળની યોજના.

**गुदामये कामलशोषमेहे गुल्मामये पाण्डुहलीमके च ।**
**वाते सपित्तासृजि राजरोगी रुचिप्रदो रोगहरो गुडः स्यात् ॥**

અર્શ રોગમાં, કમળામાં, શોષ રોગમાં, પ્રમેહમાં, ગુલ્મ રોગમાં, પાંડુ રોગમાં, હલીમક નામે રોગમાં, વાયુમાં, પિત્તરક્તમાં અને રાજક્ષયમાં ગોળ રૂચિ આપનારો અને રોગ હરનારો છે.

**कासे शोषे गुडो नेष्ट अन्यत्रापि हितो मतः ।**
**योगयुक्तोऽपि *सर्वत्र हितो गुणगणालयः ।**

ખાંસીમાં અને શોષ રોગમાં ગોળ હિતકર નથી; બીજા રોગમાં તે હિતકર છે. ઘણા ગુણવાળો ગોળ ઔષધિના યોગ સાથે યોજેલો હોય ત્યારે તે સર્વ જગોએ હિત કરનારો છે.

**क्षीणः क्षामक्षतगुदरुजां श्वासमूर्च्छातुराणा-**
**मध्वश्रान्तिश्रममदविषे मूत्रकृच्छ्राश्मरीणाम् ।**
**जीर्णक्षामज्वरविषमगे रक्तपित्तप्रकोपे**
**तृष्णादाहक्षयरुधिरगे सर्वरोगान् निहन्ति ॥**

જે પુરૂષો ક્ષીણ થઈ ગયા હોય, જેઓનાં શરીર સૂકાઈ ગયાં હોય, જેમને કાંઈ ક્ષત થયું હોય (વાગ્યું હોય અને તેથી ઘા પડ્યો હોય), જેમને અર્શ રોગ થયો હોય, જેઓ શ્વાસ અને મૂર્છાથી પીડાતા હોય, જેઓ માર્ગમાં ચાલવાથી થાકી ગયેલા હોય, જેમણે કાંઈ મેહનતનું કામ કર્યું હોય, જેમને મીણો કે કેફ ચઢી હોય તથા ઝેર ચડ્યું હોય, જેમને મૂત્રકૃચ્છ્ર કે અશ્મરી (પથરી) નો રોગ થયો હોય, જેઓ જીર્ણ જ્વરથી સૂકાઈ ગયા હોય, જેમને વિષમજ્વર થયો હોય, જેમને રક્તપિત્તનો પ્રકોપ હોય, જેમને તૃષ્ણા (તરસ), દાહ, ક્ષય અને રૂધિરનો રોગ થયો હોય, તેઓના એ સર્વ રોગને ગોળ નાશ કરેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे इक्षुवर्गो नाम दशमोऽध्यायः ।



* सर्वत्राहितः प्र. १

# एकादशोऽध्यायः ।

## કાંજીક વર્ગ.

**सन्धानं शीतलं स्वादु महातीसारनाशनम् ।**
**सुस्वादु शीतलं चैव बृंहणं तण्डुलोदकम् ॥**

કંદ, મૂળ, ફળ, વગેરેની કાંજીને સંધાન કહેછે. એ સંધાન ઠંડું, મધુર અને ભારે અતિસારને મટાડનારૂં છે. ચોખાનું પાણી અતિ મધુર, ઠંડું તથા શરીરને પુષ્ટ કરનારૂં છે.

### તુષોદકના ગુણ.

**तुषोदकं वातहरं तु रक्तपित्तप्रकोपं कुरुतेऽथ भेदि ॥**
**विपाचनं स्याज्जरणं क्रिमिघ्नमजीर्णहन्तृ कटुकं विपाके ॥**

इति तुषोदकगुणाः ।

તુષોદક અથવા કાંજી વાયુને હરેછે, રક્તપિત્તને કોપાવેછે, મળનો ભેદ કરેછે, મળનું પાચન કરેછે, અન્નાદિકને પચાવે છે, કૃમિનો નાશ કરેછે, અજીર્ણને હણેછે, અને પાચન થતી વખતે તીખો સ્વાદ આપેછે.

### યવામ્લના ગુણ.

**जातं यवाम्लं कटुकं विपाके वातापहं श्लेष्महरं सरक्तम् ।**
**पित्तप्रकोपं कुरुते सभेदि विदूषणं पित्तगदासृजश्च ॥**

इति यवाम्लगुणाः ।

જવની કાંજી પાચન થતી વખતે તીખી છે, વાયુને હરનારી છે, કફને તથા લોહીના વિકારને દૂર કરનારી છે, પિત્તને કોપાવેછે, મળનું ભેદન કરેછે તથા રક્તપિત્તનો બિગાડ કરેછે.

### ઘઉંની કાંજીના ગુણ.

**सन्दीपनं शूलहरं रुचिप्रदं गोधूमजातं कटुकं कषायम् ।**
**सन्दीपनं स्याज्जरणं कफघ्नं समीरदोषं हरते ततोऽपि ॥**

इति गोधूमकाञ्जिकगुणाः ।

ઘઉની કાંજી જઠરાગ્નિને દીપાવનાર, શૂળને હરનાર, રૂચિ આપનાર, તીખી, તુરી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, અન્નાદિને પચાવનાર, કફને નાશ કરનાર અને વાયુના દોષને પણ હરનાર છે.

## જવની તથા ઘઉની કાંજીના વિશેષ ગુણ.

**पीतं जरयते वामं बाह्ये दाघश्रमापहम् ।**
**लेपेन कुष्टकण्डूघ्नं तैलयुक्तं समीरहृत् ॥**

જવની અથવા ઘઉની કાંજી પીધી હોય તો તે આમને પચાવે-છે; શરીરના બાહારના ભાગ ઉપર લેપ કર્યો હોય તો દાહ, થાક, ખસ અને કોઢને મટાડેછે. તેલ મેળવીને તે કાંજી પીધી હોય તો વાયુને મટાડેછે.

## જારની કાંજીના ગુણ.

**युगन्धराम्लं कफवातहन्तृ शूलामयानां जरणप्रकर्तृ ।**
**तीक्ष्णं तथाम्लं श्रमदोषहन्तृ मेहार्शसां वै हितकृन्मतं च ॥**

इति युगन्धराम्लकगुणाः ।

જારની કાંજી કફ અને વાયુનું હરણ કરનારી છે, શૂળ રોગને મટાડનારી છે, અન્નાદિકને પચાવનારી છે, તીક્ષ્ણ છે, ખાટી છે, થાક મટાડેછે, તેમજ પ્રમેહ અને અર્શને હિત કરનારી છે.

## કાંજી કયાં ન વાપરવી.

**शोषे मूर्च्छाज्वरार्तानां भ्रमकंडूविषार्दिते ।**
**कुष्ठानां रक्तपित्तानां काञ्जिकं न प्रशस्यते ॥**
**पाण्डुरोगे राजयक्ष्मे तथा शोफातुरेषु च ।**
**क्षतक्षीणे पथि श्रान्ते मन्दज्वरनिपीडिते ।**
**नरे नैव हितं प्रोक्तं काञ्जिकं दोषकारकम् ।**

इति काञ्जिकपरिहारः ।

શોષ રોગમાં, મૂર્છામાં, તાવથી પીડાતા રોગીને આપવામાં, ભ્રમરોગવાળાને, ખસવાળાને, ઝેરથી પીડાતા રોગીને, કોઢવાળાને અને રક્તપિત્તવાળાને, કાંજી આપવી હિતકર નથી. વળી પાંડુરોગમાં, રાજ-

યક્ષ્મામાં, સોજાના રોગમાં, ક્ષતમાં (ઘા વાગ્યો હોય તે રોગમાં), ક્ષીણ (દૂબળો) થઈ ગયો હોય તે રોગમાં, માર્ગે ચાલવાથી ઉપજેલા થાકમાં, અને ઝીણો તાવ આવવાથી રોગી પીડા પામતો હોય ત્યારે તેવા રોગી પુરૂષોને કાંજી હિતકારક કહેલી નથી, પણ દોષકારક કહેલી છે.

### કાંજી કયા રોગમાં હિતકર છે.

**शूलवातार्दितानां तु तथा जीर्णविबन्धिनाम् ।**
**श्रेष्ठं प्रोक्तं तथाम्लं च गुणाधिकं नरेषु च ॥**

જે રોગી શૂળ અને વાયુથી પીડાતા હોય, તથા જેમને અજીર્ણ અને મળ બદ્ધ થયાં હોય એવા રોગીને કાંજી શ્રેષ્ઠ છે; તથા તે જેમ ખાટી હોય તેમ વધારે ગુણવાળી છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे काञ्जिकतन्त्रं नाम एकादशोऽध्यायः ।



## द्वादशोऽध्यायः



### મંડવર્ગ.

### ધાન્ય મંડના ગુણ.

**धान्यमण्डं पित्तहरं श्रमघ्नं चाश्मरीहरम् ।**
**वातलं रक्तशमनं ग्राहि सन्दीपनं वरम् ॥**

इति धान्यमण्डगुणाः ।

ધાન્યમાં ચૌદગણું પાણી નાંખીને તેને ઉકાળીને ઓસામણ કાઢવું તેને મંડ કહેછે. ધાન્યનો મંડ પિત્તને હરનાર, શ્રમને નાશ કરનાર અને પથરીના રોગને હરનારો છે. વળી તે વાયુકારક, લોહીના વિકારને શમાવનાર, ગ્રાહી, અગ્નિ પ્રદીપ્ત કરનાર અને શ્રેષ્ઠ છે.

### રાતી શાળના મંડના ગુણ.

**रक्तशाल्युद्भवं मण्डं मधुरं ग्राहि शीतलम् ।**
**प्रमेहानश्मरीं हन्ति वातलं पित्तहृद्धरम् ॥**

इति रक्तशालिमण्डगुणाः ।

રાતી ડાંગરના ચોખાનો મંડ મધુર, ગ્રાહી, ઠંડો, વાયુકારક, પિત્તહારક, તથા પ્રમેહ અને પથરીના રોગને મટાડનારો એવો શ્રેષ્ઠ છે.

### ધોળા ચોખાના મંડના ગુણ.

मधुरं शीतलं किञ्चिच्छुष्मलं शोषनाशनम् ।
अश्मरीमेहसंच्छेदि[1] वातलं श्वेततण्डुलम् ॥

इति श्वेततण्डुलगुणाः ।

ધોળા ચોખાનો મંડ મધુર, ઠંડો, લગાર કફ કરનારો, શોષનો નાશ કરનારો, પથરી તથા પ્રમેહને મટાડનારો અને વાયુ ઉત્પન્ન કરનારો છે.

### જવ તથા ઘઉંના મંડના ગુણ.

यवमण्डं कषायं स्याद्ग्राहि चोष्णं विपाकतः ॥

इति यवमण्डगुणाः ।

तद्वद्गोधूमसम्भूतं मधुरं पित्तवारणम् ॥

इति गोधूममण्डगुणाः ।

જવનો મંડ તુરો, ગ્રાહી અને વિપાકમાં એટલે પાચન થતી વખતે ગરમ છે. ઘઉંનું મંડ મધુર અને પિત્તને અટકાવનાર છે. એના બીજા ગુણો જવના મંડના જેવાજ છે.

### ક્ષુદ્ર ધાન્યમંડના ગુણ.

अन्येषां क्षुद्रधान्यानां मण्डं वातहरं स्मृतम् ॥

इति क्षुद्रधान्यमण्डगुणाः ।

ग्लानिमूर्च्छाकरं सद्यः कौद्रवं न हितं मतम् ॥

इति कोद्रवमण्डगुणाः ।

બીજા બાવટો વગેરે હલકાં ધાન્યોનો મંડ વાયુને હરણ કરે એવો હોયછે. તથા કોદરાનો મંડ તરતજ ગ્લાનિ તથા મૂર્છા ઉત્પન્ન કરે એવો છે માટે હિતકર નથી.

---

1 संच्छर्दि · प्र० १.

## ક્ષુદ્ર ધાન્યની ખાટાશનો ગુણ.

**तद्वच्च क्षुद्रध्यान्याम्लं वातलं पित्तकारकम् ।**
**करोति श्लीपदं गुल्मं प्रतिश्यायादिकोपनम् ॥**

इति क्षुद्रधान्याम्लगुणाः ।

ધાન્યોનાં ઓસામણને ખાટાં થવા દીધાં હોય તેને ધાન્યામ્લ કહેછે. હલકાં ધાન્યોની ખટાઈ વાયુને ઉત્પન્ન કરનારી, તથા પિત્તકારક છે. વળી તે શ્લીપદ નામનો (વાળાનો) રોગ, ગુલ્મ રોગ, સલેખમ, વગેરે ઉત્પન્ન કરેછે.

इति आत्रेयभाषिते हारीतोत्ते मण्डवर्गो नाम द्वादशोऽध्यायः ।



# त्रयोदशोऽध्यायः



## યૂપવર્ગ.

### કળથીનો યૂષ.

**कुलत्थयूषो मधुरः कषायो भवेत्स रक्तस्य कफस्य हन्ता ।**
**मेहाश्मरीपायुजं वातहन्ता सन्दीपनो मेदविशोषणं च ॥**

इति कुलत्थयूषगुणाः ।

ધાન્યમાં અઢારગણું પાણી નાંખીને તેને ઉકાળવું તે યૂષ કહેવાયછે. કળથીનો યૂષ મધુર, તુરો, તથા કફ અને લોહીના બિગાડને નાશ કરનાર છે. વળી તે પ્રમેહ, પથરી, અર્શ અને વાયુના રોગને હણનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા મેદનું શોષણ કરનાર છે.

### તુવરની દાળનો યૂષ.

**भवेदाढक्या मधुरश्च यूषो विशोषणो वातनिवारणश्च ।**
**श्लेष्मापहः पित्तहरो ज्वरांश्च कृमीन्निहन्यादसृजं तथाच ॥**

इति आढकीयूषगुणाः ।

१ मेदहन्ता प्र. १. २ मेहविशोषणश्च. प्र. १.

તુવરની દાળનો યૂષ મધુર, ધાતુઓનું શોષણ કરનાર, વાયુનું નિવારણ કરનાર, કફને દૂર કરનાર, પિત્તને હરનાર તથા જ્વર, કૃમીવિકાર અને લોહીના વિકારને નાશ કરનાર છે.

### મગના યૂષના ગુણ.

**शीतलं मधुरं मौद्गयूषं पित्तविकारजित् ।**
**तच्च वातहरं प्रोक्तं ज्वराणां शमनं परम् ॥**

इति मुद्गयूषगुणाः ।

મગનો યૂષ ઠંડો, મધુર, પિત્તવિકારને મટાડનાર, વાયુને હરનાર અને તાવને શમાવવામાં શ્રેષ્ઠ છે.

### ચણાના યૂષના ગુણ.

**कषायं कटुकं चोष्णं वातघ्नं कफदोषकृत् ।**
**रक्तपित्तं निहन्त्याशु चणानां यूषमुच्यते ॥**

इति चणकयूषगुणाः ।

ચણાનો યૂષ તીખો, ગરમ, વાયુને હરનાર, કફના દોષને ઉત્પન્ન કરનાર, તથા રક્તપિત્તને જલદી નાશ કરનાર છે એમ પ્રાચીન વૈદ્યો કહેછે.

### અડદના યૂષના ગુણ.

**घनं सवातं कफकृन्माषयूषं च पित्तनुत्[1] ।**
**अम्लं पर्युषितं तच्च शस्यते तैलपाचने[2] ॥**

અડદનો યૂષ જાડો, વાયુકર્ત્તા, કફકર્ત્તા, તથા પિત્તનો નાશક છે. તે ખાટો અને ઠંડો હોય ત્યારે તેલ પકવ કરવામાં તેનો ઉપયોગ સારો થાયછે.

### વર્જ્ય કરવા જેવા યૂષ.

**अन्यानि नैव[3] शस्तानि कुलत्थान्युषितानि च ।**
**मसूरास्त्रिपुटा वल्लाः कलायाद्याश्च वर्जिताः ॥**

કળથીના અને એવા બીજા યૂષ ઠંડા હોય ત્યારે હિતકર નથી.

---

१ पित्तकृत् प्र० १ २ तैलपाने च शस्यते. प्र० १. ३ अन्यानि च प्रशस्तानि प्र० १. चैव शस्तानि प्र० २.

મસૂર, લાંગ, વાલ અને વટાણા વગેરેના યૂષ વાપરવા નહિ એવી વૈદ્યશાસ્ત્રની આજ્ઞા છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे यूषवर्गो नाम त्रयोदशोऽध्यायः ।

## चतुर्दशोऽध्यायः

### તૈલવસાવર્ગ.

**अथातः संप्रवक्ष्यामि तैलानां च गुणागुणान् ।**
**तच्च ज्ञेयं समासेन यथायोगं[1] यथाविधि ॥**

હવે હું જૂદા જૂદા પ્રકારનાં તેલના ગુણ તથા દોષનું નિરૂપણ કરૂંછું, માટે જેવા પ્રયોગમાં જેવી રીતે તેની યોજના કરવી ઘટે તે એ ઉપરથી સમજવું.

### તલના તેલના ગુણ.

**कषायानुरसं स्वादु सूक्ष्ममुष्णं व्यवायि च ।**
**पित्तकृद्वातशमनं श्लेष्मरोगादिवर्धनम् ॥**
**वल्यं रुचिकरं मेध्यं कण्डूकुष्ठविकारनुत् ।**
**वृष्यं श्रमापहं ज्ञेयं तिलतैलं विदुर्बुधाः ॥**
**छिन्ने भिन्ने च्युते घृष्टे[2] क्षते भग्नेग्निदाहके ।**
**[3]वातेभिष्यन्दे स्फुटिते चाभ्यङ्गे तिलतैलकम् ॥**
**विषे [4]व्यालशुनो सर्पभेकयोश्चावगाहने ।**
**पाने बस्तौ च नस्ये च तथा कर्णप्रपूरणे ।**
**तिलतैलं विधेयं स्यात् सर्वरोगनिवारणं ॥**

इति तिलतैलगुणाः ।

---

१ योग्यं. प्र० १. २ भग्नाग्निदाहकेपि च. प्र० १. ३ वाताभिष्यंदिस्फुटने. प्र. १ स्फुटिते प्र. ३. ४ व्यालशुनः सर्पभेकाभ्यंगावगाहने. प्र. १ व्रगाहिषु. प्र. २–३.)

તલનું તેલ તુરૂં, મધુર, સૂક્ષ્મ એટલે શરીરનાં છિદ્રોમાં ઝટ પ્રવેશ કરે એવું, ગરમ, સંધિ બંધનને શિથિલ કરે એવું, પિત્તકારક, વાયુને મટાડનારૂં, કફના રોગ વગેરેની વૃદ્ધિ કરનારૂં, બળ આપનારૂં, રૂચિ ઉત્પન્ન કરનારૂં, બુદ્ધિને વધારનારૂં, ખસ તથા કોઢના રોગને નાશ કરનારૂં, શરીરને પુષ્ટ કરનારૂં તથા થાકને દૂર કરનારૂં છે એમ પંડિત વૈદ્યો કહેછે. વળી કપાયું હોય ત્યારે, કોઈ અંગ જૂદું થઈ ગયું હોય ત્યારે, ખરી પડયું હોય ત્યારે, ઘસાયું હોય ત્યારે કાંઈ વાગવાથી ક્ષત થયું હોય ત્યારે અને અગ્નિમાં દાઝયું હોય ત્યારે તલનું તેલ યોજવાથી ગુણ થાયછે. તલનું તેલ વાત રોગમાં, સળેખમ રોગમાં, કોઈ અંગ ફાટયું હોય તેમાં અને શરીરે મર્દન કરવામાં હિતકારક છે. શિકારી પશુના નખ કે દાંતનું, અથવા કૂતરાનું, અથવા સાપનું અથવા દેડકાના ઝેરમાં તેલ ચોળીને નાહાવામાં, સ્નેહપાન કરવામાં, બસ્તિ પ્રયોગ કરવામાં, નાકે સુંઘવામાં (નાકમાં નાખવામાં), અને કાનમાં પૂરવામાં, તલનું તેલ યોજવા જેવું છે કેમકે તે સર્વ રોગને નિવારણ કરવાવાળું છે.

### સરસવના તેલના ગુણ.

**कटु तिक्तं तथा ग्राहि उष्णं स्यात् कफवातनुत् ।**
**कृमिकण्डूशोधनं स्यात् पित्तकृत् सार्षपं श्रुतम् ॥**
**कर्णरोगे कृमिरोगे तथा वातामयेषु च ।**
**कण्डूकुष्ठामये चैव कफमेदोगुणेषु च ॥**[1]
**प्रशस्यं सार्षपं चैव रोगानाशु विनाशयेत् ।**[2]
**वस्तिकर्मणि नो शस्तं पित्तदाहकरं महत् ॥**
**हितं वातामये श्वासे विद्रध्यास्तु प्रशस्यते ।**

इति सार्षपतैलगुणाः ।

સરસવનું તેલ (સરશિયું) તીખું, કડવું, ગ્રાહિ, ગરમ, કફ અને વાયુને નાશ કરનારૂં, કૃમિ અને ખસરોગને શુદ્ધ કરનારૂં, તથા પિત્ત કરનારૂં છે. કાનના રોગમાં, કૃમિ રોગમાં, વાયુના રોગમાં, ખસ અને કોઢના રોગમાં તથા કફ અને મેદના વિકારમાં, સરસવનું તેલ હિતકર

---

१ कफमेदामये चैव शस्यते तैलं सार्षप. प्र. २–३. २ रोगाणां च विभावयेत् । प्र. १.

છે કેમકે તે રોગોને તત્કાલ મટાડે એવું છે. એ તેલ બસ્તિકર્મમાં હિતકર નથી કેમકે તે અતિ પિત્તકર્ત્તા તથા અતિ દાહકર્ત્તા છે. એ તેલ વાયુના રોગમાં, શ્વાસમાં, અને વિદ્રધિ રોગમાં ફાયદાકારક છે.

### અળસીના તેલના ગુણ.

**अलसीप्रभवं तैलं घनं मधुरपिच्छिलम् ।**
**विपाके चोष्णवीर्यं च वातश्लेष्मनिवारणम् ॥**

इति अलसीतैलगुणाः ।

અળસીનું તેલ જાડું, મધુર અને પિચ્છાવાળું છે; પાચન થવામાં તે ગરમ વીર્યવાળું છે; તથા વાત અને કફને નિવારણ કરનારૂં છે.

### એરંડીયાના ગુણ.

**एरण्डजं घनं चापि स्वादु भेदि मृदु स्मृतम् ।**
**हृद्बस्तिजङ्घाकट्यूरुशूलानाहविबन्धनुत् ॥**
**आनाहाष्ठीलवातासृक्प्लीहोदावर्तशूलिनाम् ।**
**हितं वातविकाराणां विद्रध्याश्च प्रशान्तये ॥**

इति एरण्डतैलगुणाः ।

એરંડિયું તેલ (દીવેલ) જાડું, મધુર, મળનો ભેદ કરનારૂં અને કોમળ છે. તે હૃદય, પેડું, જાંઘ, કટિ, સાથળ, એ જગોએ થતા શૂળને નાશ કરનારૂં તથા પેટ ચઢવાના રોગને અને બદ્ધકોષ્ટને મટાડનારૂં છે. વળી તે આફરો, અષ્ટીલા નામે ગ્રંથિ, વાતરક્ત, પ્લીહા, ઉદાવર્ત, અને શૂળ, એ રોગને મટાડેછે; વાયુના રોગવાળાને તે હિતકર છે અને વિદ્રધિ નામે રોગને તે શમાવે છે.

### રાતી એરંડિના એરંડિયાના ગુણ.

**तैलमेरण्डजं बल्यं गुरूष्णं मधुरं तथा ।**
**तीक्ष्णोष्णं पिच्छलं विस्रं रक्तैरण्डोद्भवं भृशम् ॥**

इति रक्तैरण्डतैलगुणाः ।

---

१ एषामेरंडजं स्मृतम्. प्र. १.

રાતી દીવેલીનું દીવેલ ભારે, ગરમ, બળ આપનારૂં, મધુર, તીક્ષ્ણ તથા ઉષ્ણ, પિચ્છાયુક્ત, અને અતિ દુર્ગંધવાળું છે.

## કસુંબીના તેલના ગુણ.

कुसुम्भतैलमुष्णं तु विपाके कटुकं गुरु ।
विदाहकं विशेषेण सर्वदोषप्रकोपनम् ॥

इति कुसुम्भतैलगुणाः ।

કસુંબીનું તેલ ગરમ, વિપાકમાં તીખું, ભારે, દાહકારક, અને વિશેષે કરીને સર્વ દોષને કોપાવનારૂં છે.

## જૂદા જૂદા સ્થાવર તેલોના ગુણ.

सौवर्चलेङ्गुदीपीलुशंखिनीसंभवं तु यत् ।
सरलागुरुदेवादिशिंशपासारजन्म च ॥
तुम्बुरूत्थं [1]करञ्जोत्थं ज्योतिष्मत्युद्भवं तथा ।
अर्शःकुष्ठकृमिश्लेष्मशुक्रमेदोऽनिलापहम् ॥
करञ्जारिष्टके तिक्ते नात्युष्णे तद्विनिर्दिशेत् ।
कषायं मधुरं तिक्तं सारणं व्रणशोधनम् ॥
अक्षातिमुक्तकाक्षोडनालिकेरमधूकजम् ।
त्रपुष्युर्वारुकूष्माण्डश्लेष्मातकप्रियालुजम् ॥
वातपित्तोदरघ्नं च श्लेष्मलं गुरु शीतलम् ।
पित्तश्लेष्मप्रशमनं[2] श्रीपर्णीकिंशुकोद्भवम् ॥

इति तैलवर्गः ।

*સુવર્ચલા, હીંગોરી, પીલુડી, શંખાવલી, સરળ વૃક્ષ, અગરૂ વૃક્ષ, દેવદાર, શીશમ, ધાણા, કરંજ, અને માલ કાંકણી, એ વનસ્પતિઓનાં તેલ અર્શ, કોઢ, કૃમિ, કફ, વીર્યદોષ, મેદ, વાયુ, એ રોગોને દૂર કર-

---

१ तगरोत्थं. प्र. ३.   २ भ्रम. प्र. ३.

* બ્રાહ્મી નામે વનસ્પતિ. કોઈ સૌવર્ચલનો અર્થ સંચળનું તેલ એમ પણ કહેછે, પણ તે બરાબર નથી; કેમકે વનસ્પતિઓના તેલની ગણનામાં સંચળને ગણવો ઉચિત નથી.

નારાં છે. કરંજ અને અરીઠાનાં તેલ કડવાં છે અને અતિશય ગરમ નથી. [1]સારણીનું તેલ તુરૂં, મધુર, કડવું અને વ્રણને સાફ કરનારૂં છે. બેહેડું, [2]અતિમુક્તક, અખોડ, નાલિયેર, મહુડાં, ખડબૂચ, કાકડી, કોહોળું, શ્લેષ્માતક, ચારોલી, એ સહુનું તેલ વાયુ, પિત્ત અને ઉદર રોગને નાશ કરનારૂં, કફકર્ત્તા, ભારે અને ઠંડું છે. શ્રીપર્ણી અને ખાખરનું તેલ પિત્ત તથા કફને શમાવનારૂં છે.

## જવ વગેરેના તેલના ગુણ.

**दोषघ्नं दीपनं मेध्यं किंचित्तिक्तं रसायनम् ॥**
**यवचिंचभवं तैलं कटु पाके विषापहम् ।**
**कफवातहरं रूक्षं कषायं नातिपित्तकृत् ॥**
**सतिक्तं सहकारस्य तैलं स्वरविशोधनम् ।**

જવ અને આંબલીના બીયાનું તેલ દોષને હરનારૂં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં, બુદ્ધિને વધારનારૂં, લગાર કડવું તથા વૃદ્ધપણું અને રોગને મટાડનારૂં છે. વળી તે પાકાવસ્થામાં તીખું, ઝેરને હરનારૂં, કફ અને વાયુને નાશ કરનારૂં, રૂક્ષ, તુરૂં અને બહુ પિત્તને ઉપજાવનારૂં નથી. કેરીની ગોટલીનું તેલ કડવું તથા સ્વરને શુદ્ધ કરનારૂં છે.

## સ્થાવર તેલના સામાન્ય ગુણ.

**यावन्तः स्थावराः स्नेहाः समासेन प्रकीर्तिताः ।**
**सर्वे तैलगुणा ज्ञेयाः सर्वे चानिलनाशनाः ॥**
**सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं प्रशस्यते ।**

સ્થાવર પદાર્થોમાંથી જે તેલ નીકળે છે તેને સ્થાવર સ્નેહ કહેછે. તે સઘળા સ્થાવર સ્નેહના ગુણ સંક્ષેપમાં કહીએ તો એવા છે કે, તલના તેલના જે ગુણ છે તેવાજ ગુણ તે સર્વે સ્થાવર તેલોના છે તથા તે સર્વે તેલ વાયુને નાશ કરનારાં છે. બધા પ્રકારનાં તેલ કરતાં તલનું તેલ ગુણમાં ઉત્તમ છે.

---

૧ ચાંદવેલ અથવા રાતી સાટોડી. ૨ એને હિંદીમાં તેંદુ અને મરાઠીમાં ટેંબુરણી કહેછે.

### વસાના ગુણ.

वसा मज्जा च वातघ्नी बलपित्तकफप्रदा
शौकरी [1]माहिषोरभ्रा वातला श्लेष्मवर्धनी ।
सर्पनकुलगौधेया लेपने व्रणकुष्ठहा ॥
मत्स्यशिशुमारमकरग्राहादीनां वसा तु या ।
सा विसर्पहरा हृद्या कुष्ठरोगविनाशिनी ॥

इति वसावर्गः ।

વસા અને મજ્જા (એ બે શરીરમાં ઉત્પન્ન થતા તેલ જેવા પદાર્થો છે જેને સાધારણ રીતે ચરબી કહેછે) વાયુને નાશ કરનારી તથા બળ આપનારી અને પિત્ત તથા કફને ઉત્પન્ન કરનારી છે. ભુંડ, પાડો અને ઘેટું, એ પ્રાણીઓની વસા અને મજ્જા વાયુ કરનારી તથા કફને વધારનારી છે. સાપ, નોળીયો અને ઘો, એ પ્રાણીઓની વસા તથા મજ્જાનો લેપ કરવાથી વ્રણ તથા કોઢ નાશ પામે છે. મત્સ્ય, શિશુમાર નામે મત્સ્ય, મઘર અને ગ્રાહ, વગેરે જળચર પ્રાણીઓની વસા વિસર્પ રોગને હરનારી હ્રદયને હિતકર અને કોઢ રોગને નાશ કરનારી છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तैलवसावर्गो नाम चतुर्दशोऽध्यायः ।

## पञ्चदशोऽध्यायः

### ધાન્યવર્ગ.

### ડાંગરના પ્રકાર.

रक्तशालिर्महाशालिः कलमा षष्टिकापरा ।
खञ्जरीटा प्रसाही च जीरकान्या कपिञ्जला ॥
सौगन्धी शूकला [2]चान्या तिलवासी च कोरकौ[3] ।
गरुडा रुक्मवन्ती च कलधान्या तथापरा ।
बिल्वजा मागधी पीता ता अष्टादश शालयः ॥

---

१ माहिषीवसा. प्र. १. २ तृष्या. प्र. २–३. ३ कचोरका. प्र. १.

રાતી સાળ, મહાસાળ, કલમા, સાઠી, ખંજરીટા, પ્રસાહી, જીરાસાળ, કપિંજલા, સુગંધી સાળ, શૂકલા સાળ, તિલવાસી, ચકોરકા, ગરૂડા, રૂકમવન્તી, કલધાન્યા, બિલ્વજા, માગધી, પીળી સાળ, એ અઢાર જાતની સાળ કહેવાય છે.

## અઢાર પ્રકારની ડાંગરના ગુણ.

रक्तशालिस्त्रिदोषघ्नी चक्षुष्या मूत्ररोगहा ।
महाशालिर्गुरुर्वृष्या चक्षुष्या बलवर्धिनी ॥
शीता गुरुस्त्रिदोषघ्नी मधुरापरषष्टिका ।
जीरका वातपित्तघ्नी कलमा श्लेष्मपित्तहा ॥
कपिञ्जला श्लेष्मला [1]स्यामौगंधी कफवातला ।
तिलवासी गुरुश्चापि पित्तघ्ना शुक्रवर्धिनी ॥
शूकला पित्तवातघ्नी [2]चकोरा पित्तनाशिनी ।
गरुडान्या च वातघ्नी पित्तमूत्रगदापहा ॥
रुक्मवन्ती लघुरुचिबलपुष्टिकरा मता ।
कलधान्या लघुः पथ्या वातश्लेष्मविवर्धिनी ॥
बिल्वजा मागधी पीता सामान्यास्ता गुणागुणैः ।
रुचिकृद्बलकृन्मूत्रदोषघ्नी च श्रमापहा ॥

રાતી સાળ ત્રિદોષને હણનારી, નેત્રને હિતકર અને મૂત્ર રોગને નાશ કરનારી છે. મહાસાળ ભારે, વીર્ય વૃદ્ધિકર્ત્તી, નેત્રને હિતકર અને બળને વધારનારી છે. બીજી જાતની જે સાઠી ડાંગર થાયછે તે ઠંડી, ભારે, ત્રિદોષને મટાડનારી, અને મધુર છે. જીરાસાળ વાયુ અને પિત્તને નાશ કરનારી છે. કલમા નામે ડાંગર કફ અને પિત્તને હણનારી છે. કપિંજલા નામે ડાંગર કફ કર્ત્તા છે. સુગંધી સાળ કફ અને વાયુને ઉત્પન્ન કરનારી છે. તિલવાસી નામે ડાંગર ભારે, પિત્તને હરનારી અને વીર્યને વધારનારી છે. શૂકલા ડાંગર પિત્ત અને વાયુને હણનારી છે. ચકોરા નામે ડાંગર પિત્તનો નાશ કરનારી છે. ગરૂડા નામે ડાંગર વાયુને હણનારી, તથા પિત્ત અને મૂત્રના રોગને દૂર કરનારી છે. રૂકમવન્તી ડાંગર હલકી છે તથા રૂચિ, બળ અને પુષ્ટિ કરનારી છે.

१ मागधी. प्र. १. २ कचोरा. प्र. १.

ક્લધાન્યા નામે ડાંગર હલકી, પથ્ય, તથા વાયુ અને કફને વધારનારી છે. બીલ્વજા, માગધી અને પીળી સાળ એ ત્રણના ગુણ તથા દોષ સમાન છે. (એ ગુણ દોષ કહેછેઃ) એ ત્રણે જાતની ડાંગરો રૂચિ ઉત્પન્ન કરનારી, બળ આપનારી, મૂત્ર દોષને નાશ કરનારી, અને શ્રમને દૂર કરનારી છે.

### દગ્ધભૂમિમાં થયેલી ડાંગરના ગુણ.

[1]दग्धायामवनौ जाताः शालयो लघुपाकिनः ।
सुपथ्या बद्धविण्मूत्रा रूक्षाः श्लेष्मापकर्षिणः ॥

જે ડાંગર બળેલી ભૂમિમાં ઉત્પન્ન થઈ હોય તે જલદી પાકેછે. વળી તે પથ્ય ગુણવાળી, ઝાડાને તથા મૂત્રને બંધ કરનારી, રૂક્ષ અને કફને દૂર કરનારી છે.

### ક્યારડાની ડાંગરના ગુણ.

केदारप्रभवा वृष्या [2]बल्या पित्तविनाशिनः ।
रक्तपित्तविकारघ्ना वातलाः कफकारकाः ॥

ક્યારડામાં ઉત્પન્ન થયેલી ડાંગર વીર્યવર્ધક, બળ આપનારી, પિત્તને નાશ કરનારી, રક્તપિત્તના રોગને મટાડનારી, વાયુને કોપાવનારી, અને કફ ઉત્પન્ન કરનારી છે.

### ડાંગરની ભિન્ન જાતોના ગુણ.

देशे देशे विभिन्नानि नामानि परिलक्षयेत् ।
समा गुणैश्च सर्वास्ता भूमिभागाद्रसं विदुः ॥

ડાંગરનાં નામ જૂદા જૂદા દેશમાં જૂદાં જૂદાં હોયછે, પણ તેમના ગુણ સરખા હોય છે. અર્થાત્ સરખા સરખા ગુણવાળી ડાંગરોને જૂદાં જૂદાં નામવાળી છતાં પણ સરખી સમજવી અને જેવી જેવી પૃથ્વીમાં તે થઈ હોય તે તે પૃથ્વીના ગુણ પ્રમાણે તે ડાંગરનો રસ સમજવો. "समान् गणैश्च सर्वास्तान् भूमिभागाद्रसान् विदुः" એવો પાઠ પ્ર. ૧લીમાં છે, તેનો અર્થ એવો કે જૂદાં જૂદાં નામની ડાંગરો જે સરખી ભૂમિમાં થયેલી હોય તેમના રસ સમાન ગુણવાળા જાણવા.

१ दग्धग्रामाचले. प्र. १ २. वात. प्र. १.

## બીજી વારના ફાલની ડાંગરના ગુણ.

**शालयश्छिन्नरोहाश्च [1]मूत्रला बद्धवर्चसः ।**
**श्लेष्मला लघुपथ्याश्च मूत्रला वातला हिमाः ॥**

इति शालिवर्गः ।

જે ડાંગરને એક વાર કાપી લીધા પછી તેમાંથી ફણગા ફૂટીને જે ડાંગરના છોડ થાયછે તેની ડાંગર મૂત્ર ઉત્પન્ન કરનારી અને ઝાડાને બાંધનારી છે. વળી તે કફ કરનારી, હલકી, પથ્ય, [2]મૂત્રજનક, વાયુ કર્ત્તા અને ઠંડી છે.

## ક્ષુદ્ર ધાન્ય વર્ગ.

### શુદ્ર ધાન્યની ગણના.

**श्यामाकः कोद्रवः कंगुर्मर्कटी कपिकच्छुरा ।**
**क्षुद्रधान्यमिदं प्रोक्तं शृणु पुत्र ! प्रवक्ष्यते ॥**

સામો, કોદરા, કાંગ [3]મર્કટી, કપિ કચ્છુ, એમને ક્ષુદ્ર ધાન્ય કહેછે. હે પુત્ર! તે ક્ષુદ્ર ધાન્યોના ગુણ હું તને કહુંછું તે તું સાંભળ.

### સામાના ગુણ.

**श्यामाकः शोषणो रूक्षो वातलः कफवारणः ।**

સામો શોષક, રૂક્ષ, વાયુ કર્ત્તા અને કફને અટકાવનારો છે.

### કોદરાના ગુણ.

**कोद्रवो रूक्षो ग्राही स्याद्रक्तपित्तविशोषणः ।**
**नाधिकं कफकृत् प्रोक्तो रुच्यः स्वादुः प्रकीर्तितः ॥**

इति क्षुद्रधान्यवर्गः ।

કોદરા રૂક્ષ, ગ્રાહી અને રક્તપિત્તનું શોષણ કરનારા છે. વળી તે વધારે કફ કર્ત્તા નથી, પણ રુચિજનક અને મધુર છે.

---

૧ मूत्रकृत्. ૨ "मूत्रला (મૂત્રજનક)" પદ બધી પ્રતોમાં બે વાર છે. ૩ મર્કટી અને કપિકચ્છુ બન્નેનો અર્થ કવચબીજ થાયછે. એ નામનું કોઇ પ્રસિદ્ધ ધાન્ય નથી.

## વિદલાન્ન વર્ગ.

विदलान्नानि वक्ष्यामि शृणु पुत्र! यथाक्रमम् ।
यवगोधूमचणका माषो मुद्गाढकी तथा ॥
मकुष्टकः कुलत्थश्च मसूरस्त्रिपुटस्तथा ।
निष्पावकः कलायश्च विदलान्नं प्रकीर्तितम् ॥

હે પુત્ર! હવે હું તને વિદલાન્ન એટલે જેની દાળો પડી શકે તેના ગુણ દોષ કહુંછું તે તું ક્રમે કરીને સાંભળ. જવ, ઘઉં, ચણા, અડદ, મગ, તુવર, મઠ, કળથી મસુર, લાંગ, વાલ, અને વટાણા, એટલાં અન્નને વિદલાન્ન કહેછે.

### જવના ગુણ.

रूक्षः शीतो गुरुः स्वादुः कषायो मधुरो यवः ।
वृष्यो ग्राही कफघ्नश्च स्यात् पित्तश्वासकासनुत् ॥
इति यवगुणाः ।

જવ રૂક્ષ, ઠંડો, ભારે, સ્વાદિષ્ઠ, તુરો અને મધુર છે. વળી તે વીર્યવર્ધક, ગ્રાહી, કફનો નાશ કરનાર તથા પિત્ત, શ્વાસ અને ખાંસીનો નાશ કરનાર છે.

### ઘઉંના ગુણ.

मधुरो गुरुविष्टम्भी वृष्यो बल्योऽथ बृंहणः ।
ईषत्कषायो मधुरो गोधूमः स्यात्त्रिदोषहा ॥
इति गोधूमगुणाः ।

ઘઉં મધુર, ભારે, મળને રોકનાર, વીર્યવર્ધક, બળ આપનાર, પૌષ્ટિક, લગાર તુરો, સ્વાદીષ્ઠ, અને ત્રિદોષને હણનાર છે.

### તલના ગુણ.

तिलो विपाके मधुरो बलिष्ठः स्निग्धो व्रणालेपनपथ्य उक्तः ।
बल्योऽग्निमेधाजननो वरेण्यो मूत्रस्य दोषहरणो गुरुश्च ॥
तिलेषु सर्वेष्वसितः प्रधानो मध्यः सितो हीनतरास्तथान्ये ॥
इति तिलगुणाः ।

તલ વિપાકમાં મધુર, બળ આપનારો, સ્નિગ્ધ, વ્રણના ઉપર લેપ કરવામાં પથ્ય, બળ આપનારો, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારો, બુદ્ધિને વધારનારો, શ્રેષ્ઠ, મૂત્રદોષને હરનારો, અને ભારે છે. સઘળી જાતના તલમાં કાળા તલ ઉત્તમ છે, ધોળા તલ મધ્યમ છે અને બાકીના બધા તલ કનિષ્ઠ છે.

## ચણાના ગુણ.

**रक्ते कफे पीनसके तु कण्ठे गलामये वातरुजे सपित्ते ।**
**शीतः प्रतिश्यायकृमीन्निहन्ति शुष्कस्तथार्द्रश्चणकः प्रशस्तः ॥**

इति चणकगुणाः ।

રક્તના રોગમાં, કફના રોગમાં, પીનસ રોગમાં, કંઠરોગમાં, ગળાના રોગમાં, વાયુના રોગમાં અને પિત્તના રોગમાં, સૂકા તેમ લીલા ચણા ઉત્તમ છે. વળી તે ઠંડા છે તથા સળેખમ અને કૃમિરોગને નાશ કરનારા છે.

## અડદના ગુણ.

**स्निग्धोऽथ वृष्यो मधुरश्च बल्यो मरुत्कफानां परिबृंहणश्च ।**
**पाकेऽम्लकोष्णो विदितो हिमश्च माषोऽथ हृद्यः कथितो नरैश्च ॥**

इति माषगुणाः ।

અડદ સ્નિગ્ધ, વીર્યવર્ધક, મધુર, બળ આપનાર, અને વાયુ તથા કફને વધારનાર છે. વળી તે વિપાકમાં ખાટા તથા ગરમ છે. વૈદ્યવિદ્યાને જાણનાર પુરૂષો અડદને ઠંડા તથા હૃદયને હિતકર કહે છે.

## મગના ગુણ.

**शीतः कषायो मधुरो लघुः स्यात् पैत्तास्रजदोषहरः सरश्च ।**
**विपाकतोऽसौ कटुकप्रधानो मुद्गस्तथायं कथितोऽवधेयः ॥**

इति मुद्गगुणाः ।

મગ ઠંડા, તુરા, મધુર અને હલકા છે. તે પિત્તરક્તના દોષને હરનારા અને રેચક છે, વિપાકમાં તે મુખ્યત્વે કરીને તીખા છે. મગ એવા ગુણવાળા કહેલા છે તે તારે ધ્યાન રાખીને જાણવું.

## તુવરના ગુણ.

**मृदुः कषाया च सरक्तपित्तं वातं कफं हन्ति मुखव्रणं च ।**
**गुल्मज्वरारोचककासच्छर्दिहृद्रोगदुर्नामहराढकी स्यात् ॥**

इत्याढकीगुणाः ।

તુવર કોમળ અને તુરી છે. તે રક્તપિત્તને, વાયુને, કફને, અને મુખના વ્રણને મટાડનારી તથા ગુલ્મ, જ્વર, અરૂચિ, ખાંસી, ઉલટી, હૃદયના રોગ, અને અર્શને હણનારી છે.

## મઠના ગુણ.

**सरक्तपित्तं कफवातहन्ता चोष्णः कषायो मधुरः प्रदिष्टः ।**
**ग्राही सुशीतो गुदकीलगुल्मं मकुष्टकः सर्वगदान् निहन्ति ॥**

इति मकुष्टकगुणाः ।

મઠ રક્તપિત્ત તથા કફ અને વાયુને હણનારા છે. વળી તે ગરમ, તુરા, મધુર, ગ્રાહી અને અતિ ઠંડા છે, તે અર્શ, ગુલ્મ, અને એવા એવા બીજા સઘળા રોગોનો નાશ કરનારા છે.

## કળથીના ગુણ.

**उष्णो जयेन्मारुतपीनसांस्तु कासप्रतिश्यायविबन्धगुल्मान् ।**
**हिक्कां सरक्तं तु बलासपित्तं निहन्ति मेदश्च कुलत्थकोऽयम्॥**

इति कुलत्थगुणाः ।

કળથી ગરમ છે. તે વાયુ, પીનસ, ખાંસી, સળેખમ, બદ્ધકોષ્ટ, ગુલ્મ, હિક્કા, રક્તવિકાર, કફ અને પિત્તવિકાર, તથા મેદના વિકારને હણેછે.

## લાંગના ગુણ.

**रूक्षो विशोषी मधुरः प्रदिष्टो वायुं करोत्यस्थिगतं बलिष्टम् ।**
**शूलप्रबन्धश्रमशोफकर्त्ता दाहार्शहृद्रोगविकारकारी ॥**

इति त्रिपुटगुणाः ।

લાંગ રૂક્ષ, શોષણકર્ત્તા, અને મધુર છે, તે ખાવાથી હાડકામાં ઘણો બળવાન વાયુ ઉત્પન્ન થાયછે. વળી તે શૂળ, બદ્ધકોષ્ઠ, ભય અને સોજો એવા રોગને ઉત્પન્ન કરેછે, તેમ દાહ, અર્શ અને હૃદ્રોગ, એવા વિકારને પણ ઉત્પન્ન કરેછે.

## વટાણાના ગુણ.

**किञ्चित्कषाया मधुराः प्रदिष्टा रक्तप्रशान्तिं जनयन्ति बल्याः ।**
**किञ्चित्सवातं विनिघ्नन्ति पित्तं कलायका मुद्गसमानरूपाः ॥**

कलायका धान्यविशेषाः ।

વટાણા કાંઇક તુરા અને મધુર કહેલા છે. તે બળ આપેછે તથા રક્તના વિકારને શાંત કરેછે. વળી વાયુ સહિત પિત્તનો જો થોડોક પ્રકોપ હોય તો તેને તે મટાડેછે. બીજી રીતે વટાણાના ગુણ મગના જેવા છે.

## મસૂરના ગુણ.

**रूक्षो विशोषी मधुरः प्रदिष्टः शूलार्त्तिगुल्मग्रहणीविकारान् ।**
**करोति वातामयवर्धनं च पित्तासृजां ग्राहहरो मसूरः ॥**

इति मसूरगुणाः ।

મસૂર રૂક્ષ, શોષણકર્ત્તા અને મધુર છે. વલી તે શૂળની પીડા, ગુલ્મરોગ, અને ગ્રહણીના રોગને ઉત્પન્ન કરેછે, વાયુના રોગને વધારેછે, તથા રક્તપિત્તનો અટકાવ થયો હોય તેને નાશ કરેછે. અર્થાત્ રક્તપિત્તને ઉભેળેછે.

## ઉપસંહાર.

**इति प्रदिष्टो बहुधान्यवर्गो ग्रन्थस्य विस्तारभयाच्च किञ्चित् ।**
**ये ये प्रसिद्धाः सुतरां हि लोके तेषां गुणाः श्रेष्ठतमाः प्रदिष्टाः**

એવી રીતે ધાન્યવર્ગમાં ઘણાં ધાન્યોના ગુણ ઋષિઓએ કહેલા છે, પણ ગ્રંથ મોટો વધી જાય તે ભયથી અહીં થોડાંક ધાન્યોના ગુણ કહેલા છે. જે જે ધાન્ય લોકોમાં અતિશય પ્રસિદ્ધ છે તે તે ધાન્યોના

ગુણ સારા છે એમ કહેલું છે. અર્થાત્ લોકોમાં જેનો વાપર ઘણો થાય છે તે બહુધા હિતકારીજ હોયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे धान्यवर्गो नाम पञ्चदशोऽध्यायः ।



# षोडशोऽध्यायः



## શાક વર્ગ.

### શાકના પ્રકાર.

**शाकं चतुर्विधं प्रोक्तं पत्रं पुष्पं फलं तथा ।**
**कन्दं चापि समुद्दिष्टं वक्ष्याम्येतत् पृथक् पृथक् ॥**

પત્ર, પુષ્પ, ફળ અને કંદ, એવા ચાર પ્રકારનું શાક કહેલું છે. હવે હું તને એ ચારેના જુદા જુદા ગુણ કહુંછું.

### શાકના ગુણને ઉદ્દેશીને પ્રકાર.

**द्विविधं शाकमुद्दिष्टं गुरु विद्यात् यथोत्तरम् ।**
**प्रायः सर्वाणि शाकानि विष्टम्भीनि गुरूणि च ॥**
**रूक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च ।**

શાકમાં કેટલાંક હલકાં અને કેટલાંક ભારે છે. એવી રીતે બે પ્રકારનું શાક છે. ઉપર કહેલા શાકના ચાર પ્રકારમાંથી પૂર્વ પૂર્વ કરતાં પછીનું શાક ભારે છે. એટલે પત્રરૂપી શાક કરતાં પુષ્પરૂપી શાક ભારે છે; પુષ્પ કરતાં ફળરૂપી ભારે છે; અને ફળ કરતાં કંદરૂપી શાક ભારે છે. એ બધાંય શાક વિશેષે કરીને ઝાડાને કબજ કરનારાં, ભારે, રૂક્ષ, ઘણો મળ ઉત્પન્ન કરનારાં, અને મળ તથા વાયુને ઉપજાવનારાં છે.

### હરણદોડીના ગુણ.

**चक्षुष्या सर्वरोगघ्नी जीवन्ती मधुरा हिमा ॥**

હરણદોડી અથવા જેને કેટલાક રાહદોડી કહેછે તેનું શાક સર્વ રોગને નાશ કરનારૂં, મધુર અને ટંડું છે.

## તાંદળજાના ગુણ.

**स्वादुपाकमसृक्पित्तविषघ्नं तण्डुलीयकम् ।**

તાંદળજો પાચન થતી વખતે મધુર, રક્તપિત્તને મટાડનાર તથા ઝેરને નાશ કરનાર છે.

## કાસુંદરાના ગુણ.

**[1]वातविड्बंधविण्मूत्रग्रहकासारुचौ हितः ॥**
**मधुरः कफवातघ्नः पाचनः कण्ठशोधनः ।**
**विशेषतः पित्तहर इत्युक्तः कासमर्दकः ॥**

વાયુ કબજ થયો હોય, ઝાડો કબજ થયો હોય કે ઝાડો અને પિશાબ બન્ને કબજ થયા હોય, તેવા રોગ ઉપર કાસુંદરો હિતકારક છે. વળી ખાંસી અને અરૂચીવાળાને પણ ફાયદાકારક છે. કાસુંદરો મધુર, કફવાયુને નાશ કરનાર, પાચન કરનાર, કંઠની શુદ્ધિ કરનાર, અને વિશેષે કરીને પિત્તને હરનાર છે.

## જીવંતીના ગુણ.

**जीवन्ती वातकफकृत् पित्तसंशमनी तथा ।**

જીવંતીનું શાક વાયુ તથા કફ ઉત્પન્ન કરેછે તથા પિત્તને શમાવે છે.

## હાડિયાકર્ષણના ગુણ.

**त्रिदोषशमनी वृष्या काकमाची रसायनी ॥**

હાડિયાકર્ષણ ત્રિદોષને શમાવનારૂં, વીર્યજનક અને રસાયન (જરા વ્યાધિનાશક) છે.

## બથવાના ગુણ.

**वास्तुकं मधुरं हृद्यं वातपित्तार्शसां हितम् ।**

બથવાનું શાક મધુર, હૃદયને હિતકર, તથા વાયુ, પિત્ત અને અર્શ, એ રોગવાળાને હિત કરનારૂં છે.

## ચીલના ગુણ.

**तद्वच्चिल्ली तु विज्ञेया वातपित्तविकारिणाम् ॥**

---

१ त्रिविधवातविट्हन्ता मूत्रवातकफे हितः । प्र. १ ली.

ચીલની ભાજીના ગુણ બથવાના જેવાજ જાણવા. વાતપિત્ત વિકારવાળાને ચીલની ભાજી મધુર તથા હૃદયને હિતકર હોઇને ફાયદાકારક છે.

### પોઇના ગુણ.

**[1]पोतकी वातला वृष्या तन्द्रानिद्राकरी मता ।**

પોઇની ભાજી વાયુકારક, વીર્યજનક, તથા તંદ્રા અને ઊંઘને ઉત્પન્ન કરનારી છે.

### મેથી તથા શણની ભાજીના ગુણ.

**मेथिका वातशमनी [2]शणिका वातला मता ॥**

મેથીની ભાજી વાયુને શમાવનારી છે તથા શણની ભાજી વાયુને ઉત્પન્ન કરનારી છે.

### સરસપની ભાજીના ગુણ.

**सार्षपं च त्रिदोषघ्नं रुचिदं चाग्निवर्धनम् ।**

સરસપની ભાજી ત્રિદોષને મટાડનારી, રૂચિ ઉત્પન્ન કરનારી અને જઠરાગ્નિને પ્રબળ કરનારી છે.

### સુવાની ભાજીના ગુણ.

**शतपुष्पा त्रिदोषघ्नी मेध्या पथ्या रुचिप्रदा ॥**
**ज्वरार्शसां हिता प्रोक्ता सातीसारे प्रशस्यते ।**

સુવાની ભાજી ત્રિદોષને નાશ કરનારી, બુદ્ધિને હિતકર, શરીરને માફક આવનારી, રૂચિ ઉત્પન્ન કરનારી તથા તાવ અને અર્શરોગવાળાને ફાયદો આપનારી છે. એ ભાજી અતિસારના રોગમાં હિતકારક છે.

### કસુંબીની ભાજીના ગુણ.

**कुसुम्भं रुचिकृद् घातं हन्ति बल्यं रुचिप्रदम् ॥**
**किञ्चिद्वातहरं स्वादु विपाके च कफापहम् ।**

---

१ केतकी. प्र. १ ली. पातली. प्र. ३ जी. २ वेजिका. प्र. १ ली. वातपित्तकरीमता. प्र. ३ जी.

કસુંબીની ભાજી રૂચિ ઉત્પન્ન કરનારી, ઘા વાગ્યો હોય તેને રૂઝવનારી, બળ આપનારી તથા રૂચિ ઉત્પન્ન કરનારી છે. વળી તે લગાર વાયુનું હરણ કરનારી, પાચન થવામાં મધુર, અને કફનો નાશ કરનારી છે.

### અરણીની ભાજીના ગુણ.

**किञ्चिच्चाम्लं भवेत् क्षारं प्रशस्तं चाग्निमंथनं ॥**
**भेदनं रूक्षमधुरं कषायमतिवातलम् ।**

અરણીની ભાજી લગાર ખાટી, ખારી, તથા હિતકર છે. એ ભાજી મળનું ભેદન કરનારી, લૂખી, મધુર, તુરી, તથા અતિશય વાયુ કરનારી છે.

### લૂણીની ભાજીના ગુણ.

**उष्णा कषायमधुरा चाङ्गेरी वह्निदीपनी ॥**

લૂણીની ભાજી ગરમ, તુરી અને મધુર, તથા જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારી છે.

### વત્સાદની વગેરેના ગુણ.

**[1]वत्सादनी तथा फञ्जी तिलपर्णी तु [2]मुंडिका ।**
**चक्रमर्दक इत्यन्ये दुर्जरा वातकोपनाः ॥**

વત્સાદની (ગળો) ફાંદ, તલની ભાજી, કલાર, કુંવાડિયો, એ અને એવીજ બીજી ભાજીઓ પચવાને કઠણ તથા વાયુને કોપાવનારી છે.

### પિંડાળુ વગેરેના ગુણ.

**पिण्डालुको बला भिण्डी चिञ्चुकान्या बलादनी ।**
**एते [3]श्लेष्मकराः शाका वातलाग्निप्रशान्तकाः ॥**

પિંડાળુ (શ્વેત રતાળુ), બલા, ભીંડી, આંમલી, બલાદની, એ સર્વેની ભાજીઓ કફ ઉત્પન્ન કરનારી, વાયુને કોપાવનારી અને જઠરાગ્નિને મંદ કરી નાખનારી છે.

---

१ कफादनी. प्र. १ ली. २ सिंहिका. प्र. १ ली. ३ स्वादुकराः. प्र. २–३.

## દૃષ્ટિનાશક શાક.

**सर्वे शाका दृष्टिहरा वर्जित्वा तण्डुलीयकम् ।**
**तथैव शतपुष्पं च जयन्ती कासमर्दकम् ॥**

તાંદળજો, સુવા, જયંતી, અને કાસુંદરો, એ ચાર સિવાયનાં બીજાં બધાં શાક આંખોના તેજને હરનારાં છે.

## પિત્તનાશક શાક.

**आलूषकं च वेताग्रं गुडूची चापमर्दकम् ।**
**किराततिक्तसहितास्तिक्ताः पित्तहरा मताः ॥**

इति शाकवर्गः ।

અલુખડાં, નેતરના અંકુર, ગળો, ચાપમર્દક તથા કરિયાતું અને કડુ સહિત કડવી વનસ્પતિઓની ભાજી, એ સર્વે પિત્તને હરનારી છે

## વેલાને થનારાં ફળ-શાકનાં નામ.

**कूष्माण्डकालिङ्गकचिर्भटं तु तुंबं पटोलं च त्रपूषकं च ।**
**तुंडीरककर्कोटककारवेल्लं कोशातकीवल्लिफलानि चैव ॥**

ફળરૂપી શાકમાંનાં કેટલાંક ફળ વેલાઓને આવે છે તે વલ્લીફળ કહેવાય છે. કોહોળું, કાળિંગડું, ચીભડું, તુંબડું, પટોળ, ખડબૂચ, ગિલોડાં, કંટોલાં, કારેલાં, ગલકાં, એ વલ્લીફળ કહેવાય છે.

## ઝાડને થનારાં ફળ-શાકનાં નામ.

**वृंताकव्याघ्रीबृहतीफलानि करहाटकं स्यात्प्रवदंति धीराः ।**
**एतैस्तु शाकै रसवीर्यमुक्तमन्योन्यविज्ञानफलानि सम्यक् ॥**

વંત્તાક, ગોળ રીંગણાં, ભોરીંગણાં, છતોલાં, એ છોડને થનારાં શાક છે એમ ધીર એવા વૈદ્યો કહેછે. એ સર્વે શાકના જે રસ અને વીર્ય કહેલાં છે તેવડે બીજાં શાકના રસ વીર્યનું જ્ઞાન સારી રીતે થાયછે. તાત્પર્ય કે આ ગ્રંથમાં થોડાંક શાક વગેરેના ગુણદોષ કહ્યા છે તથાપિ તેમના રસ વીર્યવડે તેવાંજ બીજાં શાક આદિના ગુણદોષ જાણી લેવા.

## કોહોળાના ગુણ.

**कूष्माण्डं त्रिविधं ज्ञेयं बाल्यं मध्यं तथोत्तमम् ।**
**वातघ्नं रोचकं बाल्यं मध्यमं स्यात्त्रिदोषहृत् ॥**
**शेषं वातकफौ हन्ति रक्तपित्तनिबर्हणम् ।**

इति कूष्माण्डगुणाः ।

કોહોળું ત્રણ પ્રકારનું છે. જે કોહોળું કાચું હોય છે તેને બાળ કોહોળું કહેછે; ભોડાયલું કોહોળું હોય તેને મધ્યમ કોહોળું કહેછે; અને પાકા કોહોળાને ઉત્તમ કોહોળું કહેછે. બાળ કોહોળું વાયુને નાશ કરનારૂં અને રૂચિકર્ત્તા છે; મધ્યમ કોહોળું ત્રિદોષને નાશ કરનારૂં છે; તથા ઉત્તમ કોહોળું વાયુ તથા કફને નાશ કરનારૂં અને રક્તપિત્તને હણનારૂં છે.

## કાલિંગડાના ગુણ.

**कलिङ्गं कफकृद्वातकारकं पित्तनाशनम् ॥**

इति कलिङ्गगुणाः ।

* કાલિંગડું કફને ઉત્પન્ન કરનારૂં, વાયુને કોપાવનારૂં અને પિત્તને નાશ કરનારૂં છે.

## કારેલાના ગુણ.

**कारवेल्लं च वातघ्नं कफघ्नं पित्तकारकम् ।**
**उष्णं रुचिकरं प्रोक्तं रक्तदोषकरं नृणाम् ॥**

કારેલું વાયુને નાશ કરનાર, કફને હણનાર અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. વલી તે ગરમ, રૂચિજનક, અને મનુષ્યોને લોહીના રોગ ઉપજાવનારૂં છે.

## ખડબૂચ તથા ચીભડાના ગુણ.

**त्रपुषं चिर्भटश्चैव दोषत्रयकरं स्मृतम् ।**
**अपक्कं वातकफकृत् पक्कं किञ्चिद्विशिष्यते ॥**

इति कारवेल्लचिर्भटपुष्पगुणाः ।

---

* ગુણાગુણીમાં લખે છે કે "कोलिंगं क्षयकारि च—કાળિંગડું ક્ષયરોગ ઉપજાવનારૂં છે."

ખડબૂચ અને ચીભડું ત્રિદોષને ઉત્પન્ન કરનારાં છે. તે કાચાં હોય ત્યારે વાયુ અને કફને ઉપજાવે છે અને પાકાં હોય ત્યારે કાંઈક વિશેષ કરેછે. અર્થાત્ પાકાં હોય ત્યારે વધારે વાયુ તથા કફ ઉપજાવે છે.

## ગિલોડાંના ગુણ.

**तुण्डीरमग्निरुचिकृद्वातपित्तनिवारणम् ।**

ગિલોડાં જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારાં, રૂચિ ઉત્પન્ન કરનારાં, અને વાયુ તથા પિત્તને નાશ કરનારાં છે.

## કંટોલાના ગુણ.

**कर्कोटकं त्रिदोषघ्नं रुचिकृन्मधुरं तथा ॥**

કંટોલાં અથવા કંકોડાં ત્રિદોષને નાશ કરનારાં, રૂચિ ઉત્પન્ન કરનારાં અને મધુર છે.

## ગલકાંના ગુણ.

**कोशातकीफलं स्वादु मधुरं वातपित्तनुत् ।**
**विपाके च कफं हन्ति ज्वरे शस्तं प्रदिश्यते ॥**

इति तुण्डीकर्कोटककोशातकीफलगुणाः ।

ગલકાં સ્વાદિષ્ટ, મધુર, વાયુ તથા પિત્તને નાશ કર્ત્તા, વિપાકમાં કફને નાશ કર્ત્તા તથા જ્વરવાળાને હિતકારક છે, માટે તેને તે ખાવાની વૈદ્યો આજ્ઞા આપે છે.

## પટોલના ગુણ.

**पटोलपत्रं विनिहन्ति पित्तं नालं कफघ्नं प्रवदन्ति धीराः ।**
**फलं च तस्यास्तु त्रिदोषशान्तिं करोति नूनं ज्वरिणो हितं स्यात्॥**

इति पटोलगुणाः ।

इति वल्लीशाकानि ।

પટોલ અથવા જેને પડવળ કેહેછે તેનાં પાંદડાં પિત્તને નાશ કરનારાં છે. તેના વેલા કફને હણનારા છે એમ ધીર એવા વૈદ્યાચાર્યો

કહેછે. તેનાં ફળ ત્રણે દોષને શમાવે છે એમાં સંદેહ નથી, અને તેથી તે તાવવાળાને હિતકારક છે.

### વંત્યાકના ગુણ.

**निद्राकरं प्रीतिकरं गुरु स्यात्सवातलं [1]कासविकारहारि ।**
**श्रेष्ठं [2]सुवीर्यं च तथा च कृष्णं श्वेतं विदाह्यं त्वचि दोषकारि ॥**
**क्षुधाकरं मारुतमर्दनं च वृन्ताकमेकं गुणसम्प्रयुक्तं ।**

કાળાં અને ધોળાં એ પ્રકારનાં વંત્યાક (રીંગણા) થાયછે. એ બન્નેવંત્યાકમાંથી કાળાં વંત્યાક નિદ્રા ઉત્પન્ન કરનારાં, પ્રીતિ (અર્થાત્ રૂચિ) ઉપજાવનારાં, ભારે, વાયુજનક, અને ખાંસીના વિકારને નાશ કરનારાં છે. વળી તે સારાં અને બળવાન છે. ધોળાં વંત્યાક દાહજનક તથા ત્વચામાં રોગ ઉત્પન્ન કરનારાં છે. સામાન્યતઃ વંત્યાક ભૂખ લગાડનારાં અને વાયુને હણનારાં છે. એવી રીતે એક વંત્યાક અનેક ગુણવાળું છે.

### રીંગણાંના ગુણ.

**तथैव बृहतीफलमेव शस्तं सन्दीपनं स्यात् कफवातनाशनम् ।**
**कण्डूविसर्पज्वरकामलानां तथारुचौ शस्तमिदं वदन्ति ॥**

મોટાં ગોળ રીંગણાં જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારાં અને કફ તથા વાયુને નાશ કરનારાં છે તેથી હિતકર છે. વળી તે ખસ, રતવા, તાવ, કમળો અને અરૂચિ, એટલા રોગોને નાશ કરેછે માટે તે રોગવાળાને પણ હિતકર છે એમ કહેછે.

### ભોરીંગણીના ગુણ.

**फलानि च क्षुद्रिकाणां कटुतिक्तलघूनि च ।**
**कंडूकुष्ठकृमिघ्नानि कफवातहराणि च ॥**

ભોરીંગણીનાં ફળ તીખાં, કડવાં અને નાનાં હોયછે. તે ફળનું શાક ખસ, કોઢ, તથા કૃમિને નાશ કરનારૂં તથા કફ અને વાયુને હરનારૂં છે

---

१ कासविकारकारि. प्र. १ ली. २ सुदीर्घं कफवर्धनं च सश्वासकासारुचिवर्धनं च. प्र. १ ली. ३ आ बे लीटी. प्र. १ लीमां नथी.

## ધોળી ભોરીંગણીના ગુણ.

**श्वेतसिंही त्रिदोषघ्नी वंध्यानामप्यपत्यदा ।**
**वार्ताकी दीपनी तिक्ता कफाजीर्णामवातजित् ॥**

इति फलशाकगुणाः ।

ધોળી ભોરીંગણી ત્રિદોષને નાશ કરનારી તથા વાંઝણીને પણ છોકરાં આપનારી છે. વંત્યાકડી જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, કડવી તથા કફ, અજીર્ણ અને આમવાયુને મટાડનારી છે.

## કંદશાકની ગણના.

**कन्दशाकान् प्रवक्ष्यामि शृणु पुत्र ! पृथक् पृथक् ।**
**सूरणः पिण्डपिण्डालू पलाण्डुर्गृञ्जनस्तथा ॥**
**ताम्बूलपर्णः कन्दः स्याद्धस्तिकन्दस्तथापरः ।**
**वराहकन्दश्चाप्यन्यः कन्दशाका इमे स्मृताः ॥**

હે પુત્ર ! હવે હું જૂદાં જૂદાં કંદશાકના ગુણ કહુંછું તે તું સાંભળ. સૂરણ, અળવી, ધોળું રતાળું, ડુંગળી, ગાજર, રતાળુ, હસ્તિકંદ, ડુક્કરકંદ, અને એવાજ બીજા કંદ છે, એ સર્વેને કંદશાક કહેછે.

## સૂરણના ગુણ.

**दीपनः सूरणो रुच्यः कफघ्नो विशदो लघुः ।**
**विशेषादर्शसां पथ्यः प्लीहगुल्मविनाशनः ॥**

સૂરણ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, રૂચિ ઉત્પન્ન કરનાર, કફને નાશ કરનાર, લોહીને સ્વચ્છ કરનાર અને હલકું છે. વિશેષે કરીને તે અર્શ રોગ ઉપર માફક આવે એવું છે તથા પ્લીહા અને ગુલ્મ એ રોગોને મટાડનારૂં છે.

## અમ્લિકાકંદના ગુણ.

**अम्लिकायाः स्मृतः कन्दो ग्रहण्यर्शोहितो लघुः ।**
**[2]नात्युष्णः कफवातघ्नो ग्राही शस्तो मदात्यये ॥**

---

१ आ बे लीटी. प्र. १ लीमां नथी. २ आ लीटी. प्र. १ लीमां नथी.

અમ્લિકાકંદ અથવા અમ્લનાલિકાનો કંદ ગ્રહણી અને અર્શના રોગ ઉપર હિતકર છે, અતિશય ગરમ નથી, કફ વાયુને નાશ કરનારો છે, ગ્રાહી છે અને મદાત્યય રોગમાં હિતકર છે.

### અળવીકંદના ગુણ.

**पिण्डको वातलः श्लेष्मी ग्राही वृष्यो महागुरुः ।**

પિંડક અથવા અળવીનો કંદ વાયુકર્ત્તા, કફકર્ત્તા, ગ્રાહી, પૌષ્ટિક અને અતિશય ભારે છે.

### શ્વેત રતાળુકંદના ગુણ.

**पिण्डालुकः श्लेष्मकरः शुक्रवृद्धिकरो मृदुः ॥**

પિંડાળુ અથવા શ્વેત રતાળુકંદ કફકર્ત્તા, વીર્યની વૃદ્ધિ કરનારો અને કોમળ છે.

### પલાંડુ કંદના ગુણ.

**पलाण्डुर्वातकफहा शुक्रलः शूलगुल्मनुत् ।**

પલાંડુ અથવા ડુંગળીનો કંદ વાયુ તથા કફને નાશ કરનારો, વીર્યની વૃદ્ધિ કરનારો, તથા શૂળ અને ગુલ્મને નાશ કરનારો છે.

### તાંબૂલપર્ણકંદના ગુણ.

**ताम्बूलपर्णः कन्दः स्याच्छुक्रलो विशदो लघुः ॥**

રતાળુકંદ વીર્યને ઉત્પન્ન કરનારો, લોહીને સ્વચ્છ કરનારો અને હલકો છે.

### હસ્તિકંદના ગુણ.

**हस्तिकन्दो गुरुर्ग्राही शुक्रवृद्धिप्रदो मतः ।**

હસ્તિકંદ ભારે, ગ્રાહી, અને વીર્યની વૃદ્ધિ કરનારો છે.

### વરાહકંદના ગુણ.

**वराहकन्दश्चार्शोघ्नो वातगुल्मनिवारणः ॥**

વરાહકંદ અથવા ડુક્કરકંદ અર્શને નાશ કરનારો તથા વાતગુલ્મ રોગને દૂર કરનારો છે.

## મૂળાના ગુણ.

मूलकं गुरु विष्टंभि तीक्ष्णोष्णं च त्रिदोषकृत् ।
स्विन्नं त्रिदोषजिद्बालं मूलकं व्रणिनां हितम् ॥

મૂળા ભારે, મળને રોકનાર, તીક્ષ્ણ, ગરમ અને વાયુ, પિત્ત તથા કફના દોષને ઉત્પન્ન કરનારા છે. એ મૂળા રાંધેલા હોય ત્યારે ત્રિદોષને મટાડનારા છે. કોમળ મૂળા, વ્રણવાળા રોગીઓને હિતકર છે.

## જાણીતા કંદોનું અકથન.

अन्ये ये ज्ञातकन्दाश्च ते न प्रोक्ता मयानघ! ।

હે પાપરહિત પુત્ર! એ વગર બીજા જે જાણીતા કંદ છે તેમના ગુણ પણ જાણીતા છે માટે મેં (ગ્રંથવિસ્તાર ભયથી) અહીં કહ્યા નથી.

## સૂરણકંદની શ્રેષ્ઠતા.

सर्वेषां कन्दशाकानां सूरणः श्रेष्ठ उच्यते ॥
दीपनोऽर्शस्तथा गुल्मक्रिमिप्लीहविनाशनः ।
दद्रूणां रक्तपित्तानां कुष्ठानां न प्रशस्यते ॥

બધાં કંદ શાકોમાં સૂરણ સર્વેથી શ્રેષ્ઠ છે; કેમકે તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે, અને અર્શ, ગુલ્મ, કૃમિ તથા પ્લીહાનો નાશ કરેછે. જે રોગીઓને દાદર (દરાઝ) થઈ હોય, રક્તપિત્ત થયું હોય, કે કોઢ થયો હોય, તેમને સૂરણ હિતકર નથી.

## કંદશાકનો ઉપસંહાર.

एते कन्दाः समाख्याताः श्रीमतां च भिषग्वर! ॥

હે શ્રેષ્ઠ વૈદ્ય! એ સર્વે કંદો શ્રીમાન્ પુરૂષોને માટે કહેલા છે અર્થાત્ તે પુરૂષો તેનો વિધિવત્ ઉપયોગ કરી શકેછે. એ કંદમાંના ઘણાક મોંઘા હોવાથી ગરીબોને તે સુલભ નથી, એમ કહેવાનું તાત્પર્ય છે.

इति कन्दशाकवर्गः ।

इति आत्रेयभाषिते हारीतोत्तरे शाकवर्गो नाम षोडशोऽध्यायः ।



१ आ बे लीटी. प्रत. १ ली २ जीमां नथी.

# सप्तदशोऽध्यायः ।

## ફળવર્ગ.

### ફળની ગણના.

आम्रं जम्बूश्च कोलं च दाडिमामलकं तथा ।
खर्जूरश्च परूषं च मातुलुङ्गं प्रियालजम् ॥
नारिङ्गं चाम्लिका चैव द्राक्षा च करमर्दकम् ।
क्षीरिका मधुराश्चैव फलवर्गे प्रकीर्तिताः ॥

કેરી, જાંબુ, બોર, દાડિમ, આમળાં, ખજૂર, ફાળસાં, બીજોરાં, ચારોળીનાં ફળ, નારંગી, આંબલી, દ્રાક્ષ, કરમદાં, રાણુ, મીઠાં લીંબુ, એ સર્વે ફળવર્ગમાં કહેલાં છે.

### કેરીના ગુણ.

अपक्वमाम्रं फलमेव शस्तं संग्राहि पित्तासृजि कोपनं च ।
तथा विपक्वं मधुरं तथाम्लं भेद्यं सपित्तामयनाशनं च ॥

કેરી ફળ કાચું હોય તે હિતકર છે. કાચી કેરી મળને કબજ કરનારી તથા રક્તપિત્તને કોપાવનારી છે. કેરી પાકી હોયછે ત્યારે તે મધુર અને ખાટી હોયછે. પાકી કેરી મળને ભેદનારી તથા પિત્તના રોગને નાશ કરનારી છે.

### જાંબુ વગેરે ફળના ગુણ.

जम्बूर्ग्राही मधुरकफहा रोचनो वातहारी
कोलं चाम्लं मधुरमथवा श्लेष्मलं ग्राहि शस्तम् ।
श्रेष्ठं वातादिकरुजहरं दाडिमं चातिसारं
हन्ति प्रोक्तं मधुरमथवा [1]स्वादु राजादनं च ॥

જાંબુ મળને કબજ કરનાર, મધુર, કફને નાશ કરનાર, રૂચિ ઉત્પન્ન કરનાર અને વાયુને નાશ કરનાર છે. બોર મીઠું હોય અથવા

[1] चाम्ल.

ખાટું હોય, તથાપિ તે કફને ઉત્પન્ન કરનાર, ઝાડાને કબજ કરનાર અને હિતકર છે. દાડિમ ઘણું ઉત્તમ છે. તે વાયુ વગેરે દોષની પીડાને હરેછે, અતિસાર રોગને મટાડે છે તથા મધુર છે. રાણનું ફળ પણ મધુર છે અને ઉત્તમ છે.

### ફાળસાં વગેરેના ગુણ.

परूषखर्जूरकपीलुकानां प्रियालसिंदीकरमर्दकानाम् ।
[1]फलानि मेहान् विनिहन्ति सर्वान् हन्याच्च पित्तं [2]रुधिरामवातं॥

ફાળસાં, ખજૂર, પીલૂડાં, ચારોળીનાં ફળ, સીંધણાં (સીંધણીનાં ફળ) અને કરમદાં, એ સઘળાં ફળ સર્વ પ્રકારના પ્રમેહને હણે છે તથા પિત્તને, રક્તને અને આમવાયુને નાશ કરેછે.

### બીજોરાના ગુણ.

स्यान्मातुलुङ्गः कफवातहन्ता हन्ता क्रिमीणां जठरामयघ्नः ।
संदूषिते रक्तविकारपित्ते सन्दीपनः शूलविकारहारी ॥
श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् ।
दीपनं लघु रुच्यं च मातुलुङ्गमुदाहृतम् ॥

બિજોરૂં કફ અને વાયુને નાશ કરેછે. વળી તે કૃમિનો અને જઠરના રોગોનો પણ નાશ કરેછે. રક્તપિત્તના વિકારથી દોષ પામેલા મનુષ્યને તે હિતકર છે. વળી તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર અને શૂળના રોગને હરનાર છે. બીજોરાનું ફળ શ્વાસ, ખાંસી, અરૂચિ, એ રોગોને હરનારૂં છે; તરસને નાશ કરનારૂં છે; કંઠની શુદ્ધિ કરનારૂં છે; જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં છે, હલકું છે, અને રૂચિ ઉત્પાદક છે એમ કહેલું છે.

### બીજોરાની છાલનો ગુણ.

त्वक् तिक्ता दुर्जरा तस्य क्रिमिवातकफापहा ।

બીજોરાનું છોડું કડવું અને પચવાને કઠણ છે. એ છોડું કૃમિ, વાયુ અને કફને દૂર કરનારૂં છે.

---

१ फलानि मेहे विनिहन्ति पित्तं हन्याच्च सर्वातुरसंधिवातम्. प्र. १ ली.
२ रुधिरं सवातम्. प्र. ३ जी.

## બીજોરાના ગાભાનો ગુણ.

स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ॥
मेध्यं शूलानिलच्छर्दिकफारोचकनाशनम् ।

બીજોરાનો ગાભો મધુર, ઠંડો, ભારે, સ્નિગ્ધ, તથા વાયુ અને પિત્તને મટાડનારો છે. વળી તે બુદ્ધિને વધારનાર છે તથા શૂળ, વાયુથી ઉપજેલી બકારી, કફ અને અરૂચિને નાશ કરનારો છે.

## બીજોરા કેશરનો ગુણ.

दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नं तु केशरम् ॥
पित्तमारुतकृच्छ्रघ्नं पित्तलं बद्धकेशरम् ।
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥

બીજોરાનું કેશર ( અંદરનો ગર્ભ ) જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, હલકું, બંધકોશ કરનાર, તથા ગુલ્મ અને અર્શનો નાશ કરનારૂં છે. જેમાં કેશર બંધાયલું હોય એવું બીજોરૂં પિત્તવાયુનો અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરેછે, તથા પિત્તને ઉત્પન્ન કરેછે. વળી તે હૃદયને હિતકર, કાંતિ આપનાર, રૂચિજનક, તથા રક્ત, માંસ અને બળને આપનાર છે.

## બીજોરાના સ્વરસનો ગુણ.

शूलाजीर्णविबंधेषु मन्दाग्नौ कफमारुते ।
अरुचौ श्वासकासे च स्वरसोऽस्योपदिश्यते ॥

શૂળ, અજીર્ણ, બદ્ધકોષ્ટ, મંદાગ્નિ, કફવાયુ, અરૂચિ, શ્વાસ, ખાંસી, એ રોગોમાં બીજોરાનો સ્વરસ આપવાની વૈદ્યો ભલામણ કરેછે.

## બીજોરાના કેશરના રસવીર્યાદિનું કથન.

रसोऽतिमधुरो हृद्यो वीर्यं पित्तानिलापहम् ।
कफकृद्दुर्जरं पाके[1]मातुलुङ्गस्य केशरम् ॥

બીજોરાના ગર્ભનો રસ અતિ મધુર અને હૃદયને હિતકર છે; તેનું વીર્ય પિત્ત અને વાયુને હણનારૂં છે; તથા તેનો વિપાક કફકર્તા અને દુર્જર છે.

---

१ मातुलुंगकहाटकः. प्र. १ ली.

## બીજોરાના કેશરના વિશેષ ગુણ.

**चेतोहारी रसेन प्रथयति कटुतामम्लतां याति पित्ते**
**हृद्रोगानाहगुल्मश्वसनकफहरो [1]प्लीहयकृतोश्च हन्ता ॥**
**वीर्यादर्शांसि कासग्रहणिमपहरत्यग्निकृद्गुल्महंता**
**धत्ते रक्तं सपित्तं परिणतिसमये केसरो मातुलुंगे ॥**

इति बीजपूरगुणाः ।

બીજોરાના કેશરનો રસ મનને હરણ કરે એવો છે; તે પિત્તને તીખું અને ખાટું કરેછે; હૃદ્રોગ, પેટ ચડવાનો રોગ, ગુલ્મ, શ્વાસ અને કફ એટલા રોગને તે હરેછે; પ્લીહ અને યકૃતનો તે નાશ કરેછે; તેનું વીર્ય એવું છે કે તેવડે તે અર્શ, ખાંસી, અને ગ્રહણીના રોગને હરેછે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે, અને ગુલ્મનો નાશ કરેછે. તેમજ તે જ્યારે પાચન થઈ જાયછે ત્યારે પિત્તસહિત રક્તને ધારણ કરેછે અર્થાત્ રક્તપિત્તને વધારે છે.

## લીંબુના ગુણ.

**निम्बुकं क्रिमिसमूहनाशनं तीक्ष्णमम्लमुदरग्रहापहम् ।**
**वातपित्तकफशूलिनां हितं नष्टधात्वरुचिरोचनं परम् ॥**
**त्रिदोषसद्योज्वरपीडितानां दोषाश्रितानां [2]विषविह्वलानां ।**
**मलग्रहे बद्धगुदे हितं च विषूचिकायां मुनयो वदन्ति ॥**

इति निम्बूकगुणाः ।

લીંબુ કૃમિઓના સમુદાયનો નાશ કરેછે. તે તીક્ષ્ણ અને ખાટું છે. તથા ઉદરગ્રહ (પેટ જકડાઈ ગયું હોય તે રોગ)ને દૂર કરેછે. વળી તે વાયુ, પિત્ત, કફ અને શૂળવાળાને હિતકારક છે તથા જેનો ધાતુ નાશ થયો હોય તેને તથા અરૂચિવાળાને તે ઉત્તમ રૂચિ ઉત્પન્ન કરનાર છે. જે પુરૂષને ત્રિદોષ થયો હોય, અથવા તત્કાળ જ્વર આવવાથી જે પીડિત હોય, વળી જેમના શરીરમાં વાતાદિ દોષ કોપતા હોય, જેઓ વિષવડે પીડાયલા હોય, જેમના મળ બંધાઈ ગયા હોય, જેમને બદ્ધગુદોદર નામે ઉદરરોગ થયો હોય તથા જેમને મૂર્ચ્છાનો વ્યાધિ થયો હોય તેમને લીંબુ હિતકારક છે એમ પ્રાચીન વૈદ્યાચાર્યો કહેછે.

---

१ ग्रीष्मकालेऽपहन्ता. प्र. १ ली. २ च स्तब्धलानां. प्र. १ ली.

## નારંગીના ગુણ.

**नारङ्गजं स्वादु गुणोपपन्नं सन्दीपनं [1]रोचनकारि हृद्यम् ।**
**त्रिदोषहृत् शूलक्रिमीन्निहन्ति मन्दाग्निकासश्वसनापहारि ॥**

इति नारङ्गगुणाः ।

નારંગી મધુર ગુણવાળી, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારી, રૂચિ કરનારી, હૃદયને હિતકર, ત્રિદોષને નાશ કરનાર, શૂળ અને કૃમિને નાશ કરનાર, તથા મંદાગ્નિ, ખાંસી અને શ્વાસને હણનાર છે.

## આંમલીના ગુણ.

**अम्लं हि चाम्लीफलमाविपक्कं तदस्रपित्तामकरं विदाहि ।**
**वातामये शूलगदे प्रशस्तं पक्कं तथा शीतगुणोपपन्नम् ॥**

इत्यम्लिकाफलगुणाः ।

*આંમલીનું કાચું ફળ, ખાટું હોયછે. એ કાચું ફળ ખાધું હોય તો તે રક્તપિત્ત અને આમરોગ ઉપજાવેછે તથા જઠરમાં દાહ ઉત્પન્ન કરેછે. આંમલીનું પાકું ફળ વાયુના રોગમાં અને શૂળ રોગમાં હિતકર છે, કેમકે તે શીત ગુણવાળું છે.

## દ્રાક્ષના ગુણ.

**द्राक्षाफलं मधुरमम्लकषाययुक्तं**
**क्षारेण पित्तमरुतां कफहारि शीघ्रम् ।**
**श्रेष्ठं निहन्ति रुधिरामयदाहशोष-**
**मूर्च्छाज्वरश्वसनकासविनाशकारि ॥**

इति द्राक्षागुणाः ।

દ્રાક્ષનું ફળ મધુર, ખાટું, અને તુરૂં છે. તે ક્ષાર સાથે ખાવાથી પિત્ત, વાયુ અને કફને તત્કાળ હરણ કરેછે. વળી તે લોહીનો રોગ, દાહ, શોષ, મૂર્છા, તાવ, શ્વાસ અને ખાંસીને હણે એવી શ્રેષ્ઠ છે.

---

१ रोचकर्मशंसां च. प्र. १ ली.

* પ્ર. ૩૭ માં આ ગુણો આંમળાંના ગુણ ભેગા લખ્યા છે, તેમાં આંમલીને ઠેકાણે આંમળાં ગ્રહણ કર્યાં છે.

## નારિયેલના ગુણ.

नारिकेरं सुमधुरं गुरु स्निग्धं च शीतलम् ।
हृद्यं संबृहणं बस्तिशोधनं रक्तपित्तनुत् ॥
विष्टम्भि पक्कं मतिमन्नपक्कं कफवातलम् ।
बृंहणं शीतलं वृष्यं नारिकेरफलं विदुः ॥

इति नारिकेरफलगुणाः ।

નારિયેલ અતિ મધુર, ભારે, સ્નિગ્ધ, ઠંડું, હૃદયને હિતકર, પૌષ્ટિક, બસ્તિને શુદ્ધ કરનાર અને રક્તપિત્તનો નાશ કરનાર છે. હે બુદ્ધિમાન પુત્ર! તે પાકું હોય ત્યારે મળને થંભાવનારૂં છે અને કાચું હોય ત્યારે કફ તથા વાયુને ઉત્પન્ન કરનાર છે. વળી તે વીર્ય વધારનાર, ઠંડુ અને પુષ્ટિ આપનાર છે.

## કેળાંના ગુણ.

हृद्यं मनोज्ञं कफवृद्धिकारि शीतं च सन्तर्पणमेव बल्यम् ।
रक्तं सपित्तं श्वसनं च दाहं रम्भाफलं हन्ति सदा नराणाम् ॥
अपक्कसंग्राहि च शीतलं च कषायकं वातकफौ करोति ।
विष्टम्भि बल्यं गुरु दुर्जरं च आरण्यरम्भाफलमेव तद्वत् ॥

इति कदलीफलद्वयगुणाः ।

કેળાં હૃદયને હિતકર, મનને આનંદ આપનાર, કફને વધારનાર, ઠંડાં, ધાતુઓને તૃપ્ત કરનાર, બળ આપનાર, તથા મનુષ્યોના રક્તપિત્તને, શ્વાસને અને દાહને હણનારાં છે. કાચાં કેળાં મળને ગ્રહણ કરનાર, ઠંડાં, તુરાં, અને વાયુ તથા કફને ઉત્પન્ન કરનારાં છે. જંગલી કેળાં મળને રોકનાર, બળ આપનાર, ભારે, અને પચવાને કઠણ છે.

## કોઠના ગુણ.

कपित्थं मधुरं चाम्लं कषायं विशदं गुरु ।
कासातिसारहृद्रोगच्छर्दिकंठामयापहम् ।

इति कपित्थगुणाः ।

કોઠ મધુર, ખાટું, તુરૂં, લોહીને નિર્મળ કરનાર, ભારે તથા ખાંસી,

અતિસાર, હૃદયના રોગ, ઉલટીનો રોગ અને કંઠના રોગને નાશ કરનાર છે.

## ખજૂરના ગુણ.

[1]मधुरं शीतलं ग्राहि कषायं विशदं गुरु ।
अपक्कं खर्जूरफलं त्रिदोषशमनं मतम् ॥
स्निग्धं वृष्यं समधुरं खर्जूरं रक्तपित्तनुत् ।
पक्कमेव हितं श्रेष्ठं त्रिदोषशमनं परम् ॥

इति खर्जूरगुणाः ।

કાચું ખજૂર મધુર, ઠંડું, મળનું ગ્રહણ કરનાર, તુરૂં, લોહીને સાફ કરનાર અને ભારેછે. વળી તે ત્રિદોષને શમાવનારૂં છે એમ પણ માનેલું છે. પાકું ખજૂર સ્નિગ્ધ, વીર્યજનક, મધુર, રક્તપિત્તને નાશ કરનારૂં, હિતકર, શ્રેષ્ઠ, અને ત્રિદોષનો નાશ કરવામાં ઉત્તમ છે.

## સોપારીના ગુણ.

[2]कषायमधुरं भेदि पूगं पित्तकफापहम् ॥

इति पूगगुणाः ।

સોપારી તુરી, મધુર, મળનું ભેદન કરનાર અને પિત્ત તથા કફને દૂર કરનારી છે.

## નાગરવેલના ગુણ.

नागवल्लीदलं हृद्यं सुगन्धि कफवातजित् ॥

इति ताम्बूलगुणाः ।

નાગરવેલનાં પાન હૃદયને હિતકર, સુગંધવાળાં તથા કફ અને વાયુને મટાડનારાં છે.

## કાથાના ગુણ.

खदिरः कफपित्तघ्नः कण्ठ्यः कुष्ठनिबर्हणः ।

કાથો અથવા ખેરસાર કફ તથા પિત્તનો નાશ કરનાર, કંઠની શુદ્ધિ કરનાર અને કોઢનો નાશ કરનાર છે.

---

૧ આ બે લીટી પ્રત ૧ લી માં નથી. ૨ આ અને આ પછીનો બીજો ભાગ પ્રત ૨–૩ માં નથી.

### ચૂનાના તથા તાંબૂલના ગુણ.

**चूर्णकं पित्तहृत् तीक्ष्णं ताम्बूलं कफवातजित् ॥**
**संयोगात् सुरसं स्वादु मुखवैरस्यनाशनम् ।**
**दन्तस्थैर्यकरं शोषपीनसामयशान्तिकृत् ॥**
**रागपाटवसंशुद्धिस्वरकान्तिकरं मतम् ।**
**कण्ठ्यं रुच्यमुरस्यं च फलकर्पूरसंयुतम् ॥**

इति सचूर्णताम्बूलगुणाः ।

ચૂનો પિત્તને નાશ કરનારો તથા તીક્ષ્ણ છે. તાંબૂલ (પાનનું બીડું) કફ અને વાયુને નાશ કરનારૂં છે. કાથો, ચુનો, સોપારી, વગેરેના સંયોગથી તાંબૂલ સારા રસવાળું, મધુર અને મુખની વિરસતાને નાશ કરનારૂં થાયછે. વળી તે દાંતને સ્થિર કરેછે અને શોષ તથા પીનસરોગની શાંતિ કરેછે. ફળ અને કપૂર સહિત તાંબૂલ મુખને રંગ આપેછે, ઇંદ્રિયોને ચપળતા આપેછે, કંઠ વગેરેની શુદ્ધિ કરેછે, સ્વરને સુધારેછે, કાંતિ આપેછે, કંઠને ફાયદો કરેછે, રૂચિ ઉત્પન્ન કરેછે અને હૃદયને હિત કરેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे फलवर्गो नाम सप्तदशोऽध्यायः ।



## अष्टादशोऽध्यायः ।



### મધુ વર્ગ.

**अतो वक्ष्यामि माक्षीकं त्रिविधं शृणु पुत्रक ! ।**
**भ्रामरं सारघं क्षौद्रं तेषां वच्मि गुणागुणम् ॥**

હે પુત્ર! હવે હું તને મધના ગુણદોષ કહું છું તે તું સાંભળ. મધ ત્રણ પ્રકારનું છે. વનના ભમરા જે મધ કરેછે તે ભ્રામર અથવા ભમરિયું મધ કહેવાય છે. સરઘા નામની મધમાંખોએ કરેલા મધને સારઘ અથવા મહુડિયું મધ કહેછે. અને ઝીણી મધમાંખોએ ઝાડના

પોલાણમાં કરેલા મધને ક્ષૌદ્ર અથવા ધ્રુશિયું કે કૃચિયું મધ કહેછે. એ ત્રણે પ્રકારના મધના ગુણદોષ હું તને કહું છું.

## ભમરિયા મધના ગુણ.

शीतं कषायं मधुरं लघु स्यात् सन्दीपनं [1]लेखनमेव शस्तम् ।
संशोधनं च व्रणशोधनं च सरोपणं हृद्यतमं च बल्यम् ॥
त्रिदोषनाशं कुरुते च पुष्टिं कासक्षये वा क्षतजे च छर्दौ ।
हिक्काभ्रमे शोषणपीनसानां रक्तप्रमेहे [2]श्वसनातिसारे ॥
रक्तातिसारे च सपित्तरक्ते तृण्मोहहृत्पार्श्वगदेऽपि शस्तम् ।
नेत्रामये वा ग्रहणीगदे वा विषे प्रशस्तं भ्रमरैश्चितं यत् ॥

इति भ्रमरमधुगुणाः ।

ભમરિયું મધ ટાઢું, તુરૂં, મધુર અને હલકું છે. તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરવાવાળું તથા શરીરમાંના દોષનું લેખન કરવામાં ઉત્તમ છે. વળી તે મળનું શોધન કરનાર, વ્રણને સાફ કરનાર અને અંકુર આણનાર, હ્રદયને હિતકર અને બળ આપનાર છે. તે ત્રણે દોષનો નાશ કરેછે અને પુષ્ટિ કરેછે. ખાંસીમાં, ક્ષયરોગમાં, ઉરઃક્ષત કાસમાં કે લોહીની ઉલટી થતી હોય તે રોગમાં, હિક્કાના રોગમાં, ભ્રમરોગમાં, શોષરોગમાં, પીનસરોગમાં, રક્તપ્રમેહમાં, શ્વાસરોગમાં, અતિસારમાં, રક્તાતિસારમાં, પિત્તરક્તમાં, તૃષારોગમાં, મોહરોગમાં, હ્રદયના રોગમાં અને પાસાંના રોગમાં હિતકર છે. વળી નેત્રરોગમાં, ગ્રહણીરોગમાં અને વિષ રોગમાં પણ ભમરાઓએ એકઠું કરેલું ભમરિયું મધ હિતકારક છે.

## ભ્રામર અને ક્ષૌદ્ર મધમાં તફાવત.

भ्रामरं सघनं जाड्यं भूयिष्ठं मधुरं च यत् ।
क्षौद्रं विशेषतो ज्ञेयं शीतलं लघु लेखनम् ॥

ભમરિયું મધ જાડું, ઘન, અને અતિશય મધુર હોય છે. ક્ષૌદ્ર અથવા ધ્રુશિયું મધ ટાઢું, હલકું અને દોષનું લેખન કરનારૂં છે.

---

१ लेहन. प्र. १ ली. २ सरलातिसारे. प्र. १ ली.

### સારઘ મધના ગુણ.

**तस्माल्लघुतरं रूक्षं सारघं नातिशीतलम् ।**
**कासे क्षये प्रशस्तं स्यात् कामलार्शोविनाशनम् ॥**
**नातिशीतं न [1]च लघु दीपनं बलकृन्मतम् ।**
**अतीसारे नेत्ररोगे क्षते वा क्षतजे हितम् ॥**

સરઘા નામની મધમાંખીએ કરેલું મહુડિયું મધ ક્ષૌદ્ર મધ કરતાં હલકું અને રૂક્ષ હોય છે તથા અતિશય ઠંડું હોતું નથી. એ મધ ખાંસીમાં અને ક્ષયરોગમાં હિતકર છે. વળી કમળાનો અને અર્શનો નાશ કરેછે. આ મધ અતિશય શીતળ નથી કે અતિશય હલકું નથી, પણ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં અને બળ આપવાવાળું છે. એ મધ અતિસારના રોગમાં, નેત્ર રોગમાં, ક્ષત રોગમાં અને લોહી વિકારમાં હિતકારક છે.

### ભ્રામરાદિ મધનાં ઉત્પત્તિ સ્થાન.

**भ्रामरं वृक्षसंस्थाने विटपे सारघं भवेत् ।**
**रन्ध्रे तु कोटरे वापि क्षौद्रं तत्र प्रशस्यते ॥**

ભમરિયું મધ ઝાડઉપર થાયછે. સારઘ મધ ઝાડની ડાળિયો ઉપર થાયછે. અને ધુશિયું મધ ઝાડના પોલાણમાં કે બાકાંમાં થાયછે. તે વખાણવા લાયક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे मधुवर्गो नाम अष्टादशोऽध्यायः ।



## एकोनविंशोऽध्यायः ।



### મધ વર્ગ.

### સુરાના પ્રકાર.

**गौडी माध्वी तथा पैष्टी निर्यासा कथितापरा ।**
**इति चतुर्विधा ज्ञेयाः सुरास्तासां प्रभेदकाः ॥**
**भेदेन द्वादश प्रोक्ताः सुराः सौवीरकास्तथा[2] ।**

---

१ रूक्षं. प्र. १ ली. २ रसैः. प्र. १ ली.

સુરા અથવા મદ્યના મુખ્ય ચાર પ્રકાર છે. ગોડી, માધ્વી, પૈષ્ટી અને નિર્માસા. ધાવડીનાં ફૂલ અને ગોળ વગેરેથી જે સુરા થાયછે તે ગૌડી કહેવાય છે. મહુડાનાં ફૂલ વગેરેમાંથી જે થાયછે તે માધ્વી કહેવાય છે. જવ વગેરે ધાન્યમાંથી જે બને છે તે પૈષ્ટી કહેવાય છે. અને તાડ વગેરે ઝાડમાંથી જે રસ ઝરપેછે તે નિર્વાસરૂપ સુરા કહેવાય છે. એ સુરાના વિશેષ ભેદ હવે કહિયે છિયે. સુરા અને સૌવીર (જવની કાંજી વગેરે) ના બાર ભેદ છે.

### ગોડી સુરાના ભેદ.

**शीधु गौडी च मत्स्यण्डी गुडेन प्रभवास्त्रयः ॥**

ગોળથી ઉત્પન્ન થયેલી સુરાના ત્રણ ભેદ છે. શીધુ, ગૌડી અને મત્સ્યંડી. સેરડીના રસને ખાટો કરીને જે સુરા બનાવે છે તેને શીધુ કહેછે. ગોળમાંથી બનાવેલી સુરાને ગૌડી, અને સાકરમાંથી બનાવેલી સુરાને મત્સ્યંડી કહેછે.

### માધ્વી સુરાના ભેદ.

**माध्वीकं मधुकं माध्वं मधुना संयुताः सुराः ।**

માધ્વીક, મધુક અને માધ્વ, એ ત્રણ માધ્વી સુરાના ભેદ છે. એ સુરામાં પુષ્પરસ મિશ્રિત હોયછે. એ ત્રણે જાતની સુરાઓ મહુડાંના પુષ્પમાંથી બનાવેછે પણ બનાવટમાં ફેર હોવાથી ત્રણ જૂદા પ્રકાર કથન કરેલા છે.

### પૈષ્ટી સુરાના ભેદ.

**पैष्टीप्वरिष्टजातं तु तण्डुलप्रभवास्त्रयः ॥**

પૈષ્ટી સુરામાં સઘળા પ્રકારના *અરિષ્ટનો સમાવેશ થાયછે, તથા ચોખા, જવ, વગેરેમાંથી બનાવેલી સુરાનો પણ સમાવેશ થાયછે. જૂદી જૂદી બનાવટ ઉપરથી એના ત્રણ ભેદ છે.

---

* જૂદાં જૂદાં ઔષધોનો કવાથ કરીને તેને યંત્રમાં નાખીને તેમાંથી જે મદ્ય કાઢવામાં આવેછે તેને પૈષ્ટી સુરા કહેછે.

### નિર્યાસા સુરાના ભેદ.

**मृद्वीकारससम्भूता ताडमाडरसोद्भवा ।**
**निर्यासा सा तु विज्ञेया तासां वच्मि गुणागुणम् ॥**

દ્રાક્ષના રસમાંથી ઉત્પન્ન થયેલી, તાડના રસથી બનેલી અને તાડ અથવા નાળિયેરીના રસથી બનેલી, એ ત્રણ પ્રકારની સુરાને નિર્યાસ-રૂપ સુરા જાણવી. હવે તે સુરાના ગુણદોષનું કથન કરૂં છું.

### શીધુ નામે મદ્યના ગુણ.

**शीधुः कषायाम्लकमाधुरो वा सन्दीपनो भेदि मलापमर्दी ।**
**आमातिसारानिलपित्तशूलश्लेष्मामयार्शोग्रहणीगदघ्नः ॥**

इति शीधुसुरागुणाः ।

શીધુ નામે મદ્ય તુરૂં, ખાટું, મધુર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, મળનું ભેદન કરનાર અને મળનો નાશ કરનાર છે. વળી તે આમાતી-સાર, વાયુ, પિત્ત, શૂળ, કફના રોગ, અર્શ, અને ગ્રહણીના રોગને નાશ કરવાવાળું છે.

### ગૌડી સુરાના ગુણ.

**गौडी कषाया मधुराम्लशीता सन्दीपनी शूलमलापहन्त्री ।**
**हृद्या त्रिदोषं शमयत्यजीर्णपाण्ड्वामयार्शःश्वसनं निहन्ति ॥**

इति गौडीसुरागुणाः ।

ગોડી સુરા તુરી, મધુર, ખાટી, ઠંડી, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, શૂળને અને મળને નાશ કરનાર, હૃદયને હિતકર, ત્રિદોષને શમાવનારી અજીર્ણને શમાવનારી, તથા પાંડુરોગ, અર્શરોગ અને શ્વાસરોગને હણનારી છે.

### સાકરની સુરાના ગુણ.

**हरति मलचयं वा दीपनी पाण्डुमेहान्**
**लघुमधुरसुशीता रोचना पित्तहन्त्री ।**
**जरयति सकलं वा पीतमन्नादिकं वा**
**श्वसनरुधिरकासान् हन्ति वा कामलां च ॥**

इति शार्करसुरागुणाः ।

સાકરની બનાવેલી સુરા મળના સમૂહનો નાશ કરેછે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરેછે તથા પાંડુરોગ, અને પ્રમેહને હરેછે, વળી તે હલકી, મધુર, અતિશય ઠંડી, રૂચિકર અને પિત્તનાશક છે. ખાધેલું પીધેલું સર્વ તે પચાવી દેછે તથા શ્વાસ, રક્તના રોગ, ખાંસી અને કમળાને મટાડેછે.

## માધ્વીક સુરાના ગુણ.

**माध्वीकं शीतलाम्लं मधुरमपि कषायोष्णकं नातिचोक्तं**
**हन्यात्पित्तामयार्शःश्वसनमपि तथा चातिसारप्रमेहान् ।**
**शूलानाहोपमर्दं जरयति सकलं दीपयत्यग्निसात्म्यं**
**हन्याद्वातामवातं वमनमपि तथा हन्ति सर्वांश्च रोगान् ॥**

इति माध्वीकादिगुणाः ।

માધ્વીક નામે મદ્ય ઠંડું, ખાટું, મધુર અને તુરૂં છે. તે બહુ ગરમ નથી. તે પિત્તના રોગને, અર્શને, શ્વાસને, અતિસારને અને પ્રમેહને મટાડેછે. વળી તે શૂળ તથા પેટ ચઢવાના રોગનો નાશ કરેછે, તથા ખાધેલા સઘળા પદાર્થોને પચાવેછે. તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરી માફક કરેછે, આમવાતને હણેછે, વાયુને, વમનરોગને અને બીજા સઘળા રોગને હણેછે.

## સામાન્ય સુરાના ગુણ.

**कषाया मधुरा चाम्ला सुरा संदीपनी मता ।**
**कासार्शोग्रहणीशूलमूत्ररोगविनाशिनी ॥**

इति सुरागुणाः ।

સામાન્ય સુરા તુરી, મધુર, ખાટી, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારી, તથા ખાંશી, અર્શ, ગ્રહણી, શૂળ, અને મૂત્ર રોગનો નાશ કરનારી છે.

## પૈષ્ટી સુરાના ગુણ.

**पैष्टी संदीपनी रुच्या कफकृद्वातनाशिनी ।**
**पित्तला पाण्डुरोगाणां कारिणी बहुधा मता ॥**

इति पैष्टीगुणाः ।

પૈષ્ટી સુરા અગ્નિને પ્રદિપ્ત કરનારી, રૂચિજનક, કફને ઉત્પન્ન કર-

१३

નારી, વાયુનો નાશ કરનારી, પિત્ત ઉપજાવનારી અને ઘણું કરીને પાંડુ રોગની ઉત્પત્તિ કરનારી છે.

## મહુડાંની સુરાના ગુણ.

**वातपित्तकरो रूक्षः कषायो विशदो गुरुः ।**
**श्लेष्मलो भेदनो ग्राही मूत्रकृच्छ्रशिरोऽर्तिकृत् ॥**

इति मधूकवृक्षजमद्यगुणाः ।

મહુડાનાં ફૂલમાંથી જે સુરા બનાવવામાં આવેછે તે વાયુ તથા પિત્તને ઉત્પન્ન કરનારી, રૂક્ષ, તુરી, લોહીને સાફ કરનારી, ભારે, કફ કરનારી, મળનું ભેદન કરનારી, ઝાડાને કબજ કરનારી, તથા મૂત્રકૃચ્છ્ર અને માથાની વેદનાને ઉત્પન્ન કરનારી છે.

## તાડી વગેરેના ગુણ.

**श्लेष्मदोषकरा वृष्या वातला श्लेष्मवर्धनी ।**
**कासहृल्लासविध्वंसीकरणा ताडमाडिका ॥**

તાડ, ખજૂરી, નાળિયેરી, વગેરે વૃક્ષોમાંથી જે રસ નીકળેછે તે ખાટો થવા પછી કેફી થાયછે તેથી તેને સુરા નામ આપેલું છે. એ સુરા કફના રોગને ઉત્પન્ન કરનારી, વીર્યજનક, વાયુ ઉપજાવનારી, કફ વધારનારી તથા તથા ખાંશી અને ઓડકારના રોગનો નાશ કરનારી છે.

## ઔષધમાં યોજેલી સુરાના ગુણ.

**चूर्णेपि च कषायेपि योगयुक्ता सुरा हिता ।**
**बहुदोषहरा चैव श्लेष्मरोगे विशेषतः ॥**

સુરાને ચૂર્ણમાં કે ક્વાથમાં યુક્તિપૂર્વક મેળવેલી હોય ત્યારે તે ઘણા દોષને હરનારી અને હિતકારક થાયછે. વિશેષે કરીને કફના રોગમાં તે ફાયદો આપેછે.

## મદ્ય કોને હિતકર નથી.

**[२]भ्रमज्वरातुरे शोषे शोफपाण्ड्वामये क्षये ।**
**[३]तमः क्रमेऽपस्मारे [४]च पथि क्षीणे भ्रमेषु च ॥**

---

१ नुत्. प्र. १ ली. २ श्रम. प्र. १ ली. ३ मतेः क्रमे. प्र. १ ली. ४ च पक्षाणां च भ्रमिषु च. प्र. ३ जी.

**श्रान्ते वा विपरीते वा सर्पदष्टे जलोदरे ।**
**रक्तपित्ते तथा श्वासे वारुणी न हिता मता ॥**

જે પુરૂષને ફેર આવતા હોય તથા તે સાથે તાવ આવતો હોય, જેને શોષ રોગ થયો હોય, જેને સોજો, પાંડુ કે ક્ષયરોગ થયો હોય, જેને આંખે અંધારાં આવતાં હોય, જે શરીરે શિથિલ થઇ ગયો હોય, જેને અપસ્મારનો રોગ હોય, જે માર્ગમાં થાકેલો હોય, જેને ચકરીનો વ્યાધિ હોય, જે કામ કરીને શ્રમિત થઇ ગયો હોય, જેણે ઝેર પીધું હોય, જેને સાપ કરડયો હોય, જેને જળોદરનો વ્યાધિ થયો હોય, જેને રક્તપિત્તનો રોગ થયો હોય તથા જેને શ્વાસનો રોગ હોય તેને મદ્ય હિતકારક નથી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे मद्यवर्गो नाम एकोनविंशोऽध्यायः ।



## विंशोऽध्यायः ।



### ચોપગાં પશુઓનો *માંસવર્ગ.

### પશુપક્ષીઓની જાતો.

**खुरिणः शृङ्गिणश्चैव नखिनोऽन्ये प्रकीर्तिताः ।**
**श्वापदाः पक्षिणश्चान्ये मत्स्याश्चान्येः सरीसृपाः ॥**
**जलेचरा जलाधारा ग्रामारण्यनिवासिनः ।**
**अनूपा जाङ्गला जीवास्तथा साधारणाः परे ॥**

---

* વૈદ્યકની પદ્ધતિ પ્રમાણે સર્વ પદાર્થોના ગુણદોષના પ્રકરણમાં માંસના પણ ગુણદોષ લખવા જોઈએ તેથી અહીં લખ્યા છે. પરંતુ સમજુઓએ જાણવું જોઇએ કે માંસ ભક્ષણ મોટા પાપરૂપ છે. પારકા પ્રાણ લઇને પોતાના પ્રાણનું પોષણ કરવું એ જેવો બીજો કયો અધર્મ હોય? સર્વ ધર્મોવાળા અને સર્વ શાસ્ત્રોવાળા દયાને સર્વોત્તમ ગણેછે. માંસ ભક્ષણ દયાથી વિરૂદ્ધ છે એ તો સ્પષ્ટજ છે. બીજાં ધાન્ય વગેરે પદાર્થોમાં પણ માંસ જેવા ગુણ રહેલા છે માટે તેથી નિર્વાહ કરીને માંસનો સર્વથા ત્યાગ કરવો યોગ્ય છે. J. R.

કેટલાંક પશુ ખરીઓવાળા, કેટલાંક શીંગડાંવાળા અને કેટલાંક નખવાળા છે. કેટલાંક શિકારી પશુઓ છે, કેટલાંક પાંખોવાળાં પ્રાણી છે, કેટલાંક માંછલાંની જાતનાં પ્રાણી છે, કેટલાંક પેટે ચાલનારાં પ્રાણી છે, કેટલાંક જળચર પ્રાણી છે, કેટલાંક જળમાંજ જીવનારાં પ્રાણી છે, કેટલાંક ગામમાં અને કેટલાંક અરણ્યમાં રહેનારાં પ્રાણી છે, તેમજ કેટલાંક આનૂપ દેશમાં, કેટલાંક જાંગલદેશમાં અને કેટલાંક સાધારણ દેશમાં રહેનારાં પ્રાણી છે.

## શીંગડાંવાળાં પ્રાણીઓ.

**मृगरुरुरथचित्राङ्कास्तथा गण्डकाश्च**
**वनगवयमहिष्याः शूकराद्याश्च येऽपि ।**
**भवंति विविधवर्णाः शृंगिणो ग्रामवासा**
**[1]अपि गदितगजाद्याः शृंगिणो ग्रामकाद्याः ॥**

હરિણ, રોહિષ જાતનો મૃગ, ચિત્રવર્ણનો મૃગ, ગેંડો, જંગલી સુવર, જંગલી પાડા, જંગલી ભૂંડ, એ સર્વે જંગલના શીંગડાંવાળાં પ્રાણી છે, (તેમાં સુવર અને ભૂંડ એ બે શીંગડાં વગરના છે). એ વિના બીજાં કેટલાંક પ્રાણી જેઓ ગામમાં વસેછે અને જેમને શીંગડાં છે તે જૂદા જૂદા વર્ણનાં હોયછે. તથા બકરા વગેરે શીંગડાંવાળાં પ્રાણી જે ગામમાં રહેછે તેમને પણ શીંગડાંવાળાં પ્રાણીઓના વર્ગમાં ગણેલા છે.

## ખરીવાળાં પ્રાણીઓ.

**शूकरच्छिक्कराद्याश्च खुरिणो वा भवन्त्यमी ।**

સુવર અને છીંકારાં વગેરે પ્રાણીઓ ખરીવાળાં કહેવાયછે.

## નખવાળાં પ્રાણીઓ.

**शशकाः शल्लकी गोधामार्जाराद्या नखायुधाः ॥**

સસલા, શાહુડી, ઘો, બિલાડી, વગેરે નખરૂપી આયુધવાળાં પ્રાણીઓ જાણવાં.

## પેટે ચાલનારાં પ્રાણીઓ.

**सर्पमत्स्यादिका ये च ते विज्ञेयाः सरीसृपाः ।**

---

१ येये वनगजाद्याश्च. प्र. १ ली.

સાપ, માછલાં, વગેરે પ્રાણીઓ પેટે ચાલનારાં જાણવાં.

### આનૂપ પ્રાણીઓ.

**मत्स्यमंगुरकाद्या ये कच्छपा दर्दुरादयः ॥**
**हंससारसचक्राद्याः [1]कपिञ्जलकमुद्गलाः ।**
**आनूपास्ते तु विज्ञेयाः श्लेष्मला वातकोपनाः ॥**

જળથી વ્યાપ્ત પ્રદેશને આનૂપ કહેછે. માંછલાં, મંગુર નામે મત્સ્ય, કાચબા, દેડકા વગેરે, તેમજ હંસ, સારસ, ચક્રવાક, કપિંજલ નામે પક્ષી અને મુદ્‌ગલ નામે મત્સ્ય, એ સર્વે પ્રાણી આનૂપ સ્થળમાં રહેનારાં તથા કફ કરનારાં અને વાયુને કોપાવનારાં જાણવાં.

### જાંગલદેશમાં વસનારાં પ્રાણીઓ.

**शशलावकवार्ताकगोधाहरिणकूटकाः ।**
**छिक्कराद्यास्तथान्येऽपि तित्तिराद्याश्च [2]पक्षिणः ॥**
**भारद्वाजास्तथा श्येना मूषका [3]वनचारिणः ।**
**इत्येते जाङ्गला जीवा ये जलेन विना स्थिताः ॥**

શશલાં, લાવરાં, વનચકલાં, ઘો, હરણ, સાવર, તથા છીંકારાં વગેરે બીજાં પ્રાણીઓ અને તેતર વગેરે પક્ષીઓ એ જાંગલ પ્રદેશમાં રહેનારાં પ્રાણી છે. વળી કોકડિયો કુંભાર, બાજ, અને જંગલમાં ફરનારા ઉંદર એપણ જાંગલ પ્રાણીઓ છે. તેઓ જળ વગરના પ્રદેશમાં રહેછે.

### સાધારણ દેશમાં રહેનારાં પ્રાણી.

**शूकरा मृगशल्लाद्याः सलिलाशयमाश्रिताः ।**
**मकराद्याश्च गण्डांगा गवयाश्च तथापरे ।**
**महिषाद्याश्च ये चैव ते च साधारणा मताः ॥**

સૂવર, હરણ, શાહુડી, જળાશયમાં રહેનારા મગર વગેરે, ગેંડા, ભૂંડ અને એવાંજ બીજાં પ્રાણીઓ, તથા પાડા વગેરે, એ સર્વે સાધારણ પ્રદેશમાં રહેનારાં પ્રાણી છે.

---

१ कपिंजलकुमूदकाः प्र. १ली. २ कूर्चकः. प्र.१ली. ३ वरवारणाः. प्र. १ली.

## જળચર પ્રાણીઓ.

[1]कुररबकमरालाः काककंकाश्चकोरा-
श्चरटकपिकभृंगा आदिदात्यूहहंसाः ।
जलकरटकपिंगाः सारसाष्टिट्टिभाद्या
जलचरकथितास्ते भासकाः खंजरीटाः ॥

કરઢોંક પક્ષી, બગલા, હંસ, કાગડા, કંકપક્ષી, ચકોરપક્ષી, ચરટ પક્ષી, કોયલ, ધૂમ્પાટપક્ષી, બગલી, જળ કાગડો, હંસ, જળમાં ફરનારો એકડો, કાળવટપક્ષી, સારસ, ટીંટોડી, ભાસ, અને ચાસપક્ષી વગેરે પ્રાણીઓ જળચર કહેવાયછે.

## ગ્રામવાસી પશુઓ.

इत्येते जलजा जीवाः स्थलजाः स्थलचारिणः ॥
गजवाजितथोष्ट्राश्च माहिषाः सौरभेयकाः ।
खरशूकरमेषाश्च श्वानमार्जारमूषकाः ।
इत्येते पशवो ज्ञेया ग्रामवासनिवासिनः ॥

ઉપર કહ્યા તે જળમાં ઉત્પન્ન થયેલા (અને જળમાં નિર્વાહ કરનારા) પ્રાણી છે. હવે જે પ્રાણી સ્થળમાં ઉત્પન્ન થયેલા તથા સ્થળ ઉપર ફરનારા છે તે કહીએ છીએ, હાથી, ઘોડા, ઉંટ, પાડા (ભેંશો), વાછરડા, ગધેડા, ભૂંડ, ઘેટા, કૂતરા, બિલાડા, ઉંદર, એ સર્વે પ્રાણીઓ ગામમાં વસનારા પશુ જાણવા.

## ગ્રામવાસી પક્ષીઓ.

कुक्कुटः कलविंकश्च पारावतकपोतकाः ।
पक्षिणो ग्रामचाराश्च वच्मि चैषां गुणागुणम् ॥

કૂકડા, ચકલાં, કબૂતર, હોલા, એ વગેરે પક્ષીઓ ગામમાં વસનારાં છે. હવે એ સર્વેના ગુણદોષનું કથન કરીએ છીએ.

---

૧ कुररबकमकराः कंकचटकपिकभृंगसारसाः आडिदात्यूहहंसा जलकरटिकपिंगटिट्टिभाद्याश्च ॥ जलेचराविहंगास्ते खजरीटाश्च मासकाः प्र. १ ली.

## હરણના માંસના ગુણ.

**शृङ्गिणां हरिणः श्रेष्ठो बल्यो रोचनदीपनः ।**
**त्रिदोषघ्नो लघुः पाके मधुरो ज्वरिणां हितः ॥**
**क्षते क्षयार्शसोः पाण्डावरोचकनिपीडिते ।**
**कासश्वासातुराणां च एणमांसं सुखावहम् ॥**

इत्येणमांसगुणाः ।

શીંગડાંવાળાં પ્રાણીઓમાં હરિણ શ્રેષ્ઠ છે. તેનું માંસ બળ આપે એવું, રૂચિજનક, જહરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, ત્રિદોષને હરનારૂં, હલકું અને વિપાકાવસ્થામાં મધુર છે. તાવવાળાને હિતકર, ક્ષત થયેલાને, ક્ષયવાળાને, અર્શવાળાને, પાંડુરોગીને, અરોચક રોગથી પીડાયલાને, તથા ખાંસી અને શ્વાસ રોગવાળાને હરણનું માંસ સુખ ઉપજાવનારૂં છે.

## ચિત્રાંગના માંસના ગુણ.

**चित्राङ्गो वातशमनो बृंहणो बलकृन्मतः ।**
**श्लेष्मलः कथितो वापि दुर्जरो मेदवर्धनः ॥**

इति चित्राङ्गगुणाः ।

ચિત્રાંગ નામે હરણનું માંસ વાયુને શમાવનાર, શરીરને પુષ્ટ કરનાર, અને બળ આપનાર છે. વળી તે કફને ઉત્પન્ન કરનાર, દુર્જર અને મેદને વધારનાર છે.

## છીંકારાના ગુણ.

**छिक्करो लघु बृंही च मधुरो दोषनाशनः ।**
**तुल्यो हरिणमांसस्य ज्वरिष्वपि प्रशस्यते ॥**

इति छिक्करगुणाः ।

છીંકારૂં નામે પ્રાણી છે, તેને ભેંકર કહેછે. એ હરણ જેવું હોયછે પણ તેને શીંગડાં હોતાં નથી. તેનું માંસ હલકું, પૌષ્ટિક, મધુર, વાતાદિ દોષને નાશ કરનારૂં, હરણના માંસ જેવા ગુણવાળું અને તાવમાં પણ હિતકર છે.

### રોહિતના ગુણ.

**रोहितो बृंहणश्चैव विबन्धी दुर्जरो घनः ।**
**ज्वरिणां विषमाग्नीनामतीसारेण त्रासयेत् ॥**

इति रोहितगुणाः ।

રોહિત નામે એક જાતના મૃગનું માંસ પૌષ્ટિક છે. તે મળને બાંધનાર, પચવાને કઠણ અને ઘન છે. જે પુરૂષને તાવ આવતો હોય તથા જેના જઠરાગ્નિમાં વિષમતા થઇ ગઈ હોય તેને એ માંસ અતિસારનો રોગ ઉત્પન્ન કરીને દુઃખ દે છે.

### ગેંડા વગેરેના ગુણ.

**तथैव गण्डगवयमहिषोष्ट्रतुरङ्गकाः ।**
**विबन्धिगुरवः स्निग्धा [1]वातलाश्च प्रकीर्तिताः ॥**

તેજ પ્રમાણે ગેંડા, પાડા, ઉંટ, ઘોડા, વગેરેનાં માંસ પણ ઝાડાને કબજ કરનાર, ભારે, સ્નિગ્ધ અને વાયુ ઉત્પન્ન કરનારાં છે.

### સૂવરના માંસના ગુણ.

**[2]शौकरं रोचनं वृष्यं दुर्जरं श्रमनाशनम् ।**
**वातलं पित्तशमनं रुचिदं धातुवर्धनम् ॥**

इति शूकरमांसगुणाः ।

સૂવરનું માંસ રૂચિ ઉત્પન્ન કરનાર, વીર્યજનક, પચવાને કઠણ, થાકનો નાશ કરનાર, વાયુ ઉપજાવનાર, પિત્તને શમાવનાર, રૂચિ ઉત્પન્ન કરનાર અને ધાતુને વધારનાર છે.

### સસલાના માંસના ગુણ.

**शशको जाङ्गलश्रेष्ठो लघुर्वृष्यश्च दीपनः ।**
**रुचिकृत्तर्पणो बल्यस्त्रिदोषशमनो मतः ॥**
**ज्वरे च पाण्डुरोगे च क्षये कासे गुदामये ।**
**राजयक्ष्मणि पाण्डौ च तथातीसारिणां हितः ॥**

इति शशकमांसगुणाः ।

१ वातालस्ये. प्र. १ ली. २ वातघ्नं. प्र. १ ली.

જંગલના પ્રાણીઓમાં સસલો શ્રેષ્ઠ છે. તેનું માંસ હલકું, વીર્ય-જનક, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, રૂચિ ઉત્પન્ન કરનારૂં, ધાતુઓને તૃપ્ત કરનારૂં, બળ આપનારૂં, અને ત્રિદોષને શમાવનારૂં છે. જ્વર રોગમાં, પાંડુરોગમાં, ક્ષયરોગમાં, ખાંસીમાં, ગુદાના રોગમાં, રાજયક્ષ્મામાં, પાંડુ-રોગમાં અને અતીસારરોગમાં તે હિતકર છે.

## શાહુડીના માંસના ગુણ.

**शल्लको बृंहणो बल्यः स्निग्धो वृष्यो रुचिप्रदः ।**
**वातश्लेष्महरो हृद्यो मधुरो धातुवर्धनः ॥**

इति शल्लकमांसगुणाः ।

શાહુડીનું માંસ પૌષ્ટિક, બળ આપનાર, સ્નિગ્ધ, વીર્યજનક, રૂચિ આપનાર, વાયુ તથા કફને હરનાર, હૃદયને હિતકર, મધુર અને ધાતુની વૃદ્ધિ કરનાર છે.

## રીંછના માંસના ગુણ.

**[1]शल्यको बृंहणो बल्यः स्निग्धो वृष्यो रुचिप्रदः ।**
**वातलः किंचिद्धातूनां वर्धनो मधुरो घनः ॥**

[2]इति शल्यकमांसगुणाः ।

રીંછનું માંસ પૌષ્ટિક, બળ આપનારૂં, સ્નેહયુક્ત, વીર્ય ઉત્પન્ન કરનાર, રૂચિ ઉપજાવનાર, લગાર વાયુજનક, ધાતુઓને વધારનાર, મધુર અને ઘન છે.

## ઘોના માંસના ગુણ.

**रक्तपित्तहरा वृष्या स्निग्धा मधुरशीतला ।**
**श्वासकासहरा प्रोक्ता गोधा चार्शोहिता बला ॥**

इति गोधामांसगुणाः ।

ઘોનું માંસ રક્તપિત્તને હરનાર, વીર્યજનક, સ્નિગ્ધ, મધુર, ઠંડું, શ્વાસ અને ખાંસીને હરનાર, અર્શ રોગવાળાને હિતકર અને બળ આપનારૂં છે.

---

१ सलिलं. प्र. २-३. २ इति मांससलिलगुणाः प्र. २-३.

### ઉંદરના માંસના ગુણ.

**स्निग्धो बलकरः शुक्रवर्धनो मधुरो लघुः ।**
**दुर्नामक्रिमिदोषघ्नो वातहारी च मूषकः ॥**

इति मूषकगुणाः ।

ઉંદરનું માંસ સ્નિગ્ધ, બળ આપનારૂં, વીર્યને વધારનારૂં, મધુર, હલકું, અર્શ અને કૃમિરોગને મટાડનારૂં તથા વાયુને હરનારૂં છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे चतुष्पदानां मांसवर्गो नाम त्रिंशोऽध्यायः ।

## एकत्रिंशोऽध्यायः ।

### સ્થળચર પક્ષીઓનો માંસ વર્ગ.

### લાવાના માંસના ગુણ.

**पक्षिणां च महाश्रेष्ठो लावको जाङ्गलात्मजः ।**
**संग्राही दीपनः प्रोक्तः कषायो मधुरो लघुः ।**
**तथा विपाके मधुरः सन्निपातेऽतिपूजितः ॥**

इति लावकमांसगुणाः ।

જંગલના પુત્ર અર્થાત્ જંગલમાં જન્મ પામેલા લાવ ( લાવરૂં ) નામે પક્ષીનું માંસ અતિ શ્રેષ્ઠ છે. તેનું માંસ મળનું ગ્રહણ કરનાર, જઠરાગ્નિને દીપાવનાર, તુરૂં, મધુર, હલકું, પાકાવસ્થામાં મધુર અને સન્નિપાત રોગમાં ઘણું વખાણવા લાયક છે.

### તેતરના માંસના ગુણ.

**तथैव तित्तिरो वृष्यो मेधाग्निबलवर्धनः ।**
**सर्वदोषहरो [1]बल्यो लावतः समता गुणैः ॥**
**[2]वार्ताको विशदो वृष्यो यथा लावस्तथैव च ।**

---

१ बलाका. प्र. १ ली. ૨ આ બે લીટી ક્ષેપક જણાયછે.

**कृष्णगौरप्रभेदाश्च श्रेष्ठो गौरश्च तित्तिरः ॥**
**तृतीयस्तित्तिरोऽन्योऽपि सामान्यो गुणलक्षणैः ।**

इति तित्तिरगुणाः ।

લાવાની પેઠે તેતર પક્ષીનું માંસ પણ પૌષ્ટિક છે. વળી તે બુદ્ધિને, જઠરાગ્નિને અને બળને વધારનારૂં, સર્વ દોષને હરનારૂં, અને લાવાના માંસના ગુણ જેવા ગુણવાળું છે. તેતરનું માંસ લોહીને સ્વચ્છ કરનાર, વીર્યજનક, તથા લાવાના જેવુંજ છે. કાળું અને ગોરૂં એવા બે પ્રકારનું તેતર થાયછે તેમાંથી ગોરૂં તેતર શ્રેષ્ઠ છે. ત્રીજું પણ એક પ્રકારનું તેતર થાયછે તેના ગુણ ઉપર કહેલા તેતરના જેવાજ છે.

## નીલા મોરના ગુણ.

**मेधावृद्धिं स्रोतसां च करोत्युद्घाटनं शिखी ।**
**सवातलोऽतिबलकृद्घनः किंचिद्रसायनः ॥**

इति नीलमयूरगुणाः ।

મોરનું માંસ બુદ્ધિને વધારે છે તથા શરીરનાં કાન નાક વગેરે છિદ્રોને ખુલ્લાં કરેછે. એ માંસ વાયુજનક, અતિબળ આપનારૂં, ઘન અને કાંઈક રસાયન ( એટલે જરાવસ્થા અને વ્યાધિ એ બેને નાશ કરનારૂં ) છે.

## બીજા મોરના ગુણ.

**सुस्निग्धः श्लेष्मलो वृष्यो घनः शुक्रविवर्धनः ।**
**मांसवृद्धिकरो बल्यो द्वितीयश्च मयूरकः ॥**

इति द्वितीयमयूरगुणाः ।

બીજા પ્રકારનો મોર જે શરીરે વિચિત્ર હોયછે તેનું માંસ અતિશય સ્નિગ્ધ, કફ કર્ત્તા, પૌષ્ટિક, ઘન અને વીર્યને વધારનારૂં છે. વળી તે માંસની વૃદ્ધિ કરનારૂં, અને બળ આપનારૂં છે.

## કૂકડાના માંસના ગુણ.

**तथैव कुक्कुटो ज्ञेयो मधुरश्च गुणात्मकः ॥**

इति कुक्कुटगुणाः ।

મોરની પેઠે કૂકડાનું માંસ પણ મધુર અને ગુણકારી છે.

### હોલાના માંસના ગુણ.

**कपोतो बृंहणो बल्यो वातपित्तविनाशनः ।**
**तर्पणः शुक्रजननो हितो नृणां रुचिप्रदः ॥**

इति कपोतगुणाः ।

હોલાનું માંસ શરીરને પુષ્ટ કરનાર, બળ આપનાર તથા વાયુ અને પિત્તને નાશ કરનારૂં છે. વળી તે ધાતુઓને તૃપ્ત કરનાર, વીર્યને ઉત્પન્ન કરનાર, પુરૂષોને હિતકર અને રૂચિ આપનારૂં છે.

### કબૂતરના માંસના ગુણ.

**तथा पारावतो ज्ञेयो वातश्लेष्मकरो गुरुः ।**

કબૂતરનું માંસ વાયુ અને કફ ઉપજાવનારૂં તથા ભારે છે.

### હારીતના માંસના ગુણ.

**बल्यो वृष्योऽतिरुचिकृत्तथा हारीतको मतः ॥**

હારીત નામે પક્ષીનું માંસ બળ આપનાર, વીર્યજનક, અને અતિ રૂચિ ઉત્પન્ન કરનાર છે.

### પોતક વગેરેના ગુણ.

**[1]पोतकी भङ्गिका क्षुद्रा तथा च कुनटी मता ।**
**एते तुल्यगुणा ज्ञेया लघुवातापहारिणः ॥**

પોતક, ભંગિકા, ક્ષુદ્રા તથા કુનટી, (એ નામનાં પક્ષીઓ છે, પણ પ્રસિદ્ધ નથી) એ સર્વે પક્ષીઓનું માંસ સમાન ગુણવાળું, હલકું અને વાયુનું હરણ કરવાવાળું છે.

### કકલિયાના ગુણ.

**[2]लघुश्च कुकरो ज्ञेयः कायाग्नेर्वर्धनो भृशम् ।**
**तथा लघुर्वातहरः काष्ठकूटोऽग्निवर्धनः ॥**

---

१ आ बे लीटी. प्र. २–३ मां नथी. २ लघुशुक्रकरो ज्ञेयः कायाग्नि-र्णुविणो वृषः प्र. २–३

કકળિયો નામે પક્ષી જે લાકડાં કોચે છે, તેનું માંસ હલકું અને જઠરાગ્નિને અત્યંત વધારનારૂં છે. તેમજ કાષ્ટકૂટ નામે બીજી કકળિયાની જાત છે તેનું માંસ પણ હલકું, વાયુને હરનારૂં અને જઠરાગ્નિને વધારનારૂં છે.

## ચકોર અને મેનાના ગુણ.

**वातश्लेष्माधिको ज्ञेयः शीतलः शुक्रवर्धनः ।**
**अश्मरीं हन्ति विशदो [1]बलकृन्मांसतक्षणः ॥**
**चकोरोऽथ तथा शारी समो दोषगुणागुणैः ॥**

इति [2]चकोरशारीगुणाः ।

ચકોર પક્ષીનું માંસ વાયુ અને કફને વિશેષ ઉત્પન્ન કરેછે, વળી તે ટાઢું, વીર્યને વધારનારૂં, અને લોહીને સાફ કરનારૂં છે. એ માંસ પથરીના રોગને નાશ કરેછે, બળ ઉત્પન્ન કરેછે તથા માંસને કમી કરેછે. મેના નામે પક્ષીના માંસના ગુણ દોષ પણ ચકોરની બરાબર છે.

## સરસડાંના ગુણ.

**क्रौञ्चो वृष्योऽतिरुचिकृदश्मरीं हन्ति [3]नित्यशः ।**
**[4]शोषमूर्च्छाहरो वृष्यो हन्ति कासमरोचकम् ॥**

इति क्रौञ्चगुणाः ।

સરસડાં (ચક્વાક) અથવા વહીલાં નામે પક્ષીનું માંસ વીર્યજનક અતિ રૂચિ ઉત્પન્ન કરનાર, અને પથરીના રોગને સદૈવ નાશ કરવાવાળું છે. વળી તે શોષ અને મૂર્છાને હરનાર, પુષ્ટિકારક અને ખાંસી તથા અરૂચિને નાશ કરનાર છે.

## કોયલના ગુણ.

**कोकिलः श्लेष्मलो ज्ञेयः पित्तसंशमनो मतः ।**

इति कोकिलगुणाः ।

કોયલ પક્ષી કફ ઉત્પન્ન કરનાર અને પિત્તને શમાવનાર છે.

---

१ शुक्रवर्धनः प्र.- २-३ २ शुकसारी प्र. १ ली. ३ वै नृणाम् प्र. २-३
४ शोषमूर्च्छाकरो दीप्यो प्र. २-३.

### વિવૃતાક્ષના ગુણ.

[1]विवृताक्षस्त्रिदोषघ्नो वल्यः शुक्रविवर्धनः ॥

इति विवृताक्षगुणाः ।

વિવૃતાક્ષ નામે પક્ષી (પ્રસિદ્ધ નથી)નું માંસ ત્રિદોષને નાશ કરનારૂં, બળ આપનારૂં અને વીર્યની વૃદ્ધિ કરનારૂં છે.

### ઘરચકલીના માંસના ગુણ.

ग्रहस्य चटको वृष्यो बलशुक्रविवर्धनः ।
सर्वदोषहरश्चापि दीपनो मांसवर्धनः ॥

इति गृहचटकमांसगुणाः ।

ઘરમાં ફરનારાં ચકલાંનું માંસ પૌષ્ટિક તથા બળ અને વીર્યને વધારનારૂં છે. વળી તે સર્વે દોષનું હરણ કરનાર, જઠરાગ્નિનું દીપન કરનાર અને માંસની વૃદ્ધિ કરનાર છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे स्थलचराणां मांसवर्गो नाम एकविंशोऽध्यायः ।

## द्वाविंशोऽध्यायः ।

### જળચર પ્રાણીઓનો માંસ વર્ગ.

### હંસ વગેરેના માંસના ગુણ.

हंसः श्लेष्मकरो बलातिरुचिदो वृष्यो गुरुः शीतल-
स्तद्वच्चक्रकशुक्रवृद्धिजननो वृष्योऽतिरुच्यो मृदुः ।
ज्ञेयः सारसकः कफानिलहरो वृष्यो गुरुश्चोच्यते
वृष्यो वीर्यविवर्धनः कफहरः कङ्कस्तथा भासकः ॥
आडी वातविकारकासहननी बल्या वृषा दीपनी
[2]क्रौञ्ची चाश्मरिशुक्रदोषहननी तुल्यस्तथा कर्कटः ।

१ बाष्पहिक्काग्निदोषघ्नो गुल्महा शुक्रवर्धनः प्र. ३ जी. २ क्रौंच प्र. २–३.

**दात्यूहो मरुतस्य नाशनकरो वृष्यो बली शुक्रदो**
**मद्गुः श्रेष्ठगुणः श्रमोपशमनः शुक्रप्रदो वातहा ॥**

इति जलपक्षिमांसगुणाः ।

હંસપક્ષીનું માંસ કફકર્ત્તા, બળ આપનાર, અતિ રૂચિ આપનાર, પૌષ્ટિક, ભારે અને ઠંડું છે.

ચક્રવાક (સરસડાં) પક્ષીનું માંસ વીર્યની વૃદ્ધિ કરનારૂં, પુષ્ટિકારક, અતિ રૂચિ ઉત્પન્ન કરનારૂં અને કોમળ છે.

સારસ પક્ષીનું માંસ કફ અને વાયુને હરનારૂં, પૌષ્ટિક, અને ભારેછે.

કંક તથા ચાસ પક્ષીનાં માંસ પુષ્ટિ કરનારાં, વીર્યને વધારનારાં, તથા કફને હરનારાં છે.

આડી (બગલી)નું માંસ વાયુના વિકારને તથા ખાંસીને નાશ કરનારૂં, બળ આપનારૂં, પુષ્ટિ કરનારૂં તથા જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં છે.

ચક્રવાકીનું માંસ પથરીના રોગને તથા વીર્યના રોગને નાશ કરનારૂં છે, બેકડા (કર્ચલા)નું માંસ પણ તેના જેવુંજ છે.

ચાતકનું માંસ વાયુનો નાશ કરનારૂં, પુષ્ટિ આપનારૂં, બળ આપનારૂં તથા વીર્ય ઉપજાવનારૂં છે.

જળકાગડાનું માંસ ઉત્તમ ગુણવાળું, થાકને શમાવનારૂં, વીર્ય પેદા કરનારૂં તથા વાયુને હણનારૂં છે.

## મોટા મત્સ્યના માંસના ગુણ.

**मत्स्यानां तु गुरुः श्रेष्ठो दीपनो वातनाशनः ।**
**रुचिप्रदः शुक्रकरश्चाश्मरीदोषनाशनः ॥**

इति गुरुमत्स्यगुणाः ।

બધા મત્સ્યોમાં મોટો મત્સ્ય એ શ્રેષ્ઠ છે. એનું માંસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, વાયુનો નાશ કરનારૂં, રૂચિ આપનારૂં, વીર્ય ઉત્પન્ન કરનારૂં અને પથરીના રોગને મટાડનારૂં છે.

## શૃંગી વગેરેના ગુણ.

**शृङ्गी वातविनाशनो रुचिकरो वृष्यः कफघ्नो मतः**
**[1]कंटाको विशदो वृषोऽनलकरो वातोत्कफानां हितः ।**

---

१ आबे लीटी. प्र. १ लीमां नथी.

**पाठीनो बलवृष्यशुक्रजननो श्लेष्माकरोति भृशम्**
**तस्माद्रोहितको हितो बलकरो वातात्मकः श्लेष्मलः ॥**

શૃંગી (શીંગડાંવાળો મત્સ્ય) નામે મત્સ્ય વાયુનો નાશ કરવાવાળો, રૂચિ ઉત્પન્ન કરનારો, પુષ્ટિ કરનારો અને કફનો નાશ કરનારો છે.

રોહિતક નામે મત્સ્ય હિતકર, બળ આપનારો, વાયુજનક અને કફ કર્તા છે.

કંટાક નામે મત્સ્ય લોહીને સ્વચ્છ કરનારો, પુષ્ટિ કરનારો, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારો તથા વાયુવાળાને અને કફવાળાને હિતકર છે.

પાઠીન નામે મત્સ્ય બળ આપનારો, પુષ્ટિ કરનારો, વીર્ય ઉત્પન્ન કરનારો, અને અત્યંત કફ ઉપજાવનારો છે.

## નાની માછલી વગેરેના માંસના ગુણ.

**श्लेष्माकरी तु शफरी नलमीनः कफात्मकः ।**
**शकुली च विशाला च ज्ञेयौ वातकफात्मकौ ॥**
**[1]चिलिचीमिस्तथा ज्ञेयो वातलः कफकृन्मतः ।**

इति मत्स्यमांसगुणाः ।

નાની માછલીનું માંસ કફ ઉપજાવનારૂં છે. નળમીન નામે માછલાનું માંસ પણ કફકર્ત્તા છે. શકુલી અને વિશાળા નામે માછલાંનાં માંસો વાયુ તથા કફ ઉપજાવનારાં છે. અને તેજ પ્રમાણે ચિલિચિમિ નામે માછલાનું માંસ વાયુકર્ત્તા અને કફ ઉપજાવનારૂં છે.

## કાચબાના માંસના ગુણ.

**कच्छपो मधुरः स्वादुः शुक्रवृद्धिकरो मतः ।**
**वातश्लेष्मप्रजननो बृंहणो रूक्ष एव च ॥**

इति कच्छपगुणाः ।

---

१ त्रिलंबिमत्स्यं ज्ञेयं च वातपित्तकफाकरम्. प्र. १ ली.

કાચબાનું માંસ મધુર, સ્વાદીષ્ઠ, વીર્યની વૃદ્ધિ કરનારૂં, વાયુ અને કફને ઉત્પન્ન કરનારૂં, પૌષ્ટિક તથા રૂક્ષ છે.

## કુલીર (કરચલા) ના માંસના ગુણ.

**कुलीरोऽतिबलो वृष्यः पाण्डुक्षयविनाशनः ।**
**शोफातिसारग्रहणीस्थविराणां स्त्रियां हितः ॥**

इति कुलीरगुणाः ।

કુલીર અથવા કરચલાનું માંસ અતિ બળ આપનારૂં, પુષ્ટિકારક, પાંડુ અને ક્ષયરોગને નાશ કરનારૂં તથા સોજો, અતિસાર અને ગ્રહણી રોગને મટાડનારૂં છે. એ માંસ વૃદ્ધો અને સ્ત્રીઓને હિતકર છે.

## મગરના માંસના ગુણ.

**मकरो दीपनो हृद्यो ग्राही चोष्णविकारहा ।**
**मूत्राश्मरीणां शमनो गुल्मातीसारनाशनः ॥**

મગરનું માંસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં, હૃદયને હિતકર, મળનું ગ્રહણ કરનારૂં, અને ગરમીના વિકારને નાશ કરનારૂં છે. વળી તે મૂત્રના રોગને તથા પથરીના રોગને શમાવનારૂં અને ગુલ્મ રોગ તથા અતિસાર રોગને નાશ કરનારૂં છે.

## નહિ ખાવાયોગ્ય પ્રાણીઓ.

**कोकः कोकिलश्येनशूकरखरोष्ट्राः श्वादयो भल्लुका**
**व्याडो वै शरभस्तुरंगमगजाश्चान्येपि जीवा नृणाम् ।**
**मण्डूकाश्च सरीसृपादिकगणा घूकाः कलिङ्गाश्च ये**
**काकः सारसशारिकाः शुक इमे भक्ष्ये न शस्ता इति ॥**

ચક્રવાક પક્ષી, કોયલ, બાજ, ભૂંડ, ગધેડું, ઊંટ, કૂતરૂં, રીંછ, બગલો, શરભ પક્ષી, ઘોડો, હાથી અને એવાજ બીજા જીવો પુરૂષોએ ખાવા યોગ્ય નથી. વળી દેડકા, પેટે ચાલનારા પ્રાણીઓના વર્ગના બધા પ્રાણી, ઘૂવડ, કલિંગ પક્ષી, કાગડો, સારસ, મેના, અને પોપટ, એ પ્રાણીઓ પણ ભક્ષ્ય કરવામાં હિતકર નથી, એવું વૈદ્યાચાર્યોનું મત છે.

### અભક્ષ્ય પ્રાણીઓની બીજા મુનિયે કરેલી ગણના.

गृहचटकचकोराः काकजात्यश्च श्येनाः
पिकशुकशिखिशारीभृङ्गदात्यूहमुद्राः ।
जलकरटकपोतीपोटकीखञ्जरीटाः
कुकुर अथ कलिङ्गा घूकपिङ्गादयश्च ॥
एते भक्ष्या नैव भक्ष्या न चेष्टा
ये चान्येऽप्यज्ञातनामाण्डजाश्च ।
अन्ये चापि श्वापदा ये च निन्द्या-
स्ते वै खाद्ये वर्जिताश्चात्र सर्वे ॥

ઘરમાંનાં ચકલાં, ચકોર પક્ષી, કાગડાની બધી જાતો, બાજ, કોયલ, પોપટ, મોર, મેના, ભૃંગ (ભ્રમ્યાટ) પક્ષી, ચાતક, જળ કાગડો, જળ કરચલો, કાળી ચકલી, પોતકી નામે પ્રાણી, ચાસ પક્ષી, કૂતરો, કલિંગ પક્ષી, ઘુવડ, ઊંદર, એ વગેરે પ્રાણીઓનાં માંસ ભક્ષણ કરવામાં હિતકર નથી માટે ખાવાં નહિ. તેમજ જે અંડજ (ઇંડામાંથી થનાર પ્રાણીઓ) પ્રાણીઓનાં નામ જાણવામાં નથી તેમજ જે શિકારી પશુઓ નિંદિત છે તે સર્વેનાં માંસ ખાવામાં વર્જવા જેવાં છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे मांसवर्गो नाम द्वाविंशोऽध्यायः ।

## त्रयोविंशोऽध्यायः ।

### અન્નપાન વર્ગ.

### ભોજન કરવા જેવાં ધાન્યાદિની પરીક્ષા.

धान्येषु मांसेषु फलेषु चैव शाकेषु चाभुक्तमिति प्रभेदान् ।
आस्वादतो भूतगुणैर्गृहीत्वा तदादिशेद् द्रव्यमनल्पबुद्धिः ॥

---

१ मघ. प्र० १ ली. मथ. प्र० २ जी. २ पोतकी. प्र० २.

ધાન્યોમાં, માંસમાં, ફળમાં, શાકમાં, અને બીજા પદાર્થોમાં, આ પદાર્થ ખાવા લાયક છે અને આ પદાર્થ ખાવા લાયક નથી, એવા ભેદનો નિર્ણય વૈદ્યે તે તે પદાર્થના સ્વાદ ઉપરથી તથા જે *ભૂતમાંથી તે ઉત્પન્ન થયા હોય તે ભૂતોના ગુણ ઉપરથી કરવો અને પછી તે મોટી બુદ્ધિવાળા વૈદ્યે તે દ્રવ્ય રોગીને ખાવાને આજ્ઞા આપવી.

### શ્રેષ્ઠ ધાન્યોની ગણના.

**षष्ठिका यवगोधूमा लोहिता ये च शालयः ।**
**मुद्गाढकी मसूराश्च धान्येषु प्रवराः स्मृताः ॥**

સાઠી ચોખા, જવ, ઘઉં, રાતી ડાંગરો, મગ, તુવેર અને મસૂર, એ સઘળાં ધાન્યોમાં શ્રેષ્ઠ કહેલાં છે.

### માંસ ખાવા જેવાં શ્રેષ્ઠ પ્રાણીઓ.

**एणः कुरंगो हरिणस्तित्तिरो लावकस्तथा ।**
**कुक्कुटश्छागशशका अष्ट मांसं गुणोत्तमम् ॥**

એણ (કાળું હરણ), કુરંગ (કાળું નહિ અને રાતું પણ નહિ એવું હરણ), હરણ (રાતા રંગનું), તેતર, લાવરૂં, કૂકડો, બકરો, અને સસલો, એ આઠ પ્રાણીનું માંસ ગુણમાં ઉત્તમ છે.

### શ્રેષ્ઠ ફળની ગણના.

**दाडिमामलकं द्राक्षा खर्जूरं सपरूपकम् ।**
**राजादनं मातुलिंगं फलवर्गेषु शस्यते ॥**

દાડિમ, આમળું, દ્રાક્ષ, ખજૂર, ફાળસાં, રાયણાં, બીજોરૂં, એ સાત ફળ ફળવર્ગમાં ઉત્તમ છે.

### ઉત્તમ શાકની ગણના.

**कोशातकं च तुंडीरं कूष्माण्डं त्रपुषं तथा ।**
**कर्कोटकं सवृंताकं पटोलं कारवेल्लकं ॥**

*સઘળા પદાર્થોની ઉત્પત્તિ પૃથ્વી આદિક પાંચ ભૂતમાંથી માનેલી છે અને તેથી તે તે ભૂતના ગુણ તે તે પદાર્થમાં આવેછે એમ પણ માનેલું છે. પ્રત્યેક પદાર્થમાં થોડા વત્તા અંશ પાંચે ભૂતના હોયછે પણ જેના અંશ ઘણા હોય તે ભૂતનો ગુણ તે પદાર્થમાં કહેવામાં આવેછે.

चांगेरी वास्तुकं चाम्ली वल्ली वास्तुकपोतकी ।
मंडूकपर्णी जीवंती शाकवर्गेषु शस्यते ॥

ગલકું, ગિલોડાં, કોહોળું, ખડબૂચ, કંટોલાં, વંત્યાક, પરવળ, કારેલાં, લૂણી, બથવો, ખાટી ભાજી, વેલી બથવો, પોઈ, મંડૂકપર્ણી, અને રાકરોડી, એ શાકવર્ગમાં ઉત્તમ શાક છે.

## ઉત્તમ પદાર્થોની ગણના.

गव्यं क्षीरं घृतं श्रेष्ठं सैंधवं लवणेषु च ।
धात्री दाडिममम्लेषु पिप्पली नागरं कटौ ॥
तिक्ते पटोलममृतामधुरे घृतमुच्यते ।
क्षौद्रं मधौ पूगफलं श्रेष्ठं [1]रोहितमेव च ॥
शर्करेक्षुविकारेषु पानजातौ सुरासवौ ।
परिसंवत्सरं धान्यं मांसं वयसि मध्यमे ॥
फलं पर्यागतं शाकं समुक्तं तरुणं नवम् ॥*

ગાયનું દૂધ તથા ઘી શ્રેષ્ઠ છે. લવણનેવિષે સિંધવ શ્રેષ્ઠ છે, ખાટા પદાર્થોમાં આંમળાં અને દાડિમ શ્રેષ્ઠ છે. તીખા પદાર્થમાં પીપર અને સૂંઠ ઉત્તમ છે. કડવા પદાર્થોમાં પટોલ અને ગળો શ્રેષ્ઠ છે. મધુર મદાર્થોમાં ઘી શ્રેષ્ઠ છે, બધાં મધમાં ક્ષૌદ્ર મધ ઉત્તમ છે. બધી સોપારીઓમાં લાલ સોપારી ઉત્તમ છે. સેરડીના વિકારોમાં સાકર ઉત્તમ છે. મદ્યપાન કરવામાં સુરા અને આસવ ઉત્તમ છે. એક વર્ષ વીત્યા પછીનું ધાન્ય ઉત્તમ છે. મધ્યમ વયવાળા પ્રાણીનું માંસ ઉત્તમ છે. પરિપક્વ થયેલું ફળ ઉત્તમ છે અને તાજું અને નવું શાક ઉત્તમ છે.

## ઓસામણ કાઢેલા ભાતના ગુણ.

मण्डां परिस्रुतो भक्तस्तर्पणो वातनाशनः ।
मूत्रमेहसमीरघ्नो रुचिकृन्मूत्रलो मतः ॥

---

* આ દશ શ્લોક પ્ર૦ ૧ લી તથા પ્ર૦ ૩ જી માં નથી; માત્ર બીજી પ્રતમાં છે. પણ ઉપયોગી હોવાથી અહીં દાખલ કર્યા છે.

૧ "रोहितमेवच" આ અક્ષરો સંદિગ્ધ હોવાથી અનુમાન કરીને લખેલા છે.

જે ભાતમાંથી ઓસામણ કાઢી નાખેલું હોય તે ભાત ધાતુઓની તૃપ્તિ કરનાર અને વાયુનો નાશ કરનાર છે, વળી તે મૂત્રના વ્યાધિ, પ્રમેહ વ્યાધિ અને વાયુને નાશ કરનારો છે તથા રૂચિ ઉત્પન્ન કરનારો અને મૂત્ર ઉત્પન્ન કરનારો છે.

### ઓસામણ નહિ કાઢેલા ભાતના ગુણ.

[1]अस्रुतमंडो भवेद्ग्राही मधुरः कफवातकृत् ।
तर्पणः क्षयदोषघ्नः शुक्रवृद्धिकरः परः ॥

જે ભાતમાંથી ઓસામણ કાઢી નાખેલું નથી તે ભાત મળને બાંધનારો, મધુર, કફ તથા વાયુ કરનારો, તૃપ્તિ કરનારો, ક્ષય દોષને નાશ કરનારો અને અતિશય વીર્યવૃદ્ધિ કરનારો છે.

### શેકેલા ચોખાના ભાતના ગુણ.

*भ्रष्टतंडुलकश्चैव द्वित्रिर्वारं परिस्रुतः ।
यथोत्तरं लघुर्वह्निमोदनं दीपयत्यपि ॥

ચોખાને શેકીને તેનો ભાત કર્યો હોય અથવા તે ભાતમાં બે વાર કે ત્રણ વાર પાણી રેડીને તેને ઓસાવી કાઢ્યો હોય ત્યારે તે યથોત્તર હલકો થાયછે. એટલે એક વાર ઓસાવેલા કરતાં બે વાર ઓસાવેલો અને તે કરતાં ત્રણ વાર ઓસાવેલો હલકો થાયછે. વળી તે ભાત જઠરાગ્નિને પણ પ્રદિપ્ત કરેછે.

### ચોખાના પિષ્ટાન્નનો ગુણ.

संधानकृच्च पिष्टान्नं तांदूलं कृमिमेहनुत् ।

ચોખાને દળીને લોટ કરીને તેનું ભોજન બનાવ્યું હોય તે પિષ્ટાન્ન કહેવાયછે. એ પિષ્ટાન્ન અસ્થિ વગેરેને સાંધનાર, તથા કૃમિ અને પ્રમેહને નાશ કરનાર છે.

### નવા ચોખનો ગુણ.

सुदुर्जरः स्वादुरसो बृंहणस्तंदुलो नवः ॥

નવા ચોખાનો ભાત કર્યો હોય તો અતિ મધુર તથા પૌષ્ટિક છે પણ પાચન થવામાં અતિ કઠણ છે.

---

૧ आश. प्र० १ ली. * આ સાત શ્લોક પ્ર૦ ૧ લી તથા પ્ર૦ ૩ જી માં નથી.

### સદ્યોન્નના ગુણ.

**शीतलं मधुरं रूक्षं श्रमघ्नं तर्पणं परम् ।**
**लघु द्रवं विपाके च सद्योऽन्नं वारिभावितम् ॥**

પાણીમાં પલાળીને તૈયાર કરેલું તાત્કાલિક અન્ન શીતળ, મધુર, રૂક્ષ, શ્રમને નાશ કરનારૂં, અત્યંત તૃપ્તિ કરનારૂં, દ્રવરૂપ અને વિપાકમાં હલકું છે.

### ખાંડભાતના ગુણ.

**शीतलः पित्तशमनो भ्रममूर्च्छातृषापहः ।**
**खंडेन संयुतः श्रेष्टः शिशिरे च बलाधिकः ॥**

ખાંડની સાથે યુક્ત કરેલો ભાત શીતળ, પિત્તને શમાવનારો, ભ્રમ, મૂર્ચ્છા તથા તરસને દૂર કરનારો, શ્રેષ્ઠ તથા શિશિર ઋતુમાં અધિક બળ આપનારો છે.

### ઘોલયુક્ત ભાતના ગુણ.

**शीतलं मधुरं साम्लमर्शोघ्नं दीपनं परम् ।**
**शूलघ्नं तर्पणं हृद्यं घोलभक्तं रुचिप्रदम् ॥**

દહીંના મઠા સાથે મિશ્ર કરેલો ભાત ઠંડો, મધુર, ખાટો, અર્શને મટાડનારો, જઠરાગ્નિને અતિ પ્રદિપ્ત કરનારો, શૂળને મટાડનારો, તૃપ્તિ કરનારો, હૃદયને હિતકર તથા રૂચિકારક છે.

### જુવારના ભાતના ગુણ.

**युगंधराणां भक्तश्च घनो विशदमाधुरः ।**
**करोति दोषनाशं च कासश्वासाग्निकस्मृतः ॥**

જુવારનો ભાત ઘન, નિર્મલ તથા મધુર છે. તે દોષનો નાશ કરેછે તથા ખાંશી, શ્વાસ અને જઠરાગ્નિનું દીપન કરેછે.

### આંબલીના ગુણ.

**मधुराम्ला गुरुर्वृष्या रुचिकृद्बलवर्धनी ।**
**दुर्जरा पित्तकृत्प्रोक्ता रूक्षा वातप्रकोपिनी ॥**

ભાત સાથે આંબલીની ખટાઈ મેળવીને ખાવામાં આવેછે માટે પ્રસંગાનુસાર આંબલીના પણ ગુણ કહેછેઃ—આંબલી મધુર, ખાટી, ભારે, પૌષ્ટિક, રૂચિજનક, બળ વધારનારી, પાચન થવામાં કઠણ, પિત્ત ઉપજાવનારી, રૂક્ષ અને વાયુને કોપાવનારી છે.

**યવાગૂના ગુણ.**

**सन्दीपनी स्वेदकरा च हृद्या सम्पाचनी दोषमलामयानाम् ।**
**सन्तर्पणी धातुबलेन्द्रियाणां [1]शस्ता यवागूर्ज्वररोगिणां च ॥**

ઘણું પાણી નાખીને પાતળો ભાત કરવો તેને યવાગૂ કહેછે. યવાગૂ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, શરીરમાં પરસેવો આણનાર, હૃદયને હિતકર, દોષ, મળ તથા રોગનું પાચન કરનાર, ધાતુ, બળ તથા ઈંદ્રિયોને તૃપ્ત કરનાર અને જ્વરના રોગવાળાને હિતકર છે.

**યવાગૂની ક્રીયા.**

**भागैकं च भवेत् तक्रं द्विभागं च जलं क्षिपेत् ।**
**चित्रकं पिप्पलीमूलं पिप्पली चव्यनागरम् ॥**
**धान्यकस्य समांशानि पिष्टाः श्वेताश्च तण्डुलाः ।**
**संसिद्धा शिथिला किंचित् सा यवागूर्निगद्यते ॥**

એક ભાગ છાશ લેવી, તેમાં બે ભાગ પાણી નાખવું. પછી તેમાં ધોળા ચોખા ( છઠ્ઠે ભાગે ) નાખીને તેમાં ચિત્રો, પીંપળીમૂળ, પીપળ, ચવક, સુંઠ, અને ધાણા, એ છ ઓષધો સમાન ભાગે લેઈને ખાંડીને નાખવાં. પછી તે ચોખાને પાણીમાં ચઢવા દેવા તથા લગાર નરમ રહે એવી રીતે સીઝવવા. એવા નરમ ભાતને યવાગૂ કહેછે.

**શાકાદિ યુક્ત યવાગૂના ગુણ.**

**[3]यवागूमुपभुञ्जानो जनो नारुचिमाचरेत् ।**
**शाकमाषफलैर्युक्ता यवागूः स्याच्च दुर्जरा ॥**

જે પુરૂષ યવાગૂ ખાયછે તેને અરૂચિ ઉપજતી નથી. એ યવાગૂને શાક અથવા અડદ અથવા કોઇ ફળયુક્ત કરીને બનાવી હોય તો તે જલદી પાચન થઈ શકતી નથી.

१ यवागू. प्र० १ ली. २ भवेत्सा. प्र० १ ली. ३ यवागूमुपयुंजानो धातुर्व्यंजनमाचरेत् प्र० २ जी.

### મંડના ગુણ.

पंचकोलकधान्याकैर्युक्तो राजान्वितः पुनः ।
मण्डस्त्रिदोषशमनो ज्वराणां पाचनः परः ॥

इति मण्डगुणाः ।

ચૌદગણા પાણીમાં ચોખા નાખીને તેનું જાવલું કરવું તેને મંડ કહેછે. એ મંડમાં પીપળ, પીંપળીમૂળ, ધાણા અને રાસના નાખીને તે પીધો હોય તો તે ત્રિદોષને શમાવે છે તથા જ્વરનું પાચન કરવામાં ઉત્તમ છે.

### દૂધપાકના ગુણ.

पायसं गुरु विष्टम्भजननं श्लेष्मवातलम् ।
पित्तसंशमनं बल्यं वृष्यं श्रेष्ठं रसायनम् ॥

इति पायसगुणाः ।

દૂધપાક ભારે, મળને થંભાવનાર, કફ અને વાયુ ઉપજાવનાર, પિત્તને શમાવનાર, બળ આપનાર, પુષ્ટિ કરનાર અને જરા તથા વ્યાધિને હરનાર શ્રેષ્ઠ રસાયન છે.

### ખીચડીના ગુણ.

गुर्विष्टम्भजननो वातश्लेष्मकरः स्मृतः ।
पित्तसंशमनो बल्यो वृष्यश्चैव बलप्रदः ॥
मुद्गतण्डुलसंयुक्तो माषमण्डुलवान् पुनः ।
अन्यथा धान्यगुणवान् लक्ष्यते च भिषग्वर ! ॥
तिलैश्च संयुतो हृद्यो धातुपुष्टिविवर्धनः ।
गुर्विष्टम्भमलकृद् दुर्जरः [1]कृशरः स्मृतः ॥

इति कृशरगुणाः ।

ખીચડો અથવા ખીચડી ભારે, મળને અટકાવનાર, વાયુ તથા કફને કોપાવનાર, પિત્તને શમાવનાર, વીર્ય ઉત્પન્ન કરનાર, પુષ્ટિ કરનાર અને બળ આપનાર, છે. એ ખીચડી મગ અને ચોખાની કરવામાં

१ श्लेष्मकोपनः. प्र० १ ली.

આવેછે અને અડદ તથા ચોખાની પણ કરવામાં આવેછે. મગ અને અડદ વિના બીજાં ધાન્ય મેળવીને પણ કરવામાં આવેછે. હે વૈદ્ય શ્રેષ્ઠ! એમ હોય ત્યારે જે જે ધાન્ય તેમાં મેળવ્યાં હોય તેના ગુણવાળી તેને જાણવી. જે ખીચડી તલ મેળવીને કરી હોય તે હૃદયને હિતકર તથા ધાતુની પુષ્ટિ કરનાર અને તેને વધારનાર છે. વળી તે ભારે, મળને થંભાવનાર અને ઉત્પન્ન કરનાર તથા પાચન થવામાં કારણ છે.

## નરમ દાળના ગુણ.

**सूपश्चोक्तस्त्रिदोषघ्नो व्यञ्जितश्चैव सर्पिषा ।**
**वातपुष्टिकरः श्रेष्ठो बृंहणो बलवर्धनः ॥**

इति सूपगुणाः ।

ઘીથી વઘારીને કરેલી નરમ દાળ ત્રિદોષને હણનારી, ધાતુની પુષ્ટિ કરનારી, શ્રેષ્ઠ, શરીરને પુષ્ટ કરનારી અને બળને વધારનારી છે.

## ખોળના ગુણ.

**[1]कफवातहरो हृद्यः खलको बलकारकः ।**

इति खलगुणाः ।

ખોળ કફ અને વાયુને હરનાર, હૃદયને હિતકર તથા બળ આપનાર છે.

## દાડિમની ખટાઈના ગુણ.

**कफानिलहरो हृद्यो दीपनो दाडिमाम्लकः ॥**

इति दाडिमाम्लगुणाः ।

દાડિમની ખટાઈ કફ અને વાયુને હરનાર, હૃદયને હિત કરનાર, તથા જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે.

## પાપડના ગુણ.

**पर्पटस्तैलसंभृष्टो दोषाणां च ज्वरापहः ।**
**रुचिकृद्बलकृच्चैव दाहशोषतृषापहः ॥**

---

૧ वातकफकरो. प्र० १ ली.

તેલમાં તળેલો પાપડ વાતાદિ દોષથી થયેલા જ્વરને દૂર કરનારો છે, વળી તે રૂચિ ઉત્પન્ન કરનાર, બળ આપનાર તથા દાહ, શોષ અને તરસને દૂર કરનાર છે.

### શંડાકીના ગુણ.

**शण्डाकी गुरुसंस्निग्धा दुर्जरा [1]चातिशीतला ।**
**पित्तश्लेष्मकरा बल्या धातूनां च बलप्रदा ॥**

રાઈ, મૂળાનાં પાંદડાંનું પાણી, સરશિયું તેલ, ચોખાનો લોટ, એ સર્વ એકઠાં કરીને તેમાં પાણી નાખીને તેને ખાટું થવા દેવું. એ ખટાઇને શંડાકી કહેછે. શંડાકી ભારે, સ્નિગ્ધ (ચીકણી), પાચન થવાને કઠણ, અતિશય ઠંડી, પિત્ત તથા કફને ઉત્પન્ન કરનારી, બળ આપનારી અને ધાતુઓને બળ આપનારી છે.

### વડીઓના ગુણ.

**दुर्जरा मधुरा रुच्या वटिका माषकादिभिः ॥**

इति वटिकागुणाः ।

અડદ વગેરેની વડીઓ કરી હોય તે પાચન થવામાં કઠણ, મધુર અને રૂચિ ઉપજાવનારી છે.

### શ્રીખંડના ગુણ.

**गुडदधिप्रमृदिता हिता शिखरिणी नृणाम् ।**
**धातुवृद्धिकरा वृष्या वातपित्तविनाशिनी ॥**

इति शिखरिणीगुणाः ।

ગોળ અને દહીં એકઠાં ચોળીને જે શ્રીખંડ બનાવ્યો હોય તે શ્રીખંડ પુરૂષોને હિતકર છે. વળી તે ધાતુની વૃદ્ધિ કરનાર, વીર્યજનક તથા વાયુ અને પિત્તનો નાશ કરનારો છે.

---

1 गुरु. प्र० १ ली.

## સાથવાના ગુણ.

**शीतलः पित्तशमनो भ्रममूर्च्छातृषापहः ।**
**खण्डेन संयुतः श्रेष्ठो घृतजुष्टो जलाधिकः ॥**

[1]इति सक्तुगुणाः ।

સાથવામાં ખાંડ મેળવીને, ઘી નાખીને તથા ઘણું પાણી નાખીને ખાધો હોય તો તે ઠંડો, પિત્તને શમાવનાર તથા ભ્રમ, મૂર્છા, અને તૃ-ષાને દૂર કરનારો થાયછે.

## *મંથના ગુણ.

**सक्तवः सर्पिषाभ्यक्ताः शीतवारिपरिप्लुताः ।**
**नातिद्रवा नातिसान्द्रा मन्थ इत्यभिधीयते ॥**
**मन्थः सद्यो बलच्छर्दिपिपासादाहनाशनः ।**
**साम्लः स्नेहश्च सगुडो मूत्रकृच्छ्रस्य साधनः ॥**

इति मन्थगुणाः ।

સાથવામાં ઘી નાખીને તેમાં ઠંડું પાણી નાખવું. અને અતિશય જાડો નહિ કે અતિશય પાતળો નહિ એવો કરવો. એવા સાથવાને મંથ કહેછે. મંથ તત્કાળ બળ આપનારો છે. તથા ઉલટી, તરસ અને દાહ, એ વિકારોને પણ તરતજ મટાડે એવો છે, જો એ મંથ ખટાઈ, ગોળ અને ઘી મેળવીને બનાવ્યો હોય તો તે મૂત્રકૃચ્છ્ર નામે રોગનો હેતુ થાયછે.

## માંસના ગુણ.

**सिद्धं मांसं वेसवारेण युक्तं बल्यं श्रेष्ठं स्वादु संदीपनं च ।**
**दार्वीलिप्तं स्नेहवद्रोचनं च श्रेष्ठं धीमन्! शंसितं रोगिणां च ॥**

મસાલો નાખીને જે માંસ પકવ કર્યું હોય તે માંસ બળ આપ-નારૂં, શ્રેષ્ઠ, સ્વાદયુક્ત અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં થાયછે. વળી તેમાં

---

૧ इति शीधुगुणाः. प्र० १ ली.

* આ મંથ જૂદે જૂદે પ્રકારે કરવામાં આવેછે. જેમકે, સાથવો, ઘી, દાડિમ, અને ગોળ એકઠાં કરીને ચોળી નાખવાં તેને પણ મંથ કહેછે. વળી સાકર, દ્રાક્ષ, સેરડીનો રસ, અને સાથવો, એ ચાર એકઠાં કરવાં તેને પણ મંથ કહેછે.

ઘી અને હળદર નાખીને તેને તૈયાર કર્યું હોય તો રૂચિકારી થાયછે અને હે બુદ્ધિમાન્ પુત્ર! તે રોગીઓને હિતકર અને શ્રેષ્ઠ છે.

### માંસની શ્રેષ્ઠતા.

**नहि मांससमं किंचिदन्यदेहमहत्त्वकृत् ।**
**मांसादमांसं मांसेन संभृतत्वाद्विशिष्यते ॥**

इति मांसगुणाः ।

શરીરને વધારવામાં માંસના જેવું બીજું કોઈ અન્ન નથી. તેમાં પણ જે પ્રાણીઓ માંસ ખાઈને જીવેછે તેમનું માંસ માંસથી પોષાયલું હોયછે માટે તે વિશેષ ઉત્તમ છે.

### શેકેલા માંસના ગુણ.

**अंगारभृष्टं बल्यं च दीपनं श्लेष्मनाशनम् ।**
**लवणेन समायुक्तं त्रिदोषशमनं गुरु ॥**

જે માંસ અંગારા ઉપર શેકીને તૈયાર કરેલું હોય તે જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં અને કફને નાશ કરનારૂં છે. તેમાં લવણ મેળવ્યું હોય તો તે ત્રિદોષને શમાવનારૂં તથા ભારેછે.

### પોળીના ગુણ.

**अंगारैः परिपक्वा च पोलिका दीपनी लघुः ।**
**बल्या च स्नेहसंयुक्ता घनाघनगुणात्मिका ॥**

અંગારાપર શેકીને કરેલી પોળી જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારી તથા હલકી છે. તેમાં ઘૃત નાખીને તે ખાધી હોય તો તે બળ આપે એવી છે, જો તે પોળી જાડી હોય તો પાચન થવામાં પણ ભારે થાયછે.

### મંડના ગુણ.

**अत्युष्णं मण्डकं पथ्यं लघु चैव यथोत्तरम् ।**
**त्रिकशूलपार्श्वशूलपरिणामापहं तथा ।**
**तृष्णामारुतछर्दिघ्नमामाशयकरं तथा ॥**

इति मण्डगुणाः ।

१ वातघ्नी. प्र० २. वार्ताक्कं प्र० १ ली.

અતિશય પોહોળી અને મોટી રોટલીના આકારના મંડ થાયછે. અતિશય ગરમ મંડ પથ્ય (હિતકર) છે. તે જેમ જેમ ગરમ હોય તેમ તેમ પાચન થવામાં હલકા છે. એ મંડ ત્રિક (કેડની નીચેના હાડકાને ત્રિક કહેછે.) શૂળ, પાંસાંનું શૂળ તથા પરિણામ શૂળ (જે અન્ન પાચન થતી વખતે થાયછે તે) ને દૂર કરેછે. વળી તે તૃષા રોગ, ઉલટીનો રોગ, અને વાયુનો રોગ, એમને નાશ કરેછે અને આમાશયમાં આમને ઉત્પન્ન કરેછે.

## શેકેલી પોળીના ગુણ.

**तप्तखर्परपक्का या रोचनी मधुरा घना ।**
**कफवृद्धिकरी बल्या पित्तरक्तप्रदायिनी ॥**[1]

ग्रन्थान्तरलिखितमण्डगुणाः ।

તપાવેલા માટીના કલેહા ઉપર શેકેલી પોળી (રોટલી) રૂચિ કર્તા, મધુર અને ઘન છે. વળી તે કફની વૃદ્ધિ કરનારી, બળ આપનારી, તથા રક્તપિત્તને ઉત્પન્ન કરનારી છે.

## પૂરી અને ઘેબરના ગુણ.

**पूरिका घृतपूरं तु त्रिदोषशमनं परम् ।**
**वृष्यं संबृंहणं स्वादु क्षतक्षयनिवारणम् ॥**

इति पूरिकागुणाः ।

પૂરી અને ઘેબર ત્રિદોષને શમાવવામાં ઉત્તમ છે. વળી તે વીર્ય ઉત્પાદક, પૌષ્ટિક, મધુર અને ક્ષત (વાગેલું) તથા ક્ષયને દૂર કરનારાં છે.

## પૂડાના ગુણ.

**गुरूष्णो दुर्जरो ज्ञेयो वातश्लेष्मकरस्तथा ।**
**पूपकः श्लेष्मको हृद्यो वृष्यो वातानुलोमनः ॥**

इति पूपकगुणाः ।

પૂડો ભારે, ગરમ, પાચન થવામાં કઠણ, વાયુ તથા કફને ઉત્પન્ન

1 प्रवर्धिनी. प्र० २-३.

કરનારો, કફને વધારનારો, હૃદયને હિતકર, વીર્યને ઉત્પન્ન કરનાર અને વાયુને તેને સ્વભાવિક માર્ગે પ્રવર્તાવનાર છે.

### સુંવાળીના ગુણ.

**सोमालिका घना स्वादू रोचनी बलवर्धनी ।**
**दुर्जरा दोषशमनी वृष्यामकरणी मता ॥**

इति सोमालिकागुणाः ।

સુંવાળી નામે પકવાન્ન ઘન, મધુર, રૂચિકારી, બળ વધારનાર, પાચન થવામાં કઠણ, વાતાદિ દોષને શમાવનાર, વીર્યજનક, અને આમને ઉત્પન્ન કરનાર છે.

### સૂત્રફેનીના ગુણ.

**बृंहणी वातपित्तघ्नी पथ्या लघुतरा मता ।**
**फेनिका रोचनी बल्या सर्वधातुबलप्रदा ॥**

इति फेनिकागुणाः ।

સૂત્રફેની પુષ્ટિ કરનાર, વાયુ તથા પિત્તનો નાશ કરનાર, હિતકર, અતિ હલકી, રૂચિકર, બળ આપનાર અને સર્વ ધાતુઓને પુષ્ટ કરનાર છે.

### ભેદલાં વડાંના ગુણ.

**विष्टम्भी मधुरो हृद्यो घनो वातकफात्मकः ।**
**संसिक्तो वा त्रिदोषघ्नो दुर्जरो वटकः पुनः ॥**

इति भिन्नवटकगुणाः ।

વડાં મળને કબજ કરનાર, મધુર, હૃદયને હિતકર, ઘન અને વાયુ તથા કફને ઉત્પન્ન કરનાર છે. તેને દહીં વગેરેમાં પલાળી મૂક્યાં હોય તો તે ત્રિદોષને નાશ કરનાર થાયછે તથા જલદી પચતાં નથી.

### કોરાં વડાંના ગુણ.

**अभिन्नो दुर्जरो बल्यो घनतृष्णाप्रदः स्मृतः ।**
**[1]तीक्ष्णो विपाके विष्टंभी वातपित्तकरो मतः ॥**

इति अभिन्नवटकगुणाः ।

१ तीक्ष्णो विपाके विष्टंभी दुर्जरो जायते पुनः. प्र० १ ली.

કોરાં વડાં પાચન થવામાં કઠણ, બળ આપનાર, ધન તથા તરસ ઉત્પન્ન કરનારાં છે. વળી તે વિપાકમાં તીક્ષ્ણ અને મળને કબજ કરનાર છે તથા વાયુ અને પિત્તને ઉત્પન્ન કરેછે.

**લાડુના ગુણ.**

**लड्डुकास्तर्पणा बल्या दुर्जराः शोषकारकाः ।**
**मन्दाग्नौ न प्रशस्यन्ते मोदका बहुवर्णकाः ॥**
**[*]द्रव्यगुणविशेषेण रसास्वादेन वा पुनः ॥**

इति मोदकगुणाः ।

લાડુ તૃપ્તિ કરનારા, બળ આપનારા, જલદી નહિ પચનારા અને શોષ ઉત્પન્ન કરનારા છે. જૂદા જૂદા પદાર્થોના જૂદા જૂદા ગુણને લીધે તથા જૂદા જૂદા રસ તથા સ્વાદને લીધે એ લાડુ ઘણી જાતના થાયછે તે સર્વે જેનો જઠરાગ્નિ મંદ હોય તેને હિતકારક નથી.

**જવની પોળીના ગુણ.**

**पोलिका कथिता बल्या कफदोषकरी मता ।**
**वृष्या वीर्यप्रदा ज्ञेया दोषला वीर्यवर्द्धनी ॥**

इति यवपोलिकागुणाः ।

જવની પોળી બળ આપનારી તથા કફ દોષને ઉત્પન્ન કરનારી કહેલી છે. વળી તે પુષ્ટિ કરનારી, વીર્ય આપનારી, વાતાદિ દોષને કોપાવનારી અને વીર્યની વૃદ્ધિ કરનારી છે એમ જાણવું.

**બીજાં અન્નના ગુણનું સંક્ષેપમાં કથન.**

**विदलान्नेन[1] या जाता सिद्धा खर्परकेण तु ।**
**रुच्या चान्नविशेषेण दोषान् सर्वान् विभावयेत् ॥**

કેટલીક જાતની રોટલીઓ વિદલાન્ન (જેની દાળ્યો પડેછે એવાં અન્ન) વડે થાયછે અને કેટલીક કલેડાં ઉપર શેકાઇને તૈયાર થાયછે તે સર્વે રૂચિકારક છે, પણ તેમના બીજા સઘળા ગુણદોષ તે જે જે જાતના અન્નમાંથી થઈ હોય તે તે ઉપરથી સમજી લેવા.

---

१ विदलान्नस्य या पूर्णा. प्र० १ ली.

## અન્નના ગુણોનો ઉપસંહાર.

**अन्यानि चान्नपानानि नैवोक्तानि महामते! ।**
**ग्रन्थविस्तरभीरुश्च लोको नो वाचनक्षमः ॥**

इति अन्नवर्गः ।

હે મોટી બુદ્ધિવાળા પુત્ર! ઉપર જે અન્નપાન કહ્યાં છે તે વિના બીજાં ઘણાક પ્રકારનાં અન્નપાન છે પણ તે સર્વેના ગુણદોષનું અહીં કથન કર્યું નથી; કેમકે તેમ કરવાથી ગ્રંથ મોટો વધી જાય એવો મને ભય છે તથા (હમણાના) લોકો પણ એવડો મોટો ગ્રંથ વાંચવાને શક્તિમાન નથી.

## થાકેલા પુરૂષને ભોજનનો નિષેધ.

**श्रमार्तो भोजनं यस्तु पानं वा कुरुते नरः ।**
**ज्वरः संजायते तस्य छर्दिर्वा तत्क्षणाद्भवेत् ॥**

જે પુરૂષ થાકેલો હોઇને ભોજન કરેછે અથવા પાણી વગેરે પીએછે, તે પુરૂષને તાવ ઉત્પન્ન થાયછે અથવા તત્કાળ ઉલટી થાયછે.

## ભોજન કર્યા પછી કસરત આદિનો નિષેધ.

**कृत्वा तु भोजनं सद्यो व्यायामं सुरतं तथा ।**
**यः करोति विपत्तिः स्यात्तस्य गात्रस्य निश्चितम् ॥**

જે પુરૂષ ભોજન કરીને તરતજ કસરત કરેછે અથવા મૈથુન કરેછે, તે પુરૂષના શરીરને રોગાદિ વિપત્તિ પ્રાપ્ત થાયછે એમાં સંદેહ નથી.

## ઠંડા અને ગરમ ભોજનનો નિષેધ.

**न चातिशीतं भुञ्जीत नात्युष्णं भोजने हितम् ।**
**कुर्याद्वातकफौ शीतमुष्णं भवति सारकम् ॥**

ભોજનમાં અતિશય ઠંડું અન્ન ખાવું નહિ, તેમ અતિશય ગરમ અન્ન પણ હિતકારી નથી માટે તેપણ ખાવું નહિ. અતિ ઠંડું અન્ન ખાવાથી તે વાયુ અને કફ ઉત્પન્ન કરેછે તથા અતિ ગરમ અન્ન રેચ ઉત્પન્ન કરેછે.

## શ્રમિત વગેરેને ભોજનનો નિષેધ.

**न श्रान्तो भोजनं कुर्यान्न व्यायामसमाकुलः ।**
**विषमाशनं न भोक्तव्यं करोति विविधान् गदान् ॥**

થાકી ગયેલા પુરૂષે અથવા કસરત કરવાથી આકુળ થયેલા પુરૂષે તુરત ભોજન કરવું નહિ, તેમજ વિષમ આસને (એટલે ઉંચા નીચાં કે વાંકા) બેશીને પણ ભોજન કરવું નહિ; કેમકે તેમ કરવાથી અનેક પ્રકારના રોગ ઉપજે છે.

## ભોજનમાં ફળાદિકનો નિયમ.

**आदौ फलानि भुञ्जीत वर्जयित्वा तु कर्कटीम् ।**
**न नक्तं दधि भुञ्जीत भोजनोर्ध्वं न धावनम् ॥**

ભોજન કરતી વખતે કાકડી સિવાય બીજાં ફળ પ્રથમ ખાવાં. રાત્રે દહીં ખાવું નહિ. તથા ભોજન કર્યા પછી દોડવું નહિ.

## ભોજન પછી બેસવા વગેરેનો નિયમ.

**भोक्तोपविशति स्थौल्यं बलमुत्तानशायिनः ।**
**आयुर्वामकटिस्थस्य मृत्युर्धावति धावति ॥**

ભોજન કર્યા પછી તરતજ બેશી રહેવાથી શરીર સ્થૂલ (ભારે) થાયછે; છતાં સૂઈ રહેવાથી બળ પ્રાપ્ત થાયછે; ડાબું પડખું દબાવીને સૂવાથી આયુષ્ય વધેછે; અને ભોજન કરીને દોડવાથી તે પુરૂષની પાછળ મૃત્યુ દોડેછે—અર્થાત્ તેનું મરણ થાય એવો રોગ ઉપજે છે.

## ભોજનમાં ખાનપાનનો નિયમ.

**न चादौ सलिलं पेयं भोजने पानमाचरेत् ।**
**अर्धाहारेण भुञ्जीत तृतीयं व्यञ्जनेन तु ।**
**चतुर्थं तोयपानेन पूर्णाहारः सुजायते ॥**

ભોજન કરતાં પહેલાંજ પાણી પીવું નહિ, પણ ભોજન કરતાં વચમાંજ પાણી પીવું. આહારના ચાર ભાગ કરીને તેના બે ભાગ અન્ન ખાઇને પૂરા કરવા; ત્રીજો ભાગ શાક ભાજી ખાઇને પૂરો કરવો; અને ચોથો ભાગ પાણી પીવાવડે પૂરો કરવો, એવી રીતે આહાર સંપૂર્ણ કરવો.

## ભોજન પછીનો વ્યાયામ.

भोजनोर्ध्वं चंक्रमते शतपादं शनैः शनैः ।
पश्चादुत्तानशयनं ततो वामेक्षणं स्वपेत् ॥

ભોજન કર્યા પછી સો ડગલાં ધીમે ધીમે ચાલવું. તે પછી ચતાં સૂઈ રહેવું અને તે પછી ક્ષણ વાર ડાબે પાસે સૂઈ રહેવું.

## ભોજન પછી નેત્રાદિ માર્જન.

भुक्त्वोपरि समाचम्य मार्जयेदक्षिणी करैः ।
पुनर्दक्षिणहस्तेन मार्जयेदुदरं सुधीः ॥
उद्गीरयेत्समुद्गारं नोद्गारस्य विधारणम् ॥

ભોજન કરીને આચમન કર્યા પછી ( હાથ મોઢું ધોયા પછી ) પોતાના હાથવડે બન્ને નેત્ર લુવાં તથા પછી જમણો હાથ પેટ ઉપર ફેરવવો. ભોજન કર્યા પછી ઓડકાર આવે તો આવવા દેવો, પણ ઓડકારને અટકાવી રાખવો નહિ.

## ભોજન પછી વ્યાયામાદિકનો નિષેધ.

व्यायामं च व्यवायं च धावनं पानमेव च ।
युद्धं गीतं च पाठं च क्षणं भुक्तो विवर्जयेत् ॥

ભોજન કર્યા પછી થોડીક વાર સુધી કસરત કરવી નહિ, મૈથુન કરવું નહિ, દોડવું નહિ, મદ્યપાન કરવું નહિ, યુદ્ધ કરવું નહિ, ગાવું નહિ અને પાઠ ભણવો નહિ.

## મદ્યપાન કર્યા પછી પાઠાદિકનો નિષેધ.

न सद्यःपीते पठनं[1] धावनं न च संगरम् ।
न यानवाहनारोहं विवादं न च कारयेत् ॥

મદ્યપાન કર્યા પછી તરતજ પઠન ન કરવું, દોડવું નહિ, સંગ્રામ કરવા જવું નહિ, પાલખીમાં કે ગાડી ઘોડે બેસવું નહિ, કે વિવાદ કરવો નહિ.

---

1 गमनं न च कारयेत्. प्र० १ ली.

## દિવસે શયન કરવાનો નિષેધ.

**दिवास्वापं न कुर्यात्तु भुक्त्वोपरि च विश्रमेत् ॥**
**अकालशयनात् श्लेष्मा प्रतिश्यायोऽथ पीनसः ।**
**क्षयशोफशिरोऽर्तिश्च जायते चाग्निमन्दता ॥**

દિવસે શયન કરવું નહિ, પણ ભોજન કર્યા પછી વિશ્રાંતિ લેવી. કવખતે સૂવાથી કફના રોગ, સળેખમ, પીનસ, ક્ષય, સોજો, માથાની પીડા, અને અગ્નિ માંદ્ય, એવા રોગ ઉપજે છે.

## દિવસે શયન કરવા જેવા રોગી.

**मद्यपीते परिश्रान्ते हिक्काश्वासातुरेषु च ।**
**भयशोकक्षुधार्तानां[1] पठनाच्छ्रमितेन च ॥**
**व्यवाये वृद्धवाते[3] च भाराक्रान्ते तथातुरे ।**
**अतीसारे च शोफे च तृष्णापानात्ययेऽपि च ।**
**ग्रीष्मे बाल्ये निशाद्दसे[4] दिवास्वप्नं हितं भवेत् ॥**

જેણે મદ્યપાન કર્યું હોય, જે થાકી ગયેલો હોય, જેને હિક્કાનો અને શ્વાસનો રોગ થયો હોય, જે ભયથી, શોકથી કે ક્ષુધાથી પીડિત હોય, જે પઠન કરવાથી શ્રમિત થઇ ગયો હોય, જે મૈથુન કરવાથી શ્રમિત થઈ ગયો હોય, જેને વાયુનો રોગ થયો હોય, જે ભાર ઉપાડવાથી પીડિત થયો હોય, જે રોગી હોય, જેને અતિસારનો રોગ થયો હોય, જેને તૃષારોગ, કે પાનાત્યય (અતિશય મદ્ય પીવાથી થયેલો) રોગ થયો હોય, એ સર્વને તથા ગ્રીષ્મ ઋતુમાં, બાળકને અને જેણે રાત્રે ઉજાગરો કર્યો હોય તેને દિવસે શયન હિતકારક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे अन्नपानवर्गो नाम त्रयोविंशोऽध्यायः ।



---

१ रुषार्त्तानां. प्र० २—३. २ मिश्रितेन च. प्र० २. मैथुनेन च प्र० १ લી. ३ वृद्धबाले च. प्र० १ ४ निशां द्दष्ट्वा. प्र० २—३.

# द्वितीयस्थानम् ।

## प्रथमोऽध्यायः ।

### સ્વપ્ન તથા અરિષ્ટનો ઉપક્રમ.

**आत्रेय उवाच ।**

**अथातः संप्रवक्ष्यामि द्वितीयस्थानमुत्तमम् ।**
**शुभाशुभानि स्वप्नानि स्वाभ्यारिष्टानि मानुषे ॥**
**शृणु पुत्र ! समासेन यथावत्संप्रकाश्यते ।**

**આત્રેય કહેછે.**– હવે હું ઉત્તમ એવા બીજા સ્થાનનું કથન કરૂંછું. એનેવિષે મનુષ્યને જે સારાં માઠાં સ્વપ્ન આવેછે તથા તે સ્વપ્નોથી રોગીને આરામ થવાનું કે નહિ આરામ થવાનું સૂચન થાયછે તે કહેલું છે. હે પુત્ર! સાંભળ; તે હું સંક્ષેપમાં યથાવત્ કહુંછું.

### કર્મજ વ્યાધિઓવિષે હારીતનું પ્રશ્ન.

**हारीत उवाच ।**

**ज्ञातं मया महाप्राज्ञ ! अन्नपानं तथोत्तमम् ॥**
**इदानीं ज्ञातुमिच्छामि रोगाणां योगविज्ञताम् ।**
**कर्मजा व्याधयो ये च तान् वद त्वं महामते ! ॥**

**હારીત પૂછેછે.**– હે મોટી બુદ્ધિવાળા આત્રેય! તમોએ ઉત્તમ એવું અન્નપાનવિષે કથન કર્યું તે મેં જાણ્યું. હવે શા કારણથી કયો રોગ થાયછે તે જાણવાને ઇચ્છું છું. વળી કર્મ થકી કયા કયા વ્યાધિઓ થાયછે તે હે મોટી બુદ્ધિવાળા ઋષિ! તમે કહો.

### કર્મજ વ્યાધિના પ્રકાર.

**आत्रेय उवाच ।**

**कर्मजा व्याधयः सर्वे भवन्ति हि शरीरिणाम् ।**
**सर्वे नरकरूपाः स्युः साध्यासाध्या भवन्त्यमी ॥**

**આત્રેય કહેછે.**– મનુષ્યોને સઘળા વ્યાધિઓ પોતપોતાના કર્મવડેજ ઉપજે છે. એ સર્વે વ્યાધિઓ નરકરૂપ છે. અર્થાત્ પાપાદિ કર્મ કરનાર જે નરકયાતના ભોગવે છે તેવુંજ કષ્ટ રોગી પણ ભોગવે છે. એ વ્યાધિમાંના કેટલાક સાધ્ય, કેટલાક કષ્ટસાધ્ય અને કેટલાક અસાધ્ય છે.

## સાધ્ય વ્યાધિનું કારણ.

**अज्ञातं यत्कृतं पापं [1]पश्चात् कृच्छ्रं समाचरेत् ।**
**प्रायश्चित्तबलेनापि साध्यरूपो भवेद्गदः ॥**

જે પાપ અજાણે કર્યું હોય અને પછી જાણવામાં આવે ત્યારે કૃચ્છ્રચાંદ્રાયણાદિ પ્રાયશ્ચિત્ત કરે, તો તે પ્રાયશ્ચિત્તના બળથી સાધ્યરૂપ રોગ થાયછે. અર્થાત્ પાપકર્મના પરિણામરૂપ રોગ ઉપજે તો ખરો પણ તે સાધ્ય હોવાથી ઉપચાર કરતાં મટી શકેછે.

## કષ્ટસાધ્ય રોગનું કારણ.

**क्रियते ज्ञातरूपेण यत्पश्चात् कृच्छ्रमाचरेत् ।**
**प्रायश्चित्तेन प्रान्ते तु कष्टसाध्यो भवेद्गदः ॥**

કોઈ પાપરૂપ કર્મ જાણી જોઈને કર્યું હોય અને પછી તે પાપ કર્મથી પસ્તાઇને કૃચ્છ્રચાંદ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્ત કરે તો તે પ્રાયશ્ચિત્તના બળથી કષ્ટસાધ્ય રોગ થાયછે. અર્થાત્ પ્રાયશ્ચિત્ત કર્યું માટે રોગ મટે તો ખરો પણ પાપકર્મ જાણી જોઇને કરેલું હોવાથી તે રોગ મટાડવાને ઘણો શ્રમ કરવો પડે.

## અસાધ્ય રોગનું કારણ.

**ज्ञातरूपेण यत्पापं कृच्छ्रं नैव करोति चेत् ।**
**तेनासाध्यो भवेद्रोगः पापादप्रतिकर्मणः ॥**

કોઈ પાપરૂપ કર્મ જાણી જોઇને કર્યું છતાં પ્રાયશ્ચિત્ત કરવામાં આવે નહિ તો તે પાપનેલીધે પ્રાયશ્ચિત્તરૂપ ઉપચાર ન કરનારને અસાધ્ય રોગ થાયછે.

---

૧ कृच्छ्राकृच्छ्रं.

## મોટા રોગ ઉપજાવનારાં પાપ.

**ब्रह्मघ्नगोघ्नधरणीपतिघातकश्च आरामतोयधरनाशकपारदारः ।
स्वाम्यङ्गनागुरुवधूकुलजाभिगामी एते दश प्रबलरूपधरा गदाश्च ॥**

જે પુરૂષ બ્રહ્મહત્યા કરનારો, ગોવધ કરનારો, રાજાની હત્યા કરનારો, બીજા કોઇની ઘાત કરનારો, વાડી કે જળાશયનો નાશ કરનારો, પરસ્ત્રી ગમન કરનારો, અને પોતાના સ્વામીની, ગુરુની કે સગોત્રીની (કુટુંબીની) સ્ત્રી સાથે ગમન કરનારો, એ દશ પુરૂષોને મહાબળવાન રૂપવાળા રોગ સમજવા. અર્થાત્ એ દશ મહાપાપ છે અને તે કરવાથી મોટા રોગ ઉત્પન્ન થાયછે.

## પાપરૂપ મોટા રોગની ગણના.

**पाण्डुः कुष्ठं राजयक्ष्मातिसारो मेहो मूत्रं चाश्मरी मूत्रकृच्छ्रम् ।
शूलः श्वासः कासशोफव्रणाश्च दोषाश्चैते पापरूपा नृणां स्युः ॥**

પાંડુ રોગ, કોઢ, રાજ્યક્ષ્મા (ક્ષય), અતિસાર, પ્રમેહ, મૂત્રાઘાત, અશ્મરી (પથરી) રોગ, મૂત્રકૃચ્છ્ર, શૂળ, શ્વાસ, ખાંસી, સોજો, વ્રણ, એ મનુષ્યને પાપરૂપ રોગ છે. અર્થાત્ પાપકર્મ કરનારને એવા રોગ થાયછે.

## ઉપરોગની ગણના.

**ज्वरो जीर्णं तथा छर्दिभ्रममोहाग्निमान्द्यताः ।
यकृत्प्लीहार्शःशोषाश्च एते चैवोपदूषकाः ॥**

તાવ, અજીર્ણ, ઉલટીનો રોગ, ભ્રમ (ચકરી) રોગ, મોહ, અગ્નિમાંદ્ય, યકૃત્ નામે ગ્રંથિનો રોગ, પ્લીહા (બરલ) નો રોગ, અને શોષ રોગ, એટલા ઉપરોગ છે. અર્થાત્ પાછળ કહેલાં મહાપાતક કરતાં હલકાં પાપ કરનારને એ રોગ થાયછે.

## શાપ દેવાથી ઉપજતા રોગ.

**व्रणं शूलं शिरःशूलं रक्तपित्तं तथोर्ध्वगम् ।
एते रोगा महाप्राज्ञ ! अभिशापाद्भवन्ति हि ॥**

હે મોટી બુદ્ધિવાળા પુત્ર! વ્રણ, શૂળ, માથાનું શૂળ, અને મુખ તથા નાકવાટે પ્રવૃત્ત થનારૂં રક્તપિત્ત, એ રોગ કોઈને શાપ દેવાથી (ગાળો દેવાથી) ઉપજે છે.

### પાપકર્મથી ઉપજતા બીજા રોગોના કથનનો ઉપક્રમ.

**अन्येऽपि बहुधा रोगा जायन्ते दोषसम्भवाः ।**
**अतो वक्ष्ये समासेन शृणु त्वं च महामते ! ॥**

બીજા પણ પાપકર્મથી ઉત્પન્ન થયેલા ઘણા રોગ મનુષ્યોને થાયછે. માટે હે મોટી બુદ્ધિવાળા! તે હું તને સંક્ષેપમાં કહુંછું તે સાંભળ.

### પાંડુ વગેરે રોગનાં પાપરૂપ કારણ.

**ब्रह्मघ्नो जायते पाण्डुः कुष्ठी गोवधकारकः ।**
**राजघ्नो राजयक्ष्मी स्यादतिसार्गोपघातकः ॥**

બ્રહ્મહત્યા કરવાથી પાંડુ રોગ ઉપજે છે. ગાયનો વધ કરનાર કોઢ રોગી થાયછે. રાજાની હત્યા કરનારને રાજ્યક્ષ્મા ઉપજે છે બીજાનો ઘાત કરનારને અતિસારનો રોગ થાયછે.

### પ્રમેહાદિ રોગનાં પાપરૂપ કારણ.

**स्वाम्यङ्गनाभिगमने मेहरोगा भवन्ति हि ।**
**गुरुजायाप्रसङ्गेन मूत्ररोगोऽश्मरीगदः ॥**
**स्वकुलजाप्रसङ्गाच्च जायते च भगन्दरः ।**

પોતાના સ્વામી (શેઠ વગેરે) ની સ્ત્રીનો સંગ કરનારને પ્રમેહ રોગ ઉત્પન્ન થાયછે. ગુરુની સ્ત્રીનો સંગ કરનારને મૂત્રાઘાત વગેરે મૂત્રરોગ અને પથરીનો રોગ થાયછે. પોતાના કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીનો સંગ કરવાથી ભગંદર નામે રોગ ઉપજે છે.

### શૂળાદિ રોગનાં પાપરૂપ કારણ.

**शूली परोपतापी च पैशून्याच्छ्वासकासिनः ।**
**मार्गे विघ्नकरा ये तु जायन्ते पादरोगिणः ॥**

બીજાને પરિતાપ ઉપજાવનારને શૂળરોગ ઉપજે છે. ચાડીઆ-પણું કરવાથી શ્વાસ તથા ખાંસી વગેરે રોગ ઉપજે છે. જે પુરૂષો બીજાઓને જવાના રસ્તાને હરકત કરેછે તેમને પગના રોગ ઉપજે છે.

### વ્રણાદિ રોગનાં પાપરૂપ કારણ.

**अभिशापाद्व्रणोत्पत्तिर्यकृद्वापि प्रजायते ।**
**सुरालये जले चापि शकृद्वृष्टिं करोति यः ।**
**गुदरोगा भवन्त्यस्य पापरूपातिदारुणाः ॥**

બીજાને શાપ દેવાથી વ્રણ (નારાં–ચાંદાં) ઉપજે છે, અથવા યકૃત્ નામે પિત્તના આશયનો રોગ ઉપજે છે. જે પુરૂષ દેવાલયમાં અથવા જળાશયમાં નરક નાખેછે તેને પાપરૂપ મહાકઠિન એવા ગુદાના રોગ થાયછે.

### જ્વરાદિ રોગનાં પાપરૂપ કારણ.

**[1]परितापाद्द्विजानां च जायन्ते हि महाज्वराः ।**
**परान्नविघ्नजननादजीर्णमपि जायते ॥**
**गरदश्छर्दिरोगी स्यात् [2]भ्रामको विभ्रमी तथा ।**
**धूर्तोऽपस्माररोगी स्यात् कदन्नदोऽग्निमान्द्यके ॥**

બ્રાહ્મણોને પરિતાપ ઉપજાવવાથી મોટા તાવ ઉપજે છે. બીજાને અન્ન મળતું હોય તેમાં વિઘ્ન કરવાથી અજીર્ણરોગ ઉપજે છે. બીજાને ઝેર આપનારને છર્દી (બકારી–ઉલટી) નો રોગ થાયછે. બીજાને ભમાવનારને ચકરીનો વ્યાધિ થાયછે. બીજાને ઠગી લેનાર ધૂર્ત પુરૂષને અપસ્માર (ફેફરૂં) રોગ થાયછે. જે પુરૂષ બીજાને બગડી ગયેલું અને નઠારૂં અન્ન ખાવાને આપેછે તેને અગ્નિમાંદ્ય રોગ ઉપજે છે.

### યકૃત્ વગેરે રોગનાં પાપરૂપ કારણ.

**यकृत्प्लीहो भवेद्रोगो भ्रूणपातकपातकात् ।**
**व्रणं शूलं शिरःशूलं परतापोपकारणात् ॥**

---

१ परोपतापाज्जायेत प्रदुष्टो हि महाज्वरः. प्र० २ जी. २ पादाष्ट. प्र० १ ली

ગર્ભહત્યાનું પાપ કરવાથી યકૃત્ અને બરલના રોગ ઉપજે છે. બીજાને પરિતાપ ઉપજાવવાથી વ્રણ, શૂળ, અને માથાનું શૂળ, એવા રોગ ઉપજે છે.

## રક્તપિત્તાદિ રોગનાં પાપરૂપ કારણ.

**अपेयपानरतको रक्तपित्ती प्रजायते ।**
**दावाग्निदायको यस्तु जायते च विसर्पवान् ॥**

જે પુરૂષ નહિ પીવા જેવા પદાર્થનું પાન કરવામાં પ્રીતિવાળો છે તેને રક્તપિત્તનો વ્યાધિ થાયછે. જે પુરૂષ દાવાગ્નિ સળગાવે છે તેને વીસર્પ અથવા રતવાનો રોગ થાયછે.

## વ્રણાદિ રોગનાં પાપરૂપ કારણ.

**बहुवृक्षोपच्छेदी च जायते च बहुव्रणः ।**
**परद्रव्यापहाराच्च जायते ग्रहणीगदः ॥**

જે પુરૂષ ઘણાં વૃક્ષ કાપેછે તેને ઘણાં વ્રણ ઉત્પન્ન થાયછે. જે પુરૂષ બીજાના દ્રવ્યનું હરણ કરેછે તેને ગ્રહણી નામે રોગ ઉત્પન્ન થાયછે.

## સુવર્ણની ચોરી વગેરેથી થનારા રોગ.

**कुनखी स्वर्णस्तेयाच्च प्रसूतिस्तस्य जायते ।**
**रौप्यस्तेयाच्चित्रकुष्ठं ताम्रचौराद्विपादिका ॥**
**त्रपुचौरः सिध्मलश्च मुखरोगी च सीसहृत् ।**
**[1]विवर्णो लोहचौरः स्यात् [2]क्षीरचौरोऽतिमूत्रलः ॥**

જે પુરૂષ સોનું ચોરેછે તેનો જન્મ નઠારા નખવાળો થાયછે. અર્થાત્ તેને જન્મથીજ નઠારા નખ હોય છે. રૂપાની ચોરી કરવાથી ચિત્રકોઢ નીકળે છે. ત્રાંબાની ચોરી કરવાથી વિપાદિકા નામે કોઢ રોગ થાયછે. કલઇની ચોરી કરનારને સિધ્મા નામે કોઢ થાયછે. સીસાની ચોરી કરનારને મુખના રોગ ઉપજે છે. લોઢાની ચોરી કરનારના શરીરનો (મુખનો) રંગ બગડી જાયછે. જે દૂધની ચોરી કરેછે તેને બહુમૂત્રતા નામે વાયુનો રોગ થાયછે.

---

१ त्वंगे. प्र० १-२७. २ क्षारचौरो. प्र० १ ली.

### ઘી અને તેલ ચોરનારના રોગ.

**घृतचौरोऽन्त्ररोगी च तैलचौरोऽतिकण्डुकः ।**

ઘીની ચોરી કરનારને આંતરડાંના વ્યાધિ થાયછે અને તેલની ચોરી કરનારને ઘણી ખસ નીકળે છે.

### બીજાનાં છિદ્ર જોવા વગેરેથી થતા રોગ.

**परच्छिद्रैस्तु काणाक्षो वक्रोक्तौ वक्रलोचनः ॥**
**दोषवान् स्याच्छयावदन्तो दुष्टवक्रोष्ठदूषणः ।**
**रसनाशी जिह्वरोगी गोत्रहा लूतिकाव्रणी ॥**

બીજાનાં છિદ્ર જોવાવડે એક આંખે કાણો થાયછે. જે પુરૂષ વાંકું બોલેછે તેની આંખ વાંકી થાયછે (થરડાઈ જાયછે.) જે પુરૂષ પોતે દોષવાળો હોય તેના દાંત કાળા થઈ જાયછે. જે પુરૂષ મોઢેથી દુષ્ટ ભાષણ કરતો હોય તેને હોઠના રોગ થાયછે. જે પુરૂષ રસનો નાશ કરેછે તેને જીભના રોગ ઉપજે છે અને જે પુત્ર ગોત્રની ઘાત કરેછે તે પુરૂષને લૂતા (કરોળિયા) અને વ્રણ (ચાંદાં)ના રોગ થાયછે.

### પાપરૂપ રોગોનો ઉપસંહાર.

**एते चैव महादोषा अतो वक्ष्यामि निष्कृतिम् ।**
**कृच्छ्रेण येन सिध्यन्ति पापरूपा इमे गदाः ॥**

એ ઉપર જે રોગ ગણાવ્યા છે તે મોટા મોટા રોગ છે. હવે એ રોગની નિષ્કૃતિ અથવા જે પ્રાયશ્ચિત્ત કરવાથી એ પાપરૂપ મોટા રોગ નાશ પામે તે ઉપાય કહુંછું.

### પાપરોગના ઉપાય.

### પાંડુ રોગની નિષ્કૃતિ.

**गोदानं भूमिदानं च स्वर्णदानं सुरार्चनम् ।**
**कृत्वा पश्चात् प्रतीकारं कुर्यात् पाण्डूपशान्तये ॥**

જે પુરૂષને પાપરૂપ પાંડુરોગ થયો હોય તેણે ગાયોનું અથવા પૃથ્વીનું અથવા સોનાનું દાન કરવું અને દેવતાઓનું પૂજન કરવું. અને તે પછી પાંડુરોગ મટવાના પ્રતીકાર કરવા.

## કોઢ રોગની નિષ્કૃતિ.

तद्वत्प्रतिकृतं कर्म कुष्ठरोगोपशान्तये ।
गोभूहिरण्यदानं च तथा मिष्टान्नभोजनम् ॥
चतुर्विधं दानमिदं दत्त्वा कुर्यात् प्रतिक्रियाम् ।
[1]तथा प्रतिक्रियां कुर्यात्कदाचिदपि सिद्ध्यति ॥

તેમજ પ્રમાણે કોઢ રોગ થયો હોય તો તેની શાંતિને અર્થે ગાયનું, ભૂમિનું, સુવર્ણનું કે અન્નનું દાન કરવું. મિષ્ટાન્ન ભોજન આપવું. એટલે તેથી કોઢ રોગનો પ્રતીકાર થશે. એ રીતે ચાર પ્રકારનું દાન આપીને પછી ઔષધોપચાર કરવા. ઔષધોપચાર કરવાનું કારણ એ છે કે તેમ કરવાથી કદાચ રોગ મટી પણ જાયછે.

## પ્રમેહાદિક ઉપર દાન.

मेहे सुवर्णदानं च शूले श्वासे भगन्दरे ।
अश्वानडुहदानेन श्वासकासाद्विमुच्यते ॥

પ્રમેહ થયો હોય ત્યારે સોનાનું દાન કરવું. તેમજ શૂળ, શ્વાસ અને ભગંદર થયું હોય ત્યારે પણ સોનાનું દાન કરવું. વળી ઘોડા અને બળદનું દાન કરવાથી શ્વાસ તથા ખાંસીના રોગથી રોગી મુક્ત થાયછે.

## જ્વરાદિ રોગની નિષ્કૃતિ.

ज्वरे चेश्वरपूजा च रुद्रजाप्यं समाचरेत् ।
शोफे व्रणे शांतिकं स्यादभिशापात्प्रमुच्यते ।

તાવ આવતો હોય ત્યારે મહાદેવનું પૂજન કરવું તથા રૂદ્ર અષ્ટાધ્યાયનો જપ કરવો. સોજામાં તથા વ્રણ રોગમાં ગ્રહાદિકની શાંતિ કરવી અથવા સ્વસ્તિવાચનાદિ શાંતિક કર્મ કરવું. એ કરવાથી અભિશાપ થકી પણ મુક્ત થવાય છે.

---

1 कदाचिदपि सिध्यते आयुषश्च बलक्रियाम्. प्र० १ ली.

## છર્દિ વગેરે રોગની નિષ્કૃતિ.

**छर्दौ चामान्नदानं [1]च शास्त्रदानं भ्रमातुरे ॥**
**अग्निहोमं चाग्निमान्द्ये कन्यादानं च गुल्मके ।**

ઉલટી અથવા બકારીનો રોગ થયો હોય ત્યારે કાચા અન્નનું દાન કરવું. ભ્રમ રોગ થયો હોય ત્યારે શાસ્ત્રનું દાન કરવું. જઠરાગ્નિ મંદ પડ્યો હોય ત્યારે અગ્નિમાં હોમ કરવો. ગુલ્મ રોગીએ કન્યાનું દાન આપવું.

## પ્રમેહાશ્મરી વગેરેની નિષ્કૃતિ.

**मेहाश्मरीविनाशाय लवणं च प्रदीयते ॥**
**बहुभोजनदानेन शूलरोगाद्विमुच्यते ।**

પ્રમેહ અને અશ્મરી (પથરી) ના રોગ નાશ કરવા માટે લવણનું દાન કરવું. ઘણા ભોજનનું દાન કરવાથી શૂળ રોગ મટે છે.

## રક્તપિત્ત વગેરેની નિષ્કૃતિ.

**घृतमधुप्रदानेन रक्तपित्तं प्रशाम्यति ।**
**वनस्पतिसिञ्चनेन विसर्पात् परिमुच्यते ॥**
**[2]विटपासिञ्चनेनाथ नाशं यांति बहुव्रणाः ।**

ઘી અને મધનું દાન કરવાથી રક્તપિત્ત શમે છે. વનસ્પતિને પાણી રેડવાથી વીસર્પ રોગથી મુક્ત થવાય છે. ઝાડને પાણી રેડવાથી ઘણાં વ્રણ થયાં હોય તે સર્વે મટી જાય છે.

## ગ્રહણી વગેરે રોગનાં દાન.

**चतुर्विधेन दानेन साध्यः स्याद्ग्रहणीगदः ॥**
**सुवर्णदानात् कुनखी श्यावदन्तः सुखी भवेत् ।**
**रौप्यदानाच्चित्रकुष्ठं साध्यं वापि प्रदिश्यते ॥**
**सिध्मले त्रपुदानं[3] च विवर्णे लोहदानकम् ।**

ગાય, પૃથ્વી, સોનું અને અન્ન, એ ચાર પ્રકારના દાનથી ગ્રહણી રોગ મટે છે. સોનાનું દાન કરવાથી નઠારા નખવાળો અને કાળા દાં-

---

१ शस्त्र. प्र० १ ली. २ वटस्य. प्र० २ जी. ३ वर्बरे. प्र० १ ली.

તવાળો રોગી સુખી થાયછે. રૂપાનું દાન કરવાથી ચિત્રકોઢ મટે છે એમ કહેલું છે. સિધ્મા નામે કોઢ થયો હોય તો કલઈનું દાન કરવું; અને વિવર્ણતા ઉપજી હોય તો લોઢાનું દાન કરવું.

## મુખાદિ રોગ ઉપર દાન.

**मुखव्रणे नागदानं गोदानं बहुमूत्रके ॥**
**नेत्ररोगे घृतं दद्यात् सुगन्धं नासिकागदे ।**
**तैलदानं च कण्डूके रसदानं च जिह्वके ॥**
**श्यावदन्तेन देवानां सत्कृतिः प्रविधीयते ।**
**ओष्ठरोगेऽपि तद्वच्च लूतारोगे ददेत गाः ॥**

મુખમાં ચાંદીઓ પડી હોય તે રોગીએ સીસાનું દાન કરવું. બહુમૂત્રનો રોગ થયો હોય ત્યારે ગાયનું દાન કરવું. નેત્રરોગ થયો હોય ત્યારે ઘીનું દાન કરવું. નાસીકાનો રોગ થયો હોય ત્યારે સુગંધિનું દાન કરવું. ખસનો રોગ થયો હોય તો તેલનું દાન કરવું. જીભનો રોગ થયો હોય ત્યારે રસનું દાન કરવું. જેના દાંત કાળા થઈ ગયાં હોય તેણે દેવોનું પૂજન કરવું. તેજ પ્રમાણે હોઠના રોગમાં પણ દેવોનું પૂજન કરવું અને લૂતા ( છાપા–કરોળિયા ) ના રોગમાં ગાયોનું દાન કરવું.

## દોષથી ઉપજેલા બીજા રોગોનું કથન.

**अन्यांश्च कथयिष्यामि मनुष्याणां शरीरगान् ।**
**खल्वाटः परनिन्दायां परतर्केण काणकः ॥**
**परहास्याद्वक्रनासः[1] [2]पक्षाघातेन पक्षहा ।**
**वामनः स्वप्रशंसायां परद्वेष्टातिपिङ्गलः ॥**
**परवैकृत्यकर्ता च जायते विकृतात्मकः ।**

મનુષ્યોના શરીરમાં ઉત્પન્ન થનારા બીજા રોગોનું પણ હું કથન કરૂંછું. પારકી નિંદા કરનારાને માથે તાલ પડેછે. તર્કવડે બીજાને દોષી ઠરાવનાર કાણો થાયછે. બીજાનો ઘાત કરનારનું નાક વાંકું થઈ જાયછે. બીજાના પક્ષની હાનિ કરનાર પક્ષાઘાત રોગથી પીડાય છે. પોતાની પ્રશંસા પોતાને મોઢે કરનાર પુરૂષ ઠીંગણો ( વામન ) થાયછે.

१ वक्रनाशः. प्र० २–३. २ पक्षीघातेन. प्र० २.

પારકો દ્વેષ કરનાર અતિશય માંજરો થાયછે. જે પુરૂષ બીજાનો બિગાડ કરેછે તે પુરૂષ અંગે બેડોળ થાયછે.

## પ્રાયશ્ચિત્તનો ઉપસંહાર.

एते महागदाश्चान्ये जायन्ते पापसम्भवाः ॥
यदि वात्र न सिध्येत्तु परभावो भवेन्न च।
अतो हि प्रायश्चित्तं तु कारयेद्भिषजां वरः ॥
भूयो जन्मान्तरे यावत् पापं रोग्यथ भुञ्जति।
प्रायश्चित्ते कृते वापि न पुनर्जायते भवे ॥

ઉપર કહ્યા તે અને બીજા પણ મોટા રોગો પાપથી ઉત્પન્ન થાયછે. જો પ્રાયશ્ચિત્ત કર્યા છતાં પણ આ દેહમાંથી તે મટે નહિ તોપણ બીજો જન્મ પ્રાપ્ત થતાં તે દેહમાં તો તે નહિજ પ્રકટે, માટે ઉત્તમ વૈદ્યે રોગીને રોગનું પ્રાયશ્ચિત્ત કરાવવું. કેમકે પાપનું પ્રાયશ્ચિત્ત ન કરાવવાથી બીજા જન્મમાં પણ રોગીને તે પાપનું ફળ રોગરૂપે ભોગવવું પડેછે; પણ જો જ્ઞાતાજ્ઞાત પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું હોય તો બીજા જન્મમાં તે પાપના ફળરૂપ રોગ ઉપજતો નથી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने पापदोष-
प्रतीकारो नाम प्रथमोऽध्यायः।

---

# द्वितीयोऽध्यायः।

## સ્વપ્નાધ્યાય.

### आत्रेय उवाच।

शृणु पुत्र! समासेन यथावत्संप्रकाश्यते।
[1]तथारिष्टपरिज्ञानं भेषजं संप्रवक्ष्यते ॥

१ शुभाशुभानि स्वप्नानि स्वस्थारिष्टानि मानुषे. प्र० ३.

**આત્રેય કહેછે.**– હે પુત્ર! (સ્વપ્નના યોગથી) અરિષ્ટનું જ્ઞાન હું તને યથાર્થ રીતે સક્ષેપમાં કહુંછું; તેમજ તેના પ્રતીકારરૂપ ઔષધ પણ કહુંછું.

### ફળ ન આપે તેવાં સ્વપ્ન.

**वातिकः पैत्तिकश्चैव भयाद्धीनबलादपि ।**
**मूत्रान्विष्टे सचिंते च षट्स्वप्नानि च वर्जयेत् ॥**

વાયુના યોગથી, પિત્તના યોગથી, ભયથી, બળ કમી થઈ જવાથી, અને પિશાબ ભરાઇ આવવાથી, એવાં છ કારણથી જે સ્વપ્નો આવેછે તે ફળ આપતાં નથી માટે તેમને મિથ્યા જાણીને તજવાં. અર્થાત્ એ છ કારણ સિવાય જે સ્વપ્ન ઉપજ્યું હોય તે સ્વપ્ન આ ગ્રંથમાં કહેલું ફળ આપેછે એમ જાણવું.

### સ્વપ્નનો ફળ આપવાનો કાળ.

**संवत्सरेण फलदो हि भवेन्निशायां**
**[1]यामे प्रियः प्रथम एव शुभाशुभस्य ।**
**स्याद्वत्सरार्द्धमिति याम अथ द्वितीये**
**मासत्रयेण फलदो भवति तृतीये ॥**
**निशावसाने प्रवदन्ति केचि-**
**द्दशाहकः स्यात् फलदो मनुष्ये ।**
**वर्षं दिनस्यान्तमुशन्ति सन्तः**
**षाण्मासिको मध्यदिने प्रदिष्टः ॥**

જે સ્વપ્ન રાત્રીના પહેલા પહોરમાં આવ્યું હોય તે સ્વપ્ન સારૂં કે માઠું ફળ એક વર્ષે આપે છે. રાત્રીના બીજા પહોરમાં સ્વપ્ન થયું હોય તો તે છ મહિને ફળ આપે છે. ત્રીજા પહોરમાં આવેલું સ્વપ્ન ત્રણ મહિને ફળ આપે છે. રાત્રીના અંતમાં આવેલું સ્વપ્ન મનુષ્યને દશ દિવસમાં ફળ આપે છે એવું કેટલાકનું મત છે. વળી ઉપર જે વર્ષ કહ્યું છે તે દિવસનો અંત સમજવો. અર્થાત્ સાયંકાળે એક વર્ષ પૂરૂં થયું એમ ડાહ્યા પુરૂષો માનેછે અને તેજ પ્રમાણે દિવસના મધ્ય-ભાગને છ મહિના માને છે.

---

१ यामे तु दृष्टः प्रथमे फलदो शुभस्य. प्र. १–२.

## સ્વપ્નમાં શ્વેત પદાર્થના દર્શનનું ફળ.

**स्वप्नेषु शुभ्राणि शुभानि धीराः सर्वाणि चेमानि विवर्जयित्वा ।**
**कार्पासभस्मास्थिकपालशूलं कुर्यान्नराणां विपदं रुजं वा ॥**

સ્વપ્નમાં જો શ્વેત પદાર્થો જોવામાં આવે તો તે સઘળાં શુભ ફળ આપનારાં છે એમ ધીર પુરૂષો કહે છે. એ શ્વેત પદાર્થોમાંથી આટલાં વર્જ્ય કરવાં:—કપાસ, રાખોડી, હાડકું, કાચલું અને શૂળ કેમકે એ પદાર્થો પૈકી કોઇ સ્વપ્નમાં જોવામાં આવે તો તે વિપત્તિ કે રોગને આણનારૂં છે એમ જાણવું.

## સ્વપ્નમાં કાળા પદાર્થના દર્શનનું ફળ.

**सर्वाणि कृष्णानि विनिन्दितानि स्वप्ने नराणां विपदं रुजं वा ।**
**कुर्वन्ति चैतानि विवर्जयित्वा गोवाजिराजद्विजहस्तिमत्स्यान् ॥**

સ્વપ્નમાં સઘળા કાળા પદાર્થ જોવામાં આવે તો તે સારા નથી, કેમકે તે વિપત્તિ અથવા રોગ ઉપજાવનારા છે. એ કાળા પદાર્થોમાંથી માત્ર ગાય, ઘોડો, રાજા, બ્રાહ્મણ, હાથી, અને મત્સ્ય, એટલાં છ વાનાં શુભ ફળને આપનારાં છે માટે તે જોવામાં આવે તો હરકત નથી.

## સ્વપ્નમાં શુભ ફળ આપનારા પદાર્થ.

**[1]मुकुरकुसुमभृङ्गारातपत्रं ध्वजं वा**
**दधि फलमथ वस्त्रं चान्नताम्बूलपत्रम् ।**
**कमलकलशशङ्खं भूषणं काञ्चनस्य**
**[2]भवति सकलसंपत्श्रेयसे रोगिणां च ॥**

કાચનું દર્પણ, પુષ્પ, ઝારી (જળપાત્ર), છત્રી, ધજા, દહીં, ફળ, વસ્ત્ર, અન્ન, નાગરવેલનાં પાન, કમળ, ઘડો (કળશ,) શંખ, અને સોનાનો અલંકાર, એ પદાર્થો સ્વપ્નમાં દીઠામાં આવે તો તે સાજા માણસને સઘળી સંપત્તિ આપનારા છે અને રોગીને નીરોગી કરનારા છે.

## સ્વપ્નમાં સૂર્યાદિ દર્શનનું ફળ.

**दिनकरनिशिनाथं मण्डलं तारकाणां**
**विकचकमलकुञ्जैः पूर्णपद्माकरं वा ।**

---

१ कनक. प्र० ३. २ विभव. प्र० २—३.

तरति सलिलराशिं प्रौढनद्याश्च पारं
धनसुखविभवाप्तिर्व्याधिनां रोगमुक्तिः ॥

સ્વપ્નમાં સૂર્ય, ચંદ્ર, તારામંડળ, કે ખીલેલાં કમળના સમુદાયથી ભરેલાં સરોવર જોવામાં આવે, અથવા સમુદ્ર કે નદીની પાર તરીને જાય, તો એ સ્વપ્ન સ્વસ્થ મનુષ્યને ધન, સુખ અને વૈભવ આપે તથા રોગીને રોગમાંથી મુક્ત કરે.

## સ્વપ્નમાં દેવાદિના વચનનું ફળ.

देवो द्विजो वा पितरो नृपो वा स्वप्नेषु वाक्यं वदते यथैव ।
तथैव नान्यच्च भवेन्मनुष्ये यद्यस्य सौख्यं विपदो रुजो वा ॥

સ્વપ્નમાં દેવ, બ્રાહ્મણ, પિતૃ કે રાજા આવીને જે પ્રમાણે વચન બોલે તેજ પ્રમાણે મનુષ્યને જે વિપત્તિ કે પીડા કે સુખ થવાનું હોય તે પ્રાપ્ત થાય, અન્યથા થાય નહિ.

## સ્વપ્નમાં ગાય વગેરેના દર્શનનું ફળ.

गोवाजिकुञ्जरनृपाः सुमनः प्रशस्तं
स्वप्नेषु पश्यति नरः सरुजः सुखाय ।
शय्यास्थितश्च रुजनाशनसम्भवाय
बद्धोऽपि वै सुदृढबन्धविमोचनाय ॥

સ્વપ્નમાં ગાય, ઘોડો, હાથી, રાજા, અથવા પ્રશસ્ત એવું પુષ્પ, એમાંથી કોઈ પદાર્થ જોવામાં આવે તો તેથી રોગીને આરામ થાયછે; ખાટલે પડેલો હોય તેનો વ્યાધિ મટે છે; અને બંધીખાને પડેલો પુરૂષ બંધનમાંથી મુક્ત થાયછે.

## સ્વપ્નમાં અલંકારાદિના દર્શનનું ફળ.

यो भूषणं पश्यति मन्दिरं वा कौमाररूपं दधिमीनकन्याः ।
सपुष्पवल्लीं फलितं द्रुमं वा स्वस्थे धनाप्तिं रुजनाशनाय ॥

જે પુરૂષ સ્વપ્નમાં અલંકાર, મંદિર, કૌમારરૂપ (પાંચ વર્ષનું બાળક,) દહીં, માછલું, કન્યા (દશ વર્ષની કુમારિકા,) સારાં પુષ્પવાળી વેલ, ફળવાળું ઝાડ, એમાંનું કાંઈ દેખે તો તે પુરૂષ જો નીરોગી હોય તો તેને ધન પ્રાપ્તિ થાય અને રોગી હોય તો તેનો રોગ નાશ પામે.

## સ્વપ્નમાં ખાનપાન વગેરેનું ફળ.

**स्वप्ने पयःपानमतिप्रशस्तं पानं सुराया अथ भोजनं वा ।**
**घृतं [1]यवागूकृशरोदनं वा क्षैरेयकं भोजनकं सुखाय ॥**

સ્વપ્નામાં દૂધ પીવામાં આવે તો તે ઘણું સારૂં ફળ આપનારૂં છે. તેમ મદ્ય પીવામાં આવે અથવા ભોજન કરવામાં આવે, ઘી પીવામાં આવે, અથવા જાણુંજું (યવાગૂ,) ખીચડી, કે ભાત ખાવામાં આવે, અથવા દૂધના પદાર્થનું ભોજન કરવામાં આવે તો તે રોગીને સુખ ઉપજાવનારાં છે.

## સ્વપ્નમાં સર્પદંશનું ફળ.

**सितो भुजङ्गो दशते कराग्रे [2]नरस्य सुप्तस्य शरीरकेषु ।**
**पुत्रस्य लाभं वदते धनं वा [3]नाशं विदध्यादचिराद्रुजां वा ॥**

જો પુરૂષને સ્વપ્નમાં ધોળો સાપ આવીને હાથની આંગળીની ટોચ ઉપર અથવા શરીરના કોઈ પણ ભાગમાં દંશ કરે તો તે મનુષ્યને પુત્ર પ્રાપ્તિ અથવા ધનનો લાભ થાય એમ કહેછે. તેમજ જો તે મનુષ્ય રોગી હોય તો તેનો રોગ પણ થોડા વખતમાં નાશ પામે.

## સ્વપ્નમાં સ્ત્રીના આલિંગનનું ફળ.

**सश्वेतवस्त्रां रमणीं सुरम्यां स्वप्ने समालिङ्गति यो मनुष्यः ।**
**तस्य प्रकर्षेण सुखं श्रियः स्यात् सुपुत्रलाभश्च रुजां विनाशः॥**

જે પુરૂષ સ્વપ્નમાં ધોળાં વસ્ત્ર પહેરીને આવેલી સુંદર સ્ત્રીને આ-લિંગન કરે તે પુરૂષને અત્યંત સુખ અને લક્ષ્મી મળે; તેમજ તેને સુ-પુત્રનો પણ લાભ થાય જો તે પુરૂષ રોગી હોય તો તેના રોગનો નાશ થાય.

## સ્વપ્નમાં ધાન્યદર્શનનું ફળ.

**यो धान्यपुञ्जं तिलतण्डुलानां गोधूमसिद्धार्थयवादिकानाम् ।**
**धान्याप्तिरस्यामयनाशहेतुः स्वप्नेषु शीघ्रं मनुजे सुखाय ॥**

---

१ यवान्नं. प्र० ३ जी. २ नरस्य स्वस्थस्य शरीरकेषु. प्र० ३.
३ लक्ष्मीं विदध्याच्छमनं रुजां वा.

જે પુરૂષ સ્વપ્નમાં ધોળા ચોખા, ઘઉં, સરસવ, જવ, એ વગેરે ધાન્યોનાં પગલાં જુએ તો તે પુરૂષને ધાન્યની પ્રાપ્તિ થાય. તથા તે જો રોગી હોય તો તેનો રોગ થોડાક કાળમાં નાશ પામે.

## સ્વપ્નમાં વૃક્ષદર્શનનું ફળ.

**सफले धनसम्पत्तिर्दीप्ते रोगविनाशनम् ।**
**सुखं च पुष्पिते ज्ञेयं सम्पूर्णे वाञ्छितं फलम् ॥**

इति शुभानि स्वप्नानि ।

સ્વપ્નમાં જો ફળવાળું વૃક્ષ જોવામાં આવે તો તે ધનસંપત્તિ આપેછે; જો તે વૃક્ષ પ્રકાશિત જોવામાં આવે તો રોગનો નાશ કરેછે; જો તે પુષ્પવાળું જોવામાં આવે તો તે સુખ આપેછે; અને જો ફળ, પ્રકાશ અને પુષ્પ, એ ત્રણેથી ભરેલું જોવામાં આવે તો તે ઇચ્છિત ફળને આપેછે.

## અશુભ સ્વપ્ન.

## સ્વપ્નમાં કાગડા વગેરેના દર્શનનું ફળ.

**काकैः कङ्कैः करभभुजगैः शूकरोलूकगृध्रै-**
**[1]र्जम्बूकैः श्वा वृकखरमहिष्यांतरिक्षैश्च जीवैः ।**
**व्याघ्रैर्ग्राहैर्मकरकपिभिर्भक्ष्यमाणं स्वकायं**
**पश्येद्योऽसौ भजति नितरां हानिमापद्रुजं वा ॥**

કાગડા, કંકપક્ષી, ઉંટ, સાપ, ભૂંડ, ઘૂડ, ગીધ, શિયાળ, કૂતરા, વરૂ, ગધેડા, પાડા, બીજા આકાશમાં ફરનારાં સમળી, ગરજણ વગેરે પક્ષીઓ, વાઘ, મચ્છ, મગર, વાંદરા, એ વગેરે પ્રાણીઓ પોતાના દેહને કરડી ખાયછે એવું જે સ્વપ્નામાં જુએ તે પુરૂષને અત્યંત હાનિ, આપત્તિ, કે રોગ થાય.

## સ્વપ્નમાં તેલ વગેરે ચોળવાનું ફળ.

**योऽभ्याञ्जितं स्वं मनुजः प्रपश्येत्सर्पिर्वसातैलविशेषणेन ।**
**शीघ्रं रुजाप्तिर्भवतीह तस्य वदन्ति धीरा निपुणं विधेयम् ॥**

---

1 जंबूकैर्वा वृकखरमहिष्यांतरिक्षैः श्वभिश्च. प्र० १.

જે પુરૂષ સ્વપ્નમાં પોતાને શરીરે ઘી, વસા, તેલ કે બીજા એવાજ પદાર્થ ચોળેલા દેખે તે પુરૂષને જલદીથી રોગની પ્રાપ્તિ થાયછે એમ ધીર પુરૂષોનું કહેવું છે માટે તે અરિષ્ટ ટાળવાને જે સારો યત્ન હોય તે કરવો.

### સ્વપ્નમાં દક્ષિણ દિશામાં જવાનું ફળ.

**व्याघ्रोष्ट्रखरसंयुक्ते रथे सौरभसंयुते ।**
**उह्यमानो दिशं याम्यां गच्छेच्च स मृतिं भजेत् ॥**

જે પુરૂષ સ્વપ્નમાં વાઘ, ઊંટ, ગધેડાં અથવા પાડા જોડેલા એવા રથમાં બેશીને દિશામાં વહન કરે તે પુરૂષ મૃત્યુ પામે.

### દક્ષિણ દિશામાં સ્ત્રી દર્શનનું ફળ.

**रक्तवस्त्रां कृष्णवस्त्रां मुक्तकेशां विरूपिणीम् ।**
**याम्यां स्थितां रुदन्तीं वा गायन्तीमथ पश्यतीम् ॥**
**अथाह्वयति संक्रुद्धा समालिङ्गति चुंबति[1] ।**
**यः पश्यति सुखी स स्याद्व्याधितो मृत्युमृच्छति ॥**

જે પુરૂષ સ્વપ્નમાં રાતાં વસ્ત્ર પહેરેલી અથવા કાળાં લૂગડાંવાળી, જેના માથાના કેશ છૂટા છે એવી, વિકાળ આકૃતિવાળી, દક્ષિણ દિશામાં રહીને ત્યાં આગળ રડતી અથવા ગાતી હોય એવી સ્ત્રીને જુએ, અથવા જેને ક્રોધ કરીને બોલાવે, અથવા જેને તે સ્ત્રી આલિંગન કરે કે ચુંબન કરે, એવી રીતે સ્વપ્નમાં જોવાથી જો જોનાર પુરૂષ રોગરહિત હોય તો રોગી થાય અને રોગી હોય તો મરણ પામે.

### સ્વપ્નમાં વમનાદિકના દર્શનનું ફળ.

**यस्य स्वप्ने [2]वमिश्चैव दन्तपातः प्रदृश्यते ।**
**शीर्यन्ते केशरोमाणि स सुखी चापदं व्रजेत् ॥**

જે પુરૂષ સ્વપ્નમાં વમન અથવા દાંત પડી ગયેલા દેખે અથવા જેના કેશ અને રૂવાડાં સ્વપ્નમાં ખરી પડે તે પુરૂષ સુખી હોય તોપણ વિપત્તિ પામે.

---

१ चर्वति. प्र० १–३. २ च निष्कुष्ट.

## સ્વપ્નમાં રક્તદર્શનનું ફળ.

यस्य खड्गासिकुंतैस्तु तोमरादिप्रहारतः ।
रक्तं च दृश्यते देहे स स्वस्थो व्याधिमृच्छति ॥

જે પુરૂષના દેહ ઉપર સ્વપ્નમાં ખડ્ગ (ખાંડુ), તરવાર, ભાલા અને તોમર વગેરે હથિયારના પ્રહારથી લોહી જોવામાં આવે તે પુરૂષ શરીરે નીરોગી હોય તથાપિ તે રોગી થાય.

## ખાલી ઘર વગેરેના દર્શનનું ફળ.

शून्यागारं पश्यते यो मनुष्यः प्रासादं वा देवहीनं च पश्येत् ।
[1]पातश्चान्द्रे पुष्पितानां द्रुमाणां तस्यानिष्टं मृत्युमाशु प्रपद्येत् ॥

જે પુરૂષ સ્વપ્નમાં ખાલી ઘર જુએ અથવા દેવ રહિત દેવાલય જુએ, અથવા ચંદ્રનું ગ્રહણ જુએ, અથવા પુષ્પવાળાં ઝાડ પડી ગયેલાં જુએ, તો તે પુરૂષને અનિષ્ટ છે એમ જાણવું. તથા તે થોડાક કાળમાં મૃત્યુ પામે.

## સ્વપ્નમાં ખંડિત દેવ વગેરેના દર્શનનું ફળ.

प्रपश्येन्नरो भिन्नदेवं घटं वा तथा भग्नशाखं तरुं मन्दिरं वा ।
विशीर्णं विपश्येत्सुखी व्याधिसंपत्स मृत्युं प्रपद्येद्रुजाग्रस्त आशु ॥

જે પુરૂષ સ્વપ્નમાં ખંડિત થયેલા દેવ, ભાગેલો ઘડો, ડાળ ભાગી પડેલી એવું ઝાડ, અથવા પડી ગયેલું ઘર જુએ તે મનુષ્ય સુખી હોય તો તેને વ્યાધિ પ્રાપ્ત થાય અને વ્યાધિગ્રસ્ત હોય તો થોડાક કાળમાં મૃત્યુ પામે.

## સ્વપ્નમાં પિતૃઓના દર્શનનું ફળ.

यस्याह्वयन्ति पितरो दिशि दक्षिणस्या-
माश्रित्य चाशु तनुते मनुजस्य मृत्युम् ।
[2]यश्चास्थि शूललकुटोद्यतपाशपाणि-
राह्वयते स मृतिमाशु मुपैति कष्टम् ॥

---

१ ताप. प्र० १ ली. २ यस्यास्ति शूललकुटोद्यतपाशपाणिराह्वयति स मृतिमाशु तनोति कष्टम् । प्र० १ ली.

જે પુરૂષને સ્વપ્નમાં દક્ષિણ દિશામાં રહીને પિતૃઓ બોલાવતા હોય અથવા જે પુરૂષને હાથમાં હાડકું, શૂલ, લાકડી, ફાંસો, વગેરે ઝાલીને યમદૂત બોલાવતા હોય અથવા જે પુરૂષે પોતાના હાથમાં હાડકું વગેરે ઝાલેલું છતાં તેને બીજું કોઈ દક્ષિણ દિશામાં બોલાવતું હોય તે પુરૂષ થોડાક કાળમાં મૃત્યુ પામેછે એ દુઃખની વાત છે.

## સ્વપ્નમાં કપાસ વગેરેના દર્શનનું ફળ.

**कार्पासभस्मास्थिकपालशूलं चक्रं च पाशं निशि यः प्रपश्येत् ।**
**तस्यापदो रोगधनक्षयौ वा रोगी मृतिं वा तनुतेऽतिकष्टम् ॥**

જે પુરૂષ સ્વપ્નમાં કપાસ, રાખોડી, હાડકું, ઘડા વગેરેનાં કાચલાં, શૂળ, ચક્ર, પાશ (ફાંસો,) વગેરે જૂએછે તે પુરૂષને માથે કોઇ આપદા આવી પડેછે અથવા તેના ધનનો ક્ષય થાયછે, અથવા એથી પણ ખેદકારક એ છે કે, જો સ્વપ્નવાળો પુરૂષ રોગી હોય તો તે મૃત્યુ પામે છે.

## સ્વપ્નનાં અરિષ્ટની પ્રતિક્રિયા કરવાનો ઉપદેશ.

**इति प्रदिष्टानि शुभाशुभानि निशासु सुप्ते मनुजे विशेषात् ।**
**तथाशु विज्ञाय महामते! त्वं गदस्य नाशाय विधेयमत्र ॥**

ઉપર કહ્યું તે પ્રમાણે શુભ અને અશુભ ફળ આપનારાં લક્ષણો કહ્યાં છે અને વિશેષે કરીને રાત્રે સૂતેલા પુરૂષને સ્વપ્ન થવા ઉપરથી જે અરિષ્ટ જાણવામાં આવે છે તે કહ્યું છે. માટે હે મોટી બુદ્ધિવાળા પુત્ર! એ સર્વને જાણીને રોગીના રોગના જેથી નાશ એવો ઉપાય તારે કરવો.

## નઠારા સ્વપ્નના પ્રતીકાર.

**स्नानं च दानं च सुरार्चनं च होमं तथा भोज्यविधानकं च ।**
**दुःस्वप्नमेतेषु विनाशमेति शुभं च सौख्यं च तनोति शीघ्रम् ॥**

તીર્થાદિકમાં સ્નાન કરવું, સુપાત્રને દાન આપવું, દેવતાઓનું પૂજન કરવું, અગ્નિમાં હોમ કરવો, બ્રાહ્મણાદિકને વિધિ પુરઃસર ભોજન આપવું, એવાં એવાં કર્મ કરવાથી નઠારાં સ્વપ્નનું નઠારૂં ફળ નાશ પામેછે અને થોડાજ સમયમાં શુભ અને સુખ પ્રાપ્ત થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने स्वप्नाध्यायो नाम द्वितीयोऽध्यायः ।



# तृतीयोऽध्यायः ।

## સ્વસ્થ મનુષ્યનાં અરિષ્ટ.

### आत्रेय उवाच ।

**शृणु पुत्र ! महाप्राज्ञ ! सर्वदेहार्थसाधकम् ।**
**वैद्यशास्त्रस्य सारं यत् स्वास्थ्यारिष्टं च मानवे ॥**

**આત્રેય** કહેછે- હે મોટી બુદ્ધિવાળા પુત્ર! સર્વ દેહના અર્થને સિદ્ધ કરનારા વૈદ્યશાસ્ત્રના સારને તથા મનુષ્યને સ્વસ્થપણામાં પણ જે અરિષ્ટ જોવામાં આવે છે તેને તું સાંભળ.

### ધ્રુવાદિ ન દેખવારૂપ અરિષ્ટ.

**यो न पश्येद् ध्रुवं सम्यक् स्वर्णदीं मनुजोऽबुधः ।**
**तस्य षण्मासमध्ये तु मृतिश्चैवोपपद्यते ॥**

જે મૂર્ખ પુરૂપ સાજો હોઇને ધ્રુવને અથવા આકાશગંગાને સારી રીતે (બીજાએ દેખાડ્યા છતાં) જોઇ ન શકતો હોય તેનું છ મહિનામાં મરણ થાયછે.

### દ્વિતીયા ચંદ્ર ન દેખવારૂપ અરિષ્ટ.

**यो वै द्वितीयां हिमधामलेखां नरो न पश्येद्विजहाति तस्य ।**
**मासत्रयं प्राप्य शरीरमाशु जीवो व्रजेत्तस्य यमस्य लोकम् ॥**

જે પુરૂપ શુદ પક્ષના બીજના ચંદ્રમાની રેખાને દેખે નહિ તે પુરૂપ ત્રણ મહિનામાં પોતાનું શરીર તજે છે અને તેનો જીવ તત્કાળ યમલોકમાં જાયછે.

### કર્ણઘોષ ન સાંભળવા વગેરે અરિષ્ટ.

**यः कर्णघोषं न शृणोति हस्तो मृताश्च यूकाः प्रपतन्ति भालात् ।**
**यो वैपरीत्यं विशृणोति शब्दं मासद्वयं प्राप्य जहाति जीवम् ॥**

જે મૂર્ખ માણુસ કાનમાં થતો નાદ સાંભળતો નથી અથવા જેના કપાળથી મરી ગયેલી જુઓ પડે છે, તેમજ જે વિપરીત શબ્દ સાં-

ભળે છે એટલે મોટા શબ્દને ઝીણો હોય તેમ અને ઝીણા શબ્દને મોટો શબ્દ હોય તેમ સાંભળે છે તે પુરૂષ બે મહિને મૃત્યુ પામે છે.

## મુખ શ્વાસાદિ અરિષ્ટ.

**यः स्वस्थदेहः श्वसते मुखेन नेत्रेऽरुणे श्यावमथैव वक्त्रम् ।**
**जिह्वा विवर्णा दशनाश्च कृष्णाः स्वस्थोऽपि शीघ्रं यमलोकगन्ता**

જે પુરૂષ શરીરે સાજો તાજો હોઇને મુખવડે શ્વાસ લેછે; જેનાં નેત્ર રાતાં થઈ જાયછે અને મુખ કાળું થઈ જાયછે જેની જીભ વિવર્ણ અને દાંત કાળા થઈ જાયછે તે મનુષ્ય નીરોગી છતાં પણ થોડા કાળમાં જમલોકમાં જાયછે.

## પ્રભાતે શિરોવ્યથાદિ અરિષ્ટ.

**यस्य प्रभाते च शिरोव्यथा स्याद्दीपे परीवेषमवेक्ष्यमाणः ।**
**विपश्यते यः पटलं च रेणोः स वै मृतिं याति न दीर्घमायुः ॥**

જે પુરૂષનું સવારમાં માથું દૂખે છે; વળી જે દીવાની પાછળ કુંડાળું જુએ છે તથા ધૂળનું પટલ હોય તેવું દેખે છે તે પુરૂષનો આયુષ્ય લાંબો હોતો નથી તેથી તે મૃત્યુ પામે છે.

## સૂર્ય બિંબાદિના દર્શનરૂપ અરિષ્ટ.

**[1]यः सूर्यबिम्बं शशिनं च पश्येद्विना परीवेषमवेक्ष्यमाणः ।**
**धूमावृतं वा रविमण्डलं च प्रपश्यते शीघ्रमृतिं स गन्ता ॥**

જે પુરૂષ સૂર્ય કે ચંદ્રના બિંબને જુએ પણ તેની પાછળ તેજનું કુંડાળું હોયછે તેને ન દેખે, અથવા જે સૂર્યના મંડળને ધૂમાડાથી વીંટાયલું દેખે તે પુરૂષ મૃત્યુ પામે છે.

## ઇંદ્રધનુષ્ય જોવારૂપ અરિષ્ટ.

**स्वस्थे निरभ्रे गगने च पश्येद्यः शक्रचापं विदिशादिशासु ।**
**तथैव विद्याश्रयनाग्रतो यः शीघ्रं स वैवस्वतलोकगन्ता ॥**

જે પુરૂષ નિર્મળ અને વાદળાં વગરના આકાશમાં જોતો હોય ત્યારે દિશાઓમાં અને વિદિશાઓમાં ઇંદ્રિધનુષ્ય દેખે, તેમજ તે ઇંદ્ર-

1 यः सूर्यबिंबे शशिनं प्रपश्येत्. प्र० १ ली.

ધનુષ્ય પોતાની આંખો આગળ હોય તેમ દેખે તે થોડાક કાળમાં જમપુરીમાં જાય.

## વિપરિત દર્શનાદિ અરિષ્ટ.

**यो नेत्रे मीलितेऽपि द्युतिमथ चपलां पश्यते यः पुरस्तात**
**कर्णे रन्ध्रं निरुध्य ध्वनिमथ मनुजो न शृणोति श्रुतिभ्याम् ।**
**तिक्तादीनां रसानां कथमपि रसना स्वादमात्रं न वेत्ति**
**सद्राग्वैवस्वतस्य प्रतिगमनमतिर्दृश्यते मानवेषु ॥**

જે પુરૂષ પોતાનાં નેત્ર મીંચી રાખે તેમ છતાં તેની આંખો આગળ ચપળ પ્રકાશ જતો આવતો હોય એવું દેખે, જે પુરૂષ પોતાના કાનનાં છિદ્ર બંધ કરીને પછી અંદરથી જે ધ્વનિ સંભળાય છે તેને સાંભળે નહિ, જે પુરૂષ કડવા વગેરે રસને જીભ ઉપર મૂકીને પણ તેનો સ્વાદ કોઈ પ્રકારે જાણી શકે નહિ, તે પુરૂષ જલદીથી જમપુરમાં જનારો છે એમ જાણવું.

## ઠંડક અને ગરમીથી જણાનારાં અરિષ્ટ.

**यस्यात्युष्णं शरीरं शिशिरमथ मनुष्यस्य यस्याविलम्बं**
**शीतं नो वेत्ति चोष्णं हिमजलसिकते रोमहर्षो न यस्य ।**
**दण्डाघातेन [1]राज्ञा न भवति स पुनः श्राद्धदेवस्य लोके**
**लोकानां दर्शनाय द्रुतमतिरुचिरां स्वस्थतां न प्रयाति ॥**

જે પુરૂષનું શરીર અતિશય ગરમ હોય તેમ છતાં થોડીક વારમાં તે એકદમ ઠંડું પડી જાય, જે પુરૂષ શરીરના સ્પર્શવડે ઠંડક કે ગરમીને જાણી શકે નહિ, જે પુરૂષને ઠંડા જળના બિંદુનો સ્પર્શ થવાથી રૂવાં ઉભાં થતાં ન હોય, તે પુરૂષ જમરાજાના દંડનો પ્રહાર થવાથી મૃત્યુ પામે છે અને પિતૃઓના દેવ યમના લોકને જોવાને જલદીથી ગમન કરેછે તથા અતિશય રૂચિર એવા નીરોગીપણાને તે પામતો નથી. તાત્પર્ય કે તે મૃત્યુ પામેછે.

---

1 राजात. प्र० १ ली. राजी. प्र० ३ जी.

### પ્રતિબિંબ ન દેખવારૂપ અરિષ્ટ.

**तैले जले दर्पणके घृते वा परस्य नेत्रे प्रतिबिम्बमात्मनः ।**
**पश्येन्न योऽसौ यमलोकगन्ता यानीहि तं जीवविहीनमेव ॥**

જે પુરૂષ તેલમાં, પાણીમાં, દર્પણમાં, ઘીમાં અથવા બીજાના નેત્રમાં પોતાનું પ્રતિબિંબ જોઇ શકતો નથી તે પુરૂષ જમ લોકમાં જનારે અને જીવ વગરનો મુડદારૂપ જાણવો અર્થાત્ તે તત્કાળ મૃત્યુ પામે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने स्वास्थ्यारिष्टं नाम तृतीयोऽध्यायः ।

---

## चतुर्थोऽध्यायः ।

---

### વ્યાધિરૂપ અરિષ્ટ.

### आत्रेय उवाच ।

**उपद्रवैश्च ये पुष्टा व्याधयो यान्ति वार्यताम् ।**
**रसायनादिना वत्स ! तान्ममैकमनाः शृणु ॥**

**આત્રેય** કહેછે–હે પુત્ર ! ઉપદ્રવોવડે પુષ્ટ થયેલા જે વ્યાધિઓ રસાયનાદિવડે અટકાવી શકાય છે તે તું મારી પાસેથી એક ચિત્તે સાંભળ.

### આઠ મહાવ્યાધિનાં નામ.

**वातव्याधिः प्रमेहश्च कुष्ठमर्शो भगन्दरम् ।**
**अश्मरी मूढगर्भश्च तथा चोदरमष्टमम् ।**
**अष्टावेते प्रकृत्यैव दुश्चिकित्स्या महागदाः ॥**

વાતરોગ, પ્રમેહ, કોઢ, અર્શ, ભગંદર, પથરી, મૂઢગર્ભ, અને આઠમો ઉપર રોગ, એ આઠ સ્વભાવથીજ જેની ચિકિત્સા કષ્ટે કરીને થઇ શકે એવા મોટા રોગ છે.

## આઠ મહારોગના ઉપદ્રવો.

**प्राणमांसक्षयश्वासतृष्णाशोषवमिज्वरैः ।**
**मूर्च्छातीसारहिक्काभिः पुनरेतैरुपद्रुताः ॥**
**वर्जनीया विशेषेण भिषजा सिद्धिमिच्छता ॥**

પ્રાણક્ષય, માંસક્ષય, શ્વાસ, તૃષ્ણા, શોષ, ઉલટી, તાવ, મૂર્છા, અતીસાર, અને હિક્કા, એ ઉપદ્રવોવડે એ આઠ મહારોગ ઉપદ્રુત હોયછે. અર્થાત્ એ આઠ મહારોગની પાછળ ઉપર ગણાવેલા રોગ ઉપદ્રવરૂપે લાગુ થયેલા હોય છે. માટે જે વૈદ્ય પોતાના કર્મની સિદ્ધિ ઇચ્છતો હોય તેણે એવા રોગનો વિશેષે કરીને ત્યાગ કરવો.

## જ્વર રોગીનાં અરિષ્ટ.

**यस्य जिह्वा भवेच्छ्यामा पीता वा नीलसम्भवा ।**
**श्वासो भवत्यतीवोष्णः शरीरं पुलकाङ्कितम् ॥**
**नीलनेत्रेऽरुणे पीते कण्ठो घुरघुरायते ।**
**न जीवति ज्वरार्त्तस्तु लक्षणं यस्य चेदृशम् ॥**

જે જ્વરવાળા રોગની જીભ કાળી, પીળી અથવા નીલા વર્ણની થાય, જે પુરૂષનો શ્વાસ અતિશય ગરમ થઈ જાય, શરીરે રૂવાં ઊભાં થાય, આંખો નીલી, રાતી કે પીળી થાય, કંઠે ઘરઘર શબ્દ બોલે, એવાં જે રોગીનાં લક્ષણ હોય તે જ્વરરોગવાળો પુરૂષ જીવે નહિ.

## જ્વર રોગીનું બીજું અરિષ્ટ.

**मुखे श्वासो भवेद्यस्य श्यावा दन्तावली पुनः ।**
**स्तब्धनेत्रो बलाढ्यः स्याज्ज्वरार्त्तो नैव जीवति ॥**

જે તાવવાળા પુરૂષને મોઢે થઈને શ્વાસની પ્રવૃત્તિ થાય, દાંતની પંક્તિ કાળી પડી જાય, આંખો સ્તબ્ધ થઈ જવાથી એક સરખો ટગર ટગર જોઈ રહેતો હોય, જે પ્રથમ અશક્ત છતાં એકાએક બળવાન્ થઇ જાય, એવો તાવવાળો રોગી જીવતો નથી.

---

૧ तीव्रा. प्र० १ ली.

## જ્વરરોગીનું ત્રીજું અરિષ્ટ.

**बहुमूत्री बहुश्वासी क्षामोऽरोचकपीडितः ।**
**हतप्रभेन्द्रियो यश्च ज्वरी शीघ्रं विनश्यति ॥**

જે તાવવાળા પુરૂષને બહુ પેશાબ થતો હોય, ઘણો શ્વાસ થતો હોય, શરીર સૂકાઈ ગયું હોય, અરૂચિથી પીડાતો હોય, શરીરની કાંતિ નાશ પામી હોય અને ઇંદ્રિયોની શક્તિ નાશ પામી હોય, તે તાવવાળો રોગી ઉતાવળે નાશ પામેછે.

## જ્વરરોગીનું ચોથું અરિષ્ટ.

**यस्यास्ये स्रवते रक्तं शिरोऽर्त्तिर्यस्य दृश्यते ।**
**अन्तर्दाहो बहिःशीतो ज्वरस्तु मृत्युमृच्छति ॥**

જે રોગીના મુખમાં લોહી સ્ત્રવતું હોય તથા જેને માથાની વેદના થતી હોય, વળી તે સાથે જેને શરીરના અંદરના ભાગમાં દાહ થતો હોય અને જેનું શરીર બાહારથી ઠંડું હોય, એવો તાવવાળો રોગી મરણ પામે.

## જ્વરરોગીનું પાચમું અરિષ્ટ.

**यस्ताम्यति विसङ्गस्तु शेते विपतितोऽपि वा ।**
**शीतार्दितोऽन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः ॥**

જે રોગી એકલો અથવા અવયવોને છૂટા પસારીને પડેલો હોય તથા દુઃખ પામતો હોય, અથવા ગમે તે સ્થિતિમાં પડી રહેતો હોય, અથવા બહારથી ટાઢવડે પીડાતો હોય અને અંદરથી ગરમીવડે પીડાતો હોય, એવો તાવવાળો પુરુષ મરણ પામે.

## જ્વરનું છઠું અરિષ્ટ.

**यो हृष्टरोमा रक्ताक्षो हृदि सङ्घातशूलवान् ।**
**नित्यं च वक्त्रेणोच्छ्वासः स ज्वरो हन्ति मानवम् ॥**

જે પુરૂષનાં રૂવાં ઊભાં થતાં હોય, આંખો રાતી થતી હોય, છાતીમાં કફનો ડુચો બાઝીને શૂળ આવતું હોય, અને નિરંતર મુખવડે શ્વાસ લેતો હોય, એવો જ્વરના રોગવાળો પુરૂષ મૃત્યુ પામે.

## જ્વરનું સાતમું અરિષ્ટ.

**हिक्काश्वासपिपासार्त्तं मूढं विभ्रान्तलोचनम् ।**
**सन्ततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः ॥**

જે પુરૂષ હિક્કા, શ્વાસ અને તરસવડે પીડાતો હોય, જે પુરૂષ મૂઢ અને ભ્રમિત નેત્રવાળો હોય, જે પુરૂષને નિરંતર શ્વાસ ચાલતો હોય, તથા જે પુરૂષનું શરીર ક્ષીણુ થઈ ગયું હોય તે પુરૂષનો તાવ મૃત્યુ ઉપજાવેછે.

## જ્વરનું આઠમું અરિષ્ટ.

**आविलाक्षं प्रताम्यन्तं तन्द्रायुक्तमतीव च ।**
**क्षीणशोणितमांसं च नरं नाशयति ज्वरः ॥**

જે પુરૂષનાં નેત્ર મલિન થયાં હોય, જે દુઃખથી અકળાઇને આકુળ વ્યાકુળ થતો હોય, જેને અતિશય તંદ્રા (ઘેન) ઉપજતું હોય, જેનું રૂધિર અને માંસ ક્ષીણુ થઈ ગયું હોય, એવા તાવવાળા રોગીને તાવ નાશ કરેછે.

## જ્વરનું નવમું અરિષ્ટ.

**घनं निष्ठीवनं नेत्रं ग्लावारोचकपीडितम् ।**
**अन्तर्दाहोऽसिता जिह्वा शीघ्रं नाशयति ज्वरः ॥**

જે મનુષ્યનું થૂંક બહુ જાડું હોય, નેત્ર જ્વરમાં ડૂબેલાં રહેતાં હોય, જે અરૂચિથી પીડાયલો હોય, જેને શરીરના અંદરના ભાગમાં દાહ થતો હોય, જેની જીભ કાળી થઈ ગઈ હોય, એવા રોગીને તાવ થોડાક વખતમાં મરણુ પમાડે છે.

## દારૂણુ ઉપદ્રવરૂપ અરિષ્ટ.

**यस्यैकोपद्रवस्यार्त्तेः शाम्यता नोपदृश्यते ।**
**दारुणोपद्रवश्चान्यो भूयिष्ठं बहुरूपवान् ।**
**तेन मृत्योर्वशं याति सिद्धिं नेच्छति दारुणः ॥**

જે એક ઉપદ્રવ થયો હોય તેની પીડા શમી ન હોય એટલામાં કોઈ મોટો અને ઘણુા રૂપવાળો (ઘણું લક્ષણુવાળો) ઉપદ્રવ ઉપજે,

તો તે દારૂણુ ઉપદ્રવ સિદ્ધિને ઇચ્છતો નથી. અર્થાત્ મટતો નથી અને તેથી રોગી મૃત્યુ પામેછે.

### જ્વરાતીસારનાં અરિષ્ટ.

**यस्यादौ दृश्यते चैवाप्यतीसारस्तथा ज्वरः ।**
**श्वासः शोषश्च यस्य स्यात् सोऽपि शीघ्रं मृतिं व्रजेत् ॥**

જે પુરૂષને પ્રથમ અતીસાર ઉત્પન્ન થાય, પછી તાવ ઉપજે, તથા તે પછી શ્વાસ અને શોષ ઉત્પન્ન થાય તે રોગી થોડા વખતમાં મૃત્યુ પામે.

### અતીસારનું બીજું અરિષ્ટ.

**श्वासशूलपिपासार्त्तं क्षीणं ज्वरनिपीडितम् ।**
**विशेषेण नरं वृद्धमतीसारो विनाशयेत् ॥**

જે અતીસારના રોગવાળો પુરૂષ શ્વાસ, શૂળ અને તરસના ઉપદ્રવોથી પીડાતો હોય, શરીરે ક્ષીણ થઈ ગયો હોય, તાવથી પીડાતો હોય, અને વિશેષે કરીને તે રોગી વૃદ્ધ હોય, તો તે અતીસારનો રોગ તેનો નાશ કરેછે.

### અતીસારનું ત્રીજું અરિષ્ટ.

**यस्यातिसारशोफाः स्युस्तथारोचकशूलवान् ।**
**सोऽपि शीघ्रं मृतिं याति बहुभिः प्रतिकर्मभिः ॥**

જે રોગીને અતિસાર, સોજો, અરૂચિ અને શૂળ, એવા ઉપદ્રવ થયા હોય, તે પુરૂષ ઘણા ઉપાય કરે તથાપિ તે એકે ઉપાય સિદ્ધ ન થતાં તે ઉતાવળે મૃત્યુ પામેછે.

### શોફ રોગીનાં અરિષ્ટ.

**बालस्य चातिवृद्धस्य विकलस्य नरस्य च ।**
**सर्वाङ्गे जायते शोफः शोफी स म्रियते ध्रुवम् ।**

જે શોફ (સોજો) રોગવાળો બાળક હોય, અતિ વૃદ્ધ હોય, કે વિકલ (ઇંદ્રિય વગેરેની ખોડવાળો) હોય, અને તેને આખે શરીરે સોજો થાય તો તે સોજાવાળો મરણ પામેછે.

## શૂળ રોગીનાં અરિષ્ટ.

**यस्याध्मानं च शूलं च श्वासतृष्णा विमूर्च्छिता ।**
**शिरोऽर्तिर्यस्य दृश्येत शूली मृत्युमवाप्नुयात् ॥**

જે રોગીનું પેટ ચઢતું હોય, શૂળ આવતું હોય, શ્વાસ થતો હોય, તરસ લાગતી હોય, મૂર્છા થતી હોય, અને માથે પીડા થતી હોય, તો તેવા ઉપદ્રવવાળો શૂળ રોગી મૃત્યુ પામે.

## પાંડુ રોગીનાં અરિષ્ટ.

**पाण्डुदन्तनखो यश्च पाण्डुनेत्रश्च मानवः ।**
**पाण्डुसङ्घातवांश्चैव पाण्डुरोगी विनश्यति ॥**

જે પુરૂષના નખ, અને નેત્ર પાંડુ (ધોળા) થઈ ગયા હોય તથા જેનાં અસ્થિ વગેરે પણ પાંડુ વર્ણનાં થઈ ગયાં હોય તે પાંડુ રોગવાળો મનુષ્ય મરણ પામે.

## પાંડુ રોગીનું બીજું અરિષ્ટ.

**पाण्डुत्वक् पाण्डुनेत्रे च मूत्रं वा पाण्डुरं भवेत् ।**
**पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥**

જે રોગીની ત્વચા, નેત્ર અને મૂત્ર પણ પાંડુ વર્ણનાં હોય, તેમ તે બીજા પદાર્થોને પણ પાંડુ વર્ણના દેખે તે પાંડુ રોગવાળો મનુષ્ય મરણ પામે.

## ક્ષય રોગનાં અરિષ્ટ.

**शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् ।**
**कृच्छ्रेण बहुमेहंतं यक्ष्मा हन्तीह मानवम् ॥**

જે રોગીનાં નેત્ર ધોળાં થઈ જાય, જે અન્નનો દ્વેષ કરતો હોય, જેને ઊર્ધ્વશ્વાસ ઉપડ્યો હોય અને તેથી પીડાતો હોય, કષ્ટે કરીને ઘણો પિશાબ કરતો હોય, એવા ઉપદ્રવવાળો ક્ષયરોગી મૃત્યુ પામેછે.

## ક્ષય રોગનું બીજું અરિષ્ટ.

**धातुहीनो भवेद्यस्तु शोफश्वासैर्निपीडितः ।**
**बहुभोज्यो घृणावांश्च राजयक्ष्मी विनश्यति ॥**

જે ક્ષયરોગીનું શરીર ધાતુ રહિત થઈ ગયું હોય, જે સોજો અને શ્વાસ એ બે ઉપદ્રવથી પીડાતો હોય, જેને ખાવા બહુ જોઈતું હોય તથા જેને પ્રત્યેક વસ્તુનો કંટાળો ઉપજતો હોય તે ક્ષયરોગી મૃત્યુ પામે.

## શ્વાસ રોગીનું અરિષ્ટ.

**हकारः शीतलो यस्य फूत्कारस्योष्णता भवेत् ।**
**शीघ्रनाडी न निर्वाहः शीघ्रं याति यमालयम् ॥**

શ્વાસ લેતી વખતે જે શ્વાસ પાછો ખેંચવામાં આવે છે તે ઠંડો હોય તથા જે શ્વાસ છોડવામાં આવે છે તે ગરમ હોય, નાડી ઉતાવળે ચાલતી હોય તથાપિ તેનું વહન નિયમિત ન થતું હોય તો તે પુરૂષ ઉતાવળે જમલોકમાં જાયછે.

## શ્વાસ રોગીનું બીજું અરિષ્ટ.

**अङ्गकम्पो गतेर्भङ्गो मुखं वा कुङ्कुमप्रभम् ।**
**उच्चारे च भवेद्वायुः स च याति यमालयम् ॥**

જે રોગીનું શરીર કંપતું હોય, જેની ગતિનો ભંગ થયો હોય, જેનું મુખ કંકુના સરખું રાતું થઈ ગયું હોય અને મુખમાંથી જે વાયુના ફુંફાટા મારતો હોય, તે રોગી જમપુરમાં જાય.

## લાંબા મંદવાડનાં અરિષ્ટ.

**चिरं प्रवृद्धरोगस्तु भोजनेऽप्यसमर्थकम् ।**
**भग्नगात्रमुपेक्षेत भेषजोऽप्यरहस्यकम् ।**
**एतादृशं नरं ज्ञात्वोपचारः क्रियते बुधैः ॥**

જે રોગીને ઘણા કાળથી રોગ વધતો જતો હોય તથા જે ભોજન કરવાને પણ અશક્ત હોય, જેનાં અંગ ભાગી ગયાં હોય તથા જેને ઔષધની પણ ટાંકી લાગતી ન હોય, એવા રોગીની વૈદ્યે ઉપેક્ષા કરવી. અર્થાત્ તેની ચિકિત્સા કરવી નહિ. એવા પુરૂષને જોઈને ડાહ્યા વૈદ્યો સારી રીતે તેની પરીક્ષા કર્યા પછીજ તેના ઉપચાર કરવા માંડે છે.

### ઉદર રોગનાં અરિષ્ટ.

[1]विड्बंधश्वासशोफाश्च तथा ज्वरनिपीडनात् ।
गम्भीरं सघनं [2]यत्स्यादुदरं क्षयते नरम् ॥

જે ઉદર રોગીનો ઝાડો બંધ થાય, શ્વાસ, સોજો અને તાવની પીડાથી જેનું પેટ જાડું (કઠણ) અને ગંભીર થાય, તે ઉદર રોગથી રોગી નાશ પામે છે.

### ગુલ્મ રોગીનાં અરિષ્ટ.

श्वासशूलपिपासान्नविद्वेषो ग्रन्थिमूढता ।
भवति दुर्बलत्वं च गुल्मिनो मृत्युमेष्यतः ॥

જે ગુલ્મ રોગવાળાને શ્વાસ, શૂળ, તરસ, પીડા, અન્નનો દ્વેપ અને ગુલ્મના ગ્રંથિની મૂઢતા ઉત્પન્ન થાયછે તેમજ રોગી દુર્બળ થઈ જાયછે ત્યારે તે ગુલ્મ રોગી મરણ પામશે એમ જાણવું

### રક્તપિત્તનાં અરિષ્ટ.

नेत्रे जिह्वाधरौ यस्य रक्तौ वा रुधिरं वमेत् ।
रक्तमूत्री रक्तसारी रक्तपित्ती विनश्यति ॥

જે રોગીનાં નેત્ર, જીભ, ઓઠ, એ સઘળાં રાતાં થઈ જાય, ને મુખમાંથી રૂધિર ઓકતો હોય, મૂત્રને માર્ગે તથા ઝાડાને માર્ગે પણ રક્ત વેહેતું હોય, તે રક્તપિત્તના રોગવાળો પુરૂષ જીવે નહિ.

### રક્તપિત્તનું બીજું અરિષ્ટ.

लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः ।
रक्तानां च दिशां द्रष्टा रक्तपित्ती विनश्यति ॥

જે રક્તપિત્તના રોગવાળો પુરૂષ લોહી ઓકતો હોય તથા જેનાં નેત્ર અતિશય રાતાં હોય, તેમ જે ચારે પાસે સર્વ કાંઈ રાતુંજ દેખતો હોય, તે રક્તપિત્તવાળો રોગી નાશ પામેછે.

### અર્શ રોગીનું અરિષ્ટ.

मुखशोफो भवेद्यस्य भ्रमारोचकपीडितः ।
विबन्धोदरशूली च गुदजाः क्षपयंति तम् ॥

---

1 विट्ध्वंस. प्र. १ ली. 2 तदुरः क्षयते नरम्. प्र. १ ली.

જે રોગીના મુખઉપર સોજો આવે, ભ્રમ ઉત્પન્ન થાય, અરૂચિથી પીડાય, ઝાડો બંધ થાય, અને પેટમાં શૂળ આવે તે રોગીના અર્શ તેનો પ્રાણ લેછે.

## ભ્રમ રોગીનું અરિષ્ટ.

**यस्य तृष्णा भवेद्घोरा दाहो वापि वमिर्भवेत् ।**
**भ्रमोपपन्नो भवति न स जीवति मानवः ॥**

જે ભ્રમ રોગીને ભયાનક તરસ ઉત્પન્ન થાય, દાહ થાય, ઉલટી થાય, એવો ભ્રમરોગી એટલે ચકરીના રોગવાળો મનુષ્ય જીવતો નથી.

## આર્તવનું અરિષ્ટ.

**अपूर्णे दिवसे नारी ज्वरार्त्ता पुष्पमाप्नुयात् ।**
**सा न जीवेन्महाप्राज्ञ ! या चातीसारपीडिता ॥**

હે મોટી બુદ્ધિવાળા પુત્ર! જે સ્ત્રીને દિવસ પૂરા થયા પહેલા આર્તવની પ્રાપ્તિ થાય, વળી તે તાવથી પીડિત હોય અને અતીસારના રોગથી પીડિત હોય તે સ્ત્રી જીવે નહિ.

## કામલા રોગીનું અરિષ્ટ.

**यः शोफश्वाससंयुक्तस्तृष्णायुक्तोऽथ शूलवान् ।**
**कामलापाण्डुरोगार्त्तो नरश्च स विपद्यते ॥**

જે કમળાના રોગવાળા પુરૂષને સોજો થયો હોય, શ્વાસ થયો હોય, તૃષ્ણા (તરસ) ઉપજતી હોય અને શૂળ થતું હોય, એવો કમળાના રોગવાળો અને પાંડુ રોગવાળો રોગી નાશ પામેછે.

## ભગંદરનાં અરિષ્ટ.

**वातमूत्रपुरीषाणि क्रिमयः शुक्रमेव च ।**
**भगन्दरात्प्रस्रवन्ति यस्य तं परिवर्जयेत् ॥**

જે ભગંદર રોગવાળા પુરૂષના ભગંદરમાંથી વાયુ, મૂત્ર, ઝાડો, જીવડા અને વીર્ય નીકળતાં હોય તે ભગંદરવાળા રોગીને સારૂં થતું નથી માટે વૈદ્યોએ તેની ચિકિત્સા કરવી નહિ.

## અશ્મરીનાં અરિષ્ટ.

**प्रसूननाभिवृषणं रुद्धमूत्रं रुगन्वितम् ।**
**अश्मरी क्षपयत्याशु सिकताशर्करान्विता ॥**

જે અશ્મરી (પથરી) ના રોગવાળાની ડુંટી તથા વૃષણ સૂજી ગયાં હોય, જેનું મૂત્ર બંધાયું હોય, પીડા થતી હોય, અને અસ્મરીમાંથી પિશાબ દ્વારા રેતીના કણ જેવી બારીક કણીઓ અથવા કાંકરી નીકળતી હોય, તે અશ્મરી રોગીનો થોડાક દિવસમાં અંત આણે છે.

## અપસ્મારનાં અરિષ્ટ.

**पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडिनम् ।**
**बहुशोऽपस्मरन्तं तु क्षीणं च वलितभ्रुवम् ।**
**नेत्राभ्यां च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥**

પાસાંમાં ભંગ થવો, અન્નનો દ્વેષ થવો, સોજો થવો, અતીસારની પીડા ઉપજવી, ઘણે પ્રકારે સ્મૃતિનો નાશ થવો, શરીર ક્ષીણ થવું, આંખોની ભ્રમરો વળી જવી, નેત્ર વિકારવાળાં થવાં, એ સર્વે જે અપસ્માર (ફેફરા) ના રોગવાળાને થયું હોય તે અપસ્મારી નાશ પામેછે.

## વાતવ્યાધિનાં અરિષ્ટ.

**शूनं सुप्तत्वचं भग्नं कंपाध्माननिर्पीडितम् ।**
**रुजार्त्तिमन्तं च नरं वातव्याधिर्विनाशयेत् ॥**

જે વાયુના રોગવાળાનું શરીર સૂજી ગયું હોય, જેની ત્વચા બેહેર મારી ગઈ હોય, જેનાં અંગ વાયુના રોગથી ભાંગી ગયાં હોય, જેનું શરીર વાયુના રોગથી કંપતું હોય, જે પેટ ચઢવાના રોગથી પીડાતો હોય, જેને શૂળ વગેરે પીડા થતી હોય, એવા વાયુના રોગવાળો મનુષ્ય નાશ પામેછે.

## પ્રમેહનાં અરિષ્ટ.

**यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव च ।**
**पिडकापिडितं गाढं प्रमेहो हन्ति मानवम् ॥**

પ્રમેહના રોગના જે જે ઉપદ્રવ નિદાનમાં કહેલા છે તે ઉપદ્રવોથી યુક્ત પ્રમેહ રોગ જેને થયો હોય, પ્રમેહ અતિશય વેહેતો હોય, પ્રમેહને લીધે જે પિટિકા અથવા ફોલ્લીઓ થાયછે તે પણ થઇ હોય, એવો રોગી પ્રમેહ રોગથી નાશ પામેછે.

## કોઢ રોગનાં અરિષ્ટ.

कृमिहृद्रोगमंदाग्निसंयुक्तं च त्रिदोषजम् ।
प्रभिन्नं प्रस्नुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् ।
पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्त्य् इह कुष्ठिनम् ॥

જે કોઢ રોગમાં રોગીનું અંગ ભેદાઇ ગયું હોય, શરીરમાંથી સ્રાવ ગળતો હોય, નેત્ર રાતાં થયાં હોય, રોગીનો સ્વર બેશી ગયો હોય, કોઢમાં કૃમિ ઉત્પન્ન થયા હોય, હૃદયમાં રોગ ઉત્પન્ન થયો હોય, જઠરાગ્નિ મંદ પડી ગયો હોય, જે કોઢ ત્રણે દોષ કોપવાથી થયો હોય, અને વમન વિરેચન વગેરે પાંચ કર્મથી જે મટી શકતો ન હોય, એવો કોઢ રોગ મટતો નથી, પણ રોગીનો જીવ લે છે.

## ઉન્માદ રોગનાં અરિષ્ટ.

अवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांसबलो नरः ।
जागरूकस्त्वसन्देहमुन्मादेन विनश्यति ॥

જે ઉન્માદ રોગવાળો રોગી નીચું જોઈને અથવા ઊંચું જોઈને બેશી રહેતો હોય, જેના શરીરમાંથી માંસ અને બળનો ક્ષય થયો હોય, અને જેને ઊંઘ આવતી ન હોય, એવો ઉન્માદ રોગવાળો પુરૂષ નિશ્ચય મરણ પામે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने व्याध्यरिष्टं नाम चतुर्थोऽध्यायः ।



## पञ्चमोऽध्यायः ।

### પાંચ ઇંદ્રિયોના વિકાર.

### પ્રકૃતિના ફેરફારરૂપ અરિષ્ટ.

### आत्रेय उवाच ।

**यः शीलवान् क्रोधनतामुपैति यः क्रोधवान् शील गुणं च धत्ते ।**
**द्वावेव मृत्युं तनुतो विधिज्ञ ! स्थूलो नरः शीघ्रतरं कृशाङ्गः ॥**

**આત્રેય કહેછેઃ—**જે પુરૂષ સદૈવ ચંડા સ્વભાવનો છતાં એકાએક ક્રોધી સ્વભાવનો થઈ જાય, અથવા જે જન્મનો ક્રોધી હોઈને ચંડા સ્વભાવવાળો થાય, તો હે વિધિને જાણનારા પુત્ર ! એ બન્નેવાનાં મૃત્યુ આણનારાં છે. તેમજ જે પુરૂષ પ્રથમ શરીરે જાડો છતાં એકાએક પાતળો થઈ જાય તો તે પણ મૃત્યુ આણનારૂં અરિષ્ટ ચિન્હ છે એમ જાણવું.

**यो धर्मशीलो भवतीह पापी पापात्मको धर्मरतो यदि स्यात् ।**
**स मृत्युभाजी भवतीह शीघ्रं यश्च प्रकृत्या विकृतिं प्रयाति ॥**

જે પુરૂષ ધર્મશીલ છતાં પાપકર્મ કરે અથવા પાપી છતાં ધર્મ આચરે, તેમજ એવી રીતે જે પોતાની હમેશની પ્રકૃતિ છોડીને વિકૃતિને પામે તે મનુષ્ય થોડાક કાળમાં મૃત્યુ પામે.

**यो गौरवर्णो विदधाति कार्ष्ण्यं कृष्णोऽतिगौरत्वमुपैति यश्च ।**
**तथा मृतिं याति नरः प्रकृत्या शीघ्रं विकृत्या भजते वियोगम् ॥**

જે પુરૂષ ગૌરવર્ણનો હોઈને પછી કાળો થઈ જાય અથવા કાળો હોઇને ગૌરવર્ણનો થઈ જાય, તેમ જે પુરૂષ પોતાની હમેશના પ્રકૃતિમાં ફેરફાર થવાથી તે પ્રકૃતિ છોડી દે તે પુરૂષ મૃત્યુ પામેછે.

**यो वैपरीत्यं शृणुतेथ शब्दं गृह्णाति वा न शृणुते स शीघ्रम् ।**
**स वै मृतिं पश्यति यो न पश्येत् छायां स्वकीयां धरणीं प्रपन्नाम् ॥**

જે પુરૂષ કોઈએ ઉચ્ચારેલા શબ્દને વિપરીતપણે સાંભળે, એટલે તે ધીમેથી બોલ્યો હોય તો ભારે અવાજ સાંભળે અને ભારે અવા-

જથી બોલ્યો હોય તો ધીમું બોલ્યો હોય તેવું સાંભળે, અથવા કોઈના બોલેલા શબ્દને ઝટ સાંભળી શકે નહિ કે સાંભળીને અર્થ ગ્રહણ કરી શકે નહિ, તેમજ પૃથ્વી ઉપર પડેલા પોતાના શરીરના પડછાયાને જે જોઈ શકે નહિ તે મનુષ્ય મૃત્યુ પામે.

**यो वेन्द्रियैः प्रतिहतः कृशतां प्रयाति**
**स्थूलोऽति निःप्रभवपुर्मरणं विपश्येत् ।**
**यो विस्रगन्धि च रसं च कचिन्न वेत्ति**
**स वै मृतिं प्रियतमां भजते मनुष्यः ॥**

જે પુરૂષની ઇંદ્રિયોની શક્તિ નાશે તથા જે સ્થૂલ હોવા છતાં પાતળો અને છેક કાંતિરહિત શરીરવાળો થાય, તે પુરૂષ મરણ પામે. વળી જે મડદાના જેવા ઉગ્રગંધને કે રસને કોઈ સ્થળમાં જાણી શકે નહિ તે પુરૂષ પણ મરણરૂપી પ્રિયતમાનું સેવન કરે અર્થાત્ મૃત્યુ પામે.

**यस्यास्यगन्धमाघ्राय भजन्ते नीलमक्षिकाः ।**
**नासिकायां शरीरे वा स चैव यमलोकगः ॥**

જે પુરૂષના મુખના વાસને સુંધીને લીલી માંખ તેના નાક ઉપર અથવા તેને શરીરે બેસે તે પુરૂષ નિશ્ચય યમપુરીમાં જાય.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने पञ्चेन्द्रिय-
विकारो नाम पञ्चमोऽध्यायः ।

## षष्ठोऽध्यायः ।

### નક્ષત્રોનું જ્ઞાન.

### નક્ષત્રજ્ઞાન કથનનો ઉપક્રમ.

### आत्रेय उवाच ।

**अथ नक्षत्रयोगेन व्याधिर्यस्य प्रजायते ।**
**साध्यासाध्यं च याप्यं च वक्ष्यामि शृणु पुत्रक !**

**આત્રેય કહેછે:**—જે પુરૂષને જે નક્ષત્રમાં વ્યાધિ ઉત્પન્ન થાયછે તે નક્ષત્ર ઉપરથી તે વ્યાધિ સાધ્ય છે કે અસાધ્ય છે કે યાપ્ય* તે હું તને કહુંછું, હે પુત્ર તે તું સાંભળ.

### યમઘંટયોગ.

**आदित्ययोगेन मघा विशाखा चन्द्रेण युक्ता कुज आर्द्रया तु ।**
**मूलं प्रबुद्धे गुरुकृत्तिका च शुक्रेण रोहिण्यसितेन हस्तः ॥**
**एतान् वदन्ति निपुणा यमघण्टयोगात्**
**व्याधिप्रपन्नमनुजो यदि पुण्ययोगात् ।**
**जीवेद् यदा कथमसौ यमदंतयन्त्र-**
**घोरान्तरालपतनेन कथं सुखं स्यात् ॥**

રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂળ, ગુરૂવારે કૃત્તિકા, શુક્રવારે રોહિણી, અને શનિવારે હસ્ત, એ પ્રમાણે નક્ષત્રો આવે, ત્યારે બુદ્ધિમાન્ પુરૂષો તેને યમઘંટ યોગ કહેછે. એ યમઘંટ યોગમાં વ્યાધિનો જેને આરંભ થયો હોય તેવો રોગી જીવે નહિ; અને કદાપિ પુણ્યબળથી જીવે તોપણ ભયંકર એવી યમની દાઢનીવચ્ચે પડેલો તે રોગી સુખી તો શાનોજ થાય? અર્થાત્ ઘણા દહાડા દુઃખ ભોગવીને પણ મરે.

### મૃત્યુયોગ.

**आदित्येनानुराधा वसति हिमरुचिश्चोत्तरासंप्रयुक्तो**
**[1]वारीशो भौमयुक्तो बुध इति तुरगीयुक्त[2] एतत् सुखं न ।**
**देवाचार्योमृगाख्ये शुभगणसहितेऽश्लेषया शुक्रसंज्ञो**
**हस्तो मंदेन युक्तो न तु वदति शुभं शास्त्रविन्मृत्युयोगे ॥**

इति मृत्युयोगः ।

રવિવારે અનુરાધા, સોમવારે ઉત્તરા, મંગળવારે શતભીષા, બુધવારે અશ્વિની, ગુરૂવારે મૃગશિર, શુક્રવારે આશ્લેષા, શનિવારે હસ્ત,

* જે વ્યાધિ કેવળ મટાડી શકાય નહિ પણ ઘણે દરજ્જે ઓછો કરી શકાય અથવા જેનું બળ નરમ પાડી શકાય તેને 'યાપ્ય' કહેછે.

१ भौमः सप्तर्षियुक्तो. प्र० १–३. २ कालयोगं च जायेत्. प्र० २.

એવી રીતે નક્ષત્રો આવ્યાં હોય ત્યારે શાસ્ત્ર જાણનારા પુરૂષો તેને મૃત્યુયોગ કહેછે. એ યોગમાં જેને વ્યાધિનો આરંભ થયો હોય તે રોગીને આરામ થતો નથી, માટે એ યોગ નષ્ટ છે.

### અમૃતયોગ.

**दिनकरकरयुक्तः सोमसौम्येन वापि**
**तुरगसहितभौमः सोमपुत्रेऽनुराधा ।**
**सुरगुरुरपि पुष्ये रेवती शुक्रवारे**
**दिनकरसुतयुक्ता रोहिणी सौख्यहेतुः ॥**

इत्यमृतयोगः ।

રવિવારે હસ્ત, સોમવારે મૃગશિર, મંગળવારે અશ્વિની, બુધવારે અનુરાધા, ગુરૂવારે પુષ્ય, શુક્રવારે રેવતી, અને શનિવારે રોહિણી, એ નક્ષત્રોના યોગને અમૃતયોગ કહેછે. એ યોગમાં જેને વ્યાધિનો આરંભ થયો હોય તેને આરામ થાયછે.

### ક્રૂરયોગ.

**शूले वज्रेऽतिगण्डे वा व्याघाते व्यतिपातके ।**
**विष्कम्भयोगयुक्ते च नक्षत्रे क्रूरदैवते ॥**
**एतैरसाध्या ज्वरिणस्तस्माद् योगान् परीक्षयेत् ।**
**योगे ऋक्षे तथा वारे क्रूरे प्राप्ते न जीवति ॥**

इति क्रूरयोगः ।

શૂળયોગ, વજ્રયોગ, અતિગંડયોગ, વ્યાઘાતયોગ, વ્યતિપાતયોગ, વિષ્કુંભયોગ, એમાંના કોઇ પણ યોગ સાથે, જેનો દેવતા ક્રૂર હોય એવું કોઈ પણ નક્ષત્રયુક્ત થાય, તો તે ક્રૂરયોગ કહેવાયછે. એ ક્રૂરયોગમાં જેના વ્યાધિનો આરંભ થયો હોય તે વ્યાધિ અસાધ્ય થાયછે માટે વૈદ્યે પ્રથમ યોગની પરીક્ષા કરવી જોઈએ, કેમકે ક્રૂરયોગ, ક્રૂર નક્ષત્ર કે ક્રૂર વારમાં વ્યાધિ થયો હોય તો તે રોગી જીવતો નથી.

### શુભયોગ.

**सिद्धिः शुक्लं शुभः प्रीतिर्वायुष्मत्सौम्यकर्मणः ।**
**धृतिर्वृद्धिर्ध्रुवो हर्षः सुखसाध्या इमे स्मृताः ॥**

इति योगविज्ञानम् ।

સિદ્ધિયોગ, શુક્લયોગ, શુભયોગ, પ્રીતિયોગ, આયુષ્માન્યોગ, ધૃતિયોગ, વૃદ્ધિયોગ, ધ્રુવયોગ, હર્ષયોગ, એ સર્વે સૌમ્ય કર્મવાળા પુરૂષને સુખસાધ્ય છે. અર્થાત્ એ યોગમાં પ્રાપ્ત થયેલો રોગ સુખે કરીને મટેછે.

### અશુભ નક્ષત્ર.

**मघा विशाखा भरणी तथार्द्रा मूलं तथा कृत्तिकहस्तॠक्षाः।**
**पित्ते न शस्ता मुनयो वदन्ति वारक्रमेणैव विचिन्तनीयाः॥**

રવિવારે મઘા નક્ષત્ર, સોમવારે વિશાખા, મંગળવારે ભરણિ, બુધવારે આર્દ્રા, ગુરૂવારે મૂળ, શુક્રવારે કૃત્તિકા અને શનિવારે હસ્ત, એ નક્ષત્રો સારાં નથી એમ મુનિઓ કહેછે.

### અસાધ્ય નક્ષત્ર.

**मघाभरणिहस्तेषु मूले वा ज्वरितोऽपि यः।**
**मृत्युमापद्यते सोऽपि नात्र कार्या विचारणा॥**

મઘા, ભરણિ, હસ્ત, અને મૂળ, એ નક્ષત્રોને દિવસે જે રોગીને તાવ આવે તે રોગી મૃત્યુ પામે એમાં શંકા કરવી નહિ.

### સાધ્ય નક્ષત્ર.

**अश्विनीरोहिणीपुष्यमृगज्येष्ठाः पुनर्वसुः।**
**एते साध्याश्च विज्ञेया ज्वरिणां च विशेषतः॥**

અશ્વિની, રોહિણી, પુષ્ય, મૃગશિર, જ્યેષ્ઠા, પુનર્વસુ, એ નક્ષત્રો સાધ્ય છે અર્થાત્ તે નક્ષત્રમાં ઉપજેલો રોગ થાયછે. અને જ્વરવાળાને તો તે વિશેષે કરીને સાધ્ય છે.

### કષ્ટસાધ્ય નક્ષત્રો.

**पूर्वात्रयं स्वातिरथापि चित्रा**
**त्रयोत्तरार्द्राश्रवणाधनिष्ठाः।**
**मूलं विशाखा सह कृत्तिकाभिः**
**सार्पोऽनुराधा सह ज्येष्ठया च॥**
**एते सकष्टा गदपीडितानां**
**ऋक्षाः सुयाप्यान् कुरुते नराणाम्।**

---

१ तिष्याः. प्र० १ ली.

**तस्मात् तु विज्ञाय बुधाश्च सम्यक्**
**रुजां विनाशं प्रतिकर्म कुर्युः ॥**

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, સ્વાતિ, ચિત્રા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, આર્દ્રા, શ્રવણ, ધનિષ્ઠા, મૂળ, વિશાખા, કૃત્તિકા, અશ્લેષા, અનુરાધા, જ્યેષ્ઠા, એ સર્વે નક્ષત્રો રોગથી પીડાયલાઓને કષ્ટ આપનારાં છે. અર્થાત્ એ નક્ષત્રોમાં આરંભાયલો કષ્ટે કરીને સાધ્ય કરી શકાયછે. તેમજ એ નક્ષત્રોમાં રોગ થાય તો તે ઘણે દિવસે કરીને શમાવી શકાયછે. અથવા રોગનું બળમાત્ર કમી કરી શકાયછે. એટલામાટે પંડિત વૈદ્યોએ એ નક્ષત્રોને સારી પેઠે જાણીને પણ રોગ મટાડવાનેમાટે કર્મનો આરંભ કરવો.

## નક્ષત્રોની પીડાનો અવધિ.

**अश्विन्यां चैकरात्रं तु भरण्यां मृत्युमीक्षते ।**
**नवरात्रं कृत्तिकायां रोहिण्यां तु दिनत्रयम् ॥**

અશ્વિનીમાં રોગ થયો હોય તો એક રાત્રિ પીડા કરીને નાશ પામેછે. ભરણીમાં રોગ થયો હોય તો તે મૃત્યુ કરેછે. કૃત્તિકામાં થયેલો રોગ નવ રાતોમાં શમી જાયછે અને રોહિણીમાં થયેલો રોગ ત્રણ દિવસમાં મટેછે.

**मृगे मासं तु पीडा स्यादार्द्रायां मृत्युरेव च ।**
**पुनर्वसौ च पुष्ये च सप्तरात्रं तु पीड्यते ॥**

મૃગશિર નક્ષત્રમાં થયેલા રોગની પીડા એક માસ ભોગવવી પડેછે; આર્દ્રા નક્ષત્રમાં થયેલો રોગ મૃત્યુ આણેછે; તેમજ પુનર્વસુ અને પુષ્યમાં થયેલો રોગ સાત દિવસમાં મટેછે.

**नवरात्रं तथाश्लेषा मघा चेति यमालयम् ।**
**पूर्वा मासत्रयं ज्ञेयमुत्तरा पञ्चकत्रयम् ॥**

અશ્લેષામાં થયેલો રોગ નવ દિવસમાં મટેછે, મઘામાં થયેલો રોગ યમ લોકમાં લેઈ જાયછે, પૂર્વાફાલ્ગુનીમાં થયેલો રોગ ત્રણ મહિને મટેછે, અને ઉત્તરાફાલ્ગુનીમાં થયેલો રોગ પંદર દિવસે મટેછે.

**पूर्वात्रये त्रयोऽशाश्च शुभा ज्ञेया मनीषिभिः ।**
**एतेषां तुर्यगे चान्ते यदि रोगस्तदा मृतिः ॥**

વળી ત્રણે જાતના પૂર્વા નક્ષત્રોની પેહેલા ત્રણ પાયા સારા છે એમ બુદ્ધિમાન વૈદ્યોએ જાણવું. પણ એ નક્ષત્રોના ચોથા અથવા છેલ્લા પાયામાં રોગની ઉત્પત્તિ થાય તો રોગીનું મરણ સમજવું.

**हस्तेन प्राप्यते सौख्यं चित्रा पंचदशाहकम् ।**
**स्वातिः षोडशरात्रं तु विशाखा विंशरात्रकम् ॥**

હસ્ત નક્ષત્રમાં રોગ થયો હોય તો સુખપ્રાપ્તિ થાયછે. ચિત્રા નક્ષત્રમાં રોગ થયો હોય તો પંદર દિવસે મટેછે. સ્વાતિમાં થયેલો રોગ સોળ રાત્રીઓ લગી ચાલેછે અને વિશાખા નક્ષત્રમાં થયેલો રોગ વીશ રાત્રી સુધી ચાલેછે.

**अनुराधा पक्षमेकं ज्येष्ठा दशदिनानि तु ।**
**मूलेन मृत्युमाप्नोति आषाढासु त्रिपञ्चकम् ॥**

અનુરાધા નક્ષત્રમાં રોગ થયો હોય તો એક પખવાડીયું ચાલેછે; જ્યેષ્ઠા નક્ષત્રમાં થયેલો રોગ દશ દિવસ ચાલેછે. મૂળ નક્ષત્રમાં રોગ થયો હોય તો રોગી મૃત્યુ પામેછે. અને પૂર્વાષાઢા નક્ષત્રમાં થયેલો રોગ પંદર દિવસ ચાલેછે.

**उत्तरा विंशरात्रेण श्रवणे मासकद्वयम् ।**
**मासद्वयं धनिष्ठा स्यात् सप्तर्षिदिनर्विंशतिः ॥**

ઉત્તરાષાઢા નક્ષત્રમાં રોગ થયો હોય તો તે વીશ દિવસે મટેછે. શ્રવણમાં થયેલો રોગ બે માસે મટેછે. ધનીષ્ઠામાં થયેલો બે માસે અને શતભીષામાં થયેલો રોગ વીશ દહાડે મટેછે.

**नवरात्रं भवेत् पूर्वा उत्तरा पंचकत्रयम् ।**
**दशाहं रेवतीपीडा मुच्यते व्याधिभिस्ततः ॥**

પૂર્વાભાદ્રપદમાં થયેલો રોગ નવ રાત્રીમાં મટેછે. ઉત્તરાભાદ્રપદમાં થયેલો રોગ પંદર દિવસમાં મટેછે. અને રેવતી નક્ષત્રમાં થયેલા રોગની પીડા દશ દિવસ ભોગવીને પછી રોગી રોગપીડામાંથી મુક્ત થાયછે.

## નક્ષત્રોના તૃતીયાંશની પીડાનો અવધ.

### કૃત્તિકા.

**कृत्तिकासु ज्वरस्तीव्रो व्याधिर्भवति पैत्तिकः ।**
**दिनानि दश प्रथमे चरणे च विनिर्दिशेत् ।**
**दशैव द्वितीये भागे तृतीये दिनपंचकम् ॥**

કૃત્તિકાનક્ષત્રમાં તીવ્ર જ્વર અને પિત્તનો વ્યાધિ થાયછે. કૃત્તિકાના ત્રણ ભાગ કરીને તેના પેહેલા ભાગમાં વ્યાધિ થયો હોય તો તે દશ દિવસ પછી મટેછે; બીજા ભાગમાં થયેલો વ્યાધિ પણ દશ દિવસે મટેછે; અને ત્રીજા ભાગમાં થયેલો વ્યાધિ પાંચ દિવસમાં મટેછે, એમ કહેવું.

## રોહિણી.

**रोहिण्यां नवरात्रं तु प्रथमेंऽशे प्रकीर्तितम् ।**
**द्वितीये द्विगुणं प्रोक्तं तृतीये दशरात्रकम् ॥**

રોહિણીના પેહેલા અંશમાં થયેલો વ્યાધિ નવ રાત્રિમાં મટેછે; બીજા અંશમાં થયેલો અઢાર દિવસમાં અને ત્રીજા અંશમાં થયેલો દશ રાત્રિમાં મટેછે.

## મૃગશિર.

**नक्षत्रे चन्द्रदैवत्ये पक्षं स्यात्प्रथमेंऽशके ।**
**मध्यमांशे तथा विद्याद्व्याधिं द्वादशवासरान् ।**
**[1]तृतीयांशे तथा ज्ञेयो मृत्युर्मासादनन्तरम् ॥**

મૃગશિર નક્ષત્રના પેહેલા અંશમાં થયેલો વ્યાધિ સાત દિવસમાં મટેછે; મધ્યમ અથવા બીજા અંશમાં થયેલો વ્યાધિ બાર દિવસમાં મટેછે; અને ત્રીજા અંશમાં વ્યાધી થયો હોય તો એક માસ પછી રોગી મરણ પામશે એમ જાણવું.

## આર્દ્રા.

**[2]नक्षत्रे रुद्रदैवत्ये पक्षं स्यात्प्रथमेंऽशके ।**
**द्वादशाहं द्वितीये च तृतीयांशे न जीवति ॥**

આર્દ્રા નક્ષત્રના પેહેલા અંશમાં થયેલો વ્યાધિ એક પખવાડીઆમાં મટેછે; બીજા અંશમાં થયેલો વ્યાધિ બાર દિવસમાં મટેછે; અને જો ત્રીજા અંશમાં વ્યાધિ થયો હોય તો રોગી જીવતો નથી.

## પુનર્વસુ.

**पुनर्वसौ ज्वरं विद्यात् प्रथमांशे त्रिपक्षकम् ।**
**मध्यमे दिवसान् सप्त तृतीये पंचविंशतिः ॥**

---

१ तृतीये मुनिभिः प्रोक्तं दिनानां पंचविंशतिः. प्र० २.

२ आ पंदर लीटी. प्र० १ ली मां नथी.

પુનર્વસુ નક્ષત્રમાં આવેલો જ્વર જો તેના પેહેલા અંશમાં આવ્યો હોય તો દોઢ મહિનો પીડા કરેછે; બીજા અંશમાં આવ્યો હોય તો સાત દિવસ, અને ત્રીજા અંશમાં આવ્યો હોય તો પચીશ દિવસ પીડા કરેછે.

### પુષ્ય.

**पुष्ये स्यात्प्रथमे सप्त द्विके विंशतिवासरान् ।**
**तृतीयांशे तथा विंद्याद्दिवसानेकविंशतिः ॥**

પુષ્ય નક્ષત્રના પેહેલા અંશમાં થયેલો વ્યાધિ સાત દિવસ, બીજા અંશમાં થયેલો વ્યાધિ વીશ દિવસ, અને ત્રીજા અંશમાં થયેલો વ્યાધિ એકવીશ દિવસ પીડા કરેછે.

### અશ્લેષા.

**आश्लेषायां च नक्षत्रे यस्य संभवति ज्वरः ।**
**मासत्रयेण प्रागंशे कष्टाज्जीवति मानवः ॥**
**द्वितीये च तृतीये च मृत्युरेव न संशयः ।**

અશ્લેષા નક્ષત્રમાં જે રોગીને જ્વર ઉત્પન્ન થાયછે, તે જો તેના પેહેલા અંશમાં થયો હોય તો ત્રણ માસ પીડા ભોગવીને રોગી મનુષ્ય કષ્ટે કરીને જીવેછે. અને બીજા કે ત્રીજા અંશમાં જ્વર ઉપજ્યો હોય તો રોગીનું મૃત્યુ થાયછે એમાં સંશય નથી.

### મઘા.

**नक्षत्रे पितृदैवत्ये रोगो यस्य प्रवर्तते ।**
**प्रथमेंऽशे सप्तरात्रिं द्वितीये धिष्ण्यतुल्यताम् ।**
**विंशत्तृतीये दिवसान् पीड्यते कर्मणो बलात् ॥**

મઘા નક્ષત્રના પેહેલા અંશમાં જે રોગીને રોગ ઉત્પન્ન થયો હોય તે રોગી સાત રાત્રિ પીડા ભોગવેછે; બીજા અંશમાં થયેલા રોગની પીડા સત્તાવીશ દિવસ ભોગવેછે; અને પોતાના કર્મના બળથી, જો ત્રીજા અંશમાં રોગ થયો હોય તો તેની પીડા વીશ દિવસ ભોગવેછે.

### પૂર્વાફાલ્ગુની.

**नक्षत्रे भगदैवत्यै यस्य संजायते ज्वरः ।**
**प्रथमेंऽशे पंचरात्रिं मध्ये द्वादशवासरान् ।**
**तृतीयांशे तथा ज्ञेयं मृत्युर्मासादनंतरम् ॥**

પૂર્વાફાલ્ગુની નક્ષત્રના પ્રથમ અંશમાં જેને વ્યાધિ થયો હોય તે પાંચ રાત્રી પીડા ભોગવેછે; મધ્યમ અંશમાં થયેલા વ્યાધિની પીડા બાર દિવસ ભોગવેછે; અને ત્રીજા અંશમાં વ્યાધિ થયો હોય તો એક માસ પીડા ભોગવ્યા પછી રોગીનું મરણ થાયછે એમ જાણવું.

### ઉત્તરાફાલ્ગુની.

**उत्तरायाः प्रथमांशो वासराणि चतुर्दश ।**
**द्वितीये सप्तरात्रं तु तृतीये दिवसान् नव ॥**
**यदि हस्ते भवेद्रोगः प्रथमे सप्तरात्रकम् ।**

ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો ચૌદ દિવસ પીડા થાયછે; બીજા અંશમાં થયો હોય તો સાત રાત્રી, અને ત્રીજા અંશમાં થયો હોય તો નવ દિવસ પીડા થાયછે.

### હસ્ત.

**चत्वार्यहानि द्वितीये तृतीये दिनपंचकम् ॥**
**मृत्युं विद्यात् तथा पूर्वे त्वाष्ट्रे यस्य भवेज्ज्वरः ।**

જો હસ્ત નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો સાત રાત્રી, બીજા અંશમાં થયો હોય તો ચાર દિવસ અને ત્રીજા અંશમાં થયો હોય તો પાંચ દિવસ પીડા થાયછે.

### ચિત્રા.

**त्रिभिर्मासैर्द्वितीयांशे रोगो भवति दारुणः ।**
**तृतीयांशे तथा ज्ञेयं वासराणि त्रयोदश ॥**

ચિત્રા નક્ષત્રના પૂર્વભાગમાં જે જ્વર ઉપજે તે રોગી મૃત્યુ પામે બીજા અંશમાં જેને જ્વર ઉપજે તેને દારૂણ રોગ થાય અને તે ત્રણ માસે મરણ પામે. ત્રીજા અંશમાં રોગ થયો હોય તો તેર દિવસ પછી મરણ પામે કે સારૂં થાય.

### સ્વાતિ.

**वायव्ये प्राक् सप्तदश द्वितीये चैकविंशतिः ।**
**अस्यैव तु तृतीयांशे मृत्युमेव विनिर्दिशेत् ॥**

સ્વાતિ નક્ષત્રના પ્રથમ અંશમાં થયેલો રોગ સત્તર દિવસ, અને બીજા અંશમાં થયેલો એકવીશ દિવસ પીડા કરેછે. ત્રીજા અંશમાં થયેલો રોગ રોગીનું મૃત્યુ કરેછે.

## વિશાખા.

**प्रथमांशे विशाखायां त्रिगुणाः षोडशः स्मृताः ।**
**द्वितीये द्वादश प्रोक्तास्तृतीयेऽपि तथैव च ॥**

વિશાખા નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો અડતાલીશ દિવસ પીડા કરેછે; બીજા અંશમાં થયો હોય તો બાર દિવસ અને ત્રીજા અંશમાં થયો હોય તોપણ તેટલાજ દિવસ પીડા કરેછે.

## અનુરાધા.

**मैत्रांशे प्रथमे सप्त द्वितीये पक्षमादिशेत् ।**
**तृतीयांशे चतुःषष्टिर्वासराणां महामते ! ॥**

હે મોટી બુદ્ધિવાળા! અનુરાધા નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો સાત દિવસ, બીજામાં થયો હોય તો પંદર દિવસ, અને ત્રીજામાં થયો હોય તો ચોસઠ દિવસ પછી રોગ મટેછે.

## જ્યેષ્ઠા.

**त्रिपक्षमैन्द्रे प्रथमे द्वित्रिभागे च षोडश ।**

જ્યેષ્ઠા નક્ષત્રના પેહેલા અંશમાં વ્યાધિ થયો હોય તો પંદર અને બીજા કે ત્રીજા અંશમાં વ્યાધિ થયો હોય તો સોળ દિવસ પછી મટેછે.

## મૂલ.

**मूलेऽशे तृतीये ज्ञेयः पक्ष एव मनीषिभिः ॥**

મૂલ નક્ષત્રના ત્રીજા અંશમાં રોગ થયો હોય તો એક પખવાડીઆમાં મટે છે એમ બુદ્ધિમાન પુરૂષોએ જાણવું. (પ્રથમ અને દ્વિતીય અંશનું ગ્રંથમાં કથન કર્યું નથી માટે તે અંશમાં થયેલો રોગ સુખસાધ્ય હોઇને મટી જાયછે એમ જાણવું).

## પૂર્વાષાઢા.

**आद्ये पूर्वे त्रयो मासा मध्यमेऽहानि षोडश ।**
**तृतीयांशे पुनर्मृत्युरतीसारः प्रजायते ॥**

પૂર્વાષાઢા નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો તે ત્રણ માસ પીડા કરેછે; બીજા અંશમાં રોગ થયો હોય તો સોળ દિવસ પીડા કરેછે; અને ત્રીજા અંશમાં રોગ થયો હોય તો રોગીનું અતીસારથી મૃત્યુ નીપજે છે.

### ઉત્તરાષાઢા.

**विश्वेशे प्रथमे पक्षं मध्ये द्वादशरात्रिकम् ।**
**दिनानां विंशतिः प्रोक्ता तृतीयांशे महामुने ! ॥**

ઉત્તરાષાઢા નક્ષત્રના પેહેલા અંશમાં થયેલો રોગ પંદર દિવસ પીડા કરેછે; બીજા અંશમાં થયેલો રોગ બાર દિવસ પીડા કરેછે; અને હે મહામુનિ! ત્રીજા અંશમાં થયેલો રોગ વીશ દિવસ પીડા કરેછે.

### શ્રવણ.

**सप्ताहमादौ श्रवणे विंशतिर्मध्यमे मता ।**
**षोडशाहं तृतीयांशे सत्यमेतद्ब्रवीम्यहम् ॥**

શ્રવણ નક્ષત્રના પ્રથમ અંશમાં થયેલો રોગ સાત દિવસ પીડા કરેછે; મધ્યમ અંશમાં થયેલો રોગ વીશ દિવસ પીડા કરેછે; અને ત્રીજા અંશમાં થયેલો રોગ સોળ દિવસ પીડા કરેછે; એ હું સાચું કહુંછું.

### ધનિષ્ઠા.

**विंशतिर्वासवे पूर्वं मध्यमे मासयुग्मकम् ।**
**मासस्तृतीये विज्ञेयो दैवज्ञैश्च निवेदितम् ॥**

ધનિષ્ઠા નક્ષત્રના પ્રથમ અંશમાં થયેલો રોગ વીશ દિવસ પીડા કરેછે; બીજા અંશમાં થયેલો રોગ બે માસ પીડા કરેછે; અને ત્રીજા અંશમાં થયેલો રોગ એક મહિનો પીડા કરેછે; એમ જ્યોતિષ્યશાસ્ત્ર જાણનારાઓનું કહેવું છે.

### પૂર્વાભાદ્રપદ.

**वारुणे दारुणो रोगस्त्रिपक्षं प्रथमांशके ।**
**द्वितीये मासषट्कं तु षोडशाहं तृतीयके ॥**

પૂર્વાભાદ્રપદ નક્ષત્રના પ્રથમ અંશમાં થયેલો દારૂણ રોગ ત્રણ પખવાડીઆં ચાલેછે; બીજા અંશમાં થયેલો છ માસ ચાલેછે; અને ત્રીજા અંશમાં થયેલો રોગ સોળ દિવસ પીડા કરેછે.

## ઉત્તરાભાદ્રપદ.

**अहिर्बुध्न्ये पक्षमाद्यौ मध्ये मासं विनिर्दिशेत् ।**
**अन्तेऽष्टाविंशतिर्ज्ञेया पीडा स्यात् पापकर्मणि ॥**

ઉત્તરાભાદ્રપદ નક્ષત્રના પ્રથમ અંશમાં થયેલો રોગ એક પખવાડિયું પીડા કરેછે; બીજા અંશમાં થયેલો રોગ એક મહિનો પીડા કરેછે; અને ત્રીજા અંશમાં થયેલો રોગ પાપકર્મોને લીધે અઠ્ઠાવીશ દિવસ પીડા કરેછે.

## રેવતી.

**रेवत्याः प्रथमे चाष्टौ द्वित्रिभागे तु षोडश ॥**

રેવતીના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો રોગી આઠ દિવસ પીડા ભોગવેછે; અને જો બીજા કે ત્રીજા અંશમાં રોગ થયો હોય તે સોળ દિવસ પીડા ભોગવેછે.

## અશ્વિની.

**अश्वौ दशाहं पूर्वांशे मध्ये सप्तदशस्तथा ।**
**अन्ते त्रिंशद्दिनान्येवं प्रोक्तानि पूर्वसूरिभिः ॥**
**अन्यैस्तु प्रथमे भागे दिनमेकं प्रकीर्तितम् ।**
**द्वितीये पंचरात्रं तु तृतीये सप्तकं तथा ॥**

અશ્વિની નક્ષત્રના પ્રથમ અંશમાં રોગ થયો હોય તો રોગી દશ દિવસ પીડા ભોગવેછે; બીજા અંશમાં થયો હોય તો સત્તર દિવસ ભોગવેછે અને છેલ્લા અંશમાં થયો હોય તો ત્રીશ દિવસ ભોગવેછે; એમ પૂર્વાચાર્યોએ કહેલું છે. વળી બીજા કેટલાક આચાર્યો એમ કહેછે કે, અશ્વિનીના પ્રથમ અંશમાં થયેલા રોગની પીડા એક દિવસ ભોગવેછે; બીજા અંશમાં થયેલાની પાંચ રાત્રી, અને ત્રીજા અંશમાં થયેલાની સાત દિવસ પીડા ભોગવેછે.

## ભરણી.

**भरण्याः प्रथमे चांशे सप्तवासरमेव च ।**
**मध्ये मृत्युस्तथा चान्ते रोगो मासत्रयावधिः ॥**

ભરણીના પ્રથમ અંશમાં થયેલા રોગની પીડા સાત દિવસ ભોગવેછે; બીજા અંશમાં રોગ થયો હોય તો રોગીનું મૃત્યુ થાયછે તથા ત્રીજા અંશમાં રોગ થયો હોય તો ત્રણ માસ પછી મરે છે.

### ઉપસંહાર.

**एवं ज्ञात्वा सुधीः सम्यक् कुर्यात् प्रशमनक्रियाम् ।**
**नक्षत्रस्य त्रयो भागा आत्रेयेण प्रकाशिताः ॥**

એ પ્રમાણે આત્રેય મહામુનિએ નક્ષત્રના ત્રણ ભાગ કરીને રોગનું જે વિજ્ઞાન કહ્યું છે તે ઉત્તમ બુદ્ધિવાળા વૈદ્યે સમજીને પછી રોગીના રોગને શમાવવાની ક્રિયા કરવી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने नक्षत्रज्ञानं नाम षष्ठोऽध्यायः ।

## सप्तमोऽध्यायः ।

### હોમવિધિ.

### હોમવાનાં સમિધની ગણના.

**आत्रेय उवाच ।**

**अर्कः खदिरपालाशबदर्यः पारिभद्रकः ।**
**दूर्वा शमी कुशः काशः पिप्पलो वटचूतिकः ॥**
**जंबाम्रः करहाटश्च सोमवल्कः कलिद्रुमः ।**
**रक्तसारश्चन्दनश्च जयन्त्यगुरुवृक्षकम् ॥**
**महोदरी शतावर्या सर्वौषधि निशायुगम् ।**
**समिद्वर्गः समग्रोऽपि समिद्धोमे प्रकाशितः ॥**

इति समिद्धोमः ।

**આત્રેય કહેછેઃ**–આકડો, ખેર, ખાખર, બોરડી, લીંબડો, દરો, શમડી, દર્ભ, કાસ, પીપળો, વડ, આંબો, જાંબૂડો, આંબો, (બીજી જાતનો), મીંઢળવૃક્ષ, અરીઠાનું વૃક્ષ, બેહેડાનું વૃક્ષ, રક્તચંદન (રતાંજલિ),

શ્વેતચંદન (સુખડ); જયંતીવૃક્ષ, (અરણિ), અગરચંદન, પીળો કાંટાસળિયો, સતાવરી, સર્વૌષધિ[1], હળદર, આંબાહળદર, એ સર્વે સમિધ્‌વર્ગ કહેવાયછે. અને સમિધ્‌નો હોમ કરવામાં એ સમિધ્‌વર્ગનું કથન કરેલું છે.

## હોમ કરવાના સુગંધ પદાર્થ.

**चन्दनं रक्तचन्दनं गोरोचना हरिद्रा गैरिकनिम्बबिल्वं कदम्बं कुङ्कुममिश्रितकस्तूरिका घनसारं श्रीपर्णं सुरदारु हरिचन्दनं पद्मकं हरिद्राद्वयं कालीयकागुरु शिंशपा शालगोरोचना पलाश इति गन्धानि ।**

ચંદન, રક્તચંદન, વંશરોચના, હળદર, ગેરૂ, લીંબડો, બીલી, કદંબ, કંકુસહિત કસ્તૂરી, કપૂર, કમળ, દેવદાર, પીળુંચંદન, પદ્મકાષ્ઠ, આંબાહળદર, દારૂહળદર, શિલાજીત, અગરચંદન, શીશમ, રાળવૃક્ષ, ગોરચંદન, ખાખર, એ સુગંધ હોમવા જેવા છે.

## હોમ કાર્યમાં લેવા જેવાં પુષ્પાદિ.

**पद्मबिल्वसुरसादूर्वाकुशजयन्तीशमीपत्रार्ककिंशुककर्णिकारगिरिकर्णिकासहचराटरूषपुष्पाणि जम्ब्वाम्रपल्लवानि, काञ्चनारपाटला बर्बरी अगस्तिः कल्हारी अशोकपुष्पमिति ।**

કમળ, બીલ્વપત્ર, તુલસી, દરો, દર્ભ, જયંતી, શમીપત્ર, આકડાનાં પુષ્પ, કેસૂડાં, કરેણનાં પુષ્પ, ઉંદરકની, કાંટાસળિયો, અરડૂસાનાં પુષ્પ, જાંબૂડાનાં પત્ર, આંબાનાં પત્ર, કાંચનવૃક્ષ, પાડળ, કાળી બાવચી, અગથિયાનાં ફૂલ, કલ્હાર, આસોપાલવનાં પુષ્પ, એ પુષ્પપત્ર વગેરે હોમ કાર્યમાં લેવાં.

## નક્ષત્રહોમનો વિધિ.

**धूपदीपादिभिरलङ्कारैरलङ्कृतं [2]मण्डलं कृत्वा [3]अश्विन्यादिक्रमेण नक्षत्रमण्डलं चार्चयेत् । तन्मण्डलकमध्ये आदित्यादीन् ग्रहान् समभ्यर्च्य क्रमेण समिद्भिर्होमं कुर्यात् । तस्मात् पुनः दधिमधुघृताक्ताभिः समिद्भिरश्विन्यादिक्रमेण जुहुयात् ।**

---

૧ ઉપલેટ, મોરમાંસી, હળદર, વજ, શિલાજીત, મોરવેલ, ચંદન, કપુર, અને મોથ એ નવ ઓષધિઓના ગણને સર્વૌષધિગણ કહેછે.

૨ वास्तुमंडल. प्र. १ ली. ३ ईशानादि. प्र. १ ली.

પ્રથમ એક મંડળ કાઢીને તેમાં નક્ષત્રોનું સ્થાપન કરવું. પછી ધૂપ, દીપ, નૈવેદ્ય, આદિ ઉપચારથી અશ્વિની આદિ નક્ષત્રોના સમૂહનું પૂજન કરવું. એ મંડળની મધ્યમાં આદિત્ય વગેરે ગ્રહોનું સ્થાપન કરીને તેમનું પણ વિધિ પ્રમાણે પૂજન કરવું. પછી ક્રમે કરીને પૂર્વે કહેલી સમિધોવડે હોમ કરવો. એટલે ઉપર કહેલી સમિધોમાંથી એક એક લેઇને તેને દહીં, મધ, તથા ઘીમાં બોળીને અશ્વિની આદિ નક્ષત્રોનો ક્રમથી હોમ કરવો.

## નક્ષત્રોના હોમના જૂદા જૂદા મંત્રો અને સમિધો.

आकृष्णेति अर्कसमिद्भिरिदं अश्विन्या । विष्णोरराटमसीति पलाशेन भरणीम् इदं भरण्याः मधुमाध्वीति बदरीसमिद्भिरिमां कृत्तिकां काण्डात्काण्डेति पारिभद्रकदूर्वाकुशसमिद्भिः रोहिणीमृगशिराद्रापुनर्वस्वादीन् काण्डात्काण्डेति होमयेत् इदं देव इति पिप्पलसमिद्भिरिदं पुष्याय ससत्याग्निमन्त्रेण चूतसमिद्भिरिदं सार्पे अग्निर्मूर्द्धा इति जम्बूसमिद्भिर्मघां होमयेत् । सद्योजाताभिः [1]कह्लारसमिद्भिः पूर्वां होमयेत् । तत्पुरुषाय विद्महे इति सोमवल्लीसमिद्भिरुत्तरां[2] । नमो घोराय बिभीतकसमिद्भिर्हस्तं होमयेत् । नमो ज्योतिष्पतये रक्तसारसमिद्भिश्चित्रां होमयेत् । नमो देवाय नमो ज्येष्ठायेति चन्दनसमिद्भिः स्वात्यै होमं कुर्यात् । उद्बुद्ध्यस्वेति जयन्तीसमिद्भिर्विशाखां होमयेत् । बृस्पहते इति अगुरुवृक्षसमिद्भिरनुराधां होमयेत् । एतज्ज्योतिःसहचरीसमिद्भिर्ज्येष्ठां काण्डत्काण्डेति शतावरीसमिद्भिर्मूलं इदं ज्योतिरितिनिशायुगसमिद्भिः पूर्वाषाढामुत्तराषाढां मधुवातेति उदुम्बरसमिद्भिः श्रवणं त्र्याम्बकमिति बिल्वसमिद्भिर्विवस्वत्प्रभृतीनि होमयेत् । घृतेन पूर्णाहुतिं दद्यात् । नवग्रहस्थापनं चतुरस्रेण होमकुण्डे होमयेत् । तस्मादभिषेकस्नानमाचरेत् । शुक्लवस्त्रोपवीतं यज्ञोपवीतसहितं रोगिणं कृत्वा वेदादिभिराशिष्य गोभूवस्त्रहिरण्यादिदानं कुर्यात् । इति विधाने कृते सम्यक् शान्तिर्भवति ।

१ करहाटक. प्र० १ ली. २ उत्तरात्रयं. प्र० १ ली.

आकृष्णेनरजसा० એ મંત્ર ભણીને આકડાની સમિધ્‌વડે અશ્વિની નક્ષત્રનો હોમ કરવો. विष्णोरराटमसि० એ મંત્ર ભણીને ખાખરની સમિધ્‌વડે ભરણીનો હોમ કરવો. मधुमाध्वी० એ મંત્ર ભણીને બોરડીની સમિધ્‌વડે કૃત્તિકાનો હોમ કરવો. कांडातकांडात्० એ મંત્ર ભણીને લીમડો, દરો અને દર્ભની સમિધ્‌થી રોહિણી, મૃગશિર, આર્દ્રા અને પુનર્વસુ, વગેરે નક્ષત્રોનો હોમ કરવો. इंद्रदेव० એ મંત્ર ભણીને પીપળાના સમિધ્‌વડે પુષ્ય નક્ષત્રનો હોમ કરવો. सप्तत्यग्नि० એ મંત્ર ભણીને આંબાના સમિધ્‌વડે અશ્લેષાનો હોમ કરવો. अग्निर्मूर्धा० એ મંત્ર ભણીને જાંબૂડાની સમિધવડે મઘા નક્ષત્રનો હોમ કરવો. सद्योजातम्० એ મંત્ર ભણીને કલ્હારની સમિધવડે પૂર્વાફાલ્ગુનીનો હોમ કરવો. तत्पुरुषायविद्महे० એ મંત્ર ભણીને સોમવલ્લીની સમિધ્‌વડે ઉત્તરાફાલ્ગુનીનો હોમ કરવો. नमोघोराय० એ મંત્ર ભણીને બેહેડાની સમિધ્‌વડે હસ્ત નક્ષત્રનો હોમ કરવો. नमोज्योतिष्पतये० એ મંત્ર ભણીને રક્તચંદનની સમિધ્‌વડે ચિત્રાનો હોમ કરવો. नमोदेवायनमोज्येष्ठाय० એ મંત્ર ભણીને ચંદનની સમિધ્‌વડે સ્વાતિ નક્ષત્રનો હોમ કરવો. उद्बुध्यस्व० એ મંત્ર ભણીને જયંતીની સમિધ્‌વડે વિશાખાનો હોમ કરવો. बृहस्पते० એ મંત્ર ભણીને અગર ચંદનની સમિધ્‌વડે અનુરાધા નક્ષત્રનો હોમ કરવો. एतज्ज्योतिः० એ મંત્ર ભણીને પીળા કાંટાસળિયાની સમિધ્‌વડે જ્યેષ્ઠા નક્ષત્રનો હોમ કરવો. कांडात्कांडात्० એ મંત્ર ભણીને શતાવરીની સમિધ્‌વડે મૂળ નક્ષત્રનો હોમ કરવો. इदंज्योतिः० એ મંત્ર ભણીને હળદર તથા આંબાહળદરની સમિધ્‌વડે પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢા નક્ષત્રનો હોમ કરવો. मधुवाता० એ મંત્ર ભણીને ઉમેડાની સમિધ્‌વડે શ્રવણ નક્ષત્રનો હોમ કરવો. त्र्यंबकं० એ મંત્ર ભણીને બીલીની સમિધ્‌વડે સૂર્યાદિ દેવોનો હોમ કરવો. ઘીવડે પૂર્ણાહુતિ આપવી. પછી નવ ગ્રહોનું સ્થાપન કરીને ચાર ખૂણાવાળા હોમકુંડમાં હોમ કરવો. એ પછી રોગીને અભિષેક સ્નાન કરાવવું. પછી રોગીને ધોળાં વસ્ત્ર પેહેરાવીને નવું યજ્ઞોપવીત પેહેરાવવું. તથા વેદના મંત્રો બોલીને તેને આશિર્વાદ આપવો. રોગીએ ગાય, પૃથ્વી, સોનું, વગેરેનું દાન કરવું. એવો વિધિ કરવાથી રૂડે પ્રકારે રોગની શાંતિ થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने होमविधिर्नाम सप्तमोऽध्यायः ।



# अष्टमोऽध्यायः ।

## દૂતપરીક્ષા.

### દૂતપરીક્ષાનો ઉપક્રમ.

**आत्रेय उवाच ।**

**अथातो गदग्रस्तानां दूतारिष्टं भिषग्वर! ।**
**शुभं वाशुभमेवान्यत् समासेन प्रचक्ष्यते ॥**
**आतुरस्योपकारार्थे दूतो याति भिषग्गृहे! ।**
**तस्य परीक्षणं कार्यं येन संलक्ष्यते गदः ॥**

**આત્રેય કહેછે:**–હે ઉત્તમ વૈદ્ય! હવે રોગીઓએ મોકલેલા દૂતના લક્ષણ ઉપરથી રોગીનાં જે શુભ કે અશુભ અરિષ્ટ સમજવામાં આવેછે તે હું તને સંક્ષેપમાં કહુંછું. રોગીને અર્થે જે દૂત વૈદ્યને ઘેર જાયછે તેની પરીક્ષા વૈદ્યે કરવી જોઇએ; કેમકે તે ઉપરથી રોગ મટશે કે કેમ? તે વૈદ્યના સમજવામાં આવેછે.

### અશુભ દૂતનાં લક્ષણો.

**खञ्जान्धमूकवधिरं रुजपीडितं वा**
**बालं स्त्रियं च विकलं तृषितं विजीर्णम् ।**
**श्रान्तं क्षुधातुरमपि भ्रमितं च दीनं**
**दूतं न शस्तमिह वेदविदो वदन्ति ॥**

જે દૂત ખોડો, આંધળો, મૂંગો, બહેરો, રોગથી પીડાયલો, બાળક, સ્ત્રી, ખોડખાંપણવાળો કે ગાંડો, તરસ્યો, અજીર્ણવાળો, થાકી ગયેલો, ભૂખ્યો, ભ્રમિત અને દીન હોય એવો દૂત સારો નથી એમ આયુર્વેદ જાણનારા વૈદ્યો કહેછે.

**काषायकृष्णार्द्रकवाससा च तथैव वस्त्रावृतमस्तकेन ।**
**अश्रुप्लुतैर्वा नयनैश्च युक्तः केशैस्तथा मुण्डितमस्तकश्च ॥**
**समर्कटाक्षोर्ध्वशिरोरुहश्च खर्वस्तथा वामनकृत्तनासः ।**
**एतान् न शंसन्ति विदो मुनीन्द्रा दूतान् नराणां रुजनाशनाय ॥**

જે દૂતે ભગવાં, કાળાં, કે ભીનાં વસ્ત્ર પેહેર્યાં હોય, અથવા જેણે લૃગ઼ાવતી માથું ઢાંક્યું હોય, અથવા જેની આંખો આંસુથી ભરાઈ ગઈ હોય, અથવા જેના માથાના કેશ મુંડાવી નાખ્યા હોય, અથવા જેની આંખો માંકડાની આંખો જેવી હોય, જેના માથાના કેશ ઉભા હોય, જે શરીરે ઠીંગણો હોય, જે વામણો હોય, જેનું નાક કપાયલું હોય, એવા એવા દૂતોને આયુર્વેદ જાણનારા મુનિયો રોગીઓના રોગ નાશ કરવામાં હિતકર જાણતા નથી.

**यः कर्कशः क्रोधनपाशपाणिर्भिषक्छ्विदूषी तमसावृतश्च ।**
**एते न शस्ताः प्रवदन्ति धीरा दूता विकारं परिवर्धयन्ति ॥**

જે દૂત કઠોર, ક્રોધી, હાથમાં પાશ (ફાંસો) ઝાલેલો એવા, વૈદ્યની નિંદા કરનારા તથા તમોગુણવડે યુક્ત એવા હોય તેમને ધીર-જવાન્ વૈદ્યો વખાણતા નથી; કેમકે એવા દૂતો રોગીના રોગમાં વધારો કરનારા છે.

**यः काष्ठहस्तो धृतशस्त्रपाणिस्तथातुरो दीनवचो हि रोदिति ।**
**प्रक्लिन्ननेत्रो गमनोत्सुकोऽपि वर्ज्यो रुगार्तो शुभकारिदूतः ॥**

જે દૂતના હાથમાં લાકડું હોય, જેણે હાથમાં હથિયાર ઝાલેલું હોય, જે દૂત પીડાયલો તથા દીનવાણીવાળો થઈને રડતો હોય, જે દૂતની આંખ્યોમાં પાણી ભરાઇ આવ્યું હોય તથા જે વૈદ્યની પાસેથી જવાને ઉત્કંઠાવાળો હોય, તેમજ જે દૂત રોગથી પીડાતો હોય, તેને અશુભકારી સમજીને તજવો.

**यो रज्जुहस्तोद्धृतपाशपाणिर्याम्यां दिशं वा प्रतियाति तूर्णम् ।**
**ये वावदीति प्रचलंश्च रोषात्तथा समागच्छति शीघ्रमेव ॥**

જે દૂતના હાથમાં દોરડી હોય, જેણે હાથમાં પાશ ઝાલીને તેને ઊંચો કર્યો હોય, જે ઉતાવળો ઉતાવળો દક્ષિણ દિશામાં જતો હોય, જે ક્રોધથી આમથી તેમ ચાલતો હોય તથા ક્રોધથી બોલતો હોય, તેમજ વૈદ્યને ઘેર મોકલેલો છતાં જે તરતજ પાછો આવેછે, એ દૂતને અશુભ જાણવો.

**लगुडं हस्तेऽवष्टभ्य वक्रपादेन तिष्ठति ।**
**तस्मादाकुलवादी यो न शस्तो वैद्यकर्मसु ॥**

જે દૂત હાથમાં લાકડી ઝાલીને તેના ઉપર ટેકો દઇને પગ વાંકો રાખીને ઉભો રહ્યો હોય, તેમજ જે ગભરાઈને બોલતો હોય તે દૂતને જોઈને વૈદ્યે રોગીનો ઉપચાર કરવા જવું નહિ; કેમકે તે વૈદ્યકર્મમાં હિતકર નથી.

**पथा गच्छति शीघ्रेण श्वासोच्छ्वासं प्रमुंचति ।**
**पादौ प्रसार्य विशति मस्तके विन्यसेत् करम् ॥**
**भिनत्ति लोष्ठकाष्ठं च तृणं वा स्फोटते क्वचित् ।**
**पतति स्पृशते नासां स्तनं वा स्पृशते पुनः ॥**
**भूमिं लिखति पादेन रेखां वापि करोति यः ।**
**निद्रां वा कुरुते यस्तु स दूतोऽनिष्टकारकः ॥**

इत्यशुभदूतः ।

જે દૂત ઉતાવળો ઉતાવળો માર્ગમાં ચાલતો હોય, જેને મુખે શ્વાસ ભરાઈ ગયો હોય, વૈદ્યને ઘેર જઈને જે પગ લાંબા કરીને બેસે, જે માથે હાથ દેઈને બેસે, જે બેઠો બેઠો માટીનાં ઢેફાં કે લાકડાં ભાંગતો હોય, અથવા જે તરણાં તોડતો હોય, જે જમીન ઉપર પડી જતો હોય, પોતાના નાકને અડકતો હોય, અથવા વારંવાર પોતાના સ્તનને અડકતો હોય, જે પગવડે પૃથ્વી ખોતરતો હોય, જે પૃથ્વીઉપર લીટા કાઢતો હોય અથવા જે દૂત વૈદ્યને ઘેર જઇને ઉંઘી જતો હોય તે દૂષ્ટ રોગીનું અનિષ્ટ કરનારો છે એમ જાણવું.

## શુભ દૂતનાં લક્ષણો.

**यः श्वेतवस्त्रावृतपूर्णपाणिः सम्पूर्णताम्बूलमुखः प्रशस्तः ।**
**द्विजस्तथा माणवकः सुशीलः प्रज्ञाधिकश्चाह्वयते सुखाय ॥**

જે દૂતે ધોળાં વસ્ત્ર પેહેરેલાં હોય, જે ખાલી હાથે વૈદ્યપાસે ન આવેલો હોય, જેનું મુખ તાંબૂલથી ભરેલું હોય, જે બ્રાહ્મણ અથવા સારા આચરણવાળો બટુક હોય, જે ઘણી બુદ્ધિવાળો હોય, એવો સારો દૂત જો વૈદ્યને બોલાવવા જાય તો રોગીને સુખ થશે એમ જાણવું.

**कुसुममुकुरवस्त्रं पूगतांबूलपत्रम्**
**ममलकमलजातं रम्यकिञ्जल्कपुष्पम् ।**
**कलशवसनपाणिस्वर्णमुद्राविभूषा**
**करतलधृतमेतत् सौख्यकर्ता हि दूतः ॥**

જે દૂતના હાથમાં ફૂલ, દર્પણ, વસ્ત્ર, સોપારી, નાગર વેલનાં પાન, નિર્મલ કમળ, રમણિક પરાગવાળું પુષ્પ, કલશ, લૂગડું, સોનાની મોહોર, અલંકાર, એમાંનું કાંઈ હોય તો તે દૂત રોગીને સુખકર્ત્તા છે એમ જાણવું.

**आगत्योदीच्यपूर्वामथ वरुणदिशमैशीमाश्रित्य शान्तिं**
**दृष्ट्वा वैद्यं प्रहस्य प्रवदति निपुणं नातिनीचं नचोच्चम् ।**
**उत्तिष्ठ त्वं प्रसादं कुरु वचनमिदं सौख्यवाक्यं तनोति**
**प्राज्ञः स्वार्थं प्रकृष्टं सुखमगदकरं रोगिणां वैद्यलाभः ॥**

જે દૂત દક્ષિણ, ઉત્તર, પૂર્વ, પશ્ચિમ કે ઈશાન એ દિશામાં એસીને શાન્તપણે વૈદ્યને જોઈને હાસ્યયુક્ત મુખથી બહુ ડાહાપણથી બોલે કે જે વચન અતિ ધીમું ન હોય તેમ અતિ મોટેથી કહેલું પણ ન હોય. તે એવું બોલે કે, હે વૈદ્યરાજ! તમે ઉઠો અને અમારાઉપર મેહેરબાની કરો. એવી રીતે જે બુદ્ધિમાન્ દૂત સુખ ઉપજાવનારૂં, સારા અર્થવાળું અને ઉત્તમ વચન બોલે તો તેથી રોગીને સુખે કરીને રોગનો નાશ થાય તથા વૈદ્યને પણ રોગીને આરોગ્ય થવાથી ધન પ્રાપ્તિ વગેરેનો લાભ થાય અથવા એવા વચનથી રોગીને વૈદ્યનો લાભ થાય.

**पूर्वां दिशं समासाद्य प्रशान्तः शान्तया गिरा ।**
**वैद्यो वदति लाभाय रोगिणां च सुखावहम् ॥**

જો વૈદ્ય પૂર્વ દિશામાં બેશીને શાંત થઈને શાંત વાણીવડે બોલે તો તે લાભકારક છે, અને તે રોગીઓને હિતકર છે.

**यश्चागत्योपविष्टोऽपि श्लोकं वाथ सुभाषितम् ।**
**वदते शान्तया वाचा सोऽपि लाभाय शान्तये ॥**

જે વૈદ્ય રોગીને ઘેર આવીને બેસે અને પછી શ્લોક અથવા સુભાષિતવાક્ય શાંતવાણીવડે બોલે તો તે પણ રોગીને લાભ કર્ત્તા અને શાંતિ કર્ત્તા છે.

**अभिवाद्य च वैद्यस्य क्षेमं पृच्छति यः पुनः ।**
**फलं ददाति पुष्पं वा रोगिणां च सुखावहम् ॥**

જે દૂત વૈદ્યને નમસ્કાર કરીને પછી વૈદ્યને કુશળ સમાચાર પૂછે-છે, તથા તેને ફળ અથવા પુષ્પ આપેછે તે રોગીને હિતકર છે.

**ઉપસંહાર.**

**यस्य सौख्यं वरं सिद्धिस्तस्य दूता इमे विदुः ।**
**किमत्र बहुनोक्तेन रम्यो दूतः सुखावहः ॥**
**विषमान् स्त्रीपुमांश्चैव तस्मात्तु परिवर्जयेत् ।**
**एवं जानाति यो वैद्यस्तस्य सिद्धिः सुखं श्रियः ॥**

જે રોગીને સુખ થવાનું હોય તથા ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થવાની હોય તેના દૂત ઉપર કહ્યા તેવા હોય છે; એવિષે વિશેષ કહેવાનું પ્રયોજન નથી, પણ ટૂંકામાં એટલું સમજવું કે સારો દૂત સુખકર્ત્તા છે. એટલામાટે જે સ્ત્રી કે પુરૂષ વિષમ હોય તેમને વૈદ્યે તજવાં. અથવા રોગીના દૂતરૂપે આવેલાં સ્ત્રી કે પુરૂષ શુભ દૂતને યોગ્ય ગુણવાળાં હોય નહિ તો રોગીનું અનિષ્ટ અનિવાર્ય સમજીને વૈદ્યે તે રોગીની ચિકિત્સા કરવી નહિ. એપ્રમાણે જે વૈદ્ય જાણેછે તેને પોતાના કાર્યની સિદ્ધિ, સુખ અને લક્ષ્મી પ્રાપ્ત થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने दूतपरीक्षण-
लक्षणं नाम अष्टमोऽध्यायः ।



# नवमोऽध्यायः ।



## શકુનાધ્યાય.

**आत्रेय उवाच ।**

**इदानीं निर्गमे पुत्र ! प्रवेशे वा गृहस्य च ।**
**शुभाशुभानि सर्वाणि वक्ष्यामि शाकुनानि च ॥**

**આત્રેય કહેછે:**—હે પુત્ર! હવે રોગીને ઘેર જવાને નીકળેલા વૈદ્યને ઘેરથી નીકળતાં તથા રોગીના ઘરમાં પેસતાં જે સારાં કે માઠાં શકુન થાયછે તે સર્વે હું તને કહુંછું.

## શુભશકુન.

**राजा गजो द्विजमयूरकखञ्जरीटा-**
**श्चाषः शकुन्तरजकः सितवस्त्रयुक्तः ।**
**पुत्रान्विता च युवतिर्गणिका च कन्या**
**श्रेयःसुखाय यशसे प्रतिदर्शयन्ति ॥**

રાજા, હાથી, બ્રાહ્મણ, મોર, ખંજરીટ પક્ષી, ચાસ પક્ષી, ભાસ પક્ષી, ધોળાં લૂગડાંસહિત ધોબી, પુત્રસહિત સ્ત્રી, ગણિકા અને કન્યા, એમાંથી કોઈ એકનું પણ રોગીને ઘેર જવાને નીકળતી વખતે દર્શન થાય તો તે કલ્યાણકારી, સુખકર્ત્તા અને યશ આપનારૂં છે.

**लट्वा श्येनो भासहारीतचक्रो भारद्वाजश्छिकरश्छागसंज्ञः ।**
**एते श्रेष्ठा [1]दर्शने सव्यवामा वैद्यावेशे निर्गमे श्रेयसे च ॥**

ચકલી, બાજ, ભાસ પક્ષી, હારીત પક્ષી, ચક્રવાક પક્ષી, કોકડિયો કુંભાર નામે પક્ષી, છીંકારાં, બોકડો, એ પ્રાણીઓ શ્રેષ્ઠ છે. વૈદ્ય રોગીના ઘરમાં પેસતો હોય ત્યારે વૈદ્યની ડાબી બાજુએ તેમનું દર્શન થવું શ્રેષ્ઠ છે અને રોગીને ઘેર જવાને પોતાના ઘરમાંથી નીકળતો હોય ત્યારે તેમનું દર્શન જમણી બાજુએ શ્રેષ્ઠ છે.

## દુષ્ટશકુન.

**सर्पोलूको वानरः शूकरश्च गोधा ऋक्षः कृकलासः शशश्च ।**
**एते रिष्टा निर्गमे वा प्रवेशे कार्ये निंद्या नोपकारेषु शस्ताः ॥**

સાપ, ઘુવડ, વાંદરો, ભૂંડ, ઘો, રીંછ, કાચંડો, સસલો, એટલાં પ્રાણીઓનું દર્શન ઘરમાંથી નીકળતાં અથવા રોગીના ઘરમાં પેસતાં સારૂં નથી. માટે ચિકિત્સાકાર્યમાં તે નિંદવા જેવાં છે તેમ ઉપકાર કરવાના કામમાં પણ તે સારાં નથી.

---

1 दक्षिणे सव्यवामे. प्र० १ ली.

## મૃગાદિનાં શુભશકુન.

**मृगो वा पिङ्गलो वापि प्रशस्तो दक्षिणे सदा ।**
**निर्गमे वा प्रवेशे च दक्षिणः शुभदायकः ॥**

મૃગ અથવા માંકડું વૈદ્યના ઘરમાંથી નીકળતાં અથવા રોગીના ઘરમાં પેસતાં દક્ષિણ દિશાએ જોવામાં આવે તો તે નિરંતર શુભ ફળ આપનારૂં છે; કેમકે દક્ષિણ દિશામાં રહેલાં મૃગ તથા માંકડાં શુભ છે.

## મૃગની સંખ્યાનાં શકુન.

**एकस्त्रिस्त्रोथवा पञ्च सप्त वा नवसंख्यया ।**
**भाग्यकाले नराणां तु मृगा यान्ति प्रदक्षिणाः ॥**

જો એક, અથવા ત્રણ, અથવા પાંચ, અથવા સાત, અથવા નવ, હરણ નીકળતી વખતે વૈદ્યની જમણી બાજુ તરફ થઇને વહી જાય તો તે શુભ છે. કેમકે મનુષ્યોનો ભાગ્યોદય હોય છે ત્યારેજ એવો જોગ બને છે.

## મોર વગેરેનાં શકુન.

**शिखी च भवनगोधा रासभो भृङ्गराजः**
**पिकभषणकपोताः पोतकी शूकरी वा ।**
**तदनु विहगराजो दीर्घकण्ठादयः स्यु-**
**र्वदति शकुनवेत्ता वामतो निर्गमे वः ॥**

મોર, ઘરોળી, ગધેડો, ભમરો, કોયલ, કૂતરૂં, હોલો, કાળી ચકલી, ભૂંડણી, ગરૂડ, બગલો વગેરે પક્ષીઓ એ પ્રાણીઓ વૈદ્ય ઘરમાંથી નીકળતી વખતે ડાબે પાસે જોવામાં આવે તો તે શુભ છે એમ શકુનશાસ્ત્ર જાણનારા કહેછે.

**तित्तिरः कृकरः क्रौञ्चसारसाभासशूकराः ।**
**खराः किरीटी वामे तु सदा शुभतरा मताः ।**
**भवन्ति निर्गमे चैते सर्वकार्यसुसिद्धये ॥**

તેતર, કકર (કરઢોંક પક્ષી) ચકવાક, સારસ, ભાસ, ભૂંડ, ગધેડાં, મોર, એ પ્રાણીઓ ડાબે પાસે સર્વદા શુભકારક છે. એ પ્રાણીઓ

ઘરમાંથી નીકળતી વખતે ડાબે પાસે જોવામાં આવે તો સર્વે કાર્યોમાં સિદ્ધિ આપનારાં છે.

## કાગડાનાં શકુન.

**काको दक्षिणतः श्रेष्ठो निर्गमे शुभदायकः ।**
**प्रवेशे गदितः श्रेष्ठो वामतः कृष्णवायसः ॥**

ઘરમાંથી નીકળતી વખતે કાગડો જમણી પાસે જોવામાં આવે તો તે શ્રેષ્ઠ છે અને પ્રવેશ કરતી વખતે કાળો કાગડો જો ડાબે પાસે જોવામાં આવે તો તે શ્રેષ્ઠ છે.

**जाहकोऽपि शशकोऽपि मर्कटः कीर्तनं च गदितं न सुखाय ।**
**नैव नाम नच दर्शनमेषां सर्पगोधकृकलासबिडालाः ॥**

કાળો કાંચીડો, સસલો, માંકડું, એ પ્રાણીઓનો અવાજ શુભસૂચક નથી; તેમજ સાપ, ઘો, કાચંડો (સરડો), અને બિલાડો, એ પ્રાણીઓનો અવાજ, તેમનું નામ કે તેમનું દર્શન પણ સુખ કરનારૂં નથી. અર્થાત્ ઘરમાંથી નીકળતાં કે પ્રવેશ કરતાં એ અશુભ શકુન છે.

**दर्शनं हितकरं प्रवदन्ति खञ्जरीटकमरालकमैणम् ।**
**नामतः शुभकराः प्रवदन्ति दार्वघाटवरटे च शुकश्च ॥**

इति शुभाशुभशकुनानि ।

ચાસ, હંસ, હરણ, એ પ્રાણીઓમાંથી કોઈ પણ પ્રાણી નીકળતી વખતે જોવામાં આવે તો તે હિતકર છે. તેમજ લક્કડખોદ, ભમરી (મધમાખ) અને પોપટ એ પ્રાણીનાં નામ નીકળતી કે પ્રવેશ કરતી વખતે શુભકર છે.

**निर्गमे विविधकार्यसिद्धये भृङ्गराजरजतं पयो जलम् ।**
**मत्स्यमांसरुधिरं मृतकं वा धौतवस्त्रमुकुरं च पिधानम् ॥**

ઘરમાંથી નીકળતાં ભાંગરો, રૂપું, દૂધ, પાણી, માંછલાં, માંસ, લોહી, મુડદું, ધોયેલું વસ્ત્ર, દર્પણ, આચ્છાદન, એમાંનું કાંઈ સામું મળે તો તેથી અનેક પ્રકારનાં કાર્ય સિદ્ધ થાયછે.

**मार्गे छिन्दन्ति मार्जाराः सर्पो वा कृकलासकाः ।**
**गोधा वापि प्रवेशे च पदमेकं तु न व्रजेत् ॥**

ઘરમાં પેસતાં કે ઘરમાંથી નીકળતાં બિલાડું, સાપ, કાચંડો (કાચંડો-સરડો) કે ઘો, એમાંનું કોઈ પ્રાણી રસ્તામાં આડું ઉતરે, તો એક ડગલું પણ આગળ ચાલવું નહિ.

**स्खलने पादशिरसोर्वसनानि स्खलन्ति वा ।**
**विक्रुष्टं वचनं श्रुत्वा पदमेकं तु न व्रजेत् ॥**

ઘરમાંથી નીકળતાં પગમાં ઠોકર લાગે અથવા માથામાં કાંઈ અથડાય, અથવા લૂગડાં કહીં ભરાયાથી ખેંચાય કે નીકળી પડે, અથવા કોઈ કઠોર વચન બોલે તે સાંભળવામાં આવે, તો એક ડગલું પણ ચાલવું નહિ.

**गृहाणां ज्वलनं दृष्ट्वा भिद्यंतं सजलं घटम् ।**
**पतनं भूरुहाणां च दृष्ट्वा कुर्यान्न चङ्क्रमम् ॥**
**आक्रोशवचनं श्रुत्वा मार्जाराणां रुतं तथा ।**
**कलहं गृहलोकस्य दृष्ट्वा चङ्क्रमणं नच ॥**

इति दर्शनारिष्टम् ।

ઘરમાંથી નીકળતી વખતે કોઈનું ઘર સળગતું જોવામાં આવે, અથવા પાણી ભરેલો ઘડો ફૂટી જતો જોવામાં આવે, અથવા ઝાડ પડતાં જોવામાં આવે, તો ચાલવા માંડવું નહિ. વળી તેજ પ્રમાણે કોઈ ચીસો પાડતું હોય કે ગાળો દેતું હોય તેનું વચન સાંભળવામાં આવે, અથવા બિલાડાં બોલતાં હોય તે સાંભળવામાં આવે, અથવા ઘરમાં રહેનારાં માણસોની વઢવાડ સાંભળવામાં આવે તો ચાલવા માંડવું નહિ.

**कनककङ्कणमेव विभूषणं सफलपुष्पमथासववारुणी ॥**
**फलमशोककरं ज्वरिणां तदा शुभकरो हि भवेच्च भिषग्वरः ॥**

इति शकुनाध्यायः ।

સોનાનું કંકણ, અલંકાર, ફળસહિત પુષ્પ, આસવ, મદ્ય, એમાંનું કાંઈ નીકળતી વખતે જોવામાં આવે તો રોગીઓને તે આનંદદાયક ફળ આપે છે અને તે વૈદ્ય પણ રોગીનું ભલું કરનારો નીવડે છે.

## દ્વિતીયસ્થાનનો ઉપસંહાર.

एवं ज्ञात्वा परमनिपुणं पानमन्नादिकानां
वीर्यं चैषां गुणमपि तथा कोपनं कोपवेगम् ।
आदानं वा पुनरपि चयं कोपनस्योपचारं
वैद्यो विद्वान् भवति भवने पूजितो राजलोकैः ॥

એ પ્રમાણે અન્ન પાનાદિકનું વીર્ય, તેમના ગુણ, તેઓ કયા કયા દોષોને કોપાવે છે તે, તેમના કોપનો વેગ, દોષના કોપનું કારણ, દોષનો સંગ્રહ, દોષકોપના પ્રતીકાર, એ સર્વે સારી રીતે જાણીને વૈદ્ય વિદ્વાન્ થાયછે તથા તેથી તેને રાજા લોકો પોતાને ઘેર બોલાવીને સન્માન આપેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे द्वितीयस्थाने शकुनाध्यायो
नाम नवमोऽध्यायः ।



# द्वितीयस्थानं समाप्तम् ।

# तृतीयस्थानम् ।

## प्रथमोऽध्यायः ।

### ઔષધના જ્ઞાનનો વિધિ.

### आत्रेय उवाच ।

अथातः संप्रवक्ष्यामि रोगमङ्कुरकारणम् ।
श्रमाद् व्यायामरोधाद्वा चिन्ताशोकभयादपि ॥
क्रोधादौषधगन्धेन क्षयाद्धातोर्विशेषतः ।
उदीर्य कोष्ठादग्निं च रक्तपित्तं तथा बहिः ॥
त्वचाश्रितं च सम्भूय ज्वरं तस्मात् करोति हि ।

**આત્રેય કહેછે.**—હવે હું એક રોગમાંથી બીજો રોગ, એમ જે ઘણા રોગો થાયછે તેનું કારણ કહુંછું. અતિશય મેહેનત કરવાથી, કસરત ન કરવાથી, ચિંતા કરવાથી, શોકથી, ભયથી, ક્રોધથી, ઔષધિના ગંધથી, અને વિશેષે કરીને ધાતુઓનો ક્ષય થવાથી, (વાતાદિક દોષ ક્ષોભ પામીને) જઠરમાંથી અગ્નિને બાહાર કાઢી નાખેછે તથા રક્તને અને પિત્તને કોપાવે છે તે અગ્નિ તથા રક્તપિત્ત જે ત્વચામાં રહ્યું હોય છે તે એકત્ર થઇને જ્વર (તાવ) ને ઉત્પન્ન કરેછે.

### જ્વરમાંથી ઉપજતા રોગ.

उक्तहेतुर्ज्वरो वापि ज्वरान्मन्दज्वरो भवेत् ॥
मन्दान्मन्दतमो ज्ञेयस्तस्मादम्लातिसेवनात् ।
जायते कामलस्तस्मात् प्ररूढे स्याद्धलीमकम् ॥
हलीमकाद्भवेत् पाण्डुस्तस्माद्यक्ष्मा प्रकीर्तितः ।
यक्ष्मणो जायते शोफः शोफादुदरमेव च ॥

तस्माद्गुल्मं च वाताख्यं गुल्माच्छ्वासोऽथ शूलिता ।
मन्दाग्नित्वं भवेत्तस्मात्स्वरभेदोऽथ रोधनम् ॥
एतेषां सर्वरोगाणामुत्पत्तिः स्याज्ज्वरेण तु ।
ज्वरेण मृत्युर्विज्ञेयो न मृत्युः स्याज्ज्वरं विना ।

પાછળ જે હેતુ કહ્યા તેમાંથી જ્વર પેદા થાયછે. જ્વરમાંથી મંદજ્વર થાયછે. એ મંદજ્વરમાંથી અતિશય મંદજ્વર ( હાડજ્વર ) થાયછે. એવા હાડકચરિયા તાવમાં અતિશય ખાટો પદાર્થ ખાવામાં આવે તો તેથી કમળો થાયછે. એ કમળો વધીને હલીમક નામે રોગ થાયછે. હલીમક રોગ વધીને પાંડુરોગ થાયછે અને પાંડુરોગમાંથી ક્ષયરોગ થાયછે. ક્ષયથી સોજો થાયછે, સોજાથી ઉદર વ્યાધિ થાયછે, ઉદરરોગમાંથી વાતગુલ્મરોગ થાયછે, વાતગુલ્મમાંથી શ્વાસ અને તેમાંથી શૂળરોગ ઉપજે છે. શૂળમાંથી અગ્નિમાંદ્ય રોગ થાયછે, અગ્નિમાંદ્યમાંથી સ્વરભેદ અને તેમાંથી કંઠરોધન થાયછે, એવી રીતે એ સર્વે રોગની ઉત્પત્તિ તાવમાંથી થાયછે. તાવથી મૃત્યુ થાયછે; તાવવિના મૃત્યુ થતું નથી.

## જ્વરમાંથી ઉપજતા બીજા પ્રકારના રોગ.

शृणु भैषजवेदज्ञ! द्वितीयं रोगसङ्करम् ।
मन्दज्वरो भवेन्नृणामतीसारस्तथा ज्वरः ॥
तेन चापि भवेद्धिक्का शोषो मोहो भ्रमोऽरुचिः ।
एतेषां शोफतो मृत्युस्तृतीयः कथ्यतेऽधुना ॥

આયુર્વેદને જાણનારા હે પુત્ર! સાંભળ; હું તને તાવમાંથી ઉપજતા બીજા રોગોની પરંપરા કહુંછું. મનુષ્યને પ્રથમ મંદજ્વર આવેછે, તેમાંથી તેને અતિસાર અને જ્વર ઉપજે છે; તેમાંથી હિક્કા નામે રોગ ઉપજે છે; તેમાંથી શોષ, મોહ, ભ્રમ અને અરૂચિ, એવા રોગ થાયછે. એ રોગવાળાઓને છેવટે સોજા ચડેછે અને તેમનું મરણ થાયછે. હવે હું તને ત્રીજો પ્રકાર કહુંછું.

## દિવસે સૂવા વગેરેથી ઉપજતા રોગો.

**दिवास्वप्नादिदोषैर्वा प्रतिश्यायश्च जायते ।**
**तस्मात् कासः समुद्दिष्टः कासात्तच्छ्वासश्च जायते ।**
**तस्मात् क्षयः क्षयात् शोफो ज्वरेणापि मृतिं व्रजेत् ॥**

દિવસે શયન કરવા વગેરે દોષથી સળેખમ ઉત્પન્ન થાયછે. તેમાંથી ખાંસી ઉપજે છે; ખાંસીમાંથી શ્વાસ ઉપજે છે; તેમાંથી ક્ષય ઉત્પન્ન થાયછે. ક્ષયમાંથી સોજો ઉપજે છે અને તેમાંથી તાવ ઉપજીને રોગી મરણ પામેછે.

## ભયંકર વ્યાધિઓ.

**ज्वरः क्षयश्च यक्ष्मा च कुष्ठगुल्मार्शःसंग्रहाः ।**
**शर्करा मेह उन्माद अपस्मारो भगन्दरः ।**
**एते महाघोरतरा याप्यं कुर्वन्ति मानवम् ॥**

તાવ, ક્ષય, રાજ્યક્ષ્મા, કોઢ, ગુલ્મ, અર્શ, પથરીનો રોગ, પ્રમેહ, ઉન્માદ, અપસ્માર, ભગંદર, એ મહાભયંકર વ્યાધિઓ છે. એ વ્યાધિઓ એક વાર ઉપજ્યા એટલે નિર્મૂળ થતા નથી અને મનુષ્યને યાપ્ય કરેછે. અર્થાત્ ઔષધાદિવડે તે રોગીની વેદના કમી કરીને તેમને મર્યાદામાં રાખી શકાય છે પણ તે બિલકુલ મટી જતા નથી.

## સર્વે વ્યાધિઓના હેતુરૂપ દોષ.

**वातपित्तादयो दोषास्तथा श्लेष्मसमुद्भवाः ।**
**जायन्ते व्याधयः सर्वे तेषां वक्ष्याम्युपक्रमम् ॥**

વાત, પિત્ત, વગેરે દોષો રોગના હેતુ છે. તેમજ કેટલાક વ્યાધિઓ કફથી ઉત્પન્ન થાયછે. એવી રીતે વાતાદિક દોષથી સર્વે વ્યાધિઓ ઉત્પન્ન થાયછે, માટે હું તે વાતાદિક દોષના ઉપચાર કહીશ.

## વાતાદિ દોષનો પાચન કાળ.

**वातः पचति सप्ताहात् त्रिरात्रात् पित्तमेव च ।**
**श्लेष्मा सार्धदिनेनापि विपचेद्भिषजां वर ! ॥**

---

१ पीनस एव च. प्र० १ ली.

द्वन्द्वजं वातपित्तं च नवरात्रेण पच्यते ।
श्लेष्मवातौ दशाहेन पञ्चाहात् पित्तश्लैष्मिकम् ॥
द्वंद्वजानां च मर्यादा पाचनाय शमाय च ।
त्रिदोषस्य च घोरस्य पाचनं द्वादशे दिने ॥
सन्निपातश्च पच्येत चतुर्दशदिनैरपि ।

વાયુ નામે દોષ સાત દિવસમાં પક્વ થાયછે; પિત્ત ત્રણ દિવસમાં પાકેછે; અને હે ઉત્તમ વૈદ્ય! કફ દોઢ દિવસમાં પક્વ થાયછે. વાયુ અને પિત્ત મિશ્ર હોય તો તે નવ રાત્રિમાં પક્વ થાયછે. કફ અને વાયુ દશ દિવસમાં પક્વ થાયછે. પિત્ત અને કફ પાંચ દિવસમાં પાકે છે, એવી રીતે દ્વંદ્વ (બે બે દોષ એકઠા મળ્યા હોય તે) નું પાચન અને શમન થવાની મર્યાદા જણાવી. હવે ભયાનક એવા ત્રિદોષનું પાચન બારમે દિવસે થાયછે. તથા સન્નિપાતનું ચૌદ દિવસે પાચન થાયછે.

### પાચનાદિ ક્રિયાનો સમય.

ज्ञात्वा दोषबलं पक्के तस्माद्देयं तु पाचनम् ।
युक्तं निदानलक्षैस्तु तस्मात् संशमनक्रिया ॥

પક્વ થયેલા દોષમાં તેમનું કેટલું બળ છે તે પ્રથમ જાણીને પછી પાચન ઔષધ આપવું. અને પાચન ઔષધ આપતાં આપતાં જ્યારે રોગનાં તેના નિદાનમાં કહેલાં લક્ષણો માલમ પડે ત્યારે શમનક્રિયા (રોગ શમાવવાની ક્રિયા) કરવી.

### ધાતુગત દોષનો પાચન કાળ.

सप्ताहेनापि पच्यन्ते सप्त धातुगता मलाः ।
चिरादपि हि पच्यन्ते सन्निपातज्वरे मलाः ॥
निरामश्चाप्यतः प्रोक्तो ज्वरः प्रायोऽष्टमेऽहनि ।
नवभिर्वासरैश्चैव निरामज्वरलक्षणम् ॥

સાત ધાતુઓમાં રહેલા મળ સાત દિવસે પક્વ થાયછે તથા સન્નિપાત જ્વરના મળ (વાતાદિક દોષ) તો ઘણે દિવસે પક્વ થાયછે. સાત દિવસે સાત ધાતુના મળ પક્વ થયા પછી આઠમે દિવસે જ્વર

'આમ' વિનાનો થવાથી તે 'નિરામ' કહેવાય છે. તથા નિરામ જ્વરનાં લક્ષણ નવ દિવસે જોવામાં આવેછે.

### અપક્વ દોષમાં ઔષધ આપવાની મનાઇ.

**[1]विचार्य भेषजं दद्यादजीर्णे मतिमान् भिषक् ।**
**मन्दो हि सुतरामग्निर्भेषजं न विपाचयेत् ॥**

વાતાદિ દોષ પક્વ ન થાય હોય ત્યારે બુદ્ધિમાન્ વૈદ્યે ઘણો વિચાર કરીને ઔષધ આપવું; કેમકે અતિશય મંદ થઇ ગયલો અગ્નિ ઔષધને પચાવી શકતો નથી.

### લંઘનના પ્રકાર.

**सर्वेषु सामदोषेषु पाचनं लङ्घनं स्मृतम् ॥**
**लङ्घितं मध्यलङ्घि स्यादतिलङ्घितमेव च ।**
**लक्षणं वक्ष्यते चैषां मनुष्याणां शृणुष्व मे ॥**

વાતાદિ દોષ જ્યારે સામ (પક્વ નહિ થયેલા) હોય ત્યારે તે રોગીએ લંઘણ કરવી; કેમકે લંઘન (ઉપવાસ) કરવાથી દોષનું પાચન થાયછે. લંઘન ત્રણ પ્રકારનું છે; લંઘિત, મધ્યલંઘિત, અને અતિલંઘિત. એ ત્રણ પ્રકારનાં લંઘન કરવાવાળા મનુષ્યનાં લક્ષણ હું તને કહું તે સાંભળ.

### શુદ્ધલંઘિતનું લક્ષણ.

**गतक्लमो रुजां ग्लानिरिन्द्रियाणां प्रसन्नता ।**
**लङ्घने दोषपाकस्तु शुद्धलङ्घितलक्षणम् ॥**

જ્યારે લંઘન કરવાથી શરીરનો ખેદ નાશ પામે, પીડાઓ ઓછી થાય, ઇંદ્રિઓ નિર્મળ થાય, દોષ પરિપક્વ થાય, ત્યારે તે પુરૂષ શુદ્ધલંઘિત છે એટલે તેણે જોઇએ તે પ્રમાણે લંઘન કરેલું છે એમ જાણવું.

### મધ્યલંઘિતનું લક્ષણ.

**किञ्चित्क्लमो रुजां ग्लानिरिन्द्रियाणां विवर्णता ।**
**बहुतृष्णाल्पक्षुदपि श्रमश्चैव भिषग्वर ! ॥**

---

१ आ बे लीटी. प्र० २–३ मां नथी.

[1]किञ्चित्संस्निग्धता गात्रे रुचिबाधो विबन्धता ।
मध्यपाकी च दोषः स्यान्मध्यलङ्घितलक्षणम् ॥

જ્યારે લંઘન કરવાથી રોગીના શરીરનો ખેદ કાંઇક અંશે રહે, પીડાઓ ઓછી થાય, ઇંદ્રિયો વિવર્ણ થઈ જાય, તરસ ઘણી લાગે, ભૂખ થોડી લાગે, અંગ થાક્યા જેવાં જણાય, શરીર ઉપર થોડિક સ્નિગ્ધતા જણાય, અન્નાદિકની રૂચિ પૂરેપૂરી ન ઉપજી હોય, ઝાડાનો બંધકોષ્ટ હોય, તથા વાતાદિ દોષ મધ્યમસર પક્વ થયા હોય ત્યારે રોગી મધ્ય-લંઘિત છે એમ જાણવું.

## અતિલંઘિતનું લક્ષણ.

वैकल्यं जायते तन्द्रा विड्भेदश्च विनिद्रता ।
वेपथुश्च शिरोऽर्तिश्च क्षुत्क्षामं शूलमेव च ॥
श्यावास्यं प्लावनं नेत्रे मूर्च्छामोहश्रमातुरम् ।
अतिलङ्घितमेतैस्तु लक्षणं संविभावयेत् ॥

જ્યારે લંઘન કરનારા રોગીને જોઇએ તે કરતાં વધારે લાંઘણો થઇ જાય ત્યારે તેની ઇંદ્રિયો વિકળ (પોતાનું કાર્ય બજાવવાને અસમર્થ,) થઈ જાય છે; તેને ઘેન ઉપજે છે; ઝાડાનો ભેદ થાયછે; ઊંઘ આવતી નથી; શરીર કંપે છે; માથું દુખે છે; ભૂખવડે શરીર કૃશ થઇ જાય છે; પેટમાં શૂળ ઉપજે છે; મોઢું કાળું પડી જાય છે; આંખો તરી જાય છે; રોગીને મૂર્છા આવેછે; તેને મોહ થાયછે; અને તે શ્રમથી પીડાય છે. એ લક્ષણોવડે રોગીને અતિલંઘિત સમજવો.

## લંઘન નહિ કરવા જેવા રોગીઓ.

वेलाज्वरे भूतज्वरे तथा पित्तज्वरेऽपि च ।
आयासे क्रोधजे वापि भयकामज्वरेऽपि च ।
एतेषां लङ्घनं नैव कारयेद्भिषगुत्तमः ॥
बालं वृद्धं कृशं क्षीणमतीसारव्रणातुरम् ।
गुर्विणीं सुकुमारं च लङ्घयेन्न कदाचन ॥

---

१ विड्भेदं रूक्षता गात्रे. प्र० ३.

જેને વેલાજ્વર એટલે દરરોજ અમુક સમયે તાવ આવતો હોય, જેને ભૂતપીડાથી તાવ ઉપજ્યો હોય, જેને પિત્તજ્વર આવતો હોય, તથા જેને શ્રમ, ક્રોધ, ભય કે કામવિકારથી જ્વર આવતો હોય, એવા તાવવાળાઓને સારા વૈદ્યે લંઘન કરાવવું નહિ. વળી બાળક, વૃદ્ધ, કૃશ, ક્ષીણ, અતિસારના રોગવાળો, વ્રણરોગવાળો, ગર્ભવતી સ્ત્રી અને સુકુમાર, એટલા રોગીઓને વૈદ્યે કદાપિ ઉપવાસ કરાવવો નહિ.

### લંઘન કરાવવા જેવા રોગીઓ.

**सामे मन्दज्वरे तीव्रे रुचि विड्बन्धकेऽपि च ।**
**अजीर्णे तु प्रशस्तं च लङ्घनं मात्रयान्वितम् ॥**
**स्निग्धत्वं चातिगात्राणामुदरं गर्जयेत्कृशम् ।**
**शिरोऽर्तिर्जठराध्मानं तृष्णा च कण्ठकूजनम् ॥**
**अरुचिः प्रीतता मूत्रे निद्रातन्द्रातुरं नरम् ।**
**सामज्वरं च विज्ञाय लङ्घयेद्भिषगुत्तमः ॥**

इति लङ्घनयोग्याः ।

જેને સામજ્વર, મંદજ્વર, કે તીવ્રજ્વર થયો હોય, તથા જેને અરૂચિ ઝાડાનો કબજો કે અજીર્ણ થયું હોય, તેને માત્રાસહિત લંઘન કરાવવું હિતકર છે. જે પુરૂષનાં અંગ અતિ સ્નિગ્ધ હોય, જેના પેટમાં અતિશય ગગડાટ થતો હોય, જેનું માથું દૂખતું હોય, જેનું પેટ ચઢતું હોય, જેને તરસ બહુ લાગતી હોય, જેના કંઠમાં અવાજ બોલતો હોય, જેને અન્ન ઉપર રૂચિ ન થતી હોય, જેનું મૂત્ર પિળા વર્ણનું હોય, જે પુરૂષને નિદ્રા આવતી હોય, જેને ઘેન થતું હોય, તથા જેને સામજ્વર હોય, એવા રોગીઓને જાણીને ઉત્તમ વૈદ્યે તેમને લંઘન કરાવવું.

### લંઘનના છ પ્રકાર.

**अनशनवमनविरेचनरक्तस्रुतितप्ततोयपानैश्च ।**
**स्वेदनकर्मसमेतैः सुषड्विधं लङ्घनं गदितम् ॥**

ભોજન ન કરાવવું, વમન કરાવવું, વિરેચન આપવું, લોહી વેહેવડાવવું, ગરમ પાણી પીવા આપવું, પરસેવો કાઢવો, એ છ પ્રકારનું લંઘન કહેલું છે. અર્થાત્ ઉપવાસ કરવાને અશક્ત રોગીને ઉપવાસ ન કરા-

વતાં રોગને ઘટે તેવા આ છમાંના એકાદ કર્મથી પણ લંઘનનું કાર્ય થાયછે.

### નિરામ જ્વરનું લક્ષણ.

क्षुत्क्षामं श्रमशैथिल्यं भ्रमवेगज्वरातुरम् ।
अन्तर्दाहं रक्तमूत्रं निरामज्वरलक्षणम् ॥

જે રોગી ભૂખથી કૃશ થઇ ગયો હોય, શ્રમથી શિથિલ થઈ ગયો હોય, જેને (ઉભા થતાં) ચકરી આવતી હોય, તાવ આવતો હોય, શરીરની અંદરના ભાગમાં દાહ બળતો હોય, અને તેના મૂત્રનો વર્ણ રાતો હોય, તેને નિરામ જ્વરવાળો જાણવો.

### દોષપરત્વે લંઘનનો અવધિ.

वातिको लङ्घनैः षड्भिः पैत्तिकस्तु दिनत्रयम् ।
सप्तभिः पचते श्लेष्मा दृष्ट्वा लङ्घनमाचरेत् ॥
त्रिदोषो दशरात्राणि पचते लङ्घनैस्तु सः ।
दिने पञ्चदशे प्राप्ते पचते सान्निपातिकः ॥
मुञ्चेद्वा मनुजं हन्ति भवेद्वा विषमज्वरः ।

વાતજ્વરવાળાને છ લાંઘણ કરાવવી, કેમકે તેટલી મુદતમાં વાત દોષ પકવ થાયછે; પિત્તવાળાને ત્રણ લાંઘણ કરાવવી, અને કફવાળાને સાત લાંઘણ કરાવવી. એવી રીતે વાતાદિક દોષ જોઈને લાંઘણ કરાવવી. ત્રણે દોષ એકત્ર થઇને કોપ્યા હોય હોય તો દશ દિવસ લાંઘણ કરાવવી; કેમકે તે દોષોને પકવ થવાને તેટલી મુદત લાગે છે. સન્નિપાત જ્વરને પકવ થવાને પંદર દિવસ લાગે છે. એટલા દિવસમાં સન્નિપાત કાંતો મટી જાયછે અથવા રોગીનો નાશ કરેછે અથવા વિષમજ્વર ઉત્પન્ન થાયછે.

### વય પરત્વે દોષ કોપનો પ્રકાર.

बाल्ये रक्तामया दोषाः कफपित्तादनंतरम् ॥
षोडशे तु समे प्राप्ते त्रिदोषप्रभवा गदाः ।
पञ्चविंशतिमे प्राप्ते ज्वरो वैमानिपातिकः ॥

બાલ્યાવસ્થામાં લોહીના વિકારસંબંધી રોગ ઉપજે છે; તે પછી પંદર વર્ષ સુધી કફ અને પિત્તનારોગ બહુધા ઉપજે છે; સોળ વર્ષ થયા પછી ત્રિદોષ (ત્રણે દોષ) ના રોગ ઉત્પન્ન થાયછે, પચીશ વર્ષનું વય થયા પછી સન્નિપાતજ્વર થાયછે.

### જ્વરવાળાને ક્વાથ આપવાનો સમય.

**वातपित्तकफैरेव रसरक्तसमुच्चयात् ।**
**जायते यो ज्वरः सम्यक् पक्के क्वाथं तु दापयेत् ॥**

વાયુ, પિત્ત, કફ, રસ અને રક્ત, એ સર્વના સમુદાયથી જે જ્વર ઉત્પન્ન થાયછે તે જ્યારે સારી રીતે પકવ થાય ત્યારે રોગીને ક્વાથ આપવો. અર્થાત્ જ્વર પકવ થયાવિના ક્વાથ આપવો નહિ.

### ક્વાથના પ્રકાર.

**क्वाथः सप्तविधः प्रोक्तः पाचनः शमनस्तथा ।**
**दीपनः क्लेदनो भेदी सन्तर्पणो [1]विशोषणः ।**

ક્વાથ સાત પ્રકારનો કહેલો છે. પાચન (મળને પકવ કરનાર;) શમન (દોષને શમાવી દેનાર;) દીપન (અગ્નિને પ્રદિપ્ત કરીને મળને પચાવનાર;) ક્લેદન (મળને પલાળીને બાહાર કાઢનાર;) ભેદી (મળને તોડીને બાહાર કાઢનાર;) સંતર્પણ (ધાતુઓને તૃપ્ત કરીને મળનું બળ કમી કરનાર;) અને શોષણ (મળને સૂકવીને બાહાર કાઢી નાખનાર.)

### સાત પ્રકારનો ક્વાથ આપવાનો કાળ.

**पाचनं च [2]नरे देयं निशासु प्रविजानता ।**
**पूर्वाह्णे शमनो देयोऽपराह्णे दीपनः स्मृतः ॥**
**सन्तर्पणो भेदनश्च कल्ये पानाय दापयेत् ।**
**[3]शोषणोऽपि प्रभाते च क्वाथः पाने प्रकीर्तितः ॥**

વૈદ્યશાસ્ત્રના જ્ઞાનવાળા વૈદ્યે રોગીને પાચન ક્વાથ રાત્રીએ આપવો; શમનક્વાથ દિવસના પેહેલા પોહોરમાં આપવો; દીપનક્વાથ દિવ-

---

૧ विमोहनः. प्र० ३ जी. विशेषतः. प्र० १ ली. २ नवै प्र० ३ जी. ३ मोहनोपि. प्र० १ ली

સના પાછલા પોહોરમાં આપવો; સંતર્પણ અને ભેદન ક્વાથ પ્રભાત કાળમાં રોગીને પીવામાટે આપવો; શોષણ ક્વાથ પણ પ્રભાતમાંજ પીવો એમ કહેલું છે.

### ઔષધાદિક આપવાના સમયની સંજ્ઞા.

**रात्रौ यः प्रथमो यामो भूतवेला प्रकीर्तिता ।**
**द्वितीयं निशि इत्याहुर्निशीथं च ततः परम् ॥**
**गुणरात्रं ततो ज्ञेयं कल्यमप्रातराशनम् ।**
**पूर्वापराह्णमध्याह्नाः परार्धदिनशेषकाः ॥**
**पूर्वे दिनावसाने च भेषजानामुपक्रमः ।**

રાત્રીના પહેલા પોહોરને ભૂત વેળા કહેછે; બીજા પોહોરને રાત્રી (નિશા) કહેછે; તે પછીના પોહોરને નિશીથ (મધ્યરાત્ર) કહેછે; તે પછીની રાત્રી (રાત્રીનો ત્રીજો પોહોર) ને ગુણરાત્ર કહેછે; સવારના ભોજનનો સમય થયા પેહેલાંના કાળને કલ્પ કહેછે. રાત્રી અને દિવસના બે ભાગ કરતાં બાકી રહેલા અરધા ભાગમાં (દિવસમાં) પૂર્વાણ્હ (પહેલો પોહોર.) પરાણ્હ (પાછળો પોહોર,) અને મધ્યાણ્હ (વચલો પોહર,) એ ત્રણ વિભાગ આવેછે. એ સર્વમાંથી દિવસના પેહેલા પોહોરમાં અને દિવસના છેલ્લા પોહોરમાં (દહાડો આથમવાની વખતે) ઔષધો આપવું એ બહુધા શ્રેષ્ઠ છે.

### ક્વાથના સાત પ્રકાર.

**पाचनो दीपनीयश्च शोधनः शमनस्तथा ।**
**तर्पणः क्लेदनः शोषी क्वाथः सप्तविधः स्मृतः ॥**

પાચન, દીપન, શોધન, શમન, તર્પણ, ક્લેદન, અને શોષણ, એવો સાત પ્રકારનો ક્વાથ છે. (પાછળ સાત પ્રકાર ક્વાથના કહ્યા છે તેજ અહીં ફરી કહેલા છે; તેમાં જેને ભેદી કહ્યો છે તેને અહીં શોધન કહ્યો છે.)

### સાત પ્રકારના ક્વાથનાં લક્ષણ.

**पाचनोऽर्धावशेषी स्याच्छोधनो द्वादशांशकः ।**
**क्लेदनश्चतुरङ्कश्च शमनोऽष्टावशेषितः ॥**

**दीपनीयो दशांशस्तु तर्पणश्च समांशकः ।**
**विशोषी षोडशांशश्च क्काथभेदाः प्रकीर्तिताः ॥**

અરધું પાણી રહેતાં સુધી પાણીને બાળવું તે પાચન ક્વાથ કહેવાયછે, બારમો ભાગ શેષ રહેતાં સુધી ક્વાથ ઉકાળવો તેને શોધન ક્વાથ કહેછે. ચોથો ભાગ શેષ રહેતાં સુધી કરેલા ક્વાથને ક્લેદન કહેછે. આઠમો ભાગ શેષ રહેતાં સુધી કરેલા ક્વાથને શમન કહેછે. દશમો ભાગ શેષ રહેતાં સુધી કરેલા ક્વાથને દીપન કહેછે. સમાન (દીપનના) ભાગ શેષ રહેતાં સુધી કરેલા ક્વાથને તર્પણ કહેછે. સોળમો ભાગ શેષ રહેતાં સુધી કરેલા ક્વાથને વિશોષી કહેછે. એવી રીતે ક્વાથના ભેદ કહેલા છે.

## સાત પ્રકારના ક્વાથનાં કાર્ય.

**पाचनः पचते दोषान् दीपनैर्दीप्यते मलः ।**
**शोधनो मलशोधी स्यात् शमनः शमयेत् गदान् ॥**
**तर्पणस्तर्पयेद् धातून् क्लेदी हृत्क्लेदकारकः ।**
**विशोषी शोषमाधत्ते तस्मात् क्काथं परीक्षयेत् ॥**
**क्लेदी विशोषी विज्ञाय वमनं कारयेन्नरम् ।**

પાચન ક્વાથ વાતાદિક દોષને પકવ કરેછે. દીપન ક્વાથ જઠરાગ્નિને પ્રદિપ્ત કરીને મળને દૂર કરેછે. શોધન ક્વાથ મળને સાફ કરેછે. સમન ક્વાથ રોગને શમાવે છે. તર્પણ ક્વાથ ધાતુઓને તૃપ્ત કરેછે. ક્લેદન ક્વાથ હૃદયમાં ભીનાશ ઉત્પન્ન કરેછે. શોષણ ક્વાથ મળનું શોષણ કરેછે. એટલા માટે કયા પ્રકારનો ક્વાથ છે, તેની પરીક્ષા કરવી. ક્વાથ ક્લેદન છે કે શોષણ છે તેની પરીક્ષા કર્યા પછી રોગીને વમન કરાવવું હોય તો કરાવવું. અર્થાત્ જે ક્વાથથી જે કાર્ય થતું હોય તે ન કરતાં અન્યથા કાર્ય કરવાથી હાનિ ઉપજે છે.

## ક્વાથની સંભાળ રાખવાની આજ્ઞા.

**न लङ्घयेत् कृतं क्काथं [1]नान्यत्रान्यत्र चालयेत् ॥**
**न कुत्सिते पुनः स्थाप्यो नाशुचौ न च कांस्यके ।**
**स च क्काथो न शस्तः स्याद्रोगसङ्करकारणम् ॥**

---

१ नान्तराणि च. प्र० १ ली.

**न शोषयेत् पुनः क्वाथं न च भूमिगतं पुनः ।**
**दोषसंशमनेनैते प्रशस्ता गदकर्मणि ॥**

કરેલા ક્વાથને ઓળંગીને જવું નહિ; તે ક્વાથને અહીંથી તહીં એમ ફેરવવો નહિ; નઠારી જગોમાં તેને મૂકવો નહિ; અપવિત્ર જગો-માં અથવા કાંસાના વાંસણમાં તેને રેડવો નહિ. કેમકે એમ કરવાથી તે ક્વાથ નાના પ્રકારના રોગ કરનારો થાયછે, માટે તે હિતકારક નથી. ક્વાથ પૃથ્વીપર ઢળી ગયો હોય તો તેને ફરીને સોષી લેવો નહિ; કેમકે એવી રીતે લીધેલા ક્વાથ રોગ મટાડવાના કામમાં તથા દોષને શમાવ-વાના કામમાં ગુણકારક મનાયલા નથી.

## ક્વાથસંબંધી અનિષ્ટ ચિન્હ.

**विदीर्येत पतेताऽपि स्फुटेत क्वाथभाजनम् ।**
**एतेऽनिष्टकराः क्वाथा न दोषशमनाय च ॥**

જો ક્વાથ કરતાં ક્વાથનું વાસણ ફાટી જાય, પડી જાય, કે ફૂટી જાય, તો એ ક્વાથ રોગીનું અનિષ્ટ કરનારો છે અને દોષને શમાવનારો નથી એમ જાણીને તેને ઉપયોગમાં લેવો નહિ.

## હીન ક્વાથનાં લક્ષણ.

**एतैर्विलक्षणैर्हीनं क्वाथं दृष्ट्वा परीक्षयेत् ।**
**कृष्णं नीलं घनं रक्तं पिच्छिलं शिथिलं च यत् ॥**
**दग्धं कुणपगन्धं च विस्रगन्धं विवर्जयेत् ।**
**एतैरसाध्यं जानीयाद्रोगिणां नात्र संशयः ॥**

જે ક્વાથ પીવા લાયક નથી એવા હીન ક્વાથનાં લક્ષણ કહીએ છીએ; એ લક્ષણો જોઈને ક્વાથની પરીક્ષા કરવી. જે ક્વાથનો રંગ કાળો, લીલો કે રાતો થઈ ગયો હોય, જે જાડો અને પિચ્છાવાળો અથવા ઢીલો (તેજદાર નહિ એવો) હોય, જે બળી ગયેલો, મુડદાના જેવો ગંધાતો અથવા કાચા માંસ જેવો ગંધાતો હોય, તે તે ક્વાથ રોગીએ પીવો નહિ. એવા ક્વાથવડે રોગીઓનો રોગ મટવાનો નથી એમ જાણવું.

## ઉત્તમ ક્વાથનાં લક્ષણ.

**द्रव्यगुणानुवर्णेन द्रव्यगन्धं विनिर्दिशेत् ।**
**तद्विशुद्धं च संस्थाप्यं कषायममृतोपमम् ॥**

ક્વાથમાં જે જે દ્રવ્યો (ઔષધો વગેરે) નાખ્યાં હોય તેને અનુરૂપ જે ક્વાથનો રંગ અને વાસ આવતો હોય તે ક્વાથને શુદ્ધ તથા અમૃત સરખો જાણીને ગ્રહણ કરવો તથા પીવો.

## વાતજ્વરમાં પાચનનો વિધિ.

**वातज्वरे लङ्घनान्ते दत्त्वा चान्नं तथोपरि ।**
**निशासु पाचनं देयं ज्ञात्वा दोषबलाबलम् ॥**

વાતજ્વરવાળા રોગીને પાછળ કહ્યા પ્રમાણે પ્રથમ લંઘન કરાવીને લંઘનનો કાળ પૂરો થયે તેને અન્ન ખાવાને આપવું. તથા તે પછી વાતાદિ દોષનું બળ તથા નિર્બળતા જોઇને ઘટે તેવું પાચન ઔષધ (ક્વાથ) આપવું.

## પિત્ત અને કફમાં પાચનનો વિધિ.

**त्रिरात्रे पैत्तिके देयं श्लेष्मिके प्रथमेऽहनि ।**
**अविज्ञाते च दोषे च पाचनं न प्रदापयेत् ॥**

પિત્તજ્વરવાળાને ત્રણ દિવસ પછી ક્વાથ આપવો; કફવાળાને પેહેલેજ દિવસે ક્વાથ આપવો. પણ વાતાદિ દોષ જાણવામાં ન આવે તો રોગીને પાચન ક્વાથ આપવો નહિ.

## જ્વરની મર્યાદા.

**सप्तरात्राद्धि मर्यादा ज्वरेणैवोपलक्ष्यते ।**
**तस्मान्नवज्वरे पीतं दोषकृन्न च दोषहृत् ॥**

નવા તાવની મર્યાદા સાત દિવસની કહેલી છે; માટે તેટલી મુદતનો તાવ એ નવો જ્વર કહેવાય છે. એ નવા જ્વરમાં જે ક્વાથ પીવામાં આવે તે દોષને ઉત્પન્ન કરનારો છે; પણ દોષને હરનારો નથી.

### જ્વરમાં પાચનાદિ આપવાનો અવધિ.

**तस्मादादौ प्रदेयं तु पाचनं च दिनत्रयम् ।**
**शमनीयं प्रदेयं तु पञ्चरात्रं ततः परम् ।**
**शोधनं दीपनीयं तु एकरात्रं प्रदापयेत् ॥**

એટલા માટે જ્વરવાળાને પ્રથમ ત્રણ દિવસ સુધી પાચન ક્વાથ આપવો; તે પછી પાંચ રાત્રી સુધી શમન ક્વાથ આપવો; તે પછી શોધન ક્વાથ એક રાત્રી આપવો અને તે પછી દીપન ક્વાથ એક રાત્રી આપવો.

### ક્વાથની વિપત્તિનો પ્રતીકાર.

**क्वाथपाने क्लमो मूर्च्छा वैक्लव्यं च प्रदृश्यते ।**
**वमनं च तदा प्रोक्तं शमनं पथ्यकेऽपि वा ॥**

જ્વરવાળાને ક્વાથ પાયા પછી તેને ગભરામણ થાય, મૂર્છા થાય, કે વિક્લવતા થાય, તો તે રોગીને વમન ઔષધ આપીને તે ક્વાથ પાછો કાઢી નાખવો. અથવા શમન ક્વાથ પથ્ય હોય તો તે આપીને ગભરામણ વગેરે શમાવવું.

### પથ્યની જરૂરીયાત.

**सदा पथ्यं प्रयोक्तव्यं नापथ्येन च सिध्यति ।**
**औषधं न विना पथ्यैः सिध्यते भिषगुत्तमैः ॥**
**विना पथ्यं न साध्यः स्यादौषधानां शतैरपि ।**

રોગીને સદૈવ પથ્ય ભોજનાદિ આપવું, કેમકે અપથ્ય આપવાથી રોગ મટતો નથી; વૈદ્ય ગમે તેવો હોશિયાર હોય તથાપિ તેણે આપેલું ઔષધ પથ્ય પાળ્યા વિના લાગુ પડતું નથી. કદાપિ સેંકડો ઔષધ આપે તથાપિ પથ્ય વિના રોગ મટી શકતો નથી

### જ્વરવાળાને અન્ન ખાવાની આજ્ઞા.

**ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् ॥**
**अन्नकालेष्वभुञ्जानो हीयते म्रियतेऽपिवा ।**
**स क्षीणः कृच्छ्रतां याति यात्यसाध्यत्वमेव च ।**
**तस्माद्रक्षेद्बलं पुंसां बले सति हि जीवितम् ॥**

જ્વરવાળાને અન્ન ખાવાની રૂચિ ન હોય તથાપિ હિતકારક અન્ન તો તેણે ખાવુંજ જોઈએ. કેમકે ખાવાને વખતે જે ખાતો નથી તેના શરીરની શક્તિ કમી થઈ જાયછે અને વખતે તેથી મરી પણ જાયછે. અન્ન ન ખાવાથી શરીર ક્ષીણ થઈ જાયછે અને તેથી રોગ કષ્ટસાધ્ય થાયછે કે વખતે અસાધ્ય પણ થઈ જાયછે. એટલામાટે રોગીને અન્ન ખાવા આપીને તેના બળનું રક્ષણ કરવું; કેમકે શરીરમાં બળ હોય તોજ જીવિત ટકી શકેછે.

## લંઘન કરાવેલા રોગીને અન્ન આપવાનો વિધિ.

**लङ्घिते चैव दोषे च यवागूपानमाचरेत् ।**
**शालिषष्टिकमुद्गं च यूषं शस्तं वदन्ति हि ॥**

જે રોગીના વાતાદિક દોષ પકવ કરવાને તેને ઉપવાસ કરાવ્યા હોય તેને ઉપવાસનો અવધિ પૂરો થયે યવાગૂ પીવાને આપવી અથવા સાઠીચોખા અને મગનો યૂષ પીવાને આપવો તે હિતકર છે.

## મધ્યલંઘિતનો અન્ન વિધિ.

**पञ्चकोलकसंसिद्धा यवागूर्मध्यलङ्घिते ।**
**भवेत् प्रशस्ता सततं तस्य सन्तर्पणं हितम् ॥**

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક અને સુંઠ, એ પાંચને પંચકોલ કહેછે. એ પંચકોલને આખાં પાખાં ખાંડીને તેનો ક્વાથ કરવો. એ ક્વાથમાં મગ ચોખાની યવાગૂ રાંધવી. મધ્યલંઘિતને એ યવાગૂ પીવાને આપવી; કેમકે એવી યવાગૂ તેને સદા હિતકર છે. તેમજ તેને સંતર્પણ ક્વાથ આપવો. (અથવા ધાતુઓને તૃપ્ત કરનારી બીજી ક્રિયા પણ તેને હિતકર છે.)

## કલમ (ખેદ) શાંતિનો વિધિ.

**आजं दुग्धं गुडोपेतं पानाय ज्वरशान्तये ।**
**तेन क्लमविनाशः स्यात् सुखमाशु प्रपद्यते ॥**

જ્વરવાળાને શરીરે કલમ (ખેદ-ગભરામણ) થાયછે. એમ થાય ત્યારે તેને બકરીનું દૂધ અને ગોળ પીવાને આપવાં; તેથી જ્વર પણ શાંત પડેછે, અને કલમ પણ નાશ પામેછે. તથા રોગીને તરતજ સુખ ઉપજે છે.

## ક્વાથ પીવાનો વિધિ.

उदीच्यां वा पूर्वस्यां वाभिमुखं चोपवेशयेत् ।
पाययेत् क्वाथपानं च कृत्वा ब्राह्मणवाचनम् ॥
पानपात्रमधः कृत्वा शयीतोत्तानमेव च ।
पीत्वा चैव तृषार्तोऽपि न जलं पाययेत् क्षणम् ।
गतक्लमं नरं दृष्ट्वा तदा संपद्यते सुखम् ॥

ક્વાથ પીનારા રોગીને ઉત્તર દિશા તરફ કે પૂર્વ દિશા તરફ મુખ કરીને બેસાડવો. પછી બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવીને તેને ક્વાથ પાવો. ક્વાથ પીધા પછી ક્વાથ પીવાનું વાસણ નીચે મૂકીને ચતાં સૂઈ રહેવું. ક્વાથ પીધા પછી તરસ લાગે તથાપિ એકક્ષણવાર તેને પાણી પીવાને આપવું નહિ, પછી જ્યારે રોગીની ક્વાથ પીવાથી થયેલી ગભરામણ શમે ત્યારે તેને જરૂર હોય તો પાણી વગેરે આપવું. અને તેથી તેને સુખ ઉપજે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने भैषजपरिज्ञान-
विधिर्नाम प्रथमोऽध्यायः ।

---

# द्वितीयोऽध्यायः ।

---

## જ્વરચિકિત્સા.

### વૈદ્ય થવાની યોગ્યતા.

### आत्रेय उवाच ।

[1]अनभिज्ञश्चिकित्सायां शास्त्राणां पठनेन किम् ।
यथा पलालं बीजैस्तु रहितं निष्प्रयोजनम् ॥

**આત્રેય કહેછે.**—જો કોઇ પુરૂષ વૈદ્યશાસ્ત્ર ભણેલો હોય તથાપિ રોગીની ચિકિત્સા કરવાના કામમાં તે માહિતગાર ન હોય તો તે જે

---

1 अनभिज्ञश्चिकित्सां यः कुरुते शास्त्रवर्जितः. प्र ३ जी.

શાસ્ત્ર ભણેલો છે તેથી શું ફળ છે? જેમ દાણા કાઢી પછીનું પરાળ નિરૂપયોગી છે તેમ તેવો વૈદ્ય પણ નિરૂપયોગી છે.

## કુવૈદ્યની નિંદા.

**वरमाशीविषविषं कथितं ताम्रमेव च ।**
**पीतमत्यग्निसन्तप्ता भक्षिता वाप्ययोगुडाः ॥**
**न तु श्रुतवतां वेशं बिभ्रतः शरणागतात् ।**
**ग्रहीतुमन्नपानं वा वित्तं वा रोगपीडितात् ॥**

જે વૈદ્ય પોતે વૈદ્યશાસ્ત્ર ભણેલો નથી તથાપિ પોતાની શરણે આવેલા રોગથી પીડાયલા રોગીઓ પાસેથી અન્નપાન અથવા ધન મેળવવામાટેજ જે વિદ્વાન વૈદ્યનું ડોળ ધારણ કરેછે, તેમની પાસેથી ઔષધ ખાવા કરતાં સાપનું ઝેર અથવા ઉકાળેલું ત્રાંબું પીવું સારૂં છે અથવા અગ્નિમાં તપાવેલી લોઢાની ગોળીઓ ખાવી સારી છે. તાત્પર્ય કે એવા અભણ વૈદ્ય પાસેથી કદાપિ પીવાનું કે ખાવાનું ઔષધ લેવું નહિ તથા બીજી પણ ચિકિત્સા કરાવવી નહિ.

## વૈદ્યનું લક્ષણ.

**तदेव युक्तं भैषज्यं यदारोग्याय जायते ।**
**स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यो विमोक्षयेत् ॥**

જે ઔષધ ખાવાથી રોગ નાશ પામે તેજ યોગ્ય ઔષધ જાણવું; અને જે પુરૂષ રોગ થકી રોગીને નિર્મુક્ત કરે તેજ ઉત્તમ વૈદ્ય જાણવો.

## વૈદ્યશાસ્ત્ર ભણવાની જરૂર.

**तस्मात् सर्वप्रयत्नेन रोगवारणहेतुना ।**
**युक्ता निदानलक्षैस्तु संहितोपायसंयुता ॥**
**पठितव्या समासेन संहिता ज्ञानहेतवे ।**
**ज्ञात्वा रोगप्रतीकारं ततः कुर्यात् प्रतिक्रियाम् ॥**

એટલા માટે જેને રોગ અટકાવવાની ઇચ્છા હોય તેણે ઘણા પ્રયત્નથી, જેમાં રોગનું નિદાન, લક્ષણ, તથા ઉપાય કહ્યા હોય એવી વૈદ્યકની સંહિતાનું અધ્યયન કરવું. એવી સંહિતાનું પોતાને જ્ઞાન થવા-

માટે તેને સંક્ષેપમાં પણ ભણવી અને તે ઉપરથી રોગના પ્રતીકાર જાણીને પછી રોગીની ચિકિત્સા કરવી.

## વૈદ્યશાસ્ત્ર ન જાણવાથી હાનિ.

**अविज्ञाय रुजं सम्यक् मोहादारभते क्रियाः ।**
**विधानज्ञोऽप्यशास्त्रज्ञो न तत्सिद्धिः प्रजायते ॥**

જે પુરૂષ રોગને બરાબર ઓળખ્યા વિના મૂઢપણાથી તેની ચિકિત્સા કરવા માંડે છે, તે પુરૂષ કદાપિ ચિકિત્સા વિધિમાં નિપુણ હોય, છતાં શાસ્ત્ર ન ભણેલો હોય, તો તેના કાર્યની સિદ્ધિ થતી નથી.

## વૈદ્યશાસ્ત્ર જાણનાર સફળ થાયછે.

**निदानं रोगविज्ञानं भेषजानां गुणागुणम् ।**
**विज्ञाय कुरुते यस्तु तस्य सिद्धिर्न दूरतः ॥**

જે પુરૂષ રોગનું નિદાન, રોગનું વિશેષ જ્ઞાન, ઔષધોના ગુણ અવગુણ, એ સર્વે જાણીને ચિકિત્સા કરેછે તેને સિદ્ધિ દૂર નથી. અર્થાત્ તેની ચિકિત્સા સફળ થાયછે.

## રોગાદિકના જ્ઞાનની જરૂર.

**आदावेव रुजां ज्ञानं साध्यासाध्यं विचक्षणः ।**
**याप्यं सर्वरुजां चैव ततः कुर्यात् प्रतिक्रियाम् ॥**

વૈદ્યે પ્રથમ નાના પ્રકારના રોગનું જ્ઞાન મેળવવું જોઈએ. તે પછી અમુક રોગ સાધ્ય છે કે અસાધ્ય છે તેનું જ્ઞાન પણ વિચક્ષણ વૈદ્યે મેળવવું જોઇએ. પછી બધા રોગોમાંથી યાપ્ય રોગ કયા છે તે જાણવું જોઇએ. અને તે પછી પ્રતીકાર કરવો જોઈએ.

## દેશકાળાદિના જ્ઞાનની જરૂર.

**देशं कालं वयो वह्निसात्म्यं प्रकृतिभेषजम् ।**
**एवं विज्ञाय सद्वैद्यस्ततः कुर्यात् प्रतिक्रियाम् ॥**

પાછળ આનુપ વગેરે દેશ કહ્યા છે તે દેશ, ગ્રીષ્મ, મધ્યાન્હ, વગેરે કાળ, બાલ્યાદિ વય, મંદ વગેરે અગ્નિ, ઔષધાદિકનું માફક આવવું ન આવવું તે. રોગીની વાતાદિ પ્રકૃતિ, ઔષધનું બળ, વગેરે જાણીને પછી સારા વૈદ્યે ઉપચાર કરવા.

## વાતાદિ દોષ રોગના હેતુ છે.

**नास्ति रोगो विना दोषैर्दोषा वातादयः स्मृताः ।**
**ज्वरादयः स्मृता रोगास्तान् सम्यक् परिलक्षयेत् ॥**

કોઈ પણ રોગ વાતાદિ દોષના બિગાડ વગર ઉપજતો નથી. વાત, પિત્ત અને કફ એ ત્રણને દોષ નામ આપેલું છે. ગ્રંથમાં કોઈ કોઈવાર તેને ‘મળ’ નામ પણ આપવામાં આવેછે, માટે ‘મળ’ અથવા ‘દોષ’ શબ્દ આવે ત્યાં એ વાતાદિ સમજવા. એ દોષના બગાડવાથી જ્વર વગેરે ઉપજે છે તે રોગ કહેવાયછે. વૈદ્યે એ રોગને સારી રીતે ઓળખવા જોઇએ.

## રોગની પરીક્ષા કરવાના પ્રકાર.

**आप्तानां चोपदेशेन प्रत्यक्षीकरणेन च ।**
**अनुमानेन च व्याधिं सम्यग्विद्याच्चिकित्सकः ॥**
**दर्शनस्पर्शनप्रश्नै रोगज्ञानं त्रिधा मतम् ।**
**मुखाक्षिदर्शनात् स्पर्शात् शीतादिप्रश्नतः परम् ॥**

રોગીનાં સગાં વાહાલાંના કહેવા ઉપરથી, પ્રત્યક્ષ રોગીને જોવા ઉપરથી, તથા બીજા અવ્યભિચારી હેતુઓથી અનુમાન કરવા ઉપરથી, વૈદ્યે વ્યાધિની સારી રીતે પરીક્ષા કરવી. દર્શન, સ્પર્શન અને પ્રશ્ન, એ ત્રણ પ્રકારે રોગનું જ્ઞાન થઈ શકે છે. રોગીનું મુખ અથવા નેત્ર જોઈને રોગનું જ્ઞાન થવું એ દર્શન જ્ઞાન જાણવું; રોગીના શરીરને સ્પર્શ કરીને ટાઢું, ગરમ, વગેરે જાણવું તે સ્પર્શન જ્ઞાન કહેવાયછે; અને બીજું જે જ્ઞાન પૂછવા ઉપરથી થાયછે તે પ્રશ્નજ્ઞાન કહેવાયછે.

## સાધ્યાસાધ્યનું લક્ષણ.

**कृच्छ्रयाप्यसुखोपायो द्विविधः साध्य उच्यते ।**
**असाध्यो द्विविधो ज्ञेयो याप्यः कृच्छ्रतमोऽपरः ॥**

રોગીનો વ્યાધિ સાધ્ય (મટી શકે એવો) અથવા અસાધ્ય (ન મટી શકે એવો) હોયછે. સાધ્ય વ્યાધિ બે પ્રકારનો છે. જે રોગ કષ્ટે કરીને પણ બિલકુલ મટાડી શકાતો નથી પણ તેનું દુઃખ ઓછું કરી

શકાય છે તેને કૃચ્છ્રયાપ્ય કહેછે. અને જે રોગને સેહેલથી મટાડી શકાય છે તેને સુખોપાય કહેછે. એ કૃચ્છ્રયાપ્ય અને સુખોપાય એ બન્ને જાતના વ્યાધિઓ સાધ્ય કહેવાય છે. અસાધ્ય વ્યાધિ પણ બે પ્રકારના છે. જે અત્યંત કષ્ટે કરીને યાપ્ય થઈ શકે તે અને જે નજ મટી શકે તે, એ બે પ્રકાર અસાધ્યના છે.

## સાધ્યાદિ થવાનાં કારણ.

**याप्याः केचित् प्रकृत्यैव याप्याः साध्या उपेक्षया ।**
**स्वभावाद्व्याधयः साध्याः केचित् साध्या उपेक्षिताः ॥**
**साध्या याप्यत्वमायान्ति याप्याश्चासाध्यतां तथा ।**
**घ्नन्ति प्राणांश्च साध्यास्तु नराणामक्रियावताम् ॥**

કેટલાક રોગ સ્વભાવથીજ યાપ્ય હોયછે; અને કેટલાક રોગ પ્રથમ સાધ્ય છતાં તેની દરકાર ન કરવાથી તે યાપ્ય થઇ જાયછે. કેટલાક વ્યાધિ સ્વભાવથીજ સાધ્ય હોયછે; અને કેટલાક વ્યાધિ કષ્ટસાધ્ય છતાં તેની દરકાર ન કરવાથી તે સાધ્ય થઈ જાયછે. કેટલીકવાર વ્યાધિઓ સાધ્ય છતાં તેની દરકાર ન કરવાથી તેઓ યાપ્ય થઈ જાયછે અને એજ પ્રમાણે યાપ્ય વ્યાધિઓ અસાધ્ય થઈ જાયછે. એવી રીતે મૂળમાં વ્યાધિઓ સાધ્ય છતાં પણ જે પુરૂષો તેનો પ્રતીકાર કરતા નથી તેના પ્રાણનો તેઓ નાશ કરેછે.

## ઉપદ્રવનું લક્ષણ.

**व्याधेरुपरि यो व्याधिः सोपद्रव उदाहृतः ।**
**सोपद्रवा न जीवन्ति जीवन्ति निरुपद्रवाः ॥**

એક વ્યાધિ છતાં તેઉપર વળી બીજો વ્યાધિ થાય ત્યારે તે બીજા થયેલા વ્યાધિને ઉપદ્રવ કહેછે. જે રોગીને ઘણા ઉપદ્રવ હોય તે રોગી જીવતા નથી; પણ જે રોગી નિરૂપદ્રવ હોયછે તેઓ જીવે છે.

## રોગની ઉપેક્ષા ન કરવાનો ઉપદેશ.

**ज्ञात्वाल्पकोऽपि भिषजा परिचिन्तनीयो**
**नोपेक्षणीय इति रोगगणो ह्यसह्यः ।**

**स्वल्पोऽप्यरिस्तु विषवह्निसमानरूपः**
**प्राप्यबलं न शमतामुपयाति काले ॥**

જેમ શત્રુ નાનો હોય તથાપિ તે ઝેર અને અગ્નિ જેવો છે. અર્થાત્ ઝેર કે અગ્નિ જેમ થોડાં હોય તથાપિ પ્રસંગ મળતાં મોટું રૂપ ધારણ કરીને મોટો અનર્થ કરેછે અને શત્રુ પણ નાનો હોય તથાપિ કાળ પ્રાપ્ત થતાં મોટો થઇને વિનાશ કરેછે તથાપિ પછી શમાવતાં શમતો નથી, તેમ રોગનો સમુદાય પણ પ્રથમ નાનો છતાં પાછળથી તેને અનુકૂળ સાહિત્ય મળતાં તે અસહ્ય થઈ જાયછે માટે વૈદ્યે તેને નાનો સરખો જોઈને તેની ઉપેક્ષા કરવી નહિ, પણ તરતજ તેને ઘટતા ઇલાજથી નિર્મૂળ કરવો.

**शत्रुः स्थानबलं प्राप्य विक्रियां कुरुते बली ।**
**तथा धात्वन्तरं प्राप्य विक्रमं कुरुते गदः ॥**

જેમ શત્રુ પોતાને અનુકૂળ સ્થાન પ્રાપ્ત થયા પછી બળવાન થઇને પરાક્રમ કરેછે તેમ રોગ પણ એક ધાતુમાંથી બીજા ધાતુમાં પ્રવેશ કરીને બળવાન થાયછે અને મોટો અનર્થ કરેછે.

### રોગને નિર્મૂળ કરવાનો ઉપદેશ.

**बहुविधपरिकर्मणापि नीतं शमं यत्**
**कृशमपि हि न धार्यं रोगमूलं विधिज्ञैः ।**
**कथमपि बहुपथ्यैर्व्यावृतो वा बलिष्ठो**
**न शमयति हि रोगं बाल्यमात्रेण सम्यक् ॥**

રોગનો નાશ કરવાનો વિધિ જાણનારા વૈદ્યોએ અનેક પ્રકારના પ્રતીકાર કરીને જે રોગ શમાવ્યો હોય તે રોગનું લગાર જેટલું મૂળ પણ શેષ રહેવા દેવું નહિ. કેમકે જે રોગ થોડો પણ શેષ રહ્યો હોય તે બળવાન થયા પછી અનેક પ્રકારના પથ્યવડે તેને નિવૃત્ત કરવાથી તે નિવૃત્ત થતો નથી.

### સૂક્ષ્મરોગ પણ શત્રુ જેવો છે.

**यथा स्वल्पं विषं तीव्रं यथा स्वल्पो भुजङ्गमः ।**
**यथा स्वल्पतरश्चाग्निस्तथा सूक्ष्मोऽपि सद्रिपुः ॥**

ઝેર જેમ લગાર જેટલું છતાં પણ તે તીવ્ર હોયછે, સાપ નાનો છતાં પણ તે ભયંકર હોયછે, અગ્નિનો તણખો સૂક્ષ્મ છતાં પણ તે મોટી વસ્તુઓને બાળી નાખવાને સમર્થ છે, તેમજ રોગપણ નાનો છતાં શત્રુ જેવો દુઃખકર છે.

### રોગ ફેલાતાં પેહેલાં તેનો ઉપાય કરવો.

**यावत् स्थानं समाश्रित्य विकारं कुरुते गदः ।**
**तावत्तस्य प्रतीकारः स्थानत्यागाद्बलीयसः ॥**

રોગ જ્યાંસુધી તેના સ્થાનમાંજ રહીને વિકાર કરતો હોય ત્યાંસુધી તેનો પ્રતીકાર કરવો; કેમકે પોતાનું સ્થાન છોડીને જ્યારે રોગ આખા શરીરમાં પસરે છે ત્યારે તે બળવાન થયેલા રોગનો પ્રતીકાર કરવો કઠણ થઈ પડેછે.

### વ્યાધિના પ્રકાર.

**कर्मजा व्याधयः केचिद्दोषजाः सन्ति चापरे ।**
**सहजाः कथिताश्चान्ये व्याधयस्त्रिविधा मताः ॥**

કેટલાક વ્યાધિ પૂર્વે કરેલાં કર્મના બળથી ઉત્પન્ન થાયછે તેમને કર્મજ વ્યાધિઓ કહેછે; કેટલાક વ્યાધિઓ વાતાદિ દોષ કોપવાથી થાયછે તેમને દોષજ વ્યાધિઓ કહેછે; અને કેટલાક જન્મ થવાની સાથે વ્યાધિ ઉપજે છે તેમને સહજ વ્યાધિઓ કહેછે. એ પ્રમાણે ત્રણ પ્રકારના વ્યાધિઓ છે.

### ત્રણ પ્રકારના વ્યાધિનાં લક્ષણ.

**बहुभिरुपचारैस्तु ये न यान्ति शमं ततः ।**
**ते कर्मजा समुद्दिष्टा व्याधयो दारुणाः पुनः ।**
**दोषजा वातपित्ताद्याः सहजाः क्षुत्तृषादयः ॥**

જે વ્યાધિ ઘણા ઉપચાર કરવાથી પણ શમતા નથી તેમને કર્મજ વ્યાધિઓ કહેછે; એ વ્યાધિઓ મહા દારૂણ છે. વાત, પિત્ત, કફ, દ્વિદોષ, ત્રિદોષ, વગેરેથી થયેલા વ્યાધિઓ દોષજ જાણવા અને ભૂખ, તરસ, વગેરે વ્યાધિઓ સહજ જાણવા.

## જ્વરની વ્યાપકતા.

**तस्माद्वक्ष्यामि चादौ ज्वरमतुलगदं वाजिनां कुञ्जराणां**
**मानुष्याणां पशूनां मृगमहिषखरोष्ट्रादिवानस्पतीनाम् ।**
**वल्लीनामोषधीनां क्षितिधरफणिनां पत्रिणां मूषकाणां**
**एष प्राणापहारी ज्वर इति गदितो दुर्निवारो हि लोके ॥**

એ ત્રણ પ્રકારના વ્યાધિઓમાંથી હું પ્રથમ જ્વરનું વર્ણન કરૂંછું. જ્વરે એ સર્વેથી મોટો રોગ છે. એ ઘોડાને, હાથીને, મનુષ્યોને, પશુઓને, હરણોને, પાડાઓને, ગધેડાઓને, ઊંટ વગેરેને, વનસ્પતિને, વેલીઓને, ઓષધીઓને, પર્વતોને, સર્પોને, પક્ષીઓને અને ઉંદરોને, એ સર્વને થાયછે. એ સર્વેના પ્રાણને હરનારો જે રોગ જ્વર નામનો કહેવાય છે તે લોકમાં દુર્નિવાર છે.

## જ્વરની જાતિ પરત્વે અસાધ્યતા.

**असाध्योऽयं ज्वरो व्याधिर्गोमहिष्यश्वकुञ्जरे ।**
**किञ्चित्कृच्छ्रतमो नृणामन्येषां जीवघातकः ॥**

બળદ, પાડા, ઘોડા અને હાથી, એ પ્રાણીઓને થયેલો જ્વર નામે રોગ અસાધ્ય છે; મનુષ્યોને એ રોગ કષ્ટસાધ્ય છે, પરંતુ બીજા પ્રાણીઓને તો તે જીવ લેનારો વ્યાધિ છે.

## જ્વરનું બળવાનપણું.

**यथा मृगाणां मृगयुर्बलिष्ठस्तथा गदानां प्रबलो ज्वरोऽयम् ।**
**नान्योऽपि शक्तो मनुजं विहाय सोढुं भुवि प्राणभृतः सुराद्याः ॥**

अथ ज्वरकारणम् ।

જેમ હરણોમાં તેનો શિકાર કરનારો સિંહ બળવાન છે તેમ બધા રોગોમાં તાવ બળવાન છે. દેવ વગેરે સમર્થ પ્રાણ ધારણ કરનારા જીવોમાં મનુષ્ય શિવાય એ તાવને સહન કરવાને બીજો કોઇ શક્તિમાન નથી.

## મનુષ્ય જ્વરને સહન કરેછે તેનું કારણ.

**कर्मणा लभते यस्माद्देवत्वं मानुषो दिवि ।**
**ततश्चैव च्युतः स्वर्गान्मानुष्यमभिवर्तते ॥**

**तस्मात् स देवभावात् तु सहते मानुषो ज्वरम् ।**
**शेषाः सर्वे विपद्यन्ते पशुवर्गो ज्वरार्दिताः ॥**

મનુષ્ય પોતાનાં સુકૃતવડે સ્વર્ગમાં દેવપણું પામેછે, અને ત્યાં પોતાનાં સત્કર્મનું ફળ ભોગવી રહ્યા પછી સ્વર્ગમાંથી પાછો પૃથ્વી ઉપર પડેછે અને મનુષ્ય થાયછે. એવા મનુષ્યમાં દેવભાવ રહેલો હોવાના કારણથી તે જ્વરને સહી શકેછે; એ વિના બીજા પશુવર્ગના પ્રાણીઓ વગેરે જ્વરના વેગથી નાશ પામેછે.

### જ્વરની રોગોમાં શ્રેષ્ઠતા.

**रोगाणां रोगराजोऽयं यथा मृगपतिर्मृगे ।**
**दाहात्मसु यथा वह्निस्तथा रोगोज्वरोऽधिकः ॥**
**रुद्रक्रोधाग्निसम्भूतः सर्वभूतप्रतापनः ।**

જેમ પશુઓમાં સિંહ રાજા છે તેમ સઘળા રોગોનો જ્વર એ રાજા છે. જેમ બધા દાહક પદાર્થોમાં અગ્નિ શ્રેષ્ઠ છે, તેમ બીજા રોગોમાં તાવ શ્રેષ્ઠ છે. એ જ્વર રૂદ્રદેવના ક્રોધાગ્નિમાંથી ઉત્પન્ન થયેલો છે અને તેથી તે સર્વે પ્રાણીઓને પરિતાપ કરનારો છે.

### જૂદાં જૂદાં પ્રાણી પ્રતિ જ્વરનાં જૂદાં જૂદાં નામ.

**पातकः स तु नागानामभितापस्तु वाजिनाम् ॥**
**गवामीश्वरसंज्ञस्तु मानवानां ज्वरो मतः ।**
**दारिद्रो महिषाणां तु मृगरोगो मृगेषु च ॥**
**अजावीनां प्रलापाख्यः करभेष्वलसो भवेत् ।**
**शूनोऽलर्कः समाख्यातो मत्स्येष्विन्द्रतमो मतः ॥**
**पक्षिणामभिघातस्तु व्यालेष्वैक्षितसंज्ञितः ।**
**जलस्य नालिका प्रायो भूमावूषरनामतः ॥**
**वृक्षस्य कोटराख्यस्तु ज्वरः सर्वत्र दृश्यते ॥**

હાથીઓને જે જ્વર આવે છે તે પાતક કહેવાય છે; ઘોડાઓને અભિતાપ કહેવાયછે; બળદને ઈશ્વર કહેવાયછે; મનુષ્યોને જ્વર કહેવાયછે; પાડા અને ભેંસોને દારિદ્ર કહેવાયછે; હરણોને મૃગરોગ કહેવાય

છે; બકરાં અને ઘેટાંને પ્રલાપ કહેવાયછે; ઊંટને અલસ કહેવાયછે; કૂતરાંને હડખવા કહેવાયછે; માંછલાને ઇંદ્રિતમ કહેવાયછે; પક્ષીઓને અભિઘાત કહેવાયછે; સર્પને ઐક્ષિત કહેવાયછે; જળને નાલિકા (નાળો) કહેવાયછે; પૃથ્વીને ઉખર (ઊસ) કહેવાયછે; અને ઝાડને તે કોટર કહેવાય છે. એવી રીતે જૂદે જૂદે રૂપે અને જૂદે જૂદે નામે જ્વર સર્વત્ર જોવામાં આવેછે.

## જ્વરનું મૂર્તિમાન રૂપ.

त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिराः सुमहोदरः।
वैयाघ्रचर्मवसनः कपिलोज्ज्वलविग्रहः॥
पिङ्गेक्षणो ह्रस्वजङ्घो बीभत्सो बलवानयम्।
पुरुषो लोकनाशाय चासौ ज्वर इति स्मृतः॥
दग्धेन्धनो यथा वह्निर्धातून् हत्वा यथाविषम्।
कृतकृत्यो व्रजेच्छान्ति देहं हत्वा तथा ज्वरः।

જ્વરદેવતાને ત્રણ પગ છે, ભસ્મરૂપી આયુધ છે, ત્રણ માથાં છે, અતિ મોટું પેટ છે, વાઘનું ચામડું તેણે પેહેરેલું છે, તેના શરીરનો વર્ણ બદામી અને અને ઉજળો છે, તેની આંખ્યો પીળચટી છે, તેની જંઘા ટૂંકી છે, તેનો દેખાવ બીભત્સ છે, તથા તે અતિ બળવાન્ છે. લોકના નાશને અર્થે ઉત્પન્ન કરેલો એવો પુરૂષ તે આ જ્વર છે. જેમ અગ્નિ બળતણને બાળીને શમી જાય છે, તથા ધાતુઓનો નાશ કરીને વિષ જેમ સમી જાયછે તેમ આ જ્વર પણ મનુષ્યના દેહનો નાશ કરીને કૃત કૃત્ય થઈને શમી જાય છે.

## જ્વરની ઉત્પત્તિ.

तस्मात् तस्य समुत्पत्तिं वक्ष्यामि शृणु पुत्रक!॥
चतुर्विधो महाघोरो जातो येन तु चाष्टधा।
दक्षाध्वरप्रशमनः कुपितो महेशः
श्वासं मुमोच दयिताविधुरश्च तीव्रम्।
तेन ज्वरो ह्यनिलमुख्यविकारजातः
[1]सोप्यष्टधा जगति जंतुगणेतिदुष्टः॥

---

१ तेन ज्वरोष्टविधसंभवतोष्टधा स्यात्. प्र० १ ली.

હે પુત્ર! એટલા માટે એ જ્વરની ઉત્પત્તિ હું તને કહું તે તું સાંભળ. તેમજ એ મહાઘોર ચાર પ્રકારનો જ્વર જે રીતે આઠ પ્રકારનો થયો છે તે પણ કહુંછું તે સાંભળ. જ્યારે દક્ષપ્રજાપતિના યજ્ઞમાં શિવની પત્ની સતી બળી ગઇ ત્યારે કોપ પામેલા અને સ્ત્રી વિયોગી મહાદેવે તેના યજ્ઞનો ભંગ કરતાં તીવ્ર શ્વાસ મૂક્યો. એ શ્વાસમાંથી વાતાદિ વિકારવાળો આઠ પ્રકારનો જ્વર ઉત્પન્ન થયો અને તે અતિ પુષ્ટ જ્વર પૃથ્વીના પ્રાણીઓમાં પ્રસર્યો.

## જ્વરની નિદાનસહિત સંપ્રાપ્તિ.

वातादिपित्तकफशोणितसन्निधानात्
स्वेच्छान्नपाननिरताद्दतुवैपरीत्यात् ।
दोषा मलाशयगता जठराग्निमेवं
संप्रेरयन्ति रुधिराश्रितदोषसंघम् ॥

મનુષ્ય નિયમ છોડીને મરજી મુજબ ભોજન કરે તથા પાન કરે તેથી, તેમ ઋતુઓના ફેરફારથી શરીરમાં રહેલા વાયુ, પિત્ત, કફ, રૂધિર, વગેરે વિકાર પામેછે. તેથી મળાશયમાં રહેલા વાતાદિ દોષ જઠરાગ્નિને જઠરમાંથી બાહાર કાઢી નાખે છે અને રૂધિરમાં રહેલા વાતપિત્તાદિ દોષમાં તે અગ્નિને પ્રેરેછે. તાત્પર્ય કે બિગાડ પામેલા દોષ જઠરાગ્નિને લેઇને લોહીમાં મળી જાયછે તેથી જ્વર ઉત્પન્ન થાયછે.

## જ્વરના હેતુ.

व्यायामाध्यशनात्क्रोधाच्छीतसंधारणादपि ।
विरुद्धान्नविशेषेण पाननिर्झरवारिणा ।
कूपोदकेन दुष्टेन तिग्मतीव्रांशुरश्मिभिः ॥
गन्धवातेन दोषाणामभिघाताभिशापतः ।
ज्वरो नाम महाघोरो जायते मनुजे भृशम् ॥

અતિશય કસરત કરવાથી, ખાધા ઉપર ખાધાથી, ક્રોધથી, શીતનો સંરોધ થવાથી, વિરૂદ્ધ અન્ન ખાવાથી, ઝરણનાં પાણી પીવાથી કૂવાનાં બગડેલાં પાણી પીવાથી, સૂર્યનાં તીવ્ર કિરણોનો તાપ વેઠવાથી,

દુષ્ટ પદાર્થોના ગંધવાળો વાયુ લેવાથી, વાગવાથી, અથવા કોઇનો શાપ લાગવાથી જ્વર નામે મહાભયાનક રોગ મનુષ્યને થાયછે.

## જ્વરનાં પૂર્વરૂપ.

**श्रमो जडत्वं नयनप्लवः स्यात् रोमोद्गमो घुर्घुरकं च जृम्भा ।**
**वैवर्ण्यता द्वेषसशोषतास्ये ज्वरस्य चाव्यक्तकलक्षणानि ॥**

જે પુરૂષને જ્વર આવવાનો હોય તેને પ્રથમ શરીરે થાક લાગ્યા જેવું થાયછે, પછી શરીરમાં જડતા માલમ પડેછે, આંખો તરેછે, શરીરનાં રૂવાં ઉભાં થાયછે, કંઠમાં ખાંશીનો અવાજ થાયછે, બગાસું આવેછે, શરીરનો વર્ણ બદલાઈ જાયછે, તમામ પદાર્થોપર અપ્રીતિ થાયછે, અને મુખમાં શોષ પડેછે. એ સર્વે જ્વરનાં સ્પષ્ટ લક્ષણો છે.

## ચાર પ્રકારના જ્વરનાં સંક્ષિપ્ત લક્ષણો.

**समीरणे च वै जृम्भा कफादन्ने विषीदति ।**
**पित्तान्नयनसन्तापः सर्वं वै सान्निपातिके ।**
**तस्माद्वक्ष्ये प्रतीकारं येन सम्पद्यते सुखम् ॥**

વાયુથી ઉત્પન્ન થયેલો જ્વર હોય ત્યારે તાવવાળાને બગાસાં બહુ આવેછે; કફથી ઉત્પન્ન થયેલો હોય તો અન્ન ભાવતું નથી; પિત્તથી ઉત્પન્ન થયો હોય તો આંખે અગ્નિ બળેછે; અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલો જ્વર હોય તો સર્વે લક્ષણ થાયછે. હવે એ જ્વરોનો ઉપાય કહુંછું કે જેથી રોગીને સુખ થાય.

## વાતજ્વરમાં પાચન ક્વાથ.

**वचा यवानी धनिका सविश्वं**
**पिबेत् कषायं निशि सोष्णमेवम् ।**
**सपातिके वातरुजे ज्वराणा**
**सम्पाचनं स्यान्मनुजे सुखाय ॥**

વજ, યવાની અજમો, ધાણા, સુંઠ, એ ચાર ઔષધ સમાન ભાગે લેઈને તેનો ચાર તોલા વજનનો ક્વાથ કરવો. એ ક્વાથ લગાર

ગરમ હોય ત્યારે રાત્રે વાતજ્વરવાળા રોગીએ પીવો, તેથી વાયુનું પાચન થઇને રોગીને સુખ થશે.*

## પિત્તજ્વરમાં પાચન ક્વાથ.

**निशा सनिम्बामृतवल्लिका च धान्यं च विश्वा सगुडः कषायः।**
**निशासु वा क्षीरमिदं सकोलं पानं सपित्तज्वरपाचनाय ॥**

હળદર, લીંબડાની છાલ, ગળો (સૂકી હોય તો બમણી લેવી,) ધાણા, સુંઠ, એ પાંચ ઔષધ સમાન લેઈ તેમને આખાંપાખાં કચરીને તેમાંથી ચાર તોલાનો ક્વાથ કરીને રોગીએ સવારમાં પીવો. અથવા રાત્રે ગાયના દૂધમાં મરી નાખી ઉકાળીને તે દૂધ લગાર ગરમ હોય ત્યારે પીવું. એ બન્ને પિત્તજ્વરનું પાચન કરનારાં છે.

## કફજ્વરમાં પાચન ક્વાથ.

**वचा यवानी त्रिफला सविश्वा क्वाथो निशायां कफजे ज्वरे वा।**
**संपाचनं स्यान्मनुजस्य दोषे शूले प्रतिश्यायकपीनसेषु ॥**

વજ, યવાની અજમો, ત્રિફળા (હરડે, બેડાં, આમળાં,) સુંઠ, એ ઔષધોનો ક્વાથ રાત્રે પીવાથી કફજ્વરમાં રોગીના શરીરમાં જે દોષ હોયછે તેનું પાચન થાયછે. તેમ શૂળ, સળેખમ, અને પીનસ, એ વ્યાધિઓ પણ એ ક્વાથથી મટેછે.

## સન્નિપાતજ્વરનું પાચન.

**शठीवचानागरकट्फलानां वत्सादनीधन्वयवासकानाम्।**
**क्वाथो हितः सर्वभवे ज्वरे च सम्पाचनं स्यान्मनुजे त्रिदोषे ॥**

ષડ્ કચુરો, વજ, સુંઠ, કાયફળ, ગળો, ધમાસો, એ ઔષધોનો ક્વાથ સર્વે દોષથી ઉત્પન્ન થયેલા ત્રિદોષજ્વરમાં હિતકર છે અને દોષનું પાચન કરનાર છે.

---

* વાયુ વગેરેના જ્વરમાં પાચન ક્વાથ કરતાં કેટલું પાણી શેષ રાખવું તે પાછળ બતાવ્યું છે માટે અહીં ફરીને કહ્યું નથી; જ્યાં ક્વાથ કેટલો પીવો એ પ્રમાણ ન બતાવ્યું હોય ત્યાં આશરે આઠ તોલા ક્વાથનું પાણી પીવું, એવો સામાન્ય નિયમ છે.

## અંગસ્વેદન પ્રયોગ.

**रात्रौ सुखोष्णतोयेन प्रचुरेण च धीमताम् ।**
**अङ्गसंस्वेदनं पथ्यं निद्राव्यायामवर्जितम् ॥**

अथ ज्वरचिकित्सा ।

જે જ્વરવાળાને નિદ્રા ન આવતી હોય તથા વ્યાયામવિના જેમનું શરીર જડ થઈ ગયું હોય તેમને રાત્રે ખમી શકાય તેવા ગરમ પુષ્કળ પાણીથી શરીરનો પરસેવો કાઢવો તે હિતકર છે.

## વાતજ્વરનાં લક્ષણ.

**वेपथुर्विषमवेगशोषणं कण्ठतालुवदने विरस्यता ।**
**रूक्षता क्षवथुबंधनं क्षयो जृम्भणं शिरसि रुग्विनिद्रता ॥**
**कृष्णता कररुहां प्रलापको गात्रभङ्ग[1]मतुलाचलव्यथा ।**
**भीतवत् स्वपिति जाग्रतो नरो लक्षणैर्भवति वातकृज्ज्वरः ॥**

વાતજ્વરવાળા રોગીનું શરીર કંપવા લાગેછે, તાવનો વેગ વિષમ હોયછે, કંઠ અને તાળવું સૂકાઈ જાયછે, મુખ વિરસ થઈ જાયછે, શરીર લૂખું પડી જાયછે, છીંક આવતી નથી, બગાસાં બહુ આવેછે, માથું દુખે છે, ઊંઘ આવતી નથી, નખ કાળા પડી જાયછે, રોગી તાવમાં બબરી કરેછે, અંગ ભાગી જાયછે, વાયુની અત્યંત પીડા થાયછે, રોગી જેમ બીધેલો હોય તેમ ઊંઘમાંથી એકાએક જાગી ઊઠે છે, એવાં લક્ષણો ઉપરથી વાતજ્વર જાણવો.

## વાતજ્વરમાં સુંઠ્યાદિ પાચન.

**नागरं सुरतरुश्च धान्यकं कुण्डली बृहतिकायुगं निशि ।**
**सप्तमेऽहनि प्रशस्यते ज्वरे चाष्टमांशकृतवारिकोष्णवान् ॥**
**सर्वज्वरेषु नागरादिपाचनं देयम् ।**

સુંઠ, દેવદાર, ધાણા, ગળો, રીંગણી મોટી, નાની રીંગણી, એ ઔષધોનો ક્વાથ કરીને આઠમે ભાગે પાણી બાકી રહે ત્યારે જ્વર આવ્યા પછી સાતમે દિવસે રાત્રે લગાર ગરમ હોય એવો તે ક્વાથ પીવો.

---

१ बलवान् बिभत्स्याति. प्र० १ ली.

એ ક્વાથ તાવવાળાને પાચન કરનાર હોવાથી હિતકર છે. એ ઔષ-ધને **નાગરાદિ પાચન** કહેછે અને એ સર્વે જ્વરનું પાચન કરવામાં ઉપયોગી છે.

### અન્ન હીન ઔષધના ગુણ.

**वीर्याधिकं भवति भेषजमन्नहीनं**
**हन्यात् तदामयमसंशयमाशु चैव ।**
**तद्बालवृद्धयुवतीमृदुभिश्च पीतं**
**ग्लानिं परां नयति चाशु बलक्षयं च ॥**

અન્ન ખાધા પેહેલાં જે ઔષધ ખવરાવવામાં આવે અને તે ઔષધ અધિક વીર્યવાળું હોય તો તે રોગને નિશ્ચય હણે છે. એવું ઔષધ બાળક, વૃદ્ધ, સ્ત્રી, અને કોમળ પ્રકૃતિના માણસે ખાધા પેહેલાં પીધું હોય તો તે ઔષધ તેવા રોગીને ઘણી ગ્લાનિ ઉત્પન્ન કરેછે તથા બળનો પણ ક્ષય કરેછે.

### પાચન થયેલા ઔષધનું લક્ષણ.

**इन्द्रियाणां लघुत्वं च नेत्रास्यस्य प्रसादता ।**
**[1]सोद्गारमुष्णता कोष्ठे जीर्णभेषजलक्षणम् ॥**

ઔષધ પીવા પછી ઇંદ્રિયો હલકા થાય, નેત્ર અને મુખ નિર્મળ થાય, સારા ઓડકાર આવે, અને જઠરાગ્નિમાં ઉષ્ણતા થાય, એવાં લક્ષ-ણથી જાણવું કે રોગીએ ખાધેલું કે પીધેલું ઔષધ પચી ગયું છે.

### ઉછાળા મારતા ઔષધનું લક્ષણ.

**क्लमहृल्लाससदनं शिरोरुक्भ्रंशमेव च ।**
**उत्क्लेदो जायते यस्य विद्यादुत्क्रममौषधम् ॥**

જે પુરૂષને ઔષધ ખાધા પછી થાક લાગે, ઓડકાર આવે, શરીર શિથિળ થઇ જાય, માથું દુખે, ઉભેથી પડી જવાય, મુખમાં પાણી છૂ-ટવા માંડે, એ પુરૂષે ખાધેલા કે પીધેલા ઔષધનો પાછો ઉછાળો થયો છે એમ જાણવું.

---

1 शुद्धता. प्र० ३ जी.

## પાચન થતાં શેષ રહેલા ઔષધનું લક્ષણ.

दाहाङ्गसदनं मूर्च्छा शिरोरुक्क्लमदीनता ।
भ्रमो रतिविशेषेण सावशेषौषधाकृतिः ॥
तस्मादौषधशेषे तु न दोषशमनं क्वचित् ।
कुप्यन्त्यनेकधा दोषा न देयं पाचनंविना ॥

દાહ, અંગની શિથિલતા, મૂર્છા, માથામાં પીડા, થાક, દીનપણું, ભ્રમ, અને વિશેષે કરીને અણગમો, એ ચિન્હ અવશેષ રહેલા ઔષધનાં છે. એવી રીતે ઔષધ પાચન ન થતાં શેષ રહેલું હોય તો વાતાદિ દોષ શમતા નથી; પણ તે દોષ ઉલટા અનેક પ્રકારે કોપી ઉઠે છે, માટે ઔષધ પૂરેપૂરૂં પચી ગયાવિના બીજું ઔષધ આપવું નહિ.

## ભોજન કર્યા પછી આપવાના ઔષધના ગુણ.

शीघ्रं विपाकमुपयाति बलं निहन्या-
दन्नावृतं नच मुहुर्वदनान्निरेति ।
प्राग्भक्तसेवितमहौषधमेतदेव
दद्याच्च वृद्धशिशुभीरुवराङ्गनाभ्यः ॥

પ્રથમ ભોજન કરાવીને પછી ઔષધ આપવાથી તે ઔષધ જલદીથી પચી જાયછે; રોગના બળનો નાશ કરેછે; તથા તે અન્નથી વીંટેલું હોવાથી ઔષધ જેમ વારંવાર મુખમાંથી બાહાર નીકળી જાયછે તેમ બાહાર નીકળી જતું નથી. પ્રથમ ભોજન કરાવીને પછી આપેલા મોટા ઔષધથી એવા ગુણ થાયછે માટે વૃદ્ધ, બાળક, બીહીકણ, અને સ્ત્રીઓ, એમને એવી રીતે અન્ન ખાધા પછી કે અન્નની સાથે ઔષધ આપવું.

## વાતજ્વરમાં પંચમૂળનો ક્વાથ.

बिल्वाग्निमन्थशुकनासकपाटलीनां
कुम्भारिकापरियुतः क्वथितः कषायः ।
दन्तान् विशोधयति वारयते समीरं
नाशं करोति मरुतज्वरमाशु पुंसाम् ॥

બીલીમૂળ, અરણીમૂળ, મોટા અટડૂસાનું અથવા અરલુનું મૂળ,

પાડળ મૂળ, શ્રીપર્ણી[1] અથવા સીવણમૂળ, એ પાંચ ઔષધોનો ક્વાથ દાંતને સ્વચ્છ કરેછે, વાયુને દૂર કરેછે, તથા મનુષ્યોના વાતજ્વરનો તત્કાળ નાશ કરેછે.

**किरातमुस्तामृतवल्लिकणासविश्वा**
**गोकण्टको बृहतियुग्ममुदीच्यतिक्ताः ।**
**स्याच्छालिपर्णिकलसीकथितः समन्ता-**
**त्काथः समीरणभवं ज्वरमाशु हन्ति ॥**

કરિયાતું, મોથ, ગળો, પીપર, સુંઠ, ગોખરૂં, મોટી રીંગણી, ભોંય-રીંગણી (નાની રીંગણી,) વીરણવાળો, કડુ, શાલિપર્ણી, પૃષ્ટિપર્ણી, એ ઔષધોથી કરેલો ક્વાથ વાયુના જ્વરને તત્કાળ મટાડે છે.

**गुडूची शतपुष्पा च [2]द्राक्षा रास्ना पुनर्नवा ।**
**[3]त्रायमाणकक्काथश्च गुडैर्वातज्वरापहः ॥**

इति वातज्वरचिकित्सा.

ગળો, સવા, દ્રાક્ષ, રાસ્ના, સાટોડી, અને ત્રાયમાણ, એ ઔષધોનો ક્વાથ કરી તેમાં ગોળ નાખીને પાવાથી વાતજ્વર નાશ પામેછે.

## પિત્તજ્વરનાં લક્ષણ.

**मूर्च्छा दाहो भ्रममदतृषावेगतीक्ष्णोऽतिसार-**
**[4]स्तन्द्रालस्यं प्रलपनवमिपाकता चोष्ठवक्त्रे ।**
**स्वेदः श्वासो भवति कटुकं विह्वलत्वं क्षुधा वा**
**एतैर्लिङ्गैर्भवति मनुजे पैत्तिको वै ज्वरस्तु ॥**

પિત્તજ્વરવાળાને મૂર્છા, દાહ, ભ્રમ, મદ અને તરસ, એવા ઉપ-દ્રવ થાયછે. તાવનો વેગ તીક્ષ્ણ હોયછે રોગીને અતીસાર, ઘેન અને આળસ થાયછે. તે લવારી કરેછે તેને ઉલટી થાયછે અને ઓઠ તથા મોઢામાં ઝીણી ઝીણી ફોલ્લીઓ થઈ તેને પાકે છે. વળી તેને પરસેવો વધારે થાયછે, શ્વાસ થાયછે અને મોઢું કડવું થઇ જાયછે. વળી તે

---

૧ કુંભારિકા–શ્રીપર્ણી–શીવલી, એ પ્રમાણે પ્રત ૩૭ માં ટીપ્પણ કરવા પરથી એ અર્થ લખ્યો છે. ૨ प्लक्षी. प्र० १ ली. ३ सारिवा. प्र० ३ जी. ४ तंद्राल्पत्वं. प्र० १ ली.

ભૂખવડે આકુળ થાયછે. એવાં ચિન્હ ઉપરથી જાણવું કે તે મનુષ્યને પિત્તજ્વર થયો છે.

### પિત્તજ્વરના ઉપાય–રોધ્રાદિ ક્વાથ.

**रोध्रोत्पलामृतलताकमलं सिताढ्यं**
**तत् सारिवासहितमेव हि पाचनेषु ।**
**निःक्वाथ्य क्वाथमिति चाशु निहन्ति पित्तं**
**पित्तज्वरप्रशमनं प्रकरोति पुंसाम् ॥**

લોધર, કાળું કમળ, ગળો, શ્વેતકમળ, અને સારિવા, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને એ ક્વાથ પીવો. એ ક્વાથ પિત્તજ્વરને પાચન કરનાર છે. એ ક્વાથ પીવાથી તે તત્કાળ પિત્તનો નાશ કરેછે તથા મનુષ્યોના પિત્તજ્વરને તે શમાવે છે.

### બીજો ઉપાય–શક્રાહ્વાદિ ક્વાથ.

**क्वथितं तण्डुलपयसा शक्राह्वकटुरौहिणीसहितम् ।**
**क्वाथं यष्टीमधुना विनाशनं पित्तज्वराणां तु ॥**

ચોખાના ધોવરામણ સાથે ઇંદ્રજવ, કુટકી, અને જેઠીમધ, એ ત્રણનો ક્વાથ પીવામાં આવે તો તે પિત્તજ્વરનો નાશ કરેછે.

### ત્રીજો ઉપાય–દુરાલભાદિ ક્વાથ.

**दुरालभावासकपर्पटानां प्रियङ्गुनिम्बकटुरोहिणीनाम् ।**
**किराततिक्तं क्वथितं कषायं सशर्कराढ्यं कथितं च [1]पित्ते ॥**
**सदाहपित्तज्वरमाशु हन्ति तृष्णाभ्रमं शोषविकारयुक्तम् ।**

ધમાસો, અરડૂસી, પિત્તપાપડો, (ઘાસીઓ પિત્તપાપડો–ખડસલીઓ,) કાંગનાં મૂળ, લીમડાની અંતરછાળ, કુટકી, કરિયાતુ, કડુ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પીવાથી પિત્તજ્વર નાશ પામેછે, દાહયુક્ત પિત્તજ્વર હોય તો તે પણ એજ ક્વાથથી મટે છે. વળી તરસ, ભ્રમ, અને શોષ, એવા ઉપદ્રવો સહિત પિત્તજ્વર પણ એ ક્વાથથી નાશ પામે છે.

---

૧ पाचनं. प्र० ली.

## ચોથો ઉપાય-પિત્તપાપડાનો ક્વાથ.

**एकोऽपि वै पर्पटको वरिष्ठः पित्तज्वराणां शमनाय योग्यः ।**
**तस्मात् पुनर्नागरबालकाढ्यः सिंहो यथा कङ्कटकप्रवृत्तः ॥**

પિત્તજ્વરને મટાડવાને એકલો પિત્તપાપડાનો ક્વાથ પણ શ્રેષ્ઠ છે. એજ પિત્તપાપડામાં જો સુંઠ અને વીરણવાળો મેળવીને એ ત્રણનો ક્વાથ કર્યો હોય તો, જેમ સિંહને વળી બખતર પેહેરાવ્યું હોય, તેની પેઠે પિત્તજ્વરનો અવશ્ય નાશ કરેછે.

## પાંચમો ઉપાય-સુંઠ્યાદિ ક્વાથ.

**नागरोशीरमुस्ता च चन्दनं कटुरोहिणी ।**
**धान्यकानां तु क्वाथश्च पित्तज्वरविनाशनः ॥**

સુંઠ, વીરણવાળો, મોથ, રક્તચંદન, કુટકી (કડાછાલ,) ધાણા, એ ઔષધોનો ક્વાથ પિત્તજ્વરને નાશ કરનારો છે.

## છઠ્ઠો ઉપાય-અમૃતાદિ ક્વાથ.

**अमृतापर्पटी धात्री क्वाथः पित्तज्वरं हरेत् ।**

ગળો, પિત્તપાપડો, આમળાં, એ ઔષધોનો ક્વાથ પિત્તજ્વરને મટાડે છે.

## સાતમો ઉપાય-દ્રાક્ષાદિ ક્વાથ.

**द्राक्षापर्पटकं तिक्ता पथ्यारग्वधमुस्तकैः ॥**
**क्वाथस्तृषाभ्रमोदाहरक्तपित्तज्वरापहः ॥**

દ્રાક્ષ, પિત્તપાપડો, કડુ, હરડે, ગરમાળો, મોથ, એ ઔષધોનો ક્વાથ તરસ, ભ્રમ, દાહ, રક્તપિત્ત અને જ્વર, એ રોગોને મટાડે છે.

## દાહાદી ઉપર વિદાર્યાદિ લેપ.

**विदारिकारोध्रदधित्थकानां स्यान्मातुलुङ्गस्य च दाडिमानाम् ।**
**यथानुलाभेन च [1]तालुलेपे निहन्ति दाहं तृषामूर्छनं च ॥**

વિદારિકા (શીવણી,) લોધર, કોઠું, બીજોરૂં, દાડિમ, એમાંથી જેટલાં મળે તેટલાં લેઇને તેને વાટીને તેનો તાળવા ઉપર લેપ કરવાથી દાહ, તરસ અને મૂર્છા એટલા રોગ મટે છે.

---

[1] मूलपत्रं. प्र० ३ जो.

## દાહજ્વરનો ઉપાય.

**उत्तानस्य प्रसुप्तस्य कांस्यं वा ताम्रभाजनम् ।**
**नाभौ निधाय धारांबु पित्तदाहं निवारयेत् ॥**

દાહજ્વરવાળાને છતો સુવાડીને તેની ડૂંટીઉપર કાંસાનું કે ત્રાંબાનું વાસણ મૂકવું. પછી તે વાસણમાં ઠંડા પાણીની ધારા કરવી, એમ કરવાથી પિત્તજ્વરથી થયેલો દાહ મટે છે.

## દાહજ્વરના બીજા ઉપાય.

**रम्यारामाकुचभरनतालिङ्गनं चेष्टसङ्गा-**
**द्राक्षापानं निगदितम ा शीतलं सेवनं स्यात् ।**
**शुभ्राम्भोजं मलयजजलासिक्तसंशीतवासो**
**मुक्ताहारो विशदतुहिनं कौमुदी स्यात्सुखाय ॥**
**एभिर्हन्याद् द्रुततरमहो मानुषाणां तु पित्तं**
**दाहं शोषं क्लममपि तथा तृड्भ्रमं मूर्च्छनां च ।**
**एतैर्योगैर्जयति नितरां पित्तदाहस्य शान्ति-**
**र्योग्या चैषा भवति सततं सत्क्रिया श्रीमतां च ॥**

દાહજ્વરવાળાએ સ્તનના ભારથી નમેલી એવી રમણિક સ્ત્રીઓનું આલિંગન કરવું; ઇષ્ટ મિત્રોની સાથે બેશીને દ્રાક્ષાપાન કરવું; કોઇ બીજા શીતળ પદાર્થોનું સેવન કરવું; ધોળાં કમળના હાર પેહેરવા; મળયચંદ-ના પાણીથી છાંટેલાં ઠંડાં વસ્ત્ર પેહેરવાં; મોતીના હાર ધારણ કરવા; નિર્મળ કપૂરનો લેપ કરવો; ચંદ્રના ચાંદરણામાં બેસવું; એ ઉપાય સુખ-કારક છે. ઉપર કહેલા ઉપાયોથી મનુષ્યોનો પિત્તસંબંધી દાહ, શોષ, થાક, તરસ, ભ્રમ અને મૂર્છા, મટે છે. એ યોગોથી પિત્તના દાહની શાંતિ તો થાયછે પણ એ સત્ક્રિયા શ્રીમંત પુરૂષોને યોગ્ય છે.

## જ્વરમાં શોષનો ઉપાય.

**यदि जिह्वागलतालुशोषश्चेन्मनुजस्य च ।**
**केसरं मातुलुङ्गस्य मधुसैन्धवसंयुतम् ।**
**संपिष्य तालुलेपेन सद्यः पित्तज्वरापहम् ॥**

इति पित्तज्वरचिकित्सा ।

જો મનુષ્યને જીભ, ગળું કે તાળવે શોષ પડતો હોય તો બીજોરાના ગર્ભને મધ તથા સિંધવમાં વાટીને તેનો તાળવે લેપ કરવો. એમ કરવાથી તરત પિત્તજ્વર મટે છે.

### કફજ્વરનાં લક્ષણ.

**स्तैमित्यं मधुरास्यता च जडता निद्रा च तन्द्रा भृशं**
**गात्राणां गुरुतारुचिर्विरसता रोमोद्गमः शीतता ।**
**[1]प्रस्वेदस्रुतिरोधनं च करजे नेत्रे च पाण्डुच्छवि-**
**र्मूत्रं चंदनसन्निभं च वमनं श्लेष्मज्वरे ते विदुः ॥**

કફથી ઉત્પન્ન થયેલા જ્વરમાં રોગીનું શરીર જડ થઈ જાયછે, મુખ મધુર થાયછે, તેને મંદપણું પ્રાપ્ત થાયછે, નિદ્રા આવે છે, અત્યંત ઘેન થાયછે, અંગ ભારે થાયછે, અરૂચિ ઉપજે છે, મુખ વિરસ થાયછે, શરીરનાં રૂવાં ઉભાં થાયછે, શરીર ટંડું થઈ જાયછે, પરસેવો નીકળતાં અટકી જાયછે, નખ અને નેત્રની આકૃતિ શ્વેતવર્ણની થાયછે, મૂત્ર ચંદનના સરખું શ્વેત અને ટંડું થાયછે, અને ઉલટી થાયછે.

### કફજ્વરના ઉપાય-પાચન કલ્ક.

**पिप्पल्यादिककल्कं तु कफजे पाचनं हितम् ।**

પીપરનું કલ્ક કરીને તેમાં મધ નાખીને ચાટવું; અથવા પીપર, હરડાં, બેડાં, આમળાં, એ ચારના ચૂર્ણમાં મધ તથા ઘી નાખીને ચાટવું. એથી કફજ્વરનું પાચન થાયછે.

### બીજો ઉપાય.

**तद्वद्व्याघ्री [2]गडूची च रोध्रं कुष्टं पटोलकम् ।**
**ज्वरे कफात्मजे चैतत् पाचनं स्यात् तदुत्तमम् ॥**

રીંગણી, ગળો, લોધર, ઉપલેટ અને પટોલ, એ ઔષધોનો ક્વાથ કરીને કફજ્વરવાળાને પાવો; કેમકે કફજ્વરનું એ સારી રીતે પાચન કરેછે.

### ત્રીજો ઉપાય-વાસાદિ ક્વાથ.

**वासा गुडूची त्रिफला पटोली**
**सठी च तिक्ता मधुना कषायम् ।**

---

१ प्रस्वेदाः श्रुतिरोधनं च. प्र० १ ली. २ च सिंही. प्र० १ ली.

**श्लेष्मप्रभूतेषु रुजेषु सम्यक्**
**ज्वरं निहन्यात् कफजं च शीघ्रम् ॥**

અરડૂસો, ગળો, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં,) પટોલી, ષડકચુરો, કડુ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં મધ નાખીને પીવું. એ ક્વાથ કફ જેમાં બળવાન્ હોય એવા રોગમાં હિતકર છે તથા કફજ્વરનો તે જલદીથી નાશ કરેછે.

## ચોથો ઉપાય–આમલક્યાદિ ક્વાથ.

**आमलक्यभया कृष्णा षड्ग्रन्था चित्रकं तथा ।**
**मलभेदी कफातंकज्वरनाशनदीपनः ॥**

આમળાં, હરડે, પીપર, વજ, ચિત્રો, એ ઔષધોનો ક્વાથ મળને તોડનાર, તથા કફના પ્રકોપથી થયેલા જ્વરનો નાશ કરનાર અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે.

## પાંચમો ઉપાય–પિપ્પલ્યાદિ ક્વાથ.

**पिप्पली शृङ्गवेरं च षड्ग्रन्था वत्सकं फलम् ।**
**क्राथो मधुप्रगाढः स्याच्छ्लेष्मज्वरविनाशनः ॥**

પીપર, આદુ, વજ, કડાછાલ, કાયફળ, એ ઔષધોના ક્વાથમાં મધ નાખીને પાવાથી તે કફજ્વરનો નાશ કરેછે.

## છઠ્ઠો ઉપાય–પિપ્પલ્યવલેહ.

**क्षौद्रेण पप्पलीचूर्णं लिह्याच्छ्लेष्मज्वरापहम् ।**
**प्लीहानाहविबंधार्चिकासश्वासावमर्दनम् ॥**

इति श्लेष्मज्वरचिकित्सा ।

મધ સાથે પીપરનું ચૂર્ણ મિશ્ર કરીને ચાટવાથી તે કફજ્વરનો નાશ કરેછે. વળી તે બરોળ, પેટ ચડવાનો રોગ, બદ્ધ કોષ્ટનું દરદ, ખાંસી, અને શ્વાસ, એ વ્યાધિઓને પણ મટાડે છે.

### વાતપિત્ત જ્વરનું લક્ષણ.

**तृष्णा मूर्च्छा वमनकटुकं चाननं रूक्षता स्या-**
**दन्तर्दाहो [1]नयनवदने पीतता कण्ठशोषः ॥**
**[2]निद्रानाशः श्वसनशिरसो रुक्प्रभेदोऽङ्गभङ्गो**
**रोमोद्धर्षे तमकमिति चेद्वातपित्तज्वरः स्यात् ॥**

વાતપિત્ત જ્વરવાળાને તરસ ઘણી લાગે છે, મૂર્છા થાયછે, ઉલટી થાયછે, મુખ કડવું થઈ જાયછે, શરીર લૂખું પડી જાયછે, શરીરની અંદરના ભાગમાં દાહ બળે છે, આંખો તથા મોઢું પીળું થઇ જાયછે, કંઠે શોષ પડેછે, ઊંઘ નાશ પામે છે, શ્વાસ ચઢે છે, માથું દુખે છે, અંગમાં કળતર થાયછે તથા તે ભાંગી જતાં હોય તેમ વેદના થાયછે, રૂવાંટાં ઊભાં થાયછે, તથા આંખે અંધારાં આવે છે, એ લક્ષણોથી જાણવું કે આ રોગીને વાયુ તથા પિત્ત બન્ને કોપ પામીને જ્વર ઉપજેલો છે.

### વાતપિત્ત જ્વરનું પાચન-ત્રિફળાદિ ક્વાથ.

**संसृष्टदोषैर्विहितं च सम्यक् विपाचनं पित्तमरुज्ज्वरे च ।**
**फलत्रिकं शाल्मलिसंप्रयुक्तं रास्नाकिरातस्य पिबेत् कषायम् ॥**

પિત્ત અને વાયુ બે દોષ એકઠા મળ્યા હોય એવા જ્વરમાં હરડે, બહેડાં, આમળાં, શીમલાની અંતરછાલ, રાસ્ના, અને કરિયાતું, એ ઔષધોનો ક્વાથ પીવો; કેમકે વાતપિત્ત જ્વર એ પાચન કરનારો છે.

### બીજો ઉપાય.

**द्विपञ्चमूली सह नागरेण गुडूचिभूनिम्बघनैः समेता ।**
**कल्कः प्रशस्तः सगुडो मरुत्सु सपित्तवातज्वरनाशहेतुः ॥**

શાલિપર્ણી, પૃષ્ટિપર્ણી, રિંગણી, ભોંયરિંગણી, ગોખરૂ, બિલીમૂળ, અરણીમૂળ, અરલુ (અલવો,) પાડળ, શિવણ, સુંઠ, ગળો, કરિયાતું, મોથ એ ઔષધોનું કલ્ક કરીને તેમાં ગોળ ભેળવીને વાયુરોગનાં રોગીને ખવરાવવું. એ કલ્ક વાતપિત્ત જ્વરને નાશ કરનારૂં છે.

---

૧ वपुषि नयने रक्तता. प्र. ૧ લી. ૨ આ લીટીમાં श्वसन છે ત્યાં श्वसनं જોઈએ, પણ તેમ કરવાથી છંદો ભંગ થાય છે તથા બધી પ્રતોમાં એમ છે. માટે કાયમ રાખ્યું છે.

### ત્રીજો ઉપાય.

**किराततिक्ताऽमलकीसठीनां द्राक्षोषणानागरकामृतानाम् ।
क्राथः सुशीतो गुडसंयुतः स्यात् स पित्तवातज्वरनाशकारी ॥**

કરિયાતુ, કડુ, આમળાં, ષટ્કચુરો, દ્રાક્ષ, મરી, શુંઠ, ગળો, એ ઓષધો ક્વાથ કરી તેને ઠંડો પડવા દેઈ તેમાં ગોળ મેળવીને રોગીને આપવો એ ક્વાથ વાતપિત્ત જ્વરનો નાશ કરનારો છે.

### ચોથો ઉપાય-પંચભદ્રક્વાથ.

**अमृतामुस्तकवासापर्प[illegible]विश्वाजलेन निःक्राथः ।
पानं पित्तमरुत्सु ज्वरं निहन्याच्च पंचभद्रमिदम् ॥**

इति वातपित्तज्वरचिकित्सा ।

ગળો, મોથ, અરડૂસો, પિત્તપાપડો, શુંઠ, એ ઓષધોનો પાણીમાં ક્વાથ કરીને વાતપિત્ત જ્વરવાળાને આપવો. એ ક્વાથ '**પંચભદ્ર**' કહેવાયછે, તે જ્વરનો નાશ કરેછે.

### પિત્તકફજ્વરના લક્ષણ.

**निद्रागौरवकाससन्धिशिरसश्चार्तिस्तथा पर्वणां
भेदो मध्यमवेगमत्र नयने स्रावान्विते श्लेष्मणः ।
सन्तापः श्वसनं रुजः श्रुतिपथे कण्ठोष्मशूकावृत-
स्तन्द्रामोहमरोचकभ्रममथ श्लेष्मज्वरे पित्तले ॥**

પિત્તકફ જ્વરવાળા રોગીને નિદ્રા ઘણી આવેછે, શરીર ભારે થાયછે, ખાંસી થાયછે, સાંધા અને માથામાં પીડા થાયછે, હાથ પગ તૂટી પડતા હોય તેવી વેદના થાયછે, તાવનો વેગ મધ્યમ હોયછે, આંખમાંથી કફનો સ્રાવ નીકળે છે, શરીરે બળતરા બળે છે, શ્વાસ થાયછે, કાનમાં દરદ થાયછે, કંઠમાં ગરમ કફ એકઠો થાયછે, રોગીને ઘેન, મૂર્છા-અરૂચિ અને ભ્રમ થાયછે.

### પિત્તકફજ્વરનો પાચનક્વાથ.

**नागरं भद्रमुस्ता वा गुडूच्यामलकाह्वयम् ।**

पाठामृणालोदीच्याश्च क्वाथः पित्तज्वरे कफे ॥
पाचनो दीपनीयः स्याद्रक्तशोषनिवारणः ।

શુંઠ અને ભદ્રમોથ અથવા ગળો અને આમળાં, અથવા પાહાડમૂળ, કમળના દાંડા, વાળો, એમનો ક્વાથ અથવા શુંઠ વગેરે સઘળા એકઠાં કરીને તેનો ક્વાથ પિત્તકફજ્વરમાં આપવો. એ ક્વાથ જ્વરનું પાચન કરનારો, અગ્નિનું દીપન કરનારો તથા રક્તવિકારને અને શોષને દૂર કરનારો છે.

## દ્રાક્ષાદિ ક્વાથ.

द्राक्षामृतावासकतिक्तकाश्च भूनिम्बतिक्तेन्द्रयवा पटोलम् ।
मुस्ता सभार्गी कथितः कषायः सपित्तश्लेष्मज्वरनाशनाय ॥

કાળી દ્રાક્ષ, ગળો, અરડૂસો, લીમડાની છાલ, કરિયાતું, કડુ, ઇંદ્રજવ, પટોળ, મોથ, ભારંગ, એ ઔષધોનો ક્વાથ કરીને પાવાથી પિત્તકફ જ્વર નાશ પામે છે.

## બીજો ઉપાય–ગુડૂચિકાદિ ક્વાથ.

गुडूचिका निम्बदलानि शुण्ठी मुस्तं च कुस्तुम्बुरु चन्दनानि ।
क्वाथं विदध्यात् कफपित्तवातज्वरं निहन्याच्च गुडूचिकाद्यः ॥
एष सर्वज्वरान् हन्ति हल्लासाद्यानरोचकान् ।
प्रतिश्यायपिपासाघ्नः शोषदाहनिवारणः ॥

ગળો, લીમડાનાં પાંદડાં, શુંઠ, મોથ, ધાણા, રક્તચંદન, એ ઔષધોનો ક્વાથ કરીને રોગીને પાવાથી તે પિત્તકફથી ઉપજેલા તાવને મટાડેછે. એ ક્વાથને ગુડૂચિકાદિ ક્વાથ કહેછે. વળી એ ક્વાથ બીજા બધા તાવને પણ નાશ કરેછે (તેમજ ઓડકાર વગેરે, અરૂચિ, સળેખમ, તરસ, શોષ અને દાહ, એ ઉપદ્રવોને પણ એજ ક્થાથ દૂર કરેછે.

## ત્રીજો ઉપાય–બીજો ગુડૂચ્યાદિ ક્વાથ.

गुडूचीनिम्बत्वचवासकं च सठी किरातं मगधाबृहत्यौ ।
दार्वी पटोलीक्कथितं कषायं पिबेन्नरः पित्तकफज्वरे च ॥

१ क्षुद्रा. प्र० १. २ रिष्टका. प्र० १ ली.

ગળો, લીમડાની અંતરછાલ, અરડૂસો, પટ્ટકચુરો, કરિયાતુ, પીપર, રીંગણી, ભોંય રીંગણી, દારૂ હળદર, પટોળ, એ ઔષધોનો ક્વાથ રોગી મનુષ્યે પીવો; કેમકે તે પિત્તકફ જ્વરનો નાશ કરેછે.

## ચોથો ઉપાય-પટોલાદિ ક્વાથ.

**पटोली चन्दनं तिक्ता मूर्वा पाठामृतागणः ।**
**पित्तश्लेष्मज्वरच्छर्दिदाहकण्डूनिवारणः ॥**

પટોળ, ચંદન, કડુ, મોરવેલ, પાહાડમૂળ, ગળો, એ ઔષધોનો ક્વાથ પિત્ત કફજ્વર, ઉલટી, દાહ અને ખ્‍ંજ, એ રોગને દૂર કરનારો છે.

## પાંચમો ઉપાય-બીજો પટોલાદિ ક્વાથ.

**पटोलवासापिचुमन्दकस्य दलानि यष्टी मधुकं कणा च ।**
**कषायमेतत् प्रतिसाधितं तु ज्वरे कफे पित्तयुते प्रशस्तः ॥**
**सन्दीपनो वातकफात्मके च तथैव पित्तासृजसम्भवे च ।**
**ज्वरे मलानां प्रतिभेदनः स्यात् [1]पटोलधान्यामृतकल्कयुक्तः ॥**

इति पित्तश्लेष्मज्वरचिकित्सा ।

પટોળ, અરડૂસો, લીમડાનાં કૂમળાં પાંદડાં, જેઠીમધ, પીપર, એ ઔષધોનો ક્વાથ કરીને પિત્ત કફજ્વરવાળા રોગીને પાવો; કેમકે એ ક્વાથ સારો છે. વળી એ ક્વાથમાં પટોળ, ધાણા તથા ગળો, એ ઔષધોનું કલ્ક કરીને નાખ્યું હોય તો તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વાયુ તથા કફના જ્વરમાં તેમજ રક્તપિત્તના કોપથી થયેલા જ્વરમાં મળોનું ભેદન કરનાર છે.

## કફવાતજ્વરનાં લક્ષણ.

**शीतं वेपथुपर्वभङ्गवमथुर्गात्रे जडत्वं रुजा**
**मन्दोष्मारुचिबन्धनं परुषता कासस्तमः शूलवान् ।**
**तन्द्रा कूजनमास्यगौल्यमथवा स्तैमित्यजृम्भारुजः**
**प्रस्वेदो मलमूत्ररोधसहितः स्याच्छ्लेष्मवातज्वरः ॥**

१ पटोलधान्याश्रितके प्रशस्तः. प्र० १ ली.

વાતકફજ્વરવાળા રોગીને અંગે શીત, કંપારી, પર્વભંગ (હાથ પગ ભાંગી જતા હોય તેવી વેદના.) ઉલટી, અને પીડાઓસહિત જડપણું થાયછે; તાવની ગરમી મંદ હોયછે તેમ બીજી ગરમી પણ કમી હોયછે; રોગીને અરૂચિ, અને બદ્ધકોષ્ટ થાયછે; શરીરપર સુંવાળાપણું રહેતું નથી; ખાંશી થાયછે; સંજ્ઞા ઉડી જતી રહેછે; શૂળ થાયછે; ઘેન થાયછે; પેટમાં આંતરડાંનો શબ્દ થાયછે; મુખમાં મધુરતા ઉપજે છે; શરીર સ્તંભી જાયછે; બગાસાંપર બગાસાં આવેછે અને વેદના થાયછે; પરસેવો વળે છે; મળ અને મૂત્રનો રોધ થાયછે; એવા લક્ષણવાળા રોગીને કફવાતજ્વરયુક્ત જાણવો.

## કફ વાતજ્વરમાં પાચનક્વાથ.

**आरग्वधस्तिक्तकरोहिणी च हरीतकी पिप्पलिमूलमुस्ता ।**
**निःक्वाथ्यकल्कः कफवातयुक्ते ज्वरे सशूलेपि हि पाचनोऽयम् ॥**

इति आरग्वधपञ्चकम् ।

ગરમાળો, કડુ, હરડે, પીપરીમૂળ, મોથ, એમનું કલ્ક કરીને તેનો ક્વાથ કરવો. એ ક્વાથ શૂળસહિત કફવાતજ્વરમાં આપવો. કેમકે તે એ જ્વરને પાચન કરનારો છે, એ ક્વાથને આરગ્વધપંચક કહેછે.

## બીજો ઉપાય-મુસ્તાદિ ક્વાથ.

**मुस्ता गुडूची सहनागरेण वासाजलं पर्पटकं च पथ्या ।**
**क्षुद्रा च दुःस्पर्शयुतः कषायः पाने हितो वातकफज्वरस्य ॥**

મોથ, ગળો, શુંઠ, અરડૂસો, વાળો, પિત્તપાપડો, હરડે. ભોંયરીંગણી, ધમાસો, એ ઔષધોનો ક્વાથ કરીને પાવો એ વાતકફજ્વરમાં હિતકારી છે.

## ત્રીજો ઉપાય-ક્ષુદ્રાદિ ક્વાથ.

**क्षुद्रामृतानागरपुष्कराद्यैः कृतः कषायः कफमारुते ज्वरे ।**
**सश्वासकासारुचिपार्श्वशूले ज्वरे त्रिदोषप्रभवेपि शस्यते ॥**

इति क्षुद्राद्यं पाचनम् ।

ભોંયરિંગણી, ગળો, શુંઠ, પુષ્કરમૂળ (એરંડાનું મૂળ,) એ ઔષધોનો ક્વાથ કરીને કફવાત જ્વરમાં આપવો. એ ક્વાથ પીવાથી વળી શ્વાસ, ખાંસી, અરૂચિ અને પાસાંમાંનું શૂળ મટે છે. તેમજ ત્રિદોષના જ્વરમાં પણ એ ક્વાથ હિતકારી છે.

### ચોથો ઉપાય-દશમૂળ ક્વાથ.

**द्विपञ्चमूलकः क्वाथः कणाचूर्णेन भावितः ।**
**देयो वातकफे शूले ज्वरे श्वासे च पीनसे ॥**

इति वातकफज्वरचिकित्सा ।

દશમૂળનો ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવો તેથી શૂળ, ખાંસી અને સળેખમસહિત વાત કફજ્વર નાશ પામશે. શાલીપર્ણી, પૃષ્ટિપર્ણી, રિંગણી, ભોંયરિંગણી, ગોખરૂ, બીલીમૂળ, અરણીમૂળ, અરલુ, પાડળ, શીવણ, એ ઔષધો દશમૂળ કહેવાયછે.

### ત્રિદોષનાં લક્ષણ.

**तन्द्रालस्यं मुखमधुरता ष्ठीवनं कण्ठशोषो**
**निद्रानाशः श्वसनविकलो मूर्च्छना शोचना च ।**
**जिह्वाजाड्यं परुषमथवा पृष्ठशीर्षे व्यथा स्या-**
**दन्तर्दाहो भवति यदि वा विद्धि दोषं त्रिदोषम् ॥**

જ્યારે રોગીને ઘેન થાય, આળસ થાય, તેનું મુખ મધુર થાય, તે વારંવાર થૂંકે, કંઠે શોષ પડે, ઊંઘ આવે નહિ, શ્વાસથી ગભરાયલો દેખાય, મૂર્છા થાય, તેના મનમાં શોચના થતી હોય તેમ લાગે, તેની જીભ જડ થઈ જાય, શરીર કરકરૂં લાગે, પીઠે અને માથે પીડા થાય, તથા તેને અંદરના ભાગમાં દાહ થાય ત્યારે તેને ત્રિદોષનો રોગ થયો છે એમ જાણવું.

### ત્રિદોષજ્વરની ચિકિત્સા.

**दृष्ट्वा त्रिदोषजं घोरं ज्वरं प्राणापहारकम् ।**
**तस्मादादौ कफस्यास्य शोषणं परिकीर्तितम् ॥**
**न कुर्यात् पित्तशमनं यदीच्छेदात्मनो यशः ।**
**कफवातैर्बलवतः सद्यो हन्ति रुजातुरम् ॥**

लङ्घनं वमनं वापि ष्ठीवनं स्यात्त्रिदोषजे ।
त्रिरात्रं पञ्चरात्रं वा सप्तरात्रमथापि वा ॥
लङ्घनं च समुद्दिष्टं ज्ञात्वा दोषबलाबलम् ।
कफं विशोषितं ज्ञात्वा ततो वातनिवारणम् ॥
पित्तसंशमनं कार्यं ज्ञात्वा पित्तस्य कोपनम् ।
शोषणीयौ वातकफौ न तु पित्तं विनाशयेत् ॥
लङ्घनं स्वेदनं नस्यं मर्दनं कवलग्रहः ।
एतान्यादौ प्रकुर्वीत सन्निपातेषु बुद्धिमान् ।

इति त्रिदोषचिकित्सा ।

પ્રાણનું હરણ કરનાર અને ભયાનક એવા ત્રિદોષના તાવને જોઇને વૈદ્યે પ્રથમ ત્રણ દોષમાંથી કફનું શોષણ કરવું એમ કહેલું છે; પણ જો વૈદ્ય પોતાને યશ મળે એમ ધારતો હોય તો તેણે પ્રથમ પિત્તનું શમન કરવું નહિ; કેમકે પિત્તનું શમન પ્રથમ કરવાથી એકલા રહેલા કફ અને વાયુ બળવાન્ થાયછે તથા તે રોગીનો તત્કાળ પ્રાણ લેછે. ત્રિદોષના તાવમાં રોગીને લંઘન કરાવવું, વમન આપવું અથવા થૂંકાવવાનું[1] ઔષધ આપવું. દોષનું બળ અને નિર્બળતા ઉપર વિચાર કરીને ત્રણ દિવસ, પાંચ દિવસ, કે સાત દિવસસુધી લંઘન કરાવવું. પ્રથમ કફનું શોષણ કર્યા પછી વાયુનું નિવારણ કરવું. તથા પિત્તનો કોપ અધિક હોય તો તે જોઇને પિત્તને પણ શમાવવું. ત્રિદોષ જ્વરમાં વાયુ અને કફનું શોષણ કરવું પણ પિત્તને શમાવવાનો ઉપાય તો પ્રથમ નજ કરવો.

## સન્નિપાતજ્વરનાં લક્ષણ.

**तृष्णाह्रत् शूलशोषः श्वसनमथ निशाजागरो वासरे स्वात्**
**तन्द्रा मोहश्च शोषो भवति च वदनं घ्राणजिह्वाधराणाम् ।**

---

૧ જે ઔષધ આપવાથી રોગી બહુવાર થૂંકે છે અને તે દ્વારા કફ વગેરે નીકળી જાયછે તેને થૂંકાવવાનું ઔષધ કહેછે. જેમ મધમાં દ્રાક્ષ વાટીને તેમાં ઘી નાખીને રોગીને તાળવે લેપ કરવો અથવા આદાના રસમાં શુંઠ, પીપર, મરી અને સિંધવનું ચૂર્ણ નાખીને તેનો ગળા સુધી રાખવું અને મોંમાં પાણી છૂટચેથી થૂંકવું. (ભાવપ્રકાશ.)

रक्तं निष्ठीवते यो भवति कृशतनुर्मण्डलानां च देहे
सम्भूतिः श्यावनेत्राधरवदनमथ स्वेद आध्मानशोषः ॥
[1]क्षुन्नाशो वाप्यसौख्यं भ्रमणमपि शिरोलोडनं मूत्रता वा
स्रोतोरोधो वमिर्वा गलकघुरघुराशूकलैर्वा वृतास्यम् ।
एतैर्लिङ्गैः प्रयुक्तः प्रभवति च नृणां सन्निपातेति संज्ञा
रोगाणामाशुकारी प्रबलतरनृणां वाजिनां वा द्विपानाम् ॥

इति सन्निपातज्वरलक्षणम् ।

સન્નિપાત રોગવાળાને તરસ બહુ લાગે છે; છાતીમાં શૂળ આવેછે અને શોષ થાયછે; શ્વાસ ઉપડે છે; રાત્રે ઉંઘ આવતી નથી—જાગે છે; દિવસે ઘેન બહુ થાયછે. મૂર્છા આવેછે; મુખ, નાક, જીભ અને ઓઠ સૂકાઈ જાયછે; થૂક ભેગું લોહી પડે છે; શરીર સૂકાઇને પાતળું થઇ જાયછે; શરીર ઉપર મંડળ (ચકામાં) ઉત્પન્ન થાયછે; નેત્ર, ઓઠ અને મુખનો વર્ણ શામ થઈ જાયછે; શરીરે પરસેવો થાયછે; પેટ ચઢે છે; કંઠે શોષ પડે છે; ભૂખનો નાશ થઇ જાયછે; શરીરને ચેન પડતું નથી, ભ્રમ થાયછે; માથુ ગોઠતું નથી (રોગી માથું ફેરવ્યા કરેછે;) વારંવાર પિશાબ થાયછે; મળમૂત્રાદિને વહન કરનારાં સ્રોતસંબંધ થાયછે; ઉલટી થાયછે; ગળામાં ઘરઘર શબ્દ બોલે છે; અને મુખમાં કફ લેવાઈ રહેછે; એવાં ચિન્હો યુકત જ્વરવાળાને સન્નિપાતજ્વર થયો છે એમ કહેવામાં આવેછે. એ જ્વર મનુષ્યને અતિ બળવાન્ અને તત્કાળ પ્રાણ લેનારો છે તેમજ ઘોડા અને હાથીને પણ તે પ્રાણઘાતક છે.

## સન્નિપાત જ્વરની ચિકિત્સા.

सन्निपातज्वरे पूर्वं कुर्यादामकफापहम् ।
पश्चाच्छ्लेष्मणि संक्षीणे निरामे पित्तमारुतौ ॥
सन्निपातज्वरे यत्नं कृत्वा तन्द्रां जयेत् पराम् ।
उपद्रवः कष्टतमो ज्वराणां स विशेषतः ॥
पथ्यं कारयते यस्तु रोगिणां कफपूरितम् ।
स एव तस्य शत्रुः स्यान्न पथ्यं नच भेषजम् ॥

---

१ क्षुन्नाशो वा भ्रमणमपि तथा शिरसो लुंठनं वा शिरोर्त्तिः. प्र० १ ली.

સન્નિપાતના તાવમાં પ્રથમ આમ અને કફને દૂર કરવો. કફનો ક્ષય થયાપછી પિત્ત અને વાયુ આમ વગરના રહેશે. વળી સન્નિપાતના તાવમાં યત્ને કરીને તંદ્રા જીતવી–મટાડવી, કેમકે એ ઉપદ્રવ ઝટ-લેઇને મટે એવો નથી તથા તાવમાં તો વિશેષ ભયંકર છે. જે મનુષ્ય એવા રોગીને કફયુક્ત આહારવિહારાદિકનું પથ્ય બતાવે છે તેને તે રોગીનો શત્રુ સમજવો; પણ તેણે એવું બતાવેલું પથ્ય તે પથ્ય નથી કે ઔષધ પણ નથી. માટે કફ ઉપજાવનારૂં પથ્ય કે ઔષધ આપવું નહિ.

## અષ્ટાદશાંગક્વાથ.

**सठी छिपञ्चमूलं च दुरालम्भा च कौटजम् ।**
**पटोलं पौष्करं [1]श्रृंगी युक्ता भार्गविपिप्पली ।**
**निहन्ति सन्निपातोत्थं ज्वरमेष दशांगकः ॥**

इति अष्टादशाङ्गो नाम क्राथः ।

પડકચૂરો, દશમૂળ (શાંતિપર્ણી, પૃષ્ટિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, બીલીમૂળ, અરણીમૂળ, અરલુ, પાડળ, શિવણ) ધમાસો, ઇંદ્રજવ, પટોલ, પુષ્કરમૂળ (એરંડાનું મૂળ), કાકડા સીંગ, ભારંગ, પીપર, એ અઢાર ઔષધીના ગણને અષ્ટાંદશાંગ કહેછે. એ અષ્ટાદશાંગ ક્વાથ પીવાથી સન્નિપાત જ્વર મટે છે.

## ભૂનિંબઆદિક્વાથ.

**भूनिम्बदारुदशमूलमहौषधाह्व-**
**तिक्तेन्द्रबीजधनिकेभकणाकषायः ।**
**तंद्राप्रलापकसनारुचिदाहमोह-**
**श्वासत्रिदोषजनितज्वरमाशु हन्ति ॥**

કરિયાતું, દેવદાર, દશમૂળ (ઉપર અષ્ટાદશાંગક્વાથમાં કહ્યાં છે તે) શુંઠ, કડુ, ઇંદ્રજવ, ધાણા, ગજપીપર, એ ઔષધોનો ક્વાથ કરીને પીવાથી ઘેન, લવારી, ખાંશી, અરૂચિ, દાહ, મોહ, શ્વાસ, એ ઉપદ્રવોસહિત ત્રિદોષનો જ્વર થયો હોય તે નાશ થાય છે.

---

1 चाथ. प्र० १ ली.

## શુંઠયાદિકવાથ.

शुण्ठीघनागजकणासुरदारुधान्या-
तिक्ताकलिङ्गदशमूलसमोऽपि कल्कः ।
श्रेष्ठस्त्रिदोषजनितज्वरनाशनाय
श्वासभ्रमारुचिविबन्धहृदामयघ्नः ॥

શુંઠ, મોથ, ગજપીપર, દેવદાર, ધાણા, કડુ, ઇંદ્રજવ, દશમૂળ, એ ઔષધો સમાન ભાગે લેઈને પાણીમાં વાટીને તેનું કલ્ક કરવું. એ કલ્ક ત્રિદોષથી ઉપજેલા જ્વરનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે. વળી તે શ્વાસ, ખાંસી, ભ્રમ, અરુચિ, બદ્ધકોષ્ટ અને છાતીનાં દરદોને નાશ કરનારૂં છે.

## મુસ્તાદિ કવાથ.

मुस्तोशीरनिशाविशालकटुकं पाठा बला रोहिणी
नीली धन्वयवासवासकसठी शुण्ठी समङ्गा त्रिवृत् ।
यष्टीपिप्पलिमूलपर्पटफलं[2] कंपिल्लुकं दारु च
श्यामाहेमगुडूचिकासमपयःक्काथो ज्वरान्तः स्मृतः ॥

મોથ, વાળો, હળદર, મોરમાંસી, કડાછાલ, પાહાડમૂળ, બલબીજ, હરડે, ગળીનાં મૂળ, ધમાસો, અરડૂસો, પડકચુરો, શુંઠ, મજીઠ, નિસોતર, જેઠીમધ, પીપરીમૂળ, પિત્તપાપડો, કાયફળ, કપિલો, દેવદાર, કાળું નસોત્તર અથવા પીપર, નાગકેસર, ગળો, એ ઔષધોમાં પાણીના બરોબર દૂધ નાખીને તેનો કવાથ કરીને પીવાથી જ્વર નાશ પામે છે.

## બૃહત્યાદિપાચન.

द्वौ बृहत्यौ सठी शृङ्गी किरातं कटुरोहिणी ।
पटोलं पौष्करं भार्ङ्गी [3]वत्सकं च दुरालभा ॥
एतद् बृहत्यादिकपाचनं स्यात् कासादिकोपद्रवनाशनं च ।
शीघ्रं निहन्ति ज्वरसन्निपातं शूलार्तितन्द्राशमने प्रशस्तम् ॥

इति बृहत्यादिपाचनम् ।

---

१ कट्वर प्र० १ ली. २ फला प्र० १ली. ३ वासकं प्र० ३ जी.

રીંગણી, ભોંયરીંગણી, પડકચુરો, કાકડાસીંગ, કરિયાતું, કડુ, પટોળ, પુષ્કરમૂળ (દીવેલાનું મૂળ), ભારંગમૂળ, ઇંદ્રજવ, ધમાસો, એ ઔષધોનો ક્વાથ ખાંશી વગેરે ઉપદ્રવોને નાશ કરનારો છે. એને બૃહત્યાદિક પાચન કહે છે, તે જ્વર, સન્નિપાત, શૂલની પીડા, અને તંદ્રા શમાવવામાં વખાણવા યોગ્ય છે.

## શઠ્યાદિપાચન.

सठी किरातं कटुका विशाला गुडूचिशृङ्गी बृहतीद्वयं च ।
महौषधं पौष्करधन्वयासरास्नासुराह्वं गजपिप्पली च ॥
पीतं तु निःक्वाथ्य हितं नराणां सठ्यादिचातुर्दशकं प्रशस्तम् ।
हिनस्ति तन्द्राश्वसनं शिरोऽर्तिं जाड्यं सशूलं ज्वरमाशु हन्ति ॥

इति सठ्यादिपाचनम् ।

પડકચુરો, કરિયાતું, કડુ, ઇંદ્રવારણી, ગળો, કાકડાશીંગ, રીંગણી, ભોયરીંગણી, શુંઠ, પુષ્કરમૂળ, ધમાસો, રાસના, દેવદાર, ગજપીંપર, એ ઔષધોનો ક્વાથ કરીને પીવો સન્નિપાત જ્વર વાળાને હિતકારક છે. એ ક્વાથ શઠયાદિ ચાતુર્દશક કહેવાય છે અને તે વખાણવાલાયક છે. તંદ્રા, શ્વાસ, માથાની પીડા, જડતા, શૂળ, અને જ્વર એ સર્વને એ ક્વાથ મટાડે છે.

## ભૂનિંબાદિક્વાથ.

भूनिम्बःसुरदारुनागरघनातिक्ताकलिङ्गानि च
[1]तद्वद्धस्तिकणाद्विपञ्चकगणैर्युक्तः कषायो हितः ।
पीतः सर्वरुजां विनाशनकरः स्यात् सन्निपातज्वरं
हन्ति श्वासविशोषवक्षसि रुजं तन्द्रां हिनस्ति द्रुतम् ॥

કરિયાતું, દેવદાર, શુંઠ, મોથ, કડુ, ઇંદ્રજવ, ગજપીપર, અને દશમૂળ, એ ઔષધોનો ક્વાથ કરીને પીવાથી સર્વ રોગનો થાય છે. વળી તે સન્નિપાતનો જ્વર, શ્વાસ, શોષ, છાતીની પીડા, અને તંદ્રા, એ સર્વનો જલદીથી નાશ કરે છે.

---

१ धाना. प्र० ३ जी.

## બૃહદ્રાસ્નાદિ ક્વાથ.

रास्ना गुडूचि घनपर्पटकं पटोली
भूनिम्बवत्सकसटीयुतनागराणाम् ।
तिक्तासुराह्वगजमागधिकायवास-
वासावलागजबलाक्कथितः समांशः ॥
क्काथो निहन्ति मरुतप्रभवामयानां
सश्वासकासजठरार्तिविषूचिकानाम् ।
श्रेष्ठो नृणां भवति दारुणसन्निपाते
रोगेऽथवा कफसमीरणके प्रदेयः ॥

इति बृहद्रास्नादि ।

રાસના, ગળો, મોથ, પિત્તપાપડો, પટોળ, કરિયાતું, ઇંદ્રજવ, પડકચુરો, સુંઠ, કડુ, દેવદાર, ગજપીપર, ધમાસો, અરડૂસો, બલબીજ, ગજબલા, એ ઔષધોને સરખે ભાગે લેઈને તેનો ક્વાથ કરવો. એ ક્વાથ પીવાથી વાયુથી ઉત્પન્ન થયેલા રોગ નાશ પામે છે. વળી શ્વાસ, ખાંશી, જઠરના રોગ, વિષૂચિકારોગ, મહાકઠણ એવો સન્નિપાત રોગ, તેમજ કફ અને વાયુના રોગ, એ સર્વે એ ક્વાથ પીવાથી મટે છે માટે એ રોગોમાં એ ક્વાથ આપવો.

## લઘુરાસ્નાદિ ક્વાથ.

रास्नात्रिकण्टशतपर्वमहौषधैश्च
भार्गी सपुष्करघना सुरदारुधान्यैः ।
क्काथो हितः सकलमारुतजिज्ज्वरेषु
स्यात् सन्निपातप्रभवेष्वतिदारुणेषु ॥

इति लघुरास्नादि ।

રાસના, ગોખરૂં, વજ, સુંઠ, ભારંગ, પુષ્કરમૂળ, મોથ, દેવદાર, ધાણા, એ ઔષધોનો ક્વાથ સઘળા સન્નિપાતના અતિદારૂણ જ્વરોમાં વાયુને હણનાર છે અને ઘણો હિતકર છે.

## ત્રિવૃદાદિ ક્વાથ.

**त्रिवृद्विशाला त्रिफला सुराह्वमारग्वधस्तिक्तकरोहिणी च।**
**क्वाथो भवेद्भेदनको मलानां [1]स्याद्यावशूकेन युतो ज्वरघ्नः॥**

इति त्रिवृतादिमलभेदनः।

નસોતર, ઇંદ્રવારણી, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં,) દેવદાર, ગરમાળો, કરિયાતું, કડુ, એ ઔષધોનો ક્વાથ મળનું ભેદન કરનારો છે. એ ક્વાથમાં જવખાર નાખીને આપ્યો હોય તો તે જ્વરને મટાડે છે.

## વચાદિચૂર્ણ મર્દન.

**वचा यवानी च महौषधं च शुष्कं च चूर्णं तनुलेपनाय।**
**शस्तं वदन्ति ज्वरघर्मशान्तिं करोति नूनं परिमर्दनेन॥**

વજ, યવાન, અજમો, સુંઠ, એ ત્રણ ઔષધનું બારીક ચૂર્ણ કરીને તે સૂકા ચૂર્ણવડે શરીરે મર્દન કરવું; તે હિતકારક છે. એ ચૂર્ણનું મર્દન કરવાથી સન્નિપાત જ્વરમાં જે અતિશય પરસેવો થાય છે તેની શાંતિ થાય છે. (શરીરે શીત આવતું મટે છે).

## માગધીઆદિ ચૂર્ણ મર્દન.

**[2]श्यामा तथैव सुरदारु सविश्वकं च**
**तिक्ता च दीप्यकयुतं तनुलेपनाय।**
**चूर्णं प्रशस्तमपि वारयते शरीरे**
**स्वेदं च शीतलतनुत्वमथाशु नूनम्॥**

इति सन्निपातस्वेदोन्मूलनम्।

પીપર, દેવદાર, સુંઠ, કડુ, અજમોદ, એ સઘળાનું ચૂર્ણ કરીને તેનો શરીરે લેપ કરવો (એ કોરૂં, ચૂર્ણ શરીરે ચોળવું, એવું વૃદ્ધ વૈદ્યોનું કહેવું છે). એ ચૂર્ણ સારૂં છે; અને તે શરીરે થનારો અત્યંત પરસેવો તથા શરીરનું ઠંડું પડી જવું એ બે ઉપદ્રવને જલદી અટકાવે છે (શીત મટાડે છે).

---

१ स्याद्वातशूलेन यतो भयघ्नः. प्र० १ ली. २ मागधि च सुरदारु तथा च विश्वकं. प्र० १ ली.

## મૂર્છા (સન્નિપાતની)નો ઉપાય.

**मधूकसारं समहौषधेन वचोषणे सैन्धवसंयुते च ।**
**मूत्रेण वा चोष्णजलेन पिष्टं प्रनष्टज्ञानप्रतिबोधनाय ॥**

મહુડાંનો સાર, સુંઠ, વજ, મરી, સિંધવ, એ ઔષધોને ગાયના મૂત્રમાં અથવા ગરમ પાણીમાં વાટીને તેને કપડાથી ગાળી લેઈને તેનાં ટીપાં નાકમાં નાખવાથી સન્નિપાત જ્વરમાં જે રોગીની સંજ્ઞા નાશ પામી હોય તે પાછી પ્રાપ્ત થાય છે.

## શોભાંજનઆદિ નસ્ય.

**सोभाञ्जनकमूलस्य रसं च मरिचान्वितम् ।**
**विसंज्ञितानां नस्यं स्याद्बोधनं चाशु रोगिणाम् ॥**

इति नस्यविधानम् ।

સરગવાના મૂળના રસમાં મરીનું ચૂર્ણ ના[illegible]ને તેનાં ટીપાં નાકમાં નાખવાથી બેભાન થઇ ગયેલા રોગીને સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

## પ્રધમન વિધિ.

**एकं बृहत्याः फलपिप्पलीकं शुण्ठीयुतं चूर्णमिदं प्रशस्तम् ।**
**प्रधामयेत् घ्राणपुटे विसंज्ञं चेष्टां करोति क्षवथुप्रबोधः ॥**

इति प्रधमनविधिः ।

રિંગણીનું ફળ અને પીપરના ચૂર્ણમાં સુંઠનું ચૂર્ણ મેળવીને સંજ્ઞારહિત થઇ ગયેલા રોગીના નાકમાં ફૂંકવું. એથી છીંકો આવશે અને રોગીને સંજ્ઞા પાછી પ્રાપ્ત થશે. એ ચૂર્ણ પ્રધમન કરવાને (નાકમાં ફૂંકવાને) સારૂં છે.

## અંજન વિધિ.

**शिरीषबीजं मरिचोपकुल्यामूत्रेण घृष्टं सह सैन्धवेन ।**
**नेत्राञ्जनं स्यान्नयने नराणां प्रनष्टसंज्ञं प्रकरोति बोधः ॥**

સરસવનાં બીજ, મરી, પીપર, એ ઔષધોમાં સિંધવ નાખીને તેને ગાયના મૂત્રમાં વાટવું. પછી તેનું નેત્રમાં અંજન કરવાથી સંજ્ઞારહિત રોગીને ભાન આવીને તે જાગ્રત થાય છે.

## તંદ્રાનાશક વર્ત્તિ.

त्रिकटु च करञ्जबीजं त्रिफला सुरदारु सैन्धवं सुरसा ।
वर्तिर्नयनाञ्जनकं तंद्रानाशं करोति नयनानाम् ॥

इति अंजनविधिः ।

સુંઠ, પીપર, મરી, કરંજનાં બીજ, હરડે, બહેડાં, આમળાં, દેવદાર, સિંધવ, તુલસીનાં પાન, એ સર્વને બારીક ઘૂંટીને તેની વર્ત્તિ બનાવવી એ વર્ત્તિ (વાટ-સળી) વડે નેત્રમાં અંજન કરવાથી આંખોનું ઘેન દૂર થાય છે.

## નિષ્ઠીવન વિધિ.

केसरं मातुलुङ्गस्य शृङ्गवेरं ससैन्धवम् ।
त्रिकटुः संयुतं कृत्वा आकण्ठाद्धारयेन्मुखे ॥
दन्तजिह्वामुखं तालुघर्षणं कारयेद्बुधः ।
कुर्यान्निष्ठीवनं सर्वं वारंवारं विधानतः ॥
तेन कण्ठविशुद्धिः स्याच्छ्लेष्माणं चापकर्षति ।
जिह्वापटुत्वरुचिकृत् कासः श्वासश्च शाम्यति ॥

બીજોરાનો ગર્ભ, આદું, સિંધવ, સુંઠ, પીપર, મરી, એ સઘળાંને વાટીને તેનું કલ્ક કરીને તેને ગળાસુધી મોઢામાં રાખવું. તથા તે વડે દાંત, જીભ, મુખ, અને તાળવું ડાહ્યા પુરૂષે ઘસવું. એમ કરવાથી મોંમાં ઘણું થૂંક ઉત્પન્ન થશે તેને વારંવાર થૂંકી નાખવું. એવીરીતે વિધિપૂર્વક થૂંકવાથી કંઠ સાફ થાય છે અને કફ નીકળી જાય છે. એ થૂંકવાનો વિધિ જીભને ચંચળતા આપે છે, રૂચિ ઉત્પન્ન કરે છે, તથા ખાંસી અને શ્વાસને શમાવે છે.

## ત્રિકટુઆદિ નિષ્ઠીવન.

त्रिकटुश्चविकापथ्याचूर्णं सैन्धवसंयुतम् ।
तेन दन्तांस्तथा जिह्वां घर्षयेत् तालुकामलम् ॥
निष्ठीवनं मलशुद्धिरुचिकृत् कफसूदनम् ।
हल्लासो नाशमाप्नोति पटुत्वं कुरुते भृशम् ॥

इति निष्ठीवनविधिः ।

સુંઠ, પીપર, મરી, ચવક, હરડે, એ ઔષધોના ચૂર્ણમાં સિંધવ મેળવીને તે દાંતે, જીભે તથા તાળવે સારીપેઠે ઘસવું અને થુંકવું. તેથી ગળું સાફ થાયછે, રૂચિ ઉપજેછે, કફ નાશ પામેછે, ઓડકાર મટેછે અને સારી રીતે જીભ વગેરેમાં ચંચળતા આવેછે.

## સ્વેદના પ્રકાર.

यदि वा शीतता गात्रे तदा स्वेदो विधीयते ।
स्वेदास्त्रयोदश ज्ञेयाः स्वेदवारणकारणाः ॥
शङ्करः प्रस्तरो नाडी परिषेकोऽवगाहनः ।
[1]जंताकोऽश्मघनः कर्षः कुटीभूः कुम्भिरेव च ।
कूपो होल्लाक इत्येते स्वेदा एते त्रयोदश ॥

જો શરીરે શીત આવતું હોય, તો અથવા શરીર ટંડું પડી જતું હોય તો સ્વેદવિધિ એટલે શેક કરવાનો વિધિ કરવો. પરસેવાને અટકાવવાના કારણરૂપ એવા તેર પ્રકારના સ્વેદ છે. શંકર, પ્રસ્તર, નાડી, પરિષેક, અવગાહન, જંતાક, અશ્મ, ઘન, કર્ષ, કુટીભૂ, કુંભિ, કૂપ, હોલાક, એ તેર પ્રકારના સ્વેદ છે.

## સ્વેદની જરૂર.

[2]अथ स्वेदाः प्रवक्ष्यन्ते यैर्यथावत्प्रयोजितैः ।
स्वेदसाध्याः प्रशाम्यंति दोषा वातकफात्मकाः ॥
स्नेहपूर्वं प्रयत्नेन स्वेदेनावर्जितेनिले ।
पुरीषमूत्ररेतांसि न सज्जंते कदाचन ॥
शुष्काण्यपिचकाष्ठानि स्नेहस्वेदोपपादनैः ।
नमयन्ति यथान्यायं किं पुनर्जीवतो नरान् ॥
शीतस्थौल्योपरामे च स्तंभगौरवनिग्रहे ।
संजाते मार्दवेंगानां विरामः स्वेदनाद्धितः ॥
पित्तप्रकोपो मूर्छा च गात्रसादस्तृषा तथा ।
दाहः स्वरांगदौर्बल्यमस्विन्नस्य प्रजायते ॥

---

१ आतंको. प्र. १ લી. ૨ અહીંથી અઠ્ઠાવીશ લીટી. પ્રત ૧ લીમાં નથી.

હવે સ્વેદવિષે કહીએ છીએ. એ સ્વેદ ઘટે તેમ યોજ્યા હોય તો સ્વેદથી મટે એવા વાત અને કફાત્મક દોષ નાશ પામેછે. જે રોગીને સ્વેદ યોજવો હોય તેનો વાયુ પ્રથમ સ્નેહથી જીતવો. અર્થાત જે જગોએ શેક કરવો હોય ત્યાં પ્રથમ સ્નેહ ચોપડવો. સ્નેહપૂર્વક સ્વેદ યોજીને વાયુને દૂર કરવાથી વિષ્ઠા, મૂત્ર અને વીર્ય, બાઝી જતા નથી. જો સ્નેહ અને સ્વેદની યોજના કરવામાં આવે તો સૂકાં લાકડાં પણ મરજીમાં આવે તેમ નમાવી શકાયછે તો પછી જીવતા માણસોના અંગને ઇચ્છાપ્રમાણે કરી શકાય એમાં શું આશ્ચર્ય છે? જ્યારે શરીરનુ શીત, સ્થૂળપણું, સ્તંભ (અકડપણું), ભારેપણું, એ સર્વે મટી જાય તથા અંગ કોમળ થાય ત્યારેજ સ્વેદ યોજવો બંધ કરવો હિતકારક છે. સ્વેદ કરવાયોગ્ય રોગીને સ્વેદ કરવામાં નથી આવતો ત્યારે તેને પિત્તનો પ્રકોપ થાયછે. વળી મૂર્છા થાયછે, શરીર સૂકાઈ જાયછે, તરસ લાગેછે, દાહ થાયછે, ઘાંટો બેશી જાયછે, અને અંગ દુર્બળ થઈ જાયછે.

## સ્વેદ ન યોજવા જેવા રોગી.

कृशानां सद्यस्निग्धानां गुर्विणीरक्तपित्तिनाम् ।
न चातिसारिणां नृणां रूक्षाणां मधुमेहिनाम् ॥
विदग्धभ्रष्टबुघ्नानां विषमद्यविकारिणाम् ।
संतापान्नष्टसंज्ञानां स्थूलानां पित्तमेहिनाम् ॥
तृष्यतां क्षुत्पीडितानां क्रुद्धानां शोचतामपि ।
कामलारुग्वतां चैव क्षतानामामरोगिणाम् ॥
दुर्बलानां विशुष्कानामुपक्षीणौजसां तथा ।
भिषजो तैमिरिणां च न स्वेदमवकारयेत् ॥

જે પુરૂષો શરીરે કૃશ (પાતળા) હોય, જેમને સ્નેહપાન કરાવ્યે ઘણો વખત ન વીત્યો હોય, ગર્ભવતી, રક્તપિત્તવાળા, અતિસારના રોગવાળા, રૂક્ષ, મધુમેહવાળા, ક્ષારાદિકથી જેમની ગુદા દગ્ધ કરી હોય એવા, જેમની ગુદા બાહાર નીકળી હોય એવા, ઝેરના કે મદ્યના વિકારવાળા, સંતાપથી જેમનું ભાન નાશ પામ્યું હોય એવા, સ્થૂળ શરીરવાળા, પિત્તપ્રમેહવાળા, તૃષારોગવાળા, ભૂખથી પીડાયલા, ક્રોધી, શોક-

વાળા, કમળારોગવાળા, ક્ષત થયું હોય એવા, આમરોગી, દુર્બળ, સુકા ( શોષરોગવાળા ), બળનો ક્ષય થયો હોય એવા તિમિર નામે નેત્રના રોગવાળા, એવા રોગીઓને સ્વેદ આપવો નહિ,

## સ્વેદ આપવા જેવા રોગી.

प्रतिश्याये च कासेषु हिक्काश्वासेथ लाघवे ।
कर्णमन्याशिरःशूले स्वरभेदे गलग्रहे ॥
अर्दितैकांगसर्वांगे पक्षाघातेंगगौरवे ।
कोष्ठानाहविबंधेषु शुक्राघातादिजृंभके ॥
पार्श्वपृष्ठकटीकुक्षिसंग्रहे गृध्रसीषु च ।
मूत्रकृच्छ्रे महत्त्वे च मुष्कानामंगमर्दके ॥
पादजानूरुजंघार्तिसंग्रहे श्वयथावपि ।
खल्लीष्वामेषु शीते च वेपथौ वातकंटके ॥
संकोचायामशूलेषु स्तंभगौरवसुप्तिषु ।
सर्वेष्वेषु विकारेषु स्वेदनं हितमुच्यते ॥

જે રોગીને સળેખમ, ખાંશી, હિક્કા, હલકો શ્વાસ, કાનનું શુળ, મન્યાશુળ, માથાનું શુળ, સ્વરભેદ, ગલગ્રહ ( ગળું પકડવાનો રોગ ), અર્દિતવાયુ, એકાંગવાયુ, સર્વાંગવાયુ, પક્ષાઘાત, શરીરનું ભારેપણું, પેટ ચઢવું, બદ્ધકોષ્ટ, વીર્યનું વારંવાર ટપકવું વગેરે વીર્યના રોગ, બગાસાંનો રોગ, પાસાં-પીઠ-કટિ-કૂખ એ જગોની વાયુથી પકડ, ગૃધ્રસી નામે વાયુનો રોગ, મૂત્રકૃચ્છ્ર, અંડકોશની વૃદ્ધિ, અંગમર્દ, પગ-ઘુંટણ-ઉરૂ-જંઘા એ જગોએ પીડા અને પકડ, સોજો, ખલ્લી નામે વાયુનો રોગ, આમરોગ, શીતરોગ, શૂળરોગ, કંપારી, વાતકંટક રોગ, સંકોચ અને આયાળ નામે વાયુના રોગ, શળરોગ, સ્તંભરોગ, ભારેપણું, ઉંઘ, અને એવાજ બીજા રોગ હોય તેમાં સ્વેદ આપવો હિતકર છે.

## બીજા પ્રકારના સ્વેદ.

फलस्वेदं घटीस्वेदं वालुकास्वेदमेव च ।
कारयेद्धस्तपादाभ्यां तथा शिरसि चातुरे ॥
एवं नो शान्तिर्यदि वा दहेल्लोहशलाकया ।

**पादौ दग्धेन चेच्छांतिर्दहेद्वाङ्गुष्ठमूलके ।**
**तथा च मणिबन्धे च हृदि मूर्ध्नि तथापि वा ॥**

કુંભસ્વેદ, ઘટીસ્વેદ અને વાલુકા (રેતીનો) સ્વેદ, એવા સ્વેદ સન્નિપાતવાળા રોગીને હાથે, પગે, અને માથે કરવા. એથી પણ જો સન્નિપાત મટે નહિ તો લોઢાની શળીવડે ડામ દેવો. બન્ને પગે ડામ દેવાથી જો શાંતિ થાય નહિ તો અંગુઠાના મૂળમાં, હાથનાં કાંડામાં, હૃદયઉપર તથા માથે ડામ દેવા.

## સન્નિપાતનાં અરિષ્ટ.

**स्वेदो ललाटे हिमवन्नरस्य शीतार्दितस्यापि सुपिच्छलश्च ।**
**कण्ठस्थितो यस्य न याति [1]वक्त्रे नूनं समभ्येति गृहं स मृत्योः ॥**

જે રોગીના કપાળમાં બરફ જેવો ઠંડો પરસેવો આવે અને તેમ છતાં તે રોગી શીતથી પીડાતો હોય. વળી ચીકણો અને પીચ્છાવાળો કફ જેના કંઠમાં રહેલો છતાં મોઢામાં ન આવતો હોય (બાહાર ન નીકળી શકતો હોય) તે રોગી જરૂર મૃત્યુ પામે.

## ત્રિદોષની મર્યાદા.

**पवनकफयुतं वा पित्तमंतर्ज्वरस्य**
**दशमितदिवसेयं सप्तके द्वादशे वा ।**
**भवति हि मरणं वा मोचनं वामयस्य**
**द्रुततरमपि चोक्तं कारणं वै त्रिदोषे ॥**

**सप्ताहे वा दशाहे वा द्वादशाहेऽथवा पुनः ।**
**त्रयोदशे पञ्चदशे प्रशमं याति हन्ति वा ॥**

**अथ पञ्चदशाहे वा यन्ति रक्षति मानवम् ।**
**सन्निपातो महाघोरो ज्वरः कालाग्निसन्निभः ॥**

**एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ।**
**सन्निपातस्य दोषस्य नरस्यास्य भिषग्वर ! ॥**

---

१ वक्षो. प्र० १ ली.

જે રોગીને વાયુ તથા કફની સાથે પિત્ત મળીને અંતર્જ્વર પેદા કરે તે રોગી સાત, દશ કે બાર દિવસમાં મરણ પામે અથવા તેટલી મુદતમાં તે રોગથી મુક્ત થાય. વળી ત્રિદોષમાં એથી પણ ઉતાવળે વાતાદિક દોષનું કારણ કહેલું છે. અર્થાત્ એથી વેહેલું પણ મરણ થાય. પણ સામાન્ય નિયમ તો એવો છે કે, વાયુ પ્રબળ હોય તો સાત દિવસમાં, પિત્ત પ્રબળ હોય તો દશ દિવસમાં, અને કફ પ્રબળ હોય તો બાર દિવસમાં રોગી મરે કે રોગથી છૂટે. વળી તેર દિવસ કે પંદર દિવસની પણ મર્યાદા કહેલી છે. મહાઘોર અને પ્રલયકાળના અગ્નિસરખો સન્નિપાતનો જ્વર મનુષ્યને પંદર દિવસે મારે છે અથવા બચાવે છે. હે ઉત્તમ વૈદ્ય! સન્નિપાતના રોગવાળા મનુષ્યને ત્રણે દોષથી મુક્ત થવાની કે મૃત્યુ પામવાની એ મર્યાદા છે.

## સન્નિપાતમાં ઠંડા જળનો નિષેધ.

**सन्निपातेऽन्तर्दाहे मनुजं यः शीतवारिणा सिञ्चेत् ।**
**रोगी कथमपि जीवेद्वैद्यश्चासौ कथं पूज्यः ॥**

શરીરની અંદરના ભાગમાં દાહ થતો હોય એવા સન્નિપાતવાળા રોગીઉપર જે ઠંડું પાણી છાંટે તે રોગી શી રીતે જીવે? અને તે વૈદ્યનું પણ શી રીતે સન્માન કરવું? અર્થાત્ તે રોગી જીવે નહિ અને તે વૈદ્ય સન્માન પામે નહિ.

## સન્નિપાત રોગની કઠિનતા.

**यः सन्निपातजलधौ पतितं मनुष्यं**
**वैद्यः समुद्धरति किं न कृतं हि तेन ।**
**धर्मेण वाथ यशसा विनयेन युक्तः**
**पूजां च कां भुवितले न लभेत् सु वैद्यः**

इति सन्निपातज्वरचिकित्सा ।

સન્નિપાત રોગરૂપી સમુદ્રમાં પડેલા મનુષ્યને જે વૈદ્ય બચાવે તેણે કયું સુકૃત નથી કર્યું? અર્થાત્ સઘળાંજ સુકૃત તેણે કર્યાં એમ સમજવું. વળી તે વૈદ્ય ધર્મ, યશ અને વિનયથી યુક્ત થઈને પૃથ્વી-માં કયી પૂજા ન પામે? અર્થાત્ સઘળી પૂજાને તે યોગ્ય છે.

## સન્નિપાતસંબંધી કર્ણશોથનું નિદાન અને ચિકિત્સા.

**वातपित्तकफैस्त्रिभिर्युक्तस्तथा त्रिदोषजः ।**
**स च रक्तेन संयुक्तो ज्वरः स्यात् साम्निपातिकः ॥**
**न रक्तेन विना विद्धि ज्वरं वै साम्निपातिकम् ।**
**क्राथैः पाचनकैर्दोषाः प्रशमं यान्ति मानवे ॥**
**तस्मात् प्रशमिते दोषे रक्तं नैव विलीयते ।**
**तेनैव जायते शोफः कर्णमूले तु दारुणः ॥**
**तस्मात् तस्य प्रतीकारं कुर्याद्रक्तविरेचनम् ।**
**जलौकालाबुशृङ्गैस्तु ततश्च लेपनं हितम् ॥**

વાત, પિત્ત અને કફ, એ ત્રણ દોષથી યુક્ત જ્વરને ત્રિદોષનો જ્વર કહે છે. અને તેમાં રક્તનો પ્રકોપ મળેલો હોય ત્યારે તે સન્નિપાત જ્વર કહેવાય છે. રક્તના પ્રકોપવિના સન્નિપાતનો જ્વર હોતો નથી. દોષનું પાચન કરનારા ક્વાથ આપવાથી રોગીના વાતાદિ દોષ તો શમી જાય છે; પણ એવી રીતે દોષો શમ્યા છતાં પણ લોહી શમી જતું નથી. અને તેથી કાનના મૂળ આગળ મહાકઠણ સોજો ઉત્પન્ન થાય છે. માટે તે સોજામાંથી જળો મૂકીને, તુમડી મૂકીને શીંગડાવતી લોહી બાહાર કાઢી નાખીને તેનો ઉપાય કરવો. લોહી કાઢી નાખ્યા પછી તે ઉપર લેપ કરવા હિતકારી છે.

## કર્ણશોથ ઉપર લેપ.

**बीजपूरकमूलानि अग्निमन्थस्तथैव च ।**
**आलेपनमिदं चास्य कर्णमूलस्य नाशनम् ॥**

બીજોરાનાં મૂળ અને અરણિનાં પાંદડાં વાટીને કાનના મૂળ આગળ થયેલા સોજાઉપર લેપ કરવો. એ લેપથી કાનમૂળિયાનો નાશ થાય છે.

## બીજો લેપ.

**[1]आगारधूमरजनीसुमहौषधेन**
**सिद्धार्थसैन्धववचापयसा विमर्द्य ।**
**लेपो हितो रुधिरनाशकरः प्रतीतः**
**शोफव्रणस्य शमनो मनुजस्य कर्णे ॥**

ઘરનો ધૂમાસ, હળદર, સુંઠ, સરસવ, સિંધવ, વજ, એ સહુને પાણી સાથે વાટીને કાનના સોજા ઉપર લેપ કરવો હિતકારક છે. એ લેપ કાનમૂળિયાના લોહીનો નાશ કરનાર તથા સોજો અને વ્રણને શમાવનાર છે,

## વ્રણને રૂઝ આણવાનો લેપ.

**यदा पाको भवेत् तस्य कार्या तत्र प्रतिक्रिया ।**
**धवार्जुनकदम्बत्वक्क्लेदनं व्रणरोहणम् ॥**

જ્યારે સોજો પાકી જાય ત્યારે તેનાઉપર આ ઉપાય કરવોઃ—આવડાની અંતરછાલ, સાદડની અંતરછાલ, કદંબની અંતરછાલ, એ સહુને એકઠી વાટીને તેનો લેપ કરવો, તેથી વ્રણ રૂઝી જશે.

## રૂઝવવાનો બીજો લેપ.

**निम्बारग्वधमूलानां निशायुक्तं प्रलेपनम् ।**
**स्रावनं पूयगन्धानां रोहणं स्याद्व्रणेषु च ॥**

લીમડાનાં અને ગરમાળાનાં મૂળને ઘશીને તેમાં હળદર નાખીને તેનો લેપ કરવાથી ગંધાતું પરૂ નીકળી જશે તથા વ્રણને અંકુર આવશે.

## કર્ણમૂળવાળાને આહારવિહારાદિકનું પથ્યાપથ્ય.

**वर्जयेच्च दिवास्वप्नं योषित्सङ्गं बहूदकम् ।**
**जलं शीतं निशाजागर्यं व्यायामं शोचनं तथा ॥**
**माषांश्च यवगोधूमतिलपिण्याकमेव च ।**
**मसूरत्रिपुटांश्चैतान् तैलं च दूरतस्त्यजेत् ॥**

१ अंगार. प्र १ ली.

मासमेकं व्यवायं च पक्षैकं चातिभोजनम् ।
वर्जयेत् कर्णशूलेपि सुखं तेनोपपद्यते ॥
षष्टिकान्नं पुराणं वा चाल्पं सर्पिस्तथाढकी ।
कुलत्थमुद्गयूषं वा भोजने च प्रशस्यते ॥
वार्ताकं च पलाण्डुं च कन्दशाकान् परित्यजेत् ।
एतेन सुखमाप्नोति शीघ्रं रोगाद्विमुच्यते ॥

इति कर्णमूलविधिः ।

કર્ણમૂળવાળાએ દિવસે સૂઈ રહેવું નહિ; સ્ત્રીનો સંગ કરવો નહિ, ઘણું પાણી પીવું નહિ; ઠંડું જળ સેવવું નહિ; રાત્રે જાગવું નહિ; કસરત કરવી નહિ; શોક કરવો નહિ; અડદ, જવ, ઘઉં, તલ, ખોળ (અથવા તલનો ખોળ), મસુર, લાંગ, અને તેલ, એ પદાર્થોને બિલકુલ અડવું નહિ; એક મહિનાસુધી સ્ત્રીસંગ ન કરવો; એક પખવાડિયાસુધી અતિભોજન ન કરવું; કર્ણશૂળમાં એવા નિયમ પાળવાથી સુખ થાયછે જૂના સાઠી ચોખા તથા જૂનું થોડું ઘી, તુવેરની દાળ, કળથી, મગનું ઓસામણ, એટલાં વાનાં ખાવાં હિતકર છે. વંતાક, ડુંગળી અને કંદશાક ખાવાં નહિ. એવું પથ્ય પાળવાથી સુખ થાયછે અને રોગમાંથી જલદી મુક્ત થવાય છે.

## અંતર્દાહનું કારણ.

अन्ते पित्तं यदा तिष्ठेद्वाह्ये श्लेष्मसमीरणौ ।
तदान्तर्दाहशोषः स्याद्वाह्ये सस्वेदशीतता ॥

જ્યારે પિત્ત શરીરની અંદર હોય અને વાયુ તથા કફ બાહાર હોય ત્યારે અંતર્દાહ અને શોષ ઉપજે છે તથા બાહારથી પરસેવો અને શીતળતા માલમ પડેછે.

## અંતર્દાહની ચિકિત્સા.

तस्यामृतापयःक्काथं मधुपिप्पलिसंयुतम् ।
पाययेदाशु मुच्येत ज्वराद्वै सान्निपातिकात् ॥

સન્નિપાત જ્વરમાં જ્યારે શરીરની અંદરના ભાગમાં દાહ થાય અને શરીરની ઉપરના ભાગમાં શીતળતા હોય ત્યારે, ગળો અને વીર-

ણુવાળો, એ બે ઔષધોના ક્વાથમાં મધ તથા પીપરનું ચૂર્ણ નાખીને પાવો તેથી સન્નિપાતનો જ્વર મટેછે.

### બીજો ઉપાય.

**अथवातिविषाबिल्वं नागरं घनपर्पटम् ।**
**क्वाथो वा शर्करायुक्त अन्तर्दाहोपशान्तये ॥**

અથવા, અતિવિષ, બીલી, સુંઠ, મોથ, પિત્તપાપડો, એ ઔષધોના ક્વાથ સાકર નાખીને પાવાથી અંતર્દાહ શાંત થાયછે.

### બાહારથી ગરમ અને અંદરથી શીત એવા જ્વરનું કારણ તથા ચિકિત્સા.

**बाह्ये पित्तं यदा तिष्ठेदन्ते वा कफमारुतौ ।**
**तेनोष्णत्वं शरीरस्य अन्ते शैत्यं च जायते ।**
**तस्य सठ्यादिकं क्वाथं प्रयुञ्जीयात्कफापहम् ॥**

જ્યારે શરીરની બાહાર પિત્ત હોય અને કફ તથા વાયુ માંહે હોય ત્યારે શરીર બાહારથી ગરમ થાય છે તથા અંદરથી ટાઢ વાય છે. એવા રોગીને પાછળ કહેલો શઠી આદિક ઔષધોનો ક્વાથ પાવો, તેથી તેનો કફ નાશ થશે.

### અર્ધું શરીર શીતળ અને અર્ધું ગરમ હોવાનું કારણ તથા ચિકિત્સા.

**यस्योर्ध्वगौ वातकफावधोगं पित्तमेव च ।**
**तेनार्द्धं शीतलं गात्रमर्धे चोष्णं च जायते ।**
**तस्य रास्नादिकं क्वाथं प्रयुञ्जीयात्तथोष्णकम् ।**
**यस्योर्ध्वं रक्तपितं च मध्ये वातकफावुभौ ॥**
**तेनोर्ध्वं जायते चोष्णमधः शीतं प्रजायते ।**
**तस्य नागरादिक्वाथं युञ्जीयाद्भिषगुत्तमः ॥**

જે પુરૂષના શરીરમાં વાયુ અને કફ ઉપરના ભાગમાં ગયેલા હોય તથા પિત્ત નીચેના ભાગમાં ગયેલું હોય તો તેથી તેનું અરધું (ઉપરનું) શરીર શીતળ અને અરધું (નાચેનું) ગરમ હોય છે. એવા

રોગીને રાસ્નાદિક ક્વાથ ગરમ પાવો. જે પુરૂષને રક્ત તથા પિત્ત ઉપરના ભાગમાં ગયું હોય તથા વાયુ અને કફ બન્ને મધ્યે (નીચે) રહેલા હોય તો તેથી શરીરનો ઉપરનો ભાગ ગરમ થાય છે અને નીચેનો ભાગ શીતળ થાય છે. એવા રોગીને ઉત્તમ વૈદ્યે શુંઠ્યાદિ ક્વાથ યોજવો.

### બાહ્યવેગી, અંતર્વેગી વગેરે જ્વરનાં લક્ષણ.

यस्योष्मा दृश्यते चाति मन्दतृष्णा च जायते ।
बाह्यवेगं विजानियाज्ज्वरः साध्यो विजानता ॥
यस्यान्ते जायते चोष्मा तृष्णा दाहः शिरोव्यथा ।
तृष्णाविह्वलता यस्य सोऽतर्वेगो भवेज्ज्वरः ॥
यस्योच्छ्वासो भवेदुष्णो रक्तनेत्रोऽतिविह्वलः ।
अंतर्दाहो भवेद्यस्य शरीरं पुलकांकितम् ॥
रक्तमूत्रमरोचार्त प्रलापं भ्रममेव च ।
गम्भीरवेगं जानीयात् कृच्छ्रसाध्यो नृणामपि ॥
तस्य कुर्यात्प्रतीकारं योगोऽष्टादशको नृणाम् ।

જે પુરૂષને તાવની ગરમી અતિશય હોય તથા તરસ થોડી લાગતી હોય, તો તે પુરૂષને બાહ્યવેગી જ્વર થયો છે એમ જાણવું; એ જ્વર સાધ્ય છે એ એ ઉપચાર વગેરેથી તેને જલદી આરામ કરી શકાય એવો છે. જે તાવવાળા રોગીને શરીરની અંદર ગરમી થાય, તરસ લાગે, દાહ થાય, માથું દુખે, તથા તે સાથે તરસવડે તે આકુળ વ્યાકુળ થતો હોય, તે પુરૂષને અંતર્વેગી જ્વર છે એમ જાણવું. જે રોગીનો શ્વાસ ગરમ હોય, આંખો રાતી હોય, તાવથી અતિશય આકુળ વ્યાકુળ થતો હોય, શરીરની માંહેલા ભાગમાં દાહ થતો હોય, શરીરે રૂવાં ઉભાં થતાં હોય, પિશાબ રાતો થતો હોય, અરૂચિ થકી પીડાતો હોય, લવારી અને ભ્રમ થતો હોય, એવા તાવને ગંભીર વેગવાળો જાણવો. એ તાવ પુરૂષોને પણ કષ્ટસાધ્ય છે. ગંભીર વેગી જ્વર ઉપર ભૂનિંબાદિ અષ્ટાદશાંગ ક્વાથ જે પાછળ કહેલો છે તે કરવો.

## અમુક અંગ શીતળ છતાં અમુક અંગ ગરમ હોવાનું કારણ તથા ચિકિત્સા.

**अन्ते पित्तं यदा तिष्ठेत् देहे वातकफावुभौ ॥**
**तेन शैत्यं शरीरस्य उष्णत्वं करपादयोः ।**
**तस्य रास्नादिकः क्वाथः प्रदेयः पिप्पलीयुतः ॥**
**देहे पित्तं यदा तिष्ठेच्चान्ते वातकफावुभौ ।**
**तस्यौष्ण्यं जायते देहे शीतत्वं करपादयोः ।**
**तस्य द्राक्षादिकः क्वाथः प्रदेयो गुडकान्वितः ॥**

જ્યારે શરીરના અંતભાગમાં પિત્ત હોય તથા વાયુ અને કફ શરીરમાં વ્યાપી રહ્યા હોય ત્યારે હાથ અને પગ ગરમ થાય છે તથા શરીર ઠંડું હોય છે. એવા રોગીને રાસ્નાદિ ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને આપવો. જ્યારે શરીરમાં પિત્ત હોય અને શરીરના અંત ભાગમાં વાયુ તથા કફ હોય ત્યારે શરીર ગરમ થાય અને હાથ તથા પગ ઠંડા થાય છે. એવા રોગીને દ્રાક્ષાદિક ક્વાથમાં ગોળ નાંખીને પીવાને આપવો.

## શીતનો ઉપચાર.

**यत्र यत्र भवेच्छैत्यं तत्र स्वेदो विधीयते ।**
**नात्युष्णं स्वेदनं कार्यं ज्वरस्यास्य विजानता ॥**

રોગીના શરીરમાં જ્યાં જ્યાં શીત થઇ આવે ત્યાં ત્યાં સ્વેદના ઉપચાર કરવા; પણ વિદ્વાન વૈદ્યે જ્વરવાળાને અતિશય સ્વેદન કરવું નહિ.

## જ્વરાદિનું કારણ વાયુ છે.

**कफपित्तेऽतिनिश्चेष्टो चेष्टयत्यनिलः सदा ।**
**तस्मादेवानिलाद्रोगाः सम्भवन्ति ज्वरादयः ॥**

કફ અને પિત્ત એ બન્ને કાંઈ પણ ચેષ્ટા કરી શકે એવાં નથી, પરંતુ વાયુ તેમની સાથે મળીને તેમને ચેષ્ટાવાળાં કરેછે; માટે જ્વરાદિ રોગ વાયુ થકીજ ઉપજેછે, એમ સમજવું.

## જ્વરમુક્તિનાં લક્ષણ.

भ्रमः शैत्यं विह्वलता कम्पो विड्भेदनं क्लमः ।
श्रमः स्वेदो जल्पनं च ज्वरमोक्षे भवन्ति च ॥

તાવવાળાને જ્યારે તાવ ઉતરી જાયછે ત્યારે ભ્રમ, શીતળતા, વિહ્વળતા, કમ્પ, નરમ ઝાડો. થાક, શ્રમ, પરસેવો, અને લવારી, એવાં ચિન્હ થાયછે.

## જ્વર ઉતર્યાનાં લક્ષણ.

प्रस्वेदकण्डू च वपुःशिरस्सु पाको मुखेषु क्षवथुर्लघुत्वम् ।
अन्नाभिलाषो विमलेन्द्रियत्वं गतक्लमो वीतरुजो मनुष्यः ॥
विमुक्तस्यापि हि शिरो गुरुत्वं नैव मुञ्चति ।
अविमुक्तं विजानीयाज्ज्वरः पुनरुपैति तम् ॥

શરીરે પરસેવો થાય, શરીરે તથા માથે ચળ આવવા લાગે, મોઢે પાક થાય, છીંક આવે, શરીર હલકું માલમ પડે, અન્ન ખાવાની રૂચિ થાય, ઇંદ્રિયો નિર્મળ થાય અને થાક નાશ પામે ત્યારે તે રોગીનો તાવ ગયો એમ જાણવું. તાવ મટયા છતાં જ્યાંસુધી રોગીનું માથું ભારે રહે (અને તે દુ:ખતું મટે નહિ) ત્યાંસુધી તેનો તાવ બિલકુલ ગયો છે એમ જાણવું નહિ; કેમકે એવો ગયેલો તાવ પાછો ફરીને આવેછે.

## વિષમજ્વરનું લક્ષણ અને પ્રકાર.

यदि धातुगतश्चैव ज्वरो देहे प्रपद्यते ।
विषमज्वरं जानीयात्स च ज्ञेयश्चतुर्विधः ॥
एकाहिकस्त्र्याहिकश्च चातुर्थिकस्तथापरः ।
वेलाज्वरश्चतुर्थोऽपि विजानीयाद्विचक्षणः ॥

જ્યારે જ્વર શરીરના રસાદિક ધાતુઓમાં જાયછે ત્યારે વિષમજ્વર ઉત્પન્ન થાયછે. એ વિષમજ્વર ચાર પ્રકારનો છે. એકાંતરિયો, તરિયો, ચોથિયો અને વેળાજ્વર, એવાં તેનાં નામ છે તે વિચક્ષણ પુરૂષે જાણવાં.

## [1]એકાહિકનું લક્ષણ.

**शीतश्च पूर्वं भवति पश्चादुष्णश्च जायते ।**
**स साध्यो मनुजे प्रोक्तः शीघ्रं सिध्यति भेषजैः ॥**
**यश्चादौ दाहमाप्नोति ज्वरो भवति दारुणः ।**
**सोऽपि न मुच्यते शीघ्रं ज्वरो धातुक्षयङ्करः ॥**

જે જ્વરમાં પ્રથમ ટાઢ આવે અને પછી ગરમી થાય તે તાવ મનુષ્યને આવ્યો હોય તો સાધ્ય સમજવો; કેમકે તે ઔષધઉપચારથી જલદી મટેછે. પણ જે તાવમાં પ્રથમ દાહ શરૂ થાયછે તે જ્વરને મહાકઠણ સમજવો. કેમકે એ જ્વર ઝટ લેઇને મટતો નથી તથા તે ધાતુઓનો ક્ષય કરેછે.

## તૃતીયજ્વરનું લક્ષણ.

**त्रिकोरुकट्यां रुजमेव वातात्स्यात् पित्ततो मस्तकरुक् भ्रमश्च ।**
**पृष्ठे तनौ श्लेष्मरुजाकरं स्यात् त्रिधा तृतीयज्वरलक्षणं तत् ॥**
**कफपित्तात्त्रिकग्राही पृष्ठं वातकफात्तथा ।**
**वातपित्तात् शिरोग्राही त्रिविधः स्यात्तृतीयकः ।**
**वातिकः शिरसोग्राही जंघाग्राही कफात्मकः ॥**
**पित्तात्मकस्त्रिकग्राही त्रिविधः स्यात्तृतीयकः ।**

इति तृतीयज्वरलक्षणम् ।

તૃતીયજ્વરમાં જો વાયુ કોપેલો હોય તો બરડાની કરોડનું નીચેનું હાડકું જે ત્રિક કહેવાય છે તેમાં, ઉરૂમાં અને કટિમાં પીડા થાયછે; પિત્ત કોપેલું હોય તો માથામાં પીડા અને ભ્રમ થાયછે; કફ કોપેલો હોય તો પીઠમાં અને શરીરમાં પીડા થાયછે. એવી રીતે તૃતીયજ્વરનું લક્ષણ ત્રણ પ્રકારનું છે. કફ અને પિત્ત બન્ને કોપેલા હોય તો ત્રિક નામે હાડકામા પીડા થાયછે; વાયુ અને કફ બન્ને કોપેલા હોય તો પીઠમાં પીડા થાયછે; વાયુ અને પિત્ત બન્ને કોપેલા હોય તો

૧ મૂળમાં એકાહિકનું નામ લખેલું નથી, પણ ક્રમ પ્રાપ્ત છે માટે લખ્યો છે.

માથામાં પીડા થાયછે; એવી રીતે તૃતીયકજ્વર ત્રણ પ્રકારનો છે. વળી વાયુથી ઉપજેલો તૃતીયજ્વર માથાને કફથી ઉપજેલો જંઘાને, અને પિત્તથી ઉપજેલો ત્રિકને પકડેછે. ત્યાં પીડા કરેછે, એવો ત્રણ પ્રકારનો તૃતીયકજ્વર છે.

### ચાતુર્થિકજ્વરના પ્રકાર.

चतुर्थो द्विविधो ज्ञेयो वातश्लेष्मात्मको ज्वरः ॥
जङ्घाभ्यां श्लेष्मको ज्ञेयः शिरसोऽनिलसम्भवः ।
एवं विज्ञाय सद्वैद्यः कुर्यात्तत्र प्रतिक्रियाम् ॥

ચાતુર્થિક અથવા ચોથિયો તાવ બે પ્રકારનો છે; એક વાયુથી ઉપજેલો અને બીજો કફથી ઉપજેલો. જે ચોથીઓ તાવ બન્ને જંઘાઓને પકડેછે તે કફથી ઉપજેલો જાણવો, અને જે માથાને પકડેછે તે વાયુથી ઉપજેલો જાણવો. એવીરીતે તાવનાં લક્ષણ જાણીને સારા વૈદ્યે ત્યાં ઘટે તેવા ઉપચાર કરવા.

### વેલાજ્વરાદિકનાં નિદાન.

वेलाज्वरो रसगते रक्ते चैकाहिकस्तथा ।
मांसगोऽपि तृतीयः स्याच्चतुर्थोऽस्थिसमाश्रितः ॥
सर्वधातुगतो ज्ञेयो जीर्णो धातुक्षयङ्करः ।

જ્યારે રસ નામના ધાતુમાં જ્વર ગયો હોય ત્યારે વેલાજ્વર ઉત્પન્ન થાયછે; જ્યારે રક્તમાં જ્વર ગયો ત્યારે એકાંતરિયો તાવ ઉપજેછે; જ્યારે માંસમાં તાવ ગયો હોય ત્યારે તૃતીયક તાવ ઉપજેછે; તાવ અસ્થિ (હાડકાં)માં જાયછે ત્યારે ચોથિયો થાય છે. જે તાવ સર્વ ધાતુમાં ગયો હોય તેને જીર્ણજ્વર કહેછે. એ જ્વર ધાતુનો ક્ષય કરનારો છે.

### ભૂતાદિકથી ઉપજેલા જ્વર.

भूतजे भूतविद्या स्याद्बंधावेशनताडनम् ॥
अभिशापाज्ज्वरो यस्य तस्य शान्तिः प्रतिक्रिया ।
कामजे कामनापत्तिर्नयैर्वा श्वासनं हितम् ॥
क्रोधजे पित्तजित्कार्यं सद्वाक्यैरुपशामयेत् ।
औषधिगन्धजेर्मूर्छा कषायसेवनं हितम् ॥

ભૂત વગેરેના વળગાડથી ઉપજેલા તાવને ભૂતજ્વર કહેછે. એ તાવને ભૂતવિદ્યા, બંધન, આવેશન અને તાડન, એવા ઉપચારથી મટાડવો. જે પુરૂષને કોઈનો શાપ લાગવાથી જ્વર આવ્યો હોય તો તેને શાંત કરવાના ઉપચાર કરવા. કામથી ઉપજેલા તાવમાં કામવાળી વસ્તુની પ્રાપ્તિ કરી આપવી અથવા નીતિનાં વચનોથી યુક્તિપૂર્વક તેના મનનું સમાધાન કરી આશ્વાસન કરવું, એ હિતકારક છે. ક્રોધથી ઉત્પન્ન થયેલા તાવમાં પિત્તને મટાડનારા ઉપાય યોજવા તથા સારાં વચનોવડે તેની શાંતિ કરવી. ઔષધિના ગંધથી ઉપજેલા તાવમાં મૂર્છા થાયછે, એવા તાવમાં ક્વાથાદિકનું સેવન હિતકારી છે.

## નિદિગ્ધિકાદિ ક્વાથ.

**निदिग्धिकानागरिकामृतानां क्वाथं पिबेन्मिश्रितपिप्पलीकम् ।**
**जीर्णज्वरारोचनकासशूलश्वासाग्निमान्द्यार्दितपीनसेषु ॥**

इति निदिग्धिकादि ।

રિંગણી, સુંઠ, ગળો, એ ત્રણ ઔષધોનો ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવું. એ ક્વાથ પીવાથી જીર્ણજ્વર, અરૂચિ, ખાંસી, શૂળ, શ્વાસ, અગ્નિમાંદ્ય, અર્દિતવાયુ અને પીનસ, એ રોગ મટે છે.

## ગોળ અને પીપરનો યોગ.

**कासाजीर्णे श्वासहृत् पाण्डुरोगे मन्दे वाग्नौ कामलारोचके च ।**
**तेषां शस्ता पिप्पली स्याद्गुडेन हन्ति नृणां जीर्णमाशु ज्वरं च ॥**

ગોળની સાથે પીપરનું ચૂર્ણ મિશ્ર કરીને ખાવાથી ખાંસી, અજીર્ણ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુરોગ, મંદાગ્નિ, કમળો, અરૂચિ, એ રોગો મટે છે. વળી તે મનુષ્યોના જીર્ણજ્વરને પણ જલદી મટાડે છે.

## લઘુ પંચમૂળીનો ક્વાથ.

**लघुपञ्चमूलीक्वथितः कषायः छिन्नोद्भवायाः सह पिप्पलीभिः ।**
**जीर्णज्वरे श्वासकफामयघ्नो मन्दाग्निशूलारुचिपीनसानाम् ॥**

લઘુ પંચમૂળીનો અથવા ગળોનો અથવા બન્નેનો ક્વાથ પીપરના ચૂર્ણ સાથે પીવાથી જીર્ણજ્વર, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, શૂળ અરુચિ, અને પીનસ, એ રોગ મટે છે.

## જીર્ણજ્વર ઉપર પટોળાદિ ક્વાથ.

**पटोलपाठाकटुरोहिणीनां फलत्रयं वत्सकनिम्बमोघः ।**
**द्राक्षामृताचन्दननागराणां क्वाथः पुराणज्वरनाशनाय ॥**

પટોળ, પાહાડમૂળ, કડુ, હરડે, બેડાં, આમળાં, કડાછાલ, લીંબડાની છાલ, મોથ, દ્રાક્ષ, ગળો, ચંદન, સુંઠ, એ ઔષધોનો ક્વાથ જીર્ણજ્વરનો નાશ કરે છે.

## વિષમજ્વરના ઉપાય.

**सजीरकं गुडं भक्षेत् सगुडां वा हरीतकीम् ।**
**सगुडान् वा तिलान् भक्षेज्ज्वरे च विषमानुगे ॥**
**गुडार्द्रकं वा संभक्षेत् स गुडस्त्रिफलाकृतः ।**
**क्वाथोऽपि विषमाणां तु ज्वराणां नाशकारकः ॥**

વિષમ જ્વરવાળા રોગીએ ગોળ અને જીરાનું ચૂર્ણ ખાવું; અથવા ગોળ અને હરડે ખાવી; અથવા ગોળ અને તલ ખાવા; અથવા ગોળ અને આદુ ખાવું; અથવા હરડે, બેડાં અને આમળાંના ક્વાથમાં ગોળ નાખીને તે પીવો; એમાંનો ગમે તે એક પ્રયોગ વિષમજ્વરનો નાશ કરનારો છે.

## ચોથિયા તાવનો ઉપાય.

**वासाधात्रीफलादारुपथ्यानागरसाधितः ।**
**मधुना संयुतः क्वाथश्चातुर्थकनिवारणः ॥**

અરડૂસો, આમળાં, દેવદાર, હરડે, સુંઠ, એ ઔષધોના ક્વાથમાં મધ નાખીને તે પીવાથી ચોથિયો તાવ મટે છે.

## ચોથયા તાવનું નસ્ય.

**अगस्तिपत्रस्वरसैर्निहन्ति नस्येन चातुर्थकरोगमुग्रम् ।**
**कासं भ्रमं हन्ति शिरोरुजं च नाशाय नस्यं च हितं नराणाम् ॥**

અગથિયાનાં પાંદડાંનો રસ કાઢીને તેનાં ટીપાં નાકમાં નાખવાથી મહાભયાનક એવો ચોથિયો તાવ મટે છે. વળી એ નસ્ય ખાંસી અને ભ્રમને હણે છે તથા માથાની પીડાનો નાશ કરવાને પણ એ નસ્ય પુરૂષોને હિતકારી છે.

### વિષમજ્વરમાં લશુન કલ્ક.

**रसोनकल्कं तिलतैलमिश्रं योऽश्नाति नित्यं विषमज्वरार्त्तः ।**
**विमुच्यतेऽसौ विषमज्वरेभ्यो वातामयैश्चाप्यतिघोररूपैः ॥**

જે પુરૂષ વિષમજ્વરથી પીડાતો હોય તેણે તલના તેલમાં મિશ્ર કરીને લસણનું કલ્ક (ચટણી) નિત્ય ખાવું. એ ઉપાયથી તેના બધા પ્રકારના વિષમજ્વર મટે છે તથા મહાભયાનક એવા વાયુના રોગ પણ મટે છે.

### વિષમજ્વરમાં અષ્ટાંગધૂપ.

**पलं[1] च निम्बस्य दलानि कुष्ठं वचा गुडं गुग्गुलुसर्षपानाम् ।**
**हरीतकी सर्पिर्युतं च धूपं विनाशनं वै विषमज्वराणाम् ॥**

इति अष्टांगधूपः ।

લીંબડાનાં સૂકાં પાનાં, ઉપલેટ, વજ, ગોળ, ગુગળ, સરસવ, હરડે, અને ઘી, એ આઠ વસ્તુઓ ચાર ચાર તોલા લેઈને તેનો ધૂપ કરવો તેથી વિષમજ્વરનો નાશ થશે.

### વેલાજ્વર વગેરેના ઉપાય.

**सुरसामूलमाहृत्य हस्ते बद्धः शुभे दिने ।**
**वेलाज्वरादिकान् हन्ति भूतज्वरनिवारणः ॥**

**मुस्तामृतामलक्यश्च नागरं कण्टकारिका ।**
**कणाचूर्णान्वितः क्वाथस्तथा मधुसमन्वितः ॥**

**एकाहिकं वा वेलोत्थं ज्वरं जातं व्यपोहति ।**
**रसोनबीजान्यादाय खण्डं कृत्वा निशासु च ॥**

---

१ निर्मोचकं कटूफलकं दलानि. प्र. ३ जी.

तक्रमध्ये विनिक्षिप्य प्रभाते घृतसंयुतम् ।
सेवितं च ज्वरान् हन्ति वेलाद्यान् देहधातुगान् ॥
पिप्पलीवर्धमानं च पिबेत्क्षीररसाशनः ।
रसायनमिदं श्रेष्ठं तृतीयकज्वरापहम् ॥
महौषधं सधान्यकं सचन्दनं सवालुकम् ।
गुडूचिकापयः पिबेत् तृतीयकज्वरापहम् ॥
अपामार्गस्य मूलं च नीलीमूलमथापि वा ।
लोहितेन तु सूत्रेण आमस्तकप्रमाणतः ॥
वामकर्णे कटौ बद्धा ज्वरं हन्ति तृतीयकम् ।
वानरेन्द्रमुखं दृष्ट्वा तरुणादित्यतेजसम् ॥
ज्वरमेकाहिकं घोरं तत्क्षणादेव नश्यति ॥

તુલસીનું મૂળ સારો દિવસ જોઈને આણીને તેને હાથે બાંધવું. તેથી વેળાજ્વરવગેરે સર્વે પ્રકારના જ્વર તથા ભૂતજ્વર પણ નાશ પામેછે.

મોથ, ગળો, આમલી, સુંઠ, રીંગણી, એ ઔષધો ॥ ક્વાથમાં પીપરનું ચૂર્ણ તથા મધ નાખીને પીવાથી એકાંતરિયો અને વેળાજ્વર નાશ પામેછે.

લસણનાં બીજ લેઈને તેના કકડા કરીને રાત્રે તેને છાશમાં નાખી મૂકવાં.. પછી સવારે કાઢીને તેમાં ઘી મેળવીને ખાવાં. એ ખાવાથી વેળાજ્વર વગેરે બધા પ્રકારના તાવ, દેહના ધાતુઓમાં રહેલા તાવ, એ સર્વે મટેછે.

આજ એક, કાલે બે, પરમદહાડે ત્રણ, એમ એક એક વધતી; અથવા એક, ત્રણ, પાંચ, એમ બે બે વધતી, અને એવીજ રીતે યથાયોગ્ય વધતી પીપર પંદર દિવસસુધી ખાવી અને પછી તેજ ક્રમથી પંદર દિવસસુધી ઉતરતાં જવું. એ પીપર ખાઇને તે ઉપર દૂધ પીવું અથવા માંસરસ પીવો. એ મોટું રસાયન છે, તથા તૃતીયક જ્વરને મટાડેછે.

સુંઠ, ધાણા, ચંદન, વાળો, ગળો. એ ઔષધોનો ક્વાથ પીવાથી તૃતીયક જ્વર નાશ પામેછે.

રોગીના પગથી તે માથાસુધી લાંબો રાતો સૂત્રનો દોરો લેઈને તેવડે અઘાડાનું અથવા ગળોનું મૂળ ડાબે કાને અથવા કેડે બાંધવું. એ ઉપાયથી તૃતીયકજ્વર નાશ પામેછે.

ઉગતા સૂર્યના જેવું તેજસ્વી હનૂમાનનું મુખ જેવાથી (હનૂમાનનાં દર્શન કરવાથી) મહાભયાનક એકાંતરિયો તાવ તત્કાળ નાશ પામેછે.

## જ્વરનાશક હનૂમાનનું પૂજન.

**वानराकृतिमालिख्य खटिकायाः पुनः शृणु ।**
**गन्धपुष्पाक्षतैर्धूपैरर्चयेत्तं भिषग्वरः ॥**

ખડીનો કાંકરો લેઇને પૃથ્વી ઉપર વાનરની આકૃતિ કાઢવી. પછી ઉત્તમ વૈદ્યે ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, વગેરે સાહિત્યથી તેનું પૂજન કરવું. અને પછી નીચે લખેલા મંત્રનો જપ કરવો.

## મંત્ર.

**ओं ह्रां ह्रीं श्रीं सुग्रीवाय महाबलपराक्रमाय सूर्यपुत्रायामिततेजसे एकाहिकद्व्याहिकत्र्याहिकचातुर्थिकमहाज्वरभूतज्वरभयज्वरक्रोधज्वरवेलाज्वरप्रभृतिज्वराणां दह दह पच पच अवतर अवतर वानरराज ज्वराणां बन्ध बन्ध ह्रां ह्रीं हुं फट् स्वाहा। नास्ति ज्वरः । ज्वरापगमनसमये ज्वरस्त्रास्यते ।**

"ओम् ह्रां ह्रीं श्रीं મહા બળ પરાક્રમવાળા અને અપાર તેજવાળા સૂર્યપુત્ર સુગ્રીવને નમસ્કાર. એક દિવસને આંતરે, બે દીવસને આંતરે ત્રણ દિવસને આંતરે અને ચાર દિવસને આંતરે આવનારા જ્વર, મહાજ્વર, ભૂતજ્વર, ભયજ્વર, ક્રોધજ્વર, વેળાજ્વર, વગેરે જ્વરોને દગ્ધ કર[1], દગ્ધ કર; પાચન કર પાચન કર; ઉતર, ઉતર; હે વાનરરાજ! જ્વરોને બાંધ બાંધ. ह्रां, ह्रीं, हुं, फट्स्वाहा. જ્વર નથી." એ મંત્રનો જ્વર આવતી વખતે જપ કરવાથી જ્વર ત્રાસ પામેછે.

---

૧ શ્રી. પ્ર. ૧ લી.

## ચાર વર્ણરૂપ જ્વરોનાં રૂપ.

अथ चातुर्वर्णरूपज्वराणां चिह्नानि ।

पुनश्चात्र प्रवक्ष्यामि ज्वराणां रूपलक्षणम् ।
संतप्तकाञ्चनाभासो हुताशनसमप्रभः ॥
दण्डयज्ञोपवीती च रौद्रो ब्राह्मणरूपकः ।
जपाकुसुमसङ्काशो रौद्रदंष्ट्रान्वितस्तथा ।
खङ्गहस्तो महारौद्रो माहेन्द्रः क्षत्रियो मतः ॥
चंपकप्रसवाभासतप्तकाञ्चनभूषितः ।
दण्डहस्तो मध्यवेगी वैश्यो ज्वरेश्वरो मतः ॥
कृष्णमेघाञ्जनाकारस्तीक्ष्णदंष्ट्रोज्ज्वलाननः ।
त्रिनेत्रो ज्वलनप्रख्यः कालः शूद्रो मतस्तथा ॥

હવે ફરીને આ જગોએ હું જ્વરનાં રૂપ તથા લક્ષણ કહુંછું, તપાવેલા સોનાના જેવી આકૃતિવાળો, અગ્નિના સરખો તેજસ્વી, દંડ અને યજ્ઞોપવીતને ધારણ કરનારો જ્વર બ્રાહ્મણરૂપ છે અને તેનો દેવતા રુદ્ર છે. જાસવંદના ફૂલના સરખો રાતો, ક્રોધયુક્ત દાઢવાળો, હાથમાં તરવાર ઝાલેલી એવો અને મહાક્રોધી જ્વર ક્ષત્રિયરૂપ જાણવો. તથા તેનો દેવતા ઇંદ્ર છે. ચંપાના ફૂલ જેવા રંગનો, તપાવેલા ( શુદ્ધ ) સોનાથી અલંકૃત, હાથમાં દંડ ઝાલેલો અને મધ્યમ વેગવાળો જ્વર વૈશ્યરૂપ જાણવો. એનો દેવતા ઈશ્વર છે. કાળા મેઘના સરખા આકારવાળો, તીક્ષ્ણ દાઢવાળો, ઉજ્વળ મુખવાળો, ત્રણ નેત્રવાળો અને અગ્નિ સરખો જ્વર શૂદ્રરૂપ જાણવો. એનો દેવતા કાળ છે.

## ચાર વર્ણરૂપ જ્વરોનાં લક્ષણ.

### બ્રાહ્મણ જ્વર.

अथ चिह्नानि ।

तीक्ष्णवेगः क्षुधायुक्तः शुचिर्द्वेष्टा व्रतप्रियः[1] ।
मूत्रं च किंशुकाभासं पाठशीलोऽतिजल्पकः ॥
बहुश्वासी तृषाक्रान्तो रौद्रब्राह्मणपीडितः ।
तस्य स्नानं जपं होमं कृत्वा शान्तिः प्रपद्यते ॥

१ घृतप्रियः. प्र० २ जी.

જ્વરનો વેગ તીક્ષ્ણ હોય, રોગીને ભૂખ લાગતી હોય, તે પવિત્ર હોય, તેને વ્રત વાહાલાં હોય, તેનું મૂળ કેસુડાના રંગ જેવું હોય, તે પાઠ કરવાના આચરણવાળો હોય, બહુ બોલતો હોય, તેને શ્વાસ ઘણો થતો હોય, તરસ ઘણી લાગતી હોય, ત્યારે તે રોગી રૂદ્ર દેવતાવાળા બ્રાહ્મણ જ્વરથી પીડાયલો છે એમ જાણવું. એ જ્વરવાળાને સ્નાન કરાવવું. જપ કરાવવા, હોમ કરાવવો, એવી ક્રિયા કરવાથી એ જ્વર મટે છે.

## ક્ષત્રિય જ્વર.

**तीक्ष्णज्वरोऽतितृष्णश्च रक्तमूत्रं च मूत्र्यते ॥**
**कुरुते युद्धवार्तां च उत्तिष्ठति बलातुरः ॥**
**दृप्तनेत्रो महाश्वासः क्षुधया पीडितस्तथा ।**
**मधुगन्धो मुखे स्वेदो माहेन्द्रः क्षत्रियार्दितः ॥**
**तस्यादौ ग्रहहोमं तु देवतास्तवनं शुचिः ।**
**दानजाप्यादिभिः कार्यैः प्राप्यते सिद्धिसक्रमः ॥**

જ્વરનો વેગ તીક્ષ્ણ હોય, તરસ ઘણી લાગતી હોય, મૂત્રનો રંગ રાતો હોય, યુદ્ધની વાર્તા કરતો હોય, બળવાનની પેઠે ઉભો થતો હોય, કરડી આંખવાળો હોય, મોટો શ્વાસ થતો હોય, ભૂખથી પીડા થતી હોય, મુખમાંથી મધના જેવો વાસ નીકળતો હોય, શરીરમાંથી પરસેવો નીકળતો હોય, એને ઇંદ્ર દેવતાવાળા ક્ષત્રિય જ્વરથી પીડાયલો સમજવો, એ જ્વરનો પ્રતીકાર કરવામાં પ્રથમ હોમ કરીને ગ્રહોને બલિદાન આપવાં, દેવતાઓનું સ્તવન કરવું. પવિત્ર રહેવું, અને દાન તથા જળ વગેરે કર્મ કરવાં, કેમકે તેથી એ જ્વર મટે છે.

## વૈશ્ય જ્વર.

**मध्यवेगः पीतगात्रः स्वप्नशीलोऽरुचिस्तथा ।**
**शीतपल्लवहृदुष्णः कण्ठस्वेदोऽतिविह्वलः ॥**
**बहुमूत्रो भक्तियुक्तो मौनी पीतान्तलोचनः ।**
**नातितृष्णातुरः स्निग्धः स विज्ञेयो ज्वरेश्वरः ॥**

---

૧ शीतप्लवनहृदुष्णः. प्र० १ ली.

**तत्र स्वस्त्ययनातिथ्यं द्विजदैवतपूजनम् ।**
**जपहोमादिकं सर्वं कर्तव्यं शान्तिहेतुना ॥**

જે રોગીના જ્વરનો વેગ મધ્યમ હોય, શરીરનો વર્ણ પીળો થઈ જાય, ઊંઘ ઘણી આવે, અન્નપાનની અરૂચિ થાય, હાથ પગ ટાઢા હોય, છાતી ગરમ હોય, કંઠે પરસેવો થાય, અતિશય આકુળ વ્યાકુળ થાય, પિશાબ ઘણો થાય, ભક્તિમાન હોય, મૌન રાખનારો હોય, આંખોના છેડા પીળા હોય, અતિશય તરસ લાગે નહિ, શરીર સ્નિગ્ધ હોય તેને ઈશ્વર દેવતાવાળા વૈશ્યજ્વરથી પીડાયલો જાણવો. એ જ્વરમાં સ્વસ્તિવાચન વગેરે માંગલિક કાર્ય કરવાં, અતિથિનું પૂજન કરવું, બ્રાહ્મણ અને દેવોનું પૂજન કરવું, જપ અને હોમ વગેરે સઘળું કાર્ય કરવું, કેમકે એવાં કર્મ કરવાથી જ્વરની શાંતિ થાયછે.

## શૂદ્ર જ્વર.

**हृच्छूलश्चातिसारी वा मत्स्यगन्धाङ्गलेपनः ।**
**उन्मादी चातिरक्ताक्षो रतेच्छुर्विकलेन्द्रियः ॥**
**प्रणयी क्रोधनो भीरुर्ग्रासे चैवाभिकांक्षता ।**
**कालगंभीरकेणापि शूद्रे सिद्धिर्न जायते ॥**

આ જ્વરવાળાને છાતીમાં શૂળ થાયછે, અતિસાર થાયછે, અંગનો લેપ માંછલાંના જેવો ગંધાય છે, ઉન્માદ પેદા થાયછે, નેત્ર અતિશય રાતાં થાય છે, સ્ત્રીસંગની ઇચ્છા ઉપજે છે. ઇંદ્રિયો વિકળ થાયછે, અતિશય વિનયવાન્ અને વળી ક્રોધી થાય છે અને ભય પામવાના સ્વભાવવાળો થાય છે, એવા રોગીનો ગ્રાસ કરવામાં ગંભીર એવો કાળ ઇચ્છા કરે છે અને એ કાળ દેવતાવાળા શૂદ્ર જ્વરથી પીડાયલા રોગીને સારૂં થતું નથી.

## સર્વરોગ ઉપર સામાન્ય ઉપચાર.

**स्नानं दानजपं सुरार्चनविधिर्होमं दया प्रीतता**
**भूतानां च विशेषणेन बहुधा तृप्तिं च कुर्यात् ततः ।**
**गोभूम्यन्नजलैः सुवर्णविधिना दानेन शान्तिर्भवेत्**
**सर्वेषां च रुजां विनाशनमिदं शंसन्ति सत्यव्रताः ॥**

સ્નાન, દાન, જપ, દેવપૂજન, હોમ, દયા, પ્રીતિ, પ્રાણીમાત્રની

વિશેષે કરીને તૃપ્તિ કરવી, ગાય પૃથ્વી અન્ન જળ સુવર્ણ વગેરેનું વિધિપૂર્વક દાન કરવું, એથી કરીને શાંતિ થાયછે. સર્વે રોગની શાંતિ કરવાના એ હેતુઓ છે એમ સત્ય વ્રતવાળા મુનિઓએ કહેલું છે.

## જ્વરવાળાને પથ્ય આહારાદિ.

**वेगं कृत्वा विषं यद्वदाशये लीयते बलम् ।**
**कुप्यते प्रबलं भूयः काले दोषो विषं तथा ॥**
**शालिषष्टिकभक्तानां यूषं मुद्गाढकीषु च ।**
**पूर्वोक्तानि च शाकानि वातघ्नानि भवन्ति हि ॥**
**शतपुष्पा च जीवन्ती तण्डुलीयकवास्तुकम् ।**
**घृतेन भाजिका सिद्धा शाकपत्राणीमानि च ॥**
**लावतित्तिरमांसादि वार्ताकानां तथातुरे ।**
**मृगछिक्करिकाद्यानि जाङ्गलानि प्रयोजयेत् ॥**
**कोशातकी पटोलं च शुण्ठीकं रहितं भवेत् ।**

ઝેર જેમ વેગ ઉત્પન્ન કરીને નિર્બળ થાય છે ત્યારે આશયમાં લીન થઇ જાયછે; વળી પાછું પ્રબળ થાયછે. ત્યારે ફરીને કોપે છે. તેજ પ્રમાણે વાતાદિ કે જ્વરાદિ દોષ પણ વખત આવ્યે કોપે છે અને પાછા લીન થઇ જાય છે. (માટે તે ફરીને પ્રબળ ન થાય એવાં અન્નપાનાદિ યોજવાં જોઇએ). સાઠી ચોખા અને શાલી ડાંગરનો ભાત, મગ અને તુવેરની દાળનું પાણી, તથા જે પૂર્વે વાયુને નાશ કરનારાં શાક કહ્યાં છે તે શાક, સુવાની ભાજી, હરણ દોડીની ભાજી, તાંદળજાની ભાજી, વથુઆની ભાજી, એ સર્વે ભાજીઓને ઘીમાં વઘારીને રોગીને આપવી, તેમજ શાકપાન પણ ઘીમાં વઘારીને આપવાં જોઇએ. લાવરાં અને તેતરનાં માંસ, ચકલાંનાં માંસ, તથા હરણ અને છીકારાં વગેરે જંગલી પ્રાણીઓનાં માંસ પણ આપવાં. વળી ગલકાં, પરવળ, અને ગિલોડાંનું શાક પણ હિતકારી છે.

## જ્વરવાળાને અપથ્ય આહારાદિ.

**वर्जयेद्विदलान्नानि विदाहीनि गुरूणि च ॥**
**न पिच्छिलानि तैलानि तथाम्लानि च वर्जयेत् ।**

दधिमस्तुविशालानि क्षुद्रान्नानि भिषग्वर ॥
बहूदकं च ताम्बूलं घृतं वापि सुरामपि ।
क्रोधं शोकं च त्यक्त्वा वै सदा सौख्यं विभुञ्जते ।
न कुर्याज्जागरं रात्रौ दिवास्वप्नं च वर्जयेत् ॥
शकटवाजिरथद्विपिवाहनं प्रचलनं परिवर्जितमेव तत् ।
ज्वरितआशु सुखं बुभुजे सुधीः शुभविधाननिधान उपस्थितः॥

જ્વરવાળાએ જે કઠોળ વિદાહી અને ભારે હોય તે ખાવું નહિ. તેમજ પિચ્છાવાળા પદાર્થો (જેવાં કે દહીં વગેરે), તેલ, અને ખાટા-રસ પણ ખાવા નહિ, દહીં, દહીંની તર, શીખંડ, અને ક્ષુદ્ર અન્ન પણ તેણે ખાવાં નહિ. હે ઉત્તમ વૈદ્ય! તેણે બહુ પાણી પણ પીવું નહિ, તાંબૂલ ખાવું નહિ, ઘી ખાવું નહિ કે દારૂ પીવો નહિ. જ્વરવાળો રોગી જો ક્રોધ અને શોકનો ત્યાગ કરે તો તેને સદા સુખ થાયછે. તેણે રાત્રે ઉજાગરો કરવો નહિ અને દિવસે ઊંઘવું નહિ. તેણે ગા-ડામાં, ઘોડાંઉપર, રથમાં કે હાથી ઉપર બેશીને અથવા પગે ચાલીને મુસાફરી કરવી નહિ. એવી રીતે સારા વિધિરૂપી નિધિને પ્રાપ્ત થયેલો સમજુ જ્વરવાળો પુરૂષ થોડા વખતમાં સુખી થાયછે.

## જ્વર મુક્તનું આચરણ.

व्यायामं च व्यवायं च अशनं रात्रिजागरम् ॥
ज्वरमुक्तो न सेवेत तदा सम्पद्यते सुखम् ॥

જે પુરૂષને જ્વર આવીને મટી ગયો હોય તેણે પણ સારી શક્તિ આવતા સુધી કસરત, સ્ત્રીસંભોગ, અતિશય ભોજન, રાત્રે ઉજાગરો, એટલાં વાનાં તજવાં, તેથી તેને સુખ પ્રાપ્ત થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने
ज्वरचिकित्सा नाम द्वितीयोऽध्यायः ।



१ भर्जिता. प्र० २-३

# तृतीयोऽध्यायः ।

## અતિસારની ચિકિત્સા.

## आत्रेय उवाच

**अथातीसारविज्ञानं भेषजं शृणु पुत्रक ! ।**
**ज्वरश्चैवातिसारश्च भेषजं युगपद्ब्रुवे ।**

**આત્રેય કહેછે**–હે પુત્ર! હવે અતિસાર નામે રોગનું વિજ્ઞાન તથા ઔષધ હું તને કહું તે તું સાંભળ. જ્વર તથા અતિસાર બન્ને રોગ જોડે થયા હોય તેનું ઔષધ હું તને સામટું કહું છું.

### ઔષધના ત્રણ પ્રકાર.

**भेषजं त्रिविधं प्रोक्तम् ।**
**किञ्चिद्दोषप्रशमनं किञ्चिच्च धातुदूषणम् ।**
**स्वस्थवृत्तौ मतं किञ्चिद् द्रव्यं त्रिविधमुच्यते ॥**

**तच्च दैवपथाश्रयं युक्तिपथाश्रयं सत्त्वावजयं च । मन्त्रौषधमणिमङ्गलबल्युपहारहोमनियमप्रायश्चित्तोपवासस्वस्त्ययनप्रणिधानादीति दैवपथाश्रयम् । आहारविहारौषधद्रव्याणां योजनेति युक्तिपथाश्रयम् । अहितेभ्योऽर्थेभ्यो मनोनिग्रह इति सत्त्वावजयं च ।**

કોઈક ઔષધ દોષને શમાવવાવાળું હોય છે. કોઇક ઔષધ ધાતુઓને દૂષણ આપનારૂં હોયછે, અને કોઇક ઔષધ સ્વસ્થવૃત્તિમાં હિતકર હોય છે. એવીરીતે ઔષધ ત્રણ પ્રકારનું કહેવાય છે. એ ત્રણ પ્રકારના ઔષધના ત્રણ પ્રકાર છે. દૈવપથાશ્રય, યુક્તિપથાશ્રય અને સત્વાવજય. મંત્ર, ઔષધ, મણિ, મંગળ, બલિ આપવા, ભેટ ધરવી, હોમ કરવો, નિયમ લેવો, પ્રાયશ્ચિત્ત કરવો, ઉપવાસ કરવો, સ્વસ્ત્યયન કરવું, પ્રણિધાન કરવું, વગેરે ઔષધ દૈવપથાશ્રય કહેવાયછે. આહાર, વિહાર, ઔષધ વગેરેની યોજના તે યુક્તિપથાશ્રય કહેવાય છે. તથા અહિત પદાર્થોથકી મનને કબજે રાખવું તે સત્વાવજય કહેવાય છે.

## અતિસારનું નિદાન.

स्निग्धातिशीतगुरुशीतलपिच्छिलान्नं
दुष्टाशनातिविषमाशनपानभक्ष्यम् ।
मद्यादजीर्णमथ शाकविषैर्भयैर्वा
शोकातिदुष्टपयसर्तुविपर्ययेषु ॥

સ્નિગ્ધ, અતિ ઠંડું, ભારે, ટાઢું પડી ગયેલું, પિચ્છાવાળું, બગડી ગયેલું, એવું અન્ન ખાવાથી, અતિશય ખાવાથી, વિષમ આસન કરવાથી, વિષમ પાન કરવાથી, વિષમ ભોજન કરવાથી, મદ્યથી, અજીર્ણથી, સ્નિગ્ધાદિ ગુણવાળાં શાક ખાવાથી, ઝેરથી, ભયથી, શોકથી, બગડી ગયેલાં પાણી પીવાથી અને ઋતુઓનો ફેરફાર થવાથી અતિસાર (ઝાડાનો) નામે રોગ થાય છે.

## અતિસારની સંપ્રાપ્તિ.

दौर्बल्यतां विषमभोजनकेन चाशु
संचीयते बहुमलो विनिहन्ति चाग्निम् ।
सञ्जायते हि मनुजस्य तदातिसारी
हत्वोदराग्निमतुलं हि तदातिसारः ॥

દુર્બળ મનુષ્ય જ્યારે વિષમ ભોજન કરે છે ત્યારે તેના મળાશયમાં ઘણો મળ એકઠો થાય છે. તે મળ જઠરાગ્નિને મંદ કરી નાખેછે ત્યારે મનુષ્યના ઉદરમાં રહેલા અગ્નિનો છેકજ નાશ કરીને અતિસાર નામે રોગ ઉપજે છે. એ રોગમાં (મળ પાતળો થઈને) અતિશય વેહે છે.

## અતિસારના પ્રકાર.

सञ्जायते स तु पुनर्बहलो मलेन
स्यात् पञ्चधा निगदितो मुनिभिर्विधिज्ञैः ॥
दोषैः पृथग्युगपदेव च शोकतोन्यो
वक्ष्ये समासत उदीर्णरुजस्य नाशं ॥

એ અતિસારનો રોગ જે ઘણા મળથી ઉત્પન્ન થાયછે, તેને વૈદ્ય, શાસ્ત્રને જાણનાર મુનિઓએ પાંચ પ્રકારનો કહ્યો છે. વાત, પિત્ત અને કફથી ઉપજેલો ત્રણ પ્રકારનો અતિસાર, સર્વ દોષ એકઠા મળવાથી

ઉપજેલો ચોથા પ્રકારનો અને શોકથી ઉપજેલો પાંચમા પ્રકારનો. એ અતિસારની પીડા જેને ઉપજી હોય તેની તે પીડા શી રીતે મટે તે હું કહું છું.

## જ્વરાતિસારનું લક્ષણ.

**युगपज्जायते यस्य ज्वरश्चैवातिसारकैः ।**
**ज्वरातिसारो घोरोऽसौ कष्टसाध्यो मनीषिणाम् ॥**
**न पित्तेन विना सोऽपि जायते शृणु पुत्रक ! ।**
**तस्य नो लङ्घनं श्रेष्ठं ज्वरे चैवातिसारके ॥**

જે પુરૂષને જ્વર અને અતિસાર બન્ને એકેજ વખતે ઉપજ્યા હોય તેને જ્વરાતીસાર કહેછે. એ મહાભયાનક વ્યાધિ છે તથા તેને બુદ્ધિમાન વૈદ્યો પણ દુઃખેકરીને મટાડી શકે છે. હે પુત્ર, સાંભળ; એ અતિસાર પણ પિત્તવિના તો ઉત્પન્ન થતો નથી, માટે એ જ્વરાતીસારમાં લંઘન કરાવવું હિતાવહ નથી.

## આમાતીસારની ચિકિત્સા.

**सुवर्चलातिविषाहिङ्गुपथ्याकलिङ्गकैः ।**
**शुण्ठीवामातिसारघ्नो शूलघ्नी ग्राहिपाचनी ॥**

સુવર્ચલા, અતિવિખ, હીંગ, હરડે, ઇંદ્રજવ, અને સુંઠ, એ ઔષધોનું ચૂર્ણ અથવા ક્વાથ પીવાથી આમાતીસાર અને શૂળ મટે છે. વળી તે મળને બાંધે છે તથા પાચન પણ કરે છે.

## બીજો ઉપાય.

**पथ्यादारुवचामुस्तानागरातिविषायुतैः ।**
**आमातिसारनाशाय क्काथमेभिः पिबेन्नरः ॥**

હરડે, દેવદાર, વજ, મોથ, સુંઠ, અતિવિખ, એ ઔષધીનો ક્વાથ પીવાથી મનુષ્યનો આમાતીસાર નાશ પામે છે.

## જ્વરાતીસારનો ઉપાય.

उत्पलं धान्यकं शुण्ठी पृश्निपर्णी बलायुतम् ।
बालबिल्वं गवां तक्रेणात्यम्लेन च पेषयेत्[1] ॥
तेन लाजाकृतं मण्डं देयं पानाय शीतलम् ।
ज्वरातिसारशमनं हुताशनबलप्रदम् ॥

इत्युत्पलषट्कम्

કમળ, ધાણા, સુંઠ, પૃશ્નિપર્ણી, બલબીજ, નાની બીલીઓ, એ સર્વને બહુ ખાટી નહિ એવી ગાયની છાશમાં વાટવાં. પછી તે કલ્ક નાખીને ડાંગરની ધાણીનો મંડ (પ્રવાહી પીવા જેવો) બનાવવો. તે મંડ ઠંડો થયા પછી પીવાને આપવો. એ મંડ જ્વર અને અતીસારને શમાવનારો, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારો તથા બળ આપનારો છે.

## સુંઠ્યાદિ ક્વાથ.

शुण्ठीविषाजलधरामृतवत्सकानां
तिक्ताह्वयं च कृतशीतलकः[2] कषायः ।
पाने विधेयमधुना प्रतिसाधितस्तु
ज्वरातिसारशमनाय सदा प्रदेयः ॥

સુંઠ, અતિવિષ, મોથ, ગળો, કડાછાળ, કડુ, એ ઔષધોનો ક્વાથ કરી તે ઠંડો થાય ત્યારે તેમાં મધ નાખવું, એવી રીતે તૈયાર કરેલો ક્વાથ જ્વરાતિસારના રોગવાળાને સદૈવ આપવો. અર્થાત્ તેથી જ્વરાતીસાર મટે છે.

## પાઠાદિ ક્વાથ.

पाठेन्द्रभूनिम्बघनामृतानां सनागरापर्पटकः[3] कषायः ।
आमातिसारं च जयेद् द्रुतं वा ज्वरेण युक्तं सरुजं च तीव्रम् ॥

---

१ तक्रेणात्युष्णेन. प्र. १ ली. २ कनकशीतलकः. प्र० १ ली. ३ सपर्पटः क्वाथः नरे प्रशस्तः. प्र० १ ली.

પાહાડમૂળ, ઇંદ્રિજવ, કરિયાતું, મોથ, ગળો, સુંઠ અને પિત્તપાપડો, એ ઔષધોનો ક્વાથ તીવ્ર પીડાવાળા આમાતીસારને જલદીથી મટાડે છે. વળી તેની સાથે તાવ હોય તો તે તાવને પણ એજ ક્વાથ મટાડે છે.

## સુંઠ્યાદિ પાચન.

**शुण्ठी वालकमुस्ता बिल्वं पाठा विषा च धान्यानि ।**
**पाचनमरुचौ छर्दिज्वरातिसारं विनाशयति ॥**

સુંઠ, વાળો, મોથ, બીલી, પાહાડમૂળ, અતિવિખ, ધાણા, એ ઔષધોનો ક્વાથ મળનું પાચન કરનાર છે. વળી તે અરૂચિ, ઉલટી અને જ્વરાતીસારનો નાશ કરેછે.

## વત્સકાદિ ક્વાથ.

**वत्सकश्च सुरदारुरोहिणी धान्यबिल्वमगधात्रिकण्टकम् ।**
**निम्बवीजगजपिप्पलीवृकीक्काथ एष सरणज्वरापहः ॥**

કડાછાલ, દેવદાર, હરડે, ધાણા, બીલી, પીપર, ગોખરૂં, લીંબોળી, ગજપીપર, પાહાડમૂળ, એ ઔપધોનો ક્વાથ અતિસાર તથા જ્વરને મટાડે છે.

## પંચમૂલી ક્વાથ.

**पञ्चमूलीबलाबिल्वगुडूचीमुस्तनागरैः ।**
**पाठाभूनिम्बह्रीवेरकुटजत्वक्फलैः शृतम् ।**
**हंति सर्वानतीसारान् वमिश्वासज्वरार्दितान् ।**
**सशूलोपद्रवंश्वासं हन्याच्चाशु सुदारुणम् ।**
**पञ्चमूल्यतिसामान्या योज्या पित्ते कनीयसी ।**
**महती पञ्चमूली तु वातश्लेष्मज्वरे हिता ॥**

इति पञ्चमूलीक्काथः ।

પંચમૂલી (પાછળ કહેવામાં આવી છે,) બળબીજ, બીલી, ગળો, મોથ, સુંઠ, પાહાડમૂળ, કરિયાતું, વીરણવાળો, કડાછાળ, ઇંદ્રજવ, એ ઔષધોનો ક્વાથ સઘળા પ્રકારના અતિસારને મટાડે છે. વળી તે સાથે

ઉલટી, શ્વાસ, અને જ્વરથી પીડાયલા રોગીઓને પણ તે આરામ કરેછે. શૂળના ઉપદ્રવ સહિત મહાદારૂણ શ્વાસને પણ તે મટાડે છે. જો પિત્તનો પ્રકોપ હોય તો સાધારણ પંચમૂલી જે લઘુ પંચમૂલી કહેવાય છે તે કામમાં લેવી; અને વાયુ તથા કફનો જ્વર હોય તો મોટી પંચમૂલી ઉપયોગમાં લેવી

## ઉત્પલાદિ પાન.

**उत्पल दाडिम त्वक् केशरं च मधु पद्मकं तथा धात्री ।**
**पिष्टा तण्डुलतोयैः पानं तस्या ज्वरातिसारघ्नम् ॥**

કમળ, દાડિમની છાલ (અથવા દાડિમ અને તજ), કેસર, મધ, પદ્મકાષ્ઠ, (કે કમળકાકડી) આમળાં, એ સર્વને ચોખાના ધોવણમાં વાટીને પાવું. એથી જ્વર તથા અતિસાર મટે છે.

## ઉશીરાદિ ક્વાથ.

**उशीर धान्यकं घनं सबिल्वबालकं बला ।**
**तथाच धातकीसुमं कषायमेव शस्यते ॥**
**ज्वरातिसारनाशनः सशोणितः सपैत्तिकः ।**
**निहन्ति शोफकामलं रुचिप्रदं विपाचनम् ॥**

इति ज्वरातिसारचिकित्सा ।

કાળો વીરણવાળો, ધાણા, મોથ, પીળો વીરણવાળો, બલબીજ, ધાવડીનાં ફૂલ, એ ઔષધોનો ક્વાથ જ્વર અને અતિસાર નાશ કરવામાં ફાયદો આપનારો છે. તે અતિસારમાં લોહી પડતું હોય અથવા તે પિત્તના પ્રકોપવાળો હોય તો તેને પણ આ ઔષધ મટાડે છે. વળી સોજો અને કમળો, એ રોગ પણ એજ ક્વાથથી મટે છે. આ ક્વાથ રૂચિ આપનારો તથા મળનું પાચન કરનારો છે.

## અરલુ પુટપાક.

**विगतामातीसारं चिरोत्थितं रक्तसहितमतिवृद्धम् ।**
**मधुना सहितः शमयत्यरलुकपुटपाकनिर्यासः ॥**

આમાતીસાર મટયા પછી જો અતિસાર ઘણો વધી જાય, તેમાં લોહી પડતું હોય અને તે ઘણા દિવસથી મટતો ન હોય તો અરલુનો પુટપાક કરીને તેનો રસ મધ સાથે આપવો; તેથી એ અતિસાર મટે છે.

(અરલુને અલવો કહેછે. અને અમદાવાદ તરફ મોટો અરડૂસો કહેછે. એની છાલ લીલી આણીને કચરવી. તથા તેને જાંબૂડા કે વડનાં પાંદડાંમાં વીંટીને ઉપર માટી તથા કપડાનો જાડો લેપ કરવો. તેને અગ્નિમાં પકાવવો. ગોળો અગ્નિવર્ણ થાય ત્યારે તેને કાઢી લેઈ ટંડો પડવા દેઈ ફોડવો. અંદર બફાયલું જે છાળનું કલ્ક હોય તેને નીચોવીને રસ કાઢવો. એ રસ રોગીને મધ સાથે પીવા આપવો.)

## જંબ્વાદિ સ્વરસ.

**जम्बूवटोदुम्बरप्लक्षको हि नागश्च[1] प्रियोदुंबरिका शमी च ।**
**गुन्द्री सचूतोऽम्बुदजीविका या आसां हि छल्ली कुटनं विदध्यात् ।**
**प्रस्थद्वयेपां प्रपचेद्धि तावत् यावद्धिशेषांशमिदं प्रजायते ।**
**पुनः कटाहे विपचेच्च सम्यक् दार्वीप्रलेपः स्वरसश्च यावत् ॥**
**उत्तार्य नूनं भिषगुत्तमेन क्षौद्रेण मिश्रं हरतेऽतिसारम् ॥**

જાંબૂડો, વડ, ઉમેડો (ઉંબર), પીપળો, નાગવૃક્ષ, કદંબવૃક્ષ, કાળો ઉંબર, શમીવૃક્ષ, ગુંદીનો વૃક્ષ, આંબાનો વૃક્ષ, મોથ, હરણદોડી, એ ઔષધિઓની છાલ એકઠી કરીને તેને કચરવી. અને તેને બે પ્રસ્થ પાણીમાં નાખીને તેનો ક્વાથ કરવો. ક્વાથ થયા પછી તેને ગાળી લેઈને ફરીને કઢાઈમાં નાંખવું અને તેને પકવવું. કડછીએ ચોટે એવો સ્વરસ થાય ત્યારે તેને ઉતારી લેવો. પછી તે વૈદ્યે તે સ્વરસને સારા મધ સાથે મેળવીને રોગીને આપવો તેથી અતિસારનો રોગ મટેછે.

## કાકમાચીનો પ્રયોગ.

**हारीतेन तथा प्रोक्ता काकमाची सुपूजिता ।**
**आलोक्यानेकशास्त्राणि आत्रेयेणापि पूजिता ॥**

---

१ नागश्च प्रपौंडरीकं शमीच. प्र० १. २ गुंद्र. प्र० १.

અતિસારના રોગ ઉપર કાકમાચી અતિશય વખાણવા યોગ્ય છે એમ હારીતે કહ્યું છે. તથા અનેક શાસ્ત્રો જોઇને તે વાત આત્રેય મુનિએ પણ પસંદ કરી છે.

## જંબૂત્વચાદિ અવલેહ.

**जम्बुत्वचं वत्सकवल्कलं च निःक्वाथ्य नूनं सलिले समीरणम् ।**
**चतुर्विभागेष्वपि शोषितेषु उत्तार्य वस्त्रेष्वथ गालयेच्च ॥**
**पुनः कटाहे विपचेच्च सम्यक् दार्वीप्रलेपः स्वरसस्तु यावत् ।**
**उत्तार्य शीते मधुना विमिश्रं लीढं हरेदप्यतिसारमुग्रम् ॥**
**आमं सपित्तं कुणपं जलाभं पूयसन्निभम् ।**
**नाशयेत्पीतमात्रेण तमः सूर्योदये यथा ॥**

જાંબૂડાની છાલ અને કડાછાલ, એમને પાણીમાં ઉકાળવાં અને ચોથે ભાગે પાણી બાકી રહે ત્યારે તેને નીચે ઉતારી વસ્ત્રથી ગાળી લેઈને તે ગાળેલા કવાથને ફરીને કઢાઈમાં રેડવો તથા તેનો સારી રીતે પાક કરવો. જ્યારે તે સ્વરસ કડછીએ ચોટે એવો થાય ત્યારે તેને નીચે ઉતારી ઠંડો પડવા દેવો. પછી ઠંડા પડેલા તે સ્વરસમાં મધ મેળવીને ચાટવો તેથી ભયાનક અતિસાર હશે તો તેપણ મટીજશે, વળી અતિસાર જો આમવાળો, પિત્તવાળો, મુડદાના ગંધજેવા ગંધવાળો, પાણી સરખો કે પરૂ સરખો હશે તથાપિ સૂર્યનો ઉદય અંધકારનો નાશ કરેછે તેમ એ કવાથ પીવામાત્રથીજ તે નાશ પામશે.

## અતિસારનાં પૂર્વરૂપ.

**कुक्षौदरे वक्षसि नाभिदेशे पायुप्रदेशे सततं प्रतोदः ।**
**वातश्च रोधश्च शकृद्विभङ्गो भवन्ति सर्वेष्वतिसारकेषु ॥**

કૂખ, પેટ, છાતી, નાભિ અને ગુદા એ જગોએ નિરંતર કળતર થાયછે. તથા વાયુનો રોધ થાય છે. મળ ભાગેલો (નરમ-પાતળો) થાયછે. બધાય અતિસાર થતા પેહેલાં એવાં ચિન્હ સામાન્યપણે જોવામાં આવે છે, અને તેથી તેને અતિસારનું પૂર્વરૂપ કહેછે.

## વાતાતીસારનાં લક્ષણ.

**सफेनिलं पिच्छिलमेव रूक्षमल्पं शकृच्छ्यामसशब्दशूलम् ।**
**कृष्णं भवेद्गात्रविचेष्टनं च वातातिसारं प्रवदन्ति तज्ज्ञाः ॥**

વાયુદોષ બગડવાથી અતિસાર થયો હોય તો ઝાડો ફીણવાળો, પિચ્છાવાળો, રૂક્ષ, થોડો, શબ્દસહિત, શૂળયુક્ત, અને કાળો થાયછે. વળી શરીરને પણ ચેન પડતું નથી. નિદાનને જાણનારા આચાર્યો એ અતીસારને વાતાતીસાર કહે છે.

## વાતાતીસારની ચિકિત્સા.

**तस्यादौ लङ्घनं चैकमल्पे वा नैव लङ्घनम् ।**
**तस्माद्देयं कषायं तु पानं भोजनमेव च ॥**

વાતાતીસારવાળાએ પ્રથમ એક લંઘન કરવું. અથવા જો અતીસાર અલ્પ હોય તો લંઘન કરવાની જરૂર નથી. પછી તે રોગીને ક્વાથ પીવાને આપવો તથા અતીસારને રોકનારા પાન અને ભોજન આપવાં.

## અતિસારનું પાચક કલ્ક.

**उदीच्यधान्यस्य जलेन कल्कं पाने हितं पाचयतेऽतिसारम् ।**
**तृष्णापहं दाहविनाशनं च सशूलहिक्कासु विनाशनं स्यात् ॥**

વાળો અને ધાણા એ બે ઔષધોને સમભાગે લેઈને તેનું પાણીમાં વાટીને કલ્ક કરવું. પછી તેમાં પાણી નાખીને તેને ગાળી લેવું. એ પાણી અતિસારવાળા રોગીને પીવામાં હિતકર છે, કેમ કે તે અતિસારને પકવે છે. વળી તે તરસને દૂર કરે છે, દાહનો નાશ કરેછે, તથા શૂળ સહિત હિક્કાના રોગનો પણ નાશ કરેછે.

## વાલકાદિ ક્વાથ.

**बालकद्वयमोचहरीतकीपर्पटेन सहितं जलेन च ।**
**क्काथपानमिदमेवातिसारे नाशमाशु कुरुते च विड्शान्तिम् ॥**

બન્ને પ્રકારના વાળા, મોચરસ, હીમ, હરડે, પિત્તપાપડો, એ સર્વનો પાણીમાં ક્વાથ કરીને પીવાથી અતિસારના રોગને જલદી મટાડે છે તથા મળને સમાવે છે.

## શાલિપર્ણ્યાદિ ક્વાથ.

**शालिपर्णी पृश्निपर्णी बृहती कण्टकारिका ।**
**बालाश्वदंष्ट्रा बिल्वानि पाठा नागरधान्यकम् ।**
**एतदाहारसंयोगे हितं सर्वातिसारिणाम् ॥**

શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, બલબીજ, ગોખરૂ, બાલીઓ, પાહાડમૂળ, સુંઠ, ધાણા, એ સર્વેનો ક્વાથ કરીને ભોજનની સાથે રોગીને આપવો, તેથી તે સર્વે અતિસારને મટાડે છે.

## ટિંડુકાદિ પુટપાક.

**[1]टिंडुकत्वचमाहृत्य काश्मरीपत्रवेष्टितम् ।**
**मृदा विलिप्य विधिवद्दहेन्मृद्वग्निना भिषक् ।**
**रसं गृहीत्वा मधुसंयुतं पानं सर्वातिसारघ्नं च ॥**

પીળા લોધરની છાલને લાવીને તેને કચરીને તેને કાસ્મરીનાં પાંદડાંમા વીંટવી. પછી તેની ઉપર માટી વગેરે ચોપડાને વિધિપૂર્વક ધીમા અગ્નિમાં મૂકી તેનો પુટપાક કરવો. પુટપાક તૈયાર થાય એટલે વૈદ્યે તે ઔષધ બહાર કાઢી તેને નીચોવી લેવું. એ સ્વરસમાં મધ મેળવીને રોગીને પીવા આપવો. કેમકે તે સર્વે પ્રકારના અતિસારને મટાડે એવો છે.

## કુટજ પુટપાક.

**तुलामथार्धंगिरिमल्लिकायाः संकुट्य पक्त्वा रसमाददीत ।**
**तस्मिन् सपूते पलसंमितं च देयं च पिष्ट्वा सह शाल्मलेन ।**
**पाठा समङ्गातिविषा समुस्ता बिल्वं च पुष्पाणि च धातकीनाम् ।**
**प्रक्षिप्य भूयो विपचेच्च तावत् दार्वीप्रलेपः स्वरसस्तु यावत् ॥**
**पीतस्त्वसौ कालविदा जलेन मण्डेन वाऽजापयसाथवापि ।**
**निहन्ति सर्वं त्वतिसारमुग्रं कृष्णं सितं लोहितपीतकं च ॥**
**दोषं ग्रहिण्या विविधं च रक्तपित्तं तथार्शांसि सशोणितानि ।**
**असृग्दरं चैवमसाध्यरूपं निहन्त्यवश्यं कुटजाष्टकोऽयम् ॥**

इति वातातिसारः ।

---

१ तिन्दुक. प्र० १ ली.

ધોળા કડાનાં લીલાં ફૂલ અથવા છાલ ચારસો તોલા લેઈને તેને કચરીને પુટપાકની રીતે તેને પકવવું અને પછી તેનો રસ કાઢીને ગાળી લેવો. પછી તેમાં મોચરસ, પાહાડમૂળ, મજીઠ, અતિવીખની કળી, મોથ, બાળબીલીઓ, તથા ધાવડીનાં ફૂલ, એ ઔષધોનું ચૂર્ણ નાંખવું. એ નાખ્યા પછી ફરી તેને ચૂલે ચઢાવીને કડછીએ ચોટે એવો સ્વરસ થતાં સુધી પકવ કરવું. પછી પીવાનો સમય જાણનારા રોગીએ તેને પાણી સાથે, મંડ સાથે કે બકરીના દૂધ સાથે પીવું. એ સ્વરસ સર્વે પ્રકારના ભયંકર અતિસારનો નાશ કરે છે, કાળો, ધોળો, રાતો કે પીળો એવો વિચિત્ર વર્ણનો અતિસાર પણ એથી મટે છે; ગ્રહણીનો નાના પ્રકારનો દોષ નાશ થાયછે; રક્તપિત્ત, અર્શ, લોહીના રોગ અને અસાધ્ય લક્ષણોવાળો પ્રદરરોગ, એ સર્વે આ કુટજાષ્ટક પીવાથી જરૂર નાશ પામેછે.

## ઇતિ વાતાતીસાર.

## પિત્તાતીસારના હેતુ.

**घर्मेण चोष्णान्नविभोजनेन [1]पित्तेन तप्तोदकसेवनेन ।**
**शोकेन तापेन रुषा कटुत्वात् क्षारेण पित्तासृगसारकः स्यात् ॥**

અતિશય પરસેવો કાઢવાની ગરમીથી, ગરમ (ઊનું) અન્ન ખાવાથી, પિત્તના પ્રકોપથી, ગરમ પાણીથી નહાવાથી, શોકથી, સંતાપ કે સૂર્ય વગેરેના તાપથી, ક્રોધથી, અતી તીખો પદાર્થ ખાવાથી અને ક્ષારથી પિત્ત તથા લોહીનો અતિસાર થાયછે.

## પિત્તાતીસારનાં લક્ષણ.

**तेनारुणं पीतमथातिनीलं दुर्गन्धशोषज्वरपाण्डुयुक्तम् ।**
**भ्रमार्तिमूर्च्छा च तृषाङ्गदाहः पित्तातिसारस्य च लक्षणानि ॥**

ઉપર કહ્યાં તેવાં કારણોથી રાતો, પીળો, અતિશય નીલા રંગનો અને દુર્ગંધવાળો, ઝાડો થાયછે; અને રોગીને શોષ, તાવ, પાંડુ, ભ્રમ (ફેર), પીડા, મૂર્ચ્છા, તરસ, શરીરે દાહ, એવા ઉપદ્રવ થાયછે. એ લક્ષણો ઉપરથી તે અતિસાર પિત્તના કોપથી થયોછે એમ જાણવું.

---

૧ घर्मेण. प्र० १–२.

## શાલીપર્ણ્યાદિ પાન.

**शालिपर्णी पृश्निपर्णीबलाबिल्वैस्तु साधितः ।**
**दाडिमाम्लो हितः पेयः पित्तातीसारशान्तये ॥**

શાલીપર્ણી, પૃશ્નિપર્ણી, બળબીજ, બીલીઓ, એ ઔષધોના કવાથથી સિદ્ધ કરેલી દાડીમની ખટાઈ પાવાથી પિત્તાતીસાર મટે છે. અથવા "दाडिमाम्लाहिताप्रिया" એ પાઠ લઇએ તો "ઉપર કહેલા ઔષધોના કવાથમાં સિદ્ધ કરેલી પેયામાં દાડિમની ખટાઈ નાખીને પાવાથી તે પિત્તાતીસારને મટાડે છે," એવો અર્થ થાય.

## કુશમૂલાદિ કવાથ.

**कुशकाशेक्षुमूलानां शालीलनद्वंजुलैः ।**
**मूलानां क्काथमाहृत्य शस्तं-पित्तातिसारिणाम् ।**

દાભનાં મૂળ, કાસનાં મૂળ, સેરડીનાં મૂળ, ડાંગરનાં મૂળ, વીરણવાળાનાં મૂળ, નેતરનાં મૂળ, એ સઘળાં મૂળોનો કવાથ કરીને પાવાથી પિત્તાતીસાર મટે છે. એ કવાથ હિતકર છે.

## ધાન્યપંચકાદિ કવાથ.

**धान्यपञ्चकमूलानां क्काथः पित्तातिसारिणाम् ॥**

ધાણા, મોથ, સુંઠ, બાળબીલી, અને વીરણવાળો, એ ધાન્યપંચક કહેવાય છે. એ ધાન્યપંચક તથા શાલીપર્ણી, પૃષ્ટીપર્ણી, રીંગણી, ભોરીંગણી, ગોખરૂ એ પંચમૂળ, એ ઔષધોનો કવાથ પિત્તાતીસારને મટાડે છે.

## શાલ્મલીમૂલ કલ્ક.

**शाल्मलीमूलत्वक्गुडदुग्धेन च पेषितं पानम् ।**
**पित्तातिसारशमनं सरक्तदाहेन शोषहरम् ॥**

इति पित्तातिसारः ।

---

१ दाडिमाम्लाहितापेया. प्र० २–३. २ नलभवैर्जलैः प्र० १.

શીમળાના મૂળનું છોડું લાવીને તેને ગોળ તથા દૂધમાં વાટવું અને પીવાય એવું પાતળું કરીને તેને પીવું. એ ઔષધ પિત્તાતીસારને શમાવનારૂં તથા રક્ત, દાહ અને શોષ એ વિકારો પણ મટાડનારૂં છે.

## ઇતિ પિત્તાતીસાર.

## કફાતીસારના હેતુ.

**दुःस्वप्नादिश्रमाद्वै सहजजडतया शीतसंसेवनेन**
**स्निग्धाहारातिभोज्यात् सतिलपलगुडैश्चेक्षुखण्डैर्गुरूणाम् ।**
**शीतातिस्नानगौल्यात् पयसि दधियुताहारसंसेवनाच्च**
**जातः श्लेष्मातिसारो जठरजहुतभुक्ध्वंसकारी च रौद्रः ॥**

નઠારા સ્વપ્ન આવવાથી (અથવા દિવસે સૂવાથી[1]), શ્રમથી, સહજ જડપણાથી, અતિ શીતળતા સેવવાથી, સ્નિગ્ધ (ચીકણા) આહાર ખાવાથી, અતિશય ખાવાથી, તલ, માંસ અને ગોળ ખાવાથી, સેરડી અને ખાંડના પદાર્થો ખાવાથી, ભારે પદાર્થો ખાવાથી, અતિ શીતળ પાણીથી સ્નાન કરવાવડે, ગોળથી બનાવેલું મદ્ય પીવાથી, દૂધ અને દહીં મિશ્ર થાય એમ ભોજન કરવાથી, એવા કારણોથી કફ કોપીને અતિસાર ઉત્પન્ન કરેછે તેને કફાતીસાર કહેછે. એ અતીસાર જઠરાગ્નિનો નાશ કરનારો અને ભયંકર છે.

## કફાતીસારનાં લક્ષણો.

**तेन श्लेष्मा युक्तमेवारुचिः स्यात्**
**सान्द्रं विस्रं जाड्यता रोमहर्षः ।**
**मन्दाग्नित्वं मन्दवेगो विचेष्टः**
**सालस्योऽयं विद्धि सारः कफोत्थः ॥**

કફાતીસારથી કફસહિત, ઘાડો અને કાચા માંસ સરખો ગંધાતો ઝાડો થાયછે. રોગીને અન્નાદિકની અરૂચિ થાયછે; શરીર જડ થાયછે; રૂવાં ઉભાં થાયછે; જઠરાગ્નિ મંદ થાયછે; તેનો વેગ મંદ થાયછે; તે ચેષ્ટાઓ કરતો નથી; હાલચાલ કરતો નથી; અને તેના શરીરમાં આળસ ભરાય છે; એ લક્ષણોથી કફથી ઉત્પન્ન થયેલો અતિસાર જાણવો.

---

१ दिवास्वप्नात्. प्र० ३ जी. २ शुष्कभेदा प्र० १ ली.

## કફ્રાતીસારની ચિકિત્સા.

**तस्यादौ लङ्घनं प्रोक्तं ज्ञात्वा देहबलाबलम् ।**
**पाचनं च विधातव्यं त्र्यूषणाद्यं भिषग्वर ! ॥**

હે વૈદરાજ! કફ્રાતીસારવાળા રોગીને તેના દેહનું બળ કે નિર્બળતા જોઈને પ્રથમ ઉપવાસ કરાવવો. તથા પછી સુંઠ પીપર અને મરીનો ઉકાળો પાઈને તેના મળનું પાચન કરવું. અથવા નીચે કહેલું ત્ર્યૂષણાદિ પાચન આપવું.

## ત્ર્યૂષણાદિ પાચન.

**त्र्यूषणमभया हिङ्गु मतिविष रुचकं वचायुक्तम् ।**
**मधुना सहितं लीढं गङ्गामपि वाहिनीं रुन्ध्यात् ॥**

સુંઠ, પીપર, મરી, હરડે, હીંગ, અતિવિખ, સંચળ, વજ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેને મધ સાથે ચાટવું. એ અવલેહથી ગંગાનો પ્રવાહ પણ અટકેછે તો કફ્રાતીસાર અટકે એમાં શું આશ્ચર્ય?

## કલિંગાદિ કલ્ક.

**कलिङ्गपाठातिविषा बला च सोदीच्यमुस्तामरिचानि शुण्ठी ।**
**गुडेन क्षौद्रेण प्रशस्तकल्को रक्तातिसारे कफजे शमाय ॥**

ઇંદ્રજવ, પાહાડમૂળ, અતિવિખ, બળબીજ, વાળો, મોથ, મરી, સુંઠ, એ ઔષધોનું ગોળસાથે કલ્ક કરીને તેને મધસાથે ખવરાવવું. એ ઓષધ રક્તાતીસારને અને કફ્રાતીસારને મટાડવામાં સારૂં છે.

## વત્સકાદિ ક્વાથ.

**वत्सकातिविषबिल्वमुस्तका बालकेन सहितं जलेन तु ।**
**क्राथमानमतिशूलरक्तयुक् नाशनं ज्वरयुतेऽतिसारके ॥**

इति श्लेष्मातिसारः ।

કડાછાલ, અતિવિખ, બીલી, મોથ, વાળો, એ ઓષધોનો પાણીમાં ક્વાથ કરીને પાવાથી શૂળ અને લોહી સહિત જ્વરાતીસાર નાશ પામેછે.

## ઇતિ શ્લેષ્માતીસાર.

### રક્તાતીસારનું લક્ષણ.

**रक्तं च यस्तु शुद्धं विरेचने शोषदाहमतिरिच्येत् ।**
**रक्तातीसार इति ज्ञेयो वैद्यैर्महामतिभिः ॥**

જે અતિસારમાં શુદ્ધ રક્ત પડતું હોય તથા રોગીને શોષ અને દાહ ઘણો થતો હોય તો મોટી બુદ્ધિવાળા વૈદ્યોએ તેને રક્તાતીસાર જાણવો.

### રક્તાતીસારની ચિકિત્સા.

**धान्यनागरमुस्ता च वालकं बालबिल्वकम् ।**
**बला नागबला चेति क्वाथो रक्तातिसारिणाम् ॥**

ધાણા, સુંઠ, મોથ, વાળો, બાળબીલી, બળબીજ, નાગબલા, એ ઔષધોનો ક્વાથ રક્તાતીસારવાળાને પાવો.

### દાડિમાદિ ક્વાથ.

**दाडिमं च कपित्थं च पथ्याजम्ब्वाम्रपल्लवान् ।**
**पिष्ट्वा देया मस्तुयुक्ता रक्तातीसारवारणाः ।**

દાડિમ, કોઠું, હરડે, જાંબુડાનાં અને આંબાનાં કૂણાં પાંદડાં, એ સર્વને વાટીને દહીંની તર સાથે ખવરાવવું. એથી રક્તાતીસાર અટકેછે.

### ગુડબિલ્વયોગ.

**पक्वं गुडेन देयं बिल्वं रक्तातिसारिणे भिषजा ॥**
**पथ्या मधुयुक्तानां दध्ना रक्तातिसारघ्नाः ॥**

બીલીને ગોળમાં પક્વ કરીને વૈદ્યે રક્તાતીસારવાળા રોગીને આપવી; અથવા મધસહિત કે દહીંસાથે હરડે આપવી. તેથી રક્તાતીસાર નાશ થાયછે.

### વત્સકાવલેહ.

**वत्सकातिविषनागराभया पेषितं च मधु मस्तुसंयुतम् ।**
**लेह एव नियतं च मानवं रक्तवाहमतिवारयत्यपि ॥**

કડાછાલ, અતિવિખની કળી, સુંઠ, હરડે, એ ઔષધોને મધ અને

---

૧ लेहशब्रमधुनापि मानुजे. प्र० १ ली.

દહીંની તર સાથે વાટીને ચાટવાને આપવાં. એ અવલેહ નિયમપ્રમાણે આપવાથી મનુષ્યનો ગમે તેવો રક્તાતીસાર હોય તથાપિ મટેછે.

## કૂટજાદિ ચૂર્ણ.

**कुटजत्वक् च पाठा च विश्वं बिल्वं च धातकीकुसुमम्**
**दध्ना[1] सहितं चूर्णं देयं रक्तातिसारघ्नम् ॥**

इति रक्तातिसारः ।

ઈંદ્રજવના છોડની છાલ, પાહાડમૂળ, સુંઠ, બીલી, ધાવડીનાં ફૂલ, એ સર્વેનું ચૂર્ણ દહીં સાથે આપવું; કેમકે તે રક્તાતીસારને મટાડનારૂં છે.

## ઇતિ રક્તાતીસાર.

## સન્નિપાતાતીસારનું લક્ષણ.

**वाराहवसासदृशं तैलाभं मांसधावनाभासम् ।**
**पक्वजम्बुफलसदृशं सन्निपातप्रवाहोयम् ॥**

ભૂંડની વસાસરખો, તેલસરખો, માંસના ધોવરામણ સરખો, અને પાકા જાંબૂડાના ફળના રસસરખો જે અતિસારમાં ઝાડો થતો હોય તેને સન્નિપાતાતીસાર જાણવો.

## કુટજાષ્ટક.

**तुलामथार्द्रां गिरिमल्लिकायाः संकुट्यपक्का रसमाददीत ।**
**तस्मिन् सपूते पलसंमितं च देयं च पिष्ट्वा सहशाल्मलेन ॥**
**पाठा समङ्गातिविषा समुस्ता बिल्वं च पुष्पाणि च धातकीनाम्**
**प्रक्षिप्य भूयो विपचेच्च तावत् दार्वीप्रलेपः सरसस्तु यावत् ॥**
**पीतस्ततः कालविदा जलेन मण्डेन च क्षौद्रयुतेन वापि ।**
**निहन्ति सर्वं त्वतिसारमुग्रं कृष्णं सितं लोहितपीतकं च ॥**
**दोषं ग्रहिण्या विविधं च रक्तं पित्तं तथार्शांसि सशोणितानि**
**असृग्दरं चैवमसाध्यरूपं निहन्त्यवश्यं कुटजाष्टकोऽयम् ॥**

इति कुटजाष्टकः

---

1 मधुना. प्र० 1 ली.

ધોળા કડાનાં લીલાં ફૂલ અથવા છાલ ચારસો તોલા લેઈને તેને કચરીને પુટપાકની રીતે તેને પકવવું, અને પછી તેનો રસ કાઢીને ગાળી લેવો. પછી તેમાં મોચરસ, પાહાડમૂળ, મજીઠ, અતિવિખની કળી, મોથ, બાળબીલીઓ, તથા ધાવડીનાં ફૂલ, એ ઔષધોનું ચૂર્ણ નાખવું; એ નાખ્યા પછી તેને ફરી ચૂલે ચઢાવીને કઢછીએ ચોટે એવો સ્વરસ થતાં સુધી પકવ કરવું, પછી પીવાનો સમય જાણનારા રોગીએ તેને પાણી સાથે, મંડ સાથે, કે મધ સાથે પીવું. એ સ્વરસ સર્વે પ્રકારના ભયંકર અતિસારનો નાશ કરેછે; ધોળો, કાળો, રાતો કે પીળો એવો વિચિત્ર વર્ણનો અતિસાર પણ એથી મટેછે; ગ્રહણીનો નાનાપ્રકારનો દોષ નાશ થાયછે; રક્તપિત્ત, અર્શ, લોહીના રોગ, અને અસાધ્ય લક્ષણવાળો પ્રદરરોગ, એ સર્વે આ કુટજાષ્ટક પીવાથી જરૂર નાશ પામેછે.

## અમૃતવટક.

[1]पथ्यापञ्चशतं क्वाथ्य चतुर्भागावशेषितम् ।
तत्र क्वाथे पुनश्चूर्णमौषधानां विनिःक्षिपेत् ।
शृङ्गवेरं तथा लाक्षा पिप्पली कटुरोहिणी ।
दाडिमफलत्वक्चूर्णं दार्वी सवत्सकं विषम् ॥
आटरूषकचूर्णानि संक्षिप्यात्र निघट्टयेम् ।
आजं दुग्धं तदर्धेन घृतं चाष्टांशकं क्षिपेत् ॥
दार्व्यां विलेपितं ज्ञात्वा गुडस्य षोडशानि तु ।
पलानि मिश्रितं तत्र देयमप्रातराशिने ॥
त्रिदोषः सन्निपातोत्थः अतिसारश्च दारुणः ।
शुभमूर्च्छाभ्रमानाहकामलानां विपाचनः ।
क्षतक्षीणक्षयाणां तु हितोऽयममृतो वटः ॥

इत्यमृतवटकः ।

પાંચસો હરડે લાવીને તેનો સોળગણા પાણીમાં ક્વાથ કરીને ચોથે ભાગે પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવું. પછી તે ક્વાથમાં નીચેનાં ઔષધોનું ચૂર્ણ નાખવું. સુંઠ, લાખ, પીપર, કડુ, દાડિમના ફળનું

૧ पथ्यापंचमूलक्वाथ. प्र० १ ली.

તથા છાલનું ચૂર્ણ, દારૂહળદર, કડાછાલ, અતિવિખ, અરડૂસો, એ ઔષધોનું ચૂર્ણ નાખીને તેને ફરી ચૂલે ચઢાવી ધાડો કરવો. વળી તેમાં ક્વાથથી અરધું બકરીનું દૂધ તથા દૂધથી આઠમે ભાગે ઘી નાખીને કડછીએ ચોટે એવો પાક થતાંસુધી પાક કરવો. પછી તેમાં ચોસઠ તોલા ગોળ નાખવો. એ પાકની ગોળીઓ વાળીને સવારમાં ભોજન કર્યાવિનાના રોગીને યોગ્ય પ્રમાણમાં (એક તોલો) ખાવા આપવી. એથી ત્રિદોષ એકઠા થઇને કોપવાથી ઉપજેલો મહા ભયંકર અતીસાર, શૂળ, મૂર્છા, ભ્રમ, પેટ ચઢવું, અને કમળો, એ રોગોને મટાડે છે. વાગવાથી થયેલું અથવા શરીરની અંદર થયેલું ક્ષત અને તેથી જેનો દેહ સૂકાઇ ગયો હોય એવા રોગીને તથા ક્ષયવાળા રોગીને કે ઉરઃક્ષત ક્ષયવાળા રોગીને આ અમૃતવટક હિતકર છે.

## બિલ્વાદિ ચૂર્ણ.

पक्वबिल्वागुरुगोध्रचूर्णं मध्वादियोजितम् ।[1]
रक्तातिसारशमनं बालानां क्षीणदेहिनाम् ॥

इति संनिपातातिसारः ।

પાકું બીલું, અગર અને લોધર, એ ઔષધોનું ચૂર્ણ મધ સાથે આપવાથી બાળક અને ક્ષીણદેહવાળા રક્તાતીસારના રોગીઓનો રક્તાતીસાર મટેછે.

## ગુદભ્રંશની ચિકિત્સા.

यदा गुदं निरस्येत् तु तदा कुर्यात् क्रियामिमाम् ।
सहचर्या बलानां च रसो ग्राह्यो घृतं पयः ॥[2]
पक्वघृतेन लेपः स्यात् तस्य चेदं प्रशस्यते ।
अरणीपल्लवक्काथो बाष्पसंस्वेदनं हितम् ॥[3]
लोष्टं प्रतप्तमथवाग्निनिभं निरस्य
निर्वाप्य काञ्जिकजले विदधीत तद्वत् ।

---

१ एक. प्र० १ ली. २ साहचर्याः फलानां चरसो ग्राह्यः शृतं पयः प्र० २१. ३ वाष्पंलोष्टंसचंदनम् प्र० ली.

साख्यायै तस्य गुदसेकमतिप्रशस्तं
भ्रष्टं गुदं हि विनिवेश्य च बंधनं स्यात् ॥

इति गुदभ्रंशः ।

જ્યારે અતિસારના જોરથી રોગીની ગુદ બાહાર નીકળે ત્યારે આ ક્રિયા કરવી; પીળા કાંટાસળીયાનો તથા બલા નામે વનસ્પતિનો રસ લેવો. (પાંઠાતરમાં, કાંટાસળિયાના ફળનો રસ લેવો એમ છે.) તથા તે રસમાં દૂધ અને ગાયનું ઘી નાખવું. પછી પક્વ કરીને તે ઘી બાહાર નીકળેલી ગુદ ઉપર ચોપડવું. વળી એ રોગીની ગુદને અરણીના પાંદડાંના ક્વાથની વરાળ વતી બાફ આપવો, તે હિતકારક છે. અથવા માટીનો ગોળો અગ્નિમાં લાલચોળ તપાવીને તેને કાંજીમાં નાંખીને તેની વરાળવડે ગુદને બાફ આપવો. તથા તે કાંજી ના સેહેવાય એવા ગરમ પાણીવડે તેના ગુદ ઉપર સિંચન કરવું. તે રોગીને સુખ ઉપજાવે છે તથા તેના રોગને ફાયદાકારક છે. પછી બાહાર નીકળેલી ગુદને શરીરની અંદર મૂકીને પાટો બાંધવો.

### અસાધ્ય અતીસારનાં લક્ષણો.

लशुनकुणपगन्धं पूयगन्धं घनं वा
पललजलसमानं पक्वजम्बूनिभं वा ।
घृतमधुपयसाभं तैलशैवालनीलं
सघनदधिसवर्णं वर्जयेच्चातिसारम् ॥

भ्रममदतमकार्शं शूलमूर्च्छाविदाहं
श्वसनमतिविवर्णं छर्दिमूर्च्छातृडार्त्तम् ।
विकलमतिशयेनासौख्यशोफज्वरार्त्तिः
तमपहरतु दूरं सिद्धिदाता न दृष्टः ॥

शोफं शूलं ज्वरं तृष्णां श्वासं कासमरोचकम्
छर्दिं मूर्च्छां च हिक्कां च दृष्ट्वातीसारिणं त्यजेत् ॥

दृष्ट्वा शोफं तथाध्मानं हिक्कां छर्दिमरोचकम् ।
तथाच पाण्डुरोगार्त्तमतिसारयुतं त्यजेत् ॥

इत्यतिसारचिकित्सा ।

જે અતીસારના ઝાડાનો વાસ લસણ જેવો, મુડદા જેવો અને પરૂ જેવો હોય; જે ઝાડો ઘન (ઘાડો) હોય; જેનો રંગ માંસના રસ જેવો, પાકા જાંબૂના રસ જેવો, ઘી જેવો, દૂધ જેવો, મધ જેવો, તેલ જેવો, શેવાળ જેવો કે કાળો (નીલો) હોય; અથવા જેનો રંગ ઘાડા દહીં જેવો હોય; એવા અતીસારના રોગવાળાને સારૂં થશે નહિ એમ જાણી તેને વૈદ્યોએ છોડી દેવો.

જે અતિસારવાળાને ફેર આવતા હોય, મીણો ચઢતો હોય અને અંધારાં આવતાં હોય; જેનું શરીર પાતળું થઇ ગયું હોય; જેને શૂળ, મૂર્છા અને દાહ થતો હોય; જેને અતિશય શ્વાસ ચાલતો હોય; જેના મુખની કાંતિ બદલાઈ ગઈ હોય; જે ઉલટી, મૂર્છા, અને તરસથી પીડાતો હોય; જે અતિશય વિકળ થઈ ગયો હોય; જેને ચેન ન પડતું હોય; તથા જેને સોજા ચઢ્યા હોય અને જ્વરની પીડા હોય; એવા અતિસારના રોગીને વૈદ્યોએ વેગળેથીજ પડચો મૂકવો; કેમકે તેવા રોગીને સારો કરનારો કોઇ જોવામાં આવ્યો નથી.

જે અતિસારના રોગવાળાને સોજો, શૂળ, તાવ, તરસ. શ્વાસ, ખાંસી, અરૂચિ, ઉલટી, મૂર્છા, અને હેડકી, એવા ઉપદ્રવ થયા હોય તેને વૈદ્યે પડચો મૂકવો; કેમકે તેને સારૂં થતું નથી.

વળી જેને સોજો, પેટ ચઢવું, હેડકી, ઉલટી, અરૂચિ, એવા ઉપદ્રવ થયા હોય, તથા જે પાંડુ રોગથી પીડિત હોય, એવા અતીસારના રોગવાળાને જોઈને વૈદ્યે પડચો મૂકવો. અર્થાત્ એવો અતિસાર મટતો નથી.

**ઇતિ અતિસાર ચિકિત્સા.**

---

## ગૃહણી રોગની ચિકિત્સા.

### ગૃહણીનું લક્ષણ.

**यदल्पमल्पं क्रमशो निषिक्तं मलं मलाधारगतं च नित्यम् ।**
**हत्वान्तराग्निं कुरुते नरस्य विकारमाहुर्ग्रहणीति संज्ञा ॥**

જે રોગમાં મળાશયમાં રહેલો મળ નિત્ય નિત્ય વારંવાર થોડો થોડો ગુદદ્વારા બાહાર પડે છે તથા જઠરાગ્નિનો નાશ કરીને વિકાર ઉત્પન્ન કરે છે તે રોગને ગ્રહણી કરીને કહેછે.

### ગ્રહણીનું બીજે પ્રકારે લક્ષણ.

**निर्वृत्ते चातिसारे शमयति दहनं भूयसा दोषतोऽपि**
**भुक्तान्नं वा मलांशं बहुदिनमनिशं सञ्चयित्वा तिसर्त्ति ।**
**वारं वारं विगृह्य सहजमथ मलं पच्यमानं घनं वा**
**तं चाहुर्व्याधिघोरं मनुजरुजकरं स्याच्च ग्रहणीति संज्ञा ॥**

અતિસાર નિવૃત્ત થયા પછી જઠરાગ્નિ અત્યંત દૂષિત થવાથી શાંત પડી જાય છે; ખાધેલા અન્નને અને મળના અંશને બહુ દિવસસુધી આમાશય કે મળાશયમાં સંચિત કરી રાખીને પછી નિરંતર અતિસારરૂપે બાહાર પાડે છે. તે મળને વાતાદિ દોષ વારંવાર અટકાવે છે અને વળી સહજ પાચન થતી અવસ્થામાં કે ઘનરૂપ અવસ્થામાં તે મળ પડે છે. એવા ઘોરરૂપ તથા મનુષ્યને પીડા કરનાર વ્યાધિને ગ્રહણી એવું નામ આપવામાં આવ્યું છે.

### ગ્રહણીના પ્રકાર.

**लक्षणं चातिसारस्य विज्ञेयं ग्रहणीगदे ।**
**वातिकं पैत्तिकं चैव श्लैष्मिकं सान्निपातिकम् ।**
**नैव चैकेन दोषेण जायते ग्रहणीगदः ।**
**तेन संक्षीयते देहमन्तर्दाहो विपाकता ॥**

જે લક્ષણ વાતાદિ અતિસારનાં કહેલાં છે તેજ લક્ષણો વાતાદિ ગ્રહણીનાં પણ જાણવાં. અને તેથી વાતીક, પૈત્તિક, કફાત્મક અને સન્નિપાતાત્મક, એવા ગ્રહણીના પ્રકાર થાયછે. એકજ દોષવડે ગ્રહણી રોગ ઉપજે છે એમ નથી; પણ અનેક દોષથી ગ્રહણી રોગ ઉપજે છે, તેથી દિવસાનુ દિવસ દેહ સૂકાતો જાય છે, શરીરની અંદર દાહ થાયછે અને ધાતુઓ વગેરે પાકી ઉઠે છે.

## ગ્રહણીના ઉપદ્રવરૂપ ગુલ્માદિની સંપ્રાપ્તિ અને લક્ષણો.

तिक्तैः कषायः कटुकाम्लविदाहिरूक्षैः
शीताल्पभोजनपरैः श्रममैथुनैश्च ।
भाराध्वहस्ति रथधावन वाहनैश्च
संक्रुद्धवायुरिति हन्त्यनलस्य वेगम् ॥

तस्मात् तदन्नमनिलेन तु लिह्यमानं
रक्तेन युक्तमनिले परिपाकमेति ।
संजायतेऽपि मनुजस्य तथा गदोयं
गुल्मेति नाम स च पंचविधो बभूव ॥

प्लीहा यकृज्जठरकं तु मलाविबन्धो-
ऽष्ठीला कृमिर्जठररोगभवो हि तस्य ।
एतैर्भवन्ति ग्रहणीपरिवर्तमाना
घोराश्च दुःखजननी मनुजस्य चित्ते ॥

कण्ठास्यशोषतिमिरं हृदि पार्श्वशूलं
नाभौ व्यथातिकृशतातिविषूचिका च ।
कर्णे स्वनोऽतिवमनं क्रमशूलमोहः
श्वासश्च गुल्ममिति लक्षणमेव विद्धि ॥

यस्यैतानि च लिङ्गानि गुल्माशंकी सविड्ग्रहः ।
गृहणीनाम दुःसाध्यस्तस्य वक्ष्यामि लक्षणम् ॥

કડવાં, તુરાં, તીખાં, ખાટાં, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરે એવાં-લૂખાં, ઠંડાં, અને થોડાં ભોજન કરવાથી; થાકથી; મૈથુનથી; ભાર વહન કરવાથી; માર્ગમાં મુસાફરી કરવાથી; હાથી, રથ કે વાહન ઉપર બેશીને વેગથી જવાથી; અને દોડવાથી; એવાં કારણોથી વાયુ દોષ વિકાર પામીને જઠરાગ્નિના વેગનો નાશ કરે છે. એ રીતે અગ્નિના વેગનો નાશ થવાથી વાયુ તેમાંના અન્નના વિભાગ કરે છે અને તે લોહીમાં મળીને

१ संक्रुद्धवायुहननेऽनलवेगमेनम् प्र० १ ली. संक्रुद्धवायुहननेखिलमग्निभूमिम् प्र० ३ जी. २ मनले प्र० ३ जी. ३ मलप्रबंधो प्र० १ ली. ४ साध्यं न गुल्ममिति प्रत ३ जी. ५ गुल्मिनं तं विदुर्बुधाः प्र० १ ली.

વાયુમાં પરિપાક પામે છે. એવી રીતે વાયુના કારણથી મનુષ્યને જે આ રોગ પેદા થાય છે તેને ગુલ્મ કહેછે. એ જઠર રોગ પાંચ પ્રકારનો છે. પાંચ પ્રકાર આ પ્રમાણેઃ—પ્લીહા (ડાબા પડખાની ગ્રંથિ ફૂલવાથી થયેલો જઠરરોગ), યકૃત્ (જમણા પડખાની ગ્રંથિ ફૂલવાથી થયેલો જઠરરોગ), મલાનિબંધ (અતિસાર) અથવા मलप्रबंधो એવે પાઠ હોય તો મળનું રોકાણ અષ્ઠીલા અને કૃમિ, એ પાંચ વ્યાધિથી ગ્રહણી રોગમાં થાયછે. એ ગ્રહણી મહા ભયંકર અને મનુષ્યના ચિત્તમાં દુઃખ ઉત્પન્ન કરનારી છે. એવી રીતે ગુલ્માદિ વ્યાધિઓથી યુક્ત ગ્રહણી રોગમાં કંઠે તથા મુખે શોષ પડેછે; આંખે અંધારાં આવેછે; છાતીમાં અને પાસાંમાં શૂળ મારે છે; નાભિમાં વ્યથા થાયછે; શરીર અતિશય કૃશ થઈ જાયછે; ઝાડો તથા ઓકારીરૂપ વિસૂચિકા થાયછે; કાનમાં અવાજ થાયછે; ઉલટીનું જોર બહુ હોયછે; શરીર શ્રમિત થયેલું લાગે છે; પેટમાં ચૂંક કે આંકડી આવેછે; રોગી બેભાન થઈ જાયછે; શ્વાસ ઉપડે છે; અને ગુલ્મ કોપે છે. એવાં ચિન્હ જેને થતાં હોય, ગુલ્મરોગની શંકા ઉપજતી હોય, વખતે ઝાડો કબજ થઈ જતો હોય, તેને ગ્રહણી નામે દુઃખે કરીને મટે એવો વ્યાધિ થયો છે એમ જાણવું. હવે એ રોગનાં લક્ષણ કહુંછું.

## વાતગ્રહણીનાં લક્ષણ.

**चित्रं सशब्दं सृजतेतिवर्चः सफेनिलं मंदमतीव रूक्षम् ।**
**श्वासार्त्तियुक्तं तनुशैथिलं च स्रावो ग्रहण्यां पवनप्रकोपात् ॥**

વાયુથી થયેલા ગ્રહણી રોગમાં રોગીનો ઝાડો વિવિધ રંગવાળો, ફીણવાળો, અતિશય લૂખો અને પાતળો કે ઢીલો થાયછે. ઝાડો થતી વખતે રોગીની ગુદામાંથી અવાજ થાયછે. ઝાડો ઘણો થાયછે; અને ધીમે ધીમે થાયછે. વળી ઝાડાનો સ્રાવ પણ થાયછે.

## પિત્તગ્રહણીનાં લક્ષણ.

**विदाहि शीर्णं सरुजं-तृषार्त्तं दुर्गन्धपीतारुणनीलकालम् ।**
**संसृज्यते यस्य मलैर्विमिश्रं पित्तोद्भवा सा ग्रहणीति संज्ञा ॥**

પિત્તથી થયેલી ગ્રહણીમાં રોગીનો ઝાડો દાહ ઉત્પન્ન કરે એવો

ગરમ, પાતળો, પીડા કરે એવો, દુર્ગંધવાળો, પીળો રાતો લીલો કે કાળો, અને મળ સાથે મળેલો હોયછે, એ રોગમાં રોગી તરસથી પીડા પામેછે.

### કફ ગ્રહણીનાં લક્ષણ.

**हृल्लासश्छर्दि स्वसनं च शोफः कासो जडत्वं च सशीतता च ।**
**वैरस्यमास्ये गुरुगात्रता स्यादरोचकं वै सकफग्रहिण्याम् ॥**

કફથીયુક્ત ગ્રહણી રોગમાં રોગીને છાતીમાં પીડા થાયછે; તેમજ શ્વાસ, સોજો, ખાંસી, જડપણું, શીતળતા, મુખમાં વિરસતા, શરીરનું ભારેપણું અને અરૂચિ, એવાં ચિન્હ થાયછે.

### ત્રિદોષ ગ્રહણીનાં લક્ષણ.

**त्रिभिः समेतं गदितं च चिह्नमेतस्य कोपो मधुरास्यता वा ।**
**दाहोऽथ मूर्च्छा स्वसनं जडत्वं ससन्निपातग्रहणीगदः स्यात् ।**

વાતાદિ ત્રણે દોષ કોપવાથી ગ્રહણી રોગ થયો હોય તો જે જે ચિન્હ વાતાદિ પ્રત્યેક દોષની ગ્રહણીમાં માલમ પડેછે તે બધાં અહીં સામટાં જણાય છે. વળી વિશેષમાં-રોગીનું મુખ મધુર થાયછે, શરીરે દાહ થાયછે, મૂર્છા આવેછે, શ્વાસ થાયછે અને જડતા ઉપજે છે.

### વાત સંગ્રહણીમાં પાચન ક્વાથ.

**दारुनागरनिशा सवासका कुण्डली मगधजा सठी घनम् ।**
**रास्ना भार्गि सरलाह्वपौष्करं पाचनं भवति वातिकग्रहे ।**

દેવદાર, સુંઠ, હળદર, અરડૂસો, ગળો, પીપર, ષડ્કચુરો, મોથ, રાસના, ભારંગ, સરલ દેવદાર, પુષ્કરમૂલ, એ ઔષધોનો ક્વાથ કરીને પાવાથી વાયુથી થયેલી ગ્રહણીની પીડા મટેછે; કેમકે એ ઔષધોનો ક્વાથ કાચા મળને પકવે છે.

### પિત્તગ્રહણીમાં પાચન.

**नलवेणुकुशानां च काशेक्षूणां च मूलकम् ।**
**निःक्वाथ्य पानं हितं चास्य पाचनं पैत्तिके ग्रहे ।**

---

१ साध्यं नगुल्ममिति. प्र० ३ जी. २ गुल्मितं तं विदुर्बुधाः. प्र० १ ली.
३ दरोचकंशंखशकृदग्रहस्तु. प्र० १ ली.

લઘુ દેવનલ, વાંસ, ડાભ, કાસ, સેરડી, એ સર્વનાં મૂળ લઈને તેનો ક્વાથ કરીને રોગીને પાવો. એ ક્વાથ પિત્તગ્રહણીમાં હિતકારક છે.

### કફગ્રહણીમાં પાચન ક્વાથ.

**व्याघ्रीग्रन्थिकचव्यं सुरसा शुण्ठी सदाडिमं रजनी ।**
**घनचित्रकमेवं हि क्वाथो ग्रहणीकफं हन्ति ॥**

રીંગણી, પીપરીમૂળના ગંઠોડા, ચવક, તુળસી, સુંઠ, દાડિમ, હળદર, મોથ, ચિત્રો, એ ઔષધોનો ક્વાથ કફથી થયેલા ગ્રહણી રોગને નાશ કરેછે.

### સુંઠ્યાદિ અમૃત પ્રાશન.

**शुण्ठी कणा द्विरजनी घनचित्रकं च**
**एषां चतुर्गुणमिता त्रिफला समांशा ।**
**कल्कं घनं न शिथिलं परिवाप्य तस्मात्**
**भल्लातकानि शतकं परियोज्य तस्मात् ॥**
**योज्यः पुनः प्रतिविषं त्रिफला विडङ्ग-**
**सिन्धूत्थवह्नित्रिकटु त्रिसुगन्धियुक्तं ।**
**चूर्णं पुनर्गुडयुतं घृतमिश्रितं च**
**कृत्वा विडालपदमात्रकमोदकांश्च ॥**
**भक्षेद्यथावलमपि ग्रहणीगदे च**
**अर्शोभगन्दरमरोचकगुल्ममेहान् ।**
**शूलाश्मरीकृमिजरोगहरं च पाण्डौ**
**श्रेष्ठं रसायनमिदं वलिनाशनं स्यात् ॥**
**वृष्यं बलं विदधतेऽप्यतिकृच्छ्रदोषम्**
**वर्णेन्द्रियप्रबलदीप्तिकरं रुजोघ्नं ।**
**कुष्ठभ्रमापहरणं कुरुते सदैव**
**युक्तोपभुक्तमिति सर्वगुणानुवृद्धिः ॥**

इति शुण्ठ्याद्यमृतप्राशनम् ।

સુંઠ, પીપર, હળદર, આંબાહળદર, મોથ, ચિત્રો, એ સર્વે ઔ-

પધોથી ચોગણી ત્રિફલા લેવી. ત્રિફલાના ત્રણે ભાગ સરખા લેવા, એટલે હરડે, બેડાં, અને આમળાં એ ત્રણે સરખા વજનમાં લેવાં. એ સર્વેનું ઘાડું કલ્ક કરવું, ઢીલું કરવું નહિ. એ કલ્કમાં સો ભીલામાં નાખવાં. અને પછી તેમાં કાળું અતિવિખ, ત્રિફળા, વાવડીંગ, સિંધવ, ચિત્રો, સુંઠ, પીપર, તજ, તમાલપત્ર, એલચી, એ સર્વે મેળવીને તેનું ચૂર્ણ કરવું એ ચૂર્ણમાં ઘી અને ગોળ નાખીને એક એક તોલાની તેની ગોળીઓ કરવી. પછી અરુચી રોગવાળાએ પોતાની શક્તિના પ્રમાણમાં તે ગોળીઓ ખાવી એ ગોળીઓ અર્શ, ભગંદર, અરૂચિ, ગુલ્મ, પ્રમેહ, શૂળરોગ, પથરીનો રોગ અને કૃમિરોગ, એ સર્વેને મટાડનારી છે. વળી તે પાંડુ રોગમાં ઉત્તમ રસાયનરૂપ છે. એના સેવનથી શરીર ઉપર વળેલી કરચલીઓ નાશ પામે છે. તે વીર્યને વધારે છે, બળ આપે છે, મૂત્રકૃચ્છ્રને કે બીજા કષ્ટતર વ્યાધિને મટાડે છે. શરીરના વર્ણને અને ઇંદ્રિયોને સુધારે છે તથા શોભાયમાન કરેછે, શરીરની પીડાઓને હરેછે, કોઢ અને ભ્રમ રોગને સદૈવ નાશ કરેછે, અને એવી રીતે યુક્તિપૂર્વક તેનું સેવન કર્યું હોય તો સર્વ પ્રકારના ગુણની વૃદ્ધિ થાયછે.

### અભયાદિ અવલેહ.

हरीतकीपञ्चशतानि धीमान्
गोमूत्रद्रोणेन सकृद्विपाच्य ।
मृद्वग्निना यावदशेषमेव
मूत्रं विजीर्णं विधिवद् विधिज्ञः ॥
निर्वाप्य चूर्णं प्रतिशोष्य शीते
छायाविशुष्कान् प्रविदार्य चास्थीन् ।
चूर्णं च शुण्ठीमगधाविषाश्च
त्रिगन्धमूर्वाचविकान्विताश्च ॥
निःक्वाथ्य छल्लीं कुटजस्य तावत्
दर्व्योपलेपी भवतीति यावत् ।
तस्यार्द्धभागेन गुडं विदद्यात्
क्षीरं तदर्द्धेन गवाजकं वा ॥

---

१ सुगंधि. प्र. १. प्र० १ ली. २ विमथ्यात्.

निर्वापितं तं घृतभाजने च
संस्थापितं चूर्णमिदं प्रशस्तम् ।
सिन्धूत्थवह्नित्रिकटु त्रिसुगन्धियुक्तं
चूर्णं पुनर्गुडयुतं घृतमिश्रितं च ॥

चूर्णेन तेन सकलग्रहणी च पाण्डु
शोषाश्मरीकृमिजगुल्ममथातिसारान्
प्लीहायकृच्छ्वासिषु मानवेषु
विषूचिकापीनसमस्तकार्तिम्
विनाशनः सद्यस्तथा ज्वराणाम् ॥
अध्वश्रमक्षीणबलोदराणाम्
एकाहिकादिज्वरनाशनः स्यात्
लेहोऽभयाद्योऽमृतवन्नराणाम् ॥

इत्यभयाद्योऽवलेहः ।

એક હજાર ચોવીસ તોલા અથવા એક દ્રોણ ગાયના મૂત્રમાં પાંચસો હરડે નાખવી, અને તેને ધીમા તાપથી જ્યાંસુધી તમામ મૂત્ર હરડેમાં પચી જાય ત્યાંસુધી પકવ કરવી. પછી વિધિને જાણનારા વૈદ્યે વિધિ પ્રમાણે તેને છાંયડામાં સૂકવીને સૂકાયા પછી તેને ચીરીને તેમાંના ઠળિયા કાઢી નાખવા અને પછી તેમાં આ પ્રમાણે ચૂર્ણ નાખવું:—સુંઠ, પીપર, અતિવિખની કળી, તજ, તમાળપત્ર, એલચી, મોરવેલ, ચવક, એ ઔષધનું ચૂર્ણ નાખીને તે હરડેના દળ સાથે મિશ્ર કરવું. પછી ઇંદ્રિજવની છાલને પાણીમાં ઉકાળવી અને તેનો ક્વાથ થએ તે ગાળી લેવો એ ક્વાથમાં ઉપરનું ચૂર્ણ નાખીને તેનો કડછીએ ચોટે એવો પાક કરવો. એ પાકથી અર્ધભાગે ગોળ તેમાં નાખવો તથા તેથી અરધું ગાયનું કે બકરીનું દૂધ નાખવું. પછી તેનો પાક કરીને તેને ઘી ભરવાના વાસણમાં નાખવું, અને તેમાં આ ચૂર્ણ મેળવવું; સિંધવ, ચિત્રો, સુંઠ, પીપર, મરી, તજ, તમાલપત્ર, એલચી, એ ચૂર્ણ તેમાં નાખવું. એ સઘળું એકઠું થયેલું ચૂર્ણ એ અભયાદિ અવલેહ કહેવાયછે. એમાં ગોળ અને ઘી મેળવીને યુક્તિપૂર્વક ખાવાથી સઘળા પ્રકારના ગ્રહણીના રોગ,

પાંડુ રોગ, શોષ, પથરી, કૃમિરોગ, ગુલ્મ, અતિસાર, બરોલ, યકૃત (પિત્તની ગાંઠ), શ્વાસરોગ, વિસૂચિકા રોગ, પીનસ, માથાની પીડા, એ સર્વે રોગ મટેછે, વળી તેથી સઘળા પ્રકારના તાવ નાશ પામે છે. માર્ગે ચાલવાથી થાકેલા તથા જેમનું બળ નાશ પામ્યું છે એવા, તેમજ ઉદર રોગવાળા, અને એકાંતરિયા વગેરે વિષમ જ્વરવાળા, એ સર્વેને આ અભયાદિ અવલેહ અમૃત સરખો છે.

## દ્રાક્ષાદિ ક્ષીર.

द्राक्षाक्षीरेण पक्त्वा यावद्घनं दार्व्युपलेऽपि च ।
दृष्ट्वा पश्चात्तैः समालोड्य चेमान्यौषधानि मतिमान् ॥
पर्पटातिविषा मूर्वा पटोलं घनबालकम् ।
तथाभयानां चूर्णं तु समशर्करया युतम् ॥
तेन क्षीरेण संयोज्य विदार्याः कन्दमेव च ।
घृतेन नवनीतेन पिण्डं कृत्वाऽथ भक्षयेत् ॥
सपित्तग्रहणीपाण्डुकामलार्तितृषापहम् ।
भ्रममूर्च्छां तथा हिक्कां तमकोन्मादमश्मरीम् ।
मेहपित्तासृजं कुष्ठं नाशयत्याशु निश्चितम् ॥

इति द्राक्षादिक्षीरम् ।

ગાયના કે બકરીના દૂધમાં દ્રાક્ષ નાખીને જ્યાંસુધી તે દૂધ જાડું તથા કડછીએ ચોટે એવું થાય ત્યાંસુધી તેનો પાક કરવો. પાક થયો જોઇને તે દ્રાક્ષોને તેમાં હલાવી નાખીને બુદ્ધિમાન વૈદ્યે આ ઔષધો તેમાં નાખવાં. પિત્તપાપડો, અતિવિખની કળી, મોરવેલ, પટોલ, મોથ, વાળો, સાકર તથા હરડેનું ચૂર્ણ સમાન ભાગે, વિદારીકંદનું ચૂર્ણ, એ સર્વે તે પાકમાં નાખવું. પછી તેને એકત્ર કરી ઘી અથવા માખણ સાથે મેળવી ગોળી કરીને ખાવી. એ ઔષધ ખાધાથી પિત્તથી ઉપજેલો ગ્રહણી રોગ, પાંડુરોગ, કમળો, તરસ, ભ્રમ, મૂર્છા, હેડકીનો રોગ, તમક નામે શ્વાસ, ઉન્માદરોગ, પથરીનો રોગ, પ્રમેહ, પિત્તરક્ત, કોઢ, એ સર્વે રોગ જરૂર મટે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने अतीसारचिकित्सा नाम तृतीयोऽध्यायः ।

# चतुर्थोऽध्यायः ।

## आत्रेय उवाच ।

### ગુલ્મની ચિકિત્સા.

**शृणु पुत्र ! प्रवक्ष्यामि गुल्मानां चैव लक्षणम् ।**
**तस्मात् तेषां प्रतीकारमौषधानि विशेषतः ॥**

**આત્રેય કહેછે.**—હે પુત્ર! હું તને ગુલ્મનાં લક્ષણ કહું છું તે તું સાંભળ. અને તે પછી તેની ચિકિત્સા તથા તેનાં ઔષધો વિશેષે કરીને કહુંછું તે સાંભળ.

### ગુલ્મના પાંચ પ્રકાર.

**पञ्चधा संभवंत्येते गुल्मा जठरसंसृताः ।**
**हृत्कुक्षौ नाभिबस्तौ च मध्ये च पञ्चमः स्मृतः ॥**
**हृदयस्थो यकृन्नाम कुक्षौ साष्ठीलिकोच्यते ।**
**मध्ये प्लीहा समाख्यातो बस्तौ चण्डविवृद्धकः ॥**
**नाभौ संलक्ष्यते ग्रन्थी नामान्येषां पृथक् पृथक् ।**

જઠરમાં ઉત્પન્ન થયેલા ગુલ્મ પાંચ પ્રકારના થાયછે. એક હ્રદયમાં, બીજો કૂખમાં, ત્રીજો નાભિમાં, ચોથો બસ્તિમાં, અને પાંચમો પેટની વચમાં, એ પાંચ જગાએ ગુલ્મ થાય છે. જે ગુલ્મ હ્રદયમાં થાય છે તેને યકૃત્ કરીને કહે છે; જે ગુલ્મ કૂખમાં થાય છે તેને અષ્ઠીલા કરીને કહેછે; જે ગુલ્મ પેટની વચમાં થાય છે તેને પ્લીહા (બરોળ) કરીને કહે છે; જે ગુલ્મ પેડુમાં થાય છે તેને ચંડવિવૃદ્ધક કરીને કહેછે; અને જે ગુલ્મ નાભિમાં થાય છે તેને ગ્રંથી કરીને કહે છે. એવાં તેમનાં જૂદાં જૂદાં નામ છે.

## ગુલ્મના હેતુ અને સંપ્રાપ્તિ.

अतः प्रकोपं वक्ष्यामि येन कुर्वन्ति बाधकम् ॥

स्वभावात् पित्तरक्ताद्याः सेवंतेऽम्लविदाहिकम् ।
उष्णं च क्षारमद्यं वा चोष्णपानातिसेवनात् ॥

तथा शोकः श्रमोऽध्वानां शोषात् संक्षोभनादपि ।
उच्चभाषणगानेन धनुर्ज्याकर्षणेन च ।
पृष्ठे मुष्ट्याभिघातेन हृदये ताडनेन वा ॥
भारेणोद्धरणाद्वापि रक्तं शोषयते हृदि ।
तेन गुल्मेति नाम तु जायते रक्तपित्तकम् ॥
कदाचित् त्रिषु दोषेषु सम्भवश्चास्य दृश्यते ॥
वातेनोदीरितं चैव कफेन च घनीकृतम् ।
पित्तेन पाकतां प्राप्तं त्रिदोषसंभवं यकृत् ॥

હવે એ ગુલ્મ જેણે કરીને કોપીને શરીરને પીડા કરે છે તે હું કહું છું. જે માણસના શરીરમાં સ્વભાવથીજ પિત્તનો કે રક્તનો કે એવાજ બીજા દોષનો પ્રકોપ છે તે માણસો જ્યારે ખાટા કે દાહકર્ત્તા પદાર્થોનું સેવન કરેછે, અથવા ગરમ પદાર્થ, કે ક્ષાર, કે મદ્ય, અથવા અતિશય ગરમ પાણીનું સેવન કરેછે, તેમજ રોગીને શોક કે માર્ગમાં ચાલવાનો શ્રમ, કે શોષ થાયછે, ત્યારે રક્ત અને પિત્તથી ગુલ્મ ઉપજે છે. વળી સંક્ષોભ કરનારાં કારણોથી, ઘણો ઘાંટો તાણીને બોલવાથી કે ગાવાથી, ધનુષ્ય પણછ ખેંચવાથી, બરડામાં મુક્કીઓ વાગવાથી, છાતી-માં મુક્કી વગેરે વાગવાથી, ઘણો ભાર ઉપાડવાથી અને કોઈ પદાર્થ જોરથી ખેંચી કાઢવાથી, છાતીમાંનું રક્ત શોષાય છે અને તેથી રક્ત તથા પિત્ત વિકાર પામીને ગુલ્મ ઉત્પન્ન કરેછે. કોઈ વખત ત્રણ દોષવડે પણ ગુલ્મ ઉત્પન્ન થાય છે. વાયુ યકૃતને સ્થાનથી ચલાયમાન કર છે, કફ-વડે તે ઘટ થાય છે, અને પિત્તવડે તે પાકે છે. એવી રીતે યકૃત ગુલ્મ ત્રિદોષથી પેદા થાયછે.

## ગુલ્મનાં લક્ષણો.

लक्षणं तस्य वक्ष्यामि येन तच्चापि लक्ष्यते ।
क्षीयते येन मनुजो मृत्युमाशु प्रपद्यते ॥

वमिः क्लमस्तथोद्गारो हृल्लासः श्वसनं भ्रमः ।
दाहोऽरुचिस्तृषा मूर्च्छा कण्ठे दाहः शिरोव्यथा ॥

हृच्छूलं च प्रतिश्यायः ष्ठीवनं कटुकास्यता ।
सशल्यं हृदि शूलं च निद्रानाशः प्रलापता ॥

हृदये मन्यते जाड्यमुदरं गर्जते भृशम् ।
एतैर्लिङ्गैर्विजानीयात् यकृत् कोष्ठान्तवक्षसि ॥

यद्यसौ क्षतजाद्वृद्धस्तेन श्वासोतिदुर्बलः ।
सदाघं च सशूलं च कासश्चोद्गारता वमि ॥

पूयाभः पतते श्लेष्मा पूतिगंधोतिविस्रकः ।
रक्ताभं शुक्रसंकाशं ष्ठीवते च मुहुर्मुहुः ॥

तथातिसार्यते रक्तं श्रमात्संक्षीयते वपुः ।
क्षतजः स महाव्याधिर्यकृद्वक्षसि संस्मृतः ॥

હવે હું તે ગુલ્મનાં લક્ષણો કહું છું કે જેવડે તે ગુલ્મ સમજવામાં આવશે. વળી જે કારણોથી ગુલ્મરોગીનું શરીર ક્ષીણ થતું જાયછે તથા જેથી તે મૃત્યુ પામેછે તે કારણો અને લક્ષણો પણ કહુંછું. જ્યારે કોઠાની અંદર છાતીમાં યકૃત્ ગુલ્મ હોય ત્યારે રોગીને ઉલટી, થાક, ઓડકાર, છાતીમાં પીડા, શ્વાસ, ભ્રમ, દાહ, અરૂચિ, તરસ, મૂર્છા, ગળામાં બળતરા, માથામાં પીડા, છાતીમાં શૂળ, સલેખમ, મુખમાંથી ગળફા પડવા, મુખનો સ્વાદ તીખો થઈ જવો, છાતીમાં કાંઈ ભરાયું હોય તેવું લાગવું તથા તેથી શૂળ જેવી પીડા થવી, ઉંઘનો નાશ થવો, લવારી થવી, એવાં એવાં ચિન્હ થાય છે. રોગીના હૃદયમાં જડતા માલમ પડેછે, તથા તેના પેટમાં અત્યંત ધડ્ડાટ થાય છે. એવાં ચિન્હો ઉપરથી જાણવું કે યકૃતનો ગોળો કોઠામાં છાતીના ભાગમાં છે.

જો એ ગુલ્મ લોહીથી વૃદ્ધિ પામ્યો હોય તો તેથી રોગીને શ્વાસ થાય છે, તે અતિશય દુર્બલ થઈ જાય છે, દાહ અને શૂળ સહિત તેને ખાંસી થાયછે, ઓડકાર આવેછે અને ઉલટી પણ થાયછે, મુખમાંથી પરૂ સરખો કફ પડેછે તથા તેનો ગંધ ખરાબ મુડદા જેવો આવેછે, તે વારંવાર મુખમાંથી લોહીસરખું અને વીર્યના જેવું થૂંકે છે, તેને અતિસારવાટે લોહી પડેછે અને શ્રમ થયો હોય એમ લાગીને તેનું શરીર ક્ષીણ થવા લાગે છે, એ યકૃત્ ગુલ્મ લોહીથી થયો છે એમ જાણવું. એ ગુલ્મ છાતીમાં રહેલો હોય છે અને તે મોટો ભયંકર વ્યાધિ છે.

## અસાધ્યત્વ.

**श्वासस्तृष्णावमिर्मोह शोफः स्यात्करपादयोः ।**
**रुचिबधोतिसारश्च यकृदूरे परित्यजेत् ॥**

જે ગુલ્મરોગના રોગીને શ્વાસ, તરસ, ઉલટી, મોહ, હાથે પગે સોજો, અરૂચિ, અતિસાર, એવા ઉપદ્રવ થાય, તે રોગાની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ.

## ગુલ્મની ચિકિત્સા.

**अतो वक्ष्यामि भैषज्यं येन संपद्यते सुखम् ।**
**तस्यादौ लंघनं चैकं पाचनं तदनंतरम् ॥**

ગુલ્મરોગ એવો ભયંકર છે માટે એ રોગીને જેથી સુખ થાય એવાં ઔષધ કહુંછું. પ્રથમ એ રોગીને એક ઉપવાસ કરાવવો તથા તે પછી પાચન ઔષધ આપવાં.

## વિશ્વાદિ ક્વાથ.

**विश्वोपकुल्यामरिचं शढीनां यवानिकाचित्रहरीतकीनाम् ।**
**क्वाथो यकृत्पाचनकेपि शस्तः आनाहगुल्मार्तिविषूचिकानाम् ॥**

સુંઠ, પીપર, મરી, ષડકચુરો, જવાની અજમો, ચિત્રો, હરડે, એ ઔષધોનો ક્વાથ યકૃત્ ગુલ્મનું પાચન કરવામાં હિતકર છે, તેમ પેટ ચડવાનો ઉપદ્રવ, ગુલ્મની પીડા, અને વિષૂચિકા ( મૂર્છાનો રોગ ) એ રોગને પણ ફાયદા કારક છે.

## સુંઠયાદિ ચૂર્ણ.

**भागोपकुल्याद्वयशृंगवेरं पथ्यात्रिभागाग्निफला चतुर्थः ।**
**भक्षेच्च तस्योपरि तक्रपानं निःक्वाथ्य तोयं च पिबेच्च वाम्लम् ॥**
**सौवीरकं वा विनिहन्ति शीघ्रं यकृद्विबंधोदरशूलकासान् ।**
**विषूचिकाजीर्णकफामयघ्नं पाण्ड्वामयार्ति ग्रहणीं सगुल्माम् ॥**
**शुण्ठयादिचूर्णं त्वरितं निहन्ति ॥**

इति शुण्ठ्यादिचूर्णम् ।

એક ભાગ પીપર, બે ભાગ સુંઠ, ત્રણ ભાગ હરડે, ચાર ભાગ મોટી માલકાંકણી, પાંચ ભાગ ઉપલેટ, છ ભાગ સિંધવ સાથે મેળવેલો જવાની અજમો, એ સર્વમાં હિંગ મેળવીને તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું અને તેમાંથી એક તોલો ચૂર્ણ ખાઈને તે ઉપર છાસ પીવી, અથવા ખાટા પદાર્થનો ક્વાથ કરીને તે ક્વાથ પીવો, અથવા સૌવીર નામે ખાટું મદ્ય પીવું, એ ઔષધ યકૃતના ગોળાનો રોગ, બદ્ધકોષ્ઠ, પેટમાંનું શૂળ, ખાંસી, મૂર્છા, અજીર્ણ, કફના રોગ, પાંડુરોગ, ગુલ્મસહિત ગ્રહણી રોગ, એ સર્વ રોગને મટાડે છે. આ સુંઠયાદિ ચૂર્ણ ત્વરાથી એ સર્વ રોગને મટાડે છે.

## ક્ષારામૃત.

**क्षारं मुष्ककर्किंशुकार्जुनधवापामार्गरम्भातिला**
**जीवन्तीकनकाह्वयं च रजनी कूष्माण्डवल्ली तथा ।**
**वासासूरणमेव तीव्रदहने प्रज्वाल्य भस्मीकृतं**
**तोयेन प्रतिसेव्य निभृतपयःपानं विधेयं यकृत् ॥**
**शूलानाहविबन्धगुल्मकफजान् रोगान् जयेत् कामलान्**
**विद्रध्यो हृदि शूलपाण्डुग्रहणीशोफार्शसां पीनसाम् ।**
**मंदाग्नौ ज्वरपीडने कृमिगुदभ्रंशे प्रमेहे तथा**
**शस्तं वृद्धिषु दाहशूलकसनोद्गारे वमौ प्लीह्नि च ॥**

મુષ્કક અથવા મોક્ષકવૃક્ષ જેને 'ઘંટાપાતલી' કહેછે તેનાં પાંદડાં, ખાખરાનાં પાંદડાં, સાદડ, ધાવડો, અઘાડો, કેળ, તલ, હરણુદોડી,

---

१ अग्निकणा. प्र० २. २ पाषाणानुदरे भवंति बहुधा भस्मीभवेत्काष्ठवत्. प्र० २.

ધંતૂરો, હળદર, કોહોળાનો વેલો, અરડૂસાનાં પાંદડાં, સૂરણ, એ સર્વને તીવ્ર અગ્નિમાં બાળીને ભસ્મ કરવાં. પછી તે ભસ્મને પાણીમાં ઓગાળીને તેમાંથી નીરતું પાણી લેઇને તેને બાળવું અને છેવટે જે ક્ષાર રહે તે લેઇ લેવો. આ ક્ષારને પાણીમાં ઓગાળીને પીવો તથા તે ઉપર સારી રીતે દૂધ પીવું. એ ક્ષાર શૂળ, પેટ ચઢવાનો વ્યાધિ, બદ્ધકોષ્ટ, ગુલ્મ, કફના વ્યાધિ, અને કમળો એ રોગોને મટાડે છે. વળી તે વિદ્રધિ રોગમાં, છાતીના શૂળમાં, પાંડુરોગમાં, ગ્રહણીમાં, સોજાના વ્યાધિમાં, અર્શ રોગમાં, પીનસ રોગમાં, જઠરાગ્નિ મંદ થઇ ગયો હોય તે રોગમાં, તાવની પીડામાં, કૃમિ રોગમાં, ગુદભ્રંશ રોગમાં, પ્રમેહમાં, અંડવૃદ્ધિ રોગમાં, દાહ રોગમાં, શૂળ રોગમાં, ખાંશીના રોગમાં, ઓડકાર ઘણા આવવાના રોગમાં, ઉલટીમાં અને બરોળના રોગમાં હિતકારક છે.

## યકૃત્ ગુલ્માદિકમાં પથ્ય.

**क्षते क्षये यकृतपूर्वे सोपवासं च पाचनम् ।**
**न देयं हिङ्गु संयुक्तं चूर्णं हंति तदातुरम् ॥**

રોગીને વાગ્યું હોય અથવા ઉરઃક્ષત ક્ષય થયો હોય તેમાં અથવા યકૃતનો રોગ થયો હોય તેમાં પ્રથમ રોગીને ઉપવાસ કરાવ્યા પછી જે પાચન ચૂર્ણ આપવામાં આવેછે તે ચૂર્ણ હિંગ સાથે ન આપવું; કેમકે જો હિંગ સાથે આપવામાં આવે તો તે ચૂર્ણ રોગીને હણે છે.

## નિંબાદિ ક્વાથ.

**निम्बनीपधववेतसं निशा काश्मरी च तुलसी च हिंसिका ।**
**क्राथ एव हृदयामयापहः शूलमाशु यकृतश्च नाशकृत् ॥**

લીંબડો, કદંબ વૃક્ષ, ધાવડો, નેતર, હળદર, કાસ્મરી, તુલસી, રીંગણી, એ ઔષધોનો ક્વાથ હૃદયના રોગને નાશ કરનારો છે; તેમ તે શૂળ અને યકૃતના રોગને પણ જલદી મટાડનારો છે.

## સૌરાષ્ટ્રિકાદિ ક્વાથ.

**सौराष्ट्रिकासीसमहौषधानि दुरालभाजाजिप्रवालकं च ।**
**दार्वी यवानी ककुभं समङ्गा क्राथः ससार्पियकृदाशु हन्ति ॥**

સોરઠી માટી, હીરાકસી, સુંઠ, ધમાસો, જાઈનાં પાંદડાં, દારૂહળ-

દર, જવાની અજમો, સાદડ, મજીઠ, એ ઔષધોના ક્વાથમાં ઘી નાખીને પીવાથી તે યકૃતના રોગને તત્કાળ મટાડે છે.

## અષ્ઠીલા નામની ગાંઠનું નિદાન.

श्रमातुरेण पानीयं पीत्वा धावति वेगतः ।
धावितो वा पिबेत्तोयं भुक्तं वातिविदाहि च ॥
तथा चामांबुपानाद्वा दुर्जरः पललेन वा ।
साष्ठीलानाम विख्यातो गुल्मोंबुकाश्रितोपिवा ॥

કોઈ મનુષ્ય શ્રમાતુર હોઈને તરત પાણી પીએ અથવા પાણી પીને તરત વેગથી દોડે, અથવા દોડી આવીને તરતજ પાણી પીએ, અથવા અતિશય દાહ કરે એવું કાંઈ ખાય, અથવા કાચું પાણી પીએ, અથવા ન પચે એવું માંસ ખાય, તો તેથી અષ્ઠીલા નામે ગાંઠ ઉત્પન્ન થાયછે તે કોઈ વખત પાણીથીજ ઉત્પન્ન થાયછે.

## અષ્ઠીલાનાં લક્ષણ.

तेन हृल्लासशूलं वा रोधाध्मानं च वेपथुः ।
सह्लते चंक्रमणाच्च भुक्तं चान्नं न जीर्यति ॥
तृष्णातीसारवमनं गात्राणां दाघमेव च ।
एतैर्लिंगैः समायुक्तं जानीयाद्गुल्मपीडितम् ॥
तस्मात्तस्य प्रतीकारं वक्ष्यामि शृणु पुत्रक ।

અષ્ઠીલા નામે ગુલ્મને લીધે રોગીને છાતીમાં ગભરાટ થાય છે, શૂળ આવે છે, છાતીમાં અટકાવ થઈ આવે છે, પેટ ચઢે છે, શરીર કંપે છે, ચાલતી વખતે ગાંઠ હાલે છે, ખાધેલું અન્ન પચતું નથી, તરસ લાગે છે, અતીસાર થાયછે, ઉલટી થાયછે, શરીરે દાહ થાયછે, એવાં ચિન્હવડે યુક્ત રોગીને અષ્ઠીલા નામે ગુલ્મથી પીડિત છે એમ જાણવું. માટે હે પુત્ર! એ રોગના ઉપાય હું તને કહું તે સાંભળ.

## પથ્યાદિ પાચન ક્વાથ.

पथ्यासमंगाकलसीसरास्ना महौषधं चातिविषासुराह्वम् ।
जलेन निःक्वाथ्य ततश्च पानं गुल्मामयानां प्रतिपाचनं च ॥

હરડે, મજીઠ, કલસી (પૃષ્ટીપર્ણી), રાસના, સુંઠ, અતિવિખ, દેવદાર, એ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને પછી તે પીવાથી ગુલ્મ રોગોનું પાચન થાયછે.

### સૂરણાદિ ક્ષાર.

कृत्वा तु गर्भविवरं पृथुसूरणस्य
सस्नुक्पयोलशुनहिंगुकटुत्रिकाग्निः ।
सिंधूद्भवादिलवणैः परिपूर्य दग्धं
खादन् दहत्युपचितानपि सर्वगुल्मान् ॥

એક મોટી સૂરણની ગાંઠ લાવીને તેને વચમાં કોરીને ખાડો કરવો. તે ખાડામાં થોરનું દૂધ, લસણ, હીંગ, સુંઠ, પીપર, મરી, ચિત્રો, સિંધવ, સંચળ, વરાગડું મીઠું, કાચલવણ, બીડલવણ, એ સઘળાં ભરીને તે ઉપર ડગળી મારીને પછી તે સૂરણની ગાંઠને અગ્નિમાં બાળવી. બળી જાય ત્યારે તેનું ચૂર્ણ કરીને તેમાંથી એક તોલા પ્રમાણમાં વિધિપૂર્વક ખાવાથી વૃદ્ધિ પામેલા સઘળા ગુલ્મોને તે બાળીને ભસ્મ કરે છે.

### ક્ષારાદ્ય ચૂર્ણ.

क्षारः पलाशार्जुनसूरणस्य तथैव सर्जीयवक्षारमिश्रम् ।
सौवर्चलं सिंधुभवोद्भवं च सामुद्रजं चापि विमिश्रयेच्च ॥
तोयं परिस्राव्य विधानतोपि युक्तं तथेमानि महौषधानि ।
पथ्याग्निशुंठीरजनीसुराह्वाः कुष्ठं विशाला च यवानिका च ॥
तथाजमोदासहजीरके द्वे । षड्ग्रंथिकाहिंगुयुतं च चूर्णम् ।
क्षारोदकेनाथ विमिश्र्यखादन् निहन्ति सर्वाण्यपि कोपजानि ॥
गुल्मानि सर्वाणि विषूचिकानां मंदाग्निशूलामयकामलानाम् ।
भगंदरानाहविबंधकार्शो विनाशनं सर्वरुजां करोति ॥

इति क्षारीयं चूर्णम्.

ખાખર, સાદડ અને સૂરણ, એ ત્રણેની ભસ્મ કરીને તેનું પાણી કરીને તે પાણી નીતરતું નીતરતું ગાળી લેવું અને પછી વિધિપૂર્વક તેને

કડાયામાં નાખી નીચે અગ્નિ કરી પાણી બાળી મૂકીને જે ક્ષાર રહે તે ગ્રહણ કરવો. તેજ પ્રમાણે સાજીખાર, જવખાર, સંચળ, સિંધવ, જમીન ઉપર જે ખારની સફેદ ઢગલીઓ વળેછે તે ઉદ્‌ભિદખાર, સમુદ્રનું મીઠું, એ સર્વ ખાર તેમાં એકઠા કરવા. અને પછી તેનું વિધિપૂર્વક પાણી કરવું. તે પછી તેમાં આ નીચે લખેલાં ઔષધો મેળવવાં:— હરડે, ચિત્રો, સુંઠ, હળદર, દેવદાર, ઉપલેટ, ઇંદ્રિવારણી, જવાની અજમો, અજમોદ, જીરૂં, શાહજીરૂં, આંબાહળદર, હીંગ, એ ઔષધોનું ચૂર્ણ કરવું. અને તેમાં ઉપર કહેલું ક્ષારોદક મેળવીને તે ચૂર્ણ ખાવું. એથી કરીને પેટના સઘળા રોગ નાશ પામે છે. સઘળા ગુલ્મ મટે છે. વળી વિસૂચિકા (મૂર્છા), મંદાગ્નિ, શૂળ, કમળો, ભગંદર, પેટ ચડવાનો વ્યાધિ, બદ્ધકોષ્ટ, અર્શ, એ રોગોની સઘળી પીડાઓનો પણ એ ચૂર્ણ નાશ કરે છે.

## અજીર્ણ રોગનું નિદાન અને ઉપાય.

### અજીર્ણના હેતુ.

**अथाजीर्णं प्रवक्ष्यामि तच्चाजीर्णं चतुर्विधम् ।**
**जायते येन हे पुत्र तच्छृणुष्वं समासतः ॥**
**निशाजागरव्यायामात् शीतपानाशनादिभिः ।**
**भुक्त्वोर्ध्वश्रमव्यायामात् गौल्यपिच्छिलसेवनात् ॥**
**एतैस्तु जायते जीर्णं विज्ञेयं तच्चतुर्विधम् ।**

હવે હું અજીર્ણનું નિરૂપણ કરૂં છું; હે પુત્ર! તે અજીર્ણ જેથી ચાર પ્રકારનું થાય છે તે હું તને સંક્ષેપમાં કહું છું તે તું સાભળ. રાત્રે જાગ- વાથી, અતિશય કસરત કરવાથી, ઠંડું પાણી પીવાથી અને ઠંડું ખાવા વગેરેથી, ખાધા પછી તરતજ શ્રમ કે કસરત કરવાથી, ગોળનું બનાવેલું મધ કે ચીકણા ફેદાવાળા પદાર્થ ખાવાથી, એવાં એવાં કારણોથી અજીર્ણ ઉત્પન્ન થાયછે.

### અજીર્ણના પ્રકાર.

**आमं विपक्कं विष्टब्धं रसशेषं चतुर्थकम् ॥**
**अजीर्णं पंचमं केचिन्निर्दोषं दिनपाकि च ।**

षष्ठं च संभवेच्चान्यदजीर्णं प्राप्तवासरम् ॥
सप्तमं विषमं वापि दोषभूतं तथाष्टकम् ।

એ અજીર્ણ ચાર પ્રકારનું જાણવું. તે ચાર પ્રકારના અજીર્ણનાં નામઃ—આમ, વિપક્વ, વિષ્ટબ્ધ અને રસશેષ, એવું ચાર પ્રકારનું અજીર્ણ છે. દરરોજ જે અન્ન ખાવામાં આવે છે તે અમુક સમય પછી પચી જાય છે, પણ પચી જતાં સુધી પચ્યા વિનાનું અજીર્ણ કહેવાય છે માટે તેને કેટલાક વૈદ્યો 'દિનપાકી' એવા નામનું પાંચમું અજીર્ણ કહે છે. એ અજીર્ણ નિર્દોષ એટલે વાતાદિ દોષના કોપ વગરનું છે. પ્રાપ્તવાસર નામનું છઠ્ઠું અજીર્ણ પણ સંભવી શકે છે. વિષમાજીર્ણ નામનું સાતમું અજીર્ણ છે; અને દોષભૂત એટલે દોષના કોપવાથી થયેલું આઠમું અજીર્ણ છે.

## અજીર્ણની સંપ્રાપ્તિ.

हत्वा सर्वोपि कोष्ठाग्निमजीर्णाः संभवंति हि ॥
अत्यशनादंबुपानात्तथा विषमभोजनात् ।
अतितैलात् घृतस्याच्च सोऽग्निः संछाद्यते भृशम् ॥
तेन संजायते जीर्णे क्षणादग्निर्विनश्यति ।
इदानीं संप्रवक्ष्यामि त्वजीर्णानां पृथक् पृथक् ॥
लक्षणं च समासेन चोपचारान्शृणुष्व मे ॥

સઘળાં અજીર્ણ કોઠામાંના અગ્નિનો નાશ કરીને ઉત્પન્ન થાય છે. અતિશય ખાવાથી, અતિશય પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી, અતિશય તેલ ખાવાથી, અને અતિશય ઘીવાળું અન્ન ખાધાથી, જઠરમાંનો અગ્નિ છેકજ ઢંકાઈ જાય છે. તેથી અજીર્ણ ઉત્પન્ન થાય છે અને અજીર્ણ ઉત્પન્ન થયું કે બીજી ક્ષણે જઠરાગ્નિ નાશ પામે છે. હવે હું એ સઘળા અજીર્ણોનાં જૂદાં જૂદાં લક્ષણો અને તેના ઉપચાર સંક્ષેપમાં કહુંછું તે સાંભળ.

## આમાજીર્ણનું લક્ષણ.

आमे क्लेदः शोफगंडाक्षिकूटे सद्यश्चांगोद्वेष्टनं मोहतृष्णा ।

આમાજીર્ણમાં શરીરમાં ભીનાશ અને ગાલ તથા આંખની ભમરો ઉપર થોથર આવે છે, હાથપગમાં ગોટલા ચડેછે, બેભાનપણું થાય છે અને તરસ લાગે છે.

## વિદગ્ધાજીર્ણનું લક્ષણ.

**शूलाध्मानं वेपथुः कंठशोषो मूर्छानिद्रोद्गीर्णस्वेदप्रयुक्तः ॥**
**गात्राणां वै पीडनं विड्विबंधो लिंगान्येवं विद्ध्यजीर्णे विदग्धे ।**

વિદગ્ધાજીર્ણનેજ પાછળ પકવાજીર્ણ કહ્યું છે. એ અજીર્ણમાં રોગી બેભાન થાય છે, ઊંઘે છે, શરીરમાંથી પરશેવો નિકળે છે, અંગ પીડાય છે અને ઝાડો કબજ થાય છે. વિદગ્ધાજીર્ણનાં એવાં ચિન્હ છે એમ જાણવું.

## વિષ્ટબ્ધાજીર્ણનું લક્ષણ.

**मूर्छाजृंभा गौरवं विड्विबंधः शूलस्वेदो नेत्रगंभीरता च ।**

આ અજીર્ણમાં રોગી બેભાન થાયછે, બગાસાં આવે છે, શરીર ભારે થાયછે, ઝાડો કબજ થાયછે, શૂળ ઉત્પન્ન થાયછે, પરસેવો વળે છે, અને આંખો ઊંડી જતી રહે છે.

## રસશેષાજીર્ણનું લક્ષણ.

**तंद्राद्वेषो भोजने वा भ्रमश्च शीर्षे पीडा जायते वै रसांशैः ॥**

રસશેષ અજીર્ણમાં રોગીને ઘેન થાયછે, અન્ન ઉપર દ્વેષ થાયછે, ફેર આવે છે, અને માથામાં પીડા થાયછે.

## દિનપાકી અજીર્ણનું લક્ષણ.

**बहुभुक्तेन चान्नेन जठराध्मानमेव च ।**
**निर्दोषं दिनपाक्यं च भुक्ताजीर्णं निगद्यते ॥**

અન્ન ઘણું ખાવાથી જઠર ફૂલે છે, પણ કોઈ દોષનો પ્રકોપ થતો નથી; એ રીતે ખાધેલું અન્ન એક દિવસમાં પચી જાયછે. એને કોઈ ભુક્તાજીર્ણ કહેછે.

### પ્રાપ્તવાસર અજીર્ણનું લક્ષણ.

प्राप्तवासरकं चान्यत्तृष्णानिद्रांगभंगकम् ।
गंभीरनेत्रो हृल्लासः कंठे दाहश्च जायते ॥

જે અજીર્ણમાં રોગીને તરસ બહુ લાગે છે, ઊંઘ ઘણી આવે છે, શરીર ભાગેલા જેવું થઇ જાયછે, આંખો ઊંડી જતી રહે છે, છાતીમાં અકળામણ થાયછે, અને ગળામાં બળત્રા બળેછે, તેને પ્રાપ્તવાસરક નામે અજીર્ણ કહેછે.

### વિષમાજીર્ણનું લક્ષણ.

भुक्तोपरि विभुक्तेन्ने वक्ष्यमाणाशनादिभिः ।
जायते तेन तृष्णा च क्रमो मूर्छा च वेपथुः ॥
विज्ञेयं विषमाजीर्णं सप्तमं च भिषग्वर ।
तेन क्रमो विबंधार्तिर्जायते च शिरोव्यथा ॥

એક વાર કરેલું ભોજન પાચન થયું નથી તેમ છતાં જે ફરીને ખાય છે અથવા જે વિરૂદ્ધ ભોજન હવે પછી કહેવાશે તે ખાવા વગેરે કારણથી તરસ,શ્રમિતપણું (થાક), બેભાનપણું, કંપારી, એવાં ચિન્હ થાયછે તેને વિષમાજીર્ણ નામે સાતમું અજીર્ણ જાણવું. એ વિષમાજીર્ણવડે થાક, બંધકોશ, અને માથું દુખવું, વગેરે પીડા થાયછે.

### દોષાજીર્ણનું લક્ષણ.

व्रणज्वरादिभिः क्षीणे शोषरोषाशनादिभिः ।
तेन भ्रमो विवर्णत्वं जायते मंदवेदना ॥

વ્રણ થવાથી કે તાવ આવવાથી જેનું શરીર ક્ષીણ થઈ ગયું હોય તેને શોષ છતાં કે ક્રોધ છતાં ખાવાથી ભ્રમ, મુખની કાંતિનું બદલાઈ જવું, અને ધીમી ધીમી વેદના એવાં ચિન્હ થાયછે, તેને દોષાજીર્ણ કહેછે.

### અજીર્ણની ચિકિત્સા.

इति प्रोक्तो निदानार्थ अतो वक्ष्यामि भेषजम् ।
तेन संजायते सौख्यं तच्छृणुष्व महामते ॥
दृष्ट्वा चामं तथा जीर्णं वमनं चाशु कारयेत् ।
स्वयं वा वमने जाते तदा कोष्ठविशोधनम् ॥

હે મોટી બુદ્ધિવાળા પુત્ર! એ પ્રમાણે મેં તને અજીર્ણનું નિદાન કહ્યું; હવે હું તને ઔષધ કહું છું. એ ઔષધોવડે વ્યાધિ મટીને સુખ ઉત્પન્ન થાયછે માટે તે સાંભળ. જો કોઇ માણસને આમાજીર્ણ થયું છે એમ માલમ પડે તો તેને તરત વમન કરાવવું. અથવા તેની મેળેજ તેને વમન થાય તો પછી તેના કોઠાનું શોધન કરવું એટલે તેને સ્વચ્છ કરવાના વમન વિરેચનાદિ ઉપાય યોજવા.

## કોઠાનું શોધન કરવાના ઉપાય.

**पीत्वा सुखोष्णं लवणं प्रगाढं नीरं विधेयं च मुहुर्मुहुश्च ।**
**एरंडजं वा कमलोद्भवं वा आकंठनालं विनिवेश्य वम्येत् ॥**
**न धारयेद्दुष्टरसस्य शेषं यावद्भवेत्कोष्ठविशुद्धिधीरः ।**
**यावद्भवेद्दुष्टरसस्य शेषमुपद्रवान् भूरि करोति भूयः ॥**

પાણીમાં ખૂબ મીઠું નાખીને તેને થોડુંક ગરમ કરીને તે કોશેરીયું હોય તે વખતે તે ખૂબ પીવું તથા પછી દીવેલાનો લીલો દાંડો અથવા કમળનો દાંડો ગળામાં નાખીને વારંવાર હલાવવો અને ઉલટી કરવી. એવી રીતે ઉલટી કરવાથી બગડેલો રસ નીકલી જાયછે માટે જ્યાંસુધી કોઠાની શુદ્ધિ થાય ત્યાંસુધી ધીરજ રાખીને (ધીર પુરુષે) વમન કરવું અને દુષ્ટ રસનો કાંઈ ભાગ કોઠામાં શેષ રહેવા દેવો નહિ. કેમકે જો એ દુષ્ટ રસનો શેષ ભાગ કોઠામાં રહે તો ફરીને પણ તે ઘણા પ્રકારના ઉપદ્રવ ઉત્પન્ન કરેછે.

## રસશેષ કોઠામાં રહેવાથી હાનિ.

**वरं विषनिपीतं च वरं कालेन दष्टकम् ।**
**तन्महद्दुःखदं प्रोक्तं रसशेषं च धारयेत् ॥**
**शमनं लंघनं वापि सुविरेकं विजानता ।**
**कुर्यात्पश्चात्प्रतीकारं येनाग्निः संप्रदीप्यते ॥**

જો કદાચિત્ ઝેર પીવામાં આવ્યું હોય તો તે પણ ઠીક છે; અને કદાચિત્ કાળે દષ્ટિ કરી હોય તો તે પણ ઠીક છે; પણ પચ્યા વિનાના અન્ન રસનો કાંઈ ભાગ પેટમાં બાકી રહી ગયો તો તે મોટું દુઃખ આપનારો છે. અર્થાત્ ઝેર અને કાળ કરતાં પણ રસશેષ ઘણો ભયં-

કર છે. માટે દોષનું શમન કે લંઘન (ઉપવાસ) કે વિરેચનનો પ્રકાર જાણનારા પુરૂષે તે તે ઉપાય કર્યા પછી જેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય એવા ઉપાય કરવા.

### ધાન્યાદિ પાચન.

धान्यनागरकल्कं वा पानात्पाचयते ध्रुवम् ।
गोधूमविदलोद्भूतं विष्टंभं च विषूचिकाम् ॥

ઘઉં અથવા કઠોળથી ઉત્પન્ન થયેલા વિષ્ટબ્ધાજીર્ણમાં તથા વિસૂચિકા નામે ભયંકર અજીર્ણમાં અજીર્ણાંશનું પાચન કરવાને ધાણા અને સુંઠના કલ્કને પાણી સાથે પીવું; કેમકે તે જરૂર પાચન કરે એવું ઔષધ છે. (આ ઉપાય આમાજીર્ણમાં ફાયદો આપે છે)

### સુંઠ્યાદિ પાચન.

विश्वौषधं च रुचकं च सठी यवानी
कुष्ठं वचांनिशि सुतप्तजलेन पेयम् ।
पानं हितं सकलमामविषूचिकायां
दुष्टान्न शेषमपि पाचयते द्रुतं च ॥

સુંઠ, સંચલ, પડકચુરો, જવાની અજમો, ઉપલેટ, વજ, એ ઔષધોનું ચૂર્ણ કરીને રાત્રે ગરમ પાણી સાથે પીવું. એ ઔષધ સઘળા પ્રકારના આમસંબંધી રોગોમાં અને વિસૂચિકામાં હિતકારક છે, તથા બગડેલા અન્નરસના શેષ ભાગને પણ તે જલદી પચાવે છે.

### સુંઠ્યાદિ ક્વાથ.

विश्वौषधामृतलता सुरदारु चित्रं
धान्याजमोदरुचकं च जलेन पक्कम् ।
क्वाथं सुखोष्णमिति पानमजीर्णहेतोः
संपाचनं त्वनलवृद्धिकरं परं च ॥

સુંઠ, ગળો, દેવદાર, ચિત્રો, ધાણા, અજમોદ, સંચળ, એ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને તે ક્વાથ થોડો થોડો ગરમ હોય ત્યારે

१ मुखद. प्र० २ जी.

પીવો. એ ક્વાથ અજીર્ણને મટાડે છે અને રસશેષનું પાચન કરેછે. વળી તે જઠરાગ્નિની અત્યંત વૃદ્ધિ કરનારો છે.

## હરીતક્યાદિ ચૂર્ણ.

**हरीतकी पिप्पलिदीप्यकं सठी**
**सनागरं तुंबुरु हिंगु सैंधवम् ।**
**सौवर्चलेनापि युतं तु चूर्णकं**
**त्वजीर्णकं हन्ति सदैव सेवितम् ॥**

હરડે, પીપર, અજમોદ, પડકચુરો, સુંઠ, ધાણા, હીંગ, સિંધવ, સંચળ, એ સર્વ ઔષધોનું ચૂર્ણ સદૈવ સેવવામાં આવે તો તે અજીર્ણને મટાડે છે.

## વિસૂચિકા (મૂર્છા) નો ઉપાય.

**यवकोलकुलत्थाम्लं हिंगु सौवर्चलैर्युतम् ॥**
**पीतं विषूचिकां हन्ति शूलं चापि सुदारुणम् ॥**

જવ, બોર અને કળથીની ખટાઈ સાથે હીંગ તથા સંચળનું ચૂર્ણ પીવામાં આવે તો વિસૂચિકા તથા મહા પીડાકારી શૂળ મટે છે.

## ધવાદિ ક્વાથ.

**धवार्जुनकदम्बानां शिरीषबदरीसह ।**
**निःक्वाथ्य पानमामघ्नं विषूच्याः शूलवारणम् ॥**

ધાવડો, સાદડ, કદંબ, સરસ વૃક્ષ, બોરડી, એ વૃક્ષોની અંતર્છાલનો ક્વાથ કરીને પીધાથી તે આમનો નાશ કરેછે અને વિષૂચિનું શૂળ મટાડે છે.

## ક્ષારપાન-આમાદિક ઉપર.

**कदलीक्षारमादाय शङ्खक्षारमथापि वा ।**
**प्रस्राव्य जलपानं तु हिङ्गु सौवर्चलान्वितम् ॥**
**आमं हरति विस्पृष्टं शूलं चाशु नियच्छति ।**
**विषूचिकानां शमनमजीर्णं जरयत्यपि ॥**

કેળનો તથા શંખનો ક્ષાર લેઇને તેનું પાણી કરી તેમાં હીંગ તથા

સંચળ નાખવો અને પીવો. એ પીવાથી આમ નાશ થાયછે, શૂળ મટે છે, વિષૂચિ શમે છે અને અજીર્ણનું પાચન થાયછે.

### માતુલુંગાદિ પાન.

**मातुलुङ्गरसं ग्राह्यं द्विगुणं तत्र काञ्जिकम् ।**
**हिङ्गुसौवर्चलयुतं पानं हन्ति विषूचिकाम् ॥**

બીજોરાનો રસ લેઇને તેમાં બમણી કાંજી નાખવી તથા તેમાં હીંગ અને સંચળ નાખીને પીવાથી વિષૂચિકા નાશ પામેછે.

### દાહવાળા અજીર્ણનો ઉપાય.

**क्षीरं तोयं च पानाय दाहस्योपरि पाययेत् ।**
**शूलाध्मानं निहन्त्याशु कुरुते चाग्निदीपनम् ॥**

જો અજીર્ણના રોગીને ડામ દેવામાં આવ્યો હોય તો તે ડામ ઉપર તેને દૂધ અને પાણી પાવું. તેથી તેનું શૂળ અને પેટચઢવું મટે છે તથા જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે.

### અજીર્ણના સામાન્ય ઉપચાર.

**आमेषु वमनं कुर्याद्विपक्के चैव लङ्घनम् ।**
**विष्टब्धे स्वेदनं निद्रा रसशेषे विरेचनम् ॥**

આમાજીર્ણમાં રોગીએ ઉલટી કરવી; વિદગ્ધાજીર્ણમાં ઉપવાસ કરવો; વિષ્ટમ્ભાજીર્ણમાં શેક નાખીને પરસેવો કાઢવો; રસશેષ અજીર્ણમાં રોગીને ઊંઘવા દેવો તથા વિરેચન આપવું.

### દિવસે સૂવું કોને હિતકર છે?

**उन्मत्ते चातिसारे च वमौ क्रीडातुरेषु च ।**
**अजीर्णे तु विषूच्यां च दिवास्वप्नं हितं भवेत् ॥**

ગાંડો કે દારૂ વગેરેના કેફથી ઉન્મત્ત થયેલાને, અતિસારના રોગવાળાને, ઉલટીવાળાને, ક્રોધી થયેલાને, અજીર્ણવાળાને અને વિષૂચિકા (મૂર્છા) ના રોગવાળાને, દિવસે સૂવું હિતકારક છે.

### દિવસે સૂવું કોને હિતકારક નથી?

**न हितं श्लेष्मणश्चैव हृद्रोगे तु शिरोरुजि ।**
**हृल्लासे च प्रतिश्याये दिवास्वप्नं च वर्जयेत् ॥**

કફના રોગવાળાને, હૃદયના રોગવાળાને, માથાના રોગવાળાને છાતીમાં ગભરાટ થતો હોય તેને અને સળેખમવાળાને, દિવસે સૂવું હિતકર નથી માટે તેમણે દિવસે સૂવું નહિ.

## વિસૂચિકા ઉપર અંજન વર્ત્તિ.

**फलत्रयं व्योषकरञ्जबीजं रसं तथा दाडिममातुलुङ्ग्याः ।**
**निशायुतं पेष्य कृता च वर्तिस्तदञ्जने हन्ति विषूचिकां च ॥**

હરડે, બહેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, કરંજનાં બીજ, દાડિમનો અને બીજોરાનો રસ, હળદર, એ સઘળાંને વાટીને તેની વાટ બનાવી તે આંખમાં આંજવાથી વિસૂચિકા મટે છે.

## રાસ્નાદિ મર્દન.

**रास्ना विशाला च सुराह्वकुष्ठं शिग्रू वचानागरकं शताह्वम् ।**
**अम्लेन पिष्टा वपुषं विमर्द्य खल्लीं विषूचीषु निवारयन्ति ॥**

રાસના, ઈંદ્રવારણી, દેવદાર, ઉપલેટ, સરગવો, વજ, સુંઠ, સુવા, એ સર્વેને ખાટી કાંજીમાં વાટીને તે શરીરે ચોળવાથી હાથ પગે ખાલીઓ ચઢી જતી હોય કે ગોટલા ચઢતા હોય તે તથા વિસૂચિ રોગ મટે છે.

## વિસૂચિમાં સ્વેદ વિધિ.

**स्वेदो विधेयो घटबाष्पधान्यैर्धूमैर्घटीभिर्वसनैस्तथोष्णैः ।**
**तयोष्णपाणिप्रतिसेक एवं जयेद्विषूचीं जठरामयांश्च ॥**

ઘડામાં પાણી ભરી તેની વરાળથી, ધાન્યાદિ બાફીને તે પેટ વગેરે ઠેકાણે બાંધવાથી, દેવતામાં સુવા વગેરે નાખી તેનો ધૂમાડો દેવાથી, ઘડામાં પાણી ભરીને તેવડે, કપડાં ગરમ કરીને તેવડે, અથવા હાથ ગરમ કરીને તેવડે, રોગીને શેક કરવાથી વિસૂચિ અને જઠરના વ્યાધિઓ મટે છે.

## ગંધકાદિ ગુટિકા.

**गन्धकं सैन्धवं व्योषं निम्बूरसविमर्दितम् ।**
**आतुरो भक्षयेच्छीघ्रं विषूचीनां निवारणम् ॥**

इत्यजीर्णचिकित्सा ।

ગંધક, સિંધવ, સુંઠ, પીપર, મરી, એ સર્વેને લીંબુના રસમાં વાટીને તેની ગોળી કરીને રોગીએ તરતજ ખાવી; કેમ કે તે વિસૂચિના રોગને મટાડનારૂં ઔષધ છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने गुल्मचिकित्सा नाम चतुर्थोऽध्यायः ।

# पञ्चमोऽध्यायः ।

## आत्रेय उवाच

### કૃમિ રોગની ચિકિત્સા.

### કૃમિના પ્રકાર.

क्रिमयो द्विविधाः प्रोक्ता बाह्याभ्यन्तरसम्भवाः ।
बाह्या यूकाऽप्रसिद्धाः स्युः कंकाद्याभ्यंतरान् विदुः॥

**આત્રેય કહેછે.**—કૃમિ બે પ્રકારના છે એક બાહ્ય કૃમિ એટલે બાહારના કૃમિ અને બીજા શરીરની અંદર ઉપજનારા કૃમિ, જેમને આભ્યંતર કૃમિ કહેછે. બાહારના કૃમિ જે જૂ વગેરે છે તે પ્રસિદ્ધ છે; અને કેક વગેરે અંદરના કૃમિ જાણવા.

### બે પ્રકારના કૃમિના ભેદ.

सप्तविधा भवेद्बाह्याः षड्विधाऽन्तःसमुद्भवाः ।
तयोर्वक्ष्यामि सम्भूतिं बाह्याभ्यन्तरयोर्नृणाम् ॥

બાહારના કૃમિ સાત પ્રકારના છે. અને અંદરના કૃમિ છ પ્રકારના છે. એ બાહારના તથા અંદરના કૃમિ જે પુરૂષના શરીરમાં ઉપજે છે તેમની ઉત્પત્તિ કેવે પ્રકારે થાયછે તે હું કહું છું.

### લીખ અને જૂની ઉત્પત્તિ.

रौक्ष्यादतिमलात् स्वेदाच्चिन्तया शोचनादपि ।
कफधातुसमुद्भूता लीक्षा यूका भवन्ति हि ॥
यूका कृष्णा परा श्वेता तृतीया चर्मणि स्थिता ।
सूक्ष्मातिच्चिपिटा रूक्षा चर्माभा चर्मयूकिका ॥
चतुर्थी बिन्दुकी नाम वर्तुला मूत्रसम्भवा ।
मत्कुणा स्यात् पञ्चमिका बाह्योपद्रवकारिणी ॥
यूका मस्तकसंस्थाने श्वेता वस्त्रनिवासिनी ।
चर्मयूका नेत्रचर्मे सूक्ष्मे रोमाणि षष्ठिका ॥
तनुप्लवंगिकायूका सप्तमी च भवेन्नृणाम् ॥

શરીર કે શરીરના વાળ રૂક્ષ રાખવાથી, અતિ મેલા રાખવાથી, પરસેવાથી, ચિંતા કરવાથી અને અતિશોકથી, કફ નામના ધાતુમાંથી લીખ અને જૂ નામનાં જીવડાં ઉત્પન્ન થાયછે. જૂનો રંગ કાળો હોયછે. પણ બીજી એક પ્રકારની જૂ થાયછે તે ધોળી હોયછે અને તે ચામડી સાથે વળગી રહે છે. એ ત્રીજા પ્રકારનો કૃમિ જાણવો ચોથી એક ચામજૂ કરીને થાયછે તે ઘણી સૂક્ષ્મ અને ચપટી હોયછે. તે જૂ રૂક્ષ હોયછે અને તેનો રંગ ચામડીના જેવો હોયછે. ચોથી જૂ બિંદુકા નામે થાયછે તે મૂત્રમાંથી ઉત્પન્ન થાયછે અને તેનો આકાર ગોળ હોયછે. માકણ એ પણ જૂનોજ એક પ્રકાર છે માટે તેને પાંચમા પ્રકારની જૂ ગણી છે તથા તે શરીરથી અલગ રહીને ઉપદ્રવ કરેછે. કાળી જૂ માથામાં (માથાના વાળમાં) રહેછે. ધોળી જૂ વસ્ત્રમાં રહેછે. ચામજૂ નેત્રની પાંપણોમાં વળગી રહેછે. એક પ્રકારની છઠ્ઠી જૂ થાયછે તે શરીરનાં સૂક્ષ્મ રૂવાંટાંમાં વળગી રહેછે. તથા તનુપ્લવંગા નામની સાતમી જૂ પણ મનુષ્યોને ઉપદ્રવ કરનારી થાયછે.

## કૃમિ ઉત્પન્ન થવાનો હેતુ.

**रूक्षान्नगोधूमयवान्नपिष्टैर्गुडेन वा क्षीरविपर्ययेण ।**
**दिवाशयानेन सपिच्छलेन पापोदकासेवनयाशरत्सु ॥**
**घर्मेण तापोदकसेवनेन संजायते तेन मलाशयेषु ।**
**क्रिमिव्रजं कोष्टविकारकारि ॥**

રૂક્ષ અન્ન ખાવાથી, ઘઉંના કે જવના લોટના પદાર્થો ખાવાથી, ગોળ ખાવાથી, દૂધના વિકાર ખાવાથી, દિવસે ઊંઘવાથી, ચીકણા (પિચ્છિલ) પદાર્થો ખાવાથી, બગડેલાં પાણી વાપરવાથી, પરસેવાથી કે તાપથી, તપેલાં પાણી પીવાથી, એવાં એવાં કારણોથી મલાશયમાં કૃમિનો સમુદાય ઉત્પન્ન થાયછે તથા તે કોઠામાં વિકાર ઉત્પન્ન કરેછે.

## છ પ્રકારના અંદરના કૃમિનાં નામ.

**षड्विधास्ते समुद्दिष्टास्तेषां वक्ष्यामि लक्षणम् ।**
**कफकोष्टा मलाधारं कोष्टे सर्पन्ति सर्पवत् ॥**

पृथुमुण्डा भवन्त्येके केचित् किंशुकसन्निभाः ।
धान्याङ्कुरनिभाः केचित् केचित् सूक्ष्मास्तथाणवः ॥
सूचीमुखाः परिज्ञेयाश्चान्त्राणि सीदयन्ति ते ।
वक्ष्यामि लक्षणं तेषां चिकित्साञ्च शृणुष्व मे ॥

કોઠામાં થનારા કૃમિ છ પ્રકારના છે. તેમનાં લક્ષણ હું તને કહુંછું. કેટલાક કફકાષ્ટ નામના કૃમિઓ થાયછે તે કોઠાના મળને ધારણ કરનારા ભાગમાં સાપની પેઠે ફરેછે. કેટલાક પૃથુમુંડ નામે કૃમિઓ થાયછે. કેટલાક અળસીઆં જેવા થાયછે. કેટલાક ધાન્યના અંકુર જેવા થાયછે અને કેટલાક અણુ જેવા સૂક્ષ્મ થાયછે. વળી જે કૃમિઓ આંતરડાંને ઢીલાં કરી નાખેછે તેમને સૂચીમુખ જાણવા. હવે તેમનાં લક્ષણો અને ચિકિત્સા કહું છું તે સાંભળ.

## કૃમિરોગનું લક્ષણ.

ज्वरो हृद्रोगशूलं वा वमिर्हृत्क्लेदनं भ्रमः ।
रुचिबन्धो विवर्णत्वमतीसारः सफेनिलः ॥
गर्जनं जठरे चैव मन्दाग्नित्वं च जायते ।
पिपासा पीतता नेत्रे किंशुकैः पीडितस्य च ॥

इति गंडूपदलक्षणम् ।

તાવ, છાતીમાં પીડા, શૂળ, ઉલટી, છાતીમાં ડચૂરો ભરાઈ આવવો, ફેર આવવા, અરૂચિ ઉત્પન્ન થવી, શરીરનો વર્ણ ફરી જવો, ફીણવાળો અતીસાર થવો; પેટમાં ધડ્ડાટ થવો, જઠરાગ્નિ મંદ થવો, તરસ લાગવી, નેત્ર પીળાં થવાં, એવાં લક્ષણ કિંશુક અથવા અળશિયા જેવા કૃમિથી પીડાયલા મનુષ્યનાં થાયછે.

## સૂચિમુખ કૃમિનું લક્ષણ.

सूचीवत् तुद्यतेऽन्त्राणि रक्तं चैवातिसार्यते ।
यकृद्वा भक्षयन्त्यन्ये रक्तं वा वमते भृशम् ॥
क्लेदो मुखेऽरुचिर्जाड्यं मन्दाग्नित्वं च वेपथुः ।
तृष्णा मंदज्वरो ज्ञेयः सूचीमुखक्रिमीरुजाम् ॥

इति सूचीमुखलक्षणम् ।

સૂચિમુખ નામે કૃમિના ઉપદ્રવવાળાનાં આંતરડાંમાં જાણે સોયો ભોંકાતી હોય તેવી વેદના થાયછે. ઝાડામાં લોહી પડેછે. અથવા કેટલાંક કૃમિઓ યકૃતને ખાવા માંડે છે. અથવા અતિશય લોહીની ઉલટી થાયછે. મોઢામાં મોળ આવે છે. અરૂચિ ઉપજે છે, જડતા પ્રાપ્ત થાયછે, અગ્નિમંદ થાયછે, શરીર કંપે છે, તૃષા ઉત્પન્ન થાયછે અને ઝીણો તાવ આવે છે, એ લક્ષણો સૂચિમુખ નામે કૃમિની પીડાનાં છે.

## ધાન્યાંકુર કૃમિનું લક્ષણ.

**ये च धान्याङ्कुरास्तेषां वक्ष्याम्यथ च लक्षणम् ।**
**मलाशयस्थाः क्रिमयो मलं जग्धन्ति ते भृशम् ॥**
**तैस्तु संपीडिते देहे कृशत्वं विड्विभेदनम् ।**
**विष्टंभं रोमहर्षं च व्यवाये वैमनस्यता ॥**
**गुदे कंडूः श्रमो ग्लानिर्नेत्रे क्लेदः परूषता ।**
**गात्रे रुजत्वं हृत्क्लेदो लघवः कृमयो विदुः ॥**

હવે જે કૃમિ ધાન્યના અંકુર જેવા ઝીણા થાયછે તેમનું લક્ષણ કહુંછું. એ કૃમિઓ મળાશયમાં રહેછે અને તે અત્યંત મળને ખાયછે. એ કૃમિઓથી જ્યારે દેહ પીડિત થયો હોય ત્યારે શરીર કૃશ થાયછે અને ઝાડા નરમ થાયછે. વળી ઝાડાનો અટકાવ થાયછે એટલે ખુલાસાથી ઝાડા થતો નથી, રૂવાં ઉભાં થાયછે, મૈથુનાદિ ઉપર પ્રીતિ થતી નથી, ગુદામાં ચળ આવેછે. શરીર શ્રમિત થયું હોય એમ લાગેછે, રોગી દીન સરખો થાયછે, આંખોમાં પાણી ભરાય છે, શરીર ખરસટ થાયછે, અંગોમાં પીડા થાયછે અને છાતીમાં ગભરાટ થાયછે. એ ઝીણા કૃમિઓનાં લક્ષણ છે.

## હારીતે કરેલી શંકા.

**हारीतः संशयापन्नः पादौ संगृह्य पृच्छति ।**
**कथं देहे मनुष्यस्य मलमूत्ररसाशये ॥**
**संभवन्ति कथं चादौ वर्धयन्ति कथं पुनः ।**
**कथं च जीर्णेऽन्नरसे नानाहारविभक्षणे ॥**

जायन्ते केन क्रिमयः सूक्ष्मा वा गुदगामिनः ।
नानामयं कुभक्ष्यान्नं दहते वा हुताशनः ॥
कथं ते क्रिमयश्चान्ते न दह्यन्तेऽन्तराग्निना ।
एवं पृष्टो महाचार्यः प्रोवाच मुनिपुङ्गवः ॥

કૃમિનું લક્ષણ સાંભળીને સંશયમાં પડેલા હારીત તેના બે ચરણનું ગ્રહણ કરીને અર્થાત્ પગે લાગીને પૂછે છે કે:—મનુષ્યનો દેહ જે મળ, મૂત્ર તથા અન્નરસ વગેરેનું સ્થાન છે તેમાં પેહેલ વેહેલા કૃમિ શી રીતે ઉત્પન્ન થાયછે? ઉત્પન્ન થયા પછી તે શી રીતે વૃદ્ધિ પામેછે? વળી જ્યાં અન્નનો રસ તથા અનેક પ્રકારનો આહાર ખાધો હોય તે પચી જાયછે એવી જગાએ એ કૃમિઓ શા થકી (શામાંથી) ઉત્પન્ન થાય છે? અને ગુદામાં જનારા સૂક્ષ્મ કૃમિઓ શામાંથી ઉત્પન્ન થાયછે? વળી જઠરાગ્નિ એવો છે કે તે ભાતભાતનું સારૂં કે માઠું અન્ન પચાવી દેછે, એમ છતાં તે જઠરમાં રહેલા કૃમિઓને જઠરાગ્નિ કેમ પચાવી દેતો નથી? હારીતનો એવો સંશય સાંભળીને મુનિઓમાં શ્રેષ્ઠ એવા મોટા આચાર્ય આત્રેય મુનિ બોલ્યા.

### સંશયનું સમાધાન.

शृणु पुत्र ! महाबाहो ! क्रिमिसम्भवकारणम् ।
विरुद्धान्नरसैः पुत्र ! रक्तं चैवास्य कुप्यति ॥
कफात् कठिनतां याति शुक्रेणाकारितां व्रजेत् ।
पञ्चभूतात्मके वायौ ते तु जाताः सचेतनाः ।
कोष्ठाग्निना न दह्यन्ते न जीर्यन्ते रसान्नवत् ॥
विषे जातो यथा कीटो न विषेण मृतिं व्रजेत् ।
तथा हुताशसंभूतं तद्धुताशे न जीर्यते ॥
भेषजं संप्रवक्ष्यामि येन तेऽपि म्रियन्ति वै ।
पतन्ति वा शमं यान्ति भेषजानि शृणुष्व मे ॥

**આત્રેય કહેછે.**—હે મહાબાહો! હે પુત્ર! કૃમિ ઉત્પન્ન થવાનું કારણ હું તને કહું તે સાંભળ. હે પુત્ર! પરસ્પર વિરૂદ્ધ ગુણવાળાં અન્ન અને

રસ ખાવાથી મનુષ્યોનું લોહી બગડે છે. એ બગડેલું લોહી કફવડે કઠણ થાયછે અને વીર્યના યોગથી તેનો આકાર બંધાય છે. પછી પંચભૂતાત્મક વાયુના યોગથી તે સચેતન થાયછે. એવી રીતે સચેતન થએલા કૃમિઓ રસ તથા અન્નની પેઠે પચી જતા નથી કે કોઠામાંના અગ્નિથી તે બળતા પણ નથી. જેમ ઝેરમાં ઉત્પન્ન થએલો જીવડો ઝેરથી મરતો નથી, તેજ પ્રમાણે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા કૃમિ તે અગ્નિવડે પચી જતા નથી. એમ છતાં એવા તે કૃમિઓ પણ જેથી મરી જાય એવું ઔષધ તને કહુંછું. અથવા તે કૃમિ ગુદ માર્ગે નીચે પડે અથવા શમી જાય એવાં ઔષધ તું મારી પાસેથી સાંભળ.

## કૃમિ પાડવાનું ઔષધ.

**वचाजमोदा क्रिमिजित् पलाशबीजं सठी रामठकं त्रिवृच्च ।**
**उष्णोदके तत् परिपिष्य पेयं पाताय शीघ्रं शतधाक्रमीणाम् ॥**

વજ, અજમોદ, વાવડીંગ, પલાશબીજ, પડકચુરો, હીંગ, નસોત્તર, એ સર્વનું ચૂર્ણ કરીને તેને ગરમ પાણી સાથે પીવું તેથી સેંકડો પ્રકારે તત્કાળ કૃમિઓ નીચે પડેછે.

## કૃમિઓને નાશ કરવાનો ઉપાય.

**सठी यवानी पिचुमन्दपत्रं विडङ्गकृष्णातिविषा रसोनम् ।**
**संपिष्य मूत्रेण त्रिवृत्प्रयुक्तं विनाशनं सर्वक्रिमीरुजानाम् ॥**

પડકચુરો, જવાન અજમો, લીમડાનાં પાનાં, વાવડીંગ, પીપર, અતિવિખની કળી, લસણ, એ સઘળાંને ગાયના મૂત્ર સાથે વાટીને તેમાં નસોતરનું ચૂર્ણ મેળવવું અને પછી પીવું, એ પીવાથી સર્વ પ્રકારના કૃમિઓની પીડાનો નાશ થાયછે.

## બીજો ઉપાય.

**मरिचं पिप्पलिमूलं विडङ्गशिग्रु यवानिकात्रिवृतः ।**
**गोमूत्रेण तु पेष्यं पानं शीघ्रं क्रिमीन् हन्ति ॥**

१ त्रिविश्वा. प्र० १

મરી, પીપરીમૂળ, વાવડીંગ, સરગવો, જવાન અજમો, નસોત્તર, એ સર્વને ગાયના મૂત્રમાં વાટીને તે પીવાથી ઉતાવળે સઘળા કૃમિઓનો નાશ થાયછે.

## ત્રીજો ઉપાય.

**मुस्ता विशाला त्रिफलाखुकर्णी शिग्रुः सुराह्वं सलिलेन कल्क्य ।**
**पानं सकृष्णाक्रिमिशत्रुचूर्णैर्विनाशनं सर्वक्रिमीरुजां च ॥**

મોથ, ઇંદ્રિવારણી, ત્રિફળા (હરડે, બેહેડાં, આંમળાં,) ઉંદરકની, સરગવો, દેવદાર, એ સર્વનું પાણી સાથે વાટીને કલ્ક કરવું. પછી તેમાં પીપર અને વાવડીંગનું ચૂર્ણ નાખીને પીવું તેથી સઘળા પ્રકારની કૃમિની પીડાઓ દૂર થાયછે.

## ચોથો ઉપાય.

**सुरसा सुरदारु मागधी बिडकम्पिल्लविडङ्गदन्तिनी ।**
**त्रिवृतात्रिफला रसोनकं क्रमिहृद्वै सलिलेन सेवितम् ॥**

તુળસી, દેવદાર, પીપર, બિડખાર, કપીલો, વાવડીંગ, દંતીમૂળ, નસોતર, ત્રિફળા, અને લસણ, એ ઔષધોનું કલ્ક કરીને પાણી સાથે પીવામાં આવે તો તે કૃમિઓને દૂર કરેછે.

## પાંચમો ઉપાય.

**मातुलुङ्गस्य मूलानि रसोनः क्रिमिजित् त्रिवृत् ।**
**अजमोदा निम्बपत्रं गोमूत्रेण तु पेषयेत् ॥**
**पानमेतत् प्रशंसन्ति क्रिमिदोषनिवारणम् ।**
**ज्वरप्रोक्तानि पथ्यानि क्रिमिदोषे प्रदापयेत् ॥**

બીજોરાનાં મૂળ, લસણ, વાવડીંગ, નસોતર, અજમોદ, લીંબડાનાં પાંદડાં, એ સર્વને ગાયના મૂત્ર સાથે વાટવું. એ ઔષધોનું પાન કૃમિદોષનું નિવારણ કરનારૂં છે માટે તે વખાણવા યોગ્ય છે. જ્વરના રોગમાં જે પથ્ય રોગીને આપવાનું કહેલું છે તેજ પથ્ય કૃમિદોષમાં પણ આપવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने क्रिमिचिकित्सानाम पञ्चमोऽध्यायः ।

# षष्ठोऽध्यायः ।

## आत्रेय उवाच

### મંદાગ્નિની ચિકિત્સા.

### અગ્નિના પ્રકાર.

अग्निश्चतुर्विधः प्रोक्तः समो विषमतीक्ष्णकः ।
मन्दस्तदापरः प्रोक्तः शृणु चिह्नानि साम्प्रतम् ॥
वातपित्तकफैः साम्यात्समः संजायतेऽनलः ।
तैरेव विषमैः प्राप्तैर्विषमो जायतेऽनलः ॥
तीक्ष्णः पित्ताधिकत्वेन जायते जठराग्निकः ।
वातश्लेष्माधिकत्वेन जायते मन्दसंज्ञकः ॥

**આત્રેય કહેછે.**—સમ, વિષમ, તીક્ષ્ણ, અને મંદ એવો ચાર પ્રકારનો અગ્નિ કહેલો છે. હવે એ ચાર પ્રકારના અગ્નિનાં ચિન્હ હું તને કહુંછું તે તું સાંભળ. વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ સમાન હોય ત્યારે જઠરાગ્નિ સમ કહેવાય છે, પણ જ્યારે તેજ ત્રણે દોષ વિષમ હોય ત્યારે જઠરાગ્નિ વિષમ થાયછે. જો પિત્ત અધિક હોય તો જઠરાગ્નિ તીક્ષ્ણ થાયછે. જો વાયુ અને કફ અધિક હોય તો જઠરાગ્નિ મંદ થાયછે.

### ચાર પ્રકારના અગ્નિનાં લક્ષણ.

यद्भुक्तं प्रकृतिस्थं तु पाचयत्यपि चानलः ।
स समो नाम निर्दोषः सर्वधातुविवर्धनः ॥
कदाचित्पच्यते भक्ष्यं कदाचिदविपक्कम् ।
वातेन वातविषमां करोत्यपि विसूचिकाम् ॥
प्रकृत्याधिकमश्नाति तृप्तिं न लभतेऽपि च ।
सदाघं पीतता नेत्रे तीक्ष्णो वै क्षयकृद्गले ॥
यद् भुक्तं नैव शक्नोति पक्तुं श्लेष्मबलाधिकात् ।
सोऽपि मन्दानलो नाम गुल्मोदरपरो मतः ॥

પોતાની સ્વાભાવિક પ્રકૃતિમાં રહેલા પુરૂષે ખાધેલું અન્ન જે જઠરાગ્નિ પચાવે છે, તે અગ્નિ દોષરહિત 'સમ' કહેવાય છે. એ અગ્નિ સર્વે ધાતુઓની વૃદ્ધિ કરેછે. જે અગ્નિ કોઈ વખત અન્નનું પાચન કરેછે અને કોઈ વખત પાચન કરતો નથી; તથા વાયુવડે વિસૂચિકા નામનો વ્યાધિ ઉત્પન્ન કરેછે તથા તે વિસૂચિકામાં વાયુ વિષમ હોયછે. જે પુરૂષ પોતે સ્વાભાવિકપણે જેટલું ખાતો હોય તેના કરતાં વધારે ખાયછે તથા વધારે ખાધા છતાં પણ તૃપ્તિ પામતો નથી; વળી જેની આંખો પીળી થઈ જાયછે અને તેમાં બળત્રા બળેછે, ત્યારે તે માણસનો અગ્નિ તીક્ષ્ણ છે એમ જાણવું. એ તીક્ષ્ણ અગ્નિ બળનો ક્ષય કરનારો છે. જે અગ્નિ કફના બળની અધિકતાનેલીધે ખાધેલું પચાવી શકતો નથી, તેને મંદાગ્નિ કહેવો. એ મંદાગ્નિ ગુલ્મોદર રોગવાળાને હોયછે.

## ચાર પ્રકારના અગ્નિનાં પરિણામ.

समेन समता देहे देहधातुबलेन्द्रियैः ।
हृष्टः संपूर्णगात्रस्तु सचेष्टो वर्तते नरः ॥

विषमे वानिलाद्याश्च ग्रहणी चातिसारकाः ।
प्लीहा गुल्मो विसूची च शूलोदावर्तसंज्ञकः ।
आनाहो मन्दचेष्टत्वं जायते विषमाग्निना ॥

वातकफावुभौ क्षीणौ तीव्रो भवति पित्तकः ।
भोजने लभते प्रीतिं भुक्त्वा चैव च जीर्यते ।
तेन भस्मकसंज्ञस्तु जायते जठरानलः ॥

पाण्डुः पित्तातिसारस्तु राजयक्ष्मा हलीमकः ।
भ्रमः क्लमोऽतिवैकल्यं यकृद्वापि प्रमेहकाः ॥

शूलमूर्च्छा रक्तपित्तं पित्ताम्लं मूत्रकृच्छ्रकम् ।
तेन संक्षीयते गात्रं जायतेऽन्नस्य लौल्यता ।
भक्षिताः काष्ठपाषाणा जीर्यन्ते तस्य देहिनः ॥

इति प्रोक्तं निदानं च नरस्याग्निप्रकोपनम् ।
बहुधापि न चोक्तं तु ग्रन्थविस्तारशङ्कया ॥

જો જઠરાગ્નિ સમ હોય તો દેહના ધાતુ, બળ અને ઇંદ્રિયો વગે-

રેની શરીરમાં સમાનતા રહેછે. તેમજ સમાગ્નિવાળો મનુષ્ય હર્ષયુક્ત સંપૂર્ણ અંગવાળો, અને અંગની હલાવવા ચલાવવાની અથવા ઉઠવા બેસવા વગેરેની ચેષ્ટામાં ચપળતાવાળો હોય છે. અગ્નિ વિષમ હોય તો વાયુ વગેરે દોષ કોપેછે અને ગ્રહણી, અતિસાર, બરલ, ગોળો, વિસૂચિ, ચૂંક, ઉદાવર્ત, પેટ ચઢવું, મંદ ચેષ્ટા થવી, એવા ઉપદ્રવ પ્રકટ થાય છે. જ્યારે વાયુ અને કફ બન્ને ક્ષીણ થઈ જાય છે અને પિત્ત એકલું બળવાન થાયછે ત્યારે જઠરાગ્નિ તીવ્ર થાય છે. જઠરાગ્નિવાળાને ખાવામાં બહુ પ્રીતિ ઉપજે છે, અને ખાધેલું પચી જાય છે. એ કારણથી એવા અગ્નિવાળાનો જઠરાગ્નિ ભસ્મક નામે જઠરાગ્નિનો રોગ ઉપજે છે. ભસ્મક રોગવાળાને પાંડુરોગ, પિત્તનો અતિસાર, રાજ્યક્ષ્મા (ક્ષય) હલીમક નામે રોગ, ભ્રમ, થાક, વિકળતા, યકૃત્નો રોગ, પ્રમેહ, શૂળ, મૂર્છા, રક્તપિત્ત, અમ્લપિત્ત, મુત્રકૃચ્છ્ર, વગેરે ઉપદ્રવો કે વ્યાધિઓ ઉપજે છે એ જઠરાગ્નિના રોગથી અંગનો ક્ષય થતો જાય છે તથા અન્ન ખાવાની લઘુતા બહુ વધેછે. એ રોગવાળાને ખાધેલા પથરા કે લાકડાં સુદ્ધાં પચી જાય છે. એવી રીતે મનુષ્યના અગ્નિને કોપાવનારૂં નિદાન કહ્યું; પણ ગ્રંથ વધી જાય એવા ભયથી તેણે ઘણે પ્રકારે કહ્યું નથી.

## જઠરાગ્નિની ચિકિત્સા.

अतो वक्ष्ये समासेन भेषजानि पृथक् पृथक् ।
पाचनं शमनं चैव दीपनं च तथोपरि ॥

હવે હું તને સંક્ષેપમાં તે પ્રત્યેક પ્રકારના જઠરાગ્નિનાં જૂદાં જૂદાં પાચનરૂપ, શમન અને દીપનરૂપ ઔષધ કહું છું.

## વિષમાગ્નિની ચિકિત્સા.

रास्ना सठी प्रतिविषा सुरसा च शुण्ठी
सिन्धूत्थहिङ्गु मगधा च सुवर्चलं च ।
चूर्णं कृतं सगुडमोदकभक्ष्यमाणं
वातात्मकं तु विषमाग्निं समीकरोति ॥
शूलाद्यजीर्णविषमाग्निविसूचिकासु
वातादिषु सकलगुल्मविनाशनं स्यात् ।

भुक्तोपरि क्वथितमेव पिबेत् सुखोष्णं
तोयं तथोपरि समस्तरसानुभोज्यम् ॥

इति विषमाग्निचिकित्सा ।

રાસ્ના, ષડકચુરો, કાળું અતિવિખ, તુળસી, સુંઠ, સિંધવ, હીંગ, પીપર, સંચળ, એ ઔષધોનું ચૂર્ણ કરી તેની ગોળમાં ગોળીઓ વાળવી. પછી તે ગોળીઓ ખાવાથી વાયુથી ઉપજેલો વિષમાગ્નિ, મટીને તે સમ થાયછે વળી શુળ વગેરેથી યુક્ત અજીર્ણ, વિષમાગ્નિ, વિસૂચિકા, અને વાત ગુલ્માદિક સકળ ગુલ્મ, એ સૌને એ ઔષધ મટાડે છે. એ ઔષધ ખાઈને તે ઉપર ઉકાળેલું અને લગાર લગાર ગરમ હોય તેવું પાણી પીવું, તથા તે ઉપર સમસ્ત રસવાળું ભોજન કરવું.

## તીવ્રાગ્નિની ચિકિત્સા.

द्राक्षाभयातिक्तकरोहिणी च विदारिका चन्दनवासकं च ।
मुस्ता पटोलं च किरातकानां कृष्णा बला मूसलिकाविषाणाम्॥
एलालवङ्गादलपद्मकं च योज्या च शृङ्गी धनिका समांशा ।
चूर्णं सखर्जूरसितासमेतं घृतेन तं चार्धपलप्रमाणम् ।
भक्षेत् प्रभाते मनुजः पयश्च निःक्वाथ्य पानं सघृतं विधेयम्।
करोति तीव्राग्निसमं प्रकृष्टं कृशस्य पुष्टिं तनुतेऽपि नूनम् ॥
क्लमभ्रमाशोषविनाशनं स्यात् तृष्णातिलौल्यशमनं करोति ।
सरक्तपित्तं क्षयपाण्डुरोगं हलीमकं कामलमाशु नश्येत् ॥

દ્રાક્ષ, હરડે, કડુ, વિદારીકંદ, ચંદન, અરડુસો, મોથ, પટોળ, કરિયાતું, પીપર, બલબીજ, મૂસળી, અતિવિખની કળી, એળચી, લવિંગ, તમાલપત્ર, પદ્મકાષ્ઠ, કાકડાસીંગ, ધાણા, એ સર્વે સમાન ભાગે લઈને તેનું ચૂર્ણ કરવું; પછી ખજૂર અને સાકર તેમાં મેળવવાં. પછી તેમાંથી બે તોલા લેઇને ઘી સાથે સવારમાં ખાવું. તથા તે ઉપર દૂધમાં ઘી નાંખીને ઉકાળીને પીવું. એથી કરીને તીવ્રાગ્નિ હોય તો તે સમાગ્નિ થાય છે. અને જે પુરુષ શરીરે કૃશ હોય તો તે પુષ્ટ થાય છે. વળી શ્રમ, ભ્રમ, અને શોષ, એ રોગનો એ ઔષધથી નાશ થાય છે. અતિશય તરસ લાગતી હોય અથવા ખાવાની અતિશય લલુતા થતી હોય

તેનો પણ એથી નાશ થાય છે. વળી રક્તપિત્ત, ક્ષય, પાંડુરોગ, હલીમક અને કમળો, એ રોગ પણ એ ઔષધનું સેવન કરવાથી જલદીથી મટે છે.

### બીજો ઉપાય.

तण्डुला रक्तशालीनां भागद्वयेन धीमता।
भृष्ट्वा तिलांश्च संकुट्य तदर्धेन विमिश्रितान्॥
भृष्ट्वा तत्समसुद्गांश्च चैकीकृत्वा तु साधयेत्।
सिद्धां च कृशरां सम्यक् घृतेन सह भोजयेत्।
एकाहान्तारतं यस्तु तीव्राग्निस्तस्य नश्यति॥

इति तीव्राग्निचिकित्सा।

રાતી ડાંગરના ચોખાના બે ભાગ લઈને બુદ્ધિમાન વૈદ્યે તેને શેકવા; તેનાથી અરધા તલ લઈને તેને શેકીને કચરવા તથા ચોખામાં મેળવવા. તથા તલ જેટલાજ મગ શેકીને તેને પણ તેમાં મેળવવા. પછી તે સઘળાની ખીચડી રાંધવી. એ ખીચડી તીવ્રાગ્નિના રોગવાળાને એક એક દિવસને આંતરે ખવરાવવી. તેથી તેનો તીવ્રાગ્નિ નાશ પામે છે.

### હરીતક્યાદિ રસાયન.

हरीतकी हरिहरतुल्यषड्गुणा चतुर्गुणा चतुर्विशालपिप्पली।
हुताशनं सैन्धवहिंगुसंयुतं रसायनं हे नृप वह्निदीपनम्॥

इति हरीतक्यादि।

હે વિષ્ણુ અને શંકર સરખા રાજા! હરડેના છ ભાગ લેવા; છાતી, હાથ, નેત્ર અને કપાળ એ ચાર જેનાં વિશાળ છે એવા હે રાજા! ચાર ભાગ પીપરના લેવા; ચિત્રાના ત્રણ ભાગ લેવા; સિંધવના બે ભાગ લેવા; અને હીંગનો એક ભાગ લેવો. હે રાજન્! જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારૂં આ ઔષધ રસાયનરૂપ છે. અર્થાત્ એ સર્વ ચૂર્ણ કરીને ખાવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે.

---

૧ આ શ્લોક ક્ષેપક સરખો જણાય છે.

## અગ્નિમુખ ચૂર્ણ.

हिङ्गु पिप्पलिसनागरा वचा दीप्यकाग्निसहरीतकी गदः ।
भागवृद्धि विनियोज्य चूर्णितं क्षारयोगलवणत्रयैर्युतं ॥
पीतमात्रसुरया च काञ्जिकैर्मस्तुनोष्णसलिलेन वा पुनः ।
प्लीहशूलगुदजाविबन्धकं हन्ति दीपयति वन्हिमौदरम् ॥

इत्यग्निमुखम् ।

હીંગનો એક ભાગ, પીપરના બે ભાગ, સુંઠના ત્રણ ભાગ, વજના ચાર ભાગ, અજમોદના પાંચ ભાગ, ચિત્રાના છ ભાગ, હરડેના સાત ભાગ, ઉપલેટના આઠ ભાગ, એવી રીતે એક એક ભાગ વધારે લેઇને તે સઘળાં ઔષધોનું ચૂર્ણ કરવું. પછી તેમાં જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ અને વરાગડું, એવા બે ખાર તથા ત્રણ લવણનો એક એક ભાગ લેઇને મેળવવો. એ ચૂર્ણને સુરા (મદ્ય) સાથે અથવા કાંજી સાથે અથવા દહીંના પાણી સાથે અથવા ગરમ પાણી સાથે પીધાથી બરલની ગાંઠ, શળ, અર્શ, અતિસાર, એ સર્વે રોગ મટે છે તથા જઠરાગ્નિ પ્રદિપ્ત થાયછે.

## બૃહદ્ અગ્નિમુખ ચૂર્ણ.

क्षारौ द्वौ लवणानि चित्रमभया पाठा करंजा शठी
सूक्ष्मैला कृमिशत्रुपुष्करवचावृक्षाम्लजीरद्वयम् ।
धात्रीपत्रकतिंतिडीकहपुष्पा शृंगी त्रिवृत् दारु च
ऐंद्रारग्वधनागराम्लकरसश्यामा जवानी समम् ॥
तस्मात् शिग्रु पलाशमुष्ककतिलासत्कोकिलाक्षस्य च
क्षाराणि समलोहकिट्टमसमं मूत्रेण निर्वापितम् ।
एवं तानि समानि सूक्ष्मकरणाच्चूर्णं पुनर्भावयेद्
गोमूत्रेण दिनत्रयं तदनु च स्यान्मातुलिंगैरसैः ॥
भावेत्तत्पुनरेव लोचनदिनं सद्भृंगराजो रसैः
सिद्धं सर्वगुणात्मकं रुजहरं बैडालपन्मात्रकम् ॥

---

१ विडगं:. प्र० १. २ क्षौद्रं. प्र० १.

भक्षेद्धिंगुसमं सदा प्रथमके ग्रासेन युक्तं हितं
मंदाग्निं विनिहन्ति गुल्मनिचयं चौदर्यरोगानपि ॥

इति बृहदग्निमुखं नाम ।

જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, વરાગડું, બિડ લવણ, કાચ લવણ, ચિત્રો, હરડે, પાહાડમૂળ, કરંજવૃક્ષની છાલ, પડકચુરો, નાની એલચી, વાવડીંગ, પુષ્કરમૂળ, વજ, આમચૂર, જીરૂં, કાળીજીરી, આંમળાં, તમાલપત્ર, આમલી, છીણી, કાકડાસીંગ, નસોતર, દેવદાર, ઇંદ્રજવ, ગરમાળો, સુંઠ, આમ્લવેતસ, હીંગ, પીપર, (કાંગ પણ લેછે), જવાની અજમો, એટલાં ઔષધો સમાન ભાગે લેવાં. પછી સરગવો, ખાખર, મુષ્કકવૃક્ષ, (ઘંટા પાટલી), તલ, એખરો, એ પાંચનો ક્ષાર કાઢીને તે સમાન ભાગે લેઈને તેમાં મેળવવો. તેમાં તે સૌની બરાબર લોઢાનું કીટું લેઈને તેને તપાવીને ગાયના મૂત્રમાં નાખવું અને એવી રીતે તેને શુદ્ધ કરીને પછી સઘળાં સમાન ભાગે લેઈ તેમનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. એ ચૂર્ણને ત્રણ દિવસ સુધી ગાયના મૂત્રની ભાવના આપવી. તે પછી બીજોરાના રસમાં ત્રણ દિવસ ભાવના આપવી; પછી બે દિવસ સુધી ભાંગરાના રસની ભાવના આપવી. એવી રીતે તૈયાર કરેલું તે ચૂર્ણ સર્વ ગુણવાળું અને રોગને હરનારૂં થાય છે. પછી જમતી વખતે પ્રથમ ગ્રાસની સાથે એ ચૂર્ણ એક તોલો લેઈને તેમાં હીંગ મેળવીને ખાવું, તેથી તે મંદાગ્નિનો નાશ કરે છે અને બધા પ્રકારના ગુલ્મ તથા પેટના રોગોને તે પણ મટાડે છે.

### અગસ્ત્ય ઘૃત.

पिप्पली चित्रकं चैव चव्यं पिप्पलिमूलकम् ।
अजमोदा गजकणा क्षारौ द्वौ लवणानि च ॥
एतान्यर्धपली मात्रा प्रस्थं चापि तुषोदकं ।
प्रस्थमत्रघृतं देयं प्रस्थं चैवार्द्रकं रसम् ॥
भृंगराजरसप्रस्थं प्रस्थं तु मातुलिंगकम् ।
दधि प्रस्थद्वयं क्षिपवा द्वौ प्रस्थौ नवनीतकम् ॥

पचेन्मृद्वग्निना तावद्धृतं यावत्प्रदृश्यते ।
अवतार्य प्रयोक्तव्यं पाने भोजनकेपि वा ॥
मंदाग्नीनां च गुल्मानामजीर्णानां विनाशनम् ।
ग्रंथ्यर्बुदापचीकासशूलश्वासनिवारणम् ॥
ग्रहणीश्वयथूनां च कृमीणां गुदकीलकम् ।
अर्शसां बस्तिशूलानां हृद्रोगाणां विशेषतः ॥
नाशयेच्चाशु योगाच्च भास्करात्तिमिरं यथा ।
मंदाग्नीन् नाशयत्येव कृतं चेति ह्यगस्तिना ॥

॥ इत्यगस्त्यघृतम् ॥

પીપર, ચિત્રો, ચવક, પીપરીમૂળ, અજમોદ, ગજપીપર, જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, વરાગડું, કાચ લવણ, ખાંડ લવણ, એ સર્વે બે બે તોલા લેવાં. પછી એ સર્વમાં ચોસઠ તોલા જવની કાંજી, ચોસઠ તોલા ઘી, ચોસઠ તોલા આદાનો રસ, ચોસઠ તોલા ભાંગરાનો રસ, ચોસઠ તોલા બીજોરાનો રસ, ૧૨૮ તોલા દહીં અને તેટલુંજ માખણ નાખવું. પછી એ સર્વેને ચુલે ચઢાવીને ધીમાં તાપથી પકવવું. જ્યારે ઘી માત્ર શેષ રહે ત્યારે તેને નીચે ઉતારીને ગાળી લેવું. તથા એ ઘી ખાવામાં પીવામાં વાપરવું. એ ઘી મંદાગ્નિનો, ગુલ્મ રોગનો, તથા અજીર્ણનો નાશ કરનારૂં છે. વળી તે ગ્રંથી, અર્બુદ, ન પાકે એવી ગાંઠ, ખાંસી, શળ અને શ્વાસને મટાડે છે. ગ્રહણી, સોજો, કૃમિરોગ, ગુદકીલક નામે અર્શ રોગનો એક પ્રકાર, પેડુંમાં થતું શળ અને વિશેષે કરીને હૃદયના રોગ, એ સર્વને જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ, નાશ કરે છે. આ ઘૃત અગસ્ત્ય મુનિએ કરેલું છે તે મંદાગ્નિને તો મટાડેજ છે.

## સિંહરાજ ચૂર્ણ.

एकः प्रदेयो रुचकस्य भागो ह्यर्धोजमोदस्य च सैंधवस्य ।
शुंठ्यास्त्रयं वा मरिचस्य भागौ चूर्णं चतुर्थं सितजीरकस्य ॥
तक्रेण पानात्कफवातरोगांस्तद्भोजनांते पटुदीपनाग्नौ ।
श्रीसिंहराज्ञा कथितं तु चूर्णं प्लीहोदराजीर्णविसूचिकायाम् ॥

એક ભાગ સંચળ, અર્ધો ભાગ અજમોદ, અર્ધો ભાગ સિંધવ, ત્રણ ભાગ સુંઠ, બે ભાગ મરી, ધોળું જીરૂં ચાર ભાગ, એ સર્વેનું ચૂર્ણ કરીને તેને છાસ સાથે તે પીવામાં આવે તો જઠરાગ્નિને પ્રદિપ્ત કરવામાં એ ચૂર્ણ ઘણું ઉત્તમ છે. એ ચૂર્ણ શ્રીસિંહરાજે કહેલું છે તથા તે પ્લીહોદર (બરલ), અજીર્ણ અને વિસૂચિકા, એ રોગને મટાડે છે.

## અગ્નિઘૃત.

पिप्पली पिप्पलीमूलं चित्रको गजपिप्पली ।
हिंगु चव्याजमोदं च पंचैव लवणानि च ॥
द्वौ क्षारौ हपुषा चैव दद्यादर्धपलोन्मितान् ।
दधिकांजिकसूक्तानि घृतमत्र समानि च ॥
आर्द्रकस्य रसप्रस्थे घृतप्रस्थं विपाचयेत् ।
एतदग्निघृतं नाम मंदाग्नीनां प्रशस्यते ।
अर्शसां नाशनं श्रेष्ठं तथा गुल्मोदरापहम् ॥
ग्रंथ्यर्बुदापचीकासकफमेदोनिलानपि ।
नाशयेद्व्रणीदोषं श्वयथुं सभगंदरम् ॥
ये च बस्तिगता रोगा ये च कुक्षिसमाश्रिताः ।
सर्वांस्तान्नाशयत्येव सूर्यस्तम इवोदितः ॥

इत्यग्निघृतम् ॥

॥ इति मंदाग्नितीव्राग्निविषमाग्निचिकित्सा ॥

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ગજપીપર, હીંગ, ચવક, અજમોદ, સિંધવ, સંચળ, વરાગડું, કાચ લવણ, બિડ લવણ, જવખાર, સાજીખાર, છીણી, એ પ્રત્યેક બે બે તોલા લેવાં. દહીં, કાંજી, સૂક્ત અને ઘી, એ સર્વે સમાન એટલે ચોસઠ ચોસઠ તોલા લેવાં. પછી આદાનો રસ ચોસઠ તોલા લેઈને તેમાં મેળવવો. અને તે સર્વમાં ચોસઠ તોલા ઘી નાખીને પકવ કરવું. એ પકવ થયેલા ઘીને અગ્નિઘૃત કહેછે. એ ઘૃત મંદાગ્નિ-વાળાને ફાયદાકારક છે. વળી તે અર્શરોગનો નાશ કરવામાં ઉત્તમ છે. વળી તે ગુલ્મ અને ઉદરરોગને દૂર કરનારૂં છે. તેમજ તે ગ્રંથી, અ-

બુદ, ન પાકે એવી ગાંઠ, ખાંસી, કફ, મેદરોગ, વાયુના રોગ, ગ્રહણીનો રોગ, સોજો, ભગંદર, એ સર્વનો નાશ કરે છે. વળી જેમ ઉદય પામેલો સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ એ ઘૃત જે રોગ પેઢુમાં થાય છે તથા જે રોગ કૂખમાં થાય છે તે સર્વનો નાશ કરેછે.

**મંદાગ્નિ, તીવ્રાગ્નિ, વિષમાગ્નિની ચિકિત્સા સમાપ્ત.**



## અરોચક રોગના ચિકિત્સા.

### અરોચક રોગની હેતુ.

**वातादिदोषत्रयकोपनैस्तु शोकेन रोषादतिवैमनस्यैः ।**
**कासातिसारेण विरूपगंधैः संजायतेऽरोचकनामरोगः ॥**

વાયુ આદિ ત્રણ દોષ કોપવાથી, શોકથી, ક્રોધથી, અતિશય મનની અપ્રીતિથી, ખાંસીથી, અતિસારથી, અને વિલક્ષણ ગંધથી અરોચક નામે રોગ ઉત્પન્ન થાયછે.

### અરોચકના પ્રકાર તથા લક્ષણો.

**क्षारं तथाम्लं कटुकं तथोष्णं पित्तेन वक्रस्य भवेदरोचः ।**
**गौल्यं गुरुः शीतलपिच्छिलं च दौर्गंध्यतास्ये कफजस्त्वरोचः॥**
**क्षणेन शीतं च क्षणेन चोष्णं वैरस्यमास्ये परुषं शिरोरुक् ।**
**अरोचकं वातभवं विधिज्ञैः संलक्षणीयं मनुजस्य चास्ये ॥**
**अन्यो भवेत्क्रोधभयेन कामात्तेनास्य जाड्यं कटुकं विरस्यं ।**
**कंपोथ रोमोद्गमकं शिरोर्तिश्चित्तभ्रमं तद्भयकामुकाख्यं ॥**

પિત્તના બગડવાથી અરોચક રોગ થયો હોય તો મુખ ખારૂં, ખાટું, તીખું અને કડવું થઇ જાય છે. કફથી થયેલા અરોચકમાં મુખ મધુર, ભારે, થંડું, ચીકણું, અને દુર્ગંધીવાળું થાય છે. વાયુથી થયેલા અરોચકમાં મુખમાં ક્ષણમાં થંડક અને ક્ષણમાં ગરમી માલમ પડે છે; મુખ વિરસ થઈ જાય છે; માથામાં પીડા થાય છે; એવા લક્ષણોથી નિદાનના વિધિને જાણનારા વૈદ્યે મનુષ્યના મુખમાં વાયુથી અરૂચિ ઉત્પન્ન થઈ છે એમ જાણવું. એ ત્રણ વિના એક ચોથા પ્રકારનો અરો-

ચક રોગ થાય છે, તે ક્રોધ, ભય કે કામવાસનાથી થાય છે. તેવો અરોચક થયો હોય ત્યારે મુખમાં જડતા ઉપજે છે, તથા તે તીખું અને વિરસ થાય છે. વળી ભય કે કામથી અરોચક થયો હોય ત્યારે રોગીને કંપ, રૂવાં ઉભાં થવાં, માથામાં પીડા, ચિત્તનો ભ્રમ, એવા વિકાર થાયછે.

## અરોચકની ચિકિત્સા.

पित्तान्नरस्य रुचिकृद्वमनं प्रशस्तं,
पश्चात्कणादिकमिदं विलिहेत्तु चूर्णम् ।
कृष्णाहरेणुयवभस्मविडंगहिंगु
चूर्णेन दंतमुखघर्षणमेव शस्तम् ॥
अंगारवल्लिरसना लवणं च शुंठी
क्वाथः प्रशस्तः सगुडो वमनाय पुंसाम् ।
निक्वाथ्य धान्यमधुयष्टिगुडेन युक्तं
शस्तं नृणां वमनमेवमरोचकेषु ॥
श्लेष्मोद्भवेषु सकलेषु तथैव चूर्णैः
शृंगीविषामधुयुतैश्च निघर्षणं स्यात् ।
राजद्रुमार्जुनधवं लवणोत्तमाढ्यं
क्वाथं पिबेद्रुचिकरं वमनस्य हेतोः ॥
वातोद्भवेरुचिगदे कथितोऽगदस्तु
युक्तं वचा लवणकाम्लककांजिकेन ।
चूर्णं निघर्षणमिदं मरुतातियुक्तम्
क्षाराम्लतक्रकवलग्रहमेव शस्तम् ॥
साधारणेष्वरुचकेषु शुभं प्रदिष्टं
षड्ग्रंथिजा मगधजा सुरसा पटोलम् ।
निःक्वाथ्यमेव विधिना प्रतिपानकं स्यात्
चूर्णं सटीजलदमागधिकाविघर्षः ॥

જો પિત્તથી અરોચક થયો હોય તો રોગીને પ્રથમ વમન કરાવવું એ રૂચિ ઉપજાવનારૂં છે. વમન કરાવ્યા પછી આ નીચે કહેલું પીપર વગેરેનું ચૂર્ણ ચાટવું. તે ચૂર્ણ આ પ્રમાણેઃ—પીપર, પિત્તપાપડો, જવની ભસ્મ, વાવડીંગ, અને હીંગ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેવડે દાંત તથા મુખની અંદર ઘસવું; કેમકે તે ફાયદો કરે છે. પિત્તના અરોચકવાળાને વમન કરાવવામાટે હસ્તી કરંજ, રાસ્ના, સિંધવ અને સુંઠ એ ઔષધોના ચૂર્ણમાં ગોળ નાખીને રોગીને પાવું; કેમકે તેથી વમન થઈને બગડેલું પિત્ત નીકળી જવાથી અરૂચિ મટે છે. કફથી ઉત્પન્ન થયેલા સઘળા અરોચક રોગમાં ધાણા, જેઠીમધ, અને ગોળનો ક્વાથ કરીને રોગીએ વમન કરવામાટે પીવો એ હિતકારક છે. તેમજ કાકડાસીંગ, અતિવિખ, એ એના ચૂર્ણમાં મધ મેળવીને મોઢામાં ઘસવું. જો વાયુથી થયેલો અરોચક રોગ હોય તો, ગરમાળો, સાદડ અને ધાવડો એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સિંધવ નાખીને તે પીવો અને વમન કરવું તેથી રૂચિ ઉત્પન્ન થશે. તથા વાયુથી ઉત્પન્ન થયેલા અરૂચિ રોગમાં વજ અને સિંધવનું ચૂર્ણ ખાટી કાંજીમાં મેળવીને તે મોંમાં ઘસવું. જો વાયુનું જોર વધારે હોય તો ખાટી છાસમાં જવખાર નાખીને તેના કોગળા ભરવા તે હિતકારક છે. ક્રોધાદિકથી થનારા સાધારણ અરોચકમાં વજ, પીપર, તુળસી, અને પટોળ, એ ઔષધોનો ક્વાથ કરીને વિધિપૂર્વક પીવો. તથા પડ્કચુરો, મોથ, અને પીપરનું ચૂર્ણ મુખમાં ઘસવું.

## અરોચક નાશક ક્રિયા.

**स्वेदाः समीरणे चोक्ता वमनं कफजे स्मरम् ।**
**पित्ते विरेकं विहितं त्रिदोषे तु त्रयं मतम् ॥**
**क्रिया शस्ता मनुष्याणां त्रिदोषारोचकापहा ॥**

વાયુથી થયેલા અરોચકમાં નાનાપ્રકારના સ્વેદ (પરસેવો) કાઢવાના વિધિ યોજવા; કફથી થયેલા અરોચકમાં વમન કરાવવું; પિત્તના અરોચકમાં વિરેચન આપવું એ હિતકારક છે; અને ત્રણે દોષથી કોપેલા અરોચકમાં ત્રણે વાનાં કરવાં જોઈએ. એ પ્રમાણે વાતાદિ ત્રણ દોષના અરોચકને દૂર કરનારી ક્રિયા છે અને તે હિતકારી છે.

## અરોચકમાં તજવા જેવા પદાર્થો.

नात्यम्लं विशदं चापि रूक्षं पर्युषितं निशि ।
विदलं स्निग्धं द्रवं चातिकथितं भोजनेषु च ॥

અતિશય ખાટું, અતિ પાતળું, લૂખું, રાતનું વાશી, કઠોળ, અત્યંત સ્નિગ્ધ, અને પ્રવાહી, એવું ભોજન અરોચકવાળાએ ન કરવું.

## અરોચકમાં કવલગ્રહ.

त्वगेला मरिचं चैव तिंतिडीकं गुडान्वितम् ।
चूर्णमुष्णांबुना पीतमरोचे कवलग्रहः ॥
सौवर्चलाजीरककुष्टशर्करा कणोत्पलैलासितचंदनानि ।
पथ्योषणौ रोध्रयवाग्रजः सठी अजाजिना चार्द्रकचंदनानि ॥
पादेन पादेन च योगयुक्तैश्चत्वार एते कवलग्रहाः स्युः ।
गोतक्रदुग्धेन च माक्षिकेण ते तैलेन वारोचय नाशहेतवः ॥
पातादिकानां च समस्तजानामरोचकानां प्रकरोति नाशम् ।
सकासहिक्कास्वरभंगशोषान् घ्नन्ति प्रतिश्यायकपीनसं च ॥

इति कवलग्रहः ।

તજ, એલચી, મરી એ ત્રણનું ચૂર્ણ આંબલી અને ગોળ સાથે પીવું, તેને અરોચકમાં કવલગ્રહ કહેછે. વળી સંચળ, જીરૂં, ઉપલેટ અને સાકરનું ચૂર્ણ; અથવા પીપર, કમળ, એલચી, સાકર અને ચંદન; અથવા હરડે, મરી, લોધર, ઇંદ્રજવ અને પડકચુરો, એમનું ચૂર્ણ; અથવા જીરૂં, આદું અને ચંદન, એમનું ચૂર્ણ (કલ્ક,) એ ચાર કવલગ્રહ કહેવાય છે. એ ચારમાંનો હરકોઈ એક ગાયની છાશ સાથે, અથવ ગાયના દૂધ સાથે, અથવા મધ સાથે, અથવા તેલ સાથે આપવાથી અરોચકનો નાશ કરેછે. વળી તે વાયુ આદિક સઘળા દોષથી થયેલા અરોચકનો તથા ખાંસી, હિક્કા, સ્વરભંગ, શોષ, સળેખમ અને પીનસ એ સર્વે રોગનો પણ નાશ કરેછે.

## યવાની ખાંડવ ચૂર્ણ.

यवानिका नागरचाम्लवेतसं कोलं तथा दाडिमतिंतिडीकम् ।
समानि चेमानि च कर्षमात्रं भूयोपि कर्षार्द्धयुतान्यमूनि ॥

जाजी वराङ्गं च सुवर्चलं च कणाशतैकं मरिचात् शते द्वे ।
पलानि चत्वार्यपि शर्करायाः समं च चूर्णं वदनप्रियं च ॥
भक्षेयदेदं रुचिकृद्विबन्धं सप्लीहशूलं जयते सकासम् ।
श्वासं विनश्येत् हृदयामयघ्नं जिह्वास्यकण्ठामयशोधनं च ॥
ग्राहग्रहण्यार्शविकारमन्दानलस्य सन्दीपनमेव चूर्णम् ।
यवानिकाषाण्डविकाभिधानमरोचकनां शमनं प्रशस्तम् ॥

इति यवानीखांडवचूर्णम् ।

જવાની અજમો, સુંઠ, આમ્લવેતસ, બોર, દાડમ, આંબલી, એ સર્વે સમાન ભાગે એટલે એક એક તોલો લેવાં; પછી જીરૂં, તજ, સંચળ, એ અરધો અરધો તોલો લેવો; પીપર એકસો લેવી; મરી બસો લેવાં; સોળ તોલા સાકર લેવી; એ સઘળું ચૂર્ણ કરીને એકત્ર કરવું. એ ચૂર્ણ મુખને પ્રીતિ ઉપજાવનારૂં થાયછે. એ ચૂર્ણ ખાવાથી રૂચિ ઉપજે છે; બંધકોશ, બરોળ, શૂળ અને ખાંસીને મટાડેછે; શ્વાસનો નાશ કરેછે; છાતી-ના રોગનો નાશ કરેછે; જીભ, મુખ, અને કંઠના રોગનું શોધન કરેછે; મળનો અટકાવ, ગ્રહણી રોગ અને અર્શરોગ એ સર્વને મટાડીને મંદાગ્નિને તે પ્રદિપ્ત કરેછે. એ ચૂર્ણને યવાનિક ખાંડવ કરીને કહેછે અને તે સઘળા પ્રકારના અરૂચિના રોગને મટાડેછે.

## યવાગૂ વગેરે.

यवागूः पञ्चकोलस्य कुलत्थाढकयूषकम्[1] ।
मुद्गयूषेण वा सम्यक् भक्तानां भोजनं हितम् ॥
सहिङ्गु त्र्यूषणाढ्यं च व्यञ्जनं संप्रशस्यते[2] ।
अगस्तिघृतवत् श्रेष्ठं भोजनारोचकेष्वपि ॥
कारवेल्लपटोलं च पलाण्डुः सूरणं सठी[3] ।
लवणं धान्यकं श्रेष्ठं प्रलेहश्च कटुत्रिकम् ॥
सिंही सर्षपवास्तुकं शतपुष्पा काकमाचिका ।
तुण्डारस्य च मूलानां शाकं श्रेष्ठं प्रशस्यते ॥

१ कुलत्थाढक. प्र. ३ न. २ संधानकं प्र. ३ न. ३ सठी प्र. १ ला.

**गोधूमपोलिकाः श्रेष्ठा भृष्टाङ्गारैररोचके।**
**जाङ्गलानि च मांसानि भोजयेषिङ्गुत्तमः॥**

इत्यरोचकचिकित्सा।

પીપર, પીપરીમૂળ, ચિત્રા, ચવક અને સુંઠ, એ પાંચને પંચકોલ કહેછે. એ પંચકોલના ક્વાથમાં સિદ્ધ કરેલી યવાગૂ અરૂચિને મટાડનારી છે. અથવા કળથીના કે તુવેરની દાળના કે મગની દાળના યૂષ (ઉકાળેલા પાતળા પાણી) સાથે ભાતનું ભોજન એ રૂચિ ઉત્પન્ન કરનારૂં છે. અથવા હિંગ, સુંઠ, પીપર, મરી, એ ચાર વાનાનાં ચૂર્ણસહિત હરકોઈ અથાણું પણ રૂચિ ઉત્પન્ન કરવામાં વખાણવા યોગ્ય છે. અગસ્તિ ઘૃત જે પાછળ કહેવામાં આવ્યું છે તે ઘી સહિત કરેલું ભોજન અરોચકમાં શ્રેષ્ઠ છે. કારેલાં, પરવળ, ડુંગળી, સૂરણ, ષડકચુરો, મીઠું, ધાણા, એ અરોચકમાં શ્રેષ્ઠ છે. સુંઠ, પીપર અને મરી, એ ત્રણનો અવલેહ પણ હિતકર છે. રીંગણીની ભાજી, સરસવની ભાજી, વથુઆની ભાજી, સુવાની ભાજી, હાડીઆકર્ણની ભાજી, તુંડીરની ભાજી, અને મૂળાની ભાજી એ અરોચકવાળાને ઉત્તમ છે. વળી અંગારાપર શેકેલી ઘઉંની પોળીયો શ્રેષ્ઠ છે. તથા તેજ પ્રમાણે અરોચક રોગવાળાને જંગલી પશુઓનાં માંસ આપવાં હિતકર છે.

ઇતિ અરોચક ચિકિત્સા.

इत्यात्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मन्दाग्नि-
चिकित्सा नाम षष्ठोऽध्यायः।

## सप्तमोऽध्यायः।

### आत्रेय उवाच

### શૂલરોગની ચિકિત્સા.

**विना वातेन नो शूलं विना पित्तेन नो भ्रमः।**
**न कफेन विना छर्दिः न रक्तेन विना तमः॥**

व्यायामयाननिशिजागरणव्यवाय-
शोकातिभारगतिधावनकश्रमेण ।
वैषम्यपानशयनेन च भोजनेन
शीतेन वायुः कुपितः प्रकरोति शूलम् ॥
विष्टम्भिरूक्षयवमाषकलायमुद्ग-
निष्पावकत्रिपुटकोद्रवकैर्मसूरैः ।
गोधूमक्षुद्रकणरूक्षविभोजनेन
चैतैरपानमलरोधनमूत्ररोधैः ॥
वायुस्त्वधोगतपथा प्रविरुह्य शूलं
वातात्मकं प्रकुरुतेऽन्तरवह्निमांद्यम् ।
तेनांगगौरवमतीव तथा च कुक्षौ
शूलं करोति गुदमार्गनिरोधितेऽपि ॥
गात्रेऽतितोदमरतिर्मलिनातिदीना
वातार्तिपीडितनरस्य मुखच्छविः स्यात् ॥

इति वातशूलोत्पत्तिः ।

**આત્રેય કહેછે.**—વાયુ વિના શૂળ નથી; પિત્ત વિના ભ્રમ (ચકરી) નથી; કફ વિના ઉલટી નથી; અને લોહી વિના અંધારાં (મૂર્છા) નથી.

## શૂળ રોગનાં સામાન્ય નિદાન.

કસરત, ગાડીઘોડામાં બેશીને જવું, રાત્રે ઉજાગરો કરવો, અતિશય સ્ત્રીસંગ કરવો; શોક, અતિશય ભાર, ગમન, દોડવું, શ્રમ કરવો, વિષમ રીતે પાન કરવું; વિષમ રીતે શયન કરવું; વિષમ ભોજન કરવું; એ વગેરે કારણોથી અને ઠંડકથી વાયુ કોપીને શૂળ ઉત્પન્ન કરેછે.

## વાતશૂળની સંપ્રાપ્તિ અને લક્ષણ.

જે પદાર્થ ઝાડાનો બંધકોશ કરનારા હોય તે, રૂક્ષ પદાર્થો, જવ, અડદ, વટાણા, મગ, વાલ, લાંગ, કોદરા, મસૂર, ઘઉં, બીજાં કાંગ વગેરે હલકાં અને રૂક્ષધાન્ય, એવા પદાર્થનું ભોજન કરવાથી અપાન વાયુનો, મળનો તથા મૂત્રનો, રોધ થાયછે. અને રોકાયલો અપાનવાયુ નીચેને માર્ગેથી ઉંચે ચઢીને વાતાત્મક શૂળ ઉત્પન્ન કરેછે, અને જઠરાગ્નિને પણ મંદ

१ महामते. प्र० १ ली.

કરેછે. તેથી કરીને શરીર અતિશય ભારે (જડ) થાયછે; કૂખોમાં શૂળ આવેછે; ગુદાનો માર્ગ બંધ થવાથી અંગમાં સોયો ભોંકાતી હોય એવી અતિશય વેદના થાયછે; કોઈ પદાર્થ ઉપર પ્રીતિ રહેતી નથી; મુખની કાંતિ મલિન અને દીન થઈ જાયછે. વાયુના શૂલથી પીડાયલાનાં એવાં લક્ષણ છે.

## પિત્તશૂળનાં નિદાન.

क्रोधातपाद्नलसेवनहेतुना च
शोकाद्भयार्तिगतिधावनघर्मयोगात् ।
क्षाराम्लमद्यकटुकोष्णविदाहिरूक्ष-
सौवीरशुष्कपललेन च राजिकाभिः ॥
संकुप्यतेऽनिलसमीरितं तत्तु पित्तं
शूलं करोति जठरे मनुजस्य तीव्रम् ।
तेनाङ्गदाहबहुघर्मतृषार्तिमूर्च्छा
श्चाभ्यन्तरे[1] दहति शोषः सपित्तताख्ये ॥

इति पित्तशूललक्षणम् ।

ક્રોધથી, તડકાથી, અતિશય અગ્નિ સેવવાથી, શોકથી, ભયની પીડાથી, ઉતાવળે ચાલવાથી, દોડવાથી, અતિશય પરસેવો થવાથી, ક્ષારથી, ખટાઇથી, મદ્યથી, તીખા પદાર્થથી, ગરમ પદાર્થથી, વિદાહી અને રૂક્ષ પદાર્થથી, સૌવીર નામના મદ્યથી, સૂકા માંસથી અને રાઈથી, વાયુએ પ્રેરેલું પિત્ત કોપ પામેછે અને મનુષ્યના જઠરમાં તીવ્ર શૂળ ઉત્પન્ન કરેછે. તેથી કરીને અંગમાં બળતરા બળેછે, અતિશય પરસેવો થાયછે, તરસની પીડા થાયછે, મૂર્છા થાયછે, આભ્યંતરમાં દાહ થાયછે, મુખમાં શોષ થાયછે તથા તે પિત્તવાળું માલૂમ પડે છે.

## કફશૂળનાં નિદાન.

अव्यायामैः स्निग्धसंसेवनेन
गौल्याहारैश्चेक्षुतैलैः पयोभिः ।
अत्याहारैर्निद्रया वासरे स्यात्
शीतैरेतैः कोपयेच्छ्लेष्मकस्तु ॥

[1] नाभ्यंतरे. प्र० १ ला.

કસરત ન કરવાથી, સ્નિગ્ધ ભોજન કરવાથી, ગૌલ્ય નામના મદ્ય-સહિત આહાર કરવાથી, એરડીના વિકાર ખાવા પીવાથી, તેલથી, ભેંસ વગેરેનાં દૂધથી, અતિશય ખાવાથી, દિવસે ઉંઘવાથી, અને ચંડકથી, એટલાં કારણોથી કફનું શૂળ કોપ પામે છે.

## કફશૂળની સંપ્રાપ્તિ.

माषातिशीतलपयोदधिभिः सुशीतै-
र्मत्स्यैस्त्वनूनपललैरतिसेवितैस्तु ।
श्लेष्मा भृशं शमयतेऽनलमाशु शूलं
कोष्ठे करोति मनुजस्य विकारमुग्रम् ॥

અડદ, અતિ ઠંડા પદાર્થો, અતિ ઠંડાં દૂધ અને દહીં, ઘણા માંસ-વાળા મત્સ્ય, ઇત્યાદિ પદાર્થો ખાવાથી અત્યંત કફ ઉત્પન્ન થઈને જઠ-રાગ્નિને શમાવી દેછે તથા મનુષ્યના કોઠામાં શૂળ નામનો ભયંકર વ્યાધિ ઉત્પન્ન કરેછે.

## કફશૂળનાં લક્ષણ.

हृल्लासकासवमिजाड्यशिरोगुरुत्वं
स्तैमित्यशीतलतनूरुचिबन्धनं च ।
भुक्तप्रसेकमधुरास्यतयाभिरामं
स्निग्धं मुखं भवति यस्य कफात्मकोऽसौ ॥

જે રોગીને છાતીમાં પીડા, ખાંસી, ઉલટી, જડતા, માથાનું ભારે-પણું, શરીરનું ભીનાપણું, શરીરની શીતળતા, અરૂચિ, ખાધા પછી મુખમાં પાણી છૂટવું, મોઢું મધુર થઈ જવું, અને મુખ ચીકણું થવું, એવાં લક્ષણો થાય તેને કફશળ થયું છે એમ જાણવું.

## આમ અને નિરામ શૂળનાં લક્ષણ.

श्लेष्मोद्भवान्यत्र भवन्ति यस्य
चिह्नानि तच्चामभवं तु शूलम् ।
सपैत्तिकानीव भवन्ति यस्य
तमाहुर्जीर्णेऽपि निरामशूलम् ॥

જે રોગીને અન્ન પચી ગયા છતાં કફશૂળનાં લક્ષણો જેવાં ચિન્હ થાય તેને આમશૂળ જાણવું. અને જે રોગીને અન્ન પચી ગયા છતાં પિત્તશૂળના જેવાં ચિન્હ થાય તેને નિરામશૂળ જાણવું.

### બે બે દોષથી થયેલાં શૂળનાં લક્ષણ.

**हृत्कण्ठपार्श्वे कफः पैत्तिकस्तु**
**हृन्नाभिमध्ये कफवातशूलः ।**
**बस्तौ च शूलं त्वथ नाभिदेशे**
**विलोलमानः स तु वातपित्तात् ॥**

કફ અને પિત્તથી ઉત્પન્ન થયેલું શૂળ છાતીમાં, કંઠમાં અને પાસામાં વેદના ઉત્પન્ન કરેછે; કફ અને વાયુથી થયેલું શૂળ છાતી અને નાભિની વચ્ચે વેદના કરેછે; વાયુ અને પિત્તથી થયેલું શૂળ બસ્તિમાં ( પેડુમાં ) અને નાભિમાં અથવા નાભિ તથા પેઢુ એ બેની વચ્ચે વેદના કરેછે.

### સાધ્યાસાધ્ય પરીક્ષા.

**एकोऽपि सुखसाध्योऽसौ द्वन्द्वः कष्टेन सिध्यति ।**
**त्रिदोषजस्त्वसाध्यस्तु बहूपद्रवसंयुतः ॥**

એક દોષથી ઉત્પન્ન થયેલું શૂળ સાધ્ય છે; બે દોષથી થયેલું કષ્ટ-સાધ્ય છે, અને જે શૂળ ત્રિદોષથી ઉત્પન્ન થયું હોય તથા જે ઘણા ઉપદ્રવોવાળું હોય તે અસાધ્ય છે.

### શૂળ રોગની સંખ્યા.

**निदानैः कुपितो वायुर्वर्तते जठरान्तरे ।**
**तेनेति संख्या दश स्युः शूलस्य परिगीयते ॥**
**त्रयो वातादिका ज्ञेया द्वन्द्वजास्तु पुनस्त्रयः ।**
**सामो निरामको द्वौ च शूलाश्चाष्टाविमे स्मृताः ॥**
**अजीर्णान्नवमः प्रोक्तो दशमः परिणामजः ।**
**एवं दशप्रकारेण शूलं संभवते नृणाम् ॥**
**भुक्तोपरि भवेद्यस्तु सोऽपि ज्ञेयः कफात्मकः ।**
**जीर्णेऽन्ने च भवेद्यस्तु स ज्ञेयः परिणामजः ॥**

વાયુ પોતાનાં કારણોથી કોપ પામીને જઠરમાં રહેછે તેથી શૂળ રોગની સંખ્યા દશ થાયછે, તેમાં ત્રણ પ્રકારનાં શૂળ વાતાદિક એક

એક દોષથી થાયછે; ત્રણ પ્રકારનાં શૂળ બે બે દોષ એકઠા મળવાથી થાયછે; આમશૂળ અને નિરામશૂળ એવાં બે પ્રકારનાં શૂળ થાયછે; એવાં આઠ પ્રકારનાં શૂળ છે. અને અજીર્ણથી જે શૂળ થાયછે તે નવમું કહેવાય છે; તથા પરિણામશૂળ એ દશમું કહેવાયછે. એ પ્રમાણે મનુષ્યોને દશ પ્રકારનાં શૂળ ઉપજે છે. જે શૂળ ખાધા પછી થાયછે તે શૂળ કફાત્મક સમજવું; અને જે શૂળ અન્ન પચી ગયા પછી થાયછે તેને પરિણામશૂળ સમજવું.

## વાતશૂળનાં લક્ષણ.

**आध्मानमूर्ध्वं मलबन्धनं च जृम्भा तथा वेपथुर्मंदवह्निः ।**
**उद्गीरणं स्निग्धमुखातिजिह्वा वातेन शूलं भवते विधिज्ञः ॥**

વાયુથી શૂળ થયું હોય ત્યારે પેટ ચડેછે; વાયુ ઊંચે ચડેછે; ઝાડો પિશાબ રોકાય છે; બગાસાં આવે છે; શરીર કંપે છે; જઠરાગ્નિ મંદ પડે છે; મુખમાંથી પાણી વગેરે નીકળે છે; મુખ ચીકણું થાયછે અને જીભ ચીકણી થાયછે એ શૂળને વાયુથી થયેલું શૂળ કહેછે.

## પિત્તશૂળનાં લક્ષણ.

**दाहोऽरतिर्मोहस्तथैव तृष्णा कृच्छ्रेण मूत्रं कटुकास्यता च ।**
**स्वेदातिशोषो वदनं च पीतं पित्तात्मकं तत्प्रवदन्ति धीराः ॥**

દાહ, અણગમો, મોહ, તરસ, પિશાબ કરતાં ઘણું કષ્ટ થવું, મુખ કડવું થઈ જવું, પરસેવો થવો, અતિશોષ પડવો, મુખ પીળું થવું, એવા લક્ષણયુક્ત શૂળને ધીર પુરુષો પિત્તશૂળ કહેછે.

## કફશૂળનાં લક્ષણ.

**छर्दिस्तथा कासबलासमोह आलस्यतन्द्रा जडतातिशैत्यम् ।**
**कफात्मकं तत्**

કફથી થયેલા શૂળમાં રોગીને બકારી થાયછે; તેમ ખાંસી, કફ, મોહ, આળસ, ઘેન, જડતા અને અતિશય શીતળતા થાયછે.

## દ્વિદોષ અને ત્રિદોષ શૂળનાં લક્ષણ.

**भिषजां वरिष्ठं शूलं भवेद्द्वन्द्वजरोगसंज्ञम् ॥**
**त्रिभिस्तु दोषस्तु त्रिदोषैजः स्यात्**

હે વૈદ્યોમાં ઉત્તમ એવા હારીત! બે બે દોષનાં ચિન્હ જે શૂળમાં માલમ પડે તે શૂળ દ્વંદ્વજ એટલે બે દોષથી ઉત્પન્ન થયેલું જાણવું અને ત્રણ દોષવડે ઉત્પન્ન થયેલું શૂળ હોય તેને ત્રિદોષશૂળ કહેવું.

**રક્તશૂળનું લક્ષણ.**

**रक्तेन चैकादशमः प्रदिष्टः ।**
**पित्तात्मकानि च भवन्ति यस्य चिह्नानि यस्यासृगच्छर्दनं च ॥**
**शोषस्तृषा दाहस्तथैव कासः श्वासेन रक्तप्रभवोऽतिशूलः ।**

इति शूलनिदानम् ।

લોહીથી અગિયારમું શૂળ થાયછે. તે રક્તશૂળનાં ચિન્હ પિત્તશૂળના જેવાં થાય છે. વિશેષમાં લોહીની ઉલટી થાયછે. વળી શોષ, તરસ, દાહ, ખાંસી, અને શ્વાસ, એવાં ચિન્હ પણ થાયછે. તે ઉપરથી રક્તના બિગાડથી શૂળ ઉપજ્યું છે એમ જાણવું.

**શૂલરોગની ચિકિત્સા.**

**इति शूलपरिज्ञानमतो वक्ष्यामि भेषजम् ।**
**येन शूलार्तिशमनं शूली संपद्यते सुखम् ॥**
**दृष्ट्वा शूलं लङ्घनं पाचनं च विरेचनं वान्तिस्वेदनं वा ।**
**क्षारं चूर्णं वर्त्तयः शूलशान्त्यै पानाभ्यङ्गात्कृश्यते वै मनुष्ये ॥**

પાછળ જે શૂળનું નિદાન કહ્યું તે ઉપરથી શૂળ રોગનું જ્ઞાન થશે. હવે તે શૂળ રોગનું ઔષધ કહું છું, જેથી શૂળ રોગની પીડાનું શમન થશે અને શૂળ રોગીને સુખ પ્રાપ્ત થશે. પ્રથમ શૂળ રોગીને જોઈને તેને લંઘન કરાવવું, પાચન ક્વાથ આપવો, અથવા વિરેચન આપવું, ઉલટીઓ આપવી, પરસેવો કાઢવો (શેક કરવો), ક્ષાર આપવો, ચૂર્ણ આપવાં, ગુદામાં વર્તિઓ મૂકવી, પીવાનાં ઔષધ આપવાં, શરીરે તેલ વગેરેનું અભ્યંગ ચોળવું, એવા એવા ઉપચાર કરવાથી શૂળરોગની શાંતિ થાયછે.

**હિંગ્વાદિ ક્વાથ.**

**हिङ्गुनागरसठीसुवर्चलं दारुपौष्करघनं पुनर्नवा ।**
**क्काथपानमिति शूलिनां हितं पाचनं जठरगुल्मिनामपि ॥**

હિંગ, સુંઠ, પડકચુરો, સંચળ, દેવદાર, પુષ્કરમૂળ, મોથ, સાટોડી, એ ઔષધોનો ક્વાથ કરીને રોગીને પીવા આપવાથી શૂળરોગને ફાયદો કરેછે તથા જઠરરોગ અને ગુલ્મરોગ, એ રોગનું પાચન કરેછે.

## વાતશૂળ ઉપર હિંગ્વાદિ ક્વાથ.

**हिङ्गु पौष्करसठीसुवर्चलं क्वाथमेवमपि शूलिनां हितम् ।**
**वातशूलशमनाय शस्यते पाचनं निगदितं च वर्त्तते ॥**

હિંગ, પુષ્કરમૂળ, પડકચુરો, સંચળ, એ ઔષધોનો ક્વાથ શૂળરોગવાળાને હિતકારક છે. એ ક્વાથ વાયુથી થયેલા શૂળને શમાવવામાં હિતકર છે તથા પાચન કરનાર પણ છે.

## સૈંધવાદિ ચૂર્ણ.

**सिन्धूत्थहिङ्गुरुचकं यवानी पथ्या यवक्षारसमं विचूर्णम् ।**
**देयं सुखोष्णेन निहन्ति शूलं वातात्मकं वाप्यचिरेण शूलम् ॥**

સિંધવ, હિંગ, સંચળ, જવાની અજમો, હરડે, જવખાર, એ ઔષધો સમભાગે લેઈને તેનું ચૂર્ણ કરવું અને થોડા ગરમ પાણી સાથે તેને પાવું. તેથી વાયુથી ઉત્પન્ન થયેલું શૂળ થોડાક કાળમાં મટી જાયછે.

## હિંગ્વાદિ ચૂર્ણ.

**हिङ्गु सौवर्चलं पथ्या यवानी सपुनर्नवा ।**
**वालैरण्डो बृहत्यौ द्वे तुंबरं व्योषसंयुतम् ॥**
**क्षारसौवर्चलोपेतं क्वाथं वा चूर्णकं तथा ।**
**सद्यो वातात्मकं शूलं हन्ति सद्यो विषूचिकाम् ॥**

હિંગ, સંચળ, હરડે, જવાની અજમો, સાટોડી, નાના એરંડાનું મૂળ, રીંગણી, ભોંયરીંગણી, ધાણા, સુંઠ, પીપર, મરી, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં જવખાર તથા સંચળખાર નાખીને પાવો અથવા એ ઔષધોનું ચૂર્ણ કરીને રોગીને ખાવા આપવું. એમ કરવાથી તત્કાળ વાયુથી થયેલું શૂળ મટાડે છે તથા વિસૂચિકા રોગને પણ મટાડે છે.

## તુંબુરૂઆદિ ચૂર્ણ.

**तुम्बुरुपौष्करहिङ्गु जवानी व्योषयुता त्रिवृता त्रिगुणेन ।**
**युक्तमिदं लवणाष्टकचूर्णं शूलनिवारणमेव सुखं तु ॥**

ધાણા, પુષ્કરમૂળ, હિંગ, જવાની અજમો, સુંઠ, પીપર, મરી, એ પ્રત્યેક એક એક ભાગ લેઈને તેમાં ત્રણ ભાગ નસોત્તર મેળવી ચૂર્ણ કરવું. એ આઠ ઔષધના ચૂર્ણમાં એક ભાગ સિંધવ મેળવવો. એ ચૂર્ણ શૂળનો નાશ કરીને શૂળને મટાડે છે.

## એરંડાદિ ક્વાથ.

क्राथो निहन्ति मरुतोद्भवशूलसंघान्
एरण्डनागरसुवर्चलरामठेन ।
पथ्यावचेन्द्रयवनागरतोययुक्तं
हिङ्गु सुवर्चलयुतं च निहन्ति शूलम् ॥

એરંડાનાં મૂળ, સુંઠ, સંચળ, હિંગ, હરડે, વજ, ઈંદ્રજવ, સુંઠ, અને વારણવાળો, એ ઔષધોના ક્વાથમાં હિંગ અને સંચળ નાખીને પાવાથી વાયુથી ઉત્પન્ન થયેલાં તમામ શૂળ મટે છે.

## બૃહદ્ હિંગુ ચૂર્ણ.

हिङ्गुनागरषड्ग्रन्था यवानी चाभया त्रिवृत् ।
विडङ्गं दारु चव्यं च तुम्बुरुकुष्टमुस्तकाः ॥
हपुषा कलशी रास्ना वत्सका सदुरालभा ।
शतावरी बृहत्यौ च त्वगेला पत्रजीरकम् ॥
पुष्करं तिन्तिडीकं च वृक्षाम्लं चाम्लवेतसम् ।
द्वौ क्षारौ पञ्चलवणं समं चैकत्र मिश्रयेत् ॥
मूत्रेण भावनां चैकां दत्त्वा छायाविशोषितम् ।
बीजपूरकतोयेन भावयेच्च दिनत्रयम् ।
बिडालपदिकां मात्रां युञ्जीत शूलशान्तये ॥
वाते चोष्णोदकेनापि पित्ते शर्करयान्वितः ।
त्रिफलाक्राथमद्याभ्यां श्लेष्मरोगे प्रशस्यते ॥
शूलानाहविबन्धेषु मन्दाग्नौ गुल्मविद्रधौ ।
प्लीहोदराणां पाण्डूनां ज्वरिणां च विशेषतः ।
निहन्ति रोगसङ्घातं मेघवृन्दं मरुद् यथा ॥
इति बृहद्धिङ्गुचूर्णम् । इति वातशूलचिकित्सा ।

હિંગ, સુંઠ, વજ, જવાનીઅજમો, હરડે, નસોતર, વાવડીંગ, દેવદાર, ચવક, ધાણા, ઉપલેટ, મોથ, છીણીનાં મૂળ, શાલીપર્ણી, રાસના, કડાછાલ, ધમાસો, સતાવરી, રીંગણી, ભોયરીંગણી, તજ, એલચી, તમાલપત્ર, જીરૂં, પુષ્કર મૂળ, આંબલીની ખરવડ, આમચૂર, આમ્લવેતસ, જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, વરાગડું, કાચલવણ, બિડખાર, એ સર્વને સમાન ભાગે લઈને એકઠું કરી ચૂર્ણ કરવું. પછી ગાયના મૂત્રનો એક પટ દઈને તેને છાંયડામાં સૂકવવું. પછી બીજોરાના રસના ત્રણ દિવસ સુધી પટ દેવા. પછી તે ચૂર્ણમાંથી એક તોલો ખાવું. તેથી શૂળરોગ મટી જશે. ગરમ પાણી સાથે એ ચૂર્ણ ખાવાથી વાયુનું શૂળ મટશે. સાકર સાથે ખાવાથી પિત્તશૂળ મટશે. ત્રિફળાનો ક્વાથ અને મધ સાથે પીવાથી કફનું શૂળ મટશે. જેમ વાયુ વરસાદના વાદળાના સમુદાયનો નાશ કરે છે તેમ આ ચૂર્ણ શૂળ, પેટ ચડવાનો રોગ, બંધકોશ, મંદાગ્નિનો રોગ, ગુલ્મરોગ, વિદ્રધિ ( ગાંઠ ) નો રોગ, અરોળનો રોગ, ઉદરરોગ, પાંડુરોગ, વિશેષે કરીને તાવ, એ રોગોના સમુદાયનો નાશ કરેછે.

## પિત્તશૂળની ચિકિત્સા.

### ધાત્રીફળાદિ ચૂર્ણ.

**धात्रीफलं लोहरजश्च पथ्या व्योषं समांशेन विभाव्य तं तु ।**
**रसेन वा दाडिममातुलुङ्गयाश्चूर्णं सिताढ्यं च सपित्तशूले ॥**

આમળાં, લોહચૂર્ણ, હરડે, સુંઠ, પીપર, મરી, એ સર્વે સરખે ભાગે લેઈને તેને દાડિમના તથા બીજોરાના રસના પુટ દેવા. એવી રીતે પુટ આપેલા તે ચૂર્ણને સાકર સાથે ખાવાથી પિત્તશૂળ મટે છે.

### દાડિમાદિ ચૂર્ણ.

**बिडालकं दाडिमपूतना च धात्रीसमेतं विदधीत चूर्णम् ।**
**तन्मातुलुङ्गस्य रसेन भावितं सपित्तशूले शमनाय भक्षेत् ॥**

દાડિમ, હરડે, આમળાં, એ ત્રણનું ચૂર્ણ કરીને તેને બીજોરાના રસનો પટ દેવો. એ ચૂર્ણ એક તોલો ખાવું તેથી પિત્તશૂળ શમે છે.

## જીવન્ત્યાદિ ઘૃત.

**जीवन्त्याद्यं घृतं पाने क्षीरं वापि सितान्वितम् ।**
**कर्तव्यं रेचनं नित्यं पित्तशूलनिवारणम् ॥**

ગળો અથવા હરડે જેમાં પ્રથમ ગણાવેલી છે એવા ઔષધોના ગણને જીવંત્યાદિ ગણ કહેછે. એ જીવંત્યાદિ ગણના ઔષધોથી સિદ્ધ કરેલું અર્થાત્ ગળો વિગેરેથી તૈયાર કરેલું ઘી અથવા દૂધ સાકરસહિત પીવામાં આવે અથવા નિત્ય વિરેચન આપવામાં આવે તો પિત્તશૂળ મટે છે.

## પિત્તશૂળના બીજા ઉપચાર.

**शिशिरसरसतोयागाहनं चन्दनानि**
**विशदपुलिनमध्ये शायनं वै निशासु ।**
**कनकरजतकांस्याम्भोजहैमं तुषारं**
**कृतमिति विधिरेषः पैत्तिके शूलरोगे ॥**

ઠંડા અને સરસ પાણીમાં સ્નાન કરવાથી, શરીરે ચંદન ચોપડવાથી, નિર્મળ રેતીના ભાઠામાં રાત્રે શયન કરવાથી, સોનાનું, રૂપાનું કે કાંસાનું પાત્ર લઇને તેમાં ભોજન કે પાન કરવાથી, કમળનાં પુષ્પની માળાઓ પેહેરવાથી, બરફનું કે ઝાકળનું પાણી પીવાથી પિત્તશૂળ મટેછે. માટે એ વિધિ પિત્તશૂળના રોગમાં કરવો.

## પિત્તશૂળનું ભોજન.

**सितशाल्योद्भवा लाजाः सिता मधुयुतं पयः ।**
**दाहं पित्तज्वरं छर्दिं सद्यः शूलं निहन्ति च ॥**
**जाङ्गलानि च मांसानि भोजनार्थे प्रशस्यते ।**
**घृतं क्षीरं समधुरं प्रशस्तं पित्तशूलिनाम् ॥**

इति पित्तशूलचिकित्सा ।

ધોળી ડાંગરની ધાણી, સાકર, અને મધ, એ સૌની સાથે દૂધ પીવાથી તે દાહને, પિત્તજ્વરને, ઉલટીને અને શૂળને તત્કાળ મટાડે છે. પિત્તશૂળવાળાના ભોજનને અર્થે જંગલી પશુઓનાં માંસ હિતકારક છે, તેજ પ્રમાણે સાકર સાથે ઘી અને દૂધ પણ પિત્તશૂળવાળાને ગુણકારી છે.

## કફશૂળની ચિકિત્સા.

लङ्घनं वमनं चैव पाचनं श्लेष्मशूलिनाम् ।
न घनं नातिमधुरं शयनं नो विधेयकम् ॥

કફશૂળવાળાને ઉલટી કરાવવી, ઉપવાસ કરાવવો અને દોષને પક્વ કરવાનાં ઔષધ આપવાં એ હિતકારક છે; પણ તેને ઘાટા કે મધુર ઔષધ હિત કરનારાં નથી તેમ દિવસે ઊંઘવું, એ પણ હિતકારી નથી.

## બિલ્વાદિ ક્વાથ.

बिल्वाग्निमन्थवृषचित्रकनागराश्च
एरण्डहिङ्गु सहसैन्धवकं समांशम् ।
क्वाथो निहन्ति कफजोद्भवशूलसंघं
सद्यस्तथैव गठरानलवर्धनं च ॥

બાલી, અરણી, અરડૂસો, ચિત્રો, સુંઠ, દીવેલાનું મૂળ, હિંગ, અને સિંધવ, એ સરખે ભાગે લેઇને તેનો ક્વાથ કરવો. એ ક્વાથ કફથી ઉપજેલાં તમામ પ્રકારનાં શૂળનો નાશ કરેછે તથા તરતજ જઠરાગ્નિને વધારે છે.

## માતુલુંગાદિ રસ.

मातुलुङ्गरसं धात्रीरसं सैन्धवसंयुतम् ।
सौभाञ्जनकमूलस्य रसं च मरिचान्वितम् ॥
सक्षारमधुनोपेतं श्लेष्मशूलनिवारणम् ।
यकृत्क्षयोद्भवं शूलं नाशयत्याश्वसंशयम् ॥

બીજોરાનો રસ, આમળાંનો રસ, સિંધવ, સરગવાનો રસ, મરીનું ચૂર્ણ, જવખાર અને મધ, એ સર્વને એકત્ર કરીને પીવાથી કફનું શૂળ મટે છે. વળી તેથી યકૃત્ નામે જમણે પાસે જે ગ્રંથિ હોયછે તેનું શૂળ તથા ક્ષયથી ઉત્પન્ન થયેલું શૂળ પણ મટેછે એમાં સંદેહ નથી.

---

१ कासं. प्र० १-२

## તુંબરાદિ ચૂર્ણ.

**तुंबरं ग्रन्थिकैरण्डव्योषं पथ्याजमोदकम् ।**
**सक्षारलवणोपेतं चूर्णं शूले कफात्मके ॥**

ધાણા, પીપરીમૂળના ગંઠોડા, દીવેલાનું મૂળ, સુંઠ, પીપર, મરી, અજમોદ, જવખાર અને સિંધવ, એ ઔષધોનું ચૂર્ણ કફશૂળને મટાડનારૂં છે.

## એરંડાદિ ક્વાથ.

**एरण्डबिल्वबृहतीद्वयमातुलुङ्ग**
**पाषाणभित्त्रिकटुमूलकृतः कषायः ।**
**सक्षारहिङ्गुलवणोरुबुतैलमिश्रं**
**श्रोण्यूरुमेढ्रहृदयस्तनरुक्षु देयम् ॥**

इति श्लेष्मशूलचिकित्सा ।

દિવેલો, લાલી રીંગણી, ભોંયરીંગણી, બીજોરૂં, પાષાણભેદ, સુંઠ, પીપર, મરી, પીપરીમૂળ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં જવખાર, હિંગ, સિંધવ, અને એરંડીનું તેલ નાખીને પાવું. એ ઔષધથી જાંઘ, સાથળ, લિંગ, હૃદય અને સ્તન, એ જગોએ પીડા થતી હોય તે મટે છે.

## વાતપિત્ત શૂળની ચિકિત્સા.

## પટોલાદિ ક્વાથ.

**पटोलारिष्टपत्राणि त्रिफलासंयुतानि च ।**
**क्राथो मधुयुतः पानं शूले पित्तसमीरणे ।**
**पित्तज्वरतृषादाहरक्तपित्तनिवारणम् ॥**

પટોળ, અને અરીઠાનાં પાંદડાંમાં ત્રિફળા (હરડાં, બેડાં અને આમળાં) મેળવીને તેનો ક્વાથ કરી તે મધ સાથે પાવો તેથી પિત્ત અને વાયુનું શૂળ મટેછે. વળી પિત્તનો તાવ, તરસ, દાહ અને રક્તપિત્ત પણ મટે છે.

## દુરાલભાદિ કલ્ક.

दुरालभा पर्पटकं च विश्वा पटोलनिम्बाम्बुदतिन्तिडीकम् ।
सशर्करं कल्कमिदं प्रयोज्यं सपित्तवातोद्भवशूलशान्त्यै ॥

इति वातपित्तशूलचिकित्सा ।

ધમાસો, પિત્તપાપડો, સુંઠ, પટોળ, લીંબડો, મોથ, આંબલી, એ ઔષધોનું કલ્ક કરીને તેમાં સાકર નાખીને રોગીને ખાવા આપવું તેથી વાયુ અને પિત્તનું શૂળ શાંત થાયછે.

## વાત કફ શૂળ ચિકિત્સા.

## સૌવર્ચલાદિ ચૂર્ણ.

सौवर्चलं समसठी सहनागरा च
शुण्ठीयुतेन क्वथितेन जलेन चूर्णम् ।
पीतं निहन्ति मरुतात्मबलासशूलं
पार्श्वातिशूलजठरानलहृत् प्रशस्तम् ॥

સંચળ, પડકચુરો, સુંઠ, એ ત્રણ સમાન ભાગે લેઈને તેમનું ચૂર્ણ કરવું. પછી સુંઠનો ક્વાથ કરીને તે ક્વાથ સાથે એ ચૂર્ણ પીવું. તેથી વાયુ સહિત કફથી થયેલો શૂળ મટે છે. વળી પાસાંમાંનું શૂળ તથા જઠરમાંનું શૂળ મટેછે. જઠરાગ્નિના રોગને મટાડવામાં એ ઔષધ સારૂંછે

## દાર્વાદિ ક્વાથ.

दारु नागरकं वासा हिङ्गु सौवर्चलान्वितम् ।
क्वाथो वातकफे शूले आमे जीर्णे विबन्धके ॥

દેવદાર, સુંઠ, અરડૂસો, હિંગ, સંચળ, એ ઔષધોનો ક્વાથ વાયુ અને કફથી થયેલું શૂળ મટાડેછે. વળી આમથી થયેલા શૂળને, અન્ન પચી ગયા પછી થનારા શૂળને તથા બંધકોશ થવાથી થયેલા શૂળને પણ એ ક્વાથ મટાડે છે.

## ત્રિદોષશૂળની ચિકિત્સા.

### પલાશાદિ શૃત.

**पलाशकदलीवासापामार्गं कोकिलाह्वयम् ।**
**गोमूत्रेण शृतं तत्तु हिङ्गुनागरसंयुतम् ॥**
**हितं त्रिदोषजे शूले कामलाविड्विबन्धके ।**
**गुल्मोदराणां शमनं मन्दाग्नीनां नियच्छति ॥**

ખાખર, કેળનો કંદ, અરડુસો, અઘાડો, એખરો, એ ઓષધોને ગાયના મૂત્રમાં નાખીને ઉકાળીને ઠંડું કરવું. પછી તેમાં હિંગ અને સુંઠનું ચૂર્ણ નાખીને રોગીને પીવાને આપવું. એ પાન ત્રિદોષથી ઉપજેલાં શૂળમાં, કમળામાં અને બંધકોશમાં હિતકારક છે. વળી તે ગુલ્મ અને ઉદર રોગને શમાવે છે તથા મંદાગ્નિને કમી કરે છે અર્થાત્ જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે.

### સર્વ શૂળ ઉપર ઉપાય.

**एकएव कुबेराक्षः सर्वशूलापहारकः ।**
**किंपुनः स त्रिभिर्युक्तः पथ्यारुचिकरामठैः ॥**

એકલી સાગરગોટીનું ચૂર્ણ ખાવાને આપવાથી સર્વ પ્રકારનાં શૂળ મટી જાય છે તો પછી જો તેની સાથે હરડે, સંચળ અને હિંગ મળેલા હોય તો શું બાકી રહે! અર્થાત્ સાગરગોટી સાથે હરડે વગેરે ઓષધો મેળવીને આપવાથી તમામ પ્રકારનાં શૂળ મટે છે.

### શંખક્ષાર.

**शङ्खक्षारं च लवणं हिङ्गुव्योषसमन्वितम् ।**
**उष्णोदकेन तत् पीतं हन्ति शूलं त्रिदोषजम् ॥**

इति त्रिदोषशूलचिकित्सा ।

શંખનો ક્ષાર, સિંધવ, હિંગ, સુંઠ, પીપર, મરી, એ સર્વનું ચૂર્ણ કરીને તેને ગરમ પાણી સાથે પાવાથી ત્રિદોષનું શૂળ શાંત થાયછે.

## પરિણામશૂળની ચિકિત્સા.

**लङ्घनं वमनं चैव विरेकश्चानुवासनम् ।**
**निरूहो बस्तिकर्माणि परिणामे त्रिदोषजे ॥**

ત્રિદોષથી ઉપજેલા પરિણામ શૂળમાં લંઘન, વમન, વિરેચન, અનુવાસન બસ્તિ અને નિરૂહ બસ્તિ, એવી ક્રિયાઓ કરવી હિતકાર છે.

## ચિત્રકાદિ મોદક.

**चित्रकं त्रिवृता दन्ती विडङ्गं कटुकत्रयम् ।**
**समं चूर्णं गुडेनाथ कारयेन्मोदकान् सुधीः ॥**
**भक्षयेत् प्रातरुत्थाय पश्चादुष्णोदकं पिबेत् ।**
**परिणामोद्भवं शूलं हन्ति शूलं नरस्य च ॥**

ચિત્રો, નસોતર, દંતીમૂળ, વાયવિડંગ, સુંઠ, પીપર, મરી, એ સર્વ ઔષધો સમાન લઈને તેનું ચૂર્ણ કરી તેમાં ગોળ નાખીને મોટી મોટી ગોળીઓ કરવી. પછી ડાહ્યા પુરૂષે સવારમાં ઉઠીને તે ગોળીઓ માપ-પ્રમાણે ખાવી અને તે ઉપર ગરમ પાણી પીવું. એથી કરીને પરિણામશૂળ તથા બીજાં શૂળ પણ નાશ પામે છે.

## યવાન્યાદિ ચૂર્ણ.

**यवानी हिङ्गु सिन्धूत्थं क्षारं सौवर्चलाभया ।**
**सुरामण्डेन पातव्या परिणामे त्रिदोषजे ॥**

જવાની અજમો, હિંગ, સિંધવ, જવખાર, સંચળ, હરડે, એ ઔષધોનું ચૂર્ણ કરીને મધનું ઉપરનું નીતરતું પાણી લેઈને તે સાથે તે ચૂર્ણ પીવું; તેથી ત્રિદોષથી ઉપજેલું પરિણામશૂળ મટેછે.

## હિંગ્વાદિ ગુટિ.

**हिङ्गु व्योषवचाजमोदहपुषा पथ्या यवानी सठी**
**जाजीपिप्पलिमूलदाडिमवृकोचव्याग्निकं तिन्तिडी ।**
**तस्माच्चाम्लरसं सुवर्चलयवक्षारं तथा सर्जिका**
**सिन्धूत्थं विडचूर्णकं समकृतं स्याद्बीजपूरे रसे ॥**

**कुर्याज्जीर्णगुडे विमर्द्य गुटिकां चाक्षप्रमाणामिमां**
**कल्को वातविकारिणां प्रददतः शूलार्शसप्लीहकान् ।**
**कासानाहविबन्धमेहहृदयं शूलं निहन्त्याशु वै ॥**
**एष हिंग्वादिको नाम सर्वशूलार्तिनाशनः ।**
**सर्ववातविकारघ्नः सर्वक्षयनिवारणः ॥**

હિંગ, સુંઠ, પીપર, મરી, વજ, અજમોદ, છીણીનાં મૂળ, હરડે, જવાની અજમો, પડકચુરો, જીરૂં, પીપરીમૂળ, દાડીમ, પાહાડમૂળ, ચવક, ચિત્રો, આંબલી, આમ્લવેતસ, (કે ખાટો રસ,) સંચળ, જવખાર, સાજીખાર, સિંધવ, બિડલવણ, એ સર્વને સમાન ભાગે લઈને તેનું ચૂર્ણ કરવું. પછી બીજોરાના રસમાં તેને ભાવના દેવી અને તેની જૂના ગોળમાં ગોળી કરવી. એ ગોળી એક તોલાની માત્રા પ્રમાણે કરવી. અથવા તેજ પ્રમાણ તેનું કલ્ક કરીને વાયુના રોગવાળાને આપવું. તેથી શૂળ, અર્શ, બરલ, ખાંસી, પેટ ચડવું, બંધકોશ, પ્રમેહ, છાતીનું શૂળ, એ સર્વે રોગ મટે છે. એ ગોળી કે કલ્કને હિંગ્વાદિક કહે છે અને તે સર્વ પ્રકારના શૂળની પીડાને નાશ કરે છે. વળી તે સર્વ પ્રકારના વાયુના રોગ તથા સર્વ પ્રકારના ક્ષયના રોગને પણ મટાડે છે.

### શૂળના ઉપદ્રવ.

**अतीसारस्तृषा मूर्च्छा आनाहो गौरवोऽरुचिः ।**
**श्वासकासौ वमिर्हिक्का शूलस्योपद्रवा दश ॥**
**शूलं सोपद्रवं दृष्ट्वा भिषग् दूरे परित्यजेत् ।**
**अनुपद्रवे क्रिया प्रोक्ता भिषजां सिद्धिमिच्छताम् ॥**

અતિસાર, તરસ, મૂર્છા, પેટ ચડવું, ભારેપણું, અરૂચિ, શ્વાસ, ખાંસી, ઉલટી, અને હિક્કા એ દશ શૂળના ઉપદ્રવો જાણવા. એવા ઉપદ્રવોવાળા શૂળને જોઈને વૈદ્યે તેને દૂરથીજ તજી દેવું; કેમ કે જે વૈદ્ય પોતાના કર્મની સિદ્ધિ ઇચ્છતા હોય તેણે ઉપદ્રવવિનાના શૂળ ઉપર ક્રિયા કરવી એવી આયુર્વેદાચાર્યોની આજ્ઞા છે.

---

१ कुर्याजीर्णगुटिकां. प्र० १ લી તથા બિજી.

## પથ્યાપથ્ય વિચાર.

**वर्जयेद् द्विदलं शूली तथा सघनशीतलम् ।**
**पिच्छिलं च दधि चैव दिवानिद्रां च वर्जयेत् ॥**
**शालिषष्टिकसिन्धूत्थहिङ्गुसौवीरकं तथा ।**
**सुरा वा गुडशुण्ठी वा पाने श्रेष्ठा भिषग्वरैः ! ।**
**[1]शतपुष्पा वास्तुकं च हितं प्रोक्तं प्रशस्यते ॥**
**एणतित्तिरिलावाश्च क्रौञ्चशशकसारसाः ।**
**एषां मांसानि शस्तानि कथितानि भिषग्वरै ! ॥**

શૂળરોગવાળાએ કઠોળ ખાવું નહિ. તેજ પ્રમાણે ઘાડા અને ઠંડા પદાર્થો પણ ખાવા નહિ. વળી પિચ્છાવાળા પદાર્થો જેવા કે દહીં વગેરેને વર્જવા; તેમ દિવસે શયન પણ કરવું નહિ. હે ઉત્તમ વૈદ્ય! સાઠી ચોખાનો ભાત, સિંધવ, હિંગ, સૌવીર નામે મદ્ય, સુરા, ગોળ અને સુંઠ, એ પદાર્થો ખાવાપીવામાં ફાયદાકારક છે. સુવાની ભાજી અને બથવાનું શાક પણ શૂળ રોગીને હિતકારક છે. હે વૈદ્યશ્રેષ્ઠ! હરણ, તેતર, લાવરાં, વહીલાં, સસલાં, સારસ, એ જનાવરોનાં માંસ પણ શૂળવાળાને હિતકારક છે એમ કહ્યું છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने शूल-
चिकित्सा नाम सप्तमोऽध्यायः ।

---

## अष्टमोऽध्यायः ।

---

### પાંડુરોગની ચિકિત્સા.
### પાંડુરોગની સંખ્યા.

**आत्रेय उवाच ।**

**शृणु पुत्र ! प्रवक्ष्यामि पाण्डुरोगमहागदम् ।**
**पञ्चैव पाण्डुरोगास्ते सम्भवन्तीह मानुषे ॥**

---

1 सितपुष्पा. प्र० १ ली.

**वातिकः पैत्तिकश्चैव श्लैष्मकः सान्निपातिकः ।**
**पञ्चमो मृद्भक्षणेन वक्ष्ये चैषां तु सम्भवम् ॥**

**આત્રેય કહેછે.**—હે પુત્ર! પાંડુ નામે જે મોટો રોગ છે તે-વિષે તું સાંભળ; હું તને કહું છું. મનુષ્યને પાંચ પ્રકારનો પાંડુરોગ થાયછે; એક વાયુથી, બીજો પિત્તથી, ત્રીજો કફથી, ચોથો સન્નિપાતથી, અને પાંચમો માટી ખાવાથી, એમ પાંચ પ્રકારના પાંડુરોગ થાયછે. હવે એ પાંડુરોગ જે કારણોથી ઉત્પન્ન થાયછે તે કહુંછું.

## પાંડુરોગનું નિદાન.

**दीर्घाध्वना पीडितो वा ज्वरेण**
**रक्तस्रावात्पीडितो वा व्रणेन ।**
**चिन्तायासाद्रोधनाद्वै मनुष्य-**
**स्यायं पाण्डुर्जायते सेवते यः ॥**
**क्षारं चाम्लं कल्यमैरेयसेवा**
**अव्यायामान्मैथुनातिश्रमेण ।**
**निद्रानाशेनातिनिद्रा दिवापि**
**योगैश्चैतैर्मृत्तिकाभक्षणेन ॥**
**पथि शिथिलशरीरे रोगसंपीडिते वा**
**लवणकटुकषायासेवनाम्लेन मृद्भिः ।**
**अतिसुरतमजस्रं सेवनातिक्रमेण**
**नयति रुधिरशोषं तेन वै पाण्डुरोगम् ॥**

ઘણું લાંબે પંથે ચાલવાની પીડાથી; તાવથી; લોહી વહી જવાથી; વ્રણ અથવા નારૂં પડીને તેમાંથી લોહી વગેરે વહી જવાથી, ચિંતા કરવાથી, બહુ પરિશ્રમ કરવાથી; અને શરીરના મળમૂત્ર વગેરેના વેગ અટકાવવાથી પાંડુરોગ થાયછે. વળી ખારૂં, ખાટું, મદ્ય, આસવનું મદ્ય એ વગેરેનો અતિ ઉપયોગ કરવાથી, કસરત ન કરવાથી; મૈથુન કરવાથી, અતિશય શ્રમથી; બિલકુલ ઉંઘ ન આવવાથી; દિવસે અતિ-શય ઊંઘવાથી; માટી ખાવાથી, માર્ગમાં ચાલવાથી, શરીર શિથિલ થઇ જવાથી; રોગવડે પીડાવાથી; ખારૂં, તીખું, તુરૂં, ખાટું વગેરે ખાવાથી;

માટી ખાવાથી; અને મૈથુન કરવાના જે નિયમો શાસ્ત્રોએ બતાવ્યા છે તેનું ઉલ્લંઘન કરીને નિરંતર અતિશય મૈથુન કરવાથી શરીરમાંનું લોહી સુકાય છે અને તેથી પાંડુરોગ ઉત્પન્ન થાયછે.

## પાંડુરોગનાં પૂર્વરૂપ.

**तेनाक्षकूटे श्वयथुः शरीरे पाण्डुत्वमायाति च पीतमूत्रः ।**
**निष्ठीवते त्वक् प्रविदीर्यते च संजायते तस्य पुरःसराणि ॥**

પાંડુરોગ થતાં પેહેલાં પાછળ કહેલાં કારણોવડે આંખોની ચારે બાજુએ સોજો આવે છે; શરીરનો રંગ પીળો પડી જાયછે; પેશાબ પીળો થાયછે. થુંકેછે તે પણ પીળા રંગનું હોય છે; શરીરની ત્વચા ફાટેછે; એવાં ચિન્હ પાંડુરોગ થતા પેહેલાં થાયછે.

## વાતપાંડુનાં લક્ષણ.

**तोदश्च पारुष्यशिरोगुरुत्वं**
**त्वङ्मूत्रनेत्रे नखकालिमा स्यात् ।**
**वातात्मकं तं मनुजस्य विद्धि**
**लिङ्गैरुपेताऽनिलपाण्डुरोगम् ॥**

શરીરમાં સોયો ઘોચાતી હોય એવી વેદના થાયછે; શરીરનો સ્પર્શ કરકરો થાયછે; માથું ભારે થાયછે; ત્વચા, મૂત્ર, નેત્ર અને નખ કાળાં પડી જાયછે; એવાં ચિન્હથી યુક્ત પાંડુરોગ જે મનુષ્યને થયો હોય તે મનુષ્યને વાયુથી થયેલો પાંડુ રોગ છે એમ જાણવું.

## પિત્તપાંડુનાં લક્ષણ.

**आमत्वपीतत्वकरो हि लोके**
**बिभर्ति शोकं कटुकास्यतां च ।**
**मन्दज्वरो वै तृषामोहशोषः**
**पीतच्छविः पित्तभवो हि पाण्डुः ॥**

પિત્તથી ઉપજેલા પાંડુરોગમાં પિત્તને લીધે આમ અને પીળાપણું ઉત્પન્ન થાયછે. રોગીનું મુખ કડવું થઈ જાયછે તથા તેને શરીરે સોજો ચડેછે રોગીને ઝીણો તાવ આવે છે, તરસ લાગેછે, મૂર્છા થાયછે અને

કંઠે શોષ પડેછે; તેના શરીરનો રંગ પીળો થઇ જાયછે. એવાં લક્ષણોથી પિત્તપાંડુ ઓળખવો.

## કફપાંડુનાં લક્ષણ.

तन्द्रा च शोफः कफकासयुक्त
आलस्यप्रस्वेदगुरुत्वमेवम् ।
संजायते तस्य कफात्मकोऽसौ
नरस्य पाण्डुत्वभवो विकारः ॥

કફથી થયેલા પાંડુરોગમાં ઘેન, સોજો, કફથી થયેલી ખાંસી, આળસ, પરસેવો, શરીરનું ભારેપણું, એવાં ચિન્હ થાયછે. એવાં ચિન્હ ઉપરથી મનુષ્યને થયેલાં પાંડુરોગનો વિકાર કફથી થયલો છે એમ જાણવું.

## ત્રિદોષપાંડુનાં લક્ષણ.

तन्द्रालस्यं श्वयथुवमथू कासहृल्लासशोषा
विड्भेदालस्यं परुषनयने सज्वरो वै क्षुधार्तः ।
मोहस्तृष्णाक्लममथ नरस्याशु पश्येत्सुदूरं
त्याज्यो वैद्यैर्निपुणमतिभिः सान्निपातोत्थपाण्डुः ॥

ત્રણે દોષ કોપવાથી થયેલા પાંડુરોગમાં રોગીને ઘેન, આળસ, સોજો, ઉલટી, ખાંસી, છાતીમાં પીડા, શોષ, ઝાડો નરમ થવો, આળસ, આંખ્યો કરકરી થવી, તાવ આવવો, અને અતિ ભૂખથી પીડા પામવી એવાં ચિન્હ થાયછે. વળી તે રોગીને મોહ, તરસ અને થાક ઉપજે છે. વળી ઘણી દૂરની વસ્તુ તે રોગીના જોવામાં એકાએક આવે છે. એવા પાંડુરોગને સન્નિપાતથી ઉપજેલો પાંડુ કહેછે. નિપુણ બુદ્ધિવાળા વૈદ્યોએ એ પાંડુરોગને તજી દેવો. અર્થાત્ એ રોગ અસાધ્ય છે એમ જાણીને તેની ચિકિત્સા કરવી નહિ.

## માટી ખાવાથી થયેલા પાંડુનાં લક્ષણ.

मृत्तिकाभक्षणेनाथ शृणु पुत्र! गदो महान् ।
पाण्डुरोगो गरिष्ठोऽपि भवेद्धातुक्षयङ्करः ॥

मृद्भक्षणाच्चैव मलं प्रकीर्य
स्रोतांसि दुष्यन्ति तन्मृत्तिकायाः ।
तेनैव नासृक् परिवर्तयन्ति
न तर्पयेत्तं वपुषं रसेन ॥
क्षारा कषाया मरुतं च पित्तं
संकोपयत्याशु नरस्य मृत्सा ।
श्लेष्मप्रकोपं मधुरा करोति
मृत्सा न जग्धा हितकारिणी स्यात् ॥
विकृतिगतबलिष्ठा मारुताद्यास्त्रयस्तु
द्युतिबलमथमोजो नाशयन्त्याशु दोषाः ।
भवति विकलमेवं पाण्डुरोगे शरीरं
हरति जठरवन्हिं मृत्तिकाभक्षणेन ॥

હે પુત્ર! માટી ખાવાથી જે મોટો રોગ ઉપજે છે તે વિષે હું તને કહું છું તે તું સાંભળ. માટી ખાવાથી મહામોટો અને ધાતુનો ક્ષય કરનારો પાંડુરોગ ઉત્પન્ન થાયછે. માટી ખાવાવડે ખાધેલી માટી વાતાદિક દોષને વેહેવાનાં સ્રોતસ (મોટી શિરાઓ) ને બગાડે (બંધ કરે) છે અને વાતાદિક દોષને શરીરમાં ફેલાવી દેછે. તથા તેથીજ કરીને લોહી પણ શરીરમાં સઘળે ફરી શકતું નથી તથા પોતાનામાં રહેલા રસવડે શરીરનું પોષણ પણ કરી શકતું નથી. ખારી તથા તુરી માટી ખાધી હોય તો તે વાયુ અને પિત્તને બગાડે છે. મીઠી માટી કફનો પ્રકોપ કરેછે. માટે માટી ખાવી હિતકારક નથી, વાયુ આદિ ત્રણ દોષ વિકાર પામીને બળવાન થાયછે તથા તેથી તેઓ શરીરની કાંતિ, બળ અને ઓજસનો નાશ કરે છે. એવી રીતે માટી ખાવાવડે પાંડુરોગ ઉત્પન્ન થઈ રોગીનું શરીર બેતાલ થઈ જાયછે તથા તેના જઠરનો અગ્નિ પણ નાશ પામે છે.

### પાંડુરોગની અસાધ્યતા.

तेनाङ्घ्रिमेहनमुखोदरनाभिदेशे
शोथः कफासृगनिलेन कृतातिसारः ।

यस्यातिकालचिरसंभवपाण्डुरोगः
सिद्धिं न याति यदि नाहमुपाचरामि ॥
शीर्णो भिन्नमलोतिसार्यतिहरिद्राभः सरक्तप्रभ-
स्तृण्मूर्छावमिपूतिगन्धवदनः शीतत्वशोषो ज्वरः ॥
पाण्डुत्वं नयने नखेषु वपुषि दंतेऽधराणां भवेत्
सोयं पाण्डुगदो न सिध्यति वयं कुर्मः क्रियां सादरात् ॥
करचरणशूनमनुजं मध्ये क्षामं च शूनमुदरं वा ।
शुष्कौ वा करचरणौ त्याज्यौ पाण्डुर्ज्वरातिसारयुतः ॥

માટી ખાવાથી જે પાંડુરોગ ઉત્પન્ન થાયછે તેથી પગ, મૂત્રદ્વાર, મુખ, ઉદર, અને નાભિઉપર સોજો આવે છે તથા કફ, રૂધિર અને વાયુનેલીધે અતિશય અતિસાર થાયછે. એવી રીતનો પાંડુરોગ જેને ઘણા કાળથી થયો હોય તેને તે રોગ મટી શકતો નથી એમ જાણીને હું તેનો ઉપચાર કરતો નથી, વળી જે રોગીનો મળ છિન્ન ભિન્ન થઇને હળદર સરખો કે લોહી સરખો ઝાડો થતો હોય, જે રોગીને તરસ ઘણી લાગતી હોય, મૂર્છા આવતી હોય, ઉલટી થતી હોય, જેના મુખમાંથી દુર્ગંધ નીકળતો હોય, શરીરે શીત આવતું હોય, કંઠે શોષ પડતો હોય, તાવ આવતો હોય, જેની આંખો, નખ, શરીર, દાંત અને ઓઠ, એ ઠેકાણે પીળાપણું થઈ ગયું હોય, એવા પાંડુરોગીની ચિકિત્સા કદાપિ આપણે ઘણા આદરથી કરીએ તથાપિ તે સારો થતો નથી. જે રોગીને હાથે અને પગે સોજો આવ્યો હોય તથા શરીરના વચલા ભાગમાં જે કૃશ હોય, અથવા પેટ ઉપર સોજો ચડ્યો હોય અને હાથ પગ સૂકાઈ ગયેલા હોય, તેમ જેને તાવ અને અતિસાર પણ થયો હોય, એવા પાંડુરોગવાળાને તજવો.

## પાંડુરોગની ચિકિત્સા.

साध्यस्य चादौ प्रतिपाचनं तु विरेचनं चास्य ततो विधेयम् ।
पानानि चूर्णान्यवलेहकानि विरेचयेद्रोगविनाशनानि ॥

પાંડુરોગ સાધ્ય છે કે અસાધ્ય તેનો નિર્ણય કરીને પછી જો તે સાધ્ય માલમ પડે તો પ્રથમ તેને પાચન ઔષધો આપવાં, અને પછી

તેને વિરેચન ઔષધ આપવાં. રોગનો નાશ કરે એવાં પાન (પીવાનાં ઔષધો) ચૂર્ણ, અવલેહ, વગેરે ઔષધો આપવાં કે જે રોગીને વિરેચન કરીને રોગને મટાડે છે.

## વાતાદિ પાંડુઉપર સામાન્ય ચિકિત્સા.

**वातिके पाचनं कुर्यात्पैत्तिके चातिरेचनम् ।**
**श्लैष्मके वमनं श्रेष्ठं क्रिया चेमा भिषग्वरः ॥**

વાયુથી થયેલા પાંડુરોગ ઉપર પાચન ઔષધ આપવું; પિતથી થયેલા પાંડુરોગ ઉપર વિરેચન ઔષધ આપવું; કફથી થયેલા પાંડુરોગ ઉપર વમન ઔષધ આપવું. હે ઉત્તમ વૈદ્ય! ત્રણે પ્રકારના પાંડુરોગ ઉપર આ ક્રિયા સમજવી.

## વાતાદિ પાંડુઉપર ઘૃત.

**वातेन शुण्ठीसुरसान्वितं तु पित्तेन यष्टीमधुकुष्टयुक्तम् ।**
**सत्र्यूषणं त्रैफलमेव पक्वं घृतं च वातादिपदक्रमेण ॥**
**विपाचने वा वमनेतिरेके योज्यं घृतं दोषनिबर्हणाय ।**
**पाने च बस्तौ च हितं नराणां पांड्वामयं कामलनाशनं स्यात् ॥**

વાયુથી થયેલા પાંડુરોગમાં સુંઠ, અને તુળસીથી પક્વ કરેલું ઘી ખાવાને આપવું, પિત્તથી થયેલા પાંડુમાં જેઠીમધ અને ઉપલેટથી પક્વ કરેલું ઘી આપવું, તથા કફથી થયેલા પાંડુરોગમાં સુંઠ, પીપર, મરી, હરડે, બેડાં, આમળાં, એ ઔષધોમાં પક્વ કરેલું ઘી આપવું. એ રીતે વાતાદિ દોષમાં ઉપર કહેલું જૂદાં જૂદાં ઔષધોથી સિદ્ધ કરેલું ઘી પાચન કરવામાં, વમન કરવામાં અને વિરેચન કરવામાં યોજવું તેથી વાતાદિ દોષનો નાશ થાય છે. વળી એ ઘી પીવામાં તથા બસ્તિ આપવામાં પણ મનુષ્યોને હિતકારી છે. અર્થાત્ તે પાવાથી તથા તેનો બસ્તિ આપવાથી પાંડુરોગ અને કમળો મટે છે.

## પિત્તપાંડુઉપર વિરેચન.

**सशर्करां वा त्रिवृतं पिबेद्यो**
**विरेचयेत्तं क्वथितांबुनापि ॥**

નસોતરનું ચૂર્ણ અને સાકર ખાઈને ઉપર ઉકાળેલું પાણી પીએ તો તેને વિરેચન થઇને તેનું પિત્ત નીકળી જાય છે અને તેથી પિત્તપાંડુરોગ મટે છે.

## કફપાંડુઉપર વમન.

**वचोष्णतोयेन च सैन्धवेन ।**
**कफोद्भवे वा वमने प्रयोज्या ॥**

કફથી થયેલા પાંડુરોગવાળાએ વજ તથા સિંધવનું ચૂર્ણ ગરમ પાણીમાં નાખીને પીવું તેથી વમન થઇને કફ નીકળી જશે.

## વાતપાંડુઉપર પાચન.

**दशमूलसनागरकं क्वथितं पिब पाण्डुगदे मरुदुद्भवके ।**
**पिप्पलिकाप्रतिवापविमिश्रं पाचनकं हितमेव नृणां स्यात् ॥**

દશમૂળ ( પાછળ ઘણીવાર કહેવામાં આવ્યાં છે ) અને સુંઠનો ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને તે પીવું. વાયુથી ઉપજેલા પાંડુરોગમાં એ પાચન ઔષધ છે. એ ઔષધ વાયુથી થયેલા પાંડુરોગવાળાઓને હિતકારી છે.

## ત્રિફળાદિ ક્વાથ.

**त्रिफलकटुकशुक्ता निंबभूनिंबमेघ**
**त्रिवृदमृतलताभिश्चेतकी नागरा च ।**
**क्वथितमपि विधेयं सारघेण प्रयुक्तं**
**हरति च मनुजानां पाण्डुरोगं प्रदिष्टम् ॥**

ત્રિફળા ( હરડાં, બેડાં, આમળાં ), કુટકી, ધોળા દીવેળાનાં મૂળ, લીંબડાની અંતરછાલ, કરિયાતું, નસોતર, ગળો, હરડે, સુંઠ, એ સર્વ ઔષધોનો ક્વાથ કરીને તેમાં મધ નાંખીને પીવું. એ ક્વાથ મનુષ્યોનો પાંડુરોગ હરે છે એમ મુનિઓએ કહેલું છે.

## ધાતુમાક્ષિકાદિ ચૂર્ણ.

**धातुमाक्षिककटुत्रयं तथा लोहचूर्णमपि हेम माक्षिकम् ।**
**चूर्णमेव मधुना घृतेन च भक्ष्यगोमथितपानकं पुनः ॥**
**पाण्डुरोगमथ वा हलीमकं कामलां जयति दारुणां पुनः ।**

હીરાકસી, સુંઠ, પીપર, મરી, લોહચૂર્ણ, સુવર્ણમાક્ષિકા, એ સર્વેનું ચૂર્ણ કરીને મધ તથા ઘી સાથે ખાવું તથા તે ઉપર ગાયના દહીંનો મઠો પીવો. એથી પાંડુરોગ, હલીમક નામે રોગ, અને મહાદારૂણ એવો કમળાનો રોગ મટે છે. (લોહ તથા સુવર્ણમાક્ષિકાની ભસ્મ લેવી.)

## દૂધપીપળીનો પ્રયોગ.

**सेविता हि कुरुते बलं यतः**
**पिप्पली च पयसा युता निशि ॥**

દૂધ સાથે રાત્રે પીપર નીયમપૂર્વક કેટલાક દિવસ ખાવાથી તે શરીરમાં બળ આપે છે અને પાંડુરોગને મટાડે છે.

## લોહકાટનો પ્રયોગ.

**लोहकिट्टं सुसन्तप्तं वापयेच्च पुनः पुनः ।**
**गोमूत्रमध्ये मतिमान् स्थापयेत् सप्तरात्रकम् ।**
**तस्माच्चूर्णं तु मधुना देयं पाण्ड्वामयापहम् ॥**

લોઢાના કીટાને સારી પેઠે તપાવીને બુદ્ધિમાન્ વૈદ્યે તેને ગાયના મૂત્રમાં નાખીને ઠંડું કરવું. વળી પાછું તપાવીને ફરી ગોમૂત્રમાં નાખવું એમ વારંવાર કરવું. પછી તેને ગાયના મુત્રમાં સાત દિવસ રાખી મુકવું. સાત દિવસ પછી ચૂર્ણ કરીને તેને મધ સાથે આપવું તેથી પાંડુરોગ મટેછે.

## લોહચૂર્ણવટ.

**त्र्यूषणं त्रिफलमुस्तविडङ्गश्चित्रकं तु समभागत एव ।**
**भावयेच्च खलु सप्तदिनानि लोहचूर्णमपि वेक्षुरसेन ॥**
**खल्लितं पुनरपि प्रवरं स्यात् शीलितं तु मधुनापि घृतेन ।**
**पाण्डुरोगहृदयामयकुष्ठकामलार्शःसहलीमकहारि ॥**

इति लोहचूर्णवटः ।

સુંઠ, પીપર, મરી, હરડે, બેહડાં, આમળાં, મોથ, વાવડીંગ, ચિત્રો, એટલાં વાનાં સમભાગે લેવાં. તેમાં લોઢાનું ચૂર્ણ નાખવું. અને એ

૧ मधुना मथितेन प्र० २ मधुनापि दानेन प्र० ३

સૌને સેરડીના રસનો પુટ સાત દિવસ દેવો. સાત દિવસ પછી એ સર્વેનો એકઠો ખલ કરવો તેથી તે ઉત્તમ ચૂર્ણ થાયછે. એ ચૂર્ણને મધ તથા ઘી સાથે ખાવું તેમ તે પાંડુરોગ, છાતીના રોગ, કોઢ, કમળો, અર્શ અને હલીમક નામે રોગ, એ સર્વેનો નાશ કરે છે.

## મંડૂરવટક.

त्र्यूषणं त्रिफलया सचित्रकं मेघचव्यसुरदारुमाक्षिकम् ।
ग्रन्थिकं च शिखिभृङ्गराजकं योजयेत् पलिकभागिकानिमान् ॥
चूर्णिताद्विगुणमेव योजयेत् लोहचूर्णमपि कज्जलप्रभम् ।
अष्टभागसममूत्रकल्पितं पाचितं पुनरिदं वरप्रभम् ॥
सेवयेद्बलमुपक्रमं तथा तक्रसंयुतमिहास्ति शोभनम् ।
नाशयेच्च कफकामलान् क्रमीन् पाण्डुकुष्ठगुदजान् हलीमकम् ॥

इति मण्डूकवटकः ।

સુંઠ, પીપર, મરી, હરડે, બેડાં, આમળાં, ચિત્રો, મોથ, ચવક, દેવદાર, સુવર્ણમાક્ષિક, પીપરીમૂળ, અજમોદ, ભાંગરો, એ ઔષધો ચાર ચાર તોલા લેવાં, અને તેનું ચૂર્ણ કરવું. પછી તે સર્વ ચૂર્ણથી બમણું કાજળ જેવું લોઢાનું ચૂર્ણ તેમાં નાખવું. તેને આઠ ગણા ગાયનાં મૂત્ર-માં પકવ કરવું. પકવ થયેલા એ ઔષધને મંડૂરવટક કહેછે. ઉમૈડાનાં ફળ જેવા રંગનું તે ઔષધ થયા પછી તેને પોતાના શરીરના બળ-પ્રમાણે માત્રાથી ખાવું અને તે ઉપર છાસ પીવી. એ અનુપાન સારૂં છે. આ ઔષધ કફ, કમળો, કૃમિરોગ, પાંડુરોગ, કોઢ, અર્શ, અને હલીમક, એ રોગોને નાશ કરેછે.

## પુનર્નવાદિ ગુટિકા.

पुनर्नवाव्योषत्रिवृत्सुराह्वयं निशाद्वयं चव्यफलत्रयं तथा ।
घना यवा तिक्तकरोहिणीसमा द्विभागिकं लोहरजो विमिश्रयेत् ॥
गवां पयो वा द्विगुणं नियोज्य दार्व्या प्रलेपं प्रणिधाय धीमान् ।
छायाविशुष्का गुटिका विधेया क्षौद्रेण वा गोमथितेन भक्ष्येत् ॥
ज्ञात्वा बलं रोगबलं नरस्य पाण्ड्वामये कामलसर्वमेहे ।
गुल्मोदराजीर्णविसूचिकानां शोफातिसारग्रहणीविबन्धान् ॥
शूलक्रिमीनर्शविकारहेतोर्दद्याद्गुटीं पाण्डुगदे प्रशस्ताम् ॥

સાટોડી, સુંઠ, પીપર, મરી, નસોતર, દેવદાર, હળદર, ચવક, હરડે, બેડાં, આમળાં, મોથ, ઈંદ્રજવ, કડુ, એ ઔષધો સમાન ભાગે લેવાં. એ ભાગ લોહચૂર્ણના લેવા. પછી સર્વને એકત્ર કરવા. પછી ગાયનું દૂધ એ સર્વથી બમણું લઈને તેમાં તે સર્વ ચૂર્ણ નાખીને કડછીએ ચોટતાં સુધી તેનો પાક કરવો. એ પાકની ગુટિકાઓ કરીને તેને છાયામાં સૂકાવવી. અને તેને મધ સાથે અથવા ગાયના મઠા સાથે રોગનું બળ તથા રોગીની શક્તિનો વિચાર કરીને ખાવી. એ ગોળીથી પાંડુરોગ, કમળો, પ્રમેહ, ગુલ્મરોગ, ઉદરરોગ, અજીર્ણ, વિસૂચિકા, સોજો, અતિસાર, ગ્રહણી, બંધકોશ, શૂળરોગ, કૃમિરોગ, અર્શરોગ, એ સર્વ મટે છે. એ ગોળી પાંડુરોગ ઉપર બહુ ગુણકારી છે માટે તે રોગવાળાને આપવી.

### વજ્રમંડૂકવટક.

**पञ्चकोलकफलत्रिकं घना देवदारुकृमिशत्रुकोलकम् ।**
**एष भागसमयोजितस्तथा मिश्रयेत् तदनु चायसं रजः ॥**
**तत्र चाष्टगुणमूत्रमध्यतो दर्विलेपमवलोक्य पाचयेत् ।**
**कारयेद्बदरमात्रया पुनश्छाययापि विहितं विशोषणम् ॥**
**कारयेत् सुरभिमंथितेन तत् पानकं च शमयेत् सकामलम् ।**
**पाण्डुमर्शमतिसारमन्दभुक् शोषमेहमुदरान् क्रिमीनपि ॥**

इति वज्रमण्डूकवटकः ।

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સુંઠ, હરડે, બેડાં, આમળાં, દેવદાર, વાવડીંગ, મરી, એ સર્વ ઔષધો સમાન ભાગે લેવાં. પછી તેમાં લોઢાનું ચૂર્ણ મેળવવું. તેને આઠગણા ગાયના મૂત્રમાં નાખીને કડછીએ ચોટે ત્યાંસુધી પકવવું. પછી તેની બોર જેવડી ગોળીઓ કરીને છાયડે સૂકવવી. એ ગોળી ગાયની છાસ સાથે પાવી, તેથી કમળો, પાંડુ, અતિસાર, મંદાગ્નિ, શોષ, પ્રમેહ, ઉદરરોગ, અને કૃમિરોગ એ સર્વ મટેછે.

### અમૃતવટક.

**धात्रीफलानां रसप्रस्थमेकं प्रस्थं तथा चेक्षुरसं विदध्यात् ।**
**प्रस्थं तु कूष्माण्डरसप्रदिष्टमार्कं रसं प्रस्थविमिश्रमेकम् ॥**

एकीकृतं मन्दहुताशनेन पाच्यं भवेत्पादमशेषमेति[1] ।
विमिश्रयेदौषधसंघमेतत् पलैकमात्रं[2] विपचेच्च पश्चात् ॥
भृङ्गी सुराह्वं शतपुष्पधान्यं सुगन्धशुण्ठी मधुकं विशाला ।
सपिप्पलीकं सकटुत्रयं च विडङ्गमुस्ता हपुषाफलानि ॥
मूर्वाहरिद्राकटुरोहिणीनां दुरालभापौष्करवत्सकानाम् ।
कुष्ठाजमोदासुरसादलानि चूर्णं त्वमीषां विनियोजनीयम् ॥
गुडं पुराणं द्विगुणं तु मध्ये घृतेन चाक्तं वटिकां विबन्ध्येत् ।
भक्षणाज्जयति कामलार्शसं पाण्डुरोगमतिदारुणज्वरान् ॥
शोफशोषग्रहणीं विजघ्नाति विद्रधीन् हरति कुष्ठमेहकान् ।

इत्यमृतवटकः ।

આમળાંનો રસ ચોસઠ તોલા, સેરડીનો રસ ચોસઠ તોલા, કોળાનો રસ ચોસઠ તોલા, આકડાનો રસ ચોસઠ તોલા, એ સર્વને એકઠાં કરીને ધીમા તાપથી ચોથો ભાગ બાકી રહેતાં સુધી પાક કરવો. પછી તેમાં નીચેનાં ઔષધ ચાર ચાર તોલા નાખીને પછી તેનો પાક કરવો. તે ઔષધો આ પ્રમાણેઃ—ભાંગ, દેવદાર, સવા, ધાણા, રોહિસઘાસ, સુંઠ, જેઠીમધ, ઇંદ્રવારિણી, લીંડીપીપર, સુંઠ, પીપર (મોટી) મરી, વાયવિડંગ, મોથ, છીણીનાં મૂળ, જાયફળ, મોરવેલ, હળદર, કડુ, ધમાસો, પુષ્કરમૂળ, કડાછાલ, ઉપલેટ, અજમોદ, તુલસીનાં પાનડાં, એ સર્વેનું ચૂર્ણ કરીને પાછળ કહેલા રસના પાકમાં નાખીને તેનો પાક કરવો. પછી તેમાં જૂનો ગોળ બમણો નાખવો અને ઘી નાખવું, તથા તેની ગોળીઓ બાંધવી. એ ગોળીઓ ખાવાથી કમળો, અર્શ, પાંડુરોગ, મહા કઠણ એવા તાવ, સોજો, શોષરોગ, ગ્રહણી, વિદ્રધિ, કોઢ અને પ્રમેહ, એ સર્વ રોગો નાશ પામેછે.

## પાંડુરોગમાં પથ્યાપથ્ય.

गोधूमशालियवषष्टिकमुद्गकानां
श्यामाढकीघृतयुतं पयसा सतक्रम् ।
गोजोवत्रास्तुकमथोशतपुष्पवर्ती-
पथ्यं हितं निगदितं मनुजस्य पाण्डौ ॥

1 न्यापदशेषमेति. प्र० १ ला. २ पलानि. प्र० २–३.

जाङ्गलानि च मांसानि भोजने च प्रशस्यते ।
तिक्तानि रूक्षाणि कषायकानि
तीव्राणि दाहान्यपि काञ्जिकानि ।
सुराम्लसौवीरकबीजपूरान्
तैलानि वर्ज्यानि च पाण्डुरोगे ॥

પાંડુરોગવાળાએ ઘઉં, ડાંગર, જવ, સાઠી ચોખા, મગ, કાંગ, તુવેરની દાળ, એ પદાર્થોનું ભોજન ઘી સાથે, દૂધ સાથે કે છાસ સાથે કરવું. ગળજીભી (ભોંયપાંથરી,) વથુઓ, સવા, વંત્યાક, એ શાક પાંડુરોગમાં પથ્ય અને હિતકારક છે. જંગલી પશુઓનાં માંસ ભોજન કરવામાં હિતકારક છે.

કડવા, લૂખા, તુરા, તીવ્ર અને દાહ કરનારા એવા પદાર્થો, કાંજી, સુરા, ખટાઈ, સૌવીર નામે મદ્ય, બીજોરૂં, અને તેલ, એ પદાર્થો પાંડુરોગમાં ખાવા નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने पाण्डुरोग-
चिकित्सा नाम अष्टमोऽध्यायः ।

## नवमोऽध्यायः ।

### ક્ષયરોગની ચિકિત્સા.

### आत्रेय उवाच ।

शृणुत विबुधदक्षा ! व्याधिघोरो नराणां
भवति विहितचेष्टो नाशनः प्राणिनां वै ।
चिरनिरयकरोऽयं प्राकृतैः कर्मपाकै-
रिह परिभवकारी मानुषस्य क्षयोऽयम् ॥

આત્રેય કહેછે.—હે પંડિતો અને ડાહ્યા પુરૂષો ! સાંભળો; જે રોગ મહાભયંકર છે તથા જેનાં કર્મ પણ મહાભયંકર છે એવો પ્રાણીઓનો નાશ કરનારો વ્યાધિ જે ક્ષય તે વિષે હું તમને કહું છું. પ્રકૃતિ-

જન્ય પાપ કર્મના વિપાકવડે ઘણા કાળ સુધી જેથી મનુષ્યને નરકમાં રહેવું પડેછે તેજ પાપનો વિપાક આ લોકમાં ક્ષયરોગ રૂપે ઉપજીને મનુષ્યનો નાશ કરેછે.

## ક્ષયરોગનાં પાપરૂપ કારણો.

**देवानां प्रकरोति भङ्गमथवा भ्रूणस्य संपातनं**
**गोपृथ्वी पतिविप्रबालहननं चारामविध्वंसनम् ।**
**सोऽयं स्थानविनाशनं च कुरुते स्त्रीणां वधं यो नर-**
**स्तस्यैतैर्गुरुकर्मभिः क्षयगदो देहार्थहारी महान् ॥**
**दावानादहतो धनं च हरतो भ्रूणप्रपातेन च**
**देवस्वं हरतो विषं च ददतो ह्यारामकं निघ्नतः ।**
**तेनासौ नियमेन सम्भवति वै नृणां हि तीव्रा रुजा**
**धातूनां क्षयकारिणी च मनुजस्यात्मापहा दारुणा ॥**

જે પુરૂષ દેવતાઓની મૂર્તિઓનું ખંડન કરેછે, ગર્ભનો પાત કરેછે, ગાયોને હણેછે, રાજાનો ઘાત કરેછે, બ્રાહ્મણ કે બાળકની હત્યા કરેછે, બાગબગીચા કે વાડીઓને ભાગી નાખે છે, બીજાઓનાં રેહેઠાણનો નાશ કરેછે, સ્ત્રીની હત્યા કરેછે, એવા પુરૂષના મોટા પાપરૂપ કર્મથી તેના દેહનો અને દ્રવ્યાદિકનો નાશ કરનાર મહાક્ષય નામનો રોગ તેને પ્રાપ્ત થાયછે. વળી, જે પુરુષ વનમાં અગ્નિ સળગાવી વન બાળેછે, ગર્ભપાત કરાવીને બીજા પાસેથી પૈસા મેળવે છે, દેવનો પૈસો ખાઈ જાયછે, બીજાને ઝેર દેછે, બગીચાઓને ભાંગી નાખે છે, એવાં એવાં કર્મથી મનુષ્યને જરૂર ધાતુઓનો ક્ષય કરનારી અને તેનો પ્રાણ લેનારી તીવ્ર પીડા ઉત્પન્ન થાયછે.

## ક્ષયરોગના હેતુઓ.

**आमाहाराद्विषमशयनैर्दीर्घमार्गव्रणैर्वा**
**संक्षीर्णे वा सुरतमधिकं सेवनात्कासतो वा ।**
**रोगाक्रान्ताद्विषममशनात् तस्य मन्दज्वराद्वा**
**श्लेष्मा पित्तं च मरुदथवा याति देहक्षयं वा ॥**

---

१ गोपृथ्वी पाति. प्र० १ ली. २ जी.

કાચું અન્ન ખાવાથી, વિષમ રીતે શયન કવાથી, લાંબી મુસાફરી કરવાથી, નાડી વ્રણ વગેરે કે ભગંદર, બદ, વગેરે વ્રણ થવાથી, ધાત્વાદિક વહી જવાથી, અતિશય સ્ત્રી સંગ કરવાથી, નિરંતર રોગ ચાલુ રહેવાથી, ઓછું વત્તું કે વેહેલું મોડું ખાવાથી, શરીરમાં જીર્ણજ્વર ઘણા દિવસ રહેવાથી, અને એવાંજ બીજાં કારણોથી કફ, પિત્ત, વાયુ કે દેહ પણ ક્ષય પામેછે.

## ક્ષયરોગના પ્રકાર.

**रसरक्तमांसमेदश्चास्थिमज्जा च शुक्रमिति सप्त ।**
**धातुक्षयाविशेषज्ञा ताद्यये परे त्रय इति दश ॥**
**क्षयो दशविधश्चैव विज्ञातव्यो भिषग्वरैः ।**
**पुनर्लक्षणमेतेषां वक्ष्यते तच्छृणुष्वमे ॥**

રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય, એ સાત ધાતુઓનો ક્ષય થવાથી વિશેષે કરીને ક્ષયરોગ થાયછે; અને વાયુ, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓનો ક્ષય થવાથી પણ ક્ષયરોગ થાયછે એમ એકંદર દશ પ્રકારનો ક્ષય થાયછે. માટે ઉત્તમ વૈદ્યોએ ક્ષયરોગ દશ પ્રકારનો છે એમ જાણવું. હવે તેમનાં લક્ષણ હું કહું છું તે સાંભળ

## વાતક્ષયના હેતુ.

**अतिस्वेदातिघर्मेण चिन्ताशोषभयादिना ।**
**वाताद्यैः सेवितैश्चापि जायते मारुतक्षयः ॥**

અતિક્ષય પરસેવો કાઢવાથી, અતિશય તાપથી, ચિંતાથી, શોકથી, ભય વગેરેથી, અને વાયુ વગેરેનું સેવન કરવાથી, પણ વાયુનો ક્ષય ઉત્પન્ન થાયછે.

## વાતક્ષયનાં લક્ષણ.

**तेन तन्द्राङ्गदाहश्च पिपासारुचिवेपथुः ।**
**तमः क्लमो भ्रमश्चैव भवेच्च मारुतक्षये ॥**

વાયુનો ક્ષય થવાથી શરીરે ઘેન, અંગનો દાહ, તરસ, અરૂચિ, કંપારી, થાક, અને ભ્રમ ( ચકરી, ) એવાં ચિન્હ થાયછે.

## વાતક્ષયની ચિકિત્સા.

**तस्यानूपानि सेव्यानि रसानि पललानि च ।**
**रसोनादिककल्कं च सेवयेद् वातवर्धनम् ॥**

વાતક્ષયવાળા રોગીને બહુ પાણીવાળા પ્રદેશમાં રહેનારા પ્રાણીઓનાં માંસ, તથા તેવા દેશમાં ઉપજતી વનસ્પતિઓના રસ ખાવા પીવાને આપવા. વળી લસણ વગેરે ઔષધોનું કલ્ક કરીને તેને ખાવા આપ્યા કરવું તેથી વાયુની વૃદ્ધિ થશે.

## પિત્તક્ષયના હેતુ વગેરે.

**पित्तक्षयेऽग्निमान्द्ये च जायतेऽरुचिजाड्यता ।**
**कासहृल्लासशोफश्च जायते मन्दचेष्टता ॥**
**स्वेदाभ्यङ्गान्नपानानि दीपनानि प्रयोजयेत् ।**
**जाङ्गलानि रसान्नानि सेवयेत् पित्तकृत् क्षये ॥**

પિત્તનો ક્ષય થવાથી જઠરાગ્નિ મંદ પડે છે, અરૂચિ થાયછે, શરીરમાં જડપણું ઉપજે છે, ખાંસી, છાતીમાં પીડા, સોજો અને ચેષ્ટાઓનું (હાલવા ચાલવા વગેરેનું) મંદપણું ઉપજે છે. એવાં લક્ષણ ઉપરથી પિત્તનો ક્ષય જાણીને રોગીને પરસેવો કાઢવો; શરીરે તેલ ચોળવાં; જઠરાગ્નિને પ્રદિપ્ત કરે એવાં અન્નપાન ખાવાને આપવાં; જંગલી પ્રાણીઓનાં માંસ અને જંગલમાંની વનસ્પતિઓના રસ સેવવા.

## કફક્ષયના હેતુ વગેરે.

**व्यायामैश्च व्यवायैश्च रूक्षान्नाहारसेवनैः ।**
**सन्तापक्रोधनैश्चैव जायते कफसंक्षयः ॥**
**तेन दाहोऽथवा पाण्डुः शोफो निःश्वसनं भ्रमः ।**
**विनिद्रता क्षुत्तृषा च स्त्रीसङ्गेनापि नन्दति ॥**
**तस्य शीतान्नपानानि कन्दशाकादिकै रसैः ।**
**अनूपैर्दधिदुग्धैर्वा सेवनं तु समीहितम् ॥**

१ न० प्र० १ ली.

અતિશય કસરત કરવાથી, સ્ત્રીસંગ કરવાથી, રૂક્ષ અન્ન ખાવાથી, રૂક્ષ આહાર જમવાથી, સંતાપથી અને ક્રોધથી કફનો ક્ષય થાયછે. કફનો ક્ષય થવાથી શરીરે દાહ ઉપજે છે, અથવા પાંડુરોગ થાયછે, સોજો ચઢે છે, શ્વાસ ઉપજે છે, ફેર આવે છે, ઊંઘ આવતી નથી, ભૂખ તરસ ઘણી લાગે છે, તથા સ્ત્રીસંગથી હર્ષ થતો નથી. એવા રોગીને ઠંડાં અન્ન અને ઠંડાં પાન ખાવા પીવાને આપવાં; કંદનાં શાક આપવાં; પાણુથળ પ્રદેશમાં થયેલા રસ આપવા; તથા દહીં દૂધ વગેરે પદાર્થોનું સેવન કરાવવું.

## ત્રિદોષક્ષયની ચિકિત્સા.

**त्रिभिर्दोषैः क्षयं प्राप्तैस्तदा हि मरणं ध्रुवम् ।**
**तस्य क्रिया प्रयोक्तव्या साधारणं महामते ! ॥**

ત્રણે દોષ ક્ષય પામવાથી ક્ષય ઉપજ્યો હોય તો રોગીનું જરૂર મરણ થાયછે. હે મોટી બુદ્ધિવાળા વૈદ્ય! એવા રોગીને જે ક્રિયા ત્રણે દોષને સાધારણ હોય તે લાગુ કરવી.

## ધાતુક્ષયનો ઉપક્રમ.

**अथ धातुक्षयं वक्ष्ये हारीत ! शृणु साम्प्रतम् ।**
**रसरक्तमांसमेदः प्रत्येकं क्षयलक्षणम् ॥**

હે હારીત! હવે તું સાંભળ; હું તને ધાતુક્ષયનું પ્રકરણ કહું છું. રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્ય, તેમાંનો પ્રત્યેક ધાતુ જ્યારે ક્ષય પામેછે ત્યારે કેવાં કેવાં ચિન્હ થાયછે તે હું તને કહું છું.

## રસક્ષયનાં લક્ષણ.

**रसक्षयेऽपि शोषश्च मन्दाग्नित्वं च वेपथुः ।**
**शिरोरुक् मन्दचेष्टत्वं जायते च क्लमभ्रमौ ॥**

શરીરમાંથી જ્યારે રસ નામે ધાતુનો ક્ષય થાય છે ત્યારે રોગીને ઘણો શોષ પડે છે, જઠરાગ્નિ મંદ થાય છે, શરીર કંપે છે, માથામાં વેદના થાય છે, ચેષ્ટાઓ મંદ થાય છે, શરીરે થાક લાગે છે અને રોગીને ફેર આવેછે.

## રક્તક્ષયનાં લક્ષણ.

**रक्तक्षये क्षयः पाण्डुमन्दचेष्टो भवेन्नरः ।**
**श्वासो निष्ठीवनं शोषो मन्दाग्नित्वं च जायते ॥**

લોહીનો ક્ષય થવાથી શરીર ક્ષીણ થાયછે, અને પીળું (ફીકું) પડી જાય છે, હાલચાલ વગેરે ચેષ્ટાઓ કમી થઈ જાય છે, શ્વાસ ઉત્પન્ન થાય છે, ઘણું થુંકે છે શોષ ઉપજે છે અને જઠરાગ્નિ મંદ થાયછે.

## માંસક્ષયનાં લક્ષણ.

**मांसक्षयेऽतिकृशता चेष्टनं चाङ्गभङ्गता ।**
**निद्रानाशोऽपि निद्रास्य विसंज्ञो लघुविक्रमः ॥**

માંસનો ક્ષય થવાથી શરીર અતિશય કૃશ થાયછે, ચેષ્ટાઓ કમી થાયછે અંગ ભાગેલા જેવું લાગે છે અથવા વળી જાય છે, ઊંઘ આવતી નથી અથવા આવે છે તો અતિશય ઊંઘ આવે છે, રોગી બેભાન થઈ જાય છે અને શરીરનું સામર્થ્ય કમી થઈ જાય છે.

## મેદક્ષયનાં લક્ષણ.

**मंदवीर्य इति मेदसः क्षये संज्ञताविगलता च कंपता ।**
**अंगभंगवमनं परूषता शोषरोषसदनं च शोकता ॥**

મેદનો ક્ષય થવાથી રોગી અલ્પવીર્યવાળો થાયછે. ભાન રહેતું નથી, શરીર સૂકાઈને ગળી જાય છે, અંગ કંપે છે, અંગ ભાગી જાયછે, લૂલાં થઈ જાય છે, ઉલટી થાયછે, શરીરની ત્વચા કરકરી થઈ જાય છે, શોષ પડે છે, રીસ ચડે છે અથવા સ્વભાવ ચીડિયો થઈ જાય છે, શરીર ઢીલું પડી જાય છે અને સોજો આવે છે,

## અસ્થિક્ષયનું લક્ષણ.

**अस्थिक्षये स्यादतिमन्दचेष्टता बलक्षयो भंगशरीररूक्षता ।**
**विकम्पनं शोषरुषश्च जायते भिषग्वर! त्वं परिवेद लक्षणं ॥**

હાડકાંનો ક્ષય થવાથી શરીરની ચેષ્ટા અતિમંદ થાયછે, બળનો ક્ષય થાયછે, શરીર ભાગી જાયછે અને લૂખું પડી જાયછે, શરીર કંપે છે, સૂકાય છે અને સ્વભાવ ક્રોધી થઈ જાયછે, હે વૈદ્ય શ્રેષ્ઠ! એવાં એવાં લક્ષણ હાડકાંનો ધાતુ ક્ષય થવાથી માલમ પડે છે તે તું જાણ.

## મજ્જાક્ષયનું લક્ષણ.

**मज्जाक्षये कम्पनमेव वास्ति भ्रमः क्लमः स्यादति मन्दचेष्टः**
**शोफो निशाजागरणं च तन्द्रा मन्दज्वरः शोषसमो मनुष्ये ॥**

મજ્જાનો ક્ષય થવાથી શરીર કંપે છે, ભ્રમ થાયછે, શરીરે થાક લાગે છે, ચેષ્ટાઓ મંદ થાયછે સોજો ચડેછે, રાત્રે ઊંઘ આવતી નથી, ઘેન થાયછે, ઝીણો તાવ આવે છે અને શોષ ઉપજે છે.

## વીર્યક્ષયનું લક્ષણ.

**शुक्रक्षये चाल्पविचेष्टितानि रौक्ष्यं भ्रमः कम्पनशोषरोषाः ।**
**स्त्रीद्वेषितादीनि विरूपता च वैकल्पता संधिषु जातशोषः ॥**

વીર્યનો ક્ષય થવાથી શરીરની ચેષ્ટાઓ મંદ પડે છે, શરીર લૂખું પડી જાયછે, ભ્રમ થાયછે, શરીર કંપે છે, શરીર સૂકાય છે, સ્વભાવ તામસી થઈ જાયછે, સ્ત્રી સંગ ગમતો નથી, શરીરનું રૂપ બગડી જાયછે, અંગ ખોડવાળાં થઈ જાયછે અને શરીરના સાંધા સૂકાઇ જાયછે.

## ધાતુક્ષયની ચિકિત્સા.

**इदानीं संप्रवक्ष्यामि भेषजानि यथाक्रमम् ।**
**स्नेहनं रूक्षणं चैव तथा विम्लापनं हितम् ॥**

રસ વગેરે ધાતુઓના ક્ષયનાં ઔષધો હવે હું તને કહું છું; એ ક્ષયના રોગીઓને કોઈવાર સ્નેહન એટલે સ્નેહ પાઈને ચીકણા કરવા; કોઇવાર રૂક્ષણ એટલે તેમનો કોઠો વગેરે લૂખાં થાય એવાં ઔષધ આપવાં; કોઈવાર વિમ્લાપન એટલે ક્ષીણ થયેલી ધાતુઓને તાજી કરનારાં ઔષધ આપવાં. કેમ કે એવાં ઔષધો તેમને હિતકારક છે.

## રસની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**जाङ्गलानि च मांसानि भोजनानि च सेवयेत्**
**गुडूची शृङ्गवेरं च यवानीक्वथितं जलम् ॥**
**मरिचैः क्वथितं दुग्धं पाने रात्रौ प्रशस्यते ।**
**रसानां तेन वृद्धिः स्यात् क्षयाच्छीघ्रं विमुच्यते ॥**

**रसानां वृद्धिकरणं गोधूमयवशालिनाम् ।**
**कथितानि भिषक्श्रेष्ठैर्जाङ्गलानि विशेषतः ॥**

જંગલનાં પ્રાણીઓનાં માંસ અને તે માંસથી બનાવેલાં ભોજનની સેવના કરવાથી રસની વૃદ્ધિ થાયછે. ગળો, આદુ, જવાની અજમો, એ ત્રણ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને પીવાથી રસની વૃદ્ધિ થાયછે; દૂધમાં મરી નાખીને ઉકાળીને તે દૂધ રાત્રે પીવું એ હિતકારક છે. કેમકે તેથી રસની વૃદ્ધિ થાયછે અને રસ ક્ષયથી જલદી મુક્ત થવાય છે. ઘઉં, જવ અને ચોખાનાં ભોજન તથા વિશેષે કરીને જંગલી પ્રાણીઓનાં માંસ રસની વૃદ્ધિ કરનારાં છે એમ ઉત્તમ વૈદ્યોનું કહેવું છે.

### રક્તની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**घृतदुग्धसिताक्षौद्रमरिचानि च पिप्पली ।**
**पानं शस्तं मनुष्याणां रक्तवृद्धिकरं परम् ॥**

इति रक्तवृद्धिकरम् ।

ઘી, દૂધ, સાકર; મધ, મરી, પીપર, એ ઔષધોનું પાન કરવું એ હિતકારક છે તથા મનુષ્યોના રક્તની વૃદ્ધિ કરનારૂં છે.

### માંસ વૃદ્ધિ કરનારાં ઔષધ.

**आनूपानि च धान्यानि लशुनादिषु कल्पयेत् ।**
**मधुदुग्धघृतादींश्च सेवयेन्मधुराणि च ॥**

इति मांसवृद्धिकरम् ।

પાણુથળ પ્રદેશમાં થયેલાં ધાન્ય, લશુનાદિક ઔષધોનો કલ્ક, મધ, દૂધ અને ઘીવગેરે તથા બીજા મધુર પદાર્થો સેવવાથી માંસની વૃદ્ધિ થાયછે.

### મેદની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**रसाश्च जाङ्गलानि स्युः सेवनार्थे भिषग्वर ! ॥**
**सितोपलादिकं चूर्णमजाक्षीरं सकोलकम् ।**
**हितं पानं क्षये चैव कल्यमप्रातराशने ॥**

इति मेदोवृद्धिकरणम् ।

હે ઉત્તમ વૈદ્ય! જંગલી પ્રાણીઓના માંસરસ સેવવાથી મેદની વૃદ્ધિ થાયછે. તેમજ સિતોપલાદિક ચૂર્ણ ખાવાથી તથા મરી નાખીને ઉકાળેલું બકરીનું દૂધ પીવાથી તેમજ સાંજના ભોજન વખતે મદ્ય પીવાથી મેદની વૃદ્ધિ થાયછે.

### અસ્થિની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**पक्कानि घृतशस्तानि क्षीराणि विविधानि च ।**
**चन्दनानि च द्राक्षादिचूर्णानि च भिषग्वर ! ॥**

इत्यस्थिवृद्धिकरणम् ।

અનેક પ્રકારનાં ઔષધોથી સિદ્ધ કરેલાં ઘી ક્ષય રોગવાળાને હિતકર છે. તેમજ હે વૈદ્યોત્તમ! નાના પ્રકારનાં દૂધ, ચંદનો અને દ્રાક્ષાદિ ચૂર્ણો પણ અસ્થિની વૃદ્ધિ કરવામાં સારાં છે.

### મજ્જાની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**जाङ्गलानि च सर्वाणि सेवनीयानि पुत्रक ! ।**
**अन्नानि च मधुराणि सर्वाणि च प्रयोजयेत् ॥**

इति मज्जावृद्धिकरणम् ।

હે પુત્ર! મજ્જાની વૃદ્ધિ કરવામાટે જંગલી પ્રાણીઓનાં સર્વે પ્રકારનાં માંસ સેવવાં યોગ્ય છે; તેમજ સર્વે પ્રકારનાં મધુર અન્ન પણ ખાવાં હિતકારક છે.

### વીર્યક્ષયની વૃદ્ધિ કરનારાં ઔષધ.

**शुक्रक्षये प्रपाकानि रसानि च विशेषतः ।**
**नवनीतं तथा क्षीरं मधुराणि च सेवयेत् ॥**
**मर्कटीमूलपयसा विदारी कन्दशाल्मली ।**
**सिताढ्यपानं च हितं शस्यन्ते मधुराणि च ॥**

વીર્યનો ક્ષય થયો હોય તો પાકેલાં ફળના રસ ખાવા એ વિશેષે કરીને હિતકારક છે. તેમજ માખણ, દૂધ અને સાકર વગેરે મધુર પદાર્થો સેવવા. કૌચનું મૂળ દુધમાં ઉકાળીને સાકરસહિત પીવું; અથવા વિદારીકંદને કે શાલમને દૂધમાં ઉકાળીને સાકર નાખીને પીવું; અથવા કૌવચનું મૂળ, વિદારીકંદ અને શાલમ, એ ત્રણેને એકઠાં ખાંડીને દૂધમાં

ઉકાળીને સાકર નાખીને પીવું, તેથી વીર્યની વૃદ્ધિ થાયછે. તેમજ મધુર પદાર્થો વીર્યવૃદ્ધિ કરવામાં સારા છે.

## હવે વીર્યવૃદ્ધિ કરનારાં ચૂર્ણ કહિયે છિયે.

### બલાદિ ચૂર્ણ.

शुक्रक्षयवृद्धिकरणमिदानीं चूर्णानि वक्ष्यन्ते ॥
बला विदारी लघुपञ्चमूली पञ्चैव क्षीरद्रुमत्वक् प्रयोज्या ।
पुनर्नवामेघतुगारजश्च सञ्जीवनीयैर्मधुकैः समांशैः ॥
अक्षप्रमाणानि समानि कानि सर्वाणि चैतानि विचूर्णयित्वा ।
विमिश्रयेत् तत्र कणाशतानि पंचाशतोधूमयवांश्च पिष्ट्वा ॥
तुगासमांशं सिततण्डुलानां पिष्टं सशृङ्गाटकमिश्रितं तु ।
प्राक्चूर्णकार्धेन वियोजनीयं सर्वांशकेनाथ सिता प्रयोज्या ॥
विभावयेच्चामलकीरसेन वारत्रयं गोपयसा विभाव्य ।
ततोऽस्य सर्वैः सहशर्करैर्वा घृतेन चैवं पुनरेव भाव्यम् ॥
तं भक्षयेत् क्षौद्रयुतं पलार्धं जीर्णे च भोज्यं कटुकाम्लवर्जम् ।
क्षीरं घृतं वा सितशर्करां वा यवान्नगोधूमकशालिमाषान् ॥
ज्ञात्वाग्निपाकं जठरे नरस्य देयो विधिज्ञैः क्षयरोगशान्त्यै ।
पथ्यः क्षये श्रान्तचिराभितापसंपीडितानां च तथा शिरोऽर्तौ
पित्तातुराणां रुधिरक्षयाणां श्रमाध्वसंपीडितकामलानाम् ।
श्वासातुराणां मधुमेहिनां च क्षीणेन्द्रियाणां बलकारि शस्तम्
गर्भो गृहीतश्च यया स्त्रिया च तस्याः प्रशस्तं तु बलादिचूर्णम्

इति बलादिचूर्णम् ।

બળબીજ, વિદારીકંદ, લઘુ પંચમૂળ (શાલિપર્ણી, પૃષ્ટીપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ), વડની છાલ, ઉમૈડાની છાલ, પીપળાની છાલ, પીપરની છાલ, વડની છાલ, સાટોડી, મોથ, વાંસકપૂર, એ

१ यवान्नगोधूम. प्र० १ લી.

સર્વનું ચૂર્ણ કરવું, પછી *જીવનીયગણનાં ઔષધ (હરણદોડી, કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, મુદ્‌ગપર્ણી, માષપર્ણી, જીવક, ઋષભક) તથા જેઠીમધ એ ઔષધો એક એક તોલો લઈને તેમાં મેળવવાં. અને પછી તેનું ચૂર્ણ કરી એકત્ર કરવું. તેમાં સો પીપરોનું ચૂર્ણ કરીને ભેળવવું. અને પચાસ દાણા બારીક ઘઉંના તથા તેટલાજ જવના લઈને તેનું ચૂર્ણ કરીને મેળવવું. તેમજ વાંસકપૂરની બરોબર ધોળા ચોખા તથા તેટલાંજ શીંગોડાં એ બન્નેનું ચૂર્ણ કરીને તે પ્રથમ કરેલા ચૂર્ણના અર્ધા ભાગમાં મેળવવું. તથા તે સઘળાંની બરોબર સાકર નાખવી, સાકર સિવાય આ બધા ચૂર્ણને એકત્ર કરીને આંબલીના રસનો તેને પટ દેવો તથા તે પછી ત્રણ વાર દૂધની ભાવના દેવી. પછી પાછળ કહેલી સાકર તેમાં ભેળવીને એક વાર તેને ઘીની ભાવના દેવી. એવી રીતે તૈયાર થયેલા ચૂર્ણને કાચના વાસણમાં કે ઘીના રીઢા વાસણમાં ભરી મૂકવું તથા તેમાંથી બે તોલા ચૂર્ણ લઈને મધ સાથે ખાવું. એ ચૂર્ણ પચી જાય ત્યારે નિત્યનું ભોજન કરવું અને તેમાં ખાટું તથા તીખું ખાવું નહિ. જવ, ઘઉં, ડાંગરના ચોખા, અડદ, એ અન્ન રોગીને પથ્ય છે માટે રોગીના જઠરાગ્નિનું બળ જોઈને ઔષધ યોજવાનો વિધિ જાણનાર વૈદ્યે તે અન્નનો ખોરાક તે રોગીને આપવો તેથી ક્ષયરોગ મટે છે. આ બલાદિ ચૂર્ણ ક્ષયરોગમાં શ્રમથી થયેલી અશક્તિમાં ઘણાક કાળથી શરીર સંતપ્ત રહેતું હોય તે રોગમાં, માથું દુખવાના રોગમાં, પિત્તના વ્યાધિવાળાને, રૂધિર મટી ગયું હોય તેમને, માર્ગમાં ચાલવાના થાકથી પીડાયલા મનુષ્યોને, કમળાના રોગવાળાને, શ્વાસરોગવાળાને, મધુમેહ નામે જે મીઠો પ્રમેહ થાય છે તે રોગવાળાને અને જેની ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય તેમને માફક આવે તેવું છે, તથા બળ આપનારૂં છે. વળી જે સ્ત્રીને ગર્ભ રહેલો હોય તેને તથા તેના ગર્ભને પણ આ બલાદિ ચૂર્ણ પુષ્ટિ કરનારૂં છે,

### ચ્યવનપ્રાશાવલેહ.

**बिल्वाग्निमन्थस्योनाकाः काश्मरी पाटली तथा ।**
**शालिपर्णी पृश्निपर्णी श्वदंष्ट्रा बृहतीद्वयम् ॥**

* એ ગણનાં ઘણાંક ઔષધ પ્રસિદ્ધ નથી; પણ જે જે ઔષધો મધુર, સ્નિગ્ધ અને ઠંડાં છે, તે સર્વને જીવનીયગણમાં ગણેલાં છે માટે દ્રાક્ષ, અખોડ, બદામ વગેરે ઔષધો પણ તેમાં લઈ શકાય.

शृङ्गी बला चामलकी जीवन्ती पुष्कराह्वयम्[१]।
द्राक्षाभयामृता मेदा चन्दनागरपद्मकम् ॥
बलाह्वयं[२] तु पर्ण्यौ द्वे जीवकर्षभकांबुदा।
काकोली क्षीरकाकोली विदार्याः कन्द एव च ॥
सर्वेषां पलिका मात्रा योजयेद् भिषजां वरः ! ।
धात्रीफलं पञ्चशतं सुपक्वरससंयुतम् ॥
जलद्रोणे विपक्तव्यं चतुर्भागावशेषितम् ।
तच्च निर्वाप्य मतिमानामलकानि समुद्धरेत् ॥
तत् क्वाथं कल्कयेत् तावत् यावद्दर्वीप्रलेपकः ।
पुनस्तैलेन वाज्येन पक्त्वा चामलकीफलान् ॥
पाचितान् चूर्णितान् सर्वान् समशर्करया युतान् ।
चतुःपलातुगाक्षीरैर्योजयेद् भिषजां वरः ॥
पिप्पलीनां सहस्रैकं त्वगेलापत्रकं तथा ।
एषां द्विपलिकां मात्रां विदध्यात् तत्र सत्तमः ॥
सर्वं प्राक् कथिते लेहे योजयेच्च विचूर्णितम् ।
सारघेण समं लिह्यात् नराणां च रसायनम् ॥
श्वासकासक्षयपाण्डुकामलानां विशोषणम् ।
क्षीणक्षतानां बालानां वृद्धानां देहवर्धनम् ॥
स्वरभङ्गपिपासानां हृद्रोगं पित्तशोणितम् ।
शुक्रदोषं शिरोरोगं पीनसं चापकर्षति ॥
जीर्णज्वरं च मन्दाग्निं कुष्ठं दुष्टं भगन्दरम् ।
मेहं कृच्छ्राश्मरीं हन्ति तथा रोचनवारणम् ॥
हृद्रोगशूलमानाहं नाशयत्यविसंशयम् ।
वन्ध्यानां पुत्रजननं वृद्धानामल्परेतसाम् ॥
षण्ढोऽपि जायते चैव सदा ऋतुकरः परः ।

---

१ भृंगी शीता तामलकी जयंती पुष्कराह्वयम्. प्र० १ ली. २ बलाह्वयं तु कर्णे द्वे जीवकर्षभकावुभौ. प्र० १ ली.

**मेधास्मृती तथा तेजो वर्धयत्याशु निश्चितम् ॥**
**सौख्यसौभाग्यदर्शी च वृद्धोऽपि तरुणायते ।**
**क्षयरोगविनाशाय कथितं चात्रिणा महत् ।**
**च्यवनप्राशनं नाम लेहो ह्यात्रेयभाषितः ॥**

इति च्यवनप्राशनं नामावलेहः ।

બીલીનું મૂળ, અરણીનું મૂળ, અલવાનું મૂળ, કાશ્મરીનું મૂળ, પાડળમૂળ, શાલિપર્ણી, પૃષ્ટીપર્ણી, ગોખરૂ, રીંગણી, ભોંયરીંગણી, કાકડાસીંગ, બળબીજ, આમળાં, હરણદોડી, પુષ્કરમૂળ, દ્રાક્ષ, હરડે, ગળો, મેદા, ચંદન, અગર, પદ્મકાષ્ટ (કમળકાકડી), અતિબલા, નાગબલા, જીવક, ઋષભક, મોથ, કાકોલી, ક્ષીરકાકોલી, વિદારીકંદ, એ સર્વે ઔષધો ચાર ચાર તોલા લેવાં. હે વૈદ્યોમાં ઉત્તમ વૈદ્ય! સારાં પાકેલાં અને રસભરિત આમળાં પાંચસો લેવાં. પછી ૧૦૨૪ તોલા પાણીમાં પાછળ કહેલાં ઔષધો તથા પાંચસો આમળાં નાખવાં અને ચોથે ભાગે પાણી શેષ રહેતાં સુધી તેનો ક્વાથ કરવો. એ ક્વાથ તૈયાર થયેથી ગાળી લેવો તથા તેમાંથી આમળાં વીણી કાઢવાં. ગાળી લીધેલા ક્વાથને ફરી ચુલે ચઢાવીને ઉકાળવો અને કડછીએ ચોંટે એટલો ધાડો થાય ત્યારે તેને નીચે ઉતારી ઠંડો થવા દેવો. પછી પેલાં આમળાંને તેલમાં અથવા ઘીમાં પકાવવાં અને સારી રીતે પક્વ થાય ત્યારે તેને બાહાર કાઢીને ભાંગી નાખવાં અને અંદરથી ઠળિયા કાઢી નાખવા. એ પક્વ થયેલા આમળાંના કલ્ક બરોબર સાકરનું ચૂર્ણ તેમાં નાખવું તથા સોળ તોલા વાંસકપૂર તેમાં નાખવું. વળી એક હજાર પીપરનું ચૂર્ણ, તજ, એલચી, અને તમાલપત્ર, એ પ્રત્યેકનું ચૂર્ણ બે બે તોલા નાખવું. હે ઉત્તમ વૈદ્ય! પછી એ સર્વ મિશ્રણ પાછળ કહેલા ક્વાથના લેહમાં નાખવું, અને એકત્ર કરવું. આ અવલેહને ઘીના રીઢા વાસણમાં ભરી રાખીને મધની સાથે ચાટવો, તેથી તે મનુષ્યોને રસાયણ જેવો ગુણ આપે છે. એ અવલેહરૂપ રસાયન શ્વાસ, ખાંસી, ક્ષય, પાંડુ અને કમળો, એ રોગોનો નાશ કરે છે. જેમનું શરીર રોગાદિકથી ક્ષીણ થઈ ગયું હોય કે જેમને ક્ષત થવાથી શરીરની ક્ષીણતા થઈ હોય તેમને, બાળકોને અને વૃદ્ધોને એ અવલેહ દેહની વૃદ્ધિ કરનારો છે. વળી તે સ્વરભંગ, તરસ, છાતીનાં દરદ, રક્તપિત્ત, વીર્યનો બિગાડ,

માથાનો રોગ, અને પીનસ, એ રોગોને દૂર કરે છે. ચોથીઓ તાવ, જઠરાગ્નિની મંદતા, કોઢ, ન મટે એવું ભગંદર, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પથરીનો રોગ, અને અરૂચિ, એ રોગોનો એ અવલેહથી નાશ થાયછે. હૃદયના રોગ, શૂળ અને પેટ ચઢવાનો રોગ, એમને તો એ અવલેહ નાશ કરે છે એમાં સંશય નથી. એ અવલેહ વાંઝણીઓને પુત્ર ઉત્પન્ન કરે છે, ઘરડા અને અલ્પવીર્યવાળાને વીર્ય આપે છે, અને કિંબહુના નપુંસક પુરુષ પણ જો એ અવલેહનો ઉપયોગ કરે તો તે ઉત્તમ સંતાન ઉત્પન્ન કરનારો થાય. વળી બુદ્ધિ, સ્મૃતિ, અને તેજને પણ વધારે એ નિશ્ચય છે. વૃદ્ધ માણસ પણ એના સેવનથી સુખ અને સૌભાગ્યને જોનારો થઈને જુવાન સરખો બને છે. ક્ષયરોગનો નાશ કરવાને અત્રિઋષિએ જે મોટું ઔષધ કહ્યું છે તે આ **ચ્યવનપ્રાશ** નામે અવલેહ છે, અને તે અત્રિયમુનિનો કહેલો છે.

## અગસ્તિ હરીતકી પાક.

**भार्गीपुष्करमूलचित्रककणामूलं गजाह्वा सठी**
**शङ्खाह्वादशमूलचित्रकबला यासोत्मगुप्तास्तथा ।**
**एतेषां द्विपलांशकी यतिवर प्रक्वाथ्य पश्चाढके**
**पथ्यानां शतकं विपाच्य बहुधा मन्दाग्निना तत्पुनः ॥**
**निर्वाप्यं पुनरेव पूतसुरसं चोद्धृत्य पथ्याशतं**
**संशोष्यामतिशीतले सुभवने क्वाथे प्रशस्ते पुनः ।**
**दत्वा जीर्णगुडस्य चैकतुलया कुडवं च क्षौद्रं घृतं**
**स्नेहस्यार्धमथाप्यनेन मगधा योज्यं शतं पञ्चकम् ॥**
**चूर्णं तत्र निधापयेत् पुनरपि संघट्टयेच्चैकतः ।**
**पथ्ये द्वे मधुना लिहेच्च हितकृत् सर्वामयच्छेदने ।**
**पाण्डुकासहलीमकं गुदरुजो हृद्रोगहिक्काभ्रमान्**
**हन्यात् पीनसमेहपित्तरुधिरं कुष्ठं ग्रहण्यामयम् ॥**
**पुष्टिं चैव तनोति शोफमरुचिं गुल्मार्तिराजक्षय-**
**मेहानाहविबन्धरोगशमना क्षीणेन्द्रियाणां हिता ।**

१ विल्वक प्र० ३ जी. २ श्यामा. प्र० ३जी. ३ कुडवं तथाजं घृतम्. प्र० ३ जी. ४ पुष्पं. प्र० ३ जी.

**मन्दाग्नेः प्रशमं करोति वडवातुल्यो रुचेर्बन्धकान्**
**नाशं वा विदधाति देहसुखदागस्तिप्रणीताभया ॥**

इत्यगस्तिहरीतकीपाकः ।

ભારંગ, પુષ્કરમૂળ, ચિત્રો, પિપરમૂળ, ગજપીપર, ષડકચુરો, શંખાવળી, દશમૂળ ( શાલીપર્ણી, પૃષ્ટિપણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, બીલીમૂળ, અરણીમૂળ, અલવાનું મૂળ, પાડળમૂળ અને કાશ્મરી, ) ચિત્રો, બળબીજ, ધમાસો, કૌવચમૂળ, એ સર્વે ઔષધો આઠ તોલા લેવાં. અને ૧૨૮૦ તોલા પાણીમાં તેમનો ક્વાથ કરવો. તેમાં એક સો હરડે પણ નાખવી અને ધીમા તાપથી ઘણે પ્રકારે તેને પકવવી. હરડે પક્વ થયા પછી હરડે કાઢી લઈને તેનું પાણી ગાળી લેવું. તથા ઘરના ઠંડા ભાગમાં ( છાયામાં ) તે હરડેને સૂકવીને તેને કોરી કરવી. પછી પેલા ક્વાથમાં ૪૦૦ તોલા જૂનો ગોળ, ૧૬ તોલા મધ અને આઠ તોલા ઘી નાખવું. તે સર્વમાં પાંચસો પીપરનું ચૂર્ણ નાખવું. તેમાં પેલી સો હરડે નાખીને ફરીને સારૂં ઘાડું થતાં લગી પાક કરવો. એવી રીતે પક્વ થયેલી હરડેમાંથી રોજ બે હરડે મધ સાથે ખાવી. એ હરડે સર્વે રોગનો નાશ કરવામાં હિતકારક છે. વળી પાંડુરોગ, ખાંસી, હલીમકરોગ, અર્શરોગ, હૃદ્રોગ, હેડકીનો રોગ, ભ્રમરોગ, પીનસ, પ્રમેહ, રક્તપિત્ત, કોઢ, ગ્રહણીરોગ, એ સર્વે રોગનો એ હરડે નાશ કરછે. એ હરડે ખાવાથી શરીરની પુષ્ટિ થાયછે, સોજો મટે છે, અરૂચિ નાશ થાયછે, ગુલ્મની પીડા, રાજક્ષય, પ્રમેહ, પેટ ચડવાનો રોગ, બદ્ધકોષ્ઠ, એ રોગો શમી જાયછે અને જેની ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઇ હોયછે તેને ફાયદો થાયછે. જઠરાગ્નિ મંદ હોય તો તે આ હરડે ખાવાથી વડવાનલ જેવો વૃદ્ધિ પામે છે, રૂચિ ઉત્પન્ન થવામાં જે વ્યાધિઓ અડચણ કરતા હોય તેમનો નાશ થાયછે, અને દેહને સુખ પ્રાપ્ત થાયછે, આ હરડે પાક અગસ્તિ મુનિએ નિર્માણ કરેલો છે.

**બલા ક્વાથ.**

**वलाद्वयं गोक्षुरको बृहत्यौ निःक्वाथ्य दुग्धेन कणासमेतम् ।**
**पानं हितं स्यान्मधुना सिताढ्यं विनाशनं कामलकं क्षयं वा ।**
**मेहस्य तृष्णाचयनाशकारि क्षीणेन्द्रियाणां बलमातनोति ॥**

બળબીજ, ગોખરૂ, રીંગણી, ભોંયરીંગણી, એ ઔષધોનો દૂધમાં ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને તથા મધ અને સાકર નાખીને પીવું. એ પાન પીવાથી ક્ષયાદિ રોગવાળાને ફાયદો થાયછે. કમળાનો ક્ષયનો, પ્રમેહનો અને તમામ પ્રકારના તરસના વ્યાધિનો, એથી નાશ થાયછે અને જેની ઇંદ્રિયો ક્ષીણ થઈ હોય તેને બળ પ્રાપ્ત થાયછે.

## પિપ્પલી વર્ધમાનયોગ.

**पिप्पली वर्धमानं वा कारयेद्दुग्धसर्पिषा ।**
**आद्यः पञ्च पुनः सप्त पुनरेव नव क्रमात् ॥**
**एकादशस्त्रयोदशः पञ्चदशस्तथा सप्तदशः स्मृतः ॥**
**एकोनविंश एकविंशः पृथक् पृथक् यथाक्रमम् ।**
**एवं क्रमेण वृद्धिः स्यात् कारयेत् शतमात्रया ॥**
**ततः क्रमेण पुनः पश्चात् यावत् शेषं च पञ्चकम् ।**
**भोजयेत् षष्टिकान्नं तु सर्पिषा मुद्गसंयुतम् ।**
**हन्ति पलितवार्धक्यं नरो नागबलो भवेत् ।**
**पिप्पली वर्धमानं तु ज्वरे जीर्णे प्रशस्यते ।**
**मन्दाग्नौ पीनसेवाथ गुदजे वा तथा पुनः ॥**

इति पिप्पलीवर्धमानम् ।

ક્ષયરોગવાળાએ દૂધ અને ઘી સાથે વધતી જતી પીપરો ખાવાનો યોગ કરવો. તે એવી રીતે કે, પેહેલે દીવસે પાંચ, પછી સાત, પછી નવ, અગિયાર, તેર, પંદર, સત્તર, ઓગણીશ, એકવીશ, એવી રીતે દરરોજ બે બે વધારે લેવી અને એવી રીતે સો પીપરો એક દિવસે ખાવામાં આવે ત્યાંસુધી વધતાં જવું. પછી પાછા એજ ક્રમે બે બે પીપર કમી કરતાં કરતાં પાંચ પીપર સુધી આવી રહે ત્યાંસુધી ઉતરતાં જવું. એ પીપરનું ચૂર્ણ મધ સાથે ચાટવું તથા તે ઉપર દૂધ અને ઘી પીવું. પિપ્પલી વર્ધમાનયોગ કરનારે સાઠી ચોખાનો ભાત, મગ અને ઘી ખાવાં એ પથ્ય છે. એ યોગવડે વૃદ્ધાવસ્થાનાં પલિયાં આવ્યાં હોય તે તથા વૃદ્ધાવસ્થા સંબંધી નિર્બળતા નાશ પામે છે અને પુરુષનામાં હાથીના જેટલું બળ આવે છે. જીર્ણજ્વરમાં આ વર્ધમાન પિપ્પલીનો યોગ કરવામાં આવે તો ઘણો ફાયદો આપે છે, તેમજ જઠ-

રાગ્નિ મંદ હોય, પીનસરોગ થયો હોય અથવા અર્શરોગ થયો હોય તો તેમાં પણ એ યોગ ફાયદો આપે છે.

### શિલાજતુ ચૂર્ણ.

द्वे पले मार्कवं धातु माक्षिकं च पुनर्नवा ।
तुगास्पृक्का शालिपर्णी वासकं च दुरालभा ॥
चूर्णार्धेन समं योज्यं त्रिगन्धं मरिचानि च ।
तालीसं मगधा चैव तदर्धेन शिलोद्भवम् ॥
शिलाभेदं तदर्धेन सर्वं चैकत्र मिश्रयेत् ।
समेन तिलचूर्णं तु शर्करा समभागिकम् ॥
भुक्त्वा पश्चात् क्षीरपानं शस्यते घृतसंयुतम् ।
तेन क्षयो राजयक्ष्मा कामला च विनश्यति ॥
अपस्मारं जयत्याशु बलवीर्याधिको भवेत् ।
शाम्यन्ति च महारोगाः शुक्राढ्यो जायते नरः ॥

इति शिलाजतुचूर्णम् ।

ભાંગરો, સુવર્ણમાક્ષિક, સાટોડી, વાંસકપુર, બ્રાહ્મી, શાલિપર્ણી, અરડૂસો, ધમાસો, એ ઔષધો આઠ આઠ તોલા લેવાં. તજ, તમાલપત્ર, એલચી, મરી, તાલીસપત્ર, પીપર, એ ઔષધો મળીને બત્રીસ તોલા સમાન ભાગે લેવાં. શિલાજિત એમના અર્ધ જેટલો એટલે સોળ તોલા લેવો. આઠ તોલા પાષાણભેદ લેવો. પછી એ સર્વને એકત્ર કરવું. એ સર્વેની બરોબર તલનું ચૂર્ણ લેવું અને તેટલી સાકર લેવી. એ સર્વનું એકઠું ચૂર્ણ કરીને ખાવું તથા તે પછી ઘી સહિત દૂધ પીવું હિતકારક છે. એ ઔષધથી ક્ષય, રાજયક્ષ્મા, અને કમળો એ રોગ નાશ પામે છે. વળી અપસ્માર પણ જલદીથી મટે છે અને મનુષ્ય બળવાન્ તથા વીર્યવાન્ થાયછે. એ ચૂર્ણથી મોટા મોટા રોગ શમે છે તથા મનુષ્યના શરીરમાં વીર્યની અતિશય વૃદ્ધિ થાયછે.

### જીવંત્યાદિક ઘૃત.

जीवन्तिकावत्सकयष्टिकानां सपौष्करं गोक्षुरकं बले द्वे ।
नीलोत्पलं तामलकी यवासं सत्रायमाणा मगधा च कुष्ठम् ॥

द्राक्षामलक्या रसप्रस्थमेकं प्रस्थद्वयं छागलकं पयश्च ।
प्रस्थं तु दध्नो विपचेद्[1] घृतं वै पाने प्रशस्तं च तथैव भोज्ये[2] ॥
नस्ये च बस्तावपि योजयेत् तत् विनाशमेत्याशु च राजयक्ष्मा ।
हलीमकः कामलपाण्डुरोगो मूर्च्छा भ्रमः कम्पशिरोऽर्तिशूलम् ॥
मेहाश्मरी वा गुदकीलकुष्ठं शिरोगतो नाशमुपैति रोगः ।
नस्यप्रदानेन वियोजितेन पानेन पाण्ड्वामयराजयक्ष्मा ॥
नाशं शमं याति हलीमको वा बस्तिप्रदानेन गुदोद्भवश्च ।
रोगो विनाशं समुपैति पुंसां विसर्पिविस्फोटकप्रोक्षणेन ॥

इति जीवन्त्याद्यं घृतम् ।

હરણદોડી, કડાછાલ, જેઠીમધ, પુષ્કરમૂળ, ગોખરૂ, બલા, અતિબલા, કાળું કમળ, ભોંય આમલી, ધમાસો, ત્રાયમાણ, પીપર, ઉપલેટ, દ્રાક્ષ, એ ઔષધો ચાર ચાર તોલા લઈને ચોથો ભાગ બાકી રહે એવો ક્વાથ કરવો. પછી તેમાં આમળાંનો રસ ૬૪ તોલા, બકરીનું દૂધ ૧૨૮ તોલા, દહીં ૬૪ તોલા, એ સર્વ એકઠું કરીને ગાયનું ઘી પકવ કરવું. ઘી પકવ કરતી વખતે ઉપર કહેલાં હરણ દોડી વગેરે ઔષધોનું કલ્ક તેમાં નાખવું. ઘી માત્ર શેષ રહે ત્યારે તે ઘી ઉતારી લેવું અને ગાળી લેવું. એ ઘી પીવામાં તથા ખાવામાં સારૂં છે તેમ નાકમાં ટીપાં મૂકવામાં તથા બસ્તિમાં મૂકવામાં પણ સારૂં છે. એ ઘીનો ખાવા પીવા વગેરેમાં યથાયોગ્ય ઉપયોગ કરવાથી રાજયક્ષ્મા, હલીમક, કમળો, પાંડુરોગ, મૂર્છા, ભ્રમ, કંપ, માથાની પીડા, શૂળ, પ્રમેહ, પથરીનો રોગ, અર્શ, કોઢ, એ સર્વે રોગ નાશ પામે છે. એ ઘીનાં ટીપાં નાકમાં નાખવાથી માથાનો રોગ નાશ પામે છે. ઘી પીવાથી પાંડુરોગ, રાજયક્ષ્મા, અને હલીમક રોગ નાશ પામે છે. એ ઘીનો બસ્તિ આપવાથી મનુષ્યોના ગુદાના રોગ નાશ પામે છે તથા એ ઘી ચોપડવાથી વિસર્પ તથા વિસ્ફોટક રોગ મટી જાયછે.

## પિપ્પલ્યાદિ ઘૃત.

कणा पलं पञ्चगुणं पयश्च आजं घृतं वै विपचेत् समांशम् ।
पानेऽथवा भोजनके प्रशस्तं देयं च राजक्षयनाशहेतोः ॥

इति पिप्पलाद्यं घृतम् ।

---

१ प्रस्थं दधिषु पचेद् घृतं वह्नि प्र० १ ली. २ वातं पाने प्रशस्तमेव भोज्ये.

ચાર તોલા પીપરનું કલ્ક તથા વીસ તોલા બકરીનું દૂધ લેઈને તેમાં તેટલુંજ ઘી નાખીને તેને પક્વ કરવું. એ પક્વ થયેલું ઘી પીવામાં તથા ખાવામાં હિતકારક છે માટે રાજયક્ષ્માનો નાશ કરવાને માટે એ ઘી આપવું.

### પંચકોલાદિ ઘૃત.

पञ्चकोलं यवाग्रं च क्षीरं दध्ना घृतं पुनः ।
समांशेन तु योज्यानि भार्गी कुष्ठं तु पौष्करम् ॥
शतं तत्र हरीतक्या जले चैव चतुर्गुणे ।
क्वाथं चैकत्रयं योज्यं क्वाथयेन्मृदुवह्निना ॥
मृदुपाकं घृतं सिद्धं पाने नस्ये च वस्तिषु ।
गुणाधिक्यं भवेन्नृणां पाण्डुरोगे हलीमके ।
राजयक्ष्मणि क्षये चैव शस्तं चोक्तं भिषग्वर ! ॥

इति पञ्चकोलाद्यं घृतम् ।

સુંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, જવ, ભારંગ, ઉપલેટ, પુષ્કરમૂળ, એ સર્વે સમાન ભાગે લેવાં. એ સર્વથી ચાર ગણું પાણી લેવું અને તેમાં સો હરડે નાખવી. પછી તે સર્વનો ક્વાથ કરવો. ચોથે ભાગે બાકી રહેલા ક્વાથમાં તેટલુંજ દૂધ, તેટલુંજ દહીં તથા તેટલુંજ ઘી નાખીને ધીમા તાપથી ઘી પકવવું. ધીમા તાપથી સિદ્ધ થયેલું એ ઘી પીવામાં, નસ્યમાં તથા બસ્તિમાં યોજવું. એ ઘી પાંડુરોગમાં તથા હલીમક રોગમાં બીજા ઘી કરતાં વધારે ગુણ આપે છે. તેમજ હે વૈદ્ય શ્રેષ્ઠ! રાજયક્ષ્મામાં તથા ક્ષયમાં પણ એ ઘી ઘણું ઉત્તમ કહેલું છે.

### પારાશર ઘૃત.

यष्टी बला गुडूची च पञ्चमूलं समांशकम् ।
क्वाथेन सदृशं धात्रीरसं चेक्षुरसं तथा ॥
विदार्याश्च रसं चैव घृतं च समभागिकम् ।
क्षीरं दधिसमं चात्र नवनीतं तु तत्समम् ॥
द्राक्षातालीससंयुक्तं यथालाभेन योजयेत् ।
सिद्धं घृतं च पानाय नस्ये बस्तौ प्रदापयेत् ॥

जयति राजयक्ष्माणं पाण्डुरोगं सुदारुणम् ।
हलीमकं चार्शसं च रक्तपित्तनिवारणम् ।
लेपेन दुष्टवीसर्पपित्तदग्धव्रणापहम् ॥

इति पाराशरं घृतम् ।

જેઠીમધ, બળબીજ, ગળો, પંચમૂળ, એ ઔષધો સમભાગે લેવાં અને તેમનો ક્વાથ કરવો. તે ક્વાથની બરોબર આમળાંનો રસ, તેટલોજ સેરડીનો રસ, તેટલોજ વિદારીકંદનો રસ અને તેટલુંજ ઘી લેઇને તેમાં મેળવવું. વળી દૂધ, દહીં અને માખણ, એમાંથી જે મળે તે ક્વાથની બરોબર લેઇને તેમાં મેળવવું. પછી તેમાં દ્રાક્ષ અને તાલીસપત્રનું કલ્ક નાખવું અને ઘૃત પક્વ કરવું. ઘૃત માત્ર શેષ રહે ત્યારે સિદ્ધ થયેલું ઘી ગાળી લેવું. એ ઘી પીવામાં, નસ્યમાં અને બસ્તિમાં યોજવું. એ ઘૃત રાજ્યક્ષ્માને અને મહાભયંકર પાંડુરોગને મટાડે છે. વળી તે હલીમક નામે રોગ, અર્શ રોગ, અને રક્તપિત્ત, એ રોગને પણ મટાડે છે એ ઘૃતનો લેપ કરવાથી દુષ્ટ એવો વીસર્પરોગ, પિત્તરોગ, અને દાઝવાથી થયેલું વ્રણ, એ પણ દૂર થાયછે.

## બલા ઘૃત.

बलाश्वदंष्ट्रा बृहतीद्वयं च पर्णीद्वयं गोक्षुरकं स्थिरा च ।
पटोलनिम्बस्य दलानि मुस्तं सत्रायमाणा च दुरालभा च ॥
कृत्वा कषायं च पदावशेषं पश्चात्ततश्चूर्णमिदं प्रयुञ्ज्यात् ।
द्राक्षा सठी पुष्करमूलधात्री तमालकी दुग्धसमं कषायम् ॥
सर्पिः प्रयुक्तं नवनीतकं च सर्पिस्तदर्धेन वियोजनीयम् ।
सिद्धं घृतं पानमथैव बस्तौ नस्ये तथाभ्यञ्जनभोजनेन ॥
निहन्ति कासक्षयकामलानां राजक्षये क्षीणबलेन्द्रियाणाम् ।
क्षतेषु शोफेषु व्रणेषु शस्तं शिरोऽर्तिपार्श्वार्तिगुदामयघ्नम् ॥

इति बलाद्यं घृतम् ।

બળબીજ, નાનાં ગોખરૂ, રીંગણી, ભોંયરીંગણી, મુદ્દગપર્ણી, (જંગલી મગ), માષપર્ણી (જંગલી અડદ), મોટાં ગોખરૂ, શાલિ-

१ जघन्य. प्र० १ ली.

પર્ણી, પટોલ, લીંબડાનાં પાંદડાં, મોથ, ત્રાયમાણ, ધમાસો, એ સર્વે ઔષધોને પાણીમાં નાખીને ચતુર્થાંશ પાણી શેષ રહે ત્યાં લગી ક્વાથ કરવો. તે પછી આ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં નાખવું. તે ઔષધો આ પ્રમાણેઃ—દ્રાક્ષ, પડકચુરો પુષ્કરમૂળ, આમળાં અને ભોંયઆમળી. પછી આ ક્વાથની બરોબર દૂધ તેમાં નાખવું અને તેમાં ઘી અને માખણ નાખવું. માખણ દૂધની બરોબર લેવું તથા ઘી માખણથી અડધું લેવું. એ ઘૃત સિદ્ધ થાય એટલે તેને પીવાના તથા બસ્તિના ઉપયોગમાં લેવું. તેમજ નસ્યમાં, શરીરે ચોળવામાં અને ખાવાના ઉપયોગમાં લેવું. એ ઘૃત ખાંસી, ક્ષય, કમળો, રાજયક્ષ્મા, એ રોગોનો નાશ કરેછે. જે પુરુષની ઇંદ્રિયો અને બળ ક્ષીણ થઈ ગયું છે તેમને એ ઘૃત ફાયદાકારક છે. ક્ષતવાળાને, સોજાવાળાને, અને વ્રણવાળાને હિતકર છે. માથાની પીડા, પાસાંની પીડા, અને ગુદાના રોગ, એ સર્વેનો એ નાશ કરે છે.

## ચંદનાદિ તેલ.

चन्दनं सरलं दारु यष्टयलो बालकं सठी ।
नलशैलेयकं स्पृका पद्मकं वनकेसरम् ॥
कङ्कोलकं मुरामांसी सैरेयं द्विहरीतकी ।
रेणुकात्वक् कुङ्कुमं च सारिवा तिक्तकागुरुः ॥
नलिका[1] च तथा द्राक्षा कषायं सुपरिस्नुतम् ।
तैलमस्नु[2] तया लाक्षा रसेन समभागिकम् ॥
मन्दाग्निना पचेत् तैलं सिद्धं पाने च बस्तिषु ।
नस्ये चाभ्यञ्जने चैव योजयेत् तं भिषग्वरः ॥
हन्ति पाण्डुक्षयं कासं ग्रहघ्नं बलवर्णकृत् ।
मन्दज्वरमपस्मारकुष्ठपामाहरं पुनः ॥
करोति बलपुष्ट्योजो मेधाप्रज्ञायुर्वर्धनम् ।
रूपसौभाग्यदं प्रोक्तं सर्वभूतयशस्करम् ॥

इति चन्दनाद्यं तैलम् ।

१ नलिकबले. प्र० १ ली. २ तैलमस्तु तथा लाजा. प्र० १ ली.

સુખડ, સરળવૃક્ષ, દેવદાર, જેઠીમધ, એલચી, વીરણવાળો, ષટ્ક-ચુરો, તાલીસપત્ર, શિલાજિત, પૃક્કા નામે વનસ્પતી, કમળકાકડી, વન-કેસર, કંકોલ, મુરામાંસી, કાંટાસળિયો, હરડે, હીમની હરડે, રેણુકબીજ, નજ, કેસર, સારિવા, કડૂ, અગર, નલિકા, દ્રાક્ષ, એ ઔષધોનો ક્વાથ કરવો અને સારી રીતે ગાળી લેવો. પછી આખી લાખનો રસ તથા તેલ સમાન ભાગે (ક્વાથની બરોબર દરેક) લઇને તે ક્વાથમાં મેળ-વવું અને ધીમા તાપથી તેલ માત્ર શેષ રહે ત્યાંલગી તેનો પાક કરવો. એ સિદ્ધ થયેલા તેલનો પીવામાં, બસ્તિ આપવામાં, નસ્ય લેવામાં, અને શરીરે ચોળવામાં ઉત્તમ વૈદ્યે ઉપયોગ કરવો. એ તેલ પાંડુરોગને હણેછે. ક્ષયરોગને મટાડે છે. ખાંસીને અને ગલગ્રહ (ગળું બેશી ગયું હોય તે રોગને) નાશ કરેછે, શરીરે કાંતિ અને બળ આપે છે. જીર્ણતાવ, અપસ્માર (ફેફરાનો વ્યાધિ), કોઢ અને ખસ, એ રોગોને હરેછે. બળ, પુષ્ટિ અને ઓજને ઉત્પન્ન કરેછે, બુદ્ધિ, જ્ઞાન, શક્તિ અને આયુષ્યને વધારે છે, રૂપ અને સૌભાગ્યને આપેછે તથા સર્વ પ્રાણીમાત્રને યશ ઉત્પન્ન કરી દેછે.

---

## રાજયક્ષ્મારોગની ચિકિત્સા.

### રાજયક્ષ્માનાં કારણો.

स्वामिभार्याभिगमने गुरुपत्न्यभिलाषणात् ।
राजस्वहेमचौर्याद्वा राजयक्ष्मा भवेद्गदः ॥
अथवा दुष्टदोषेण जायते शृणु पुत्रक ! ।
चतुर्भिर्हेतुभिर्यक्ष्मा जायते शृणु सांप्रतम् ॥
व्यायामयानसुरतांगनिपीडितेन
रोगेण वा व्रणनिपीडितक्षीणदेहात् ।
क्रोधाच्छुचो ह्यनशनादिभयोपवासैः
संजायते च मनुजस्य महागदोऽयम् ॥
वार्धक्यादौ भवति नितरां ज्याधनुःकर्षणेन
भारोत्यर्थं भवति वहनोत्पातनोल्लंघनेन ।

दूराध्मानात् कदशनवशाच्चिन्तयातिव्यवायात्
संभूतिः स्यान्मनुजबलहृद्राजयक्ष्मागदस्य ॥

પોતાના સ્વામિની સ્રીસાથે ગમન કરવાથી, ગુરૂપત્નીની અભિલાષા કરવાથી, રાજાનું ધન ચોરવાથી અને સોનું ચોરવાથી રાજયક્ષ્મા રોગ ઉપજે છે. અથવા, હે પુત્ર! વાતાદિક દોષ બગડવાથી પણ રાજયક્ષ્મારોગ ઉત્પન્ન થાયછે. એ ચાર હેતુથી રાજક્ષયરોગ ઉત્પન્ન થાય છે. હવે હું તને બીજાં કારણ કહું તે સાંભળ. અતિશય કસરત કરવાથી; હાથી, ઘોડા વગેરે ઉપર બેશીને મુસાફરી કરવાથી; અતિશય સ્રીસંગ કરવાથી; શરીર ઉપર દબાણ થવાથી; શરીરનો ક્ષય કરે એવા કોઈ રોગથી; બદ વગેરે વ્રણની પીડાથી, દેહ ક્ષીણ થઈ જવાથી; ક્રોધથી, શોકથી, ન ખાવાથી, ભયથી અને ઉપવાસથી મનુષ્યને આ મોટો રોગ ઉત્પન્ન થાયછે. વળી એ રાજયક્ષ્મારોગ વિશેષ કરીને વૃદ્ધાવસ્થામાં થાયછે. તેમજ ધનુષની પણછ જોરથી ખેંચવાથી; અતિશય ભાર વહન કરવાથી; અતિશય ઉંચે કૂદવાથી; અતિશય ઉલ્લંઘન કરવાથી; દૂર રહેલા મનુષ્ય વગેરેને ઘાંટો કાઢી બોલાવવાથી; ખરાબ અન્ન ખાવાથી; ચિંતાથી અને અતિશય સ્રીસંગ કરવાથી મનુષ્યના બળનો નાશ કરનાર રાજયક્ષ્મારોગની ઉત્પત્તિ થાયછે.

### રાજયક્ષ્માનાં લક્ષણો.

क्षतक्षयात् श्रमाद्वापि सहसोपप्लवादपि ।
व्यवायातिप्रसंगेन तथा रूक्षातिसेवनात् ॥
तेन संक्षीयते गात्रं ज्वरो मन्दश्च जायते ।
ज्वरान्ते जायते शोफो बद्धविट् चातिमूत्रता ॥
अतिसारश्च भवति भक्षणेनातिशोषिता ।
कासते ष्ठीवतेऽत्यर्थं शोषं च कुरुते भृशम् ॥
स्त्रियोऽभिलाषतेऽत्यर्थं वार्तायां द्विषते पुनः ।
राजयक्ष्मेति विज्ञेयो नरः साध्यो न विद्यते ॥

શરીરમાં ચાંદી વગેરે ક્ષત થવાથી, ધાતુઓનો ક્ષય થવાથી, મહેનતથી, એકાએક કૂદવાથી, અતિશય સ્રી સેવવાથી, અતિશય રૂક્ષ

१ बंधेन युद्धात्.

ભોજન કરવાથી, એવાં કારણોથી અંગની ક્ષીણતા થાયછે તથા જીર્ણજ્વર ઉત્પન્ન થાયછે. જ્વર આવતાં આવતાં તેની અંતે સોજો ઉપજે છે અને ઝાડો બંધાય છે તથા મૂત્ર ઘણું થાયછે. વળી કોઈવાર અતિસાર પણ થાયછે તથા ખાધા પછી અતિશોષ પડેછે. અતિશય ઉધરસ થાયછે તથા અતિશય થુંકે છે તેમ મુખ અતિશય સૂકાય છે. તેના મનમાં સ્ત્રીઓની અભિલાષા બહુ હોયછે અને સ્ત્રીઓની વાર્તાનો તે દ્વેષ કરેછે. એવા રોગને રાજયક્ષ્મા કહેછે અને તે રોગ અસાધ્ય છે.

## રાજયક્ષ્માના પ્રતીકાર.

**यदन्नं यत्समाहारं यादृशं प्रतियाचते ।**
**तत् तस्य च प्रदातव्यं मधुरं घनमेव च ॥**
**यद् यदाहारमिच्छेद्वा व्याधितो राजयक्ष्मणः ।**
**तस्य तस्याप्यलाभेन क्षीयन्ते तस्य धातवः ॥**
**यदा सरक्ताः शोफाः स्युः पाकतां याति मानवे ।**
**तदा पुनर्नवा क्वाथः स्वेदो लेपो विधीयते ॥**

રાજક્ષયનો રોગી જે જે અન્ન જેવું જેવું માગે તેવું તેવું અન્ન તેને આપવું અને વિશેષે કરીને મધુર તથા ઘાડું અન્ન આપવું. કેમકે રાજયક્ષ્માના વ્યાધિવાળો જે જે આહારની ઇચ્છા કરેછે તે તે આહાર તેને ન આપવામાં આવે તો તેથી તેની ધાતુઓનો ક્ષય થવા લાગે છે, જો ક્ષયરોગવાળા રોગીને રક્તસહિત સોજાઓ થાય તો તેને સ્વેદ તથા લેપ કરવો.

## રાજયક્ષ્માની જીવિતમર્યાદા.

**संजीवेच्चतुरो मासान् षण्मासं वा बलाधिकः ।**
**उत्कृष्टैश्च प्रतीकारैः सहस्राहं तु जीवति ।**
**सहस्रात् परतो नास्ति जीवितं राजयक्ष्मिणः ॥**
**गतप्राणौजोवीर्यश्च क्षीणश्च विकलेन्द्रियः ।**
**न भवेत् पुनरुच्छ्रायो याप्यरोगश्च मुञ्चति ॥**

---

१ नरं वा राजयक्ष्मिणम्.

यस्तदायाससम्पन्नो भूयोऽपि कोपितो भवेत् ।
तस्य प्राणापहारी स्याद्राजयक्ष्मातिदारुणः ॥
त्रिभिर्मासैश्च षण्मासैर्वर्षैश्चापि त्रिभिः पुनः ।

રાજક્ષયના વ્યાધિવાળો રોગી ચાર માસ જીવે અને વધારે બળવાળો હોય તો છ માસ જીવે. તથા જો ઘણા ઉત્તમ ઉપાય યોજવામાં આવે તો એક હજાર દિવસ જીવે; પણ રાજયક્ષ્માના વ્યાધિવાળાનું આયુષ્ય હજાર દિવસ કરતાં વધારે હોતું નથી. જો રોગીનું બળ, ઓજ, વીર્ય નાશ પામ્યું હોય, શરીર ક્ષીણ થઈ ગયું હોય, ઇંદ્રિયોની શક્તિ નાશ પામી હોય, તે રોગીને ફરી તે પ્રાપ્ત થઈને વૃદ્ધિ પામતાં નથી, એવી ક્ષયરોગની પ્રકૃતિ છે. પણ જો ક્ષયરોગ યાપ્ય (કષ્ટસાધ્ય) હોય તો કદાચિત્ રોગી બચે છે. પણ એવી રીતે ઔષધોપચારથી બચેલો રોગી જો ઘણો પરિશ્રમ લે તો, ફરીને પણ એ રોગ કોપે છે અને તે વખતે મહાદારૂણ રાજયક્ષ્મા ત્રણ મહિને, છ મહિને અથવા ત્રણ વર્ષે પણ તેનો પ્રાણ લેછે.

## અમૃતપ્રાશાવલેહ.

शतमूलीरसः प्रस्थं गुडूचीकल्कप्रस्थकम् ।
हरीतकी शतं चान्यत् कुटजस्य त्वचस्तुलाम् ॥
निःकाथ्यं च पृथक्कृत्वेन पूतांश्चैकत्र मिश्रयेत् ।
दार्वीप्रलेपनं दृष्ट्वा कृष्णानां[1] शतपञ्चकम् ॥
शतं चामलकीचूर्णं त्वगेला चित्रकं सठी ।
द्राक्षा कुष्ठं शिलाजिच्च शिलाभेदस्तु तालकम् ॥
योज्यं तत्राक्षमानेन भक्षयेत् सितसर्पिषा ।
तस्योपरि पिबेत् क्षीरं भोजनं च ततः परम् ॥
राजयक्ष्मी लभेत् सौख्यं पाण्डुकामलकान् जयेत् ।
अतीसारो विनश्येत्तु बले नागबलो भवेत् ॥

इत्यमृतप्राशनं घृतम् ।

---

१ कृष्णागुडानां॰ प्र॰ १ ली.

ચોસઠ તોલા શતાવરીનો રસ લેવો; ચોસઠ તોલા ગળોનું કલ્ક લેવું; સો હરડે લેવી; ચારસો તોલા કડાછાળ લેવી. સો હરડેને ખોખરી કરીને તેનો ક્વાથ કરવો; તથા કડાછાળનો પણ જૂદો ક્વાથ કરવો. તેમજ ગળોના કલ્કનો પણ જૂદો ક્વાથ કરવો. એ ત્રણેને જૂદા જૂદા ગાળી લેઇને પછી તેમાં શતાવરીનો રસ ગાળીને નાખવો. ( શતાવરી લીલી ન હોય તો તેનો ક્વાથ કરીને ગાળીને નાખવો. ) પછી એ સર્વેનો કડછીએ ચોટે ત્યાં લગી પાક કરવો. પછી તેમાં પાંચસો પીપરનું ચૂર્ણ નાખવું. સો આમળાંનું ચૂર્ણ નાખવું. તજ, એલચી, પડકચુરો, દ્રાક્ષ, ઉપલેટ, શિલાજિત, પાષાણભેદ, હરતાળ, એ સર્વે એક એક તોલો નાખવાં. પછી તેને સાકર તથા ઘી સાથે ખાવું. તે ઉપર દૂધ પીવું અને તે ઉપર ભોજન કરવું. આ ઉપાયથી રાજ્યક્ષ્મા રોગીને સુખ પ્રાપ્ત થાયછે તથા પાંડુ અને કમળો મટે છે. અતિસારનો રોગ પણ નાશ પામેછે તથા તેને હાથીના જેટલું બળ પ્રાપ્ત થાયછે.

## તાલકામૃતક.

तालकं च शिलाभेदस्तथा चैव शिलाजतुः ।
जीरके द्वे समङ्गा च कुष्ठं नागबला बला ॥
एलापत्रकतालीसं तमालं हरिचन्दनम् ।
मुस्ता द्राक्षा च रास्ना च मुण्डी सैरेयकं पुरः[1] ॥
सुरसा चैव संयोज्या कृष्णाश्च द्विगुणास्तिलाः ।
चूर्णं सूक्ष्मं प्रयुञ्जीत गुडेन मधुना युतम् ॥
पश्चाद् गोक्षीरपानं स्यात् क्षीरेण सह भोजनम् ।
राजयक्ष्मादिभिः क्षीणा ग्रहणीपीडिताश्च ये ॥
धातुक्षीणबला ये च तेषां संयोजयेद् भृशम् ।
वृद्धोऽपि तरुणो भूत्वा नरो नार्याभिनन्दति ॥
वन्ध्यापि लभते पुत्रं षण्ढोऽपि पुरुषायते ।
तालकाम्रातकं नाम कृष्णात्रेयविभाषितम् ॥

इति तालकाम्रतकम् ।

---

१ पुरा. प्र० १ ली. सुरा. प्र० ३ जी.

હરતાળ, પાષાણભેદ, શિલાજિત, ઝીંક, શાહાઝીરૂં, મજીઠ, ઉપલેટ, નાગબળા, બળબીજ, એલચી, તજ, તાલીસપત્ર, તમાલપત્ર, હરિચંદન (પીળું,) મોથ, દ્રાક્ષ, રાસ્ના, બોડીઓકલાર (મુંડી,) કાંટાસળિયો, તુલસી, એ સર્વેને એકત્ર કરવાં. કાળા તલ એ સર્વથી બમણા લેવા. એ સર્વનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને ગોળ તથા મધ સાથે ખાવું અને તે ઉપર ગાયનું દૂધ પીવું અને તે પછી દૂધ સાથે ભાત વગેરે ભોજન કરવું. જે પુરૂષો રાજયક્ષ્મા વગેરે રોગથી ક્ષીણ થઈ ગયા હોય, જે ગ્રહણી રોગથી પીડિત હોય, તથા જેમની ધાતુનો ક્ષય થયલો હોય, તેમને આ ઔષધ અત્યંત લાગુ થાયછે. આ ઔષધ ખાનાર પુરુષ વૃદ્ધ હોય તથાપિ તરૂણ થઈને તે પુરુષ સ્ત્રીવડે આનંદ પામે છે. વાંઝણી સ્ત્રી એ ઔષધના પ્રભાવથી પુત્ર પામે છે અને નપુંસક હોય તથાપિ તેથી પુરૂષત્વ પામે છે. આ ઔષધને તાલકામૃતક કહેછે અને તે કૃષ્ણાત્રેય મુનિએ કહેલ છે.

## ગુડૂચ્યાદિ ચૂર્ણ.

**गुडूची च बले द्वे च धात्री च मरिचानि च ।**
**चूर्णं गुडेन संयुक्तं राजयक्ष्मापहं नृणाम् ॥**
**शालिषष्टिकगोधूमवास्तुकं जाङ्गलानि च ।**
**मुद्गांश्च गोपयश्चैव शशकैणकुरङ्गिणाम् ॥**

ગળો, બળબીજ, નાગબળા, આમળાં, મરી, એ ઔષધનું ચૂર્ણ ગોળમાં મેળવીને ખવરાવવાથી મનુષ્યોનો રાજયક્ષ્મા રોગ મટે છે.

## ક્ષયરોગ ઉપર પથ્યાપથ્ય.

**तित्तिरक्रौंचलावानां मांसानि च प्रलेहकान् ।**
**विभोजयेत् क्षीरसर्पिः क्षये वा राजयक्ष्मणि ॥**
**क्षाराम्लकटुकं तीक्ष्णं तैलं सौवीरकं सुरा ।**
**राजिकावर्जिताश्चैते क्षये वा राजयक्ष्मणि ॥**

તેતર, વહીલાં, લાવરાં, એ પક્ષીઓનાં માંસ તથા મધુર અને શીતળ અવલેહ તેમજ દૂધ અને ઘી, એવા પદાર્થો ક્ષયરોગમાં કે

રાજયક્ષ્મા રોગમાં ખવરાવવા. વળી ખારૂં, ખાટું, તીખું, તીક્ષ્ણ, તેલ, સૌવીરક, સુરા, શર્દી, એ પદાર્થો ક્ષયરોગમાં કે રાજયક્ષ્મા રોગમાં વર્જવા જોવા છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने क्षयरोग-
चिकित्सा नाम नवमोऽध्यायः ।

---

## दशमोऽध्यायः ।

---

### आत्रेय उवाच ।

### રક્તપિત્તની ચિકિત્સા.

**अतिघर्मतया वापि तीक्ष्णोष्णकटुसेवनात् ।**
**क्षाराम्लसेवनाद्वापि मद्यपानादिसेवनात् ॥**
**अतिव्यवायाच्छीतेन शुष्कशाकादिसेवनात् ।**
**एतैस्तु कुपितं पित्तं रक्तेन सह मूर्च्छितम् ॥**
**पुत्रस्तु संशयापन्नः पप्रच्छ पितरं पुनः ॥**

**આત્રેય કહેછે.**—અતિશય તાપનું સેવન કરવાથી, અતિશય તીક્ષ્ણ પદાર્થ ખાવાથી, અતિશય ગરમ, તીખા, ખારા, ખાટા, પદાર્થોનું સેવન કરવાથી, મદ્યપાન કરવાથી, અતિશય સ્રીસંગ કરવાથી, અતિશય શીતળતાથી, શાકની સૂકવણીઓ વગેરેનું ઘણું સેવન કરવાથી, અને એવાજ બીજા પદાર્થોનું સેવન કરવાથી પિત્ત બગડીને રક્તની સાથે મળે છે અને તેને બગાડે છે. આ સાંભળીને આત્રેય મુનિના પુત્ર હારીતને સંશય થયો તેથી તે ફરીને પિતાને પૂછવા લાગ્યા.

### हारीत उवाच ।

**कथं पित्तं प्रकुप्तं च केन वापि प्रचाल्यते ।**
**तद्वद्रक्तस्य कुपनं जायते केन हेतुना ॥**
**युगपद् दृश्यते केन कथं वापि प्रवर्तते ।**
**एवं पृष्टो महाचार्यः प्रोवाच मुनिपुङ्गवः ॥**

**હારિત કહેછે.**—પિત્ત કેવી રીતે કોપ પામે છે તથા પિત્તને તેના સ્થાનમાંથી કોણ ચળાવે છે? તેમજ રક્તનું કોપવું કયા હેતુથી થાયછે? રક્ત અને પિત્ત બન્નેનો કોપ એકે વખતે શા કારણથી જોવામાં આવે છે? તથા તે કેવી રીતે પ્રવૃત્ત થાયછે? એવા પુત્રના પ્રશ્ન સાંભળીને મુનિઓમાં શ્રેષ્ઠ એવા મહાચાર્ય આત્રેય મુનિ આ પ્રમાણે બોલ્યા.

## आत्रेय उवाच ।

शृणु प्राज्ञ ! महातेजा चिकित्सागमपारग ! ।
येनैव कुप्यते पित्तं रक्तं तेनैव कुप्यते ॥
तावपि कुपिते कोष्ठे वायुनोदीर्यते भृशम् ।
ऊर्ध्वं च नयते प्राणोऽपानश्चाधः समीरयेत् ॥
मध्ये समानः कुरुते रक्तपित्तस्य कोपनम् ।
एवं युगपत् पित्तं च रक्तेन सह कुप्यति ॥

**આત્રેય કહેછે.**—હે બુદ્ધિમાન, મોટા તેજવાળા તથા ચિકિત્સા શાસ્ત્રને સંપૂર્ણ જાણનારા પુત્ર! સાંભળ; જે કારણોથી પિત્ત કોપે છે તેજ કારણોથી રક્ત પણ કોપે છે. કોઠામાં રહેલાં રક્ત અને પિત્ત બન્ને કોપે છે તેને વાયુ ઉપર કે નીચેની તરફ પ્રેરે છે. પ્રાણવાયુ તેમને ઉપરની તરફ લેઈ જાયછે અને અપાનવાયુ તેમને નીચેની તરફ લેઈ જાયછે. મધ્યમાં સમાનવાયુ તેમને કોપાવે છે. એ રીતે પિત્તસહિત રક્ત એકે કાળે કોપે છે.

### રક્તપિત્તના કોપવાના પ્રકાર.

चतुर्धा दृश्यते कोपो गतिश्चास्य द्विधा मता ।
ऊर्ध्वे श्लेष्मणि संसृष्टं नासास्ये कर्णरन्ध्रयोः ॥
रक्तं प्रवर्तते यस्य साध्यस्तु विजिगीषुणा ।
अधोवातेन संसृष्टं गुदेनापि प्रवर्तते ॥
संज्ञेयं रक्तपित्तं तु कृच्छ्रेण सिद्धिमिच्छति ।
उभाभ्यामधऊर्ध्वाभ्यां वातश्लेष्मणि वर्तते ।
तमसाध्यं विजानीयात् कृच्छ्रेण यदि सिध्यति ॥

एकमार्गं बलवतो नातिवेगं न वोत्थितम् ।
रक्तपित्तं सुखेनापि साध्यं स्यान्निरुपद्रवम् ॥
एकदोषानुगः साध्यो द्विदोषो याप्य उच्यते ।
असाध्यस्तु त्रिदोषेषु रक्तपित्तः प्रवर्तते ॥
ऊर्ध्वगरक्तपित्तेषु विरेकं कारयेत् सुधीः ।
अधोभागगते रक्ते तदास्य वमनं हितम् ॥

રક્તપિત્તનો પ્રકોપ ચાર પ્રકારનો જોવામાં આવેછે અને તેની ગતિ બે પ્રકારની છે. જે રક્તપિત્ત ઉપરના ભાગમાં કોપ પામેછે તે કફ સાથે મળેછે અને નાક, મુખ, તથા કાનનાં છિદ્રદ્વારા બાહાર પડેછે. એવી રીતે ઉપરના દ્વારથી જેને રક્ત પડેછે તે રક્તપિત્તને શમાવવા ઇચ્છનાર વૈદ્યને તે સાધ્ય છે. જે રક્તપિત્ત નીચેને માર્ગે ગુદદ્વારા પ્રવૃત્ત થાયછે તે વાયુથી મળેલું જાણવું. એ રક્તપિત્ત કષ્ટવડે મટાડી શકાય છે માટે તેને કષ્ટસાધ્ય જાણવું. જે રક્તપિત્ત ઉપર અને નીચે બન્ને માર્ગે થઈને પ્રવૃત્ત થતું હોય તેને વાયુ તથા કફ બન્ને સાથે મિશ્ર થયેલું જાણવું. એ રક્તપિત્તને અસાધ્ય જાણવું; અને કદાપિ એવું રક્તપિત્ત મટે તો પણ અત્યંત મેહેનતથીજ મટેછે. જે રક્તપિત્ત ઉપર કે નીચેને એકજ માર્ગેથી પ્રવૃત્ત થતું હોય, તેમજ જે બળવાન પુરૂષને થયું હોય, નવું એટલે થોડા દિવસથી થયું હોય, તેનો વેગ અતિશય હોય નહિ, તથા ઉપદ્રવ રહિત હોય તો એ રક્તપિત્ત સુખે કરીને સાધ્ય કરી શકાય છે. જે રક્તપિત્ત એક દોષયુક્ત હોય તેને સાધ્ય જાણવું; જે બે દોષમુક્ત હોય તેને કષ્ટસાધ્ય અથવા યાપ્ય જાણવું; અને જે ત્રણ દોષ મુક્ત હોય તે રક્તપિત્તને અસાધ્ય જાણવું. જો રક્તપિત્ત ઉપરને માર્ગે એટલે મુખાદિદ્વારા ગતિ કરનારૂં હોય તો ડાહ્યા માણસે રોગીને વિરેચન કરાવવું; અને જો રક્તપિત્ત અધોમાર્ગે એટલે નીચેના દ્વારથી ગતિ કરનારૂં હોય તો રોગીને વમન કરાવવું એ હિતકર છે.

## રક્તપિત્તના ઉપદ્રવ.

रोगक्षीणे स्थविरविकले हीनदौर्बल्यकाये
मन्दाग्निर्वा क्षवथुरथवा पाण्डुता दाहशोषः ।

तृष्णा छर्दिः श्वसनमधृतिर्भक्तविद्वेषमोहौ
हृत्पीडा स्याद् भ्रममथ भवेद्रक्तपित्तोपसर्गात् ॥
अष्टादश इमे प्रोक्ता रक्तपित्त उपद्रवाः ।
उपद्रवैर्विना साध्योऽसाध्यः सोपद्रवस्तथा ॥
रक्तनिष्ठीवनोपेतो रक्तनेत्रो भ्रमातुरः ।
रक्तमूत्रश्च वमतेरस्रपित्ती न जीवति ॥

રોગથી શરીરની ક્ષીણતા થવી; શરીરને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવી; શરીરને વિકળતા ( ખોડખાંપણ ) પ્રાપ્ત થવી; અંગનું હીનપણું; દુર્બળતા; મંદાગ્નિ; છીંક; પાંડુપણું; દાહ; શોષ; તરસ; ઉલટી; શ્વાસ; અધીરતા; ભોજનનો દ્વેષ; મોહ; હૃદયની પીડા; અને ભ્રમ; એવા ઉપદ્રવ રક્તપિત્તને લીધે થાયછે. એ અઢાર રક્તપિત્તના ઉપદ્રવ કહેલા છે. જે રક્તપિત્તમાં ઉપદ્રવ હોય નહિ તેને સાધ્ય જાણવો; અને જેમાં ઉપદ્રવ હોય તેને અસાધ્ય જાણવો. જે રક્તપિત્તવાળાને થુંકતાં લોહી પડતું હોય, તેનાં નેત્ર પણ રક્ત થયાં હોય, જેને ભ્રમ થયો હોય, મૂત્ર પણ રાતું થતું હોય, ઉલટી રાતી થતી હોય, એવો રક્તપિત્તવાળો જીવતો નથી.

## રક્તપિત્તનાં લક્ષણ.

एवं प्रोक्तो निदानार्थस्ततो वक्ष्यामि लक्षणम् ।
सुलक्षणसमायुक्तं रक्तपित्तं सुखावहम् ॥
यस्यारुणं भवति फेनयुतं च वातात्
पित्तातिपीतमथ कृष्णकुसुम्भकाभम् ।
पित्तेन पित्तमिति तं प्रवदन्ति धीराः
सान्द्रं सपाण्डुरनिभं सघनं कफेन ॥

इति रक्तपित्तलक्षणम् ।

એપ્રમાણે રક્તપિત્તના હેતુ અને સંપ્રાપ્તિ વગેરે નિદાનનો અર્થ મેં કહ્યો; હવે હું તેનાં લક્ષણ કહું છું; કેમ કે સારાં લક્ષણે યુક્ત એવો રક્તપિત્ત સુખ ઉપજાવે એવો છે. જે પુરૂષનું રક્તપિત્ત રાતું અને ફીણવાળું હોય તે રક્તપિત્ત વાયુથી થયું છે એમ જાણવું. પિત્તથી

१ मूर्च्छा. प्र० १ ली. २ भेषजम्. प्र० १ ली.

થયેલું રક્તપિત્ત અતિશય પીળું, અથવા કાળું અથવા કસુંબાના જેવા રંગનું હોય છે; પિત્તવડે કેવળ પિળાજ રંગનું રક્તપિત્ત હોય છે એવો પણ કેટલાક ધીર વૈદ્યોનો મત છે. કફથી થયેલું રક્તપિત્ત ઘાડું, શ્વેત અને ઘન હોયછે.

## રક્તપિત્તની ચીકિત્સા.

**क्षीणमांसं कृशं वृद्धं बालं वा ज्वरपीडितम् ।**
**शोषमूर्च्छाभ्रमापन्नमविरिच्यमुपाचरेत् ॥**

જે મનુષ્યનું માંસ ક્ષીણ થઈ ગયું હોય, જેનું શરીર કૃશ હોય, જે શરીરે વૃદ્ધ હોય, જે બાળક હોય, જે જ્વરથી પીડાયલો હોય, જેને શોષ, મૂર્છા, કે ભ્રમ થયો હોય, એવા ઉપદ્રવવાળા રક્તપિત્તની ચિકિત્સા કરવી હોય તો તેને વિરેચન ન આપતાં ચિકિત્સા કરવી.

## ઉર્ધ્વરક્તપિત્તનો ઉપાય.

**निष्पीड्य वा सारसमाददीत क्षौद्रेण खण्डेन युतं च पानम् ।**
**नासास्यकर्णे नयने प्रवृत्तं रक्तं तु शीघ्रं शमतां प्रयाति ॥**

અરડૂસાનાં પાંદડાંને કચરીને તેનો રસ કાઢીને તેમાં મધ તથા સાકર નાખીને પાવાથી જે રક્તપિત્ત નાક, મુખ, કાન, તથા નેત્રને માર્ગે પ્રવૃત્ત થયું હોય તે જલદીથી શમી જાયછે.

## વાસાદિક ક્વાથ.

**वासाकषायोत्पलमृत्प्रियङ्गुरोध्रांजनाम्भोरुहकेसराणि ।**
**पीत्वा समध्वासितया च लिह्यात् पित्तासृजं चैवमुदीर्णमाशु॥**

અરડૂસાનો ક્વાથ મધ તથા સાકર સાથે પીવો. અથવા કમળની રજ, કાંગનાં મૂળ, લોધર, કાળા કમળની કેસર, એ સર્વને મધ અને સાકર સાથે ચાટવું. તેથી રક્તપિત્ત કોપેલું હશે તે શાંત થશે.

## અરડૂસાનો ગુણ.

**प्रविद्यमानेपिच वासकेन कथं नरः सीदति रक्तपित्ते ।**
**क्षये च कासे श्वसनेऽपि यक्ष्मे वैद्याः कथं नातुरमादरन्ति ॥**

---

१ अतिरेचनमाचरेत्. प्र० १ ली.

જો પૃથ્વીપર અરડૂસો હયાત છે, તો પછી મનુષ્ય રક્તપિત્તથી દુ:ખી શા માટે થાયછે? અને વૈદ્યો રોગીઓના ક્ષયરોગ, ખાંસી, શ્વાસ અને રાજક્ષય, એ રોગો ને શા માટે મટાડતા નથી.

**भिषजो भिषजां मातां पुरस्कृत्य क्रियां यदि ।**
**कुर्वन्ति रक्तपित्ते तां क्षये कासे च सिद्धिदा ॥**

વૈદ્યમાતા (અરડૂસો) તેને આગળ કરીને જો વૈદ્યો ક્રિયા કરે અર્થાત્ અરડૂસાનો ઉપયોગ કરે તો રક્તપિત્ત, ક્ષય અને ખાંસી, એ રોગ તે મટાડે.

**वासायां विद्यमानायामाशायां जीवितस्य च ।**
**रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥**

જો અરડૂસો હાજર છે અને જીવવાની આશા પણ અમર છે, તો રક્તપિત્તવાળા, ક્ષયરોગવાળા અને ખાંસીના રોગવાળા શા માટે દુ:ખી થાયછે?

## તાલીસચૂર્ણ.

**तालीसचूर्णं वृषपत्ररसेन युक्तं**
**पेयं च सारघयुतं कफपित्तकासे ।**
**हन्ति भ्रमं श्वसनमाशुतरं शिरोर्तिं**
**भङ्गस्वरे त्वरितमाशु सुखं ददाति ॥**

તાલીસ પત્રનું ચૂર્ણ અરડૂસાનાં પાનાંમાં મેળવીને તેમાં મધ નાખીને પીવું. તેથી કફ તથા પિત્તની ખાંસી, ભ્રમ, શ્વાસ, અને માથાની પીડા જલદીથી મટે છે તેમ જેનો ઘાંટો બેશી ગયો હોય તે રોગવાળાને પણ એ ઔષધથી ઉતાવળે સુખ થાયછે.

## અરડૂસાનો બીજો ક્વાથ.

**आटरूषकमृद्वीकापथ्याक्वाथः सशर्करः ।**
**क्षौद्राढ्यः श्वसनकासरक्तपित्तनिवारणः ॥**

અરડૂસો, દ્રાક્ષ, હરડે, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને તથા મધ નાખીને પીવો. તેથી શ્વાસ, ખાંસી અને રક્તપિત્ત મટે છે.

**छागं पयो वा सुरभीपयो वा चतुर्गुणेनापि जलेन कल्कः ।**
**सशर्करं पानमिदं प्रशस्तं सरक्तपित्तं विनिहन्ति चाशु ॥**

બકરીનું કે ગાયનું દૂધ અથવા પાણી એમાંનું હરકાંઈ ચોગણું લેઈને તેમાં અરડૂસાનાં પાનાંનું કલ્ક કરીને તેમાં સાકર નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે.

## બલાદિ દૂધ.

**बलाश्वदंष्ट्रामलकीफलानि द्राक्षा मधूकं मधुयष्टिकानाम् ।**
**सिद्धं पयःपानमिदं हितं स्यात् पिते सरक्ते मनुजस्य शान्त्यै ॥**

બળબીજ, ગોખરૂ, આમળાં, દ્રાક્ષ, મહુડાં, જેઠીમધ, એ ઔષધો નાખીને સિદ્ધ કરેલું દૂધ પીવાથી રક્તપિત્તવાળાનો રોગ મટીને તેને શાંતિ થાયછે.

## ખદિર વગેરેનું ચૂર્ણ.

**खदिरस्य प्रियङ्गूनां कोविदारस्य शाल्मलेः ।**
**पुष्पं चूर्णं तु मधुना लिहन्नारोग्यमश्नुते ॥**

ખેર, કાંગ, કોવિદાર ( ગરમાળો ) અને શીમળાનાં ફૂલ, એમનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટીને આરોગ્ય થાયછે.

## હરડેનો પ્રયોગ.

**आटरूषकरसेन सप्तधा भाविता च पुनरेव शोषिता ।**
**पिप्पलीमधुसमन्विताऽभया रक्तपित्तमतिदुर्जयं जयेत् ॥**

હરડેનું ચૂર્ણ કરીને તેને અરડૂસાના રસના સાત પટ દેવા. પછી તેને મધ તથા પીપર સાથે ખાવી તેથી ન મટે એવું રક્તપિત્ત પણ મટી શકેછે. કેટલાકને મતે એમ છે કે આખી હરડેને અરડૂસાના રસમાં પલાળી મૂકી પછી સૂકાવા દેવી. એવી રીતે સાત પટ થયા પછી તેનું ચૂર્ણ કરીને મધ પીપર સાથે ખાવાથી ઉક્ત ગુણ આપેછે.

## એલાદિ અવલેહ.

**एलादलानि सहपद्मकनागकेशरै-**
**द्रीक्षा घना च मधुपिप्पलिका समांशा ।**

**एषां समांशसितशर्करयुक्तलेहः**
**खर्जूरिकां समभिहन्ति च रक्तपित्तम् ।**
**दाहं ज्वरार्त्ति श्वसनं च विमोहतृष्णा**
**मूर्च्छां निहन्ति रुधिरं वमिजित् तथैव ॥**

એલચી, તમાલપત્ર, કમળકાકડી, નાગકેસર, દ્રાક્ષ, મોથ, મધ, પીપર, એ સર્વે સમ ભાગે લેઇને તે સઘળાની બરોબર સાકર તેમાં મેળવવી. પછી તેમાં ખજૂર મેળવવું. એ અવલેહ રક્તપિત્તને મટાડેછે. વળી તે દાહને, તાવની પીડાને, શ્વાસને, મોહને, તરસને, મૂર્છાને, લોહીને અને ઉલટીને અટકાવેછે.

## નાસાપ્રવૃત્ત રૂધિરનો ઉપચાર.

**घ्राणे प्रवृत्तं रुधिरं यदि स्यात् तदा घृतेनामलकीफलानि ।**
**तोयेन पिष्ट्वा शिरसि प्रलेपः सरक्तपित्तं सहसा रुणद्धि ॥**

જો નાકમાંથી લોહી વેહેતું હોય તો આમળાંને પાણીમાં ઘસીને તેમાં ઘી મેળવીને માથે લેપ કરવો તેથી રક્તપિત્ત એકદમ અટકેછે.

## દ્રાક્ષારસાદિ ઉપચાર.

**द्राक्षारसं वा घृतशर्कराढ्यं जलं सिताढ्यं च सरक्तपित्ते ।**
**पानेऽथवा चेक्षुरसं सिताढ्यं क्षयं च कासं क्षतजं निहन्ति ॥**

ઘી અને સાકરસહિત દ્રાક્ષનો રસ, અથવા સાકરનું પાણી, અથવા સેરડાનો રસ અને સાકર, એમાંથી હરકોઈ એક ઉપાય ક્ષયને, ખાંસીને, તથા રક્તપિત્તને મટાડે એવો છે.

## હરિતાલિકાદિ નસ્ય.

**नस्यं विदध्यात् हरितालिकाया रसेन वालक्तरसेन वापि ।**
**स्याद् दाडिमस्य प्रसवोद्भवेन रसेन नस्यं रुधिरस्रुतेऽपि ॥**

દરોના વેલાને વાટીને તેનો રસ કાઢીને તેનો નાસ લેવો, અથવા અળતાના રસનો નાસ લેવો, અથવા દાડીમનાં પાંદડાંના રસનો નાસ લેવો. એથી નાકમાંથી પડતું લોહી બંધ થાયછે.

## આમ્રાદિ નસ્ય.

**आम्रास्थिजाम्बोद्भवशर्कराढ्यं नस्यं सिताढ्यं हितकृन्नराणाम् ।
नासाप्रवृत्तं रुधिरं निहन्ति हिक्कासच्छर्दिश्वसनापमर्दि ॥**

કેરીની ગોટલી, જાંબૂડાના ઠલિયાનાં બીજ, એ બેનું ચૂર્ણ કરીને તેમાં સાકરનું ચૂર્ણ મેળવવું. પછી તેને સૂંઘવાથી તે મનુષ્યને ફાયદો કરેછે. નાકમાંથી નીકળતા લોહીને તે બંધ કરેછે તથા હેડકી, ઉલટી અને શ્વાસ એનો નાશ કરેછે.

## પલાંડુ આદિ નસ્ય.

**पलाण्डुपत्रनिर्यासं नस्यं नासास्रजापहम् ।
यष्टीमधुमधुयतं चापि नस्यं पित्तास्रजं जयेत् ॥**

ડુંગળીનાં પાંનાંના રસનો નાસ લેવાથી નાકમાંથી નીકળતું લોહી મટેછે. તથા જેઠીમધનું ચૂર્ણ મધમાં નાખીને તે સૂંઘવા . રક્તપિત્ત મટેછે.

## વાસાદિ પાનક.

**वासापत्ररसं विधाय मतिमान् योज्यानि चेमानि तु
रोध्रं चोत्पलमृत्तिकासमधुकं कुष्टं प्रियङ्ग्वन्वितम् ।
चूर्णं पुष्परसेन पानकमिदं पित्ताश्रयाणां हितं
कासंकामलपाण्डुरोगक्षतजश्वासापमर्दी भवेत् ॥**

અરડૂસાનાં પાંદડાંનો રસ કાઢીને તેમાં બુદ્ધિમાન વૈદ્યે આ ઔષધો નાખવાં; લોધર, કમળની રજ, જેઠીમધ, ઉપલેટ, ઘઉંલા, એ પાંચનું ચૂર્ણ નાખવું. પછી તેમાં મધ નાખીને પીવાથી તે પાનક પિત્તરોગવાળાને ફાયદો આપેછે. વળી ખાંસી, કમળો, પાંડુરોગ, રક્તપિત્ત અને શ્વાસ એ રોગોને તે મટાડેછે.

## દાડિમ પુષ્પાદિ નસ્ય.

**रसो हितो दाडिमपुष्पकस्य तथैव किञ्जल्करसोत्पलस्य ।
लाक्षारसो वा पयसा च नस्यात् घ्राणप्रवृत्तं रुधिरं रुणद्धि ॥**

इति नासाप्रवृत्तरुधिरचिकित्सा ।

જો નાકમાંથી લોહી નીકળતું હોય તો દાડિમનાં ફૂલના રસનો નાસ આપવો. અથવા કમળના મકરંદનો નાસ આપવો. અથવા

લાખના રસમાં દૂધ નાખીને તેનો નાસ આપવો. એ ત્રણમાંથી ગમે તે એક ઉપાયથી નાકમાંથી નીકળતું લોહી બંધ થાયછે.

## મુખમાંથી નીકળતા લોહીની ચિકિત્સા.

यदि वदनपथेऽसृक् वर्तते तस्य कुर्यात्
प्रतिविधिर्विहितः स्याद् वक्ष्यते मानुषस्य ।
भवति न सुखसाध्यं लोहितं मानुषेषु
तदनु युवतियोन्यां रक्तवाहस्त्वसाध्यः ॥

જો મનુષ્યને મોઢામાં થઇને લોહી નીકળતું હોય તો જે વિધિ હવે પછી કહેવામાં આવશે તે કરવો. મનુષ્યને મોઢામાંથી લોહી નીકળતું હોય તે સુખસાધ્ય નથી; અથવા સ્રીને યોનિદ્વારમાંથી લોહી વેહેતું હોય તો તે અસાધ્ય છે.

## મુખરક્તના ઉપાય.

मधु मधुकमुशीरं कञ्जकिञ्जल्कदूर्वा-
रसमिह परिपीतं दाडिमस्य प्रसूतम् ।
मलयजसितकुष्ठं पद्मकं चैलवालं
त्वचमधुकमधूकौ बालकौ द्वौ समन्तात् ॥
समसुरभिपयो वा धावनं तण्डुलानां
परिकलितसमग्रं तुर्यभागेन योज्यम् ।
लघुतरमपि वह्नौ धावितं सिद्धमेव
भवति वदनवृत्ते लोहिते पानमस्य ॥
श्रुतिपथमपि रक्ते वा प्रवृत्ते तु नासं
विहितमपि तदा स्यात् पूरणं कर्णनासे ।
रुधिरमपि रुणद्धि श्वासमाशु क्षतं वा
श्वसितरुधिरच्छर्दिमोहमुन्मादरोगम् ॥

મધ, જેઠીમધ, વાળો, કમળનો પરાગ, દરો, અને દાડીમનાં પાનાં, એ સર્વનો રસ પીવાથી મુખવાટે વેહેનારૂં રક્ત મટેછે.

મલયાગરૂ, ધોળાતલ, ઉપલેટ, પરીકાષ્ટ, એલવાલુક (કપુરકાચલી) તજ, જેઠીમધ, મહુડાં, વીરણવાળો, પીળો વાળો, એ સર્વ ઔષધની

બરોબર ગાયનું દૂધ લેવું તથા તે બરોબર ચોખાનું ધોવરામણ લેવું. પછી ધીમા તાપથી ઉકાળીને ચોથે ભાગે દૂધ રહે ત્યારે ઉતારી ગાળી લેઈને ઠંડુ પાડવું. એ સિદ્ધ થયેલું દૂધ મુખમાર્ગે પડતા લોહીવાળા રોગીને પાવું. જો કાનને માર્ગે અથવા નાકને માર્ગે લોહી પડતું હોય તો કાનમાં કે નાકમાં તે ઔષધનાં ટીપાં નાખવાં. એ ઔષધ લોહીને અટકાવેછે, ખાંસીને મટાડેછે, ઘા વાગવાથી લોહી નીકળતું હોય તેને અટકાવેછે, તેમજ શ્વાસ, લોહીની ઉલટી, મોહ અને ભયંકર ઉન્માદ, એ રોગોને મટાડેછે.

## રક્તપિત્તનો સામાન્ય વિધિ.

**नासाप्रवृत्ते नस्यं स्यान्मुखे पानं विधेयकम् ।**
**कर्णे नेत्रे पूरणं च गुदमार्गे निरूहणम् ॥**
**दाडिमफलत्वचं वा चूर्णं लिह्यात् सितायुतम् ।**
**पद्मकिञ्जल्कचूर्णं वा लिह्याद्वा सितया पुनः ॥**
**सुखप्रवृत्तरुधिरं रुणद्ध्याशु वमिं क्लमम् ।**
**श्वासशोषौ भ्रमं तृष्णां नाशयत्याशु निश्चयम् ॥**

નાકથી રૂધિર પ્રવૃત્ત થતું હોય તો નસ્ય આપવું; મુખથી વેહેતું હોય તો ઔષધ પીવું; કાન કે નેત્રથી વેહેતું હોય તો તેમાં ઔષધ પૂરવું; ગુદમાર્ગે વેહેતું હોય તો નિરૂહબસ્તિ આપવો.

દાડિમના ફળની છાલનું ચૂર્ણ સાકરસાથે ચાટવું. અથવા કમળના પરાગનું ચૂર્ણ સાકર સાથે ચાટવું; તેથી મુખમાર્ગે પ્રવૃત્ત થયેલું રૂધિર અટકે છે; ઉલટી મટેછે અને શ્રમ દૂર થાયછે. વળી શ્વાસ, શોષ, ભ્રમ, તરસ, એ સર્વે રોગ પણ એ ઔષધથી મટેછે એમાં સંદેહ નથી.

## જંબુપલ્લવાદિ.

**जंम्बाम्रपल्लवानि स्युर्हरीतक्या युतानि तु ।**
**मधुशर्करया युक्तमास्यलोहितवारणम् ॥**

જાબૂડાનાં પાંદડાં, આંબાનાં પાંદડાં અને હરડે, એ સર્વેનું કલ્ક મધ અને સાકરસાથે ખાવાથી મુખમાર્ગે નીકળતું રક્ત અટકેછે.

## વટાદિ અવલેહ.

**वटप्रवालान् ककुभस्य नीपजम्बाम्रकाणां खदिरस्य वापि।**
**यथाप्रपन्नो मधुनावलेह आस्यास्रजं वारयते क्षणेन॥**

इति मुखप्रवृत्तरुधिरचिकित्सा।

વડનાં કુમળાં કુમળાં પાંદડાં, સાદડનાં પાંદડાં, કદંબનાં પાંદડાં, જાંબૂડાનાં પાંદડાં, આંબાનાં પાંદડાં, ખેરનાં પાંદડાં, એમાંથી જે મળે તેનાં પાંદડાં લેઇને વાટીને મધ સાથે ચાટવાથી મુખદ્વારા પડતું લોહી ક્ષણમાં બંધ થાયછે.

## શતાવર્યાદિ ઘૃત.

**शतावरी मधुकं बला वसुमती काकोलिका दाडिमा**
**मेदः क्षीरविदारिका च फलिनी स्यात् तिन्तिडीकं बला।**
**सिद्धं गोपयसाज्यकं हितमिदं पाने तथा बस्तिषु**
**योनौ मेढ्रगुदप्रवृत्तरुधिरं हन्यात् सकासक्षयम्॥**

इति शतावरीघृतम्।

શતાવરી, જેઠીમધ, બલબીજ, વસુમતી (ખજૂરી), કાકોલી, દાડિમડી, મેદ (સુગંધી પદાર્થ) શ્વેત ભોંય કોહોળું, ધઉંલા, આંબલી, નાગબળ, એ ઔષધોવડે ગાયનું દૂધ સિદ્ધ કરવું. અને તે દૂધનું ઘી કરવું. અથવા ઉપર કહેલાં ઔષધોનો ક્વાથ કરી તેમાં ગાયનું દૂધ તથા ઘી નાખીને ઘી માત્ર શેષ રહેતાં લગી ઘી પકવવું. એ ઘી પીવામાં તથા બસ્તિ આપવામાં સારૂં છે. યોનિમાંથી રક્ત વેહેતું હોય, અથવા લિંગમાંથી કે ગુદમાંથી રક્ત વેહેતું હોય તેને, તથા ખાંસી સહિત ક્ષયરોગને એ ઘૃત મટાડેછે.

## દ્રાક્ષાદિ ઘૃત.

**मृद्वीका मधुकं विदारि वसुधा नीली समङ्गाफला**
**काकोल्यौ बृहतीयुगं वृषसहामेदा सितं चन्दनम्।**
**जातीपल्लवनिंबपल्लवशिवाश्यामामृताजीवकौ**

१ जातीपल्लवपटोलश्यामामृतासंजीवकौ साभया. प्र० १ ली.

**मेदे द्वे भृगुचन्दनं मधुरसाः श्यामाः समांशास्त्वमी ॥**
**[1]पक्त्वा गोपयसा दधी च तुलितं चाज्यं चतुर्थांशकं**
**मत्स्यण्डी मधुरं च सिद्धमिति चेत् पानं प्रशस्तं नृणाम् ।**
**स्त्रीणां चापि हितं निहन्ति रुधिरं पित्तं गुदे वा भगे**
**मेढ्रे चापि च रोमकूपकपथे वृत्तं निहंत्यस्रजम् ॥**
**एतद् द्राक्षाभिधानं घृतमपि विहितं रक्तपित्ते ज्वरे वा**
**वातासृग्योनिशूले भ्रममदशिरसोन्मादरक्तप्रमेहे ।**
**पित्तासृग्जातकुष्ठे क्षयक्षतरुधिरे राजयक्ष्मघ्न पाण्डौ**
**पानेबस्तौ च नस्ये हितमपि मनुजे क्षाश्रित चात्रिणा च ॥**

इति द्राक्षादिघृतम् ।

દ્રાક્ષ, જેઠીમધ, વિદારીકંદ, ખજૂરી, ગળીનાં મૂળ, મજીઠ, ત્રિફળા, કાકોલી, ક્ષીરકાકોલી, રીંગણી, ભોંયરીંગણી, અરડૂસો, સેવતીગુલાબ, મેદા, સફેદ ચંદન, જાઈનાં પાંદડાં, લીમડાનાં પાંદડાં, હરડે, ધઉંલા, ગળો, જીવક, ઋષભક, મેદા, મહામેદા, ભૃગુચંદન, વરિયાળી, કાળી દરો, એ સર્વે ઔષધો સમ ભાગે લેવાં. પછી તેમને તે સૌની બરોબર ગાયનું દૂધ તથા તેટલુંજ દહીં તથા તેથી ચોથે ભાગે ઘી નાખીને પકવ કરવું. ઘી માત્ર શેષ રહે ત્યારે ઉતારી ગાળી લેવું, એ ઘીને સાકર નાખીને મધુર કરીને પીવાથી પુરૂષોને ફાયદો આપેછે, તેમ સ્ત્રીઓને પણ ફાયદો આપેછે, જો ગુદમાર્ગે કે યોનિમાર્ગે લોહી પડતું હોય તો તે આ ઘી ખાવાથી મટેછે, તેમજ લિંગદ્વારા અથવા રૂવાંટાંનાં છિદ્રમાંથી લોહી નીકળતું હોય તેને પણ આ ઘી અટકાવેછે. આ દ્રાક્ષાઘૃત નામે ઘી રક્તપિત્ત, જ્વર, વાતરક્ત, યોનિશૂળ, ભ્રમ, મદ, માથાના રોગ, ઉન્માદરોગ, રક્તપ્રમેહ, રક્તપિત્તથી થયેલા કોઢ, ક્ષયરોગ, વાગવાથી રૂધિર વેહેતું હોય તે રોગ, રાજક્ષય અને પાંડુરોગ, એ સર્વેને મટાડેછે. વળી તે પીવામાં, બસ્તિ આપવામાં, તથા નસ્ય આપવામાં પણ મનુષ્યને હિતકર છે એમ આત્રેયમુનિએ કહેલું છે.

---

१ पक्त्वा गोपयसा दार्वी तु रुजिनां चास्ये चर्थांशकं. प्र० १ ली.

## કુષ્માંડકાવલેહ.

छर्लिं निष्कृष्य कूष्माण्डखण्डानि प्रतिकल्पयेत् ।
काञ्जिकेन सुधौतानि पुनरेव जलेन तु ॥
पश्चात्क्षीरस्य प्रस्थेन कल्कयेत् पुनरेव च ।
घृतेन पुनरेवैतत् पाचयेत् सुविधानतः ॥
यदा मधुनिभानि स्युस्तदा शर्करया सह ।
निधाय तत्र चेमानि भेषजानि प्रकल्पयेत् ॥
पिप्पलीशृङ्गवेराभ्यां द्वे पले मरिचानि च ।
जीरके द्वे तथा धात्री त्वगेलापत्रकं तथा ॥
पलार्धेन वियुञ्जीयात् चूर्णं तत्र विनिःक्षिपेत् ।
दर्व्या विघट्टयेत् तावत् लेहीभूतं यदा भवेत् ॥
तदा मधुघृतेनापि लिह्यात् ज्ञात्वा बलाबलम् ।
रक्तपित्तं क्षयं कासं कामलं तमकं भ्रमम् ॥
छर्दितृष्णाज्वरश्वासपाण्डुरोगान् क्षतक्षयम् ।
अपस्मारं शिरोऽर्तिं च योनिशूलं च दारुणम् ॥
चिरं योनौ रक्तवाहं मन्दज्वरनिपीडनम् ।
वृद्धोऽपि च युवा कामी वन्ध्या भवति पुत्रिणी ॥
अवीर्यो वीर्यमाप्नोति भवेत् स्त्रीणां प्रियो नरः ।
एष कूष्माण्डको लेहः सर्वरोगनिवारणः ॥

કોળાની છાલ છોલી નાખીને તેના નાના કકડા કરવા. પછી તેને પ્રથમ કાંજીવડે સારી રીતે ધોઈ નાખવા અને પછી પાણીવડે ધોઈ નાખવા. પછી ચોસઠ તોલા દૂધ લેઈને તેમાં તેનું કલ્ક કરવું, પછી તે કલ્ક ઘીમાં નાખીને સારી રીતે તળવું, જ્યારે તે કોહોળું મધના સરખું રાતું થાય ત્યારે તેને નીચે ઉતારી ઠંડુ પડવા દેઈ તેમાં સાકર નાખવી અને પછી નીચે બતાવેલાં ઔષધો નાંખવાં; પીપર અને સુંઠ આઠ તોલા, મરી, જીરૂં, શાહાજીરૂં, આમળાં, તજ, એલચી, તમાલપત્ર, એ દરેક બે બે તોલા નાખવાં, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરીને નાખવું. પછી કડછી વતી તેને એવું હલાવવું કે જેથી તે સઘળું

એકત્ર મળી જાય અને અવલેહ જેવું બને. પછી એ અવલેહને ઘી અને મધ સાથે પોતાના શરીરની શક્તિ જોઇને ચાટવો. એ અવલેહથી રક્તપિત્ત, ક્ષય, ખાંસી, કમળો, તમક નામે શ્વાસ, ભ્રમ, ઉલટી, તરસ, તાવ, શ્વાસ, પાંડુરોગ, ક્ષત, ક્ષય, અપસ્માર, માથાની પીડા, મહા કઠણ એવું યોનિશૂળ, યોનિમાર્ગે ઘણા દિવસથી વેહેતું રક્ત, ઝીણા તાવની પીડા, એ સર્વ મટે છે, વળી આ અવલેહ જો વૃદ્ધ પુરૂપ ચાટે તો તે જુવાન અને કામી થાય; વાંઝણી સ્ત્રી ખાય તો તેને પુત્ર થાય; વીર્ય રહિત પુરૂષ ખાય તો તેને વીર્ય પ્રાપ્ત થાય અને તે પુરૂષ સ્ત્રીને વાહાલો થાય એવો એ કુષ્માંડક નામનો અવલેહ સર્વ રોગને દૂર કરનારો છે.

## બીજો કુષ્માંડાવલેહ.

सुस्विन्नकूष्माण्डकखण्डकानि
पलानि पञ्चाशदथो सितायाः ।
युञ्ज्यात् शते द्वे प्रणिधाय युञ्ज्या
घृतस्य प्रस्थं परिमीतमेव ॥
विज्ञाय पक्वं पुनरेव तत्र
वासाकर्षायं च विमिश्रयेच्च ।
पश्चात् पचेद्य यावत्तु दर्वीलेपो
ज्ञात्वा तु चेमानि पुनर्वियुञ्ज्यात् ॥
धात्री घना भार्गी गन्धत्रयं च
युञ्ज्यात् समस्तानि च कर्षमात्रम् ।
तस्मात्पुनर्मरिचनागरधान्यकानि
एषां पलस्य तुलिता कथितानुमात्रा ॥
श्यामापलाष्टकमिदं विदधीत चूर्णं
संघट्टयेत् सकलमेव पुनस्तु दार्व्या ।
युञ्ज्यात् समं मधुयुतं सकलामयघ्नं

१ कषायाढकं. प्र० १ ली.

कासं ज्वरं क्षतजमाशु निहन्ति हिक्काम् ॥
हृद्रोगपित्तरुधिरं क्षयपीनसं च
पित्ताम्लकं विजयते श्वसनं च मूर्च्छाम् ।
स्त्रीणां हितं भवति बालकवृद्धकेषु
श्रेष्ठं समस्तरुजनाशबलप्रदं च ॥

इति कूष्माण्डावलेहः ।

કોહોળાને છોલીને તેના કકડા કરીને તેને સારી રીતે બાફવા અને એવી રીતે બાફેલા કોહોળાના કકડા બસો તોલા જેટલા લેવા તેમાં આઠસો તોલા સાકર નાખવી અને પાકશાસ્ત્રમાં કહેલી યુક્તિથી તેને ચોસઠ તોલા ઘીમાં પકવવું. એ પકવ થયેલું માલમ પડે એટલે તેમાં અરડૂસાનો ક્વાથ (૨૫૬ તોલા) નાખવો. પછી જ્યાંસુધી કડછીએ ચોટે ત્યાંસુધી તેનો પાક કરવો. પાક થયો એમ નક્કી થાય ત્યારે તેમાં આ ઓષધો મેળવવાં:—આમળાં, મોથ, ભારંગ, તજ, તમાલપત્ર, એલચી, એ સઘળાં એક તોલાપ્રમાણે નાખવાં. મરી, સુંઠ, ધાણા, એ ત્રણ ચાર ચાર તોલાપ્રમાણે નાખવાં. પીપરનું ચૂર્ણ બત્રીસ તોલા નાખવું. પછી તે સર્વને કડછી વતે હલાવીને એકરૂપ કરી દેવું. પછી એ અવલેહને મધ સાથે ખાવો, તેથી આ બધા રોગ મટેછે. ખાંસી, તાવ, લોહીના વિકાર, હેડકીનો રોગ, છાતીનો રોગ, રક્તપિત્ત, ક્ષયરોગ, પીનસરોગ, અમ્લપિત્ત, શ્વાસ, મૂર્છા, એ સર્વ રોગનો તેથી નાશ થાયછે. સ્ત્રીઓને, બાલકને અને વૃદ્ધને એ હિતકારક છે. તથા તમામ પ્રકારની પીડાનો નાશ કરીને બળ આપનારૂં છે,

## ખંડખાદ્ય રસાયન.

शतावरी मुण्डितिकामृता बला फलत्रयं पुष्करमूलभार्गी ।
वृषो बृहत्या खदिरं च मौशली पृथक् पृथक् पञ्चपलैकमात्रया ॥
पक्वं दहेत्तज्जलमष्टमांशं यावद्भवेच्छेषमथैव पूतम् ।
विमूर्च्छितं तत्र निधाय धीमान् पलं तथा द्वादशमाक्षिकेण[1] ॥
तथासुचूर्णस्य च लोहकस्य विघट्टितं खण्डघृतेन तुल्यम् ।

1 माशिकस्प. प्र० १ ली.

देयं पल षोडशकं विधिज्ञो विपाचयेल्लोहमये च पात्रे ॥
गुडेन तुल्योऽपि विभाति यावत् तुगा विडङ्गं मगधा च शुण्ठी।
द्वे जीरके कर्कटकं फलानां त्रिगंधधान्यैर्मरिचं सकेसरम् ॥
पलेन मात्रां विदधीत वै पृथक् सुघट्टितं चूर्णमिदं घृतस्य ।
स्निग्धे कटाहे प्रणिधाय युञ्ज्यात् कर्षप्रमाणं विदधीत चूर्णम् ॥
सक्षीरपानं च कृतं प्रभाते गुरूणि चान्नानि च बृंहणानि ।
भगन्दरादिश्वयथून् निहन्ति पित्ताम्लकं वा श्वसनंच यक्ष्मिणम्
विशोषणं कुष्ठजजां च गुल्मान् बलप्रदं वृष्यतमं प्रदिष्टम् ।
रक्तं सपित्तं सहसा निहन्ति योनिप्रवाहं च सरक्तशूलम् ॥
रक्तातिसारं रुधिरप्रमेहं समेढ्रबस्तौ विहितं नराणाम् ।
सौभाग्यदं कान्तिकरं प्रदिष्टं तेजोजःपुष्टि बलमातनोति ॥

इति खण्डखाद्यं रसायनम् ।

શતાવરી, ગોરખમુંડી, ગળો, બળબીજ, હરડે, બેડાં આમળાં, પુષ્કરમૂળ, ભારંગ, અરડૂસો, રીંગણી, ખેરસાર, કાળીમુશળી, એ પ્રત્યેક ઔષધ વીસ વીસ તોલા લેવું. પછી તે સર્વથી ચાર ગણા પાણીમાં તેને કચરીને નાખીને અષ્ટમાંશ શેષ રહેતાં લગી તેનો ક્વાથ કરવો, અને શેષ રહેલું આઠમા ભાગનું પાણી ગાળી લેવું પછી તેમાં સુવર્ણ-માક્ષિકવડે મારેલું લોઢાનું ચૂર્ણ અડતાળીસ તોલા નાખવું. અને ચોસઠ તોલા સાકર તથા ચોસઠ તોલા ગાયનું ઘી નાખવું. તે સર્વને લોઢાના વાસણમાં નાખીને ઘટ ગોળ જેવો થાય એવો પાક કરવો.* પછી તેમાં જીરૂં, શાહજીરૂં, કાકડાસીંગ, હરડે, બેડાં, આમળાં, તજ, તમાલપત્ર, એલચી, ધાણા, મરી અને કેસર, એ સર્વે ચાર ચાર તોલા લેઇને તેનું ચૂર્ણ કરીને તેમાં નાખવું. પછી સારી રીતે તેને હલાવીને તે સર્વને ઘીના રીઢા વાસણમાં ભરી મૂકવું અને તેમાંથી એક તોલા પ્રમાણે માત્રા સવારમાં ખાવી તથા તે ઉપર દૂધ પીવું, તથા ભારે અને પૌષ્ટિક

* પાક કર્યાપછી તેમાં બત્રીશ તોલાભાર મધ અને તેટલોજ શિલાજિત નાખવો, એમ કહ્યું છે જેમ, "प्रस्थार्धं मधुनो देयं शुभाश्मजतुकस्य च"—भावप्रकाश.

અન્ન ખાવાં. એ ઔષધ ભગંદર વગેરે રોગ, સોજો, અમ્લપિત્ત, શ્વાસ, ક્ષય, એ રોગોનો નાશ કરેછે; કોઢ અને ગુલ્મરોગને મટાડેછે; બળ આપેછે; અત્યંત પુષ્ટિ કરેછે; રક્તપિત્તને એકદમ બેસાડી દેછે; લોહી અને શૂળસહિત યોનિમાંથી નીકળતો પ્રવાહ, રક્તાતિસાર, રક્તપ્રમેહ, લિંગના અને બસ્તિ (પેઢુ)ના રોગ, એ સર્વેમાં એ લોહ મનુષ્યોને વાપરવા જેવું છે. તે સૌભાગ્યને આપનારૂં, કાંતિને વધારનારૂં, તથા તેજ, ઓજ, પુષ્ટિ અને બળને આપનારૂં છે.

## ત્રિફલાદિ અવલેહ.

**रक्तातिसारे च प्रयोजनीयं रक्तप्रवाहे सरुजे सदाहे ।**
**फलत्रिकश्चैव विषा समङ्गा सपर्पटं दाडिमधातुकीनाम् ॥**
**चूर्णं मधुशर्करया समेतं तथैव दध्ना सघृतं सलेहम् ।**
**रक्तातिसारं रुधिरप्रवाहं योनिप्रवाहं सततं स्त्रियश्च ॥**
**निवारयत्याशु हितं नराणां बलातिसारे प्रशमाय योग्यम् ॥**

इति रक्तातिसारचिकित्सा ।

જો અતિસારમાં લોહી વેહેતું હોય, તેમાં પીડા થતી હોય અને દાહ થતો હોય તો નીચેના ઔષધની યોજના કરવી. હરડે, બેડાં, આમળાં, અતિવિખ, મજીઠ, પિત્તપાપડો, દાડિમ, ધાવડીનાં ફૂલ, એ સર્વનું ચૂર્ણ કરીને મધ તથા સાકર સાથે ચાટવું. અથવા ઘી અને દહીંસાથે ચાટવું. તેથી લોહીનો અતિસાર, લોહીનો પ્રવાહ, અને સ્ત્રીઓને નિરંતર યોનિમાંથી લોહી વેહેતું હોય તે રોગ, એ સર્વને આ ઔષધ જલદીથી અટકાવેછે. એ મનુષ્યને હિતકારક છે તથા બાળકોના અતિસારને પણ શમાવનારૂં છે.

## યોનિપ્રવાહનો ઉપાય.

**योनिप्रवाहे मधुकं समङ्गा एलादलं निम्बदलानि पथ्या ।**
**मुस्ता विशाला कटुरोहिणी च कल्को हितो शर्करया युतोऽयम्**
**योनिप्रवाहं विनिवारयेच्च सयोनिशूलं सरुजां तृषार्तिम् ॥**

યોનિમાંથી લોહી વેહેતું હોય તો જેઠીમધ, મજીઠ, એલચી, તમાલપત્ર, (અથવા એલાદલ-ગળીનાં પાંદડાં) લીમડાનાં પાનાં, હરડે, મોથ, ઇદ્રવારણી, કડૂ, એ સર્વનું કલ્ક કરીને સાકરસાથે આપવો એ

હિતકારી છે, તથા વળી યોનિશૂળ, પીડા અને તરસની પીડાસહિત યોનિમાંથી વેહેતા લોહીને અટકાવેછે.

## એલાદિ ક્વાથ.

**एला समङ्गा सहशाल्मलीनां हरीतकी मागधिका समांशा ।**
**क्काथो हितः शर्करया समध्व्या योनिप्रवाहं विनिवारयेच्च ॥**

इति योनिप्रवाहचिकित्सा ।

એળચી, મજીઠ, શીમળાની અંતર્છાલ, હરડે, પીપર, એ સર્વે સમ ભાગે લેઈને તેનો ક્વાથ સાકર તથા મધ સાથે પીનો તેથી યોનિપ્રવાહ મટે છે.

## રક્તપિત્તમાં પથ્યાપથ્ય.

**घर्मातपान्तौ च विदाहि चाम्लं सौवीरकं वा कटुकं कषायम् ।**
**क्षारं सुरा वा परिवर्जनीयं सरक्तपित्ते मनुजे हिताय ॥**
**वास्तूकचिल्ली सुनिषण्णकं च जीवन्तिका वा शतपुष्पिका वा ।**
**शाके हिता रक्तभवे च पित्ते मुद्गस्तथा लोहिततण्डुलाश्च ॥**
**यवगोधूमचणकाः कोशातक्याः पटोलकम् ।**
**मुद्गा माषा हिताश्चैव रक्तपित्तनिवारणे ॥**
**हरिणशशकलावास्तित्तिरास्ते कुलिङ्गाः**
**क्रकरकपिमयूराः क्रौञ्चपारावतानाम् ।**
**पललमनिलपित्तोद्बर्हणं वै हितं चे-**
**द्भवति बलममोघं सत्त्वतेजश्च कान्तिः ॥**

રક્તપિત્તવાળા માણસે તાપ, તડકો સેવવાં નહિ; દાહ કરે એવું તથા ખાટું, સૌવીર અથવા ખાટી કાંજી, તીખું, તુરૂં, ક્ષાર, સુરા, એ સર્વે તજવું. કેમકે રક્તપિત્તવાળાને તે વસ્તુઓ ફાયદાકારક નથી.

*વથુઆનું શાક, ચીલની ભાજી, સુનિષણ્ણક નામે શાક હરણદોડીની ભાજી, સુવાની ભાજી, એ સર્વે શાક રક્તપિત્તવાળાને હિતકર

* વથુઓ અને સુનિષણ્ણક, વગેરે શાક તજવાં, એમ ભાવપ્રકાશમાં લખે છે.

છે. અન્નમાં મગ તથા રાતા ચોખા ફાયદાકારક છે. વળી જવ, ઘઉં, ચણા, ગલકાં, પડવલ, મગ, અડદ, એ સર્વે રક્તપિત્ત મટાડવામાં સારાં છે. હરણ, સસલાં, લાવરાં, તેતર, (કાળી) ચકલી, કળકળીઓ, મોર, વહીલાં, ખબુતર, એ પ્રાણીઓનાં માંસ વાયુ તથા પિત્તને નાશ કરનારાં છે માટે સેવવાં. કેમકે તેથી અપાર બળ, સત્વ, તેજ અને કાંતિ પ્રાપ્ત થાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने रक्तपित्त-
चिकित्सा नाम दशमोऽध्यायः ।

---

## एकादशोऽध्यायः ।

---

### आत्रेय उवाच ।

### અર્શરોગની ચિકિત્સા.

**अथातो वक्ष्यते पुत्र! अर्शसां च चिकित्सितम् ।**
**षट्प्रकारेण ये प्रोक्तास्तेषां च शृणु लक्षणम् ॥**

આત્રેય કહે છે—હે પુત્ર! હવે હું તને અર્શરોગની ચિકિત્સા કહું છું. એ અર્શના ૭ પ્રકાર કહેલા છે, તેમનાં લક્ષણ હું તને કહું તે સાંભળ.

### અર્શના પ્રકાર.

**जाता दोषैस्त्रिभिरपि वातपित्तकफादिकैः ।**
**सन्निपाते चतुर्थः स्यात् पञ्चमो रक्तसम्भवः ॥**
**षष्ठकः सहजो ज्ञेयश्चार्शसां षड्विधो भवः ।**
**एवं च षट्प्रकारेण जायन्ते गुदजा रुजः ॥**

વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા અર્શ ત્રણ પ્રકારના થાય છે. ત્રણે દોષ એકઠા મળવાથી જે અર્શ થાય છે તેને

સન્નિપાતાર્શ કહેછે તે ચોથો પ્રકાર છે. લોહીથી ઉત્પન્ન થનારા અર્શ પાંચમા પ્રકારના અને સહજ એટલે જન્મ સાથેજ ઉત્પન્ન થયેલા અર્શ છઠ્ઠા પ્રકારના છે. એવી રીતે અર્શની ઉત્પત્તિ ૭ પ્રકારથી છે. ગુદા ઉપર ઉત્પન્ન થયેલી અર્શની પીડાના એમ ૭ પ્રકાર જાણવા.

### વાતાર્શના હેતુ તથા સંપ્રાપ્તિ.

अनशनलघुरूक्षाहारसंसेवनेन
कटुलवणविदाहीसेवया वातरोधात् ।
भवति सततविष्ठा विष्टरेणैव हीना
कुपितमरुतवेगादर्शसां भूतिरासीत् ॥
अनशनोपविष्टस्य[1] मलमूत्रावधारणे ।
शीतसंसेवनेनापि गुदजः संप्रकुप्यति
लवणकटुकषायातिक्तसंसेवनेन
अतिलघुतरभोज्याच्छीतलेनानुरोधात् ।
कुपितमनिलनानापानमार्गेष्वपानं
वितरति रुधिरं वा पानमार्गे मरुत्सु ॥

ઉપવાસ કરવાથી, ઓછું ખાવાથી, રૂક્ષ ખાવાથી, કડવું-ખારૂં-દાહ કરે એવું અન્નપાન ખાવા પીવાથી, વાયુનો રોધ થવાથી, નિરંતર વિષ્ઠાવડે મલિન રહેવાથી અથવા વિષ્ઠાનો સંચય થવાથી વાયુ પ્રકોપ પામે છે અને તેના બળથી અર્શની દુઃખકારક ઉત્પત્તિ થાય છે. વળી જે માણસથી ખવાતું નથી તથાપિ ઝાડાની હાજત લાગવાથી તે માટે જે જાય છે, અથવા જે માણસ મળ અને મૂત્રના વેગને રોકે છે, અથવા જે ઠંડા પદાર્થોનું સેવન કરે છે, તેના અર્શ કોપે છે. વળી ખારૂં, તીખું, તુરૂં અને કડવું ખાવા પીવાથી, અતિશય થોડું ખાવાથી, શીતલ પદાર્થનું અતિ સેવન કરવાથી, અને એવાંજ બીજાં કારણોથી અપાનવાયુ કોપે છે અને તેથી અપાનવાયુના જૂદા જૂદા માર્ગમાં વાયુ ફરીને તે અપાન સ્થાનમાં લોહીને આણે છે. એવી રીતે અર્શમાં લોહી ઉત્પન્ન થાય છે.

---

१ अनासनो· प्र० ३ जी.

## પિત્તાર્શના હેતુ.

**कट्वम्ललवणोष्णानि विदाहीनि गुरूणि च ।**
**सेवनानिलतापेन श्रमाध्वयानपीडया ।**
**यानव्यायामदोषाद्वा दुर्नाम पित्तसम्भवः ॥**

તીખા, ખાટા, ખારા, ગરમ, દાહકારક અને ભારે, એવા રસોનું સવન કરવાથી, વાયુ તથા તડકાનું સેવન કરવાથી, અતિ મહેનત કરવાથી, માર્ગમાં ચાલીને વાહનમાં બેશીને મુસાફરી કરવાની પીડાથી, તથા વાહન ઉપર બેશીને કસરત કરવાના દોષથી પિત્તના અર્શ ઉત્પન્ન થાય છે.

## કફાર્શના હેતુ.

**अव्यायामात्स्वप्नशीलादजस्रं शीताद्धान्याद्वातसंसेवनाच्च ।**
**गौल्यात्यम्लात् तैलसंपिच्छलेन दुर्नामा संजायते श्लेष्मरोगात् ।**

શરીરને કસરત ન આપવાથી, આખો દહાડો ઊંઘ ઊંઘ કરવાથી, ઠંડું અન્ન ખાવાથી, ખૂબ પવન ખાવાથી, ગૌલ્ય નામે એક જાતનું મદ્ય પીવાથી, અતિશય ખાટું ખાવાથી, અને તેલથી બનાવેલા ચીકણા પદાર્થો ખાવાથી કફ કોપીને અર્શ (કફના અર્શ) ઉત્પન્ન કરે છે.

## વાતાર્શનાં લક્ષણ.

**शीतत्वतोदं परुषं विनिद्रा गुल्मोदराष्ठीलविषूचिका वा ।**
**शोफोद्भवो कृष्णनखास्य नेत्रे लिङ्गानि वातप्रभवार्शसानाम् ॥**

વાયુ કોપવાથી જે અર્શ થાય છે તે અર્શ ઠંડા હોય છે; તેમાં સોય ઘોચાતી હોય તેવી વેદના થાય છે; તેનો સ્પર્શ કરકરો હોય છે; રોગીને નિદ્રા આવતી નથી; તેને ગોળાનો વ્યાધિ અષ્ઠીલા નામે ગાંઠ, વિસૂચિકા, સોજો, એવા રોગ થાય છે, તથા તેનું મુખ, નખ અને નેત્ર કાળાં પડી જાય છે. વાયુથી ઉપજેલાં અર્શનાં એવાં લક્ષણો જાણવાં.

## પિત્તાર્શનાં લક્ષણ.

**दाहभ्रमौ ज्वरपिपासिशरीरतोदा**
**मूर्च्छारुचिर्नयनदन्तमुखानि यस्य ।**

पीतच्छविर्भवति वा विटभेदनं च
पित्तेन जातगुदजस्य च लक्षणानि ॥

પિત્તથી અર્શ થયા હોય તો શરીરે તથા અર્શની જગોએ દાહ થાય છે, રોગીને ફેર આવે છે, તાવ આવે છે, તરસ લાગે છે, શરીરમાં સોયો ઘોચાતી હોય તેવી વેદના થાય છે, મોહ થાય છે, ખાવાની રૂચિ નાશ પામે છે, નેત્ર, દાંત તથા મુખની કાંતિ પીળી થઈ જાય છે અને ઝાડો નરમ થાય છે. પિત્તથી ઉત્પન્ન થયેલા અર્શનાં એવાં લક્ષણો છે.

## કફાર્શનાં લક્ષણ.

निद्रा च जाड्यघनमन्दरुजा च शोफ-
शूलातिगुल्मगुदभङ्कुरकास्तथा स्युः ।
विड्बन्धतोदमरुचिर्गतिमन्दता च
श्लेष्मोद्भवा गुदरुजः खलु भेषजज्ञाः ॥

કફથી ઉત્પન્ન થયેલા અર્શવાળાને ઊંઘ ઘણી આવે છે, અર્શ જડ, ઘટ્ટ અને થોડી પીડાવાળા હોય છે, શરીરે સોજો માલમ પડે છે, અર્શની જગોએ શૂળ મારે છે, ગુલ્મ થાય છે, ઝાડે ફરતાં ગુદા બહાર નીકળે છે, ઝાડાનો કબજો રહે છે, સોયો ઘોચવા જેવી વેદના થાય છે, રૂચિ નાશ પામે છે અને ગતિ મંદ પડી જાય છે. હે વૈદ્યો! એવાં લક્ષણ કફથી ઉત્પન્ન થયેલા અર્શનાં છે.

## ત્રિદોષાર્શનાં લક્ષણ.

शूलानाहारुचिः कासो हृल्लासो रतितोदता ।
स्कन्धयोर्जाड्यता सर्वेष्वर्शःसु संभवन्ति हि ॥

इत्यर्शोलक्षणम् ।

શૂળ, પેટ ચઢવું, અરૂચિ, ખાંસી, છાતીમાં પીડા, અણગમો, સોયો ઘોચાવા જેવી વેદના, બન્ને ખભાઓનું જડ થવું, એવાં લક્ષણો ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા અર્શમાં થાય છે.

## અર્શની આકૃતિ.

गुदे कण्डूरसृक्स्रावो म्लानास्यं चातिरूक्षता ।
परुषा विषमा दीर्घा वातेन गुदजा मताः ॥

सदाहाश्च विचित्राश्च पीता नीलावभासिकाः ।
लोहितं स्रवते सोष्णं पित्तेन गुदजा मताः ॥
सघनाः कठिना श्वेताः पाकिनो विड्विबंधिनः ।
शीताः कण्डूमतः स्थूलाः कफेन गुदजाः मताः ॥
सदाहाः सरुजः श्यावाः कण्डुशोषश्च जायते ।
स्रवते सततं रक्तं स कण्डूसृग्भवार्शसः ॥
वक्रास्तीक्ष्णाः स्फुटितवदना दीर्घबिम्बीफलाभाः
केचित् सिद्धार्थककणनिभाः कोलखर्जूरकाभाः ।
कर्कन्ध्वाभाः कुरबकसमाः केचिदम्भोजबीजाः
प्रायोऽपाने विहितमनुजे सम्भवश्चार्शसां च ॥

વાયુથી થયેલા અર્શમાં ગુદામાં ચળ આવે છે, તે અર્શમાંથી લોહી નીકળે છે, તેમનું મોઢું કરમાઈ ગયેલું હોય છે, તથા તે અતિ રૂક્ષ હોય છે. વળી તે કરકરા, નાના મોટા તથા વાંકાચૂકાં અને લાંબા હોય છે.

પિત્તથી થયેલા અર્શમાં દાહ થાય છે; તેમનો રંગ પીળો તથા નીલો, તથા વિચિત્ર હોય છે; તેમજ તેમાંથી ગરમ લોહી ઝરે છે.

જે અર્શ ઘન, કઠણ, ધોળા, પાકે એવા, ઠંડા તથા ચેળવાળા હોય છે તેમને કફથી થયેલા અર્શ જાણવા. એ અર્શમાં ઝાડાનો બંધકોષ્ટ થાય છે.

લોહીથી થયેલા અર્શમાં દાહ થાય છે અને પીડા થાય છે; તેમનો રંગ કાળો હોય છે; તેમાં વલૂર આવે છે અને વલૂર્યા પછી લાહે બળે છે; તેમાંથી નિરંતર લોહી ઝર્યા કરે છે તથા વારંવાર ચેળ આવે છે.

વિશેષે કરીને અપાનવાયુ કોપે છે ત્યારે વાંકા, તીક્ષ્ણ, અણીવાળા, ફાટેલાં મોઢાંના, લાંબાં ગિલોડાં જેવા આકારના, સરસવના દાણા જેવા, બોર જેવા, ખજૂરની પેશી જેવા, ચણીઆ બોર જેવા, કુરવકના ફૂલ જેવા, અને કેટલાક કમળકાકડી જેવા અર્શ મનુષ્યોને થાય છે.

## અર્શનાં સ્થાન.

गुदे नासिके कर्णरन्ध्रे मुखे वा
तथा वर्त्म नेत्रान्तरे योनिमध्ये ।

**नराणां भवेच्छेफसि त्वेष रोगो**
**न साध्यः सुखेन क्रिया यत्नतः स्यात् ॥**

ગુદામાં, નાસિકામાં, કાનના છિદ્રમાં, મુખમાં, આંખોની પાપણોમાં, આંખોની વચમાં, યોનિની વચમાં અને લિંગમાં, એવી રીતે પુરુષોને તથા સ્ત્રીઓને અર્શ રોગ થાય છે. એ રોગ સુખસાધ્ય નથી. અર્થાત્ કષ્ટસાધ્ય છે માટે તેનો પ્રતીકાર યત્ને કરીને કરવો.

## અર્શનાં ગુદામાં સ્થાન.

**त्रिवली गुदमध्ये तु बाह्यतोऽभ्यन्तरेषु च ।**
**अर्शसां तु विजानीयात् त्रीणि स्थानानि चैव हि ॥**
**बाह्यतः सुखसाध्यः स्यान्मध्ये कष्टेन सिध्यति ।**
**असाध्योऽन्तर्बली जातो गुदजो भिषजां वर ॥**

ગુદામાં ત્રણ આવર્ત છે. તે આવર્ત પૈકી બાહારના આવર્તમાં, મધ્યના આવર્તમાં, તથા અંદરના આવર્તમાં અર્શ થાય છે માટે અર્શનાં એ ત્રણ સ્થાન જાણવાં જે અર્શ બાહારના આવર્તમાં થાય છે તેમને સુખસાધ્ય જાણવા; જે અર્શ મધ્યના આવર્તમાં થાય છે તેમને કષ્ટસાધ્ય જાણવા; અને હે વૈદ્યોમાં શ્રેષ્ઠ હારીત! જે અર્શ અંદરના આવર્તમાં થાય છે તેને અસાધ્ય જાણવા.

## અર્શની ચિકિત્સાના પ્રકાર.

**प्रलेपवर्तिभिः स्वेदैर्बाह्याः सिध्यन्ति चोत्तमः ।**
**यन्त्रशस्त्रेण मध्यस्तु अन्तर्जाश्चान्तरौषधैः ॥**
**तस्मात् पुत्र ! प्रयत्नेन क्रिया कार्या विजानता ।**
**येनातुरस्य रक्षा स्याद्येन रोगो निवर्तते ॥**

હે ઉત્તમ વૈદ્ય! જે અર્શ બાહારના આવર્ત ઉપર થયા હોય તેમને લેપ કરીને, વાટો મૂકીને તથા સ્વેદ આપીને મટાડવા; મધ્યના આવર્ત ઉપર થયા હોય તેમને મંત્ર કે શસ્ત્રવડે મટાડવા; અને અંદર થયા હોય તેમને અંદર મૂકવાનાં ઔષધોવડે મટાડવા. હે પુત્ર! એ અર્શ એમ ત્રણ પ્રકારની ચિકિત્સાથી મટાડાય છે માટે તેવા ચિકિત્સા-

ના પ્રકાર જાણનાર વૈદ્યે એ રોગ ઉપર ક્રિયા કરવી; તે એવી કે જેથી રોગીનું રક્ષણ થાય તથા રોગ નાશ પામે.

## અર્શરોગના ઉપદ્રવ.

करचरणमुखे वा नाभिमेढ्रे गुदे वा
भवति हि यदि पुंसां शोफशोषौ ज्वरश्च ।
श्वसनतमकच्छर्दिर्मोहहृत्पार्श्वशूलं
कृशमरुचिविबन्धश्चातिसारोपसर्गाः ॥
इत्येवं द्वादशार्शसां संभवन्ति ह्युपद्रवाः ।
उपद्रवैर्विना साध्या न साध्या बहूपद्रवाः ॥

इत्यर्शोपद्रवाः ।

અર્શરોગમાં રોગીને હાથે, પગે, મોઢે, નાભિ ઉપર, લિંગ ઉપર કે ગુદ ઉપર સોજો થાય છે; શોષ થાય છે; તાપ આવે છે, તમક નામે શ્વાસ ઉપજે છે; ઉલટી થાય છે; મોહ થાય છે; છાતીમાં શૂળ આવે છે; પાસાંમાં શૂળ આવે છે; શરીર સૂકાઈ જાય છે; અરૂચિ ઉપજે છે; ઝાડો કબજ થાય છે; અને અતિસાર થાય છે. એવા એવા ઉપદ્રવ અર્શરોગવાળાને થાય છે, માટે એ ઉપર કહ્યા તે બાર અર્શ રોગના ઉપદ્રવ જાણવા. જે અર્શ ઉપદ્રવ વિનાના હોય તે મટાડી શકાય છે, પણ જે અર્શમાં ઘણા ઉપદ્રવ લાગુ થયા હોય તે મટાડી શકાતા નથી.

## અર્શનું અસાધ્યત્વ.

शूलारोचकतृष्णार्त्तश्चातिरक्तप्रवाहवान् ।
शूलशोफातिसारार्तो ध्रुवं नो जीवतेऽर्शसाम् ॥

इत्यर्शोलक्षणानि ।

જે અર્શવાળા રોગીને શૂળ, અરૂચિ, અને તરસની અતિશય પીડા હોય; જેના અર્શમાં અતિશય લોહીનો પ્રવાહ વેહેતો હોય; જેના અર્શમાં શૂળ ધોચાવા જેવી વેદના થતી હોય; જેને સોજો ચઢયો હોય; તથા જે અતિસારથી પીડાતો હોય તે અર્શનો રોગી નિશ્ચય જીવતો નથી.

## અર્શરોગની ક્રિયાઓ.

अतोऽर्शसां प्रवक्ष्यामि क्रियां चैव भिषग्वर! ।
वटका क्षारशस्त्राणि येन संपद्यते सुखम् ॥
अर्शसां च क्रियाः प्रोक्ताश्चार्शोघ्ना बलवर्धनाः ।
पित्तशोणितशमना न च वातप्रकोपनाः ॥
तस्यादौ पाचनं श्रेष्ठं ततो भेषजमाहरेत् ।
पथ्यामृता च धनिका पाने क्काथो गुडान्वितः ॥

इति पाचनक्काथः ।

હે વૈદ્ય શ્રેષ્ઠ! હવે હું અર્શરોગની ક્રિયા કહું છું. ગોળીઓ, ક્ષાર અને શસ્ત્ર, એ ક્રિયાઓમાંથી જેનાવડે રોગીને સુખ ઉપજે તે ક્રિયાઓ અર્શ રોગ ઉપર લાગુ કરવી. બળને વધારનારી તથા અર્શને નાશ કરનારી અને પિત્ત તથા રક્તને શમાવનારી અને વાયુને નહિ કોપાવનારી એવી ક્રિયા અર્શરોગ ઉપર કહેલી છે. અર્શરોગમાં પ્રથમ પાચન ક્વાથ આપવો હિતકર છે તથા તે પછી ઔષધ આપવું એ શ્રેષ્ઠ છે. હરડે, ગળો, અને ધાણા, એ ઔષધોના ક્વાથમાં ગોળ નાખીને તે પીવાથી અર્શનું પાચન થાય છે.

## અર્શપાચક કલ્ક.

दन्ती विडङ्गं मगधा तु धान्या भल्लातकानां तिलकुष्ठयुक्तः ।
संक्षुण्णितो वै पयसापि कल्को निहन्ति पाने गुदजांश्च रोगान् ॥

इति कल्कयोगः ।

દન્તીમૂળ, વાવવિડંગ, પીપર, ધાણા, ભીલામાં, તલ, ઉપલેટ, એ ઔષધીઓને દૂધમાં કચરીને કલ્ક કરવું. એ કલ્ક પીવાથી અર્શરોગ નાશ પામે છે.

## નાગરાદિ કલ્ક.

नागरपिप्पलीबिल्वविडङ्गं दन्ती च सह्यभया त्रिवृता च ।
कल्कमिदं सगुडं प्रतिपाने चार्शसां नाशनकारि नराणाम् ॥

સુંઠ, પીપર, બીલી, વાયવિડંગ, દંતીમૂળ, ષડકચુરો, હરડે, નસો-

તર, એ ઔષધોનું કલ્ક કરીને ગોળસહિત પીવાથી તે મનુષ્યોના અર્શ રોગને નાશ કરે છે.

### પત્રકાદિ ક્વાથ.

**पत्रककेसरशुण्ठीसमैलातुम्बुरुधान्यविडङ्गतिलानाम् ।**
**क्वाथो हरीतकीसर्पिर्गुडेन पीतो निहन्ति गदजानि ॥**

તમાલપત્ર, કેસર, સુંઠ, એલચી, ધાણા, વાવડિંગ, તલ એ ઔષધોનો ક્વાથ હરડે, ઘી, અને ગોળસાથે પીવાથી ગુદા ઉપરના અર્શ મટે છે.

### પિપલ્યાદિ યોગ.

**पिप्पलिकामभयां गुडयुक्तां प्रातर्भवे नरो भक्षति चैताम् ।**
**तस्य गुदे गुदकीलकमाशु हन्ति सकामलपाण्डुजरोगान् ॥**

પિપર અને હરડેના ચૂર્ણને ગોળમાં મેળવીને જે મનુષ્ય સવારમાં નિત્ય ખાય, તો તેની ગુદમાં થયેલા અર્શ મટે છે. વળી કમળો અને પાંડુરોગ પણ એજ ઔષધથી મટે છે.

### વાર્તાક યોગ.

**सुस्विन्नवार्ताकफलस्य तोयं दध्ना सिताह्वासलिलप्लुतेन ।**
**पाने विधेयं गुदकीलकानां क्रिमीन्निहन्यात् क्रिमिजांश्च रोगान्**

વંતાકના ફળને લાવીને સારી રીતે બાફવું અને પછી તેને નીચોવીને પાણી કાઢવું. તેમાં દહીં તથા ધોળી તુળસીનો રસ નાખવો. એ મિશ્રણનું પાન કરવાથી અર્શરોગ, કૃમિ અને કૃમિથી ઉપજેલા રોગ નાશ પામે છે.

### ભલ્લાતક ચતુષ્ટય.

**भल्लातकाः कृष्णतिलाश्च पथ्या चूर्णं गुडेनापि नरस्य सेव्यम् ।**
**हन्यादपाने गुदकीलमेहशूलार्शकासान् विनिहन्ति तस्य ॥**

**इति भल्लातकचतुष्टयम् ।**

ભીલામાં, કાળા તલ, હરડે, એ ત્રણનું ચૂર્ણ ગોળમાં મેળવીને મનુષ્યોએ ખાવું. એથી કરીને ગુદામાં થયેલા ગુદકીલ, પ્રમેહ, શૂળ, અર્શ, ખાંસી એ સર્વે રોગ નાશ પામે છે.

## સૂરણનો પ્રયોગ.

**शूरणकन्दकमर्कदलैस्तु वेष्टितमेव हि कर्दमलिप्तम् ।**
**अप्टमतोऽनलवर्णसमानं तं च ससैन्धवतैलविमिश्रम् ॥**
**भक्षति चार्शविनाशनहेतोर्वातविकाररहितोऽपि नरस्य ।**

સૂરણના કંદને લાવીને તે ઉપર આકડાનાં પાંદડાં વીંટવાં તથા તે ઉપર કાદવ ચોપડવો, પછી અગ્નિમાં તેને મૂકવો, તે ગોળો જ્યારે અગ્નિના જેવો થાય ત્યારે કાઢી લેઈને ઠંડો પાડી ઉપરનાં પાંદડાં વગેરે કાઢી નાખીને બફાયલા સૂરણમાં સિંધવ તથા તેલ મેળવવું. અર્થાત તેલમાં સૂરણના કટકા નાખીને તેમાં સિંધવ નાખીને તે ખાવું. એથી અર્શરોગ મટેછે અને વાયુના રોગવાળાને પણ ફાયદો થાયછે.

## કલ્યાણ લવણ.

**चित्रकपुष्करमूलसठीनां तेषु समांशास्तिला विनियोज्याः ।**
**सूरणकन्दकखण्डसमेतं तेषु समाऽग्निफला च विदध्यात् ॥**
**सैन्धवं तस्य चतुर्गुणकं च भावितमर्कदलेन समस्तम् ।**
**तं च घृतस्य घटे विनिधाय काननगोमयवह्निविपक्कम् ॥**
**क्षारमिदं लवणघृतपक्कं तक्रयुतं प्रतिपानमतोऽपि ।**
**नाशयति गुदकीलककीलान् शूलविसूचिभगन्दरकानि ॥**
**कामलपाण्ड्वानाहविबन्धान् गुल्ममरोचकनाशनकारि ।**
**मूत्रगदगलगण्डक्रिमीणां नाशनभद्रकसैन्धवनामा ॥**

इति कल्याणनामलवणम् ।

ચિત્રો, પુષ્કરમૂળ, પડકચુરો, એ ત્રણમાં સમાન ભાગે તલ નાખવા. તેથી બરોબર સૂરણના કંદના કટકા કરીને નાખવા. તથા તેની બરોબર મોટી માળકાંકણી નાખવી. એ સર્વથી ચાર ગણો સિંધવ નાખવો અને પછી તે સઘળાના ચૂર્ણને આકડાનાં પાંદડાંના રસનો પુટ દેવો. પછી તે સઘળું ચૂર્ણ ઘીના ગાડવામાં ભરીને જંગલનાં અડાયાંના તાપમાં પકવ કરવું. એ રીતે સિંધવ અને ઘીમાં પકવ થયેલું તે ચૂર્ણ ક્ષારરૂપ થાય એટલે તેને છાશથી સાથે પીવું. એ ક્ષારવડે અર્શરોગ, શૂલ, વિસૂચિરોગ, ભગંદર, કમળો, પાંડુરોગ, પેટ ચઢવાનો રોગ, ઝાડાનો

બંધકોશ, ગુલ્મરોગ, અરૂચિ, એ સર્વરોગ નાશ પામેછે. એ ક્ષારને કલ્યાણ લવણ કહેછે અને તે મૂત્રકૃચ્છ્ર તથા કૃમિને પણ નાશ કરેછે.

### ભલ્લાતક વટક.

त्रिकटुकमगधानां मूलचित्रं [1]विडंगं
समतुलितममीषां तुल्यभल्लातकानि ।
सकलमिह समन्तादेकतः संप्रचूर्ण्य
द्विगुणतुलितमात्रं योजनीयो गुडस्तु ॥
सकलमपि विकुट्य स्निग्धभाण्डे निधाय
प्रतिदिनमपि सेव्यं चाक्षमात्रं सुधीरैः ।
गुदजजठररोगं शूलगुल्मान् क्रिमींस्तु
जनयति वडवाग्निं हन्ति पाण्डुं क्षयं वा ॥

इति भल्लातकवटकः ।

સુંઠ, પીપર, મરી, પીપરીમૂળ, ચિત્રો, વાવડિંગ, એ સર્વેની બરાબર ભીલામાં લેઈને એ સર્વને એકઠું ચૂર્ણ કરવું. પછી તેમાં બમણો ગોળ નાખવો. એ સર્વનું એકત્ર કચરીને તેને રીઢા વાસણમા ભરી રાખવું તથા તેમાંથી એક એક તોલાના પ્રમાણમાં લેઈને ધીરજથી દરરોજ ખાવું. એ ઔષધ અર્શરોગને, જઠરરોગને, શૂળરોગને, ગુલ્મને, કૃમિરોગને, પાંડુરોગને અને ક્ષયરોગને નાશ કરેછે તથા વડવાનળની પેઠે જઠરાગ્નિને વધારેછે.

### પ્રાણદ મોદક.

नागरं त्रिफला चैव पलान्त्रींश्च प्रयोजयेत् ।
चतुःपलानि मरिचानां पिप्पलीनां पलद्वयम् ।
पलमेकं तु चव्यस्य योज्यं तत्र भिषग्वरैः ॥
तालीसार्धं पलं देयं पलार्धं पद्मकस्य च ।
जीरकस्य समं मात्रा समेन तुलितो गुडः ॥
सुपक्का सुघना श्यामा पिप्पलीनां शतत्रयम् ।
उलूखले क्षोदयित्वा स्निग्धभाण्डे निधापयेत् ॥

1 त्रिगंधं. प्र० १ ली.

अक्षप्रमाणा गुटिका नराणां प्रातः प्रदेया सकलामयघ्नी ।
निहन्ति चार्शांसि च पाण्डुरोगं हलीमकं कामलकं भ्रमं वा ॥
गुल्मातिसारं च सरक्तपित्तं क्षयं क्षतं चापि तु राजयक्ष्मा ।
जीर्णज्वरारोचकपीनसानां हितो भवेत्प्राणदमोदकोऽयम् ॥

इति प्राणदमोदकः ।

સુંઠ, હરડે, બહેડાં, આમળાં, એ પ્રત્યેક ઔષધ બાર બાર તોલા લેવું; સોળ તોલા મરી લેવાં; આઠ તોલા પીપરો લેવી; ઉત્તમ વૈદ્યોએ તેમાં ચાર તોલા ચવક ઉમેરવાં; તાલીસપત્ર બે તોલા અને પદ્મકાષ્ઠ બે તોલા લેવું; એ સર્વની બરોબર જીરૂં લેવું અને તે સઘળાંની બરોબર ગોળ લેવો. પછી સારી પકવ થયેલી, સારી ધટ્ટ અને કાળી એવી ત્રણસો પીપર લેવી. એ સર્વને ખાંડણીમાં ખાંડીને ઘીના રીઢા વાસણમાં ભરી મૂકવું. પછી તેની એક ગોળી એક તોલા ભારની કરીને રોગીને સવારના પોહોરમાં આપવી તેથી સઘળા રોગ નાશ પામશે. અર્શ, પાંડુરોગ, હલીમક, કમળો, ફેર આવવાનો રોગ, ગુલ્મ, અતિસાર, રક્તપિત્ત, ક્ષય, ક્ષત, રાજક્ષય, જીર્ણજ્વર, અરૂચિ, પીનસ, એ સર્વ રોગને મટાડવામાં આ પ્રાણદા (પ્રાણ આપનાર) મોદક હિતકારક છે.

## કાંકાયન ગુટિકા.

जाजीपिप्पलिमूलकोलमगधापथ्याग्निकं नागराः
सूक्ष्मैला च पलद्वयेऽपि क्रमशः कृत्वा पलैः सैन्धवम् ।
भल्लातक्यफलानि पञ्चशतकं तेन समस्तेन तु
द्विगुणोऽपि पुराणसूरणस्ततः सर्वस्य तुल्यो गुडः ॥
क्षोदित्वा वटकाक्षमात्रमुपयुंजानं विशेषं गुणं
कुर्वत्यर्शोनिवारणं क्षयहरं पुष्टिं नयेत् सुप्रभाम् ।
मन्दाग्नौ वडवासमो भ्रमहरी हृद्रोगपाण्ड्वामय-
शूलानाहभगन्दरामयहरोदावर्त्तनिर्नाशनः ॥
कृतोऽप्यर्शोविकारेऽपि ऋषिणा योगयुक्तिना ।
काङ्कायनेन मतिमन् तेन सौख्यमभीप्सति ॥

इति काङ्कायनगुटिका ।

જીરૂં, પીપરીમૂળ, બોર, પીપર, હરડે, ચિત્રો, સુંઠ, ઝીણી એ-લચી, એ પ્રત્યેક ઔષધ આઠ આઠ તોલા લેવું; સિંધવ ચાર તોલા લેવો; ભીલામાં પાંચસો લેવાં; એ સર્વથી બમણું જૂનું સૂરણ લેવું; અને તે સઘળાંની બરોબર ગોળ લેવો. પાછળ કહેલાં સઘળાં ઔષધને વાટીને તેની ગોળમાં એક તોલાભાર ગોળી કરીને ખાવાથી તે અર્શને મટાડવામાં વિશેષ ગુણ કરે છે. વળી એ ગોળી ક્ષયને મડાડે છે, પુષ્ટિ કરે છે, અને ઉત્તમ કાંતિ આપે છે. જે મનુષ્યનો જઠરાગ્નિ મંદ હોય તેને એ ઔષધ વડવાનલ જેવો કરે છે. ભ્રમરોગને મટાડે છે. હૃદ્રોગ, પાંડુરોગ, શૂળ, પેટ ચડવાનો રોગ, ભગંદર, અને ઉદાવર્ત રોગનો એ ઔષધથી નાશ થાય છે. હે બુદ્ધિમાન્ પુત્ર! કાંકાયન ઋષિએ યોગ-યુક્તિથી અર્શરોગને માટે આ ઉપાય શોધી કાઢયો છે તેથી પ્રાણીઓ સુખની ઇચ્છા રાખી શકે છે.

## લવણોત્તમાદ્ય ચૂર્ણ.

**लवणोत्तमवह्निकलिङ्गयवाच्चिरबिल्वमहत् पिचुमन्दयुतम् ।**
**पिब सप्तदिनं मथिता लुलितं यदि मर्दितुमिच्छसि पायुरुजम् ॥**

इति लवणोत्तमाद्यं चूर्णम् ।

સિંધવ, ચિત્રો, ઇંદ્રજવ, કરંજ, અને બકામ લીંબડાનાં પાંદડાં, એ સર્વને વાટીને છાસમાં ઓગાળીને સાત દિવસ પીવું તેથી અર્શરોગ મટી જાય છે.

## એલાદિ ચૂર્ણ.

**विश्वोपकुल्या मरिचानि केसरं पत्रं त्वगेलाक्रमवर्धितं स्यात् ।**
**चूर्णं हितं शर्करयुक्तमेतत् गुदामयानामुदरार्तिशान्तये ॥**

इत्येलादिचूर्णम् ।

સુંઠ સાત ભાગ, પીપર છ ભાગ, મરી પાંચ ભાગ, નાગકેસર ચાર ભાગ, તમાલપત્ર ત્રણ ભાગ, તજ બે ભાગ, એલચી એક ભાગ, એવી રીતે ઉલટે ક્રમે કરીને એક એક ભાગ વધતો લઈને તેનું ચૂર્ણ

१ वचा. प्र० १ ली.

કરવું. એ ચૂર્ણમાં સાકર મેળવીને ખાવાથી તે અર્શરોગને તથા ઉદર રોગને મટાડવામાં હિતકારક થાય છે.

### ચતુ:સમ મોદક.

**सनागरं पुष्करवृद्धदारुकं गुडेन यो मोदकमत्त्युदारकम् ।**
**अशेषदुर्नामकरोगदारकं करोति वृद्धं सहसैव दारकम् ॥**

इति चतुःसमो मोदकः ।

સુંઠ, પુષ્કરમૂળ વરધારા, અને ગોળ એ ચાર સમાન ભાગે લેઈને તેમની ગોળી એક તોલા ભારની કરીને જે કોઈ ખાય તેના તમામ અર્શના રોગ નાશ પામે, કેમકે એ ઔષધ અર્શરોગ મટાડવામાં ઘણું ઉત્તમ છે તથા તે વૃદ્ધ પુરુષ ખાય તો તેને એકાએક જુવાન બનાવી દે છે.

### ત્રિકટુકાદિ મોદક.

**त्रिकटुकमभयानां पुष्करं चित्रकाणां**
**कृमिरिपुतिलचूर्णं कारयेत् संगुडेन ।**
**उषसि वटकमेकं भक्षयेद्यो मनुष्यो**
**विनिहितगुदरोगं चाग्निवृद्धिं करोति ॥**

इति त्रिकटुकाद्यो मोदकः ।

સુંઠ, પીપર, મરી, હરડે, પુષ્કરમૂળ, ચિત્રો, વાવડિંગ, તલ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેની ગોળની સાથે ગોળી કરવી. એ ગોળી જો મનુષ્ય સવારમાં એક એક ખાય તો તેના તમામ પ્રકારના અર્શરોગ મટેછે તથા તેના જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે.

### મરિચાદ્યો મોદક.

**मरिचं नागरचित्रं सूरणभागोत्तरेण संकुट्य ।**
**सर्वसमो गुडयुक्तो वटको विल्वप्रमाण आसेव्यः ॥**
**विनिहित सकलगुदामयजठरजगुल्माग्निहंति शूलानि ।**
**लोहित पित्तविकारं नुदति नराणां तनोति तनुपुष्टिम् ॥**

इति मरिचाद्यो मोदकः ।

મરી એક ભાગ, સુંઠ બે ભાગ, ચિત્રો ત્રણ ભાગ, સૂરણ ચાર ભાગ, એવી રીતે ક્રમે કરીને વધતા વધતા ભાગ લેઇને તેનું ચૂર્ણ કરવું. પછી તે સર્વની બરોબર ગોળ તેમાં નાખવો, અને તેની એક એક તોલાની ગોળીઓ કરીને ખાવી. એ ગોળીઓ સઘળા પ્રકારના અર્શરોગનો નાશ કરેછે; ઉદરના કે જઠરાગ્નિસંબંધી રોગને પણ નાશ કરેછે; ગુલ્મરોગને મટાડે છે; શૂળને મટાડે છે; મનુષ્યોના રક્તપિત્તને દૂર કરેછે; તથા શરીરે પુષ્ટિ કરેછે.

## સૂરણપિંડ.

**शुष्कः सूरणकन्दो लोहितवर्णेन यो भवेन्मतिमन् ।**
**खंडं खंडं कृतमपि संशुष्कान् षोडशान् भागान् ॥**
**तस्यार्धेन च तुलिता चित्रकशुण्ठी च तत्र संयोज्या ।**
**मरिचस्य चैकभागो गुडेन बद्धस्तु मोदको मनुजैः ॥**
**भक्षित एव हि गुणवान् निहन्ति सकलान् गुदामयान् त्वरितम् ।**
**अग्नेर्दीपनमुक्तं हंति च गुल्मांश्च जठररुजम् ।**

इति सूरणपिण्डः ।

તીખા સૂરણનો કંદ રાતાવર્ણનો હોય તેને લાવવો. પછી હે બુદ્ધિશાળી વૈદ્ય ! તેના નાના કટકા કરીને સૂકવવા અને સૂકાયલા કટકાના સોળ ભાગ લેવા. તેના અર્ધ પ્રમાણમાં એટલે આઠ ભાગ ચિત્રો તથા સુંઠ લેઈને તેમાં મેળવવાં. એક ભાગ મરી તેમાં મેળવવાં. એ સર્વના ચૂર્ણમાં બમણો ગોળ નાખીને તેના લાડુ એક એક તોલાના કરવા. એમાંનો એક એક લાડુ ખાવાથી તે ગુણ આપેછે તથા સઘળા પ્રકારના ગુદાના રોગને જલદીથી નાશ કરેછે. વળી તે જઠરાગ્નિનું ઉદ્દીપન કરેછે અને ગુલ્મ તથા જઠરરોગનો તે નાશ કરેછે.

## ભીમ વટક.

**त्रिफलमगधजानां मूलतालीसपत्रं**
**कृमिरिपुमगधनां पुष्करं चेत् समांशः ।**

---

૧ त्रिसमगत. प्र० १ ली.

मरिचदहनभागश्चैकभागेन शुण्ठी
सकलतुलिततुल्यः सूरणस्यैकभागः ॥
तदनु च पलयुक्तं वृद्धदारैलभृङ्गं
कृतमिह परिचूर्णं द्विगुणो जीर्णखण्डः ।
कृतवटकमुखं तु प्राशते यो मनुष्यो
हरति जठररोगं तस्य चाशु प्रकर्षम् ॥
गुदजरुधिरपित्तं कासमन्दाग्निशूलान्
क्षयतमकहलीमान् कामलांश्च कृमींश्च ।
विदधति बलपुष्टिं दीपयेदाशु चाग्निं
प्रबलयति हुताशं योगराजप्रसिद्धः ॥
योगराजेन युञ्जीत घस्मरेणाप्यगस्तिना ।
अस्य योगस्य योगेन भीमोऽपि बहुभक्षकः ॥

इति भीमवटको नाम ।

હરડે, બહેડાં, આમળાં, પીપરીમૂળ, તાલીસપત્ર, વાયવિડંગ, પીપર, પુષ્કરમૂળ, એ સર્વે સમાન ભાગે લેવાં. મરી અને ચિત્રો મળીને એક ભાગ તથા સુંઠ એક ભાગ લેવી. એ સર્વની બરોબર સૂરણનો એક ભાગ લેવો. પછી વરધારા, એલચી, અને તજ ચાર તોલા લેવાં. પછી એ સર્વનું ચૂર્ણ કરવું તથા તે સર્વથી બમણી જૂની[1] સાકર નાખવી. એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરીને તેની ગોળી કરવી. એ શ્રેષ્ઠ ગોળી જે મનુષ્ય ખાય છે તેનો જઠરરોગ જલદી નાશ પામેછે. વળી અર્શરોગ, રક્તપિત્ત, ખાંસી, મંદાગ્નિ, શૂળ, ક્ષય, તમકરોગ, હલીમક રોગ, કમળો, કૃમિરોગ, એ સર્વ રોગને તે મટાડેછે. તે બળ અને પુષ્ટિ આપે છે; જઠરાગ્નિને તત્કાળ પ્રદિપ્ત કરેછે, તથા તેની વૃદ્ધિ કરેછે. આ યોગ સર્વે યોગનો રાજા છે અને તે પ્રસિદ્ધ છે. આ યોગનું સેવન કરવાથી અગસ્તિમુનિ જે ખાતા તે પચી જતું હતું તથા એજ યોગના સેવનથી ભીમ ઘણું ખાનારો થયો હતો.

---

૧ ‘जीर्णगुडः—જૂનો ગોળ’ એવો પાઠ પણ એક પ્રતમાં છે, પણ તે છેકીને કરેલો છે અને ત્રણે પ્રતોમાં ખંડ શબ્દ છે માટે અમે તે પાઠ રાખ્યો છે.

## ચવ્યાદિ ઘૃત.

चव्यं पाठा त्रिकटु मगधा मूलकस्तुम्बरूणां
बिल्वाजाजीरजनिसुरसापथ्यया सैन्धवं च ।
पिष्ट्वा चैतत् समगविघृतं पाचयेत् सुप्रयुक्तं
पानाभ्यङ्गे हरति गुदजान् वातरोगाश्मरीं च ॥

इति चव्याद्यं घृतम् ।

ચવક, પાહાડમૂળ, સુંઠ, પીપર, મરી, પીપરીમૂળ, ધાણા, બીલી, જીરૂં, હળદર, તુળસી, હરડે, સિંધવ, એ સર્વેને વાટીને તેને ગાયના ઘીમાં નાખીને ઘીને સારી રીતે પકવ કરવું. એ ઘી પીવાથી તથા ચોપડવાથી વાયુનો રોગ અને પથરીનો રોગ મટેછે.

## પિપ્પલ્યાદિ તેલ.

श्यामा कुष्टं मधुकमदनं पुष्करं चित्रकश्च
विल्वं दारु प्रतिविषशताह्वाकलिङ्गासठीनाम् ।
पिष्ट्वा तैलं द्विगुणपयसा पाचितं चानुवासे
चाभ्यङ्गे वा हितमपि गुदव्याधिनिर्नाशहेतोः ॥
वातव्याधिश्रवणरुधिरे कर्णशूलेऽश्मरीणां
जङ्घापृष्टे कटिशिरसि वा वंक्षणे वाततोदे ।
विष्टाबन्धे ग्रहणिगुदजासारके मूढगर्भे
श्रेष्टं तैलं सकलगुदजव्याधिसंदारणे च ॥

इति पिप्पल्याद्यं तैलम् ।

પીપર, ઉપલેટ, જેઠીમધ, મીંઢોળ, પુષ્કરમૂળ, ચિત્રો, બીલી, દેવદાર, કાળું અતિવિખ, સુવા, ઇંદ્રજવ, ષડકચુરો, એ સર્વે ઔષધો વાટીને તેનું કલ્ક કરીને તેલમાં નાખવું તથા તેલથી બમણું દૂધ લેવું. પછી વિધિપ્રમાણે તેલ પકવવું. એ પકવેલું તેલ અનુવાસન બસ્તિ આપવામાં અથવા શરીરે ચોપડવામાં (અર્શઉપર) હિતકારક છે અને તે અર્શના વ્યાધિને નાશ કરનાર છે. વળી એ તેલ વાયુના વ્યાધિને

---

१ मदनारुष्करं च. प्र० ३ जी.

મટાડે છે; કાનમાંથી રૂધિર વેહેતું હોય તેને બંધ કરેછે; કાનના શૂળને અને પથરીને મટાડે છે; જાંઘ, પીઠ, કેડ, માથું કે વંક્ષણમાં વાયુને લીધે તોદ થતો હોય તેને પણ એ દૂર કરેછે. ઝાડો કબજ થયો હોય; ગ્રહણીરોગ થયો હોય, અર્શ થયો હોય અતિસાર થયો હોય કે મૂઢગર્ભ નામનો ગર્ભસંબંધી વ્યાધિ થયો હોય, તો તે સઘળા વ્યાધિઓનો નાશ કરવામાં આ તેલ શ્રેષ્ઠ છે.

## ભીમસેનવટક.

**मुस्ता विश्वविडङ्गचव्यकसठी पथ्या च तेजोवती**
**दन्तीन्द्रा त्रिवृता समांशकपली मात्रा च प्रत्येकशः ।**
**तस्माच्चाष्टपलानि रुष्करमपि षट् वृद्धदारोःपलान्**
**युञ्ज्यात् षोडश सूरणस्य सलिलद्रोणेऽखिलं कल्कितम् ॥**
**पूतं भूयः पचेत् गुडत्रिगुणितं युञ्ज्याद् [illegible]द्धा घनं**
**उद्धृत्य पुनरेव चित्रकत्रिवृत्तेजोवतीसूरणम् ।**
**एलापत्रकनागकेशरलवङ्गानां समं चूर्णितं**
**एषां षोडशभागयोग्यविहितं सर्वेश्च तं चैकतः ॥**
**स्थाप्यं स्निग्धघटे प्रभातसमये स्यादक्षमात्राशनः**
**जीर्णे क्षीरमपि प्रभूतमतिमान् पाने तथा भोजने ।**
**अर्शोपाण्डुभगन्दरग्रहणिकाशोषं कृतं नाशयेत् ।**
**शूलानाहविबन्धगुल्मकफजान्रोगान् जयेत् कामलान् ॥**

इति भीमसेनो नाम वटकः ।

મોથ, સુંઠ, વાયવિડંગ, ચવક, પડકચુરો, હરડે, તેજબળ, દંતીમૂળ, ઇંદ્રવારણું, નસોત્તર, એ સર્વ ઔષધો સમાન ભાગે એટલે ચાર ચાર તોલા લેવાં; બત્રીશ તોલા ભિલાંમાં લેવાં; ચોવીશ તોલા વરધારો લેવો. ચોસઠ તોલા સૂરણ લેવું. એ સર્વનું કલ્ક કરીને ૧૦૨૪ તોલા પાણીમાં નાખીને તેનો ક્વાથ કરવો. ક્વાથ થાય એટલે પાણી ગાળી લઈને તેમાં ત્રણગણો ગોળ નાખીને જ્યાંસુધી ઘાટું થાય ત્યાંસુધી પાક કરવો. પાક થયા પછી તેને નીચે ઉતારીને તેમાં ચિત્રો, નસોત્તર, તેજબળ, સૂરણ, એલચી, તમાલપત્ર, નાગકેસર, લવંગ, એ સર્વે સ-

માન સોળભાગ, લેઈને (દરેક ઔષધ આઠ આઠ તોલા લેઈને) તેનું ચૂર્ણ કરીને નાખવું અને સઘળું હલાવીને એકત્ર કરવું. પછી તેને ઘીના રીઢા વાસણમાં નાખીને સવારમાં એક તોલાની ગોળી કરીને ખાવી. અને તે પચી જાય ત્યારે પુષ્કળ દૂધ પીવું તથા ખાવું. એ ઔષધ અર્શ, પાંડુ, ભગંદર, ગ્રહણીરોગ, શોષરોગ એ સર્વેનો નાશ કરેછે; તથા શૂળ, પેટ ચઢવાનો રોગ, બંધકોશનો રોગ, ગુલ્મ, કફથી થયેલા વ્યાધિ તથા કમળો, એ રોગોને મટાડે છે.

## ભલ્લાતક ગુડ.

भल्लातकानां द्विसहस्रकाणां द्रोणे जले पाच्य पदावशेषम् ।
क्वाथे तु तस्मिन् विपचेद् गुडस्य तुलाप्रमाणं पुनरेव तत्र ॥
भल्लातकानां शतपञ्चकानि तत्रैव संयोज्य फलत्रिकं वा ।
व्योषं यवानीघनसैन्धवानामेलालवङ्गं दलनागकेशरम् ॥
प्रत्येककर्षं तुलितं नियोज्यं संकुस्य तैले घृतभाजने वा ।
स्थाप्यं प्रभाते वटकप्रमाणं भक्षेद् गुडं तत्तु निहन्ति रोगान् ॥
भगन्दरार्शःक्रिमियक्ष्मपाण्डून् गुल्माश्मरीमेहहलीमकं वा ।
सरक्तपित्तं ग्रहणीं निहन्ति करोति पुष्टिं बलमातनोति ॥

इति भल्लातकगुडः ।

બે હજાર ભીલાંમાંને ૧૦૨૪ તોલા પાણીમાં આઠમે ભાગે પાણી બાકી રહે ત્યાંલગી ઉકાળવાં. પછી એ કવાથમાં ૪૦૦ તોલા ગોળ નાખીને ગોળનો પાક કરવો. પછી તેમાં પાંચસો ભીલાંમાંનું ચૂર્ણ નાખવું. અને હરડે, બેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, જવાન, મોથ, સિંધવ, એલચી, લવંગ, તમાલપત્ર, નાગકેસર, એ પ્રત્યેક ઔષધનું ચૂર્ણ એક એક તોલો નાખવું, તથા એકત્ર કરવું. પછી તેને તેલથી કે ઘીથી રીઢા થયેલા વાસણમાં ભરી રાખવું. અને સવારે એક તોલો ગોળ તેમાંથી લેઈને ખાવો, તેથી ભગંદર, અર્શ, કૃમિરોગ, ક્ષયરોગ, પાંડુરોગ, ગુલ્મ, પથરીનો રોગ, પ્રમેહ, હલીમકરોગ, રક્તપિત્ત, અને ગ્રહણી, એ રોગોનો નાશ થાયછે. વળી એ ઔષધ પુષ્ટિ કરેછે અને બળ વધારે છે.

## દ્વિતીય ભલ્લાતક ગુડ.

**दशमूलगुडूचिसठीक्षुरकं सहचित्रकभार्ङ्गिपलेन मितम् ।**
**प्रदिशेत् शतपञ्चकमग्निमुखान् विपचेज्जलद्रोणमितेन ततः ॥**
**गुडजीर्णशतं प्रददेत् क्वथितमवतार्य सुशीतलकं च ततः ।**
**दलकेसरभृङ्गलवङ्गयुतं कृतचूर्णमिदं सकलैकमिति ॥**
**घृतभावितमेकदिनं च पुनर्घृतभाजनके दिनसप्तमिदम् ।**
**स्निग्धघटे विदधीत मनुष्यो दत्तमिदं च गुदामयसङ्घे ॥**
**मोदकमेकमुषासु ग्रसेत् विनिहन्ति गुदामयमेहरुजः ।**
**द्यति कासहलीमककामलकं द्रुतमेव हुताशनदीप्तिकरम् ॥**

इति भल्लातकगुडः ।

દશમૂળ, ગળો, ષડકચુરો, ગોખરૂ, ચિત્રો, ભારંગ, એ સર્વે ચાર-ચાર તોલા લેવાં. તેમાં પાંચસો ભીલાંમાં નાખવાં તથા તે સર્વને ૧૦૨૪ તોલા પાણીમાં પકવ કરવાં. ચતુર્થાંશ ક્વાથ રહે ત્યારે તેને ગાળી લેઇને તે ક્વાથમાં જૂનો ગોળ ૪૦૦ તોલા નાખીને તેનો પાક કરવો. પાક થયા પછી નીચે ઉતારીને સારી પેઠે ઠંડો પડવા દઈ તેમાં તમાલપત્ર, નાગકેસર, તજ, લવંગ, એ ઔષધોનું ચૂર્ણ નાખીને એકત્ર કરવું. પછી તેમાં ઘી નાખીને તેને એક દિવસ રહેવા દેવું અને પછી ઘીના વાસણમાં સાત દિવસ રહેવા દેવું. પછી તેને બાહાર કાઢી હલાવીને રીઢા વાસણમાં ભરી મુકવું. એ ભલ્લાતક ગુડ કહેવાય છે. અને તે અર્શરોગ ઉપર આપવામાં આવે છે. એમાંથી એક તોલાનો એક લાડુ સવારમાં ખાવાથી તે અર્શરોગ, પ્રમેહરોગ, ખાંસી, હલીમક, કમળો, એ સર્વ રોગને મટાડે છે તથા તત્કાળ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે.

## ગોળના પાકની પરીક્ષા.

**न तरेद्यो जले क्षिप्तो जलेनैव विलीयते ।**
**लोलितो लोलतां याति चैष पाको गुडस्य च ॥**

ગોળનો પાક સારો થયો હોય તો તે પાણીમાં નાખવાથી તેમાં

१ फलासहितम्. प्र० १ ली

તરતો નથી તેમ જળમાં ઓગળી જતો નથી; જો તેને પાણીમાં હલાવીને એકત્ર કરવામાં આવે તો તેમ થઈ શકે છે. એવો પાક ગોળનો થયો હોય તો તેને સારો જાણવો.

## ભલ્લાતકાવલેહ.

ग्रन्थिकं चित्रकं मुस्तं चविकं त्रिफलामृता ।
सहदेवी गजकणापामार्गश्च कुठेरकम् ॥
प्रत्येकं चतुःपलिकं कल्को द्रोणाम्भसा सुधीः ।
द्वे सहस्रे समे पुष्टे भल्लातक्याः फलानि तु ॥
पादावशेषे कल्के च लोहचूर्णं तुलार्धकम् ।
क्षिपेत् कुडवद्वयं सर्पिः सर्वं चैकत्र घट्टयेत् ॥
फलत्रिकं तथा व्योषं चित्रकं लवणाष्टकम् ।
विडङ्गानि समांशानि सर्वाणि पलमात्रया ।
चतुःपलं वृद्धदारोर्मुशल्यास्तु चतुःपलान् ।
संशुष्कसूरणं कन्दं चूर्णं चाष्टपलोन्मितम् ॥
संक्षिप्य घट्टयेच्चूर्णमवतार्य सुशीतलम् ।
स्थापितं मधु संयोज्यं कुडवद्वयमात्रया ॥
देयं गुदामये पाण्डौ कल्कमप्रातराशने ।
अर्शांसि ग्रहणीरोगं कामलाराजयक्ष्मणः ॥
गुल्मक्रिमीनश्मरीं च मन्दाग्निं मेहशोणितम् ।
नाशयत्याशु यक्ष्माणं करोति बलमाकृतेः ॥
आयुर्वृद्धिं प्रकुरुते वलीपलितनाशनम् ।
रसायनस्य योगेन नरो नागबलो भवेत् ॥

इति भल्लातकावलेहः ।

પીપરીમૂળ, ચિત્રો, મોથ, ચવક, હરડે, બેડાં આમળાં, ગળો, સહદેવી, ગજપીપર, અઘાડો, બાવચી, એ પ્રત્યેક ઔષધ સોળ સોળ તોલા લઈને તેનું કલ્ક કરીને ૧૦૨૪ તોલા પાણીમાં નાખવું. પછી તેમાં સરખાં અને પુષ્ટ એવાં ભીલામાં બે હજાર ખાંડીને નાખવાં,

१ मूर्वाख्या. प्र० १ ली.

અને તે સર્વને અગ્નિ ઉપર ચડાવીને ઉકાળવું. જ્યારે ચતુર્થાંશ પાણી રહે ત્યારે તે પાણીને ગાળી લેઇને તેમાં ૨૦૦ તોલા લોહચૂર્ણ અને ૩૨ તોલા ઘી નાખવું; તથા તે સર્વને એકઠું હલાવી દેવું. પછી તેમાં હરડે, બહેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, ચિત્રો, સિંધવ, સંચળ, વરાગડુ, કાચલવણ, બિડલવણ, સમુદ્રલવણ, જવખાર, સાજીખાર, વાયવિડંગ, એ પ્રત્યેક ઔષધ સરખે ભાગે એટલે ચાર ચાર તોલા નાખવાં. સોળ તોલા વરધારા અને સોળ તોલા કાળી મુસળીનું ચૂર્ણ નાખવું. તીખા સૂરણના કંદનું સૂકું ચૂર્ણ બત્રીસ તોલા નાખવું. એ સર્વ નાખીને તે અવલેહને સારી રીતે હલાવીને એકત્ર કરવો તથા પછી ચુલાપરથી નીચે ઉતારીને ઠંડો પડવો દેવો. ઠંડો પડ્યા પછી તેમાં બત્રીસ તોલા મધ નાખવું. આ તૈયાર થયેલા અવલેહને રીઢા વાસણમાં ભરી નાખીને દરરોજ સવારમાં બીજું કાંઇ ખાતાં પહેલાં તેમાંથી એક તોલા જેટલી માત્રા લઈને અર્શ રોગવાળાએ ખાવું. એ ખાવાથી બધા પ્રકારના અર્શ, ગ્રહણીરોગ, કમળો, રાજક્ષય, ગુલ્મ, કૃમિરોગ, પથરી, મંદાગ્નિરોગ, પ્રમેહરોગ, લોહીવિકાર, તથા ક્ષય, એ સર્વે રોગોનો નાશ થાય છે અને બળની તથા કાંતિની વૃદ્ધિ થાય છે. વળી આયુષ્યની વૃદ્ધિ થાય છે; વૃદ્ધાવસ્થાને લીધે શરીર ઉપર ત્વચામાં જે કરચલીઓ પડી હોય છે તથા પળિયાં આવ્યાં હોય છે તે પણ મટી જાય છે; તથા એ રસાયનના યોગથી મનુષ્યમાં હાથીના જેટલું બળ આવે છે.

### રક્તાર્શના ઉપાય.

**रक्तार्शसामुपाचारं वक्ष्यामि शृणु पुत्रक ! ।**
**प्रातस्तिलान् भक्षयेच्च नवनीतविमिश्रितान् ॥**
**सितानागर[1]कैर्युक्तं नवनीतं सशर्करम् ।**
**केसरं मातुलुङ्गस्य विडङ्गं शर्करायुतम् ॥**
**भक्षेत् कूष्माण्डकालेहं नवनीतेन शर्कराम् ।**
**एतेन रक्तगुदजान् शमयन्ति विचक्षणाः ॥**

હે પુત્ર! હું તને રક્તાર્શના ઉપાય કહું છું તે સાંભળ. સવારના

1 नागरिका. प्र० ३ जी.

પોહોરમાં માખણ અને તલનું કલ્ક ખાવું. અથવા આવચી, નારીંગ, માખણ અને સાકરયુક્ત કરીને ખાવાં અથવા બીજોરાનો ગર્ભ, વાયવિડંગ અને સાકર ખાવી. કુષ્માંડક અવલેહ નામે અવલેહ પાછળ કહેવામાં આવ્યો છે તે ખાવો. અથવા માખણ સાથે સાકર ખાવી. ઉપર જે ઉપાય કહ્યા તેવડે ડાહ્યા પુરુષો અર્શરોગને મટાડે છે.

### સમંગાદિ કલ્ક.

**समङ्गा शाल्मलीपुष्पं चन्दनं ककुभत्वचम् ।**
**नीलोत्पलमजाक्षीरं पिष्ट्वा पानमसृग्गदान् ॥**

રીસામણી (લાજાળુ), [1]શીમળાનાં ફૂલ, ચંદન, સાદડની છાલ, કાળું કમળ, એ સર્વને બકરીના દૂધમાં વાટીને પીવાથી લોહીથી થયેલા અર્શ મટે છે.

### કુટજાદિ દુગ્ધ.

**कुटजमूलसकेसरमुत्पलं खदिरधातुकिमूलशृतं पयः ।**
**पिबति म्रक्षणयोगमसृग्भवं गुदजनाशनकारि विचारितम् ॥**

इति रक्तार्शश्चिकित्सितम् ।

કમળનું મૂળ, નાગકેસર, કમળ, ખેરસાર, ધાવડીનું મૂળ, એ ઔષધોને કચરીને તેને દૂધમાં નાખીને ઉકાળીને તે દૂધને પીએ; અથવા એ ઔષધોના કલ્કને માખણમાં ચાટે તો તેના રક્તાર્શ મટે છે.

### વર્ત્તિ યોગ.

**कुक्कुटस्य पुरीषं च तथा पारावतस्य च ।**
**ग्रहधूमं च सिद्धार्थं धत्तूरकदलानि च ।**
**काञ्जिकेन च संपिष्य वर्तिं सञ्चारयेद्गुदे ॥**

કૂકડાની હગાર, કબુતરની હગાર, ઘરનો ધૂમાસ, સરસવ, ધંતુરાનાં પાંદડાં, એ સર્વને ખાટી કાંજીમાં વાટીને તેની વર્ત્તિ (વાટ) બનાવવી. એ વાટ ગુદામાં મૂકવાથી અર્શ નાશ પામેછે.

---

૧ શીમળાનાં ફૂળ, ચંદન, અને સાદડની છાલ, એ ત્રણને ઠામે અનુક્રમે મોચરસ, રતાંજલી, લોધર, એ ત્રણ લેવાં એવો પણ કેટલાક વૈદ્યોનો મત છે. તથા બકરીના દૂધમાં વાટવાને બદલે ઉકાળીને તે દૂધ પીવું એવો પણ મત છે.

### સૂરણવર્ત્તી.

**सूरणकन्दकवर्तिर्विधेया चाम्लरसेन घृतेन च लिप्त्वा ।**
**रोगगुदे गुदकीलकमाशु नाशयते गुदजांश्च क्रिमींश्च ॥**

સૂરણનો કંદ વાટીને તેની વર્ત્તિ બનાવવી તથા તેને ખાટી કાંજીમાં બોળીને ઘીનો લેપ કરવો. એ વર્ત્તિ ગુદામાં મૂકવાથી અર્શનો રોગ જે ગુદામાં થયો હોયછે તે તથા કૃમિનો રોગ, એ સર્વે મટે છે.

### હરિદ્રાવર્ત્તિ.

**हरिद्रा मार्कवं कुष्टं गृहधूमं सुवर्चला ।**
**सिद्धार्थकरसश्चैव काञ्जिकेन च पिष्यते ॥**
**मधुना सह वर्तिः स्याद् गुदे सञ्चारिता यदि ।**
**अर्शसां नाशनं चैव करोति सहसा नृणाम् ॥**

इति वर्तियोगः ।

હળદર, ભાંગરો, ઉપલેટ, ઘરનો ધૂમાસ, અળશીનાં બીજ, સરસવનો રસ, એ સર્વને કાંજીમાં વાટીને તેની વાટ બનાવવી. અને તે ઉપર મધ ચોપડીને ગુદામાં મૂકવી. તો તેથી અર્શરોગનો તત્કાળ નાશ થાય છે.

### અર્શ ઉપર શસ્ત્રકર્મ વગેરે.

**यंत्रशस्त्राग्निकर्म च कथितं तत्तु शल्यके ।**
**यथा यन्त्रेण छिद्यन्ते दाहस्तत्र विधेयकः ॥**
**चर्मकीलं तथा छित्त्वा दग्धं क्षारेण धीमता ।**
**पक्वजम्बूसमो वर्णो क्षारदग्धे प्रशस्यते ॥**
**दग्धं वा सूरणक्षारं कदलीनीपपुष्करैः ।**
**पलाशकोकिलाक्षारमपामार्गघृतान्वितम् ॥**
**क्षारदाहे प्रशस्येत नवनीतघृतेन वा ।**

અર્શ ઉપર યંત્રકર્મ, શસ્ત્રકર્મ કે અગ્નિકર્મ કેવી રીતે કરવું એ શલ્યના પ્રકરણમાં કહેલું છે. એવી રીતે કે જો અર્શને યંત્રથી કાપવામાં આવે તો કાપ્યા પછી તેને ડામવા જોઈએ. ચર્મકીલને શસ્ત્રા-

१ मल्ला. प्र० १ ली. २ जीवमुद्गकैः. प्र० १ ली.

દિથી કાપીને પછી બુદ્ધિમાન્ વૈદ્યે ક્ષારથી તેને ડામવા. ક્ષારવડે ડામેલી જગોનો રંગ પાકા જાંબૂડા જેવો થાય તે સારો ગણાય છે. યંત્રથી કાપેલી જગોએ સૂરણનો ક્ષાર અથવા કેળનો ક્ષાર અથવા કદંબ અથવા કમળ અથવા ખાખર અથવા કાંકોલી અથવા અઘાડો, એમાંથી કોઈપણ ઔષધીના ક્ષારથી ડામવું. તથા તે ઉપર ઘી ચોપડવું. ક્ષારથી દગ્ધ કરેલી જગોએ ઘી અથવા માખણ ચોપડવું હિતકારક છે.

### અર્શને ધૂણી દેવાનો પ્રકાર.

**कुष्टं पथ्या तथा निम्बपत्राणि च मनःशिला ॥**
**तस्मान्मधु घृतं मिश्रं निर्धूमाङ्गारके क्षिपेत् ।**
**धूपयेद् गुदजांस्तेन यथा सम्पद्यते सुखम् ॥**

ઉપલેટ, હરડે, લીંબડાનાં પાંદડાં, મનશીલ, મધ અને ઘી, એ સર્વને એકત્ર કરીને ધૂમાડા વગરના અંગારા ઉપર નાખવું તથા અર્શરોગવાળાએ અર્શને ધૂમાડો લાગે એવી રીતે બેસવું અને ધૂણી લેવી. તેથી અર્શ મટે છે અને સુખ થાયછે.

### મનશીલ વગેરેનો ધૂપ.

**मनःशिला सनागरं सगुग्गुलं ससार्षपम् ।**
**सदेवदारु पौष्करं विशल्यसर्जिकै रसम् ॥**
**घृतेन धूपयेद् गुदं गुदामयं भगन्दरम् ।**
**निहन्ति दुष्टपीनसं व्रणं सपूयगन्धिकम् ॥**

મનશિલ, સુંઠ, ગુગળ, સરસવ, દેવદાર, પુષ્કરમૂળ, વિશલ્યા, રાળ, એ ઔષધોમાં ઘી મેળવીને ગુદાએ ધૂમાડો દેવો. એથી ગુદાનો અર્શરોગ, ભગંદર, પીનસ અને ગંધાતું તથા પરૂવાળું વ્રણ, એ સર્વે મટે છે.

### નિર્ગુડી વગેરેનો ધૂપ.

**निर्गुण्डीदलनिम्बपत्रहरितालं सार्षपं चूर्णकं**
**देवाह्वं घृतशर्करामधुयुतं धूपं भगंदारके ।**
**दुर्नामे सरुजे व्रणे च विषमे दुष्टे विसर्पेषु च**
**पामापीनसकासनाशनकरो धूपो ग्रहोच्छेदनः ॥**

નગોડનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, હરતાલ, સરસવતું ચૂર્ણ, દેવદાર,

એ ઔષધોનો ધૂપ બનાવીને તેમાં ઘી, સાકર અને મધ મેળવીને તેનો ધૂમાડો આપવાથી ભગંદર, અર્શ, પીડાવાળું વ્રણ, વિષમ અને દુષ્ટ એવો વીસર્પરોગ, ખસ, પીનસ અને ખાંસી, એ સર્વ રોગનો નાશ થાયછે. વળી એ ધૂપ સ્કંદાદિ ગ્રહપીડાનો પણ નાશ કરે છે.

### અર્શરોગ ઉપર પથ્ય.

**एवं क्रियाविधिः प्रोक्तश्चातः पथ्यानि मे शृणु ।**
**शालिषष्टिकमुद्गाश्च कुलत्थाढक्यवास्तुकम् ।**
**चिल्ली च शतपुष्पा च कूष्माण्डकपटोलकम् ॥**
**कारवेल्लं च तुण्डीरं सूरणो राजिकार्जकम् ।**
**गुडस्तक्रं घृतं चैतत् प्रशस्यन्तेऽर्शसां सदा ॥**
**शूकरः शल्लकी गोधा मूषको वा सरीसृपाः ।**
**लावतित्तिरिवार्ताका मांसानि कथितानि च ॥**
**वल्लूरमत्स्यदधिपिच्छलतैलबिल्व-**
**वार्ताकभोजनमतिप्रतिवर्जनीयम् ।**
**निद्राहृतिर्निशि दिवा शयनं च शीतं**
**शीतान्नमेव परिवर्जितमादरेण ॥**

અર્શરોગ મટાડવાને જે ક્રિયા કરવી જોઇએ તેનો વિધિ ઉપર પ્રમાણે કહ્યો; હવે તેનાં પથ્ય હું કહું તે સાંભળો. સાઠી ચોખા, મગ, કળથી, તુવર, વથુઆનું શાક, ચીલની ભાજી, સુવાની ભાજી, કોહોલાનું શાક, પરવળનું શાક, કારેલાનું શાક, ગિલેડાનું શાક, સૂરણ, રાઇ, બાવચી, ગોળ, છાશ, ઘી, એટલા પદાર્થો અર્શરોગવાળાને હિતકારક છે. ભૂંડ, શાહુડી, ઘો, ઉંદર, બીજા પેટે ચાલનારા પ્રાણી, લાવરાં, તેતર, ચકલાં, એ પ્રાણીઓનાં માંસ અર્શવાળાને હિતકારક છે. સૂકું માંસ, માંછલાં, દહીં, પિચ્છાવાળા (ચીકણા) પદાર્થો, તેલ, બીલી, વંત્તાક, અને અતિ ભોજન, એટલાં વાનાં અર્શવાળાએ તજવાં. રાત્રે ઉજાગરો, દિવસે શયન (ઊંઘવું), ઠંડા પદાર્થો અને ઠંડું અન્ન, એટલાં વાનાં અર્શવાળાએ યત્ને કરીને છોડી દેવાં.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने अर्शश्चिकित्सा नाम एकादशोऽध्यायः ।



# द्वादशोऽध्यायः ।



## आत्रेय उवाच ।

### કાસરોગની ચિકિત્સા.

अथ वक्ष्यामि कासानां निदानं सचिकित्सितम् ।
औषधान्नविहाराणि शृणु पुत्र! महामते ! ॥

**આત્રેય કહેછે.**—હે મોટી બુદ્ધિવાળા પુત્ર! સાંભળ. હવે હું કાસ એટલે ખાંસીના રોગનું નિદાન તથા તેની ચિકિત્સા તથા તે રોગવાળાએ કેવાં ઔષધ, અન્ન, તથા વિહારનું સેવન કરવું તે કહું છું.

### કાસરોગના હેતુ.

हास्याट्टहास्यरजसश्च तथैव रोधात्
व्यायामधूमक्षवथोः प्रतिरोधनाच्च ।
पानान्नरूक्षविपथोद्गतशीतसेव्यात्
संजायतेऽपि मनुजां प्रतिधाम[1] कासः ॥
संसेवनान्मधुरपिच्छिलजागरेण
स्वप्नैर्दिवातिदधिगौल्यगुडाशनेन ।
संजायते बदरतैलमथाल्पकन्दै-
र्मद्येन वा भवति संजननं कफस्य ॥

હસવાથી તથા મોટેથી હસવાથી, ઉડતી રજ ગળામાં જવાવડે શ્વાસ રોકાવાથી, અતિ કસરતથી, છીંકના વેગને અટકાવવાથી, રૂક્ષ અન્નપાનથી, અન્નપાન ઉલટે માર્ગે (શ્વાસ નાળ વગેરેમાં) જવાથી અને ઠંડા પદાર્થના અતિ સેવનથી મનુષ્યને ખાંસી ઉત્પન્ન થાય છે. વળી મધુર અને પિચ્છાવાળા પદાર્થો ખાવાથી, ઉજાગરાથી, દિવસે ઊંઘવાથી, અતિશય દહીં, ગૌલ્ય નામનું મદ્ય અથવા ગોળ ખાવાથી, બોર, તેલ અથવા શકરિયાં વગેરે નાના કંદ ખાવાથી, અથવા મદ્યથી કફ ઉત્પન્ન થાય છે.

---

१ प्रतिधासि. प्र० ३ जी.

## ખાંસીની સંપ્રાપ્તિ.

**उदान ऊर्ध्वगतिवैपरीत्यात् कफेन प्राणानुगतेन दीर्घः ।
हृदो निरेत्य कफवातकण्ठे करोति तेनापि च कासमंज्ञा ॥**

ઉદાનવાયુ ઉલટી ગતિ કરીને ઊંચે ચઢે છે અને કફ તથા પ્રાણવાયુની સાથે મળીને લાંબો થાય છે. એવી રીતે ઉદાનવાયુ હૃદયમાંથી નીકળીને કફ તથા વાયુને ઉત્પન્ન કરે છે તેથી તેનું નામ કાસ અથવા ખાંસી એવું પડે છે.

## ખાંસીના પ્રકાર.

**कासाश्चाष्टौ समुद्दिष्टाः क्षतजोऽन्यः प्रकीर्तितः ।
वातिकः पैत्तिकश्चैव श्लैष्मिकः सान्निपातिकः ॥
वातपित्तसमुद्भूतः श्लेष्मपित्तसमुद्भवः ।
सप्तमो लोहितेनात्र चाष्टमो जायते क्षयात् ॥
न वातेन विना श्वासः कासो न श्लेष्मणा विना ।
न रक्तेन विना पित्तं न पित्तरहितः क्षयः ॥
कथितः सम्भवश्चास्यश्चातो वक्ष्यामि लक्षणम् ।
येन संलक्ष्यते नृणां कासश्चाष्टविधः परः ॥**

ખાંસી આઠ પ્રકારની છે. તથા ક્ષતજ એટલે છાતીમાં ચાંદી પડવાથી કે વાગાથી થયેલો કાસ નવમા પ્રકારનો છે. (એને ઉરઃક્ષત કાસ કહે છે). ૧ વાયુની ખાંસી, ૨ પિત્તની ખાંસી, ૩ કફની ખાંસી, ૪ સન્નિપાતની ખાંસી, ૫ વાતપિત્તની ખાંસી, ૬ કફપિત્તની ખાંસી, ૭ રક્તની ખાંસી, ૮ ક્ષયની ખાંસી, એવી આઠ પ્રકારની ખાંસી છે. વાયુ વગર શ્વાસ ઉપજતો નથી, અને કફ વિના ઉધરસ થતી નથી; તેમજ લોહી વગર પિત્ત હોતું નથી કે પિત્ત વગર ક્ષય હોતો નથી. અર્થાત્ વાયુનો બિગાડ શ્વાસને, કફનો બિગાડ ઉધરસને, લોહીનો બિગાડ પિત્તરોગને, અને પિત્તનો બિગાડ ક્ષયરોગને ઉત્પન્ન કરવાના હેતુ છે, એવી રીતે ખાંસીઓ કેમ ઉત્પન્ન થાય છે તે મેં તને કહ્યું; હવે તેનાં લક્ષણ તને કહું છું કે જેથી મનુષ્યોને થયેલો આઠ પ્રકારનો તથા બીજો નવમા પ્રકારનો ખાંસીનો રોગ સમજવામાં આવશે.

## વાતકાસનું લક્ષણ.

**क्षीणेन्द्रियः पार्श्वरुजोऽतिवेगः शूकावृतो वै गलके च कंडूः ।**
**निद्राहृतिर्भिन्नरवो मनुष्यो वातेन कासस्य भवेत् प्रकाशः ॥**

इति वातकासलक्षणम् ।

વાયુથી ખાંસી થઇ હોય તો રોગીની ઇંદ્રિયોની શક્તિઓ ક્ષીણ થઈ જાયછે. પાસાંમાં પીડા થાયછે; ખાંસીનો વેગ ઘણો હોયછે; ગળામાં સુંખળાં જેવો કફ ભરાયછે અને તેથી ખેળ આવે છે; ઊંઘ જતી રહેછે; મનુષ્યોનો સ્વર ખોખરો થઈ જાયછે. એ લક્ષણો ઉપરથી વાયુની ખાંસી સમજવામાં આવે છે.

## પિત્તકાસનું લક્ષણ.

**कण्ठे विदाहो ज्वरशोषमूर्च्छातृष्णाभ्रमः पित्तभवे च कासे ।**
**आस्ये कटुत्वं च शिरोऽर्तिपीतं निष्ठीवनं पीतनखानि नेत्रे ॥**

इति पित्तकासलक्षणम् ।

પિત્તની ખાંસી થઇ હોય ત્યારે રોગીના ગળામાં અગન બળેછે; તાવ આવે છે; શોષ પડેછે; મૂર્છા થાયછે; તરસ લાગે છે; ફેર આવે છે; મોઢું તીખું થઈ જાયછે; માથામાં પીડા થાયછે; પીળા ગળફા પડેછે; તથા નખ અને આંખો પીળી થઈ જાયછે.

## કફની ખાંસીનું લક્ષણ.

**जाड्यं वमिः पाण्डुभवं च कासं निष्ठीवते यः सघनं कफं वा ।**
**भक्तारुचिर्वा कफपूर्णदेहे घनः स्वरः श्लेष्मभवे च कासे ॥**

इति श्लेष्मभवकासलक्षणम् ।

શરીરમાં જડતા ઉપજે છે; ઉલટી થાયછે; પાંડુ રોગના જેવું શરીર ધોળું થઈ જાયછે; ખાંસીમાં જાડો અને કફવાળો ગળફો પડેછે; ખાવાની રૂચિ નાશ પામે છે; શરીર કફથી ભરાયલું રહેછે; અને સ્વર જાડો થાયછે. એ લક્ષણો કફથી ઉત્પન્ન થયેલી ખાંસીનાં છે.

## ત્રિદોષ ખાંસીનું લક્ષણ.

**कण्डूदाहश्वासच्छर्दिशोषारोचकपीडिताः ।**
**शिरोऽर्तिशोफहृल्लासः कासे त्रिदोषसम्भवे ॥**

ગળામાં ચેળ, દાહ, શ્વાસ, ઉલટી, શોષ, અરૂચિ, એવા ઉપદ્રવોથી રોગીઓ પીડિત થાયછે તથા માથામાં પીડા, સોજો, છાતીમાં દરદ એવાં ચિન્હ થાયછે, તે ઉપરથી ત્રિદોષની ખાંસી સમજવી.

## વાતપિત્ત ખાંસીનું લક્ષણ.

**कंठे कण्डूः पिपासा च कुक्षिशूलो विनिद्रता ।**
**शुष्ककासः पिपासा च वातपित्तोद्भवः कफः ॥**

ગળામાં ચેળ, તરસ, કૂખમાં શૂળ, ઊંઘનો નાશ, સૂકી ખાંસી, *તરસ, એ લક્ષણો વાયુ તથા પિત્તથી ઉપજેલી ખાંસીનાં છે.

## પિત્તકફ ખાંસીનું લક્ષણ.

**धूमगन्धः पीतवर्णोऽक्षिप्रपाकी सरक्तकः ।**
**रक्तनेत्रः पिपासाढ्यः पित्तश्लेष्मान्वितः कफः ॥**

જે ખાંસીનો ગંધ ધૂમાડા જેવો હોય, જેના ગળફાનો રંગ પીળો હોય તથા તેમાં લોહી મળેલું છે એમ જણાય, જે ખાંસી જલદી પાકે નહિ, જેથી રોગીનાં નેત્ર લાલ થઇજાય તથા રોગીને તરસ લાગે તે ખાંસી પિત્તકફની જાણવી.

## ક્ષતથી થયેલી ખાંસીનું નિદાન.

**व्यवायातिप्रसङ्गेन वेगरुद्धाभिघाततः ।**
**भारोद्धरणपातेन जायते क्षतजः कफः ॥**
**तेन हृदि व्यथा रूक्षं कासते च सशोणितम् ।**
**श्वासः संक्षीयते गात्रं दीनो मन्दज्वरातुरः ॥**
**वेपते पर्वभेदश्च मोहभ्रमनिपीडितः ।**
**एवं क्षतजनिर्दिष्टो नृणां प्राणापहारकः ॥**

इति क्षतजकासलक्षणम् ।

અતિશય સ્ત્રીસંગ કરવાથી, મળમૂત્ર વગેરેના વેગને રોકવાથી,

* આ શ્લોકમાં 'પિપાસા' શબ્દની પુનરૂક્તિ જણાય છે તે લેખક પ્રમાદ હશે એમ લાગે છે પણ ત્રણે પ્રતોમાં તેવોજ પાઠ હોવાથી તે પાઠ કાયમ રાખ્યો છે.

વાગવાથી, તથા ભાર ઉંચકીને ચાલવાથી, છાતીમાં ચાંદી પડે છે અને તેથી ઉધરસ થાયછે. ક્ષત કે ચાંદીથી ઉધરસ થાય છે ત્યારે છાતીમાં પીડા થાયછે. લૂખી ઉધરસ આવે છે તથા વખતે ઉધરસની સાથે લોહી પડેછે, શ્વાસ ચડે છે, અંગ ગળે છે, દીનપણું પ્રાપ્ત થાયછે તથા ઝીણો તાવ આવે છે. શરીર કંપે છે, સાંધાઓ ફાટી જતા હોય તેવી વેદના થાય છે, મૂર્છા થાય છે, અને ફેર આવે છે. એવાં લક્ષણવાળો કાસ ક્ષતથી થયેલો જાણવો. એ કાસ જે મનુષ્યને થયો હોય તેના તે પ્રાણ લેછે.

## રક્તકાસનું લક્ષણ.

**अत्यायासात्क्षतात्क्षीणात्संतापाद्रूक्षभोजनात् ।**
**पतनाघातयोगेन जायते रक्तजः कफः ॥**
**विस्रगन्धास्यहृच्छूलदीनो वै विकलेन्द्रियः ।**
**रक्तनिष्ठीवनोपेतः सश्वासोपि मदातुरः ॥**
**क्षीयते सततं गात्रं मोहस्तृष्णा च जायते ।**
**इत्येतैर्लक्षणैर्युक्तं रक्तकासं विनिर्दिशेत् ॥**

इति रक्तकासलक्षणम् ।

જે માણસ અતિશય શ્રમ કરે છે, જેની છાતીમાં ક્ષત થયું હોય છે, જે ધાતુક્ષય થવાથી ક્ષીણ થઈ ગયો હોયછે, જે અતિઘણો સંતાપ કરેછે, જે રૂક્ષ ભોજન કરેછે તથા જે પડવાથી પછડાય છે, તેને રક્તથી ઉત્પન્ન થયેલી ઉધરસ થાયછે. તે માણસના મુખનો વાસ કોહોવાણ જેવો આવેછે, તેની છાતીમાં શૂળ થાયછે, તેની આકૃતિ દીન કે ઉત્સાહ વગરની હોયછે, તેની ઇંદ્રિયોની શક્તિ ઘટી જવા લાગે છે, તેને ગળફે લોહી પડેછે, બોલતાં ચાલતાં શ્વાસ ચડે છે અને અમથો બેઠો હોય ત્યારે પણ હાંફ્યા કરેછે, તેણે કેફ કરી હોય તેમ તે ઘેરાયલો રહેછે, તેનું શરીર રાતદિવસ ઘટતું જાય છે, તેને મૂર્છા આવે છે અને તરસ લાગે છે. એવાં એવાં લક્ષણો ઉપરથી વૈદ્યે જાણવું કે એ રોગીને રક્તકાસ અથવા લોહીની ઉધરસ થયેલી છે.

## ક્ષયકાસનું લક્ષણ.

**अथ क्षयानुमानेन लक्ष्यते कासलक्षणम् ।**
**पाण्डुरोगे तथा यक्ष्मे गुल्मे वापि क्षतक्षये ॥**

**शोफार्शसोः प्रतिश्याये चावश्यं काससम्भवः ।**
**एतेषां चानुमानेन कासं संलक्षयेद्भृशम् ॥**

ક્ષયરોગનાં ચિન્હ જે ખાંસીમાં હોય તેને ક્ષયની ઉધરસ જાણવી. અર્થાત્ ક્ષયરોગવાળાને થયેલી ખાંસી તે ક્ષયકાસ કહેવાય છે. તેમજ પાંડુરોગમાં, રાજક્ષયમાં, ગુલ્મમાં, ઉરઃક્ષત ક્ષયમાં, સોજાના રોગમાં, અર્શરોગમાં અને સલેખમમાં અવશ્ય ખાંસી ઉત્પન્ન થાયછે. માટે તે તે રોગમાં જે જે દોષનો પ્રકોપ હોય તે ઉપરથી તે રોગની ખાંસી પણ કયા દોષથી ઉત્પન્ન થઈ છે તેનું અનુમાન કરવું.

## કાસના બીજા પ્રકાર.

**स्थविराणां जरत्कासः सोऽपि याप्यः प्रकीर्तितः ।**
**बालानां जायते कासो धातुवैकल्ययोगत ॥**
**एते कासाः समुद्दिष्टा दशधा भिषगुत्तमैः ।**
**तेषां कार्यः प्रतीकारः पथ्यं भेषजमेव च ॥**

इति कासलक्षणम् ।

વૃદ્ધ અવસ્થાવાળાને જે ખાંસી થાયછે તેને જરત્કાસ કહેછે, અને એ ખાંસી યાપ્ય છે. એટલે તે બિલકુલ મટી શક્તી નથી, પરંતુ ઔષધાદિકથી તેની વેદના ઓછી કરી શકાય છે. બાળકોના શરીરની ધાતુમાં ઘટાડો થવાથી તેમને ખાંસી ઉત્પન્ન થાયછે, એ બાળખાંસી પણ ખાંસીનો એક પ્રકાર છે. એવી રીતે ઉત્તમ વૈદ્યોએ દશ પ્રકારની ખાંસી કહેલી છે. એ સર્વે ખાંસીઓવાળાને પથ્ય આહાર વિહાર આપીને તથા માફક ઔષધ આપીને તેમનો પ્રતીકાર કરવો.

## શતમૂલી ક્વાથ.

**शतमूलिकायाः क्वथितः कषायः पीतः कणाचूर्णयुतः सुखोष्णः ।**
**नृणां निहन्यान्मरुतोद्भवं तु कासं सशूलं च विपाचनं स्यात् ॥**

શતમૂળીનો ક્વાથ કરીને તે થોડો થોડો ગરમ હોય ત્યારે તેમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવો; એ ક્વાથ મનુષ્યોનો વાયુથી ઉત્પન્ન થયેલો કાસ મટાડે છે, શૂળ મટાડે છે અને પાચન કરેછે.

## ભાર્ગી આદિ ક્વાથ.

भांर्गीसठीगोस्तनीगृङ्गवेरशृङ्गीकणाचूर्णयुतोऽवलेहः ।
गुडेन तैलेन हितो विनाशयेत् मरुद्भवं कासविकारमाशु ॥

ભારંગ, પડકચુરો, દ્રાક્ષ, આદું (સુંઠ), કાકડાસીંગ, પીપર, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં ગોળ તથા તેલ નાખીને ચાટવા આપવું. એ ચાટણથી વાયુની ખાંસી નાશ પામે છે.

## વિશ્વાદિ ચૂર્ણ.

विश्वदुःस्पर्शगृङ्गीसठीपुष्करं
दारुभार्गीकणामुस्तरास्नायुतम् ।
शर्करायुक्तमेतं हितं चूर्णितं
कासनिःश्वासवातोद्भवं हन्ति वै ॥

इति वातकासचिकित्सा ।

સુંઠ, ધમાસો, કાકડાસીંગ, પડકચુરો, પુષ્કરમૂળ, દેવદાર, ભારંગ, પીપર, મોથ, રાસના, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં સાકર મેળવીને ખાવાથી વાયુથી ઉત્પન્ન થયેલી ઉધરસ તથા શ્વાસ મટેછે.

## કટ્ફળાદિ કલ્ક.

कट्फलं कत्तृणं मुस्ता वचा धान्यकं पर्पटं देवदारुस्तथा ।
दार्विविश्वायुतं कर्कटं कल्कयेत् पानमेतन्मधुसंयुतं मानवः ।
कासिनां कासमाशु प्रतीकारयेच्छ्लेष्मसंभूततापक्षयं पीनसं ॥
शोषकण्ठग्रहं श्लेष्मवातात्मकं नाशयत्याशु हिक्काज्वरं श्लेष्मिकम् ।

इति कट्फलादि ।

કાયફળ, રોહિસઘાસ, ભારંગ, મોથ, વજ, ધાણા, પિત્તપાપડો, દેવદાર, દારૂહળદર, સુંઠ, કાકડાસીંગ, એ સર્વનું કલ્ક કરીને તેમાં મધ નાખીને તે પીવું. એ ઔષધથી ખાંસીના રોગવાળાની ખાંસી જલદી મટે છે. કફથી થયેલો તાવ, ક્ષય, પીનસ, શોષ, કફ અને વાયુથી થએલો કંઠગ્રહ, કફથી થયેલી હિક્કા અને જ્વર એ સર્વે રોગ મટે છે.

## દ્રાક્ષાદિ અવલેહ.

**द्राक्षामलक्याः फलपिप्पलीनां कोलं सखर्जूरयुतोऽवलेहः ।**
**सपित्तकासक्षयनाशकारी सकामलं पाण्डुहलीमकं च ॥**

દ્રાક્ષ, આમળાં, કાયફળ, પીપર, બોર, ખજૂર, એ સર્વને એકત્ર કરીને તેનું ચાટણ બનાવવું. એ ચાટણ ચાટવાથી પિત્તની ખાંસી, ક્ષય, પાંડુરોગ અને હલીમક, એ સર્વે નાશ થાયછે.

## બલાદિ કલ્ક.

**बलाबृहत्यौ मधुकं वृषं च तथैव कुष्ठं पिचुमन्दकं च ।**
**गवां स्तनीसंयुतकल्कमेतत् पानं हितं पित्तकफात्मके च ॥**

બળબીજ, રીંગણી, જેઠીમધ, અરડૂસો, ઉપલેટ, લીંબડો, દ્રાક્ષ, એ સર્વને એકત્ર કરીને તેનું કલ્ક કરવું. એ કલ્કને પાણીમાં ઓગાળીને પીવાથી પિત્ત તથા કફથી થયેલી ખાંસી મટે છે.

## મુસ્તાદિ ચૂર્ણ.

**मुस्ताटरूषकफलत्रिकदारुभार्गी**
**व्याघ्री सपुष्पफलमूलदलैरुपेता ।**
**रास्ना विषा मधुरसा सुरसादलानि**
**चूर्णं निहन्ति क्वथितेन जलेन कासम् ॥**
**वद्धाथवा च गुटिका मधुना गुडेन**
**सिन्धूद्भवेन मगधासमहौषधेन ।**
**आस्ये धृता निशि विशालगुणा भवन्ति**
**श्वासं क्षयं क्षतजकासमियं निहन्ति ॥**

इति मुस्तादिचूर्णम् ।

મોથ, અરડૂસો, ત્રિફળા, દારૂહળદર, ભારંગ, તથા ફૂલ ફલ, પાંદડાં અને મૂળ સહિત રીંગણીનો આખો છોડ, રાસના; અતિવિખની કળી, મૂર્વા, તુળસીનાં પાંદડાં, એ સઘળાનું ચૂર્ણ કરીને ઉકાળેલા પાણી સાથે પીવાથી ઉધરસ મટે છે.

અથવા ઉપર કહેલાં મોથ આદિ ઔષધોમાં સિંધવ, પીપર અને સુંઠ, એ ત્રણ ઔષધો મેળવીને તેની મધથી અથવા ગોળથી ગોળી

બાંધવી. અને ખાંસીના રોગવાળાએ તે ગોળી રાત્રે મુખમાં રાખવી તેથી તે ઘણો ગુણ આપે છે તથા તે શ્વાસ, ક્ષય અને લોહીથી થયેલી ઉધરસને મટાડે છે.

## પિત્તકાસ ઉપર શર્કરાદિ લેહ.

**शर्करा चैव खर्जूरं द्राक्षा लाजः कणा मधु ।**
**सर्पिर्युतो हितो लेहः पित्तकासनिवारणः ॥**

इति पित्तकासचिकित्सा ।

સાકર, ખજૂર, દ્રાક્ષ, ડાંગરની ધાણી, પીપર, મધ, એ સર્વમાં ઘી નાખીને ચાટવાથી પિત્તથી થએલી ખાંસી મટે છે.

## આટરૂષાદિ અવલેહ.

**आटरूषकपत्राणि पिचुमंददलानि च ।**
**तुलसीस्वरसं चैव सठी भृङ्गी मरीचकम् ।**
**शुण्ठी गुडयुतं लिह्यात्कासे वातकफात्मके ॥**

અરડૂસાનાં પાંદડાં, લિંબડાનાં પાંદડાં, તુળસીનાં પાંદડાંનો રસ, પડકચુરો, ભારંગ, મરી, સુંઠ, એ સર્વને ગોળમાં નાખીને તેને ચાટવાથી વાયુ તથા કફથી થયેલી ઉધરસ મટે છે.

## ભાર્ગ્યાદિ ક્વાથ.

**[1]भार्ग्याश्च नागपिप्पल्याः पिबेत् क्वाथं सुखोष्णकम् ।**
**कफे कासे प्रतिश्याये श्वासे हृद्रोगसंज्ञिके ॥**

ભારંગ અને ગજપીપરનો ક્વાથ કરીને તે થોડો થોડો ગરમ હોય ત્યારે પીવો, તેથી કફની ખાંસી, સળેખમ, શ્વાસ, છાતીનો રોગ એ સર્વ મટે છે.

## આર્દ્રક રસનો પ્રયોગ.

**आर्द्रकस्य रसं नीत्वा मधुना च पिबेत् सुधीः ।**
**कासे श्वासे प्रतिश्याये ज्वरे श्लेष्मसमुद्भवे ॥**

---

१ भार्गीनागरपिप्पल्याः. प्र० २-३.

આદાનો રસ કાઢીને તેમાં મધ નાખીને ડાહ્યા પુરુષે તે પીવો. એ પીવાથી ખાંસી, શ્વાસ, સળેખમ, તથા કફથી ઉત્પન્ન થયેલો તાવ, એ સર્વે મટે છે.

## કટ્ફલાદિ ક્વાથ.

**कट्फलं भूतृणं भार्गी मुस्तं शृंगी वचाभया ।**
**शुंठी पर्पटकं चैव सुराह्वं च जले शृतम् ॥**
**मधुना संयुतं पानं कासे वातकफात्मके ।**
**श्वासे हिक्काज्वरे शोषे महाकासे च दारुणे ॥**

इति कफकासचिकित्सा ।

કાયફલ, રોહિસ, ભારંગ, મોથ, કાકડાસીંગ, વજ, હરડે, સુંઠ, પિત્તપાપડો, દેવદાર, એ સર્વને પાણીમાં ઉકાળીને તેમાં મધ મેળવીને પીવું, તેથી વાયુ તથા કફથી થયેલી ખાંસી, શ્વાસ, હેડકી, તાવ, શોષ અને મહાદારુણ એવી ઉધરસ એ સર્વ મટે છે.

## લઘુતાલીસાદિ ચૂર્ણ.

**तालीसपत्रं मरिचं च विश्वा श्यामायुतं चोत्तरभागवृद्ध्या ।**
**त्वक्पत्रकेणापि लवङ्गमेला क्षौद्रं कणा चाष्टगुणा सिता च[1] ॥**
**लिह्यात् प्रभाते श्वसने च कासे प्लीहारुची पीनसछर्दिहिक्काम् ।**
**शोफातिसारं ग्रहणीं च पाण्डुं क्षयं निहन्यात् क्षतजं च यक्ष्मम् ॥**

इति लघुतालीसादि ।

તાલીસપત્ર, મરી, સુંઠ, પીપર, એ ચાર ઔષધ ઉત્તરોત્તર એક એક ભાગ વધતાં લેવાં, પછી તેમાં એક ભાગ તજ, એક ભાગ તમાલપત્ર, એક ભાગ લવંગ અને એક ભાગ એલચી, મેળવવાં. આઠ ભાગ સાકર લેવી. એ સર્વનું ચૂર્ણ કરીને તેને સવારના પોહોરમાં મધ સાથે ચાટવું. એથી કરીને શ્વાસ, ખાંસી, પ્લીહ (બરોળ), અરૂચિ, પીનસરોગ, ઉલટીનો રોગ, હેડકીનો રોગ, સોજાનો રોગ અતિસારનો રોગ, ગ્રહણીનો રોગ, પાંડુરોગ, ક્ષયરોગ, અને ઉરઃક્ષતરોગ, એ સર્વે નાશ પામે છે.

---

१ पिप्पल्या चाष्टौ गुणिता सिता च. प्र० १ ली.

## [1]બૃહત્તાલીસાદિ ચૂર્ણ.

तालीसं त्रिफलाप्रियङ्गुमगधामूलं च मुस्ता सठी
दार्व्येलादलनागकेसरलवङ्गानां तथा नागराः ।
कृष्णाकोलकबालकं सचविका मूर्वा विषा कर्कटं
द्राक्षा कुष्ठनिशाग्निवत्सकवृषं गोकण्टतिक्ता तथा ॥
वृक्षाम्लं च सदाडिमाम्लकरसं पक्वानि बदराणि च
एतेषां समभागचूर्णविहितं योज्या समा शर्करा ।
योज्यं चार्धपलं निहन्ति क्षतजं कासं तथा श्वासकं
पाण्डौ कामलमेहशोषगुदजे शस्तं सदा यक्ष्मिणाम् ॥

इति बृहत्तालीसाद्यं क्षयकासहरम् ।

તાલીસપત્ર, હરડે, બહેડાં, આમળાં, કાંગ, પીપરીમૂળ, મોથ, પડકચુરો, દારૂહળદર, એલચી, તમાલપત્ર, નાગકેસર, લવંગ, સુંઠ, પીપર, બોર, વીરણવાળો, ચવક, મૂર્વા, અતિવિખ, કાકડાસીંગ, ઉપલેટ, હળદર, ચિત્રો, કડાછાલ, અરડૂસો, ગોખરૂ, કડૂ, આમચૂર; દાડિમ, બીજોરાનો રસ, પાકાં બોર, એ સર્વે સમાન ભાગે લેઈને તેનું ચૂર્ણ કરવું તથા તેમાં તે સર્વના સમાન ભાગે સાકર નાખવી. પછી એ ચૂર્ણ બે તોલા ખાવું. તેથી ઉરઃક્ષત કાસ, શ્વાસ, પાંડુ, કમળો, પ્રમેહ, શોષરોગ, અર્શરોગ, અને ક્ષયરોગ, એ સર્વે મટે છે.

## [2]મધુયષ્ટિકાદિ ચૂર્ણ.

मधुयष्टिकया लाक्षा शताह्वा कर्कटाह्वयम् ।
द्राक्षा शतावरी चैव द्विगुणा वंशरोचना ॥
सर्वैः सिता समा योज्या युक्तं च मधुसर्पिषा ।
क्षतकासे रक्तपित्ते राजक्षये विशेषतः ॥

જેઠીમધ, લાખ, સુવા, કાકડાસીંગ, દ્રાક્ષ, સતાવરી, અને એ સર્વથી બમણું વંશલોચન લેવું. એ સર્વે ઔષધિઓનું ચૂર્ણ કરીને તે ચૂર્ણમાં (ચોગણી) સાકર મેળવવી. પછી તેમાં મધ અને ઘી મેળ-

---

૧ चरजनी. प्र० २ जी. ૨ ભાવપ્રકાશમાં સેલડી, ઇક્ષુવાલિકા નામની સેરડી, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, કમળ, અને સુખડ, એટલાં ઔષધ વધારે લેવાનાં કહ્યાંછે.

વીને તે ચૂર્ણ ખાવું. એ ચૂર્ણ ઉરઃક્ષત કાસને રક્તપિત્તને અને વિશેષે કરીને રાજક્ષયને મટાડે છે.

## ધવાદિ ક્વાથ.

**धवार्जुनकदंबानां जंब्वाम्रत्वकूच तत्समम् ।**
**मनःशिलासकासीसं क्वाथं कृत्वा ससैंधवम् ।**
**गुडेन सर्पिषा युक्तं हन्ति कासं क्षतोद्भवम् ॥**

ધાવડો, સાદડ, કદંબ, જાંબૂડો, આંબો એ સઘળાની છાલ સમાન લેવી. તથા તેની સમાન મનશિલ તથા હીરાકસી લેવી. એ સર્વેના ક્વાથમાં ગોળ તથા ઘી નાખીને પીવાથી ઉરઃક્ષત કાસ મટે છે.

કેટલાક વૈદ્યોનું એમ કહેવું છે કે ધાવડો, સાદડ, કદંબ, જાંબુડો અને આંબો, એમની છાલ વિશેષે કરીને રાજયક્ષ્માને મટાડનારી છે માટે તેનો યોગ પાછલ કહેલા મધુયષ્ટિકાદિ ચૂર્ણ ભેગો કરવો; અને મનશિલ, હીરાકસી તથા સિંધવ, એ ત્રણનું ચૂર્ણ ગોળ તથા ઘી સાથે ચાટવું તેથીજ ઉરઃક્ષત મટેછે, એવો અર્થ કરવો. અને મૂળમાં ક્વાથ છે ત્યાં ચૂર્ણ એમ જોઈએ. એ બેમાંથી કયું મત ગ્રહણ કરવા જેવું છે એ બુદ્ધિમાન વૈદ્યોએ વિચારી લેવું.

## વમનના પ્રયોગ.

**इति कासप्रतीकारो वमनं वक्ष्यतेऽधुना ।**
**वचासैंधवतोयेन वमनं वातकासिनाम् ॥**
**दशमूलजलं वापि सैंधवेन युतं पिबेत् ।**
**वमनं वातकासानां नाशनं कंठशोधनम् ॥**
**स्वरे पटुत्वं भवति वांतिर्नरेऽवशिष्यते ।**
**आकंठं पीत्वा दुग्धं तु वमनार्थे ततः पुनः ॥**
**देवदाली जलं क्षौद्रं स्वल्पं पीत्वा तु वामयेत् ।**
**मदनक्वाथं पिबेद्वापि वमनार्थे विचक्षणः ॥**
**निरवशेषे तु वमिते पिबेत् क्षीरं सुशीतलम् ।**

इति पैत्तिके वमनम् ।

ઉપર કહ્યા પ્રમાણે ખાંસીના ઉપાય કહ્યા; હવે વમન કરાવીને ખાંસી મટાડવાના ઉપાય કહિયે છીએ. જેમને વાયુની ખાંસી થઈ હોય તેમને વજ તથા સિંધવનું પાણી પાઇને ઉલટી કરાવવી. અથવા સૈંધવ નાખીને દશમૂળનો ક્વાથ પાવો. એ બેમાંથી ગમે તે એક ઉપાય કરવાથી વાયુની ખાંસીવાળાને વમન થઈને ઉધરસ મટશે, કંઠ સ્વચ્છ થશે, અને સ્વર સારો થશે. જો વમન કરાવેલા માણસને વમન સારૂં ન થતાં વમન થવાનો કાંઈક ભાગ પેટમાં રહી જાય તો ફરીને ગળા સુધી દૂધ પીવું અને પછી કુકડવેલાના ફળનું પાણી મધ સાથે થોડુંક પીવું તેથી ઉલટી થશે. અથવા ડાહ્યા પુરૂષે મીંઢોળનો ક્વાથ કરીને તે પીવો, તેથી પણ સંપૂર્ણ ઉલટી થશે. જ્યારે કાંઈ બાકી ન રહે એવી ઉલટી થાય ત્યારે અતિ ટહું દૂધ પીવું એવી રીતે કરેલું વમન પિત્તના રોગવાળાને ફાયદો આપે છે.

### કફકાસ ઉપર વમન ઔષધ.

अंकोल्लकस्य मूलं वा घृष्ट्वा चोष्णेन वारिणा ।
वमनार्थं पिबेच्छीघ्रं वमयत्यतिमानयम् ॥
तंदुलीयकमूलं वा पिबेच्चोष्णेन वारिणा ।
वमनं जायते तेन कटुतुंबीजलेन वा ॥
देवदालीफलजलं पिबेत्स्वल्पं सशर्करम् ।
तेन वामयते शीघ्रं कासे तक्रसमुद्भवे ॥
निरवशेषे च वमिते पयःपानं विधीयते ।
क्लेदो यदि नोपशमेत्तदा देयं सशर्करम् ॥
वमनात्परतो भक्षेत्पथ्या सगुडनागरा ।
वातकासविनाशाय शृंगी वापि गुडान्विता ॥

અંકોલીનું મૂળ ગરમ પાણી સાથે ઘસીને વમન કરવા માટે પીવું; તેથી મનુષ્યને જલદી વમન થાય છે. તાંદલજાનું મૂળ ગરમ પાણી સાથે પીવાથી અથવા કડવી તુંબડીને ઉકાળીને તેનું પાણી પીવાથી ઉલટી થાય છે. કફથી થયેલી ઉધરસવાળાને કુકડવેલાના ફળનું પાણી સાકર સાથે થોડું પાવું તેથી જલદી ઉલટી થાયછે. અને જ્યારે સંપૂર્ણ ઉલટી થાય ત્યારે તેને દૂધ પાવું યોગ્ય છે. જો ઉલટીના ઉછાળા શમે નહિ તો

સાકર સાથે દૂધ પાવું. ઉલટી કર્યા પછી હરડે, ગોળ અને સુંઠ ખાવી, તેથી વાયુની ખાંસી મટેછે; અથવા કાકડાસીંગ ગોળ સાથે ખાવાથી પણ વાયુની ઉધરસ મટી જાયછે, આમળાં, દ્રાક્ષ, મધ અને સાકર એ ઔષધને પૂર્વે કહ્યું છે તેમ યોજવાથી પિત્તની ખાંસી નાશ પામેછે.

## કફકાસ ઉપર અવલેહ.

**आमलक्याः फलं द्राक्षामधुशर्करया युतम् ।**
**पित्तकासविनाशाय पुरा प्रोक्तं विधेयकम् ॥**
**आटरूषरसं मूत्रं तथा कुटजमूलकम् ।**
**सोभांजनकमूलस्य रसं च मरिचान्वितम् ॥**
**चूर्णं बिभीतकसमं गुडेन सर्पिषा युतम् ।**
**मृद्वग्निना विपक्वं च लिहेत्कासे कफोद्भवे ॥**

અરડૂસાનાં પાંદડાંનો રસ, ગાયનું મૂત્ર, ઈંદ્રિજવના છોડનું મૂળ, સરગવાના મૂળનો રસ, મરીનું ચૂર્ણ, બેહેડાના ફલની છાલ, એ સર્વે સમાન ભાગે એકઠું કરીને ગોળ તથા ઘીમાં નાખીને ધીમા તાપથી પક્વ કરવું. તથા કફથી ઉત્પન્ન થયેલી ખાંસી ઉપર તે ચાટવું.

## મહાકાસનો ઉપાય.

**मनःशिलासमालिप्तं बदरीदलमातपे ।**
**शोषितं पयसा पिष्ट्वा पानं मधुसमन्वितम् ।**
**एष हन्ति महाकासं श्वासं वापि सुदारुणम् ॥**

બોરડીનાં પાંદડાં લાવીને તેના ઉપર મનશિલનો લેપ કરવો, અને તેને તડકે સૂકવવાં. પછી તેને દૂધમાં વાટીને મધ સાથે પીવાં. એ ઔષધ મોટી ઉધરસને તથા મહાકઠણ શ્વાસને મટાડે છે.

## મરીચાદિ ચૂર્ણ.

**कर्षमेकं मरीचस्य कर्षार्धं पिप्पली तथा ।**
**दाडिमस्य पलं योज्यं निर्गुंडीनां पलद्वयम् ॥**
**क्षारं तथार्धकर्षं तु संयोज्यं यावशूकजम् ।**
**चूर्णं चोष्णजलेनैव योजयेन्मतिमान् भिषक् ॥**

એક તોલો મરી, અરધો તોલો પીપર, ચાર તોલા દાડિમ, આઠ તોલા નગોડ, અરધો તોલો જવખાર, એ સર્વને એકત્ર મેળવીને ચૂર્ણ કરીને તેને બુદ્ધિમાન્ વૈદ્યે ગરમ પાણી સાથે પાવું.

## અસાધ્ય ઉધરસ.

**ये चौषधिभिरसाध्या ये वा वैद्यैरुपेक्षिताः कासाः ।**
**ये वा वमन्ति पूयं तेषां नैवौषधं श्रेष्ठम् ॥**

જે ઉધરસ ઔષધિવડે મટી શકતી ન હોય, તેમજ જે ઉધરસનો ઉપાય કરવાની વૈદ્યોએ ના પાડી હોય, અથવા જેમને ગળફા સાથે પરૂ પડતું હોય, તેવા રોગીઓને ઔષધ આપવું એ શ્રેષ્ઠ નથી.

## બેહેડાનો પુટપાક.

**बिभीतकं घृतभृष्टं चूर्णं कृत्वा भिषग्वरः ।**
**भावितं चाटरूषस्य दलानां च रसेन तु ॥**
**वेष्टितं चार्कपत्रैस्तु कर्दमेन तु लेपयेत् ।**
**स्विन्नमग्नौ मुखे कार्यं कासं नाशयते ध्रुवम् ॥**

બેહેડાના ફળની છાલને ઘીમાં શેકીને ઉત્તમ વૈદ્યે તેનું ચૂર્ણ કરવું. તે ચૂર્ણને અરડૂસાનાં પાંદડાંના રસની ભાવના દેવી. પછી તેના ઉપર આકડાનાં પાંદડાં વીંટીને તેને કાદવનો લેપ કરવો. એ ગોળાને અગ્નિમાં મૂકીને પકવવો. જ્યારે માંહેલું ઔષધ બફાય ત્યારે તેને બાહાર કાઢીને તે ચૂર્ણ ખાવું. એ ઔષધ જરૂર ઉધરસનો નાશ કરેછે.

## વાતકફ ઉધરસનો ઉપાય.

**पुष्कराह्वं सठी बिल्वं सुरसा व्योषहिंगुभिः ।**
**पयःपानं तु तप्तं च कासे वातकफात्मके ॥**

પુષ્કરમૂળ, ષડકચુરો, બીલી, તુલસી, સુંઠ, પીપર, મરી, હિંગ એ ઔષધોના ચૂર્ણ સાથે ગરમ કરેલું દૂધ પીવાથી વાયુ તથા કફની ખાંસી મટી જાય છે.

## કંટકારી ઘૃત.

**पंचांगं कंटकार्याश्च रसं गृह्याढकं पुनः ।**
**घृतप्रस्थं समायोज्यं तथा क्वाथः प्रचक्ष्यते ॥**

सठी विडंगबिल्वाग्निव्योषं पथ्यासुदाडिमम् ।
वृश्चिकाली बृहत्यौ द्वौ पौष्करं यावशूकजम् ॥
दुरालभा च द्राक्षा च पृथ्वीका चाम्लवेतसम् ।
रास्ना गोक्षुरकं भार्गी शृंगी दारुयुतं तथा ।
क्वाथं पादावशेषं तु घृतं तुल्यं विपाचयेत् ॥
कासे श्वासे प्रतिश्याये कफव्याधौ प्रशस्यते ।
पानेन सहितं चैतत् सर्वश्लेष्मगदापहम् ॥

રીંગણીનાં મૂળ, છાલ, પાનાં, ફૂલ અને ફળ સહિત રીંગણીનો છોડ લેઈને તેનો રસ ૨૫૬ તોલા લેવો. ઘી ચોસઠ તોલા લેવું. હવે કયી ઔષધિઓનો કવાથ લેવો તે કહિયે છિએઃ—ષડકચુરો, વાયવિડંગ, બીલી, ચિત્રો, સુંઠ, પીપર, મરી, હરડે, દાડિમ, લઘુ મહિડાસીંગ, રીંગણી, ભોયરીંગણી, પુષ્કરમૂળ, જવખાર, ધમાસો, [illegible]ખ, કાળીજીરી, આમ્લવેતસ, રાસ્ના, ગોખરૂ, ભારંગ, કાકડાસીંગ, દેવદાર, એ સર્વે ઔષધિઓનો ચતુર્થાંશ પાણી રહેતાં સુધી કવાથ કરીને તેમાં ઉપર કહેલું ઘી નાખીને પકવવું. એ પકવ થયેલું ઘી ઉધરસના રોગવાળાને, શ્વાસવાળાને, સળેખમવાળાને, અને કફના રોગમાં હિતકારક છે, એ ઘી પીવામાત્રથી સર્વે કફના રોગ દૂર થાય છે.

## જીવનીયગણનાં ઔષધો.

जीवकर्षभकौ मेदे काकोल्यौ मधुकं सहे ।
जीवंती जीवनीया च मधुरो जीवको गणः ॥

अथ धूमपानम् ।

જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાંકોલી, ક્ષીરકાકોલી, જેઠીમધ, સેવંતી, ગુલાબ, હરણદોડી, લઘુ હરણદોડી, એટલા મધુર ઔષધોને જીવક અથવા જીવનીયગણ કહેછે.

## ધૂમપાનના પ્રકાર.

मनःशिला सकासीसं मरिचं मांसी सुराह्वयम् ।
गंधकं निंबपत्रं च निर्गुंडी सुरदारु च ॥

१ कल्कं. प्र० ३ जी.

**गुडसर्पिः समं लिप्तं निर्धूमांगारकोपरि ।**
**घटखर्परकं देयं तत्र छिद्रं तु कारयेत् ॥**
**तेन छिद्रेण तं धूमं नाडीयंत्रेण पाययेत् ।**

મનશિલ, હીરાકસી, મરી, મોરમાંસી, દેવદાર, ગંધક, લીમડાનાં પાંદડાં, નગોડ, તેલીયો દેવદાર, એ ઔષધિઓને સમભાગે લેવી તથા તેમને એકઠી કચરીને તેમાં ગોળ તથા ઘી ભેળાવવાં. પછી ધૂમાડા વિનાના દેવતાના અંગારા એક ઘડાની ઠીબ ઉપર લેઈને તેમાં એક કાણું પાડવું અને કાણામાં એક લાકડાની નળી અથવા નેહે બેસાડવી. પછી દેવતાના અંગારા પાછળ કહેલું ગોળ ઘી ચોપડેલું ઔષધ નાખીને નેહેવાટે ધૂમાડો પાવો.

## બીજો પ્રકાર.

**अर्कदलं मनःशिला तुल्यं ततोर्धं कटुत्रिकचूर्णम् ।**
**निर्धूमांगारप्रक्षिप्तं पूर्ववत्पाययेद्धूमम् ॥**
**एते निहन्ति कासं जीर्णं नृणां च कालोत्थम् ।**
**अथवा चणकक्षारवर्त्ति त्रिकटुघृतयुतां पिबेद्धूमम् ॥**[1]

इति धूमपानविधिः ।

આકડાનાં પાંદડાં અને મનશિલ બરોબર વજનમાં લેવાં અને સુંઠ, પીપર, મરી, એ ત્રણનું ચૂર્ણ તેમનાથી અર્ધું લેવું. એ સર્વેને ધૂમાડા વગરના અંગારાપર નાખીને પાછળ કહ્યું તેમ ધૂમાડો પાવો. એ સઘળા ધૂમપાનના ઉપાયથી મનુષ્યને ઘણા દિવસનો જૂનો કાસ (ઉધરસ) થયો તે મટી જાય છે. વળી ચણાના ક્ષારની દીવેટ કરીને તે ઉપર સુંઠ, પીપર, મરીનું ચૂર્ણ અને ઘી ચોપડીને તેનું ધૂમપાન કરવાથી પણ જૂની ઉધરસ મટી જાય છે.

## ખાંસીવાળાનું પથ્ય.

**जीर्णतंडुलकानां तु सर्पिः सैंधवकं तथा ।**
**सामुद्रं लवणं चैव युक्तं पथ्यं च कासिनाम् ॥**

१ मधुयुतां. प्र० २ जी.

**कुलत्थाढक्यमुद्गानां यूषं शस्तं भिषग्वर ।**
**शतपुष्पा तथा कासमर्दं च तंडुलीयकम् ॥**
**अंगारभ्रष्टमांसानि जांगलानि मतानि च ।**
**दिवा स्वप्नं न कुर्वीत न कुर्यात्तैलभोजनम् ॥**
**न नक्तं दधि भुंजीत न सेवेच्चातिशीतलम् ॥**

જૂના ચોખા, ઘી, સિંધવ, સમુદ્રનું મીઠું, એટલાં વાનાં ઉધરસના રોગવાળાને માફક આવે એવાં છે. હે વૈદ્યોત્તમ! કળથી, તુવેર અને મગનું પાતળું પાણી અથવા ઓસામણ હિતકારક છે. સુવા, કાસોદરો, તાંદળજો, અગ્નિના અંગારાપર શેકેલું જંગલના પ્રાણીઓનું માંસ, એ સર્વે પણ પથ્ય છે. ખાંસીના રોગવાળાએ દિવસે ઊંઘવું નહિ; તેલયુક્ત ભોજન કરવું નહિ; રાત્રે દહીં ખાવું નહિ તેમ અતિ શીતળ પદાર્થોનું સેવન કરવું નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने कास-
चिकित्सा नाम द्वादशोऽध्यायः ।

## त्रयोदशोऽध्यायः ।

### હેડકીના રોગની ચિકિત્સા.

### હેડકી રોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**रूक्षातिशीतलविदाहितभोजनैर्वा**
**व्यायामभारपथवेगविघाततश्च ।**
**तृष्णातिभोजनरजोतिरतिप्रसंगा-**
**द्धिक्कान्वितस्य श्वसनं भवते नरस्य ॥**

**આત્રેય** કહે છે—અતિ રૂક્ષ (લૂખું), ઠંડું અને દાહ કરે એવું ભોજન કરવાથી, કસરત કરવાથી, ભાર વહન કરવાથી, મુસાફરી કર-

વાથી, વેગવડે વાગવાથી, તરસ રોકવાથી, અતિશય ભોજન કરવાથી, ગળામાં રજ જવાથી અને અતિશય મૈથુન કરવાથી મનુષ્યને હિક્કા (હેડકીનો રોગ) તથા શ્વાસ ઉત્પન્ન થાય છે.

## હેડકીના પ્રકાર.

**तीव्रज्वरेत्यशनक्षीणतनोस्तु मंदं**
**प्राणात्यये भवति वा चलिते ह्युदाने ।**
**सा पंचधा निगदिता यमला च क्षुद्रा**
**गंभीरिकाथ महतीति भवन्ति पंच ॥**

તીવ્ર જ્વરના વેગથી અથવા અતિશય ખાવાથી અથવા શરીર ક્ષીણ થઇ જવાથી ધીમા વેગવાળી હેડકી ઉત્પન્ન થાયછે; તેમજ પ્રાણ જતી વખતે ઉદાનવાયુ પોતાના સ્થાનમાંથી ચલિત થાય છે તેથી પણ હેડકી ઉત્પન્ન થાય છે. એવી હેડકીના પ્રકાર પાંચ છે. ૧ યમલા, ૨ ક્ષુદ્રા, ૩ ગંભીર, ૪ મહતી, અને ૫ આહારજા (ખાવાથી ઉત્પન્ન થયેલી) એવા પાંચ તેના પ્રકાર છે.

## આહારજાનું લક્ષણ.

**सहसा हारपानेन मध्ये संकुचितोऽनलः ।**
**ऊर्ध्वमुद्गिरते वायुं तेन चाहारजा स्मृता ॥**

इत्याहारजा हिक्का ।

આહાર કરવાથી કે પીવાથી વાયુ એકાએક વચમાંજ સંકોચ પામી જાય છે તે પછી રહી રહીને બાહાર નીકળે છે તે 'આહારજા' હેડકી કહેવાય છે.

## યમલાનું લક્ષણ.

**चिरं स्थित्वातिवेगेन कंपयन्ति शिरोगलम् ।**
**युग्मकेन भवेद्या तु सा युग्मेत्यभिधीयते ॥**

इति यमलानामहिक्का ।

જે હેડકી એકવાર આવ્યા પછી ઘણી વારે આવે; તથા આવતી વખતે માથું અને ડોકું કંપાવી નાખે; તેમ જે બબ્બે સાથે આવે તેને યમલા નામે હેડકી કહેછે.

## ક્ષુદ્રાહિક્કાનું લક્ષણ.

**हृदयाग्निर्गता या च मंदेनापि प्रवर्तते ।**
**सा च क्षुद्रा भवेद्धिक्का या मर्म बाधते न च ॥**

इति क्षुद्रानामहिक्का ।

જે હેડકી છાતીમાંથી ઉપડે છે તથા ધીમા વેગથી પ્રવૃત્ત થાયછે. તથા જે હેડકી મર્મસ્થાનને બાધ કરતી નથી તેને ક્ષુદ્રા નામે હેડકી કહેછે.

## ગંભીરા હેડકીનું લક્ષણ.

**नाभेः समुत्थिता या च श्वासेन सह धावति ।**
**गंभीरनादिनी या च गंभीरा बहूपद्रवा ॥**

इति गंभीराहिक्का ।

જે હેડકી નાભિમાંથી ઉત્પન્ન થઈને શ્વાસ સહિત બાહાર નીકળે છે તથા જેનો નાદ ગંભીર (ઊંડાણમાંથી થતો હોય તેવો) હોય, તેને ગંભીરા હિક્કા કહેવી. એ હેડકી ઘણા ઉપદ્રવોવાળી હોય છે.

## મહતી હેડકીનું લક્ષણ.

**समूला श्वाससंयुक्ता संपीडयति मर्मणि ।**
**उल्लोलवद्गात्रकंपो महती सा निगद्यते ॥**

इति महतीनाम हिक्का ।

જે હેડકી મૂળવાળી હોય એટલે જેને ઉત્પન્ન થવાનું મૂળ ઊંડું હોય, જે ઉપજતાં શ્વાસ થતો હોય, જેથી મર્મમાં પીડા થતી હોય, તથા જે આંતરડાં ઉંચે ચઢતાં હોય તેમ કરીને શરીરને કંપાવે છે તેને મહતી હેડકી કહેછે.

## હિક્કાનું સાધ્યાસાધ્યત્વ.

**आहारजा यमलजा द्वे साध्ये भिषजां वर ।**
**गंभीरा कष्टसाध्या च न साध्यां महतीं विदुः ।**

હે વૈદ્યોત્તમ, આહારથી ઉત્પન્ન થયેલી હેડકી તથા યમલા એટલે

જે હેડકી બે બે સાથે આવે છે તે બે સાધ્ય છે. ગંભીરા હેડકી કષ્ટ-સાધ્ય છે અને મહતી નામે હેડકી અસાધ્ય છે.

## આહારજા હિક્કાની ચિકિત્સા.

**आहारजायां वमनं कुर्याद्वा स्वप्नकं नरः ।**
**भयाद्बीभत्सकाद्वापि सिध्यते सा द्विजोत्तम ॥**

આહારજા હેડકીવાળાને ઉલટી કરાવવી, અથવા ઉંઘાડી દેવો; અથવા હે દ્વિજોત્તમ! ભયથી કે બીભત્સ પદાર્થોના દર્શન વગેરેથી પણ એ હેડકી મટે છે.

## યમલા હેડકીની ચિકિત્સા.

**यमला या भवेद्धिक्का तस्यां क्षीरं तु पाययेत् ।**
**वमनं वा प्रशस्तं स्यान्नास्वस्थे वमनं हितम् ॥**

યમલા હેડકી કે જે બે બે જોડે આવે છે તેમાં રોગીને દૂધ પાવું. અથવા ઉલટી કરાવવી એ પણ હિતકારક છે. પણ રોગી અસ્વસ્થ હોય એટલે તેના શરીરને ઠીક ન લાગતું હોય–ઘણો હેરાન હોય તો વમન કરાવવું હિતકર નથી.

## બીજો ઉપાય.

**कोलास्थिमज्जांजनलाजकानां भूनिंबकृष्णामलकीफलानाम् ।**
**विश्वौषधं वा कथितं सिताढ्यं पानं च हिक्काशमनाय देयम् ॥**

બોરના ઠળિયાની મીજ, કાળા સરગવાનું છોડું, ડાંગરની ધાણી, કરિયાતું, પીપર, આમળાં અને સુંઠ એ ઔષધો સમાન ભાગે લેઈને તેનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પીવાને આપવું તેથી હિકકાનું દરદ શમે છે.

## ત્રીજો ઉપાય.

**पटोलानां फलं वापि खजूरी क्रमुकं तथा ।**
**लेहो हिक्काविनाशाय हितोयं मधुना युतः ॥**
**मधुकं मधुसंयुक्तं हिक्काश्वासनिवारणम् ।**

પટોળનું ફળ અથવા ખજૂર અને મોથ, એમાંથી હરકોઈ એકને મધ સાથે ચાટવાથી હિક્કા મટે છે. જેઠીમધને મધ સાથે ચાટવાથી હિક્કા તથા શ્વાસ મટે છે.

## ચોથો ઉપાય.

**स्तन्येन वा लोहितचंदने[1] च दुग्धेन वा नागरमाक्षिकं च ।**
**क्षीरेण वालक्तरसः प्रयोज्यः पानेन हिक्कां जयते नराणाम् ॥**

સ્ત્રીના ધાવણ સાથે રતાંજલિ (રક્તચંદન) ઘસીને પીવું; અથવા દૂધ સાથે સુંઠ તથા મધ પીવું, અથવા દૂધ સાથે લાખનો રસ (અળતો) પીવો. એમાંથી હરકોઈ એક ઔષધ પીવાથી મનુષ્યોની હેડકીની પીડા નાશ પામે છે.

## પાંચમો ઉપાય.

**बीजप्रपूरस्य रसं गृहीत्वा पथ्यासिताढ्यं मधुना द्रवंती ।**
**पानेन हिक्कां शमयेच्च मोहं भ्रमं च कासं श्वसनं निहन्यात् ॥**

બીજોરાનો રસ લેઈને તેમાં હરડેનું ચૂર્ણ તથા સાકર મેળવીને તે પીવું; અથવા ઉંદરકણીનો રસ લેઈને તેને મધ સાથે પીવો. એ એમાંથી ગમે તે એક અથવા બન્નેને એકત્ર કરીને પીવાથી હિક્કા શમી જાય છે; તથા મોહ, ચકરી, ઉધરસ, અને શ્વાસ નાશ પામે છે.

## છઠ્ઠો ઉપાય.

**शुंठी शिवा मागधिकाथवापि कृष्णामलक्या सह शृंगवेरम् ।**
**चूर्णं सिताक्षौद्रयुतोऽवलेहो हिक्काविनाशाय नरस्य शीघ्रम् ॥**

સુંઠ, હરડે અને પીપર; અથવા પીપર, આંમળાં અને સુંઠ; એ એમાંથી ગમે તે એકના ચૂર્ણને સાકર અને મધસાથે મેળવીને ચટાડવાથી મનુષ્યની હેડકીની પીડા જલદીથી નાશ થાય છે.

## હેડકીની સામાન્ય ક્રિયાઓ.

**वारंवारं योजयेल्लेहपानं हिक्काशांतिर्दृश्यते यावदेव ।**
**वायो रोधं तर्जयेत्सिंचयेद्वा बीभत्सं वा कौतुकं दर्शयेद्वा ॥**

---

[1] चंदनेन. प्र० २ जी.

एतैः शांतिं प्राप्यते वै मनुष्यो नाभेरूर्ध्वं बंधयेद्वा दृढेन ।
वक्षो मर्दैत्स्वेदयेद्वा मनुष्यमेतैर्वापि प्रेक्ष्यते शान्तिहेतुः ॥

હેડકીના રોગવાળાને જ્યાંસુધી હેડકીઓ શમે ત્યાંસુધી વારંવાર ચાટવાનાં અને પીવાનાં ઔષધ વારંવાર આપ્યા કરવાં. વળી તે રોગવાળાનો વાયુ અટકાવવો એ હવે તેનાથી ખમી શકાય ત્યાંસુધી તેનો શ્વાસોશ્વાસ બંધ રખાવવો, તેને બીહીવરાવવો, તેનાઉપર ટંડુ પાણી છાંટવું, તેને કોઈ ચીતરી ચઢે એવા બીભત્સ પદાર્થો દેખાડવા, અથવા તેને કાંઈ કૌતુક દેખાડવું. એવા એવા ઉપાયોથી હેડકી શમી જાય છે. વળી નાભિથી ઉપર મજબૂત બંધન બાંધવું; રોગી મનુષ્યની છાતી ચોળવી; અથવા રોગીનો પરસેવો કાઢવો. કેમકે એવા ઉપચાર કરવાથી પણ હેડકી શમી જાય છે એવું જોવામાં આવ્યું છે.

## અસાધ્ય હિક્કારોગીનાં લક્ષણ.

क्षतजं शस्त्रनिर्भिन्नं व्याध्यतीसारपीडितम् ।
अतिव्यवायिनं चापि हिक्कार्तं दूरतस्त्यजेत् ॥

જે હિક્કારોગ છાતીમાં ચાંદી પડવાથી થયો હોય, અથવા કાંઇ હથિયાર વાગવાથી થયો હોય, અથવા હિક્કાવાળો રોગી કોઈ બીજા વ્યાધિથી કે અતિસારથી પીડા પામતો હોય, અથવા જે હિક્કારોગવાળો હોઇને અતિશય સ્ત્રીસંભોગમાં આસક્ત હોય, તો તેવા હિક્કારોગવાળાને વૈદ્યે વેગળેથીજ છોડી દેવો. અર્થાત્ તેની ચિકિત્સા કરવાથી કાંઈ ફળ નથી એમ જાણવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने हिक्का-
चिकित्सा नाम त्रयोदशोऽध्यायः ।



# चतुर्दशोऽध्यायः ।

## શ્વાસરોગની ચિકિત્સા.

### आत्रेय उवाच ।

**व्यवायशीताध्यशनातिसारसंरोधनोद्वाहनयानतो वा ।**
**ते पंचधा भेदविभिन्नरूपाः श्वासास्तु तेषां शृणु लक्षणानि ॥**

**આત્રેય કહેછે.**—સ્ત્રીસંગથી, ઠંડા પદાર્થો ખાવાથી, અતિસારથી, શ્વાસાદિના વેગને રોકવાથી, વાહન ઉપર બેશીને અથવા પગે ચાલીને વેગથી જવાથી પાંચ પ્રકારના જૂદા જૂદા ભેદવડે જૂદાં જૂદાં રૂપવાળા શ્વાસ નામે રોગ ઉત્પન્ન થાય છે તેનાં લક્ષણો હું તને કહું તે સાંભળ.

### શ્વાસના પ્રકાર.

**महाश्वासोर्ध्वश्वासश्च छिन्नश्वासस्तथापरः ।**
**तमकः क्षुद्रकश्चैव श्वासः पंचविधः स्मृतः ॥**

મહાશ્વાસ, ઉર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્રશ્વાસ, એવા શ્વાસના પાંચ પ્રકાર છે.

### શ્વાસરોગની સંપ્રાપ્તિ.

**संरुद्धमार्गात्कफरुद्धवायुर्धात्वंतरं गम्यसमानमूलम्[1] ।**
**उदानयोगाद्वलवन्निरेति प्राणो बलीयान्नयते तमूर्ध्वम् ॥**

જ્યારે કફ વાયુને વેહેવાના માર્ગને રોકી નાખે છે, ત્યારે કફવડે રોકાયલો વાયુ બીજી ધાતુઓને વેહેવાના માર્ગમાં ગમન કરીને સમાનવાયુનું મૂળ જે નાભિસ્થાન તે પ્રતિ જાય છે. અને ત્યાંથી પાછો વળીને કંઠમાના ઉદાનવાયુની સાથે જોરથી બાહાર નીકળે છે. એવી રીતે બાહાર નીકળતા વાયુને બળવાન એવો પ્રાણ ઊંચે ચડાવે છે.

### મહાશ્વાસનું લક્ષણ.

**उद्धूयमानोथ करोति शब्दं विभ्रांतनेत्रो विवृतास्यवांश्च ।**
**दीनो विचेष्टो गतमोहश्चेत आध्मायते वापि महाश्वसः स्यात् ॥**

इति महाश्वासः ।

१ संरोधमार्गात्कफवातरोधा. प्र० ३ जी.

ઉંચે આવતી વખતે તે વાયુને લીધે સાપના ફુંફવાડા જેવો કે ધમણ જેવો શબ્દ થાય છે; રોગીની આંખો ફરી જાય છે; મોઢું પોહોળું થઈ જાય છે; રોગી દીન અને ચેષ્ટારહિત થઈ જાય છે; તે મોહ પામી જાય છે અને તેથી તેની ચેતનાશક્તિ પણ ગયા જેવી થઈ જાય છે; તથા ધમણ જેમ વાયુ ભરાવાથી ફૂલે છે તેમ તેનું પેટ ફૂલે છે. એવા શ્વાસવાળાને મહાશ્વાસ થયો છે એમ જાણવું.

## ઊર્ધ્વશ્વાસનું લક્ષણ.

**ऊर्ध्वं श्वसन् दीर्घमथोन्नतास्यो न चैव दीनोतिकफावृतश्च ।**
**स्रोतःसु रुद्धेषु च भ्रांतनेत्रःसतूर्ध्वकश्वासनिपीडितः स्यात् ॥**

इति ऊर्ध्वश्वासः ।

ઉર્ધ્વશ્વાસવાળો રોગી લાંબો અને ઉંચો શ્વાસ મૂકે છે. શ્વાસ લેતાં તેનું નાક ઉંચુ થાય છે. તે દીન થયેલો હોતો નથી, પણ તેની શિરાઓ અતિશય કફથી વીંટાયલી હોય છે. જ્યારે વાયુને વેહેવાની શિરાઓ કફથી રોકાઈ જાય છે ત્યારે તેનાં નેત્ર ફરી જાય છે. એવા રોગીને ઊર્ધ્વશ્વાસથી પીડાયલો જાણવો.

## છિન્નશ્વાસનું લક્ષણ.

**शुष्कास्यो दृप्तनेत्रश्च छिन्नश्वासोपि यो नरः ।**
**दाहमूर्छातृषापन्नो [1]ईक्षणं क्षिपते पुनः ।**
**स्वस्थाने नो लयं याति छिन्नश्वासो नरस्य तु ॥**

છિન્નશ્વાસવાળા રોગીનું મોઢું સૂકાઇ જાયછે; તેની આંખો પાણીથી ભરાઇ જાયછે; તેને બસ્તિમાં દાહ થાયછે; તે બેભાન થઇ જાયછે; તરસ ઘણી લાગે છે; અને એક ટસે કોઇ વસ્તુને જોઇ રહેછે. જે માણસને છિન્નશ્વાસ થયો હોય તે શ્વાસ જ્યાંથી ઉપજ્યો હોય તે સ્થાનમાં પાછો જઇને સમાતો નથી. એવાં લક્ષણોથી છિન્નશ્વાસ ઓળખવો.

## અસાધ્યશ્વાસ.

**एते त्रयोप्यसाध्यास्तु महाश्वासस्तथोर्ध्वगः ।**
**छिन्नश्वासस्तथान्योपि नरप्राणापहारकः ॥**

---

१ दक्षणं क्षिपते पुनः. प्र० ३ जी.

ઉપર કહેલા ત્રણે એટલે મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ અને છિન્નશ્વાસ એ ત્રણે શ્વાસ અસાધ્ય છે તથા તેથી એ ત્રણે રોગીના પ્રાણ હરનાર છે એમ જાણવું.

## તમકશ્વાસનું લક્ષણ.

**मोहतृष्णाप्रपन्नश्च प्रताम्यति विनिद्रितः ।**
**शयने वासने वापि[1] न सुखं शीतले भवेत् ॥**
**शुष्कास्यो लालां वमते ललाटे स्वेदमाप्नुयात् ।**
**उद्वृत्ताक्षो भवेद्दीनस्तमः कष्टेन सिध्यति ॥**

તમક શ્વાસવાળાને મૂર્છા થાયછે, તરસ ઘણી લાગે છે, સૂતો હોય ત્યારે પણ શ્વાસની વેદનાથી આકુળ વ્યાકુળ થાયછે અને તેથી ઉંઘ આવતી નથી. ઠંડી જગોમાં અથવા ઠંડા વખતમાં તે રોગની વૃદ્ધિ થાયછે અને બિછાના ઉપર સૂતાં કે આસન ઉપર બેસતાં પણ તેને સુખ ઉપજતું નથી. તેનું મોઢું સૂકાઇ જાયછે; તેમાંથી લાળ અથવા પાતળો અને ચીકણો કફ નીકળે છે. તેના કપાળ ઉપર પરસેવો થાયછે. તેની આંખો ઊંચી ચઢી જાયછે. તથા તે રોગી દીન થઇ જાયછે. એવાં લક્ષણવાળો તમકશ્વાસ મહાકષ્ટે કરીને મટી શકે એવો છે.

## ક્ષુદ્રશ્વાસનું નિદાન.

**त्रासात्क्रोधाच्च वयसा शीतवातातपादिषु ।**
**ज्वरेण वेदनार्तोपि जले मज्जंस्तथा पुनः ॥**
**दाहात्प्रधावनेनापि रूक्षान्नात्यशनादपि ।**
**कोष्ठेऽत्युदीर्यते वायुस्तेन क्षुद्रः प्रजायते ॥**

इति श्वासनिदानम् ।

ત્રાસથી, ક્રોધથી, વૃદ્ધ અવસ્થા થવાથી, ઠંડા વાયુથી, તડકામાં ફરવાથી કે બેસવા વગેરેથી, તાવથી, કોઇ પ્રકારની વેદના થવાથી, પાણીમાં ડૂબીને નીકળવાથી, દાઝવાથી, દોડવાથી અને રૂક્ષ અન્ન ઘણું ખાવાથી, કોઠામાં વાયુ કોપે છે તેથી ક્ષુદ્રશ્વાસ ઉત્પન્ન થાયછે.

---

१ सुखं वै शीतले भवेत्. प्र० २ जी. २ तमसा च. प्र० १ ली.

## શ્વાસરોગની ચિકિત્સા.

**श्वासे च नागरं भार्गी पिबेच्चोष्णेन वारिणा ।**
**अथवा शर्करायुक्तं जयेच्छ्वासं सुदारुणम् ॥**

શ્વાસ રોગ થયો હોય ત્યારે સુંઠ અને ભારંગનું ચૂર્ણ કરીને તેને ગરમ પાણી સાથે પીવું. અથવા સાકર સાથે સુંઠ અને ભારંગનું ચૂર્ણ ખાવું. એથી કરીને અતિદારૂણ શ્વાસ મટી જાયછે.

## ભાર્ગીઆદિ ચૂર્ણ.

**भार्गीफलत्रिककटुत्रयपुष्कराख्यं**
**मांसीसबिल्वलवणानि च कंटकारिः ।**
**चूर्णं जलेन क्वथितेन निहन्ति हिक्कां**
**श्वासं यकृद्विविधकासविकारहारी ॥**

ભારંગ, હરડે, બહેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, પુષ્કરમૂળ, જટામાંસી, બીલી, સિંધવ, સંચળ, વરાગડું, કાચલવણ, બિડલવણ, રીંગણી એ ઔષધોનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવાથી હેડકી, શ્વાસ, યકૃતનો રોગ, અને જૂદા જૂદા પ્રકારની ઉધરસના વિકાર, એ સર્વેને મટાડે છે.

## એલાદિ ચૂર્ણ.

**एलातमालदलनागरवालकौ द्वौ**
**कृष्णा[1] च भार्गिसुरसागुरुचंदनानि ।**
**चूर्णं सिताधिकमिदं पिब शीततोयैः**
**श्वासोर्ध्वकं तमकमेव निहन्ति चाशु ॥**

એલચી, તમાલપત્ર, સુંઠ, પીળો વાળો, કાળો વાળો, પીપર, ભારંગ, તુળસી, અગર, ચંદન, એ ઔષધોના ચૂર્ણમાં સાકર મેળવીને તેને ઠંડા પાણી સાથે પીવું તેથી ઊર્ધ્વશ્વાસ અને તમકશ્વાસ જલદીથી મટે છે.

---

१ पिप्पल्य. प्र० ३ जी.

## ગુડૂચ્યાદિ ક્વાથ.

**गुडूची नागरं भार्गी व्याघ्रीक्वाथः कणायुतः ।**
**कासश्वासौ जयत्याशु गुडेन सैंधवेन च ॥**

ગળો, સુંઠ, ભારંગ, રીંગણી, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં પીપરનું ચૂર્ણ નાખીને તથા તેમાં ગોળ અને સિંધવ નાખીને પીવો. એ ક્વાથ શ્વાસને જલદી મટાડે છે.

## હરીતકી સુંઠી ચૂર્ણ.

**हरीतकीं सनागरं पिबेत् सुखोष्णवारिणा ।**
**निहन्ति कासश्वासौ च जयेच्च कामलामयम् ॥**

હરડે અને સુંઠનું ચૂર્ણ કરીને તેને થોડા થોડા ગરમ પાણીસાથે પીવું. એ ચૂર્ણ ખાંસી અને શ્વાસનો નાશ કરે છે તથ કમળાનો રોગ પણ મટાડે છે.

## સાર્ષપ તેલનો પ્રયોગ.

**गुडेन संयुतं पेयं तैलं सार्षपसंभवम् ।**
**एकविंशाहयोगेन श्वासं मूलान्निकृंतति ॥**

ગોળની સાથે સરસવનું તેલ (સરશિયું તેલ) એકવીશ દિવસ લગી પીવું. એ પ્રયોગ કરવાવડે શ્વાસરોગ મૂળમાંથી મટી જાય છે.

## હિંસ્રાદ્યઘૃત.

**हिंस्रात्रिगंधकृमिशत्रुकरंजकाश्च**
**व्योषं फलत्रिकमथाजपयोजलेन ॥**
**पक्वाज्यपानकविधानमपि प्रशस्तं**
**श्वासं च पंचविधमाशु निहन्ति हिक्काम् ।**

इति हिंस्राद्यं घृतम् ।

જટામાંસી, તજ, તમાલપત્ર, એલચી, વાયવિડંગ, કરંજ, સુંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં, એ સર્વે ઓષધોનો ક્વાથ કરીને તેમાં બકરીનું દૂધ નાખવું. પછી તેમાં બકરીનું ઘી નાંખીને ઉપર

१ पक्कं च. प्र० ३ जी.

કહેલાં ઔષધોનું કલ્ક તેમાં નાખીને ઘીને પકવ કરવું. એ ઘી પીવાના કામમાં ઘણું સારૂં છે. એ ઘી પીવાથી પાંચ પ્રકારનો શ્વાસ તથા હેડકી નાશ પામે છે.

### ભાર્ગ્યાદિ લેહ.

भार्गी च विश्वदशमूलसमा च पथ्या
पादावशेषितजलेन परिस्रुतेषु ।
क्षिप्त्वा गुडं च पुनरेव ततोऽभयाया-
श्चूर्णं तु तत्र विपचेद् विनियोजितं च ॥
उत्तार्यशीतलमतस्त्रिसुगंधकानि
सत्र्यूषणानि सयवाग्रजसंयुतानि ।
लेहः ससारघयुतोप्यभयान्वितोपि
संहारकः श्वसनकासकरोगयोगान् ॥

ભારંગ, સુંઠ, દશમૂળ, તથા તે સર્વની બરોબર હરડે, એટલાં ઔષધો લેઇને તેનો પાણીમાં ચતુર્થાંશ પાણી રહેતાં સુધી ક્વાથ કરવો. એ ક્વાથમાં ગોળ નાખીને તેમાં ફરીને હરડેનું ચૂર્ણ નાખીને પાછું તેને ચૂલે ચડાવવું અને પાક કરવો. એ પાક જાડો થાય ત્યારે નીચે ઉતારી ઠંડા પડવા દેઇને તેમાં તજ, તમાલપત્ર, એલચી, સુંઠ, પીપર, મરી, અને જવખાર, એ ઔષધોનું ચૂર્ણ ભેળવવું. પછી તે અવલેહમાં મધ તથા હરડેનું ચૂર્ણ નાખીને ચાટવો, તેથી તે શ્વાસ અને ખાંસીના રોગનો નાશ કરે છે.

### શ્વાસમાં પથ્યાપથ્ય.

श्वासेन विदलं सेव्यं न शीतं न विदाहि च ।
ज्वरे प्रोक्तानि पथ्यानि कासे प्रोक्तानि तानि च ॥

શ્વાસરોગમાં કઠોળ ખાવું નહિ; ઠંડા પદાર્થ ખાવા નહિ; દાહ કરે એવા પદાર્થો ખાવા નહિ. વળી તાવના રોગમાં જે જે પદાર્થો પથ્ય ગણીને વાપરવાના કહ્યા છે તથા જે જે પદાર્થો ઉધરસના રોગમાં પથ્ય ગણેલા છે તે તે પદાર્થો શ્વાસરોગમાં પણ પથ્યતરિકે ગણીને વાપરવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने श्वास-
चिकित्सा नाम चतुर्दशोऽध्यायः ।

# पंचदशोऽध्यायः ।

## સ્વરભેદરોગની ચિકિત્સા.

### સ્વરભેદરોગના હેતુ.

### आत्रेय उवाच ।

**अत्युच्चभाषणाद्व्यायामात्कफात् शीतसेवनात् ।**
**मार्गं निरुंधते श्लेष्मा तस्मात्संबाध्यते स्वरः ॥**

**આત્રેય કહેછે.**—બહુ ઘાંટો કાઢીને બોલવાથી, કસરત કરવાથી, કફથી અને ઠંડા પદાર્થોનું સેવન કરવાથી, કફ સ્વરવાહિની શિરાઓને રોકે છે અને તેથી સ્વર જોઇએ તેવો નીકળતાં બગડે છે.

### સ્વરભેદના પ્રકાર.

**स चापि षड्विधः प्रोक्तः स्वरघातः समीरणात् ।**
**पित्ताच्च श्लेष्मणा चैव सन्निपातात् क्षतात् क्षयात् ॥**

એ સ્વરભેદ છ પ્રકારનો છે. ૧ વાયુથી થયેલો, ૨ પિત્તથી થયેલો, ૩ કફથી થયેલો, ૪ સન્નિપાતથી થયેલો, ૫ ક્ષતથી છાતીમાં ચાંદી પડવાથી કે વાગવાથી થયેલો, ૬ ક્ષયરોગથી થયેલો.

### સ્વરભેદનાં લક્ષણ.

**वातेन कृष्णदृक्वर्चा घुर्घुरो वा विदीर्यते ।**
**पित्तेन कंकरावः स्यात् पीतविण्मूत्रनेत्रता ॥**
**श्लैष्मिके घुर्घुरायेत श्वेतमूत्री कफातुरः ।**
**समानः सर्वलिंगैस्तु जायते सान्निपातिकः ॥**
**क्षयाद् घर्घररावस्तु कफः पतति पिच्छिलः ।**
**क्षतजे शूलहृद्रोगा घर्घरः श्वसते तथा ॥**

વાયુથી સ્વરભેદ થયો હોય તો રોગીનાં નેત્ર તથા ઝાડો કાળાં થઈ જાય છે અને તેનો શબ્દ ઘોઘરો અથવા ફાટી ગયેલો હોય છે. પિત્તથી થયેલા સ્વરભેદવાળાનો સ્વર ચક્રવાકપક્ષીની ચીસ જેવો હોય છે તથા તેનો ઝાડો, પીશાબ અને નેત્ર પીળાં હોય છે. કફથી થયેલા સ્વર-

ભેદવાળાનો સ્વર ઘોગરો (ગંભીર) હોય છે, તેનો પિશાબ ધોળો હોયછે તથા તે કફથી પીડાય છે. ઉપર જે વાત, પિત્ત અને કફના સ્વરભેદનાં ચિન્હ કહ્યાં તે સર્વે લક્ષણોથી યુક્ત જે સ્વરભેદ હોય તે સાન્નિપાતિક સ્વરભેદ કહેવાય છે. ક્ષયથી થયેલો સ્વરભેદ હોય તો રોગીનો સ્વર ઘોગરો નીકળે છે તથા ચીકણા કફના ગળફા પડે છે. ઉરઃક્ષતથી જો સ્વરભેદ થયો હોય તો શૂળ અને છાતીમાં પીડા થાય છે, તથા રોગીનો સ્વર ઘોગરો થઈને હાંફે છે.

## સાધ્યાસાધ્ય વિચાર.

**इति लक्षणविज्ञानमतो वक्ष्यामि भेषजम् ।**
**वमनं लंघनं चैव पानं चैव विरेचनम् ॥**
**वातपित्तकफः साध्यो द्वन्द्वः कृच्छ्रेण सिध्यति ।**
**असाध्यः सन्निपातोत्थः क्षतजः क्षयजस्तथा ॥**

ઉપર કહ્યાપ્રમાણે સ્વરભેદનું લક્ષણ કહ્યું. હવે હું તે રોગનાં ઓષધ કહું છું. તે ઓષધ વમનરૂપ, લંઘનરૂપ, પાન (પીવાનું) રૂપ, અને વિરેચનરૂપ જાણવું. એ છ પ્રકારના સ્વરભેદમાંથી વાત, પિત્ત અને કફનો સ્વરભેદ તો વમનાદિ ઓષધ લાગુ કરવાવડે મટી શકે છે માટે સાધ્ય છે; બે બે દોષ મિશ્ર થઈને જે સ્વરભેદ થયો હોય તે કેટલીક મેહેનત કર્યા પછી મટી શકે છે માટે કષ્ટસાધ્ય છે; અને સન્નિપાતથી, ક્ષયથી તથા ક્ષતથી થયેલો સ્વરભેદ અસાધ્ય છે.

## વાતસ્વરભેદની ચિકિત્સા.

**यवानी शृंगवेरं च क्राथस्योष्णं पिबेज्जलम् ।**
**सनागरं पिप्पलिमूलरास्ना वचा कणा दारुजलेन कल्कः ॥**
**सुखोष्णपानं कथितं निशासु स्वरोपघातेऽनिलजे कषायः ।**
**स्वरोपघातेऽनिलजे भुक्तोपरिघृतं पिबेत् ।**
**तैलं वा गुडसंयुक्तं शृंगवेररसान्वितम् ॥**

इति वातिकस्वरोपघातचिकित्सा ।

જવાની અજમો અને સુંઠ, એ ઓષધનો ક્વાથ કરીને તેનું ગરમ ગરમ પાણી પીવું, તેથી વાયુથી થયેલો સ્વરભેદ મટી જાય છે.

સુંઠ, પીપરીમૂળ, રાસ્ના, તજ, પીપર, દારૂહળદર, એ ઔષધોનું પાણી કલ્ક કરીને તેને થોડા થોડા ગરમ પાણી સાથે રાત્રે સૂતી વખતે પીવું. અથવા એજ ઔષધોનો ક્વાથ કરીને તે પીવો. તેથી વાયુનો સ્વરભેદ મટી જાય છે.

વાયુના સ્વરભેદમાં ભોજન કર્યા પછી ઘી પીવું; અથવા આદાનો રસ તેલ અને ગોળ, એકત્ર કરીને પીવું.

## પિત્તસ્વરભેદના ઉપાય.

क्षीरपानं निशि शस्तं पीतं वा शर्करान्वितम् ।
गुडः पयः समरिचं पानं वापि प्रशस्यते ॥
कुष्टं मधूकं द्वयकंटकारी गुडूचिका बालककल्कमेवम् ।
सशर्करं पानमिदं प्रशस्तं पित्तप्रसूतस्वरघातशांतये ॥

इति पित्तस्वरोपघातचिकित्सा ।

પિત્તથી થયેલા સ્વરભેદવાળાએ સાકર નાખીને દૂધ રાત્રે પીવું એ ફાયદાકારક છે. અથવા દૂધ, ગોળ અને મરીનું ચૂર્ણ એ ત્રણને એકઠું કરીને તે પીવું એ પણ હિતકારક છે.

ઉપલેટ, જેઠીમધ, રીંગણી, ભોંયરીંગણી, ગળો, વીરણવાળો, એ ઔષધનું કલ્ક કરીને તેમાં સાકર મેળવીને પીવું, એ પિત્તથી થયેલા સ્વરભેદને મટાડવામાં ઘણો સારો ઉપાય છે.

## કફસ્વરભેદના ઉપાય.

पिप्पली मरिचं विश्वा पिप्पलीमूलमेव च ।
पिबेन्मूत्रेण वा कल्कः श्लेष्मभूते स्वरापहे ॥
कुलत्थाढकीयूषं वा पानं सघृतसैंधवम् ।
स्वरोपघाते कफजे पिबेदुष्णोदकं निशि ॥
व्याघ्रीफलं च कुटजं मरिचानि शुंठी
रात्रिद्वयं सुरतरुर्विहितं च कल्कम् ।

१ धन्व. प्र० २ जी.

पानं हितं निशि सुखोष्णमिदं नराणाम्
श्लेष्मोद्भवस्वरविघातविनाशहेतोः ॥

इति श्लेष्मस्वरोपघातचिकित्सा ।

પીપર, મરી, સુંઠ, પીપરીમૂળ, એ ઔષધોનું ગાયના મૂત્રમાં કલ્ક કરવું અને ગોમૂત્ર સાથે પીવું, તેથી કફથી થયેલો સ્વરભેદ મટે છે.

કળથી અથવા તુવેરની દાળનું ઓસામણ કાઢીને તેમાં ઘી તથા સિંધવ નાખીને તે ગરમ હોય તેવું રાત્રે પીવું, તેથી કફનો સ્વરભેદ મટેછે.

ભોંયરીંગણીનાં ફળ, ઇંદ્રજવ, મરી, સુંઠ, હળદર, આંબાહળદર, દેવદાર એ ઔષધોનું કલ્ક કરીને રાત્રે કોશિરિયા ( થોડું ગરમ ) પાણી સાથે પીવું તે ફાયદાકારક છે. એ ઔષધ કફથી થયેલા સ્વરભેદનો નાશ કરે છે.

## ચવ્યાદિ ચૂર્ણ.

चव्याम्लवेतसकटुत्रिकतिंतिडिक-
तालीसजीरकतुगादहनैः समांशैः ।
चूर्णं गुडप्रमृदितं त्रिसुगंधियुक्तं
वैस्वर्यपीनसकफारुचिषु प्रशस्तम् ॥

ચવક, આમ્લવેતસ, સુંઠ, પીપર, મરી, આંબલી, તાલીસપત્ર, જીરૂં, વંશલોચન, ચિત્રો, એ ઔષધો સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ કરવું તથા તેમાં તજ, તમાલપત્ર અને એલચીનું ચૂર્ણ ભેળવીને તે ગોળમાં ચોળીને ખાવું. એ ચૂર્ણ સ્વરભંગ, પીનસ, કફ અને અરૂચિ એ રોગોમાં ફાયદાકારક છે.

## બદરીપત્ર લેહ.

बदरीपत्रकल्कं वा घृतभ्रष्टं ससैंधवम् ।
स्वरभिन्ने तु मनुजे लेह एषः प्रशस्यते ॥
स्वरोपघाते क्षतजे क्षयजे च भिषग्वर ।
प्रत्याख्येयाः क्रियाः कार्या नृणां कष्टनिवृत्तये ॥

બોરડીનાં પાંદડાંનું કલ્ક કરીને તેને ઘીમાં શેકવું. પછી તેમાં સિંધવ નાખીને તેને ઘી સાથે ચાટવું. સ્વરભેદ વ્યાધિમાં એ ચાટણ ઘણું સારૂં ગણાય છે.

હે વૈદ્યોત્તમ! ક્ષતથી અને ક્ષયથી થયેલા સ્વરભંગ રોગમાં રોગીની ઔષધ ઉપચાર વગેરે ક્રિયા કરવાથી કાંઈ ફાયદો થતો નથી; એમ છતાં પણ રોગીની વેદના દૂર કરવાને કાંઈ ક્રિયા કરવી યોગ્ય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने स्वरोप-
घातचिकित्सा नाम पंचदशोऽध्यायः ।

## षोडशोऽध्यायः ।

### ઉલટીના રોગની ચિકિત્સા.

### ઉલટીનો હેતુ.

**आत्रेय उवाच ।**

**भोजनादौ पयःपानादजीर्णात्क्रमिदोषतः ।**
**अतिद्रवैरतिस्निग्धैरत्यंबुलवणादपि ॥**
**तथा गर्भवतीनां च द्रुतभोजनकेन च ।**
**भयश्रमाभ्यां गुल्मेन क्षये व्यायामसेविते ॥**
**जायन्ते बलिनो दोषा आस्ये धावन्ति चोर्ध्वतः ॥**

**આત્રેય કહેછે.**—જમતાં પેહેલાં અતિશય પાણી પીવાથી, અજીર્ણથી, પેટમાં કૃમિ ઉત્પન્ન થવાથી, અતિશય પાતળા પદાર્થો ખાવાથી, અતિશય ચીકણા પદાર્થ ખાવાથી, અતિશય પાણી પીવાથી, અતિખાટા પદાર્થ ખાવાથી, ગર્ભવતી સ્ત્રીઓને ગર્ભના કારણથી, ઘણું ઉતાવળે ભોજન કરવાથી, ભયથી, મેહેનતથી, ગુલ્મરોગથી, ક્ષયથી અને અતિશય કસરત કરવાથી, બળવાન એવા વાતાદિ દોષ પોતાના સ્થાનથી ચલાયમાન થાયછે અને ઉપરની તરફ મુખવાટે ધસીને બાહાર નીકળે છે (તેને ઉલટી કહેછે.)

### ઉલટીના પ્રકાર.

**वमयो विविधाः प्रोक्ताः पंचधा भेदलक्षणैः ।**
**त्रयः पृथग्विधैर्दोषैर्द्वंद्वजाः सन्निपातजाः ॥**

**अत्यंबुपानाद्भवति पंचमी च वमिस्तथा ।**
**कदशनाद्भवते चान्या शृणु तासां हि लक्षणम् ॥**

ઉલટીઓના પ્રકાર અનેક છે તથાપિ તેના ભેદનાં લક્ષણો ઉપરથી તેના પાંચ પ્રકાર કરેલા છે. વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષ જાદા જાદા કોપવાથી થયેલી ઉલટીના ત્રણ પ્રકાર છે. એ દોષોમાંના બે બે દોષ મળવાથી થયેલી ઉલટી દ્વંદ્વજા કહેવાય છે, અને ત્રણ દોષ એકઠા મળવાથી થયેલી ઉલટી સન્નિપાત ઉલટી કહેવાય છે. ઘણું પાણી પીવાથી જે ઉલટી થાયછે તે પાંચમા પ્રકારની છે. વળી એક જાતની ઉલટી નઠારૂં અન્ન ખાવાથી થાયછે. હવે એ ઉલટીઓનાં લક્ષણો સાંભળો.

**વાતછર્દિનું લક્ષણ.**

**हृत्पार्श्वशूलं सोद्गारं तथा च बहुफेनिलम् ।**
**कृच्छ्रेण वम्यं वमते मुखे [1]वैरस्यमावहन् ॥**
**श्यावास्यनखमुत्क्लेदं रोमहर्षं च वेपते ।**
**एतैर्लिंगैस्तु विज्ञेया वातछर्दिर्भिषग्वर ॥**

વાયુના કોપથી થયેલી ઉલટીવાળાને છાતીમાં અને પાસાંમાં શૂળ થાયછે; ઓડકાર આવેછે; જે પદાર્થની ઉલટી થાયછે તે ઘણા ફીણવાળો હોયછે અને તેની ઉલટી મહાકષ્ટે કરીને થાયછે; તેનું મુખ વિરસ અથવા ફીકું થઇ જાયછે; તેના નખ અને મોઢાની કાંતિ કાળી પડી જાયછે; તેને ઉલટીના ઉછાળા વારંવાર આવે છે; તેનાં રૂવાં ઉભાં થાયછે તથા તેનું શરીર કંપે છે. હે વૈદ્ય શ્રેષ્ઠ! એવાં ચિન્હ ઉપરથી વાયુની ઉલટી ઓળખવી.

**પિત્તછર્દિનું લક્ષણ.**

**सपित्तं हरितं चाम्लं पिपासाभ्रमशोषयुक् ।**
**संतापदाह[2]हृद्रोगाच्छर्दिं वै पैत्तिकीं विदुः ॥**

પિત્તની ઉલટીવાળાને પિત્તસહિત લીલું તથા ખાટું વમન થાયછે. તેને તરસ લાગે છે; ફેર આવે છે; તથા મોઢામાં શોષ પડે છે. વળી તેનું શરીર તપી ઉઠે છે; દાહ થાયછે; અને છાતીમાં દરદ થાયછે. એવાં લક્ષણો ઉપરથી પિત્તની ઉલટી જાણવી.

---

१ वैरस्यताश्वसन्. प्र० ३ जी. २ हृन्मोहात्. प्र० ३ जी.

## કફછર્દિનું લક્ષણ.

**तंद्रालस्यं समधुरं घनं च सकफं वमेत् ।**
**सश्वेतं पिच्छिलं वापि सा वांतिः कफसंभवा ॥**

જે મનુષ્યને ઘેન અને આળસ થતું હોય; તથા જેને મધુર, જાડું, કફયુક્ત, ધોળું અને ચીકણું, વમન થતું હોય, તેને કફથી થયેલી ઉલટી થઇ છે એમ જાણવું.

## ત્રિદોષ છર્દિનું લક્ષણ.

**शूलदाहारुचिस्वेदं वैरस्यं धूमगंधता ।**
**तोदमूर्छा च प्रस्वेदो जायते सा त्रिदोषजा ॥**

જે ઉલટીમાં રોગીને શૂળ, દાહ, અરૂચિ, પરસેવો, વિરસતા, ધુમાડા જેવો વાસ, તોદ (સોયો ઘોચાતી હોય એવી વેદના,) મૂર્છા, અને મુખમાંથી પાણી છૂટવું, એવાં ચિન્હ થતાં હો[illegible] તેને ત્રિદોષથી થયેલી ઉલટી જાણવી.

## આમથી થયેલી છર્દિનું લક્ષણ.

**आमजे शूलरोगार्तिः पर्वभेदो भ्रमः क्लमः ।**
**शोषः शिरोव्यथा क्लेदो नेत्रे गम्भीरमृच्छति ॥**

આમથી ઉલટી થઇ હોય તો ઉલટીવાળાને શૂળરોગની પીડા થાયછે, સાંધામાં ફાટ થાયછે, ફેર આવે છે, થાક લાગે છે, શોષ પડે છે, માથામાં વેદના થાયછે, મુખમાં પાણી છૂટે છે અને આંખો ઊંડી પેશી જાયછે.

## અજીર્ણથી થયેલી છર્દિનું લક્ષણ.

**खल्ली वा वेष्टनं वापि अजीर्णाज्जायते वमिः ।**
**सापि स्निग्धा च रूक्षा च द्विविधा जायते वमिः ॥**
**गम्भीरनेत्रो वमते विड्बन्धो वातिसार्यते ।**
**गात्रे खल्ल्युदरे शूलं तथा शोषातिमूर्च्छना ॥**
**विकलाङ्गो भ्रमार्तश्च भ्रमन्तं पश्यते जगत् ।**
**शिरोऽर्तिर्वेपतेऽत्यर्थं करपादौ हिमोपमौ ॥**

**एतैर्लिङ्गैस्तु संयुक्तां छर्दिं दूरे परित्यजेत् ।**
**असाध्या सर्वयोगैस्तु साप्यजीर्णात्सुधीमता ॥**

इति छर्दिलक्षणम् ।

જેને અજીર્ણથી ઉલટી થઇ હોય તેને હાથે પગે ખાલી ચઢે છે તથા ગોટલા ચઢે છે. અજીર્ણની ઉલટી સ્નિગ્ધ અને રૂક્ષ એવા બે પ્રકારની છે. એ ઉલટીમાં રોગીની આંખો ઊંડી ઉતરી જાયછે અને તે ઓકે છે. તેને ઝાડો બંધ રહે છે કે કાંતો અતિસાર થાયછે. શરીરે ખાલીઓ ચઢી જાયછે અને પેટમાં ચુંક આવે છે. મોઢે શોષ પડે છે, રોગી બેભાન થઈ જાયછે. તેનાં અંગ વિકળ થઈ જાયછે તેને ફેર આવે છે તથા તે પોતાની આસપાસના આખા જગતને ફરતું દેખે છે. તેના માથામાં પીડા થાયછે. તે અત્યંત ધ્રુજે છે તેના હાથ તથા પગ ટાઢા હીમ જેવા થઇ જાયછે. એવાં ચિન્હથી યુક્ત ઉલટીવાળા રોગીને આઘે-થીજ પડતો મૂકવો, અર્થાત્ તેની ચિકિત્સા કરવી નહિ. એ ઉલટી ગમે તેવા ઉપાયથી પણ મટતી નથી, તેને બુદ્ધિમાન્ વૈદ્યે અજીર્ણથી થયેલી છે એમ જાણવું.

**વાયુની છર્દિનો ઉપાય.**

**सपञ्चमूलीक्वथितः कषायः ससैन्धवं चामलकं च कल्कः ।**
**क्वाथं पिबेन्मिश्रितपिप्पलीकं सवातच्छर्देर्विनिवारणं च ॥**

પંચમૂળીનો ક્વાથ કરીને તેમાં આમળાં તથા સિંધવનું કલ્ક નાખવું. તથા પીપરનું ચૂર્ણ નાખવું. એ ક્વાથ પીવાથી વાયુની ઉલટી મટી જાયછે.

**પિત્તની છર્દિનો ઉપાય.**

**देयात्[1] क्षीरं शर्करया नरस्य**
**पित्तोद्भूतां वांतिं शीघ्रं निहन्ति ।**
**द्राक्षा वापि क्षीरविदार्या[2] विचूर्णे**
**लेहो हन्ति सारघेणापि वांतिम् ॥**

પિત્તથી ઉલટી થઇ હોય તેને સાકર સાથે દૂધ પાવું; તેથી તેની પિત્તથી થયેલી ઉલટી તરત બેશી જાયછે, અથવા દ્રાક્ષ અને સફેત ભોંય કોહોળાનું ચૂર્ણ કરીને તેને મધ સાથે ચાટવાથી પિત્તની ઉલટી શમે છે.

---

१ हन्यात्. प्र० २-३ जी. २ क्षीरदार्या. प्र० १ ली.

### કફછર્દિનો ઉપાય.

**फलत्रिकं पुष्करकं वचां च तथाभयासैन्धवकं गुडेन।**
**चूर्णं विलिह्यात् कफवान्तिहंतृ नरस्य मूत्रेण युतं च पानम्॥**

હરડે, બહેડાં, આમળાં, પુષ્કરમૂળ અને વજ, એ ઔષધોનું ચૂર્ણ ગાયના મૂત્ર સાથે પાવું; અથવા હરડે, સિંધવ અને ગોળ, એ ઔષધોનું ચૂર્ણ ગાયના મૂત્ર સાથે પાવું; તેથી કફથી થયેલી ઉલટી નાશ પામે છે.

### ત્રિદોષ છર્દિનો ઉપાય.

**सठी दार्व्यभया शुण्ठी मागधी घृतसंयुता।**
**चूर्णं तक्रेण संयुक्तं हन्ति छर्दिं त्रिदोषजाम्॥**

પડકચુરો, દારૂહળદર, હરડે, સુંઠ, પીપર, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં ઘી નાખવું, અને પછી તેને ખાઇને ઉપર છાશ પીવી, એવી રીતે છાશ તથા ઘી સાથે એ ચૂર્ણ પીવાથી ત્રિદોષની ઉલટી દૂર થાયછે.

### તાવવાળાની ઉલટીનો ઉપાય.

**रक्तशाल्योद्भवा लाजा मधुशर्करयान्विता।**
**ज्वरार्तस्य वमिं शीघ्रं नाशयत्येव मे मतम्॥**

રાતી ડાંગરની ધાણી મધ તથા સાકર સાથે ખાવાથી તાવવાળાની ઉલટી તત્કાળ મટી જાય છે એમ અમારૂં માનવું છે.

### આમલકી લેહ.

**आमलक्या रसेनाथ घृष्टं चन्दनकं मधु।**
**गुटिकामलमानेन लेहो हन्ति वमिं ध्रुवम्॥**

આમળીનાં રસમાં સફેદ ચંદન ઘસવું તથા તેમાં મધ અને આમળાનાં પ્રમાણમાં સાકર નાખીને ચાટણ કરવું. એ ચાટણ ઉલટીને નિશ્ચય મટાડે છે.

**आर्द्रं दाडिमनिर्यासश्चाजाजी शर्करान्विता।**
**सतैलमाक्षिकं वापि चत्वारः कवलग्रहाः॥**
**चत्वारो रोचकान् हन्ति वाताद्यान् द्वन्द्वजांस्त्रयः।**

સાકર સાથે આદાનો રસ, અથવા દાડીમનો રસ અને સાકર, અથવા જીરૂં અને સાકર, અથવા તેલ અને મધ, એ ચારના કવલ

લેવાથી ચાર પ્રકારના અરોચક મટે છે; અને વાયુ આદિ ત્રણ દોષ તથા બે બે દોષ મળવાથી થયેલા દ્વંદ્વરૂપ ત્રણ દોષના વિકારો પણ નાશ થાય છે.

## વાયુની ઉલટીના ઉપાય.

[1]रजनीद्वयं च त्रिकटु त्रिफला मधुकं च यावशूकं च ।
समकृतमिति चूर्णमिदं मधुना युक्तं वमिं निवारयति ॥

હળદર, દારૂહળદર, સુંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં જેઠીમધ, જવખાર, એ સર્વે સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી ઉલટી મટે છે.

## બીજો ઉપાય.

सगुडं दाडिमं द्राक्षा पथ्या वा नागरं च गुडयुक्तम् ।
त्रिवृता नागरमथवा गुडेन युक्तं वमिं हरति ॥

इति वातच्छर्दिचिकित्सा ।

ગોળ સાથે દાડિમ અને દ્રાક્ષનું કલ્ક ખાવાથી; અથવા હરડે અને સુંઠનું ચૂર્ણ ગોળ સાથે ખાવાથી, અથવા નસોત્તર તથા સુંઠનું ચૂર્ણ ગોળ સાથે ખાવાથી ઉલટી મટે છે.

## પિત્તની ઉલટીની ચિકિત્સા.

पर्पटं सगुडं क्वाथं शीतलं पाययेन्नृणाम् ।
हन्ति वमिं महाघोरां सपित्तां भ्रमसंयुताम् ॥
काकोली काकमाची च क्वाथं शर्करया युतम् ।
लाजा शर्करसंयुक्ता हन्ति पित्तवमिं नृणाम् ॥
मातुलुङ्गरसश्चैव पथ्या शर्करया युतः ।
हन्ति कासं पित्तभवं वमिं शीघ्रं नियच्छति ॥
दृष्ट्वा पित्तवमिं घोरां सदाहभ्रमदायिनीम् ।
तस्यारग्वधपत्राणि मधुशर्करयान्वितम् ।
क्षीरपानं प्रशस्तं वा मुस्ताशर्करयान्वितम् ॥

इति पित्तच्छर्दिचिकित्सा ।

---

१ त्रिकटुकरजनीद्वयं च फलात्रिकमध्वा च यावशूकं च. प्र० १ ली.

પિત્તપાપડાના ક્વાથમાં ગોળ નાખીને તેને ઠંડો પડવા દેઇને પાવાથી પિત્ત યુક્ત અને ભ્રમવાળી મહાભયાનક ઉલટી નાશ પામે છે.

કાકોલી અને કાકમાચી નો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પાવાથી પિત્તની ઉલટી મટે છે.

ડાંગરની ધાણીમાં સાકર નાખીને તે પાવાથી પિત્તની ઉલટી મટે છે.

બીજોરાના રસમાં હરડેનું ચૂર્ણ તથા સાકર નાખીને પાવાથી પિત્તથી થયેલી ઉધરસ તથા ઉલટી એ બન્ને જલદીથી મટી જાય છે.

જો કોઈ મનુષ્યને દાહ અને ફેર સહિત ભયાનક પિત્તની ઉલટી થયેલી જોવામાં આવે તો તેને ગરમાળાનાં પાંદડાંનો ક્વાથ પાવો; અથવા તે ક્વાથમાં મધ સાકર નાખીને તે પાવો; અથવા મધ સાકર સાથે દૂધ પીવું; અથવા મોથ અને સાકરની સાથે દૂધ પાવું.

## કફની ઉલટીની ચિકિત્સા.

जम्ब्वाम्रकप्रवालानि दाडिमामलकं तथा ।
मस्तुनापेषितं पानं हन्याच्छ्लेष्मवमिं नृणाम् ॥
सर्जार्जुनधवकदम्बककोलचूर्णं
धन्याकशुंठिसहितं सगुडं प्रदद्यात् ।
श्लेष्मोद्भवं वमनमाशु निहन्ति पुंसां
शुंठीकणामधुविडङ्गयुतोऽपि लेहः ॥

इति श्लेष्मच्छर्दिचिकित्सा ।

જાંબુડો અને આંબો, એ બેનાં કુમળાં કુમળાં પાંદડાં, દાડમ, અને આમળાં, એ ઔષધો લાવીને તેને દહીંના પાણી સાથે વાટીને પાવાથી મનુષ્યોની કફની થયેલી ઉલટી નાશ પામે છે.

સર્જ અથવા રાળના ઝાડની છાલ, સાદડની છાલ, ધાવડાની છાલ, કદંબની છાલ, બોરડીની છાલ, ધાણા, સુંઠ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તે ગોળ સાથે આપવું તેથી કફથી થયેલી ઉલટી જલદી મટે છે.

સુંઠ, પીપર અને વાયવિડંગ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેને મધમાં ચાટવાથી કફની ઉલટી મટે છે.

---

१ मधुना. प्र० ३ जी. २ शृंगीघना च सहितं प्र० २-३ जी.

## ત્રિદોષ છર્દિની ચિકિત્સા.

एलालवङ्गगजकेसरकोलसर्ज-
लाजाप्रियङ्गुघनचन्दनपिप्पलीनाम् ।
चूर्णानि मार्कवसितासहितानि लिढ्वा
छर्दि निहन्ति कफमारुतपित्तजां च ॥
एलादलानि गजकेसरकत्वचं वा
लामज्जकं बदरमज्ज घनं प्रियङ्गुम् ।
स्यात् चन्दनं मगधजासमचूर्णितं च
लिढ्वा सितासमं त्रिदोषवमिं जघान ॥

इत्येलाद्यं भेषजम् ।

એલચી, લવંગ, નાગકેસર, બોર, સર્જ ( રાળનું ઝાડ ), ડાંગરની ધાણી, નખલા, મોથ, ચંદન, પીપર, એ ઔષધોનું ચૂર્ણ કરીને ભાંગરાનો રસ તથા સાકર એ બેની સાથે ચાટવાથી ત્રિદોષથી થયેલી ઉલટી નાશ પામે છે.

એલચી, તમાલપત્ર, નાગકેસર, તજ, પીળો વાળો, બોરની બીજ, મોથ, નખલા, ચંદન, પીપર, એ સર્વેને સમાન ભાગે લેઈને તેનું ચૂર્ણ કરીને તેને સાકર સાથે ચાટવાથી ત્રિદોષની ઉલટી નાશ પામે છે.

## ઉલટીની શમનાદિ ક્રિયા.

ऊर्ध्वभागगते दोषे विरेकश्च प्रशस्यते ।
तस्मिन् यातेऽप्यधोभागे वमनं शाम्यति ध्रुवम् ॥
अथवा द्विभागगते तदा देयाभया मधु ।
क्रिमिजं वमनं ज्ञात्वा क्रिमीणां शमनक्रिया ॥

જો વાતાદિ દોષ ઉપરના ભાગમાં ગયા હોય એટલે મુખાદિદ્વારા ઉલટી કરતા હોય તો તે રોગીને વિરેચન આપવું એ હિતકારક છે; કેમકે વાતાદિ દોષ તેથી કરીને નીચેની તરફ જાય છે અને તેથી ઉલટી શમે છે. પણ જો વાતાદિ દોષ ઉપર અને નીચે બન્ને ભાગમાં ગયા હોય, એટલે ઉલટી અને ઝાડો બન્ને થયાં હોય, તો હરડે તથા મધ ચટાડવાં. જો કૃમિના ઉપદ્રવથી ઉલટી થઈ હોય તો જેથી કૃમિ શમે એવું ઔષધ આપવું.

## ઉલટીવાળાનું પથ્યાપથ્ય.

न चोष्णं नातिचाम्लं च न तीक्ष्णं न तथा लघु ।
तन्दुलीयकशाकं वा न मद्यं काञ्जिकं न तु ॥
वमिदोषे च कथितं पथ्यं चात्र शृणुष्व मे ।
आनूपं शालिभक्तं च शतपुष्पा च वास्तुकम् ॥
आढकी मुद्गयूषं च दधि गुडघृतान्वितम् ।
अङ्गारमण्डका चाथ वमौ पथ्यं प्रशस्यते ॥
यथाबलं यथाकालं यथारोगं यथानलम् ।
तथा दृष्ट्वा प्रकुर्वीत पथ्यानां समुपक्रमम् ॥
दिवा निद्रां प्रयुञ्जीयात् वमौ श्वासेऽतिसारके ।
हिक्काशोषे तथाजीर्णे वमिक्लेदेऽथवा पुनः ॥
न चोष्णतोयपानं च नातिभोजनमेव च ।
न धावनं न वक्तव्यं वर्जयेद्वमनार्दिते ॥

ઉલટીના રોગીને ગરમ, અતિશય ખાટું, તીક્ષ્ણ, હલકું, તાંદળજાનું શાક, મદ્ય, કાંજી, એમાંનું કાંઈ આપવું નહિ. હવે એ રોગવાળાને શું પથ્ય આપવું તે હું કહું છું; તું સાંભળ. પાણથળ પ્રદેશનાં જાનવરોનાં માંસ, શાલિજાતની ડાંગરના ચોખાનો ભાત, સુવાની ભાજી, વથુઆનું શાક, તુવરની અને મગની દાળનું પાણી, દહીં, ગોળ અને ઘી સાથે અંગારાપર શેકેલા માંડા, એવા પદાર્થો ઉલટીના રોગવાળાને પથ્ય છે. એ પથ્ય કહ્યાં છે તેમાં પણ રોગીનું બળ જોઇને તેને પાચન થઈ શકે તેટલા વજનમાં એ પદાર્થો આપવા; વસંતાદિ સમય જોઇને તે ઋતુમાં દોષ કોપ ન કરે એવા પદાર્થો આપવા; અને એજ પ્રમાણે રોગ અને જઠરાગ્નિ ઉપર વિચાર કરીને પથ્ય આપવું. ઉલટીના રોગમાં, શ્વાસરોગમાં, અતિસારના રોગમાં, હેડકીના રોગમાં, શોષ રોગમાં, અજીર્ણમાં અને ઉલટીની મોળ આવતી હોય ત્યારે રોગીને ઉંઘ ફાયદાકારક છે માટે તેને દિવસે ઉંઘવાની આજ્ઞા આપવી. ઉલટીવાળાએ ગરમ પાણી પીવું નહિ; અતિશય ખાવું નહિ; દોડવું નહિ; અથવા અતિશય બોલવું નહિ. એટલાં વાનાં ઉલટીથી પીડાયલા માણસે તજવાં જેવાં છે.

इत्यात्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने छर्दिचिकित्सा नाम षोडशोऽध्यायः ।

# सप्तदशोऽध्यायः ।

## તરસ અને તાલુશોષની ચિકિત્સા.

### તૃષાના હેતુ અને પ્રકાર.

**आत्रेय उवाच ।**

**भयश्रमाद्बलहीनाद्विदलात् रूक्षसेवनात् ।**
**आतपे वा ज्वरे जीर्णे क्षयाच्चैव क्षतात् तथा ॥**
**ततः संकुपिता दोषा वातपित्तकफास्त्रयः ।**
**चतुर्थी क्षतजा प्रोक्ता पञ्चमी क्षयजा स्मृता ॥**
**षष्ठ्यजीर्णा तथा प्रोक्ता सप्तमी रूक्षसेवनात् ।**
**अष्टमी स्याज्ज्वरोत्पन्ना लक्षणानि शृणुष्व मे ॥**

**આત્રેય કહેછે:**—ભયથી, શ્રમથી, બલહીન થવાથી, કઠોળ ખાવાથી, લૂખા પદાર્થ ખાવાથી, તડકામાં ફરવાથી, તાવથી, અજીર્ણથી, ક્ષયથી, ક્ષતથી, એ કારણોથી વાયુ, પિત્ત, અને કફ, એ ત્રણ દોષ કોપ પામે છે, અને તે ત્રણ પ્રકારની તરસને ઉત્પન્ન કરે છે. હથિયાર વગેરે કાંઈ વાગવાથી લોહી વહી જાય છે તેથી જે તરસ ઉત્પન્ન થાય છે તે ક્ષતજ નામે ચોથા પ્રકારની કહેવાય છે. ક્ષયથી ઉત્પન્ન થયેલી તરસ પાંચમા પ્રકારની છે. અજીર્ણથી ઉત્પન્ન થયેલી તરસ છઠ્ઠા પ્રકારની છે. રૂક્ષ પદાર્થોના સેવનથી થયેલી તરસ સાતમા પ્રકારની છે. તાવથી ઉત્પન્ન થયેલી તરસ આઠમા પ્રકારની છે. હવે તે તરસનાં લક્ષણો સાંભળો.

### વાયુની તૃષાનાં લક્ષણ.

**क्षामः श्यावास्यता चाथ वैरस्यं वेपथुस्तथा ।**
**वातेन सा भवेत् तृष्णा विज्ञेया भिषजां वरैः ॥**

વાયુથી થયેલી તરસવાળાનું મોઢું સૂકાઈ જાય છે—લેવાઈ જાય છે, તથા તેનો વર્ણ શ્યામ થઇ જાય છે; મોઢાનો સ્વાદ ફીકો થઈ જાય છે; શરીર કંપે છે; એવાં એવાં (વાયુનાં) લક્ષણોથી ઉત્તમ વૈદ્યોએ વાયુની તરસ ઓળખવી.

## પિત્તની તરસનાં લક્ષણ.

**शीततोयाभिलाषं च भ्रमो दाहो प्रलापता ।**
**मूर्छा च लोहिते नेत्रे तृष्णा पित्तोद्भवा मता ॥**

જે તરસવાળા રોગીને ઠંડું પાણી પીવાની ઇચ્છા થતી હોય, ફેર આવતી હોય, છાતીમાં દાહ થતો હોય, મોઢે લવારી થતી હોય બેભાનપણું થઈ જતું હોય, અને આંખો લાલચોળ થઈ જતી હોય, ત્યારે તેને પિત્તથી થયેલી તરસવાળો જાણવો.

## કફની તરસનાં લક્ષણ.

**निद्रा श्यावास्यतालस्यं बलासोष्णाभिलाषता ।**
**प्रतिश्यायाङ्गशैत्यं च श्लेष्मणो जायते तृषा ॥**

કફથી ઉત્પન્ન થયેલી તરસવાળાને ઊંઘ આવે છે, મુખની કાંતિ કાળી થઈ જાય છે, શરીરમાં આળસ આવે છે, કફનો વધારો માલમ પડે છે, ગરમ વસ્તુઓની ઇચ્છા થાય છે, સળેખમ થાય છે અને શરીર ઠંડું પડી જાય છે.

## ત્રિદોષની તરસનાં લક્ષણ.

**हृच्छूलं वमनं दाहो भ्रमो वा शिरसो व्यथा ।**
**वेपथुश्चाङ्गशैत्यं च त्रिदोषप्रभवा तृषा ॥**

इति त्रिदोषतृष्णालक्षणम् ।

છાતીમાં શૂળ, ઉલટી, દાહ, ફેર આવવા, માથું દુઃખવું, શરીર કંપવું અને શરીર ઠંડું થવું, એવાં ચિન્હોપરથી ત્રિદોષથી ઉત્પન્ન થયેલી તરસ જાણવી.

## અજીર્ણ તૃષાનાં લક્ષણ.

**वक्त्रे शोषो भवेज्जृम्भा शिरोऽर्तिर्गुरुतोदरे ।**
**अजीर्णेनाथ मनुजे तृष्णा संलक्ष्यते गदः ॥**

જે પુરૂષને અજીર્ણથી તરસ ઉત્પન્ન થઈ હોય તેના મોઢામાં પાણીનો શોષ પડે છે, બગાસાં આવે છે, માથું દુખે છે અને પેટમાં ભાર લાગે છે. એવાં લક્ષણોપરથી રોગીએ જાણવું કે અજીર્ણથી તરસનો રોગ થયો છે.

## રસક્ષય તૃષાનાં લક્ષણ.

**रसक्षये यदा तृष्णा तथा क्षामः क्षुधातुरः ।**
**ग्लानिः शोषो भ्रमः श्वासो दैन्यमाशु प्रवर्तते ॥**

રસ નામના ધાતુનો ક્ષય થવાથી જ્યારે તરસ ઉત્પન્ન થાય છે ત્યારે રોગીનું શરીર સૂકાઈ જાય છે અને ભૂખથી પીડાય છે. વળી તેને ગ્લાનિ, શોષ, ભ્રમ, શ્વાસ, અને દીનતા, એવાં ચિન્હો જલદી પ્રકટ થાય છે.

## ક્ષતક્ષય વગેરે તૃષાનાં લક્ષણ.

**क्षतक्षयेषु या तृष्णा तस्यां नान्नाभिनन्दनम्[1] ।**
**अन्या ज्वरातुरे प्रोक्ता तृष्णा सा ज्वरवेगजा ।**
**अन्यातिसारे शूले वा तृष्णा ज्ञेया भिषग्वरैः ॥**

કાંઈ હથિયાર વગેરે વાગવાથી તથા ક્ષયથી જે તૃષા ઉત્પન્ન થાય છે તેમાં રોગીને ખોરાક ખાવાની પ્રીતિ થતી નથી. તાવવાળાને જે તરસ લાગે છે તે બીજી જાતની તૃષા છે; તેને જ્વર વેગથી અથવા તાવના વેગથી ઉત્પન્ન થયેલી કહે છે. વળી વૈદ્યોએ જાણવું કે અતિસારમાં તથા શૂળ રોગમાં જે તરસ લાગે છે તે પણ એક તૃષારોગનો પ્રકાર છે.

## અસાધ્ય તૃષ્ણાનાં લક્ષણ.

**तृष्णातिसारवमनं दाहो मूर्च्छा भ्रमश्च शोषश्च ।**
**तोयेन याति तृप्तिं तां चासाध्यां विजानीहि ॥**

इति तृष्णालक्षणम् ।

જે તૃષાના રોગીને પાણીની તરસ ઘણી લાગતી હોય, અતિસાર થયો હોય, ઉલટી થઈ હોય, દાહ થયો હોય, મૂર્છા થતી હોય, ફેર આવતા હોય, મોઢું સૂકાઈ જતું હોય અને પાણી પીવાથી તૃપ્તિ ન થતી હોય, તે તરસને અસાધ્ય તરસ જાણવી. અર્થાત્ ઔષધોપચાર કરવાથી પણ તે તરસ મટતી નથી.

## વાયુની તરસનો ઉપાય.

**तृष्णां वातोद्भवां दृष्ट्वा शस्यते सगुडं दधि ।**
**सगुडं वामृताक्वाथं पीतं वाततृषापहम् ॥**

---

1 नानाभिनन्ददः. प्र० १ ली.

વાયુથી ઉત્પન્ન થયેલી તરસવાળાને ગોળ સાથે દહીં ખવરાવવું એ હિતકારક છે. અથવા ગળોનો ક્વાથ કરીને તેમાં ગોળ નાખીને પીવાથી પણ વાયુની તરસ દૂર થાય છે.

### બીજો ઉપાય.

शुण्ठी च जाज्या सह शृङ्गवेरं
जलेन सौवर्चलयुक्तकल्कः ।
पिबेत् कषायं च सुशीतलं वा
वातोद्भवां चाशु निहन्ति तृष्णाम् ॥

इति वाततृष्णा ।

સુંઠ, જીરૂં, આદું, અને સંચળ, એ ઔષધોનું પાણીમાં કલ્ક કરીને તે પીવું. અથવા એ ઔષધોનો ક્વાથ કરીને સારી રીતે ઠંડો પડવા દઇને પછી તે પીવો તેથી વાયુની તરસ મટી જાય છે.

### પિત્તની તરસનો ઉપાય.

काश्मर्यं पद्मकोशीरं द्राक्षा मधुकचन्दनम् ।
वालकं शर्करायुक्तं क्वाथं पित्ततृषापहम् ॥

લઘુશીવણ, પદ્મકાષ્ઠ, કાળો વાળો, દ્રાક્ષ, જેઠીમધ, ચંદન, વીરણવાળો, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પાવાથી પિત્તની તરસ મટે છે.

### બીજો ઉપાય.

वटद्रुमो रोध्रसिता च चन्दनं सदाडिमं तण्डुलधावनेन ।
पिष्टं च शीतेन जलेन वापि पीतं च पित्तोत्थतृषापहं च ॥

વડની વડવાઇના અંકુર, અથવા વડના ઝાડની છાલ, લોધર, સાકર, ચંદન, દાડિમ, એ સર્વને ચોખાના ધોવરામણમાં વાટીને ઠંડા પાણી સાથે પીવાથી પિત્તની તરસ મટે છે.

### ત્રીજો ઉપાય.

कुष्ठमुत्पललाजां च न्यग्रोधस्य प्ररोहकान् ।
सचूर्णा शर्करायुक्ता गुटी तृष्णानिवारणी ॥

ઉપલેટ, કમળ, ડાંગરની ધાણી, વડની વડવાઈના અંકુર, એ

સર્વેને બારીક વાટીને તેની ગોળી સાકર સાથે કરવી. એ ગોળી ખાવાથી પિત્તની તરસ મટે છે.

### ચોથો ઉપાય.

द्राक्षोत्पलं सयष्टीकं शस्तं चेक्षुरसेन हि ।
पीतं पित्तोद्भवां तृष्णां हन्ति दाहं च पित्तजम् ॥

દ્રાક્ષ, કમળ, જેઠીમધ, એ સર્વેનું ચૂર્ણ કરીને શેરડીના રસ સાથે પીવાથી પિત્તની તરસ મટે છે તથા પિત્તથી થયેલો દાહ પણ મટે છે.

### પાંચમો ઉપાય.

आकण्ठं शर्करायुक्तं क्षीरं युक्त्या पिबेन्नरः ।
वमनं च तदा कुर्याद्धन्ति तृष्णां च पैत्तिकीम् ॥

સાકર અને દૂધ એકઠું કરીને તેને તરસવાળા મનુષ્યે વિધિ પ્રમાણે ગળાસુધી ખૂબ પીવું અને પછી ઉલટી કરવી. એવી રીતે ઉલટી થયાથી પિત્તની તરસ મટી જશે.

### છઠ્ઠો ઉપાય.

लोष्टप्रतप्ततोयं च निर्वाप्य शीतलं कृतम् ।
पिबेत् तृष्णाविनाशाय जलं वा चन्दनान्वितत् ॥

इति पित्ततृष्णा ।

માટીનો ગોળો ગરમ લાલચોળ તપાવીને તેને પાણીમાં નાખવો. પછી તે પાણી ઠંડું થયા પછી પીવું અથવા તે પાણીમાં ચંદન નાખીને પીવું તેથી પિત્તની તરસ મટે છે.

### કફની તરસના ઉપાય.

जम्ब्वाम्रकप्रवालानि तथा लाजा सचन्दनम् ।
धातकीकुसुमानि स्युः पिष्ट्वा सारघसंयुतः ॥
श्लेष्मतृष्णापहो लेहो दाहमूर्छाभ्रमापहः ।
पिबेच्चाढकियूषं च लाजाशर्करयान्वितम् ॥

**क्षीरपानं समरिचं जलं वा मरिचान्विम् ।**
**श्लेष्मतृष्णाविनाशाय पिबेद्वा कोलकं पयः ॥**

इति श्लेष्मतृष्णा ।

જાંબૂડો તથા આંબો, એ બે ઝાડનાં કૂમળાં કૂમળાં પાંદડાં, ડાંગરની ધાણી, ચંદન, ધાવડીનાં ફૂલ, એ સર્વને બારીક વાટીને તેને મધ સાથે મેળવીને ચાટવું. એ અવલેહ કફની તરસને મટાડનારો છે તથા દાહ, મૂર્છા અને ભ્રમ, એ ઉપદ્રવોને દૂર કરનારો છે.

તુવેરની દાળનું ઓસામણ, ડાંગરની ધાણી અને સાકર સાથે પીવું. અથવા મરીનું ચૂર્ણ નાખીને દૂધ પીવું. અથવા મરીનું ચૂર્ણ નાખીને પાણી પીવું. અથવા બોરને પાણીમાં ઉકાળીને તે પાણી પીવું. એ સઘળા ઉપાય કફની તરસને મટાડનારા છે.

## ત્રિદોષ તૃષ્ણાની ચિકિત્સા.

**दुरालभा पर्पटकं प्रियङ्गु लोध्रद्रुमंत्र्यूषणकं सकुष्ठम् ।**
**क्वाथः सुशीतो मधुशर्करायास्तृष्णां त्रिदोषप्रभवां निहन्ति ॥**
**कोलदाडिमवृक्षाम्लाः सारिवा समशर्करा ।**
**पथ्या दाडिमचूर्णं वा मातुलुङ्गरसान्वितम् ॥**

इति त्रिदोषतृष्णा ।

ધમાસો, પિત્તપાપડો, નખલા, લોધર, સુંઠ, પીપર, મરી, ઉપલેટ, એ ઔષધોનો ક્વાથ કરી તેને સારી પેઠે ઠંડો થવા દેઇને મધ તથા સાકર સાથે પીવો. એ ક્વાથ ત્રિદોષથી ઉત્પન્ન થયેલી તરસને મટાડે છે.

બોર, દાડિમ, આમચૂર, સારિવા, સાકર, એ સર્વે સમાન ભાગે લેઇને તેનું ચૂર્ણ ખાવું. અથવા હરડે અને દાડિમ, એ બે ઔષધનું ચૂર્ણ બીજોરાના રસમાં પીવું. એ બન્ને ઉપાયથી ત્રિદોષસંબંધી તરસ મટે છે.

## તાળુશોષ તથા ક્ષતક્ષય તૃષ્ણાના ઉપાય.

**काष्ठपात्रे घृतं सम्यक् शीतलं सलिलं तथा ।**
**मर्दितं बहुवेलां तु तत् पानीयं च पाययेत् ॥**

तालुशोषे घृतं तच्च दापयेच्च भिषग्वरः ।
तृष्णादाहभ्रमच्छर्दिशोषमूर्छा व्यपोहति ।
क्षतजां क्षयजां तृष्णां वारयत्याशु निश्चितम् ॥
दाडिमं कोलचुक्रीका वृक्षाम्लं चाम्लवेतसम् ।
रसं चैव तथा पथ्यायुक्तं तालुप्रलेपनम् ॥

इति दाडिमकोलम् ।

લાકડાના વાસણમાં અતિશય ઠંડું પાણી તથા ઘી નાખીને ઘણીવાર હાથવડે તે ઘીને ચોળવું. પછી વૈદ્યે તાળુશોષવાળા રોગીને તે પાણી પાવું અને તે ઘી તાળવે ચોપડવું. એ ઉપાયથી તરસ, દાહ, ભ્રમ, ઉલટી, શોષ અને મૂર્છા નાશ પામે છે. તેમ વાગવાથી થયેલી તથા ક્ષયથી થયેલી તરસ પણ નિશ્ચય મટે છે.

દાડિમ, બોર, ખાટી કાંજી, આમચૂર, આમ્લવેતસ, એ ઓષધોના રસમાં હરડે વાટીને તેનો તાળવે લેપ કરવાથી તાળુશોષ મટે છે.

## તરસ વગેરેના સામાન્ય ઉપચાર.

वारयत्याशु शोषं च तृष्णां हन्ति च सज्वराम् ।
केसरं मातुलुङ्गस्य पिष्टं तण्डुलवारिणा ॥
प्रलिप्तो मधुना तालुलेप एष सुखावहः ।
मधुशर्करया तालुलेपो शोषनिवारणः ॥
पद्मकन्दमृणालौ च शीतौ शीतलवारिणा ॥
तालुशोषं निहन्त्याशु जम्ब्वाम्रपल्लवानि च ॥
निम्बान् वा मातुलुङ्गान् वा सौवीरं नागराणि च ।
शोषार्तं पुरतो भक्षेत् न देयं तस्य धीमता ॥
दर्शनात् तस्य चास्ये च लाला प्रस्रवते भृशम् ।
तेनास्यशोषं हरति तृष्णामपि नियच्छति ॥

पद्मकंदशृतालेपः शीतः शीतलवारिणा. प्र० १ ली. पद्मकंद मृदालेप्य शीतं शीतलवारिणा. प्र० २ जी.

**रक्तशाल्योदनं शस्तं दधिशर्करयान्वितम् ।**
**भोजनं च प्रशस्तं च न क्षारं कटुकं पुनः ॥**
**शोषे च छर्दितृष्णायां श्रमे पानात्ययेऽपि च ।**
**अतीसारे च शोषे च दिवानिद्रा सुखावहा ॥**

બીજોરાના ગર્ભને ચોખાના ધોવરામણમાં વાટીને પાવાથી શોષ શમી જાય છે અને તાવ સહિત તરસ નાશ પામે છે. એજ ઔષધનો તાળવે લેપ કરવાથી તાળુશોષ મટે છે અને સુખ ઉપજે છે. મધ અને સાકર એકઠી મેળવીને તેનો તાળવે લેપ કરવાથી શોષ મટે છે.

કમળનો કંદ તથા કમળનો મૃણાલ ( દાંડો ), એ બેને ઠંડા પાણીથી શીતળ કરીને અર્થાત્ વાટીને તેનો તાળવે લેપ કરવાથી અથવા જાંબુડાનાં અને આંબાનાં કૂમળાં પાંદડાં વાટીને તેનો લેપ કરવાથી તાળુશોષ જલદીથી મટે છે.

શોષરોગવાળા રોગીના મોઢા આગળ બીજા કોઈએ ખાટાં લીંબુ અથવા બીજોરાં, અથવા સૌવીર ( ખાટી કાંજી ), અથવા સુંઠ, એમાંથી કોઈપણ એક કે ઘણા પદાર્થ ખાવા, પણ બુદ્ધિમાન પુરૂષે રોગીને ખાવા આપવા નહિ; કેમકે એવી રીતે ખાટા તીખા પદાર્થો બીજાને ખાતો જોઇને તેના મુખમાં પુષ્કળ પાણી છૂટે છે અને તેથી કરીને તેની તરસ મટી જાય છે તથા શોષ પણ મટે છે. રાતી ડાંગરના ચોખાનો ભાત, દહીં અને સાકર સાથે ખવરાવવો એ પણ ઘણો સારો છે. પણ ખારૂં તથા તીખું ભોજન આપવું હિતકારક નથી. શોષરોગમાં, ઉલટીના વ્યાધિમાં, તરસના રોગમાં, થાક લાગ્યો હોય ત્યારે, મદ્યપાન અતિશય થવાથી વ્યાધિ થયો હોય ત્યારે, અતિસારમાં અને શોષરોગમાં દિવસે ઉંઘવું એ હિતકારક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने तृष्णा-
तालुशोषचिकित्सा नाम सप्तदशोऽध्यायः ।



# अष्टादशोऽध्यायः ।

## મૂર્છા રોગની ચિકિત્સા.

### મૂર્છાના હેતુ.

**आत्रेय उवाच ।**

**वेगाभिघातेन निरोधकेन क्षीणक्षताद्वा तृषितेन वापि ।**
**विरुद्धभक्तान्नविभक्षणेन दोषः प्रदुष्टः प्रकरोति मूर्च्छाम् ॥**

**આત્રેય** કહે છે.—વેગવડે વાગવાથી, શ્વાસાદિકના વેગ રોકાવાથી, ધાતુઓ વગેરેનો ક્ષય થઈ જવાથી, શસ્ત્રઆદિનો ઘા વાગવાથી, તરસથી તથા વિરૂદ્ધ ભોજન કે અન્ન વગેરે ખાવાથી વાતાદિ દોષ બિગાડ પામીને મૂર્છા ઉત્પન્ન કરે છે.

### મૂર્છાની સંપ્રાપ્તિ.

**पञ्चेन्द्रियाणां संलग्नाः प्रत्येकं द्वादशादयः ।**
**पञ्चेन्द्रियाणां सहिता नाडिका षष्टिसंख्यया ॥**
**रुन्धन्ति नाडिकाद्वारं तेन चेतो विमूर्च्छति ।**
**संज्ञानाशो भवेच्छीघ्रं निश्चेती भवते नरः ॥**
**पतते काष्ठवत् तूर्णं मोहो मूर्छा निगद्यते ॥**

પાંચ ઇંદ્રિયોમાંથી પ્રત્યેક ઇંદ્રિયની સાથે બાર બાર મુખ્ય નાડીઓ સંબંધ રાખીને રહેલી છે. અને તેથી પાંચે ઇંદ્રિયોની સામટી મળીને સાઠ નાડીઓ થાયછે. વાતાદિક દોષ એ નાડીઓનાં દ્વારને રોકે છે, તેથી મન મૂર્છિત થઈ જાય છે. મન મૂર્છિત થાય છે એટલે તરતજ મનુષ્યની જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિનો નાશ થાય છે અને મનુષ્ય ચેતના રહિત થઈને તત્કાલ લાકડાની પેઠે પૃથ્વી ઉપર પડે છે. એવી રીતે જે સંજ્ઞા નાશ થવો તેને મોહ કે મૂર્છા કહે છે.

### મૂર્છાના પ્રકાર.

**सा षड्विधा समुद्दिष्टा वातपित्तकफात् तथा ।**
**शोणितादभिघातेन मद्येनाथ विषेण वा ॥**

**एतेषां कोपयेत् पित्तं मरुद्रक्तसमीरितम् ।**
**संज्ञादौर्बल्यकं तेन मूर्च्छामोहः प्रकथ्यते ॥**
**कथयामि समासेन लक्षणानि पृथक् पृथक् ॥**

એ મૂર્ચ્છા વાત, પિત્ત, કફ એ ત્રણ દોષથી ત્રણ પ્રકારની થાય છે; તથા લોહી વહી જવાથી કે વાગવાથી, મદ્યથી અને ઝેરથી, એવા બીજા ત્રણ પ્રકારની થાય છે. એમ બધી મળીને મૂર્ચ્છા છ પ્રકારની છે. એ સર્વેમાંથી વાયુ અને લોહીએ પ્રેરેલું પિત્ત કોપે છે તેથી સંજ્ઞાશક્તિ દુર્બળ થઈ જાય છે. અને તે કારણથી તેને મૂર્ચ્છા કે મોહ કહે છે. હવે એ જૂદાં જૂદાં મૂર્ચ્છાનાં લક્ષણો હું કહું છું.

## વાતમૂર્ચ્છાનું લક્ષણ.

**नीलं कृष्णारुणं पश्येत् तमः प्रविशति क्षणात् ।**
**कम्पो मार्दवमुच्छ्वासं क्षणेन प्रतिबुध्यति ॥**
**वातेन मूर्छा भवति कृशता कलुषास्यता ।**
**नेत्रस्रावश्च भवति आध्मानं च भवेत् क्षणम् ॥**

મૂર્ચ્છા આવતી વખતે પ્રથમ મનુષ્યને આસમાની, કાળા કે રાતા રંગ દેખાય છે અને પછી તરતજ અંધકાર પથરાય છે. તેનું શરીર કંપે છે, મૂર્ચ્છાનો વેગ કમી હોય છે, અને ક્ષણવારમાંજ શ્વાસોશ્વાસ લેઇને પાછો જાગે છે. એ મૂર્ચ્છા વાયુથી થયેલી જાણવી. એમાં રોગીનું શરીર સૂકાઇને પાતળું થઈ જાય છે, તેનું મુખ મલિન માલમ પડે છે, તેની આંખોમાં પાણી ભરાઈ આવે છે, તથા ક્ષણમા તેનું પેટ ચઢે છે.

## પિત્તમૂર્ચ્છાનું લક્ષણ.

**पीतं च नीलहरितं तमः प्रविशते भृशम् ।**
**सन्तापश्च पिपासा च रक्ते पीते च लोचने ॥**
**सस्वेदं शरीरं चापि श्रमः संभिन्नवर्चसः ।**
**पित्ताद्भवति मूर्च्छात्वं जायते च शिरोव्यथा ।**

પિત્તની મૂર્ચ્છાવાળાને પ્રથમ પીળાં, આસમાની કે લીલા રંગનાં અંધારાં આવે છે અને પછી અંધકાર પથરાય છે. રોગીને પરિતાપ બહુ થાય છે તથા તેને તરસ લાગે છે. તેનાં નેત્ર રાતાં તથા પીળાં

થઈ જાય છે. તેને શરીરે પરસેવો થાય છે, થાક લાગે છે અને ઝાડો થાય છે તો નરમ થાય છે. વળી તેનું માથું દુખે છે. એ લક્ષણો ઉપરથી પિત્તની મૂર્છા ઓળખવી.

## કફની મૂર્છાનું લક્ષણ.

**धूमाकुलां दिशां पश्येत् तमः पश्यति यः पुरः ।**
**कासते शुक्लनेत्रत्वं मन्दाग्न्यङ्गेषु शीतता ॥**
**चिरात् प्रबुध्यतेऽत्यर्थं कण्ठं च घुर्घुरायते ।**
**हृल्लासो मूर्च्छा विज्ञेया कफजा च विचक्षणैः ॥**

કફની મૂર્છાવાળો રોગી પ્રથમ સઘળી દિશાઓને ધૂમાડાથી ભરાઈ ગયેલી દેખે છે તથા પછી અંધકારમય દેખે છે, તેની આંખો સફેદ દેખાય છે, તેનો જઠરાગ્નિ મંદ હોય છે, તેનાં અંગ ઠંડાં થઈ ગયાં હોય છે, મૂર્છામાંથી ઘણીવારે જાગે છે, કંઠમાં ઘરૂઘર અવાજ થાય છે, છાતીમાં દરદ થાય છે. એ મૂર્છા કફથી થયેલી છે એમ વિલક્ષણ પુરૂષોએ જાણવું.

## સન્નિપાત મૂર્છા.

**सन्निपातादपस्मारो दृश्यते भिषजांवर! ।**
**स प्राणिनं घातयति रक्तेन सहितो यदि ॥**
**सप्राणिघातं कुरुते नरं चाशु तमोवृतः ।**

હે વૈદ્યોમાં શ્રેષ્ઠ હારીત! વાત, પિત્ત, કફ, એ ત્રણે દોષ કોપવાથી જે અપસ્માર (મૂર્છા) થતો જણાય છે, તેમાં જો લોહીનો પ્રકોપ હોય તો તે પ્રાણીનો નાશ કરે છે. એ અપસ્મારમાં તત્કાળ અંધકાર પથરાઈ જાય છે અને પ્રાણી મરણ પામે છે.

## રક્તગંધની મૂર્છા.

**रक्तगन्धेन मूर्च्छन्ति तेन मूर्च्छा शिरोव्यथा ।**
**कम्पते नष्टचेष्टश्च जल्पते वमते पुनः ॥**

લોહીનો વાસ આવવાથી મનુષ્યને મૂર્છા થાય છે, તેમાં મનુષ્ય બેભાન થઈ જાય છે, તેનું માથું દુખે છે, તેનું અંગ કંપે છે, તેની ચેષ્ટાઓ નાશ પામી જાય છે તે લવારો કરે છે અને ઉલટી કરે છે.

### મદ્ય વગેરેની મૂર્છાઓ.

**विभ्रान्तचेता रक्ताक्षः स्वप्नशीलः सुरावशः ।**
**क्षतक्षयाद्धवेच्चान्या कोद्रवान्नविसेवनात् ।**
**जायते मोहमूर्च्छा च तेन निद्रातिदुर्मनाः ॥**

મદ્ય પીવાથી થયેલી મૂર્છામાં રોગીનું ચિત્ત ભ્રમિત થઈ જાય છે, તેની આંખો લાળચોળ થઈ જાય છે, અને તેને ઉંઘ આવે છે. એવિના બીજી ઘા વાગવાથી કે ધાતુક્ષય થવાથી મૂર્છા થાય છે તથા ઝીણા કોદરા ખાવાથી મૂર્છા થાય છે તેથી રોગીનું મન ઉદાસ થઈ જાય છે અને તે ઉંઘતો પડ્યો રહે છે.

### મૂર્છા, ભ્રમ, નિદ્રા તથા તંદ્રાના મુખ્ય હેતુઓ.

**पित्तोत्तमाद्भवति वै मनुजस्य मूर्च्छा**
**पित्तप्रभञ्जनभवं भ्रममेव पुंसाम् ।**
**पित्तात् कफात् भवति वै मनुजस्य तन्द्रा**
**निद्रां कफानिलतमो भजते नरश्च ॥**

इति मूर्च्छालक्षणानि ।

મનુષ્યને મૂર્છા થવામાં સૌથી મુખ્ય કારણ પિત્ત છે; પિત્ત અને વાયુથી મનુષ્યોને ભ્રમ થાય છે; પિત્ત અને કફથી મનુષ્યને તંદ્રા અથવા અર્ધ જાગ્રત અવસ્થા પ્રાપ્ત થાય છે. તથા વાયુ અને કફથી તમોગુણ-યુક્ત થયેલા મનુષ્યને નિદ્રા પ્રાપ્ત થાય છે.

### મૂર્છાની સામાન્ય ચિકિત્સા.

**स्वेदाभिषङ्गविधिमर्दनवातशान्त्यै**
**शीतान्नपानव्यजनानिलपित्तशान्त्यै ।**
**काषायपानमपितत्र सदा प्रशस्तं**
**श्लेष्मोद्भवा विनिहता भ्रममूर्च्छना वा ॥**

વાયુની મૂર્છાવાળાને વાયુની શાંતિ કરવાને પરસેવો કાઢવો, તેલ ચોળવું, વિધિપ્રમાણે મર્દન કરવું, વગેરે ઉપાય યોજવા. તેજ પ્રમાણે

१ अभ्यंगशब्द जोइये.

ઠંડાં અન્ન, ઠંડાં પાન, અને પંખાના વાયુવડે પિત્તની શાંતિ થાય છે. કફથી ઉત્પન્ન થયેલી મૂર્છાવાળાને ક્વાથ પાવા એ સદૈવ ગુણકારી છે કેમકે તેથી કફની મૂર્છા અને ભ્રમ મટે છે.

## મૂર્છાના બીજા ઉપચાર.

**पाययेत् त्रिफलाक्काथं शीतं शर्करया युतम् ।**
**दुरालभायाः क्काथं च पाययेत् शर्करान्वितम् ॥**
**कणां कोलस्य मज्जां च केसरोशीरचन्दनम् ।**
**पिष्ट्वा शीताम्बुना खण्डपानं हन्ति विमूर्छनाम् ॥**

ત્રિફળાના ક્વાથને ઠંડો કરીને તેમાં સાકર નાખીને પાવો; અથવા ધમાસાના ક્વાથને સાકર સાથે પાવો; અથવા પીપર, બોરના ઠળિયાની મીજ, નાગકેસર, વીરણવાળો, ચંદન એ સર્વને ઠંડા પાણી સાથે વાટીને તેમાં સાકર નાખીને પાવું, તેથી મૂર્છા મટે છે.

## રક્તમૂર્છા વગેરેની ચિકિત્સા.

**रक्तजां मूर्च्छनां दृष्ट्वा विधेयः शीतलो विधिः ।**
**क्षयजे दुर्बले क्षीणे मूर्च्छा पोषणकारणम् ॥**
**नष्टचेष्टत्वमापन्ने नरे संचेतनक्रिया ।**
**संपीड्य च नखाङ्गुष्ठं नासिकां च प्रपीडयेत् ॥**
**दन्तैर्वा सन्दशैर्वापि शनैर्गात्रं प्रपीडयेत् ।**
**दाहयेद्वा ललाटे तु पृष्ठदेशे च तालुके ॥**
**एवं न सिध्यते वापि तदा चान्दोलनं हितम् ।**

જો લોહીથી મૂર્છા ઉત્પન્ન થયેલી જોવામાં આવે તો તે ઉપર ઠંડા ઉપચાર કરવા. જો ક્ષયની મૂર્છા હોય અથવા દુર્બળતાની કે ક્ષીણતાની મૂર્છા હોય તો પૌષ્ટિક ઉપચાર લાગુ કરવા.

## મૂર્છામાં ચેષ્ટા નાશ પામી હોય તેની ચિકિત્સા.

**मूर्च्छातुरं विमलशीतजलेन सिञ्चेत्**
**संवीजयेच्च शिखिपिच्छकवीजनैस्तु ।**

दोलायनं विहितं मनुजस्य मूर्च्छा-
मोहं भ्रमं च हरते च मदात्ययं वा ॥

इति मूर्च्छाचिकित्सा ।

જો મૂર્છા થયાથી ચેષ્ટા બિલકુલ નાશ પામી હોય તો તે પુરુષને ચેતન કરવાના ઉપાય લાગુ કરવા. અંગૂઠો અને તેના નખની વચ્ચે કાંઇ દબાવીને તેને વેદના ઉત્પન્ન કરવી, તેનું નાક દાબી રાખીને તેને ગુંગળાવવો. કપાળમાં, પીઠ ઉપર કે તાળવા ઉપર ડામ દેવો. દાંતવડે શરીર ઉપર ધીમે બચકાં ભરવાં અથવા સાણુશીવતી શરીરના ભાગને ધીમેથી દબાવવો. એમ કરતાં પણ મૂર્છાવાળાને ચેતના આવે નહિ તો તેને હિંચકા ખવરાવવા, એ ફાયદા કારક છે.

મૂર્છાથી પીડાયલા માણસને નિર્મળ એવું ઠંડુ પાણી છાંટવું. તથા મોરના પીંછાંના પંખાવતી વાયુ નાખવો. હીંચકા ખવરાવવાથી પણ મનુષ્યની મૂર્છા, મોહ, ભ્રમ, અને મદાત્યય રોગ મટે છે.

## તંદ્રાની ચિકિત્સા.

करञ्जबीजं सह सैन्धवेन रसोनपत्रस्य रसं च यत्र ।
मार्कवं पथ्यां च वचां जलेन पिष्ट्वाञ्जनं हन्ति दिनस्य तन्द्राम्॥

કરંજનાં બીજ અને સિંધવ વાટીને તેમાં લસણનાં પાંદડાંનો રસ નાખીને તેનું અંજન કરવાથી તંદ્રા (ઘેન) મટે છે. તેમજ હરડે, વજ, *ભાંગરો, એ સૌને પાણીમાં વાટીને તેનું અંજન કરવાથી પણ દિવસે જે તંદ્રા થાયછે તે મટે છે.

---

૧ नार्कपथ्या च वचा च पिप्पली. प्र० २ जी. सार्केन पथ्याचयकेन पिष्ट्वा नेत्रांजनं. प्र० ३ जी.

* પ્ર. ૧ લીમાં 'मार्कं' પદ છે તેનો અર્થ ભાંગરો થતો નથી; માટે વૃદ્ધ વૈદ્યોના અનુમતથી સુધારીને 'मार्कवं' પદ કર્યું છે. એવો સુધારો કરતાં છંદોભંગ થાયછે; પણ વૈદકના ગ્રંથોમાં ઓષધિના પદોની શુદ્ધિ કરતાં છંદ શુદ્ધિ તરફ વિશેષ લક્ષ્ય આપવું ઘટિત નથી, એ પંડિતોને અવગતજ છે. બીજા બે પાઠોમાંથી 'सार्केन' વાળો પાઠ કેટલાક ઠીક તરીકે અટકળે છે, પણ બહુમતથી અમે ઉપરનો પાઠ રાખ્યો છે.

## તંદ્રા તથા નિદ્રાનો ઉપાય.

**घोटकललामरिचं लवणयुतं नेत्रयोरञ्जनं शस्तम् ।**
**विनिहन्ति दिवसतन्द्रां निद्रां वा मानुषस्याशु ॥**

ઘોડાની લાદ, મરી, અને સિંધવ, એ ઔષધોને ખૂબ બારીક વાટીને તેનું નેત્રમાં અંજન કરવું એ ફાયદાકારક છે. એ ઉપાયથી રોગીને દિવસે થતું ઘેન તથા નિદ્રા તત્કાળ નાશ પામે છે.

## મૂર્છામાં રક્તકર્ષણ.

**रक्तकर्षणमिच्छन्ति मोहमूर्च्छाप्रशान्तये ।**
**तस्मादवहितः कुर्यात् तासु रक्तावसेचनम् ॥**

इति मूर्च्छामदभ्रमचिकित्सा ।

મોહ અને મૂર્છાને શાંત કરવાને માટે રોગીને જેવો કે રૂમડી વગેરે મૂકીને તેનું લોહી ખેંચાવવું એ હિતકારક છે. માટે સાવધગીરી રાખીને તેવા રોગીઓનું લોહી ખેંચી કઢાવવું.

## મૂર્છાદિકના સામાન્ય ઉપચાર.

**शीतसेकावगाहाद्यान् श्रीखण्डं व्यजनानिलान् ।**
**शीतानि चान्नपानानि सर्वमूर्च्छासु योजयेत् ॥**
**शर्करेक्षुरसद्राक्षावातमूर्च्छां प्रपानकैः ।**
**काश्मर्यं मधुकैरेव पित्तमूर्च्छां जयेन्नरः ॥**
**यष्ट्याः[1] क्वाथे शृतं सर्पिः कफे वामलकीरसे ।**
**पिबेद् वासा सितालाजायुक्तं चाज्यं च शीतलम् ॥**
**मधुना हन्ति च मूर्च्छामालापैश्च प्रबोधयेत् ज्वरिणम् ।**
**गीतैर्नृत्यैर्हास्यैस्तद्रांनिद्रां दिवा हन्ति ॥**

મૂર્છાવાળાને ઠંડું પાણી છાંટવું, ઠંડા પાણીમાં નવરાવવો; તેને અંગે ચંદન ચોપડવું; વીંજણાના વાયુ નાખવા; અને ઠંડાં અન્નપાન ખાવા-પીવાને આપવાં, આ ઉપાય સર્વે મૂર્છાઓમાં સામાન્ય છે માટે મૂર્છામાં સઘળે ઠેકાણે યોજવા. સાકર દ્રાક્ષ અને સેરડીનો રસ, એ ઔષધો

---

1 यष्ट्याः क्वाथं शृतसर्पिः शृतं वामलकीरसम्. प्र० १ ली.

પાઈને વાયુની મૂર્છા મટાડવી; કાશ્મર્ય (શીવણ) અને જેઠીમધ, એ બે ઔષધ આપીને પિત્તની મૂર્છાનો નાશ કરવો; જેઠીમધના ક્વાથમાં કે આમળાંના રસમાં સિદ્ધ કરેલું ઘી આપીને કફની મૂર્છાનો નાશ કરવો. અરડૂસો, સાકર અને ડાંગરની ધાણી, એ સર્વેમાંથી નાખીને તેને ઠંડુ કરીને પીવું. રોગીને મદ્ય પાવાથી પણ મૂર્છા મટેછે. જે જ્વર કે બીજા રોગવાળો હોય તેની તંદ્રા કે નિદ્રા મટાડવી હોય તો અનેક પ્રકારના આલાપ કરીને, ગાઈને, નૃત્ય કરીને અને હાસ્ય કરીને, તેની દિવસની નિદ્રા તથા તંદ્રા મટાડવી.

## નિદ્રાની ચિકિત્સા.

यदा रात्रौ न निद्रा स्यात् तदा कुर्यादिमां क्रियाम् ।
काकमाच्यास्तु मूलं च शिखां बद्ध्वा भिषग्नरः ।
अधोमुखीं शिखां बद्धा निद्रां जनयते निशि ॥
मस्तुना पादतलकौ मर्दयेन्निद्रणार्थिनाम् ।
यस्य नो दिवसे निद्रा तस्य निद्रा निशासु च ॥
भयात् चिन्तया लोभेन या निद्रा न भवेन्निशि ।
तत् चिन्तादि परित्यज्य निद्रा संजायते क्षणात् ॥
सिंही व्याघ्री सिंहमुखी काकमाची पुनर्नवा ।
वार्ताकानां च मूलानां क्वाथो निद्राकरो नृणाम् ॥
काकजङ्घा चापामार्गः कोकिलाक्षः सुपर्णिका ।
क्वाथो निद्राकरः शीघ्रं मूलं वा बन्धयेच्छिखाम् ॥

જો રાત્રે ઊંઘ ન આવતી હોય તો આ નીચે કહેલી ક્રિયા કરવી:— કાકમાચી (હાડિયા કરસણ) ના મૂળને વૈદ્યે રોગીની ચોટલી સાથે બાંધવું; એવી રીતે કે મૂળ નીચે મોઢે રહે. એ ઉપાયથી રોગીને રાત્રે નિદ્રા આવેછે. અથવા જેને ઊંઘવાની જરૂર હોય તે મનુષ્યના પગનાં તળિયાંને દહીંની તરવડે મર્દન કરવું, તેથી જેને દિવસે ઊંઘ નહિં આવતી હોય તેને રાત્રે નિદ્રા આવશે. ભયથી, ચિંતાથી કે લોભથી જેને રાત્રે ઊંઘ ન આવતી હોય તો તે ભય, ચિંતા કે લોભનો ત્યાગ કર-

વાથી તરત નિદ્રા આવેછે. રીંગણી, ભોંયરીંગણી, અરડૂસો, કાકમાસી (હાડિયા કરસણ), સાટોડી, તેમ વંતાક અને તેનાં મૂળ, એ ઔષધોનો કવાથ મનુષ્યોને નિદ્રા ઉત્પન્ન કરનારો છે. કાકજંઘા (હાડીયા કરસણ), અપામાર્ગ (અઘાડો), એખરો, બાવચી, એ ઔષધોનો કવાથ જલદી ઊંઘ આણનારો છે. અથવા એ ઔષધિઓનાં મૂળ માથે બાંધવાથી પણ ઊંઘ આવે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मूर्च्छानिद्रा-
तन्द्राचिकित्सा नाम अष्टादशोऽध्यायः ।

## ऊनविंशोऽध्यायः ।

### મદાત્યય રોગની ચિકિત્સા.
### મદ્ય સેવનથી ફાયદા અને ગેરફાયદા.

**आत्रेय उवाच ।**

हालाहलाहलसमाभवते वियोगात्
सेव्या न शिष्टमनुजैः कथिता मुनीन्द्रैः ।
मूर्छा वमिः श्वसनमोहनदाहतृष्णा
संजायतेऽतिसरणं विकलेन्द्रियत्वम् ॥
ये नित्यं सेवने जुष्टा मद्यस्य मनुजा भृशम् ।
[1]विषमाहारसदृशी सुरा मोहनकारिणी ॥
यथा विषं प्राणहरं वियोगात्
योगेन तं चाप्यमृतं वदन्ति ।
तथा सुरा योगयुता हिता स्यात्
अयोगतोमारयतेऽतिकष्टम् ॥

**આત્રેય કહેછે.**—જો મદ્યનું યુક્તિવિના સેવન કરવામાં આવે તો તે હાળાહળ ઝેર જેવું નુકસાન કરેછે. માટે તેને શિષ્ટ પુરુષોએ

१ शोष. प्र० २–३ जी.

સેવવી નહિ એમ મહામુનિઓનું કહેવું છે. યુક્તિવગર મદ્યને સેવવાથી મૂર્છા, ઉલટી, શ્વાસ, મોહ, દાહ, તરસ, અતિસાર અને ઇંદ્રિયોની વિકળતા, એવા ઉપદ્રવ પેદા થાયછે. જે પુરુષો મદ્યનું નિરંતર અતિશય સેવન કરે છે, તેમને વિષમ આહારના જેવું મદ્ય મોહ ઉત્પન્ન કરે છે. જેમ યુક્તિવગર સેવવાથી ઝેર પ્રાણનું હરણ કરે છે તેમ તેજ ઝેર જો યુક્તિપૂર્વક સેવ્યું હોય તો અમૃત સરખો ગુણ કરે છે; તેમજ મદ્ય પણ યુક્તિપૂર્વક વાપરવામાં આવે તો હિત કરે છે અને યુક્તિવિના વાપરવામાં આવે તો મોટું કષ્ટ ઉત્પન્ન કરીને અંતે તેનો પ્રાણ લઈ લેછે.

### મદ્ય ક્યારે ન પીવું.

**क्षुधातुरे तृषाक्रान्ते सुरा वा भोजनं विना ।**
**न च क्षीणैर्विना भक्तं विनाहारातिपानकम् ॥**
**अत्यशनेऽप्यजीर्णेऽपि सुरा पीता रुजाकरी ।**

જે માણસ ભૂખ્યો હોય કે તરસ્યો હોય તેણે મદ્ય પીવું નહિ. અથવા ભોજનવિના મદ્ય પીવું નહિ. એટલે મદ્ય પીધા પછી તરતજ ભોજન કરવું જોઈએ.. ક્ષીણ પુરુષોએ ખોરાક વિના મદ્ય પીવું નહિ, તેમ બીજાઓએ પણ આહાર વિના અતિપાન કરવું નહિ. જેણે અતિશય ખાધું હોય અથવા જેને અજીર્ણ હોય, તેણે મદ્ય પીવું એ પીડા કરનારૂં છે.

### મદાત્યયનાં લક્ષણો.

**यस्य प्रलपनं चापि स च वातमदात्ययः ।**
**दाहमूर्च्छातिसारश्च ज्वरः पित्तमदात्यये ॥**
**छर्द्यरोचकहृल्लासतन्द्रास्तैमित्यगौरवम् ।**
**शीतता च प्रतिश्यायः कफजे च मदात्यये ॥**
**त्रिषु दोषेषु समता लिङ्गैर्येषामुपक्रमः ।**
**स त्रिदोषसमुद्भूतो मदात्ययो भिषग्वर! ॥**

જે માણસ મદ્ય પીધા પછી લવારો કરે છે તેને વાતમદાત્યય રોગ સમજવો. જે મનુષ્યને મદ્ય પીધા પછી દાહ, મૂર્છા, અતિસાર અને જ્વર, એમાંનાં થોડાં કે બધાં ચિન્હ માલમ પડે તેને પિત્તમદા-

ત્યય કહેવો. જેને મધ પીધા પછી ઉલટી, અરૂચિ, છાતીમાં દરદ, ઘેન, જડતા, ભારેપણું, અંગનું ઠંડાપણું, અને સળેખમ થાય, તેને કફનો મદાત્યય થયો છે એમ જાણવું. એ ત્રણે દોષના મદાત્યયમાં જે ચિન્હ થાય છે તે સઘળાં જે મદાત્યય રોગમાં હોય તેને, હે વૈદ્યરાજ ! ત્રિદોષ મદાત્યય જાણવો. ત્રિદોષ મદાત્યયની ચિકિત્સા પણ એ ત્રણ દોષના સ્વરૂપ ઉપર નજર રાખીને કરવી.

## મદાત્યયની ચિકિત્સા.

**वमनं च प्रशस्तं च निद्रासंसेवनं पुनः ।**
**स्नानं हितं पयःपानं भोजने सगुडं दधि ॥**
**मस्तुखण्डं सखर्जूरं मृद्वीका दाडिमाम्लिका ।**
**आमलक्या परूषं च लेहो हन्ति मदात्ययम् ॥**
**द्राक्षामलकखर्जूरं परूषकरसेन वा ।**
**कल्कयेत् पयसा तत् तु पानं सर्वमदात्यये ॥**
**पथ्याकाथेन संयुक्तं पयःपानं मदात्यये ॥**

इति मदात्ययचिकित्सा ।

મદાત્યય રોગમાં રોગીને ઉલટી કરાવવી હિતકારક છે. રોગીને ઊંઘાડવો એ પણ સુખકારક છે. તેને સ્નાન કરાવવું, દૂધ પાવું, તથા દહીં અને ગોળ ખાવાને આપવાં, એ પણ ફાયદાકારક છે. મદાત્યયના રોગીને દહીંની તર, સાકર, ખજૂર, દ્રાક્ષ, દાડિમ, આમલી, આમળાં, ફાળસાં, એ સર્વનો અવલેહ કરીને પાવો તેથી મદાત્યય રોગ મટે છે. દ્રાક્ષ, આમળાં અને ખજૂર એ ત્રણને ફાળસાંના રસમાં બારીક વાટીને તેનું કલ્ક કરવું. એ કલ્કને દૂધ સાથે પીવાથી સર્વ પ્રકારના મદાત્યય રોગ મટે છે. હરડેના કવાથની સાથે દૂધ પીવાથી મદાત્યય રોગ મટે છે.

## સોપારીના મદાત્યયની ચિકિત્સા.

### સોપારીના મદનાં લક્ષણ.

**पूगीफलमदे कम्पो मोहो मूर्च्छा क्लमस्तमः ।**
**प्रस्वेदो विधुरत्वं च लालास्रावश्च जायते ॥**
**भ्रमक्लमपरीतत्वं विज्ञेयं पूगमूर्च्छिते ।**
**मानवो लक्षणैरेभिर्ज्ञेयः पूगविमूर्च्छितः ॥**

સોપારી ખાવાથી મીણો ચઢ્યો હોય ત્યારે રોગીનું શરીર ધ્રુજે છે, તેને મોહ કે મૂર્છા થાય છે, થાક લાગે છે, આંખે અંધારાં આવે છે, શરીરે પરસેવો થાયછે, ગભરાટ કે આકુળ વ્યાકુલપણું થાયછે, મોઢામાંથી લાળ નીકળી પડે છે, ફેર આવે છે તથા શ્રમ થાયછે. એવાં લક્ષણોવડે જાણવું કે એ માણસને સોપારી ખાવાથી મીણો ચઢેલો છે.

## સોપારી વગેરેના મદના ઉપાય.

तस्य शीतं जलं पीतं वस्त्रवातो हितो भवेत् ।
शर्करा भक्षणे देया मस्तु वा शर्करान्वितम् ॥
कोद्रवाणां भवेन्मूर्च्छा देयं क्षीरं सुशीतलम् ।
धत्तूरकमदे देयं शर्करासहितं दधि ॥
हलिनी करवीरं च मोहिनी मदयन्तिका ।
अन्येषामपि कन्दानां वमनं चाशु कारयेत् ॥
पाययेत् शर्करायुक्तं क्षीरं वा दधिशर्कराम् ॥

સોપારીના મદવાળાને ઠંડું પાણી પાવું; કપડાવતી વાયુ નાખવો; ખાવાને સાકર આપવી અથવા સાકર સાથે દહીંનું પાણી પીવા આપવું. એ ઉપાય સોપારીના મદવાળાને ફાયદા કારક છે.

કોદરા ખાવાથી મીણો ચઢ્યો હોય તો તેને અતિશય ઠંડું દૂધ પાવું.

ધંતુરો ખાવાથી મદ થયો હોય તો તેને સાકર સાથે *દહીં આપવું.

હલિની (કળલાવી,) કરેણુ, ભાંગ, મોગરો, અને બીજા એવાજ કંદોનો તથા મૂળિયાંનો મદ ચઢ્યો હોય તો રોગીને તરત ઉલટી કરાવવી. તથા તે ઉપર સાકર સાથે દૂધ કે દહીં અને સાકર પાવી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मदात्यय-
चिकित्सा नाम ऊनविंशोऽध्यायः ।



१ मुस्ता. प्र० १ ली.

* સાકર સાથે દૂધ આપવું એવું પણ ગ્રંથાંતરમાં કહેલ છે. જેમ, "सगुमः कुष्मांडरसः शमयति मदमाशुकोद्रवजम् । धत्तूरजं च दुग्धंस शर्करं चाशुपानेन–" ભાવપ્રકાશ. અર્થ—"ગોળની સાથે કોહોળાનો રસ પીવાથી કોદરાનો મદ ઉતરે છે અને સાકર સાથે દૂધ પીવાથી ધંતુરાનો મદ ઉતરે છે.

# विंशोऽध्यायः ।

## દાહ ચિકિત્સા.

### દાહની સંપ્રાપ્તિ વગેરે.

**आत्रेय उवाच ।**

**समाने संक्रुद्धे रुधिरसहपित्ते त्वचि गते**
**वरस्याङ्गे दाघो भवति नितरां घोरमपि च ।**
**कदाचिद्धांतस्थे भवति मनुजो दग्धहृदयो**
**भवेत् शीतस्यार्तिः श्वसनमपि वा शोषमरतिः ॥**
**पित्तज्वरसमानानि लक्षणानि भिषग्वर ।**
**पित्तज्वरवदारभ्य क्रिया दाघोपशान्तये ॥**

**આત્રેય કહેછે.**—સમાન વાયુ કોપ પામવાથી લોહીની સાથે પિત્ત ત્વચામાં જાયછે અને તેથી મનુષ્યના શરીરમાં અત્યંત ભયંકર દાહ (બળત્રા) ઉત્પન્ન થાયછે. કોઈક વખત અંતરદાહ થાયછે ત્યારે મનુષ્યની છાતીની માંહેલે પાસે બળત્રા બળે છે, તથા બાહારના અંગને ટંડકની પીડા થાયછે. અર્થાત્ બાહાર ટાઢ વાયછે અને અંદરથી બળત્રા બળે છે. તે કારણથી મનુષ્યને શ્વાસ, શોષ અને અણગમો પણ થાયછે. હે વૈદ્યોત્તમ! એ દાહનાં લક્ષણો પિત્તજ્વરના જેવાં છે માટે તેની ચિકિત્સા પણ પિત્તજ્વરની પેઠે મૂળથી માંડીને કરવી તેથી દાહ શાંત થશે.

### દાહના ઉપાય.

**कुशकासेक्षुमूलानामुशीरं घनवालुकौ ।**
**क्राथः शर्करया युक्तः शीतो दाहं नियच्छति ॥**
**पर्पटः सघनोशीरः क्वथितः शर्करान्वितः ।**
**शीतपानं निहन्त्याशु दाघं पित्तज्वरं नृणाम् ॥**

---

१ समनः संक्रुद्धो रुधिरमपि पित्तं त्वचि गेत. प्र० १ ली. २ दाह्यं. प्र० १ ली.

लामज्जचन्दनोशीरैर्लेपनं दाहशान्तये ।
वीजयेत् तालवृन्तैश्च कदल्यम्भोजसंस्तरे ॥
कालीयकरसोपेतं दाहे शस्तं प्रलेपनम् ।
शस्यते शीतलं वारि दाहतृष्णानिवारणम् ॥
उत्तानस्य प्रसुप्तस्य नाभेरुपरि संदधेत् ।
कांस्यपात्रमये सौख्यं धाराभिः शीतवारिणा ॥
पूरयेत् तच्छ्रितं यत्नात् तेन सौख्यं समाप्नुते ।
शतधौतं घृतमपि तद्दाहोपरि धारयेत् ॥
धात्रीफलं वा सितया जले पिष्ट्वा प्रलेपनम् ।
दाहशोषातुरस्यापि लेह्यं वा सुखकारकम् ॥
जम्ब्वाम्रपल्लवान् निम्बं बीजपूररसेन तु ।
पिष्ट्वा प्रलेपनं दाहे शीघ्रं सुखमभीप्सते ॥

દાભ, કાસ, સેરડી, એ ત્રણનાં મૂળ, કાળો વાળો, મોથ, પીળો વાળો, એ સર્વના ક્વાથમાં સાકર નાખીને તેને ઠંડો થવા દેઈને પાવો તેથી દાહ મટે છે.

પિત્તપાપડો, મોથ, કાળો વાળો, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં સાકર નાખી તેને ઠંડો થવા દેઇને પીવાથી મનુષ્યોનો દાહ તથા પિત્તજ્વર મટે છે.

પીળો વાળો, ચંદન અને કાળો વાળો, એ ત્રણ ઔષધોને પાણી સાથે બારીક ઘસીને તેનું લેપન કરવાથી દાહ શમે છે.

દાહવાળા રોગીને તાડનાં પાંદડાંના વીંજણાવતી વાયુ નાખવો તથા કેળ કે કમળનાં પાંદડાં બિછાવીને તે ઉપર સુવાડવો.

દાહવાળાને મલયાગરૂનો લેપ શરીરે કરવો તે ગુણકારી છે અથવા ઠંડું પાણી પણ દાહ અને તરસને મટાડનારૂં છે માટે તે પણ હિતકારી છે.

દાહવાળાને છતો સુવાડીને તેની નાભિ ઉપર કાંસાનું વાસણ મૂકવું. તથા તે વાસણમાં ઠંડા પાણીની ધાર કરવી. અને એવી રીતે તે વાસણ ભરાતાં સુધી પાણી રેડ્યા કરવું. આવા પ્રકારની ક્રિયા પણ યત્ને કરીને કરવામાં આવે તો તેથી રોગીને સુખ થાયછે.

સો વખત ધી ધોઈને દાહવાળાને અંગે ચોપડવું. અથવા આમળાં અને *ધોળી દરો પાણીમાં વાટીને તેનો શરીરે લેપ કરવો. અથવા આમળાં અને સાકરને પાણીમાં વાટીને તેનું ચાટણ કરવું એ પણ દાહ અને શોષથી પીડાતા રોગીને સુખ કરનારૂં ઔષધ છે.

જાંબૂડાનાં તથા આંબાનાં પાંદડાં, અને લીમડાનાં પાંદડાં, એ સર્વે બીજોરાના રસમાં વાટીને તેનો શરીરે લેપ કરવાથી તત્કાળ દાહ મટીને સુખ થાયછે.

### દાહના સામાન્ય ઉપચાર.

धारागारतुषारशीतलशशी ज्योत्स्ना मृणालानि च
वातः शीतलचन्दनं च कमलं प्रेमानुबन्धः सखा ।
रामागूहनमर्दनं स्तनयुगे शुक्लार्द्रवस्त्राणि च
क्षीरं शर्करशङ्खलोहरजतं दाहप्रशान्त्यै हितम् ॥

જે ઘરમાં પાણીના ફુંવારા છૂટતા હોય તે ઘર, શરદ્ ચંદ્રનું ટાઢું ચાંદરણું, કમળનાં મૃણાલ, ટાઢો વાયુ, ટાઢું ચંદન, કમળ, પ્રેમાનુબંધ, મિત્ર, સ્ત્રીઓનું આલિંગન, સ્ત્રીઓના બન્ને સ્તનનું મર્દન, સફેદ તથા ભીનાં વસ્ત્ર, દૂધ, સાકર, શંખ, લોહ, રૂપું, એ સર્વે પદાર્થો દાહની શાંતિ કરનારા છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने दाह-
चिकित्सा नाम त्रिंशोऽध्यायः ।



* મૂળમાં सिता પદ છે, તે ઉપરથી કેટલાક આમળાં અને સાકર વાટીને અંગે ચોપડવી એવા અર્થ કરે છે; પણ વૃદ્ધ વૈદ્યો કહે છે કે જો દાહના સંબંધમાં ચોપડવાનું હોય તો सिताનો અર્થ 'શ્વેત દૂર્વા' કરવો એ વધારે યોગ્ય છે; અને ખાવાનું હોય તો તેનો અર્થ સાકર કરવો. માટે અમે તેવો અર્થ કર્યો છે.

# एकविंशोऽध्यायः ।

## અપસ્મારની ચિકિત્સા.

### અપસ્મારની સંપ્રાપ્તિ.

### आत्रेय उवाच ।

**पित्तं मरुच्च श्लेष्मा च उदानः कुपितो भृशम् ।**
**प्राणं शिरसि संकुप्य कुरुते नष्टचेष्टताम् ॥**
**प्राणो नयत्यचैतन्यं नाडीं चेन्द्रियरोधनात् ।**

**આત્રેય કહેછે.**—પિત્ત, વાયુ અને કફ તથા ઉદાન વાયુ અત્યંત કોપીને માથાને વિષે ગયેલા પ્રાણવાયુને કોપાવે છે અને મનુષ્યની ચેષ્ટાનો નાશ કરે છે. કોપેલો પ્રાણવાયુ ઇંદ્રિયોને તથા તેનો સંબંધ રાખનારી નાડીને રોકે છે તેથી મનુષ્ય અચેત થાયછે.

### અપસ્મારનાં લક્ષણ.

**पतते काष्ठवच्छीघ्रं मुखे लालां विमुञ्चति ।**
**कण्ठं च घुर्घुरायेत फेनमुद्गिरतेऽथवा ॥**
**कम्पेते हस्तपादौ च रक्तव्यावृत्तलोचने ।**
**अपस्मारे च लिङ्गानि जायन्ते भिषजां वर! ॥**

અપસ્માર રોગને લોકો વાયુ અથવા ફેફરૂં કહે છે. એ રોગમાં રોગી ઉભો હોય તો ત્યાંથી એકાએક લાકડાની પેઠે પડી જાયછે, તેના મોંમાંથી લાળ નીકળવા માંડે છે, તેના ગળામાં ઘરગડો બોલે છે, મોમાંથી ફીણ નીકળે છે, તેના હાથ અને પગ ધ્રુજે છે (તણાઇ જાયછે) અને તેની આંખો રાતી થઇને ફરી જાયછે. હે ઉત્તમ વૈદ્ય ! અપસ્મારના રોગમાં એવાં ચિન્હ થાયછે.

### અસાધ્ય અપસ્મારનાં લક્ષણ.

**व्यावृत्तं लोचनं क्षामस्तमो दाहः शिरोव्यथा ।**
**हतप्रभेन्द्रियोसंज्ञश्चापस्मारी विनश्यति ॥**

જે અપસ્મારના રોગવાળાની આંખો ફરી ગઈ હોય, જે રોગના કારણથી સૂકાઈ ગયો હોય, જેને આંખે અંધારાં આવતાં હોય, જેને દાહ થતો હોય, જેનું માથું બહુ દુખતું હોય, જેના શરીરની કાંતિ તથા ઇંદ્રિયોની શક્તિ નાશ પામી હોય, જેની જ્ઞાનશક્તિ પણ નાશ પામી હોય, એવો અપસ્મારના રોગવાળો મનુષ્ય જીવતો નથી.

### અપસ્મારની ચિકિત્સા.

**तस्य पानाञ्जनालेपमर्दनं दाहमेव च ।**
**अपस्मारे चोपचार्यं घृतं तैलं च धीमता ॥**

અપસ્મારના રોગીને પીવાનાં ઔષધ આપીને, અંજન કરીને, લેપ કરીને, મર્દન કરીને, ડામ દેઇને તેના ઉપાય કરવા તથા બુદ્ધિમાન વૈદ્યે ઘી અને તેલ પણ યોજવાં.

### અપસ્મારમાં નસ્ય.

**अगस्तिपत्रं मरिचं मूत्रेण परिपेषितम् ।**
**नस्ये शस्तमपस्मारं हन्ति शीघ्रं नरस्य तु ॥**

અગથિયાનાં પાનાં અને મરી, એ બેને ગાયના મૂત્રમાં વાટીને અપસ્મારવાળા રોગીના નાકમાં તેનાં ટીપાં નાખવાં, તેથી તત્કાળ અપસ્માર નાશ પામે છે.

### બીજું નસ્ય.

**वन्ध्याकर्कोटिकामूलं घृतशर्करयान्वितम् ।**
**नस्ये वापि प्रयोक्तव्यमपस्मारप्रशान्तये ॥**

વાંઝણી કંટોલીનું મૂળ લાવીને તેના રસમાં ઘી તથા સાકર નાખીને તેનાં ટીપાં નાકમાં નાખવાં તેથી અપસ્માર શાંત થાયછે.

### કુષ્માંડ લેહ.

**कूष्माण्डखण्डानि गुडेन पक्त्वा सत्र्यूषणैलादलनागकेशरम् ।**
**त्वग्मेधिकाग्रंथिकधान्यकानां समांशकेनापि सिता प्रयोज्या ॥**
**प्रत्यूषसे भक्षणकं विधेयं तस्योपरि क्षीरमिदं प्रशस्तम् ।**
**निहन्त्यपस्मारविकारमाशु विनाशयेत् शीघ्रमसृग्विकारम् ॥**

કોળાના નાના નાના કકડા કરીને તેને ગોળમાં પક્વ કરવા. પછી તેમાં સુંઠ, પીપર, મરી, એલચી, તમાલપત્ર, નાગકેસર, તજ, મેથી, પીપરીમૂળના ગંઠોડા, ધાણા, એ ઔષધોનું ચૂર્ણ નાખવું તથા તે સઘળાંની બરોબર સાકર નાખવી. એ ઔષધ દરરોજ સવારમાં ખાવું તથા તે ઉપર દૂધ પીવું હિતકાર છે. આ ઔષધ અપસ્મારના વ્યાધિનો જલદી નાશ કરેછે તથા લોહીના વિકારને પણ ઉતાવળે શમાવી દે છે.

## કુષ્માંડ ચૂર્ણ.

**कूष्माण्डब्राह्मी षड्ग्रन्था शतपुष्पी पुनर्नवा ।**
**सुरसासहितं चूर्णं शर्करामधुसंयुतम् ॥**
**अपस्मारविनाशाय भक्षणे हितमेव च ।**
**उन्मादे पित्तरक्ते तु वन्ध्याया गर्भदायकम् ॥**

કોળું, બ્રાહ્મી, વજ, શંખાવળી, સાટોડી, તુળસી, એ સર્વનું ચૂર્ણ કરીને તેમાં મધ તથા સાકર નાખીને ખાવાથી તે અપસ્મારના રોગનો નાશ કરેછે. તથા ઉન્માદ રોગમાં અને રક્તપિત્તમાં પણ ગુણ કરે છે. એ ચૂર્ણ વાંઝણીને ગર્ભ આપનારૂં છે.

## સૂર્યોદય ધૃત.

**रास्नामागधिकामूलं दशमूलं शतीवरा ।**
**शणत्रिवृत्तथैरण्डो भागान् द्विपलिकान् क्षिपेत् ॥**
**तथाविदारी मधुकं मेदे द्वे सपुनर्नवा ।**
**काकोल्यौ द्वे शिवा चैव भागात्रिपलिकानि च ॥**
**खर्जूरी भीरु मृद्वीका गोक्षुरुश्च सशर्करः ।**
**एषां चतुःपली मात्रा दुग्धं प्रस्थं विनिक्षिपेत् ॥**
**प्रस्थार्धं नवनीतं च घृतप्रस्थार्धकं क्षिपेत् ।**
**पचेन्मृद्वग्निना तावत्सिद्धं यावत्प्रदर्श्यते ॥**
**परिश्रितं शुभे भांडे शीतस्थाने तु धारयेत् ।**
**सर्वदा भोजनाभ्यंगे नस्ये बस्तौ प्रदापयेत् ॥**
**हन्त्यपस्मारकं घोरमुन्मादं च नियच्छति ।**
**तमकं भ्रमकं शोषं सदाघं च सपीनसम् ॥**

क्षयं च राजक्ष्माणं छर्दिं जयति दारुणाम् ।
हन्ति विसर्पं विषं घोरं व्रणशोषहरं परम् ॥

लूताभूतपिशाचानां पामाकुष्ठविनाशनम् ।
त्रासनं सर्वदोषाणां प्राशनं वै घृतस्य च ॥

मंदाग्निविषमाग्नीनां साम्यं प्रकुरुते भृशम् ।
हन्ति रोगं तमस्तोमं शीघ्रं सूर्योदयो यथा ॥

રાસ્ના, પીપરીમૂળ, દશમૂળ, (શાલીપર્ણી, પૃષ્ટિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, બીલી, અરણી, અલવો, પાહાડમૂળ, શીવણ,) શતાવરી, શણ, નસોતર, દીવેલાનું મૂળ, એ પ્રત્યેક ઔષધ આઠ આઠ તોલા લેવું; વિદારીકંદ, જેઠીમધ, મેદા, મહામેદા, સાટોડી, કાકોલી, ક્ષીરકાકોલી, આમળાં, એ ઔષધો બાર બાર તોલા લેવાં; ખજૂરી, લઘુશતાવરી, દ્રાક્ષ, ગોખરૂ, સાકર, એ પ્રત્યેક ઔષધિ સોળ સોળ તોલા લેવી, એ સર્વેને ખાંડીને તેમાં ચોસઠ તોલા દૂધ નાખવું; બત્રીસ તોલા માખણ નાખવું; બત્રીસ તોલા ઘી નાખવું; પછી તેને ધીમા તાપથી પક્વ કરવું. જ્યારે ઘી સિદ્ધ થાય ત્યારે તેને સારા વાસણમાં ભરીને ઠંડી જગાએ મૂકી છાંડવું, આ ઘી અપસ્મારના રોગીને નિત્ય ખાવાને, ચોળવાને, નાકમાં મૂકવાને તથા બસ્તિ દેવાને આપવું. એ ઘી મહાભયાનક અપસ્મારનો નાશ કરે છે; ઉન્માદ રોગને દબાવે છે; તમક શ્વાસને, ભ્રમને, શોષને, દાહને, પીનસને, ક્ષયને, રાજ્યક્ષ્માને, તથા ભયંકર ઉલટીને મટાડે છે. વળી તે વિસર્પ રોગને, ભયંકર ઝેરની પીડાને, અને વ્રણથી થયેલા શોષરોગને નાશ કરે છે. લૂતરોગ, ભૂતરોગ, પિશાચરોગ, ખસ અને કોઢને તે હણે છે. એ ઘૃત ખાવાથી સર્વે રોગ દોષ ત્રાસ પામે છે. જેનો જઠરાગ્નિ મંદ હોય તેને તે પ્રદિપ્ત કરીને સમાન કરે છે. જેમ સૂર્યનો ઉદય અંધકારના સમુદાયનો નાશ કરે છે તેમ આ ઘૃત રોગના સમુદાયને હણે છે.

## કુષ્માંડ ઘૃત.

कूष्मांडकरसं चैव घृतं चाष्टांशकं क्षिपेत् ।
यष्टीमधुकमृद्वीका शतपुष्पी शतावरी ।

**रास्ना समङ्गामृतजा त्रिगन्धं भीरुपुष्करम् ॥**
**कुष्ठं चैतद्दीपनं च घृतं योज्यं भिषग्वरैः ।**
**हन्त्यपस्मारमुन्मादं रक्तपित्तं गुदामयम् ॥**

इति कूष्माण्डकं नाम घृतम् ।

કોહોળાના રસમાં તેથી આઠમે ભાગે ઘી નાખવું તથા જેઠીમધ, દ્રાક્ષ, શંખપુષ્પી ( શંખાવળી, ) શતાવરી, રાસના, મજીઠ, હરડે, તજ, તમાલપત્ર, એલચી, લઘુશતાવરી, પુષ્કરમૂળ, ઉપલેટ, એ ઔષધોનું કલ્ક નાખવું. પછી ઘી પકવ કરવું. એ રીતે તૈયાર થયેલું ઘી ઉત્તમ વૈદ્યોએ રોગીને આપવું તેથી અપસ્માર, ઉન્માદ, રક્તપિત અને ગુદરોગ, એટલા રોગ મટે છે.

### બ્રાહ્મીઘૃત.

**ब्राह्मीरसं वचाकुष्ठशङ्खपुष्पीभिरेव च ।**
**पचेत् घृतं पुराणं च अपस्मारं नियच्छति ॥**

इति ब्राह्मीघृतम् ।

બ્રાહ્મીના વેલાનો રસ, વજ, ઉપલેટ, શંખાવળી, એ ઔષધોમાં જૂનું ઘી નાખીને પકવવું. એ ઘી અપસ્મારને દબાવી દે છે.

### બીજા ઉપચાર.

**महाबलाद्यं तैलं च बस्तौ नस्ये प्रशस्यते ।**
**शतावर्यादिकं चापि सदैव च हितं भवेत् ॥**
**चन्दनाद्यं घृतं चैवं प्रयोज्यं चात्र चोत्तमैः ।**
**अपस्मारे वाप्युन्मादे वातरोगेऽथवा हितम् ॥**

મહાબલાદિ તેલ બસ્તિ આપવામાં તથા નસ્ય આપવામાં સારૂં છે, તેજ પ્રમાણે શતાવર્યાદિ તેલ પણ સદૈવ હિતકારક છે. ઉત્તમ વૈદ્યોએ આ રોગમાં ચંદનાદિક ઘૃતની યોજના કરવી. એ ઘી અપસ્મારમાં, ઉન્માદરોગમાં તથા વાયુના રોગમાં હિતકારક છે.

### પ્રચેતની ગુટી.

**त्र्यूषणं त्रिफला हिङ्गु सैन्धवं कटुका वचा ।**
**नक्तमालकबीजानि तथा च गौरसर्षपाः ॥**

---

१ समंगा मृतकं. प्र० १ ली. समंगागंधं च. प्र० ३ जी.

बस्तमूत्रेण पिष्ट्वा तु गुटी छायाविशोषिता ।
अञ्जनं हन्त्यपस्मारमुन्मादं चैव दारुणम् ॥
स्मृतिभ्रंशभ्रमीदोषभूतदोषविनाशनम् ।
एकाहिकं द्व्याहिकं च चातुर्थकं ज्वरं हरेत् ॥
हन्ति तिमिरपटलं रात्र्यन्धं च शिरोरुजम् ।
सन्निपातविस्मरणं चेतयत्याशु मानवम् ॥

इति प्रचेतनीनामगुटिका ।

સુંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં, હીંગ, સિંધવ, કુટકી, વજ, કરંજનાં બીજ, ધોળા સરસવ, એ ઔષધોને બોકડાના મૂત્રમાં બારીક વાટીને તેની ગોળી કરીને તેને છાંયડામાં સૂકવવી. એ ગોળી આંખમાં આંજવાથી અપસ્માર અને દારૂણ એવો ઉન્માદ રોગ મટે છે. વળી જેને સ્મૃતિભ્રંશ થયો હોય એટલે સ્મરણશક્તિ નાશ પામી હોય, જેને ભ્રમ થયો હોય તથા જેને ભૂત વળગ્યું હોય તેને આ અંજનથી બહુ ગુણ કરે છે. એકાંતરિયો, બે દિવસે આવનારો (દ્વયાહિક) તાવ અને ચોથીઓ તાવ, એ તાવ નાશ પામે છે, આંખે અંધારાં આવતાં હોય તે, પડળ, રતાંધળાપણું. અને માથાની પીડા એ પણ એ અંજનથી મટી જાય છે. સન્નિપાતમાં મનુષ્યને જે વિસ્મરણ થાય છે તેને એ મટાડે છે અને મનુષ્યમાં જલદી ચેતના આણે છે.

## ચંદનાદ્યવલેહ.

चन्दनं तगरं कुष्ठं यष्टीत्रिगन्धवासकम् ।
मञ्जिष्ठाभीरुमृद्वीकापाठाश्यामाप्रियङ्गुभिः ॥
स्वयंगुप्ता पीलुपर्णी विषा रास्ना गवादनी ।
काकोल्यौ जीरकं मेदे पुष्करं घनवालुकम् ॥
विदारी चांशुमती च त्रिवृद्दन्ती विडङ्गकम् ।
पद्मकं चैन्द्रवृक्षश्च तथारग्वधचित्रकम् ॥
धान्यकं पञ्चजीराणि तथा तालीसपत्रकम् ।
खदिरस्य च निर्यासरुजा[1] कालीयकं तथा ॥

१ खदिरनिर्यासतगरं कालीयकं च कैकतम्. प्र० १ ली.

तिंतिडीकं च वृक्षाम्लं त्रिफलाकाश्मरीफलम् ।
कंकोलं च जातिफलं तथा च नागकेसरम् ॥
परूषं च सखर्जूरं समं चैकत्र मर्दयेत् ।
भावितं बीजपूरस्य रसेनैव तु सप्तधा ॥
समशर्करया युक्तं चाटरूषरसेन वा ।
भावितं पुनरेवं च मधुना सघृतेन च ॥
लेहोऽयं च सदा शस्तश्चापस्मारेऽतिदारुणे ।
उन्मादे कामलारोगे पाण्डुरोगे हलीमके ॥
राजयक्ष्मे रक्तपित्ते पित्तातिसारपीडिते ।
रक्तातिसारे शोषे च शिरोरोगे सदाज्वरे ॥
तमकभ्रमके छर्दिदाहे च समदात्यये ।
अश्मर्यां च प्रमेहेषु कासे श्वासे च पीनसे ॥
एतेषां च प्रयोक्तव्यः सर्वरोगनिवारणः ।
वन्ध्यानां च प्रयोक्तव्यो वृद्धानां च विशेषतः ॥
बालानां च हितश्चैव शृणु चात्र प्रमाणकम् ।
उत्तमे कर्षमात्रं च पादहीनं तु मध्यमे ॥
दद्यात् क्षीरयुतं स्त्रीणां बालानां क्षीरसंयुतम् ।
एवं प्रयोजितो योगे महाकल्पो गुणाधिकः ॥
बलवान् गुणवांश्चैव भवतीह फलप्रदः ।
नरकुञ्जरवाहानामुपयुक्तो हितो मतः ॥
चंदनाद्यो महायोगः कृष्णात्रेयेण पूजितः ॥

इति चन्दनाद्यं चूर्णम् ।

ચંદન, તગર, ઉપલેટ, જેઠીમધ, તજ, તમાલપત્ર, એળચી, અરડૂસો, મજીઠ, સતાવરી, દ્રાક્ષ, પાહાડમૂળ, પીપર, નખલા, કૌવચમૂળ, પીલુપર્ણી (મોરવેલ,) અતિવિખ, રાસ્ના, ગવાદની (ચારોલી,) કાકોલી, ક્ષીરકાકોલી, જીરૂં, મેદા, મહામેદા, પુષ્કરમૂળ, મોથ, વીરણવાળો, વિદારીકંદ, અંશુમતી (સાલવણ,) નસોતર, દંતીમૂળ, વાયવિડંગ, પદ્મકાષ્ઠ, સફેદ કડુ, ગરમાળો, ચિત્રો, ધાણા, પંચજીરક (જીરૂં, શાહજીરૂં, કાળી-

જીરી, યવાન, અજમોદ,) તાલીસપત્ર, ખેરસાર, ઉપલેટ, કૃષ્ણાગરૂ, આમલી, આમચૂર, હરડે, બહેડાં, આમળાં, કાશ્મરી (શીવણ) નું ફળ, કંકોલ, જાયફળ, નાગકેસર, ફાળસાં, અને ખજૂર, એ સર્વને સમાન ભાગે લેઈને તેમનું ચૂર્ણ કરી એકત્ર કરવાં. પછી તે ચૂર્ણને બીજેરાના રસના સાતપટ દેવા અથવા અરડૂસાના રસના સાતપટ દેવા. પછી એ ચૂર્ણની બરોબર સાકર તેમાં નાખીને મધ તથા ઘી સાથે ચાટવું. એ અવલેહ મહાભયંકર અપસ્મારને મટાડવામાં સદૈવ ઉત્તમ ઔષધ છે. તેમજ ઉન્માદ રોગમાં, કમળામાં, પાંડુરોગમાં, હલીમક રોગમાં, રાજયક્ષ્મા રોગમાં, રક્તપિત્તમાં, પિત્તાતિસારની પીડામાં, રક્તાતીસારમાં, શોષ રોગમાં, નિરંતર તાવ શરીરમાં ભર્યો રહેતો હોય તે રોગમાં, તમકશ્વાસમાં, ભ્રમ (ચકરી) ના રોગમાં, ઉલટીના રોગમાં, દાહરોગમાં, મદાત્યય રોગમાં, પથરીના રોગમાં, પ્રમેહમાં, ખાંસીમાં, શ્વાસમાં, પીનસ (નાકમાં છોડ બાઝે છે તે) રોગમાં, એ સર્વ રોગમાં આ અવલેહ યોજવો તેથી કરીને તે સર્વે રોગોને તે મટાડે છે. વાંઝણી સ્ત્રીઓને એ અવલેહ આપવાથી તેમને સંતાન પ્રાપ્તિ થાય છે. વિશેષે કરીને એ અવલેહ વૃદ્ધ પુરુષોને બહુ ગુણ આપે છે. બાળકોને આ અવલેહ સારો ગુણ કરે છે. એ અવલેહ કેટલો ખાવો તેનું પ્રમાણ કહું તે સાંભળો. ઉત્તમ જઠરાગ્નિવાળાને એક તોલો અને મધ્યમ જઠરાગ્નિવાળાને પોણો તોલો આપવો બાળકોને અને સ્ત્રીઓને એ અવલેહ દૂધની સાથે આપવો. એ પ્રમાણે આ યોગની યોજના કરવામાં આવે તો તે મોટો ગુણ કરે છે, એ યોગ બળવાન અને ગુણવાન છે તથા મોટું ફળ આપે છે, જે પુરુષો પાલખી, મ્યાના, ઘોડા કે હાથી ઉપર બેસવાના અભ્યાસવાળા હોય તેમને આ અવલેહ અતિ ઉપયોગી અને હિતકારક છે. આ અવલેહને ચંદનાદિ અવલેહ કહે છે, તે મોટો ગુણવાન યોગ છે અને કૃષ્ણાત્રેય મુનિએ તેનાં વખાણ કરેલાં છે.

## દ્રાક્ષાદિ અવલેહ.

**द्राक्षा दारु तथा निशा च मधुकं कृष्णा कलिङ्गा त्रिवृत्**
**यष्टीका त्रिफला विडङ्गकटुकास्रृक्चन्दनं चेंदनम् ।**

१ त्रिकटु. प्र० २ जी. २ दाडिमं. प्र० १ ली.

चातुर्जातकनिम्बकं च तुरगीतालीसपत्रं घना
मेदे द्वे सुरदारु कुष्ठकमलं रोध्रं समङ्गा वरी ॥
भार्गीकोलकदाडिमाम्लसहितं काश्मर्यश्टङ्गाटकं
काम्बोजा शणघण्टिका लघुतरा क्षुद्रा च रास्नायुतम् ।
चूर्णं शर्करया समं मधु घृतं खर्जूरके संयुतम्
लिह्यात् कर्षमिदं समस्तबलकृत् हन्त्याश्वपस्मारकम् ।
उन्मादं च सुदारुणं क्षयमथो यक्ष्मा च पाण्डुश्वसन्
कासासृक्सकलप्रमेहगुदजं स्त्रीणां हितं शस्यते ॥

इति द्राक्षावलेहः ।

દ્રાક્ષ, દારૂહળદર, હળદર, મહુડાં, પીપર, કાકડાસીંગ, નસોતર, જેઠીમધ, હરડે, બહેડાં, આમળાં, વાયવિડંગ, કુટકી, રક્તચંદન (રતાંજળી,) સફેદ ચંદન, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, આસંધ, તાલીસપત્ર, મોથ, મેદા, મહામેદા, દેવદાર, ઉપલેટ, કમળ, લોધર, મજીઠ, સતાવરી, ભારંગ, બોર, દાડિમની ખટાઈ, પુષ્કરમૂળ, શીંગોડાં, પદ્મકાષ્ઠ, શણ, ભોંયરીંગણી, રાસના, એ ઔષધોનું એક તોલો ચૂર્ણ સાકર, મધ, ઘી અને ખજૂર, એમાં મેળવીને ચાટવું. એ ચૂર્ણ સઘળા પ્રકારનું બળ આપે છે, અપસ્મારને મટાડે છે, દારૂણ એવા ઉન્માદ રોગને મટાડે છે, ક્ષય રોગને મટાડે છે, રાજક્ષયને મટાડે છે; પાંડુ રોગને, શ્વાસને, ખાંસીને, લોહી વિકારને, તમામ પ્રમેહને અને અર્શને મટાડે છે. એ અવલેહ સ્ત્રીઓને હિતકારી તથા ઘણો સારો છે.

## દાહ ક્રિયા.

एतैर्यदि न सौख्यं स्यात् दहेल्लोहशलाकया ।
ललाटे च भ्रुवोर्मध्ये दहेद्वा मूर्ध्नि मानवम् ॥

ઉપર કહ્યાં તે ઔષધો કરવાથી પણ જો અપસ્મારના રોગીને ફાયદો થાય નહિ તો તેને લોઢાની શળીવડે કપાળમાં, બે ભમરની વચ્ચે, અથવા માથા ઉપર ડામ દેવો.

---

१ कासासृग्रुधिर. प्र० १ ली.

## અપસ્મારમાં પથ્યાપથ્ય.

वर्जयेत् कटुकं चाम्लं रक्तपित्तविकारिणाम् ।
विशेषेण वर्जनीयं सुरापूगकषायकम् ।
न सेव्यानि ह्यपस्मारे मोहमूर्च्छाकराणि वा ॥

અપસ્મારવાળા રોગીએ તીખું, ખાટું, અને રક્તપિત્તના વિકારવાળા માણસે તજવા જેવા સઘળા પદાર્થોનો ત્યાગ કરવો; અને વિશેષે કરીને મદ્ય, સોપારી અને તુરા પદાર્થો તજવા, તેમ જે પદાર્થો મોહ કે મૂર્છા ઉત્પન્ન કરે એવા હોય તેવા પદાર્થો પણ સેવવા નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने अपस्मार-
चिकित्सा नाम एकविंशोऽध्यायः ।

---

# द्वाविंशोऽध्यायः ।

---

## ઉન્માદ રોગનું નિદાન.

## ઉન્માદની સંપ્રાપ્તિ.

### आत्रेय उवाच ।

अयं मानसको व्याधिरुन्माद इति कीर्तितः ।
प्रमत्ता ऊर्ध्वगा दोषा ऊर्ध्वं गच्छन्त्यमार्गताम् ॥
उन्मादो नाम दोषोऽयं कष्टसाध्यो भिषग्वरैः ॥

આત્રેય કહેછે—આ ઉન્માદ રોગ મનનો વ્યાધિ છે. શરીર ઉપરની તરફ જનારા દોષ વિકાર પામી ઉન્મત્ત થઈને ઉંચેની તરફ પોતાનો સ્વાભાવિક માર્ગ છોડીને ઉલટે માર્ગે પ્રવૃત્ત થાય છે તેથી આ ઉન્માદ નામે રોગ ઉત્પન્ન થાય છે. એ રોગ સારા સારા વૈદ્યોથી પણ મહા મહેનતે મટી શકે એવો છે.

## ઉન્માદના પ્રકાર.

सोऽपि पृथग्विधैर्दोषैर्द्वन्द्वजोऽन्यः प्रकीर्तितः ।
तथान्यः सन्निपातेन विषाद्भवति चापरः ॥

વાયુથી, પિત્તથી, કફથી,* એ બે દોષ મળવાથી, ત્રિદોષથી અને વિષથી, એ છ પ્રકારથી ઉન્માદ રોગ થાય છે.

### ઉન્માદના હેતુ.

अशुचिविपथशून्यागारकेऽरण्यमध्ये
सभयगहनवीथीदेवतागारके च ।
अथ कथमपि भीत्याशङ्कया खिन्नचेतः-
क्षुभितमनः स्वमार्गं त्याज्यमुन्मार्गमेति ॥
चिन्ताव्यथासुभयहर्षविमर्षलोभात्
देवातिथिद्विजनरेन्द्रगुरूपमानात् ।
प्रेमाधिकायुवतिजनस्य विप्रयोगात्
उन्मादहेतु च नृणां कथितं वरिष्ठैः ॥

અપવિત્ર જગોમાં જવાથી, ઉન્માર્ગે ચઢી જવાથી, શૂન્ય ઘરમાં રહેવાથી, અરણ્યમાં ચાલવાથી, ભયવાળી જગોમાં જવાથી કે રહેવાથી, ગહન માર્ગમાં જવાથી, દેવાલયમાં એકલાં રહેવાથી, અથવા બીજે કોઇપણ પ્રકારે ભય ઉત્પન્ન થવાથી કે શંકા થવાથી મન ખિન્ન થઈને ક્ષોભ પામે છે તથા તેથી તે પોતાનો માર્ગ તજીને ઉન્માર્ગે ચઢી જાય છે. વળી ચિંતા થવાથી, પીડા થવાથી, અતિ ભય થવાથી, હર્ષથી, બહુ વિચાર કર્યા કરવાથી, લોભથી, દેવ—અતિથિ—બ્રાહ્મણ કે ગુરૂનું અપમાન કરવાથી અથવા અતિશય વાહાલી સ્ત્રીના વિયોગથી મનુષ્યોને ઉન્માદરોગ ઉત્પન્ન થાય છે, એમ મોટા આચાર્યોનું કહેવું છે.

### ઉન્માદનાં લક્ષણ.

तेन गायति वा रौति नृत्यते पठते तथा ।
लोलते छर्दते वापि कम्पते हसते तथा ॥
धावते हनते चैव तथा हिक्कां निरस्यति ।
नेत्रे भ्रामयतेऽत्यर्थं दृश्यते वा मदातुरः ॥

* બે બે દોષથી એક ઉન્માદનો પ્રકાર ન ગણતાં માધવે 'માનસદોષથી' ઉન્માદનો એક પ્રકાર માન્યો છે.

ઉપર કહેલા હેતુઓથી મનુષ્ય ગાવા લાગે છે, રડે છે, નાચે છે, શ્લોક વગેરે ભણે છે, જમીન ઉપર આળોટે છે, ઉલટી કરે છે, ધ્રુજે છે, હસે છે, દોડે છે, મારે છે, હેડકીઓ ખાય છે, આંખો અતિશય ફેરવે છે, અથવા કેફ ચઢી હોય તેવો દેખાવ છે. (એ લક્ષણો ઉપથી એ રોગીને ઉન્માદ રોગ થયો છે એમ જાણવું.)

## ઉન્માદની ચિકિત્સા.

**तस्यापस्मारकं कर्म कर्तव्यं भिजां वरैः ।**
**विशेषेण भूतविद्यामध्ये वक्ष्यामि चाग्रतः ॥**

ઉન્માદના રોગવાળાને, જે ચિકિત્સાઓ અપસ્મારના વ્યાધિમાં કરવાની કહી છે તે સઘળી કરવી. અને વિશેષે કરીને હું જે આગળ ભૂતવિદ્યામાં ચિકિત્સાઓ કહીશ તે સઘળી પણ ઉત્તમ વૈદ્યોએ કરવી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मूर्च्छा-
निदानं नाम द्वाविंशोऽध्यायः ।

# त्रयोविंशोऽध्यायः ।

## વાત વ્યાધની ચિકિત્સા.

## आत्रेय उवाच ।

**चतुरशीतिर्विख्याता वाता नृणां रुजाकराः ।**
**तेषां निदानं वक्ष्यामि समासेन पृथक् पृथक् ॥**

**આત્રેય કહેછે.**—મનુષ્યોને પીડા કરનારા વાયુના પ્રસિદ્ધ રોગ ચોરાશી પ્રકારના છે; તે સર્વે રોગનું જૂદું જૂદું નિદાન હું સંક્ષેપમાં કહું છું.

## સઘળા વાત વ્યાધિઓના હેતુ.

**विरुद्धशीताशनजागराच्च [1]व्यायामतो वातवतोऽभिषङ्गात् ।**
**असृग्विरेकाद्विषमाशनेन संधारणाद्वेगविघातनाच्च ॥**

---

1 व्यायामतश्चातितमोप्रसंगात्. प्र० १ ली.

**अध्वश्रमे क्षीणबलेन्द्रियाणामामाशये धातुगतोऽपि वायुः ॥**
**प्राणोपानःसमानश्च उदानो व्यान एव च ।**
**एषां दोषाद्भवन्त्येते वातदोषाः पृथक् पृथक् ॥**

વિરૂદ્ધ અને ઠંડું ભોજન કરવાથી, ઉજાગરાથી, અતિશય કસરત કરવાથી, વાયુવાળા પદાર્થનો પ્રસંગ કરવાથી અથવા વાતરોગવાળા મનુષ્યના પ્રસંગથી, શરીરમાંથી લોહી વહી જવાથી, વિષમ બેસવા સૂવાથી, ઝાડો-પિશાબ-છીંક-બગાસું-ઉધરસ-હાસ્ય-આંસુ વગેરેના વેગને અટકાવવાથી, જોરથી વાગવાથી, મુસાફરીમાં ચાલવાના શ્રમથી, બળ અને ઇંદ્રિયો ક્ષીણ થવાથી, વાયુ આમાશયમાં જવાથી કે ધાતુઓમાં જવાથી, તેમજ પ્રાણ–આપાન–વ્યાન–સમાન અને ઉદાન એ વાયુઓ બગડવાથી જૂદા જૂદા પ્રકારના વાતવ્યાધિ થાય છે.

## પ્રાણ કોપવાથી થયેલા રોગ.

**शिरःशूलं कर्णशूलं शङ्खशूलमसृग्गदः ।**
**अर्धशीर्षविकारश्च दिनवृद्धिसमुद्भवः ॥**
**नासिकोपद्रवो वापि मन्यास्तम्भो हनुग्रहः ।**
**जिह्वास्तम्भस्तालुशूलं तथा च तमकं भ्रमः ॥**
**तन्द्राश्वासगलोष्ठाद्याः षोडशैते शिरोगताः ।**
**प्राणापकोपतो यान्ति पित्तेन सममीरिताः ॥**

इति षोडशविधशिरोगतप्राणवायुप्रकोपः ।

માથાનું શૂળ, કાનનું શૂળ, લમણાનું શૂળ, લોહીનો વિકાર, આધાસીસી (અરધું માથું દુખવાનો રોગ જેમાં જેમ જેમ દિવસ ચઢે તેમ તેમ માથું દૂખે છે અને દિવસ નમે તેમ તેમ માથું ઉત્તરતું જાયછે) નાકનો રોગ, મન્યાસ્તંભ (બોચીનું રહી જવું,) હનુગ્રહ (હડપચીનું રહી જવું,) જીભ્યાસ્તંભ, તાળવામાં થતું શૂળ, તમકશ્વાસ, ભ્રમ, તંદ્રા (ઘેન,) શ્વાસ, ગળાના રોગ, ઓઠના રોગ, એ વગેરે સોળ રોગ માથામાં થાય છે. એ રોગ પ્રાણવાયુ કોપીને પિત્તની સાથે માથામાં જાય છે તેથી ઉપજે છે.

### ઉદાનવાયુનો પ્રકોપ થવાથી થએલા રોગ.

हिक्का श्वासः परिश्वासः कासः शोषार्तिघण्टिका।
हृल्लासो हृदि शूलं च यकृद्वातादिका वमिः॥
क्षवथुर्जृम्भणं चैव तथा वैस्वर्यपीनसः।
अरुचिं च प्रतिश्याय एते प्रोक्ता उदानतः॥
उदानः श्लेष्मसंयुक्तो दोषान् हृदि प्रकुर्वते।

इति षोडशविधोदानप्रकोपः।

હેડકીનો રોગ, શ્વાસરોગ, પરિશ્વાસ, ખાંસી, શોષરોગ, ઘંટિકા રોગ, હૃલ્લાસ નામે છાતીમાંનું દરદ, છાતીમાંનું શૂળ, યકૃત્માં વાયુનો રોગ, ઉલટી, છીંક, બગાસું, સ્વરભંગ, પીનસરોગ, અરૂચિ, સળેખમ, એ શોળ રોગ ઉદાન વાયુથી થાય છે. ઉદાનવાયુ કફમાં મળીને છાતીમાં એવા રોગ ઉત્પન્ન કરે છે.

### વ્યાનવાયુના કોપથી થએલા રોગ.

वक्ष्यामो व्यानकोपेन मारुतस्य प्रकोपनम्।
वातः सर्वाङ्गको धातुविकारं कुरुते भृशम्॥
स च धातुगतो ज्ञेयस्तथा प्रोक्तः पृथक् पृथक्।
त्वग्वाते रोमहर्षश्च मन्यायां श्वास एव च॥
मांसगे शोथतोदश्च मेदःसंस्थे च कम्पता।
भङ्गतास्थिगते वाते पतनं मज्जगे भवेत्॥
शुक्रगे सन्धिशोथश्च तस्मात् तं चापि लक्षयेत्।
एतैर्धातुगता वाता साध्याऽसाध्यान् निबोध मे॥
त्वग्रक्तमांसमेदःस्थो वायुः सिध्यति भेषजैः।
अन्ये कष्टेन सिध्यन्ति न सिध्यन्त्यथवा पुनः॥

વ્યાન વાયુના કોપવાથી જે વાયુનો પ્રકોપ થઈને રોગ ઉપજે છે તે હવે કરીશું. વ્યાનવાયુ આખા શરીરમાં રહે છે માટે તે જ્યારે કોપે છે ત્યારે અત્યંત ધાતુવિકાર ઉત્પન્ન કરે છે. એવી રીતે ધાતુમાં રહેલો

વ્યાનવાયુ જાણવો. હવે તે જૂદા જૂદા ધાતુઓમાં શો શો વિકાર ઉત્પન્ન કરે છે તે કહિયે છીએ. વ્યાનવાયુ ત્વચામાં રહીને કોપે ત્યારે રૂવાં ઊભાં થાય છે, માંસમાં હોય ત્યારે સોજો અને તોદ (સોયો ઘોંચાવા જેવી વેદના) થાય છે; મેદમાં હોય ત્યારે શરીર કંપે છે; અસ્થિ (હાડકાં) માં વાયુ રહ્યો હોય ત્યારે અંગભંગ થાય છે; મજ્જામાં વાયુ હોય ત્યારે પડી જવાનો વ્યાધિ થાય છે; અને વીર્યમાં વાયુ કોપ્યો હોય છે ત્યારે સાંધાઓમાં સોજો થાય છે; એ લક્ષણોથી ધાતુગત વ્યાનવાયુ કોપે છે એમ જાણવું. એ પ્રમાણે ધાતુઓમાં રહેલા વાયુના વિકાર મેં તને કહ્યા; હવે તેમાંથી કયા સાધ્ય છે અને કયા અસાધ્ય છે તે તને કહું છું તે સાંભળ. ત્વચા, રક્ત, માંસ અને મેદ, એ ધાતુઓમાં રહેલા વ્યાનવાયુનો પ્રકોપ ઔષધોથી દૂર કરી શકાય છે, એ વિના બીજા ધાતુઓમાં રહેલા વાયુ મેહેનત કરવાથી મટી શકે છે કે નથી પણ મટતા.

## વાયુનાં સામાન્ય લક્ષણો.

**लोमहर्षो भवेत् तोदो निद्रानाशोऽरुचिस्तमः ।**
**गात्रं सूच्येव विध्येत भ्रमन्त्येव पिपीलिकाः ॥**

**रूक्षत्वं त्वङ्नखे नेत्रे कृशत्वं जायते पुनः ।**
**गर्भरजसा शुक्रस्य नाशो भवति वेपथुः ॥**

**मन्दाग्नित्वं च भवति स्वप्नानि च स पश्यति ।**
**निद्रानाशश्च भवति सामान्यं वातलक्षणम् ॥**

શરીરનાં રૂવાંટાં ઊભાં થાય, શરીરે તોડ થાય, નિદ્રાનો નાશ થાય, અરૂચિ થાય, આંખે અંધારાં આવે, અંગ સોયોથી વીંધાતું હોય એવી વેદના થાય, શરીર ઉપર કીડીઓ ફરતી હોય એવું લાગે, ત્વચા, નખ અને નેત્રમાં લુખાપણું આવે, શરીરનાં અંગ સૂકાઈ જાય કે પાતળાં થઈ જાય, ગર્ભનો–આર્તવનો કે વીર્યનો નાશ થાય, શરીર કંપે, જઠરાગ્નિ મંદ થાય, ઊંઘમાં અનેક સ્વપ્ન આવે, અને નિદ્રાનો નાશ થાય, એ વાયુનાં સામાન્ય લક્ષણો છે. અર્થાત્ એમાંનું કાંઈ થાય ત્યારે જાણવું કે વાયુ કોપ્યો છે.

## આક્ષેપક વાયુનું લક્ષણ.

**मुहुराक्षेपयेद्गात्रं भेदस्तोदो बहिःस्वरः ।**
**स चैवाक्षेपको नाम जातो व्यानप्रकोपतः ॥**

इत्याक्षेपको वायुः ।

જે મનુષ્ય વારંવાર પોતાનાં અંગને લાંબાં ટુંકાં કર્યા કરે છે અથવા જેથી અકસ્માત્ અંગ લાંબા થઇ જાય છે, અંગમાં ફાટ અને તોડ થાય છે અને સ્વર ફાટી જાય છે, ત્યારે તે માણસને વ્યાનવાયુના કોપથી આક્ષેપક નામે વાયુ થયો છે એમ જાણવું.

## અપતંત્રક વાયુનું લક્ષણ.

**धनुर्वन्नाम्यते गात्रमाक्षिप्येच्च मुहुर्मुहुः ।**
**प्रक्लिन्ननेत्रस्तब्धाक्षः कपोत इव कूजति ॥**
**तमाहुर्भिषजां श्रेष्ठा अपतन्त्रकनामतः ।**
**मतान्तरे वदन्त्यन्ये प्रह्वपतानको मतः ॥**

इत्यपतंत्रको वायुः ।

જે વાયુના રોગવાળાનું શરીર ધનુષ્યની પેઠે નમી જતું હોય તથા વારંવાર તણાઇ જતું હોય; નેત્રમાં પાણી ભરાઈ આવતું હોય તથા આંખ જડ જેવી થઇ ગઈ હોય; અને હોલાની પેઠે ગળું બોલતું હોય; તો ઉત્તમ વૈદ્યો તેને અપતંત્રક નામે વાયુનો રોગ કહે છે. એ વાયુના રોગને પ્રહ્વપતાનક કહેવો, એવું કેટલાક વૈદ્યાચાર્યોનું મતાંતર છે.

## અપતાનક વાયુનું લક્ષણ.

**गृहीतार्धे ततो वायुरपतानकः संस्मृतः ।**
**सोऽपि कफाश्रितो वायुः संपीडयति दण्डवत् ।**
**स्तम्भयत्याशु गात्राणि सोऽपि दण्डापतानकः ॥**
**हृद्वक्त्रांघ्रिकराङ्गुलीगुल्फसन्धौ समाश्रितः ।**
**स्नायुं प्रतानयेद् यस्तु सोऽपि स्नायुप्रतानकः ॥**
**बाह्यानामथ नाडीनां प्रतानयति मारुतः ।**
**कट्याश्रितो वा भवति सशल्यमिव कुर्वते ॥**

तमसाध्यं बुधाः प्राहुस्तं च वातं प्रतानकम् ।
अन्यं चतुर्थमाक्षेपमभिघातसमुद्भवम् ॥
अभिघातेन यो जातो न स साध्यः प्रतानकः ।
ऊर्ध्वं तानयते यस्तु विशोषयति गात्रकम् ॥
विशोषयेच्चास्थिसंधिं संधिसंशुष्कको मतः ।
कृत्स्नार्धकायं भवति शुष्कतां च प्रकुञ्चति ।
पृष्ठं च नार्धं यो वेत्ति स तथैकाङ्गिको मतः ॥

इत्येकाङ्गिकपक्षघातवायुः ।

एकाङ्गपक्षघातश्च भवत्यन्यतमो यदि ।
वातघ्नैरौषधैः सर्वैर्वायुः कष्टेन सिध्यति ॥

इत्येकाङ्गरोगपक्षघातः ।

જ્યારે વાયુ અર્ધા અંગને પકડી લેછે ત્યારે તે વાયુ અપતાનક કહેવાય છે. એ વાયુ કફની સાથે મળીને લાકડીની પેઠે રોગીના અંગને અક્કડ કરી નાખે છે અને પીડા કરે છે, તેને દંડાપતાનક નામે વાયુ કહે છે. છાતી, મુખ, પગની અને હાથની આંગળિયો, ઘુંટીનો સંધિ, એ સ્થળમાં રહેલો વાયુ તે તે સ્થળના સ્નાયુનો જ્યારે સંકોચ કરે છે ત્યારે તે રોગને સ્નાયુ પ્રતાનક કહે છે, કોઇ વખત વાયુ બાહારની નાડીઓનો સંકોચ કરે છે, તે પણ પ્રતાનક વાયુ કહેવાય છે. કોઇ વખત વાયુ કેડમાં રહીને તેમાં જાણે શલ્ય ( લાકડું વગેરે ) ઘાલ્યું હોય તેમ તેને પીડિત કરે છે; પંડિતો એ પ્રતાનક વાયુને અસાધ્ય કહે છે. એક ચોથો પ્રતાનક વાયુ વાગવાથી થાય છે, તેમાં રોગીને તાણ થાય છે; એ વાગવાથી થયેલો પ્રતાનક રોગ અસાધ્ય છે. જે વાયુ અંગને ઉપરની બાજુએ ( માથાની તરફ ) આકર્ષે છે તથા શરીરને શોષી લેછે, તેમજ હાડકાંના સાંધાનું પણ શોષણ કરે છે, તેને 'સંધિસંશુષ્ક' કહે છે. જે માણસનું સઘળું અરધું અંગ સંકોચાઇને સૂકાઇ જાય છે તથા અરધો પીઠનો ભાગ પણ તેવોજ મુડદાલ થવાથી જેને માલમ પડતો નથી તેને 'એકાંગવાયુ' કહે છે, એક બીજા પ્રકારનો એકાંગ પક્ષાઘાત થાય છે, તે જો થયો હોય તો વાયુને નાશ કરનારાં સઘળાં ઔષધોથી પણ તે વાયુ કષ્ટે કરીને મટે છે.

## તૂની પ્રતિતૂની વાયુ.

तोदमूर्च्छा वेपनं स्यात् वेष्टनं स्पर्शनाशता ।
प्रतूनयति गात्राणि वायुस्तूनीति शब्दितः ॥
वेपनं तोदवेष्टत्वं स्पर्शनं वेत्ति यः पुनः ।
प्रतूनयति गात्राणि प्रतितूनीति निगद्यते ॥

इति प्रतितूनीवायुः ।

જે વાયુના રોગમાં તોડ, મૂર્છા, કંપ, ગોટલા ચઢવા, સ્પર્શ માલમ ન પડવો, એવાં ચિન્હ થાય તથા જે વાયુથી અંગ પાતળાં થઈ જાય તેને તૂની નામે વાયુ રોગ કહે છે. કંપ, તોડ, ગોટલા ચઢવા, એ ચિન્હો થતાં પણ જેને સ્પર્શ માલમ પડતો હોય તેને પ્રતિતૂની નામે વાયુ કહે છે.

## હૃદિસ્તંભાદિ વાયુના રોગ.

हृदि स्तम्भः पृष्ठस्तम्भ ऊरुस्तम्भश्च गृध्रसी ।
पृथक्त्वेनैव कथितमग्रे शृणुष्व कोविद ! ॥
एते व्यानप्रकोपेन षोडशधा प्रकीर्तिताः ॥

इति व्यानप्रकोपः ।

છાતીમાં સ્તંભ (છાતી જડ થઇ જવી,) પૃષ્ટસ્તંભ, ઉરૂસ્તંભ, ગૃધ્રસી, એ વાયુના વ્યાધિઓ વ્યાન વાયુના કોપથીજ ઉપજે છે; પરંતુ આગળ તેમને જૂદા રોગ તરિકે કેહેવામાં આવ્યા છે માટે અહીં તેમનો વિસ્તાર કર્યો નથી. હે પંડિત! સાંભળ; વ્યાન વાયુના કોપથી થયેલા સોળ પ્રકારના વાયુના રોગ મેં તને કહ્યા.

## સમાનવાયુના રોગ.

शूलं गुल्म उदावर्त आध्मानोद्गार एव च ।
परिणामो विषमाग्निरजीर्णं वातगुल्मकः ॥
परिक्लेदी रसशोषी रसश्च मलचालकः ।
बन्धी भेदी किलासी च षोडशैते समानतः ॥

इति षोडशविधसमानप्रकोपः ।

શૂળ, ગુલ્મ, ઉદાવર્ત, પેટ ચઢવું, ઓડકાર, પરિણામશૂળ, વિષમાગ્નિ, અજીર્ણ, વાતગુલ્મ, ભીનાશ ઉત્પન્ન કરનાર રોગ, રસશોષ,

મળને ચલિત કરનાર રસ, બદ્ધકોષ્ઠ કરનાર રોગ, મળભેદ કરનાર રોગ, કિલાસ નામે કોઢને ઉત્પન્ન કરનાર વાયુ, એ સોળ રોગ સમાન વાયુથી ઉત્પન્ન થાય છે.

## અપાનવાયુથી ઉત્પન્ન થતા રોગ.

**भगन्दरो बस्तिशूलो मेहार्शश्चातिकोठकः ।**
**लिङ्गदोषो गुदभ्रंशस्तथान्यो गुदशूलकः ॥**
**मूत्ररोधो विड्रोधश्च षोडशैते विजानता ।**
**अपानस्य प्रकोपेन विज्ञेयास्तु प्रधानतः ॥**
**एते विकाराः कथिता विस्तरात्ते प्रकीर्तिताः ॥**

ભગંદર, બસ્તિશૂળ, પ્રમેહ, અર્શ, કોઠ (શરીર ઉપર કુંડાળાં જેવાં મંડળ નીકળવાનો રોગ), લિંગરોગ, ગુદભ્રંશ, ગુદશૂળ, મૂત્રરોધ, ઝાડાનો અટકાવ, એ સોળ* મુખ્ય રોગ, અપાનવાયુના પ્રકોપથી થાય છે એમ જ્ઞાનવાન પંડિતે જાણવું. વાયુના એટલા રોગ થાય છે તે સઘળા તે તે જગોએ વિસ્તારથી પણ કહેવામાં આવ્યા છે.

## બીજા દોષ સાથે મળેલા વાયુનો પ્રકોપ.

**दाहः सन्तापः शोषश्च मूर्च्छा पित्तान्वितो मरुत् ।**
**शैत्यं शोफारुचिर्जाड्यं वातश्लेष्मसमन्वितः ॥**

વાયુ જ્યારે પિત્તની સાથે મળેલો હોય ત્યારે તે દાહ, સંતાપ, શોષ, અને મૂર્છા એવા વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. વાયુ જ્યારે કફની સાથે મળેલો હોય, ત્યારે શીત, સોજો, અરૂચિ અને જડપણું એ રોગને ઉપજાવે છે.

## સાધ્ય અને અસાધ્ય વાયુ.

**यो द्वन्दजाश्रितो धीरस्तंसाध्यं मारुतं विदुः ।**
**केवलोऽपि समीरोऽपि सोऽपि साध्यतमः स्मृतः ॥**

જે વાયુથી બીજા દોષને આશરીને રહેલો છે એટલે કોઈ બીજા

* શ્લોકમાં દશ રોગ ગણાવ્યા છે માટે શ્લોકની એકાદ લીટી ખંડિત થયેલી લાગે છે.

દોષની સાથે મળીને રોગ ઉત્પન્ન કરે છે, તે વાયુ સાધ્ય છે, તેમ વાયુ એકલોજ હોય તે પણ અત્યંત સાધ્ય છે.

### અર્દિતવાયુનું સામાન્ય લક્ષણ.

**वक्रं भवति वक्रार्धं ग्रीवा चाप्यपवर्तते ।**
**वैकृत्यं नयनानां च वाग्भङ्गो वेदनातुरः ॥**
**ग्रीवायां गण्डयोर्दन्तपार्श्वे यस्यातिवेदना ।**
**तमर्दितमिति प्राहुर्वातव्याधिं विचक्षणाः ॥**

इत्यर्दितंनाम ।

વાયુને લીધે અરધું મોઢું વાંકું થઈ જાય છે; અથવા ડોકું ફરી જાય છે; અથવા આંખો થરડાઈ જાય છે, વાંકી થઈ જાય છે કે તેવીજ કોઈ બીજી વિકૃતિ થાય છે; વાણી સ્પષ્ટ બોલી શકાતી નથી; અત્યંત વેદના થાય છે; ડોકામાં, બન્ને ગલોફાંમાં, અને દાંતની બાજુઓ ઉપર અત્યત વેદના થાય છે; આ રોગને વાયુનો રોગ જાણવામાં ચતુર એવા વૈદ્યો અર્દિતવાયુ કહે છે.

### કેવળ તથા દ્વંદ્વજ અર્દિતનાં લક્ષણ.

**लालास्रावोऽथ शोषश्च हनुग्रहः शिरोव्यथा ।**
**दन्तशूलं भवेद्यस्य वातेनार्दितमेव च ॥**
**पीताङ्गं सज्वरं तृष्णा पित्तजो मोह एव च ।**
**शोफस्तम्भोऽस्य भवति कफोद्भूतेऽथवार्दिते ॥**
**भाविनो लक्षणं यस्य वेपथुर्नेत्रमाविलम् ।**

કેવળ વાયુથી જ્યારે અર્દિત રોગ થયો હોય ત્યારે રોગીના મુખમાંથી લાળ ગળે છે, કંઠે શોષ પડે છે, હડપચી જડ થઈ જાય છે, માથામાં વેદના થાય છે અને દાંતમાં કળતર થાય છે. પિત્તથી અર્દિત રોગ થયો હોય તો રોગીનું શરીર પીળું થઈ જાય છે, તાવ આવે છે, તરસ લાગે છે અને મૂર્છા પણ થાય છે. કફથી અર્દિત રોગ થયો હોય તો સોજો ચઢે છે તથા મોઢું જડ થઇ જાય છે, જ્યારે અર્દિત-

१ विसंगो. प्र० १ ली.

વાયુનો રોગ થવાનો હોય ત્યારે તે રોગ થતાં આગમચ મોઢું કંપે છે અને આંખો મલિન થાય છે.

### અર્દિતની અસાધ્યતા.

**क्षीणस्यानिमिषाक्षस्य प्रसक्ताव्यक्तभाषिणः ॥**
**न सिध्यत्यर्दितं गाढं [1]त्रिवर्षं वेपनस्य च ।**

જે માણસનું શરીર ક્ષીણ થઈ ગયું હોય તથા જેની આંખોએ મિષોન્મિષ થતું ન હોય એટલે આંખે પલકારો ન થઈ શકતો હોય, તેમજ બોલતાં બોલતાં જેની જીભ ચોટી જતી હોય અથવા જેનાથી સ્પષ્ટ બોલી શકાતું ન હોય, અથવા જેનો અર્દિત રોગ થયાને ત્રણ વર્ષ વીતી ગયાં હોય તથા જેનું મુખ હાલ્યા કરતું હોય, એવા રોગીનો અર્દિતરોગ મટતો નથી.

### હનુગ્રહરોગ.

**[2]कठोरलक्षणात्यर्थं जृम्भा प्रस्तारितो मुखे ॥**
**हनुस्तम्भो भवत्तेन कृच्छ्राद्वदति चर्वति ।**

કોઈ વખત અતિ કઠોર બગાસું આવવાથી મોઢું પોહોળું થાય છે અને તેથી હડપચી રહી જાય છે. એ રોગને હનુગ્રહ કે હનુસ્તંભ વાયુ કહે છે. એ રોગમાં રોગીને બોલતાં તથા ચાવતાં મોટું દુઃખ થાય છે.

### મન્યાસ્તંભરોગ.

**विषमे वा दिवास्वप्ने विवर्तितनिरीक्षणे ॥**
**मन्यास्तम्भं जनयति कृच्छ्रात् पार्श्वं विलोकते ।**

દિવસે (કે રાત્રે) વિષમ પ્રકારે સૂવાથી અથવા વાંકી ડોક કરીને જોવાથી બોચી રહી જાય છે; એ રોગમાં રોગી મોટી મેહેનતે બાજુ ઉપર જોઈ શકે છે.

### જીહ્વાસ્તંભ અને શિરોગ્રહ.

**वाग्वादिनीं शिरां रुध्वा जिह्वां स्तंभयतेऽनिलम् ।**

---

१ त्रिषमं चापि तस्य च. प्र० १ ली. २ कण्ठोघोरो भक्षणार्थे. प्र० १ ली.

रक्ताश्रितोऽपि पवनः शिरोनाड्यां समाश्रितः ।
शिरोऽर्तिं कुरुते यस्तु सोऽप्यसाध्यः शिरोग्रहः ॥

इति लक्षणम् ।

વાણીને બોલનારી સિરાને રોકીને વાયુ જીભને અટકાવે છે તેને જીહ્‌વાસ્તંભ કહે છે; તથા રક્ત સાથે મળીને રહેલો વાયુ જે માથાની નસોમાં રહેલો છે, તે માથામાં પીડા કરે છે, તેને શિરોગ્રહ કહે છે. એ બન્ને રોગ અસાધ્ય છે.

### વાતરોગની ચિકિત્સા.

अतः प्रतिक्रियां वक्ष्ये यथा सिध्यति मारुतः ।
स्नेहनं रूक्षणं कार्यं पाचनं शमनानि च ॥
स्वेदनं मर्दनाभ्यङ्गो बस्तिस्नेहो निरूहणम् ।
विरेचनं च कर्तव्यं वातव्याधिनिवारणम् ॥

હવે જે પ્રકારે વાયુના રોગ મટે એવા ઉપાય કહીશું. વાયુના રોગમાં સ્નેહન (ચિકાશ આણનારી,) રૂક્ષણ (ચિકાશનો નાશ કરનારી,) પાચન (મળને પકવનારી,) શમન (મળને શમાવનારી,) સ્વેદન (પરસેવો કાઢનારી,) મર્દન (ચોળવાની,) અભ્યંગ (તેલ ચોળવાની,) બસ્તિ (પિચકારી મારવાની,) સ્નેહ (સ્નેહબસ્તિ,) નિરૂહણ (નિરૂહબસ્તિ,) અને વિરેચન, એવી ક્રિયાઓ કરવી.

### ધાતુગત વાયુની ચિકિત્સા.

त्वक्स्थे तु मर्दनाभ्यङ्गं रक्तस्थे रक्तमोक्षणम् ।
मांसस्थे स्वेदनं वापि कषायमपि स्नेहनम् ॥
रूक्षणं चास्य कर्तव्यं बस्तिस्नेहनिरूहणम् ।
स्नायुसन्ध्यस्थिसंप्राप्ते भेदनं कारयेत् सुधीः ॥
स्नेहोपनाहाग्निकर्मबंधनोन्मर्दनानि च ।
असाध्ये शुक्रगे वाते बीजकृत्समुपाचरेत् ॥

જો વાયુ ત્વચામાં રહ્યો હોય તો મર્દન અને અભ્યંગ (તેલ

1 माणिमन्थेन यन्त्रेण ततः संभूषयानिलम्. प्र० १–३ जी.

ચોળવું વગેરે) કરવો; જો વાયુ રક્તમાં રહ્યો હોય તો રક્તમોક્ષ (લોહી કાઢી નાખવાનો વિધિ) કરવો; માંસમાં વાયુ હોય તો શેક કરીને પરસેવો કાઢવો, ક્વાથ પાવો, સ્નેહન વિધિ, રૂક્ષણવિધિ (લૂખાપણું આણવાનો વિધિ,) સ્નેહબસ્તિ આપવો, અથવા નિરૂહબસ્તિ આપવો; જો સ્નાયુ કે સાંધા કે હાડકાંમાં વાયુ રહેલો હોય તો બુદ્ધિમાન વૈદ્યે ભેદન ક્રિયા કરવી; તથા સ્નેહવાળાં બંધારણ બાંધવાં, ડામ દેવા, પાટા બાંધવા, અને તેલ લેઈને મર્દન કરવું. જો વાયુ વીર્યમાં રહ્યો હોય અને તે અસાધ્ય હોય તો તેમાં વીર્યને ઉત્પન્ન કરનારા ઉપચાર યોજવા.

### સ્નેહન ઘૃત.

मुण्डी गुडूची बृहतीद्वयं च रास्ना समङ्गा क्वथितः कषायः ।
समं च तेनापि विमिश्रितं च दुग्धं दधि स्यान्नवनीतकं च ॥
पचेत् सुधीमान् मृदुवह्निना च सिद्धं घृतं स्नेहनमेव पुंसाम् ।
कर्षप्रमाणं विहितं च पाने चाभ्यञ्जने भोजनके तथैव ॥
बस्तौ हितं स्नेहनमेव पुंसां सप्ताहकं वातविकारिणां च ॥

इति स्नेहनं नाम घृतम् ।

ગોરખમુંડી, ગળો, રીંગણી, ભોંયરીંગણી. રાસ્ના, મજીઠ, એ ઔષધોનો ક્વાથ કરવો. એ ક્વાથમાં સમાન ભાગે દૂધ, દહીં અને માખણ નાખવું. પછી તેનો ધીમા તાપથી બુદ્ધિમાન વૈદ્યે પાક કરવો-એ રીતે સિદ્ધ થયેલા ઘૃતને સ્નેહન ઘૃત કહે છે. રોગી પુરૂષોએ એ ઘીમાંથી એક તોલા પ્રમાણે લેઈને પીવું; તથા ચોળવામાં અને ખાવામાં પણ એ ઘીનોજ ઉપયોગ કરવો. એ ઘી બસ્તિ આપવામાં પણ હિતકારક છે. વાયુના રોગવાળા પુરૂષોને સાત દિવસમાં એ ઘી ફાયદો આપે છે.

### રૂક્ષણ પ્રયોગ.

रास्नाविडङ्गरजनी सह नागरेण
सौवीरकेण सुरसा सह सैन्धवेन ।
सोष्णं च पानमिदमेव विरूक्षणं स्या-
न्नृणां च पञ्चदिनपानककर्षमात्रम् ॥

રાસ્ના, વાયવિડંગ, હળદર, સુંઠ, ખાટી કાંજી, તુલસી, સિંધવ એ ઔષધોને લગાર ગરમ પાણી સાથે એક તોલા પ્રમાણે પાંચ દિવસ પીવાથી મનુષ્યોનું રૂક્ષણ થાય છે. આ પ્રયોગ લૂખાપણું ઉત્પન્ન કરનાર છે માટે તેને રૂક્ષણ કહે છે.

## પાચન સમનનો ઉપદેશ.

अतः स्यात् पाचनं सम्यक् दिनसप्तकमेव तत् ।
पाचिते चैव दोषे च तस्मात् संशमनं पुनः ॥

સ્નેહન અને રૂક્ષણ પ્રયોગ કર્યા પછી વાત રોગવાળાને સાત દિવસ સુધી સારી રીતે પાચન ઔષધ આપીને દોષનું પાચન કરવું; દોષ પાચન થયા પછી શમન ઔષધ આપીને દોષ શમાવવો.

## છાતી વગેરેના વાયુનો ઉપચાર.

वक्षस्त्रिकपृष्ठगतो[1] धमन्यां समाश्रितोत्यर्थहुताशनेन ।
संस्वेदितो नाशयते समीरं सप्ताहकं चोष्णजलेन सेकः ॥

છાતી, ત્રિક (કટિના છેડાનો ભાગ), પીઠ અને ધમની, એ જગોએ વાયુ રહ્યો હોય તો ખૂબ અગ્નિ કરીને રોગીને સાત દિવસ સુધી શેક કરવો તથા ગરમ પાણીથી પણ શેક કરવો, તેથી વાયુ મટી જાય છે.

## સર્વાંગવાયુની ચિકિત્સા.

रास्नात्रिकण्टकैरण्डशतपुष्पा पुनर्नवा ।
क्वाथो वातामयं हन्ति सर्वाङ्गगतमाशु च ॥
रास्नागुडूचिकादारुनागरैरण्डसंयुतः ।
क्वाथः सर्वाङ्गवातेऽपि आमे धातुगते हितः ॥
रास्नाश्वगन्धा कासीसं वचा च कपिकच्छुकम् ।
क्वाथस्त्वेरण्डतैलेन पीतो हन्ति समीरणम् ॥
रास्नाधान्यकशुण्ठी च यवानी दशमूलकम् ।
क्वाथः पाचनके प्रोक्तो नरे वातविकारिणि ॥
रास्नाद्यानि पाचनानि हितानि कथितानि च ॥

१ वक्ष्यामि ते पृष्टिगते धमन्यां. प्र० १ ली.

રાસ્ના, ગોખરૂ, દીવેલાનું મૂળ, સુવા, સાટોડી, એ ઔષધોનો ક્વાથ સર્વ શરીરમાં વા આવ્યો હોય તેને તત્કાળ મટાડે છે.

રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ, દીવેલાનું મૂળ, એનો ક્વાથ કરીને પીવાથી સર્વાંગવાત, આમાશયમાં રહેલો વાયુ, અને ધાતુગત વાયુ, એ સર્વ રોગને મટાડે છે.

રાસ્ના, આસંધ, હીરાકસી, વજ, કવચમૂળ, એ ઔષધોનો ક્વાથ દીવેલ સાથે પીવાથી વાતરોગ નાશ પામે છે.

રાસ્ના, ધાણા, સુંઠ, જવાન, દશમૂળ, એ ઔષધોનો ક્વાથ વાતરોગવાળા માણસોને પાચન ઔષધ તરીકે આપવાને મુનિઓએ કહેલો છે. એ રાસ્નાઆદિક બધાય ક્વાથ પાચનરૂપ છે તથા હિતકારક પણ છે.

### લસણનો પ્રયોગ.

अर्धपलं रसोनं च हिङ्गुसैन्धवजीरकैः ।
सौवर्चलेन संयुक्तं तथैव कटुकत्रिकम् ॥
घृतेन संयुतं भक्षेत् मासमेकं दिने दिने ।
निहन्ति वातरोगं च अर्दितं च प्रतानकम् ॥
एकाङ्गरोगिणां चापि तथा सर्वाङ्गरोगिणाम् ।
ऊरुस्तम्भं क्रिमेर्दोषं गृध्रसीं चापकर्षति ॥

બે તોલા લસણ લેવું; તથા હીંગ, સિંધવ, જીરૂં, સંચળ, સુંઠ, પીપર, મરી, એ સર્વને સમાન ભાગે લઇને લસણ જેટલું ચૂર્ણ લસણમાં મેળવીને તેનું કલ્ક કરવું. તથા તેમાંથી (બે તોલા લેઇને) નિત્યપ્રતિ એક મહિના સુધી ઘી સાથે ખાવું. એવી રીતે લસણ ખાવાથી વાયુના તમામ રોગ મટે છે. અર્દિતવાયુ, પ્રતાનકવાયુ, એકાંગવાયુ, સર્વાંગવાયુ, ઊરૂસ્તંભ, કૃમિરોગ, અને ગૃધ્રસી નામે વાયુનો રોગ. એ સર્વે મટે છે.

### લસણનો બીજો પ્રયોગ.

पलार्धं च पलं चापि रसोनं च सुकुट्टितम् ।
हिङ्गुजीरकसिन्धूत्थं सौवर्चलकटुत्रयम् ॥

एभिः संचूर्णितैः सर्वैस्तुल्यं तैलेन संयुतम् ।
यथाग्नि भक्षयेत् प्रातः रुबुकाथानुपानवत् ॥
मासमेकं प्रयोगेण सर्ववातामयान् जयेत् ।
एकाङ्गं चैव सर्वाङ्गमूरुस्तम्भं च गृध्रसीम् ॥
कटिपृष्ठास्थिसन्धिस्थमर्दितं चापतन्त्रकम् ।
ज्वरं धातुगतं जीर्णं नाशयेन्नित्यसेवनात् ॥

इति रसोनप्रयोगः ।

બે તોલા કે ચાર તોલા લસણ લેઇને તેને સારી રીતે કૂટવું. પછી હીંગ, જીરૂં, સિંધવ, સંચળ, સુંઠ, પીપર, મરી, એ સર્વે ઔષધો સમાન ભાગે લેઈને તેનું ચૂર્ણ કરીને લસણની બરાબર ચૂર્ણ લસણમાં મેળવવું, પછી તેમાં તેલ મેળવવું, પછી પોતાના જઠરાગ્નિના બળ ઉપર વિચાર કરીને દરરોજ સવારમાં તેને ખાવું અને તે ઉપર દીવેલા મૂળના ક્વાથનું અનુપાન પીવું. એવી રીતે એક માસનો પ્રયોગ કરવાથી સર્વ પ્રકારના વાતરોગ મટી જાય છે, એકાંગવાયુ, સર્વાંગવાયુ, ઉરસ્તંભવાયુ, ગૃધ્રસી નામે વાયુનો રોગ, કેડ, પીઠ, હાડકાં, સાંધા, એ જગોએ રહેલો વાયુ, અર્દિતવાયુ, અપતંત્રક નામે વાયુનો રોગ, ધાતુગત જ્વર, જીર્ણજ્વર, વગેરે રોગો એ ઔષધનું નિત્ય સેવન કરવાથી નાશ પામે છે.

## નાગરાદિ લેહ.

नागरा च हरिद्रा च कणा जाज्यजमोदिका ।
वचा सैन्धवरास्ना च मधुकं समभागिकम् ॥
श्लक्ष्णचूर्णं पिबेच्चैव सर्पिषा प्रत्यहं नरः ।
एकविंशदिनैर्वातरोगान् हन्ति न संशयः ॥
भवेच्छ्रुतिधरः श्रीमान् मेघदुन्दुभिनिस्वनः ।
हन्ति वातामयान् सर्वान् लेहो यश्च सुखावहः ॥

સુંઠ, હળદર, પીપર, જીરૂં, અજમોદ, વજ, સિંધવ, રાસ્ના, જેઠીમધ, એ સરવે સમભાગે લેવું. પછી તેનું ખૂબ બારીક ચૂર્ણ કરીને મનુષ્યે દરરોજ ઘી સાથે પીવું. એ પ્રમાણે એકવીશ દિવસ પીવાથી

વા સંબંધી રોગ મટે છે એમાં સંદેહ નથી. વળી ઘી સાથે એ ચૂર્ણ ચાટનારો વિદ્વાન અને શ્રીમાન્ થાયછે અથવા તેના કાનના રોગ દૂર થવાથી તે સારૂં સાંભળે છે તથા તેની શરીરની કાંતિ વધે છે. તેનો સ્વર મેઘની ગર્જના જેવો ગંભીર થાયછે, આ સુખ આપનારો અવલેહ (ચાટણુ) સર્વે પ્રકારના વાયુના રોગનો નાશ કરે છે.

### શતાવરી કલ્ક.

**शतावरी वचा शुण्ठी रास्ना कदरशल्लकी ।**
**दशमूली बला बिल्वस्तुम्बुरु च गुडूचिका ।**
**एष कल्को घृतैर्युक्तो हन्ति वातं शरीरगम् ॥**

શતાવરી, વજ, સુંઠ, રાસ્ના, ધોળો ખેરસાર, શલ્લકી, દશમૂળ, બળબીજ, બીલી, ધાણા, ગળો એ ઔષધનું કલ્ક કરીને ઘી સાથે ચાટવાથી શરીરમાં રહેલા વાયુનો તે નાશ કરે છે.

### શલ્લકી ક્વાથ.

**शल्लकीचिञ्चिणीत्वक्त्वक् क्वाथस्तैलेन संयुतः ।**
**कुर्याद्वातार्दितं स्वस्थमेकविंशदिनैर्नरम् ॥**

શલ્લકી, આંબલીની છાલ, તજ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં, તેલ નાખીને એકવીશ દિવસ પાવાથી વાયુથી પીડાયલો રોગી રોગરહિત થાય છે.

### અભ્યંગાદિ પ્રયોગ.

**आतोऽभ्यङ्गश्च कर्तव्यस्तैलैरपि घृतैरपि ।**
**गुग्गुलं च रसोनं च कारयेद्विधिपूर्वकम् ॥**

इति संशमनीयः क्वाथः ।

વાતરોગવાળાને ઘી અને તેલ શરીરે ચોળવાં તથા ગુગળના અને લસણના જે જે પ્રયોગ થાય છે તે સર્વે વિધિપૂર્વક કરવા.

### મહાબલાદ્ય તેલ.

**भागाश्चाष्टौ बलामूलं चत्वारो दशमूलकम् ।**
**क्वाथश्चतुर्गुणे तोयेऽथवा द्रोणस्य संख्यया ॥**

तत्राढकं क्षिपेत् क्षीरमाढकं मिश्रयेद्दधि ।
आढकं माषकुल्माषयूषं पर्युषितं क्षिपेत् ॥
तैलं तिलानां द्रोणं तु कटाहे पाचयेच्छनैः ।
जीवन्ती जीवनीया च काकोल्यौ जीवकर्षभौ ॥
मेदे द्वे सरलं दारु शल्लकश्च कुचन्दनम् ।
कालीयकं सर्जरसं मञ्जिष्ठा त्रिसुगन्धिकम् ॥
मांसी शैलेयकं कुष्ठं वचा कालानुसारिवा ।
शतावरी चाश्वगन्धा शतपुष्पा पुनर्नवा ॥
किण्वकं च सुरा मुस्ता तथा तालीसपत्रकम् ।
कटुत्रयं वालुकौ च सर्वं तत्रैव मिश्रयेत् ॥
सिद्धं सर्वगुणं श्रेष्ठं कृत्वा मङ्गलवाचनम् ।
सौवर्णे राजते कुम्भे वाथवा मृण्मयायसे ॥
सुगुप्तं धारयित्वा तु पानाभ्यङ्गे निरूहके ।
वस्तौ वापि प्रयोक्तव्यं मनुष्यस्य यथाबलम् ॥
वातार्दितेऽथवा भग्ने भिन्ने वापि प्रदापयेत् ।
या वन्ध्या च भवेन्नारी पुरुषाश्चाल्परेतसः ॥
क्षीणो वा दुर्बलो वापि तथा जीर्णज्वरातुरः ।
आमवातातुराणां च तथा पक्षप्रकुंचके ॥
प्रतानके प्रयोक्तव्यं तथा शुष्के हनुग्रहे ।
कर्णशूले चाक्षिशूले मन्यास्तम्भे च पार्श्वगे ॥
सर्ववातविकाराणां हितं तैलं यथामृतम् ।
हन्ति श्वासं च कासं च गुल्मार्शौ ग्रहणीगदम् ।
अष्टादशानि कुष्ठानि शीघ्रं वापि नियच्छति ।
ग्रहभूतपिशाचाश्च डाकिनी शाकिनी तथा ॥
दूरदेशे पलायन्ते बलातैलस्य दर्शनात् ।
अपस्मारादिदोषांश्च तच्च दूरे नियच्छति ॥

**वृद्धा युवानो भवन्ति वन्ध्या च लभते सुतम् ।**
**तैलं महाबलाद्यं च महावातहरं स्मृतम् ॥**

इति महाबलाद्यं तैलम् ।

બલા (કાંસકી) નાં મૂળના આઠ ભાગ અને દશમૂળના ચાર ભાગ, લઈને તેમાં ચારગણું અથવા ૧૦૨૪ તોલા પાણી નાખી તેનો ક્વાથ કરવો. એ ક્વાથમાં ૨૫૬ તોલા દૂધ તથા ૨૫૬ તોલા દહીં નાખવું. તથા અડદને બાફીને તેનું પાણી ૨૫૬ તોલા નાખવું. એ સર્વેમાં ૧૦૨૪ તોલા તલનું તેલ નાખીને તેને લોઢાની કઢાઈમાં ધીમા તાપથી પક્વ કરવું. પછી હરણદોડી, હરડે, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, મેદા, મહામેદા, સરલવૃક્ષની છાલ, દેવદાર, શલ્લક વૃક્ષની છાલ, રક્તચંદન (રતાંજલી), કૃષ્ણાગર, રાળ, મજીઠ, તજ, તમાલપત્ર, એળચી, જટામાંસી, શિલાજિત, ઉપલેટ, વજ, તગર, શતાવરી, આસંધ, સુવા, સાટોડી, સુરાબીજ, સુરા, મોથ, તાલીસપત્ર, સુંઠ, પીપર, મરી, પીળો વાળો, કાળો વાળો, એ સર્વે ઔષધોનું કલ્ક કરીને તે તેલમાં નાખવું. અને તેલ માત્ર રહેતાં સુધી પક્વ કરવું. એવી રીતે સિદ્ધ થયેલું એ તેલ સર્વ ગુણવાળું અને શ્રેષ્ઠ થાય છે. એ તેલ તૈયાર થાય ત્યારે સ્વસ્તિવાચન વગેરે મંગળ ઉપચાર કરીને સોનાના અથવા રૂપાના અથવા માટીના અથવા લોઢાના કુંભમાં તેને સારી રીતે રક્ષણ કરીને ભરી દેવું. તથા પછી મનુષ્યની શક્તિ જોઈને તે પીવામાં, ચોળવામાં, નિરૂહબસ્તિમાં કે સ્નેહબસ્તિમાં યોજવું. જે માણસને અર્દિતવાયુ થયો હોય, અસ્થિભંગ હોય, સાંધો છૂટો પડ્યો હોય, તેને એ તેલ આપવું. જે સ્ત્રી વાંઝણી હોય તથા જે પુરુષ અલ્પવીર્યવાળો હોય, અથવા જે આમવાતથી પીડાતો હોય, તથા જેને એક પાસુ સંકોચાઈ જવાનો વાતરોગ (જેને પક્ષપ્રકુંચક કહેછે તે) થયો હોય, જેનું શરીર ક્ષીણ થઈ ગયું હોય, જે શરીરે દુર્બળ, જીર્ણજ્વરથી પીડાતો હોય, તે સર્વેને એ તેલ યથાવિધિ યોજવું. વળી પ્રતાનક રોગમાં વાયુથી શરીરનું કોઇ અંગ સૂકાઇ ગયું હોય તેમાં, હનુગ્રહ રોગમાં, કાનના શૂળમાં, નેત્રશૂળમાં, મન્યાસ્તંભમાં, પાસાના વાયુમાં, એ સર્વે વાયુના વિકારોમાં આ તેલ અમૃતના સરખું હિતકારક છે. વળી એ તેલ શ્વાસ, ખાંસી, ગુલ્મ, અર્શ અને ગ્રહણી રોગનો નાશ કરે છે.

તે અઢાર પ્રકારના કોઢનો જલદી નાશ કરે છે. આ બલા તૈલના દર્શનથી ગ્રહ, ભૂત, પિશાચ, ડાકણુ, શાકણી, એ સર્વે દૂર દેશમાં પલાયન કરી જાય છે. વળી અપસ્માર વગેરે દોષોને આ તેલ દૂર કરે છે. ઘરડા હોય તેમને જુવાન કરે છે; તથા વાંઝણી હોય તેને છોકરો આપે છે. એ તેલને મહાબલાદિ તેલ કહે છે. એ તેલ મોટા મોટા વાયુના રોગને મટાડે છે.

## બલાદિ તૈલ.

बलाकाथाढकं क्षिप्त्वा क्षिपेत् तत्राढकं दधि ।
कुलत्थाढकयूषं तु सौवीरस्याढकं तथा ॥
तिलतैलं तथा द्रोणं योजयेन्मतिमान् भिषक् ।
एकत्र कृत्वा विपचेद्योजयेदौषधं च तत् ॥
शतपुष्पा देवदारु पिप्पली गजपिप्पली ।
त्रिसुगन्धि सुरामांसी कुष्ठं च दशमूलकम् ॥
चूर्णकं निक्षिपेत् तत्र सिद्धं तदवतारयेत् ।
योज्यं पाने तथाभ्यङ्गे निरूहे नस्यकर्मणि ॥
हन्ति वातामयाशीतिं श्रेष्ठं गुणगणात्मकम् ।
यथा महाबलं तैलं तथेदं गुणवर्धनम् ॥

इति बलाद्यं तैलम् ।

બલા (કાંસકીમૂળ) નો ક્વાથ ૨૫૬ તોલા લઈને તેમાં ૨૫૬ તોલા દહીં નાખવું; કળથીનો યૂષ ૨૫૬ તોલા નાંખવો; ૨૫૬ તોલા સૌવીર નામે ખાટું મધ નાખવું; એ સર્વમાં તલનું તેલ ૧૦૨૪ તોલા બુદ્ધિમાન વૈદ્યે નાખવું. એ સર્વેને એકત્ર કરીને તેનો પાક કરવો તથા તેમાં નીચે કહેલાં ઔષધોનું ચૂર્ણ નાખવું; સવા, દેવદાર, પીપર, ગજપીપર, તજ, તમાલપત્ર, એલચી, સુરા નામે મધ, જટામાંસી, ઉપલેટ, દશમૂળ, એ ઔષધોનું ચૂર્ણ તેમાં નાખીને તેલ સિદ્ધ થાય ત્યારે નીચે ઉતારવું. એ તેલ પીવામાં, ચોળવામાં, નિરૂહબસ્તિમાં તથા નસ્યકર્મમાં (નાકમાં ટીપાં નાખવામાં) વાપરવું. એ તેલ સઘળા પ્રકારના ગુણવાળું છે તેથી તે એંશી પ્રકારના વાયુના રોગને મટાડે છે. જેવું મહાબલા તેલ ગુણકારક છે તેવુંજ આ બલા તેલ પણ ગુણમાં વધારો કરે એવું છે.

## ભાંગરાજ તેલ.

भृङ्गराजरसं चैव कटुतुम्बीरसं तथा ।
सौवीरकरसं चैव क्राथं वै दशमूलकम् ॥
माषकुल्माषयूषं च तथाजं दधि मिश्रयेत् ।
समांशकानि सर्वाणि तैलं चार्धं प्रयोजयेत् ॥
मृद्वग्निना पाचनीयं सिद्धं चैवावतारयेत् ।
अभ्यङ्गे च प्रयोक्तव्यं न पाने बस्तिकर्मणि ॥
पूरणं कर्णरोगेषु शिरःशूले च दारुणे ।
अर्धशीर्षविकारेषु भ्रुवः शङ्खाक्षिशूलके ।
तस्य योगेन मनुजः सुखमाप्यते द्रुतम् ॥
हन्ति कुष्ठं च पामां त्वग्रोगांश्चाभ्यञ्जनेन नु ।
शीघ्रं विनाशमायान्ति हन्त्यपस्मारमुत्कटम् ॥

इति भृंगराजतैलम् ।

ભાંગરાનો રસ, કડવી તુંબડીનો રસ, કાંજીનો રસ, દશમૂળનો ક્વાથ, અડદના ફોતરાંનું ઓસામણ, તથા બકરીનું ઘી, એ સર્વે સમાન ભાગે લેઈને તેનું મિશ્રણ કરવું. એ મિશ્રણમાં સર્વથી અરધું તેલ મિશ્ર કરવું. પછી ધીમા તાપથી તેનું પાચન કરીને જ્યારે તેલ સિદ્ધ થાય ત્યારે તેને ભોંએ ઉતારીને સારા વાસણમાં ભરી રાખવું. એ તેલ ચોળવાના કામમાં, પીવાના કામમાં તથા બસ્તિ આપવાના કામમાં યોજવું. વળી કાનના રોગમાં એ તેલનાં ટીપાં કાનમાં નાખવાં. ભયાનક માથાના રોગમાં, આધાસીસીના રોગમાં, તથા ભમર લમણા અને આંખમાં શૂળ થતું હોય તેવા રોગમાં, આ તેલ યોજવાથી મનુષ્યને જલદી સુખ થાય છે. એ તેલ ચોળવાથી કોઢ અને ખસ, એ રોગ મટે છે; તથા ત્વચાના રોગ પણ જલદીથી નાશ પામે છે. એ તેલ મહા કઠણ અપસ્મારને મટાડે છે.

## નારાયણ તેલ.

श्योनाकः पाटला बिल्वं तर्कारी पारिभद्रकम् ।
अश्वगन्धा कण्टकारी प्रसारिणी पुनर्नवा ॥

श्वदंष्ट्रातिबला चैव बला च समभागिकी ।
पादशेषं जलद्रोणे क्वथितं परिस्रावयेत् ॥
ततश्चेमानि योज्यानि भेषजानि भिषग्वरैः ।
शतपुष्पा वचा मांसी दारु शैलेयकं बला ॥
पतङ्गं चन्दनं कुष्ठं तथान्यं रक्तचन्दनम् ।
करञ्जबीजांशुमती त्रिसुगन्धि पुनर्नवा ॥
रास्ना तुरङ्गगन्धा च सैन्धवं च दुरालभा ।
मंजिष्ठा सुरसा चैतत् प्रत्येकं तु पलद्वयम् ॥
चूर्णं कृत्वा क्षिपेत् तत्र क्षिपेल्लाक्षारसाढकम् ।
शतावरीरसं चैव अजाक्षीरं चतुर्गुणम् ॥
दधि तत्राढकं गव्यं तिलतैलं प्रयोजयेत् ।
सिद्धं तत्र प्रदश्येत ततो मङ्गलवाचनम् ॥
प्रतिहोनं प्रतिष्ठाप्य नारायणमिति स्मृतम् ।
हन्ति वातविकारांश्च अपस्मारं ग्रहांस्तथा ॥
शिरोरोगान् कर्णरोगान् कुष्ठान्यष्टादशान्यपि ।
वन्ध्या च लभते पुत्रं षण्डोऽपि पुरुषायते ॥
वृद्धो युवायते मूर्खो विद्याराधनतत्परः ।
नारायणमिदं तैलं कृष्णात्रेयेण भाषितम् ॥

इति नारायणं नाम तैलम् ।

અલવો ( અરલુ ), પાડળ, બીલીમૂળ, અરણીમૂળ, લીંમડાની છાલ, આસંધ, રીંગણી, પ્રસારણી ( નારી ), સાટોડી, ગોખરૂ, અતિબલા, બલા, એ સર્વે સમાન ભાગે લેઇને તેનો ક્વાથ ૧૦૨૪ તોલા પાણીમાં કરીને તેમાંથી ચતુર્થાંશ પાણી શેષ રાખવું. પછી નીચે કહેલાં ઔષધોનું કલ્ક તેમાં ઉત્તમ વૈદ્યોએ નાખવું. સુવા, વજ, જટામાંસી, દેવદાર, શિલાજિત, બલા ( ખપાટ ), પતંગ, ચંદન, ઉપલેટ, રક્તચંદન, કરંજનાં બીજ, શાલિપર્ણી, તજ, તમાલપત્ર, એલચી, સાટોડી, રાસના, આસંધ, સિંધવ, ધમાસો, મજીઠ, તુલસી, એ પ્રત્યેક ઔષધ આઠ આઠ તોલા લેઈને તેનું કલ્ક કરીને નાખવું. લાખનો રસ ચોસઠ તોલા નાખવો. શતાવરીનો

રસ અને બકરીનું દૂધ ચારગણું એટલે ૨૫૬ તોલા પ્રમાણે નાખવું. ગાયનું દહીં ચોસઠ તોલા નાખવું અને તલનું તેલ પણ તેટલુંજ નાખવું. પછી એ તેલ પકવ કરીને સિદ્ધ કરવું. જ્યારે તેલ સિદ્ધ થાય ત્યારે એ નારાયણ નામના તેલને રોગીની સામે મૂકીને સ્વસ્તિવાચન વગેરે મંગળ કર્મ કરવું. એ તેલ વાયુના વિકારોનો, અપસ્મારનો, ગ્રહોનો, માથાના રોગોનો, કાનના રોગોનો, તથા અઢાર પ્રકારના કોઢનો નાશ કરે છે. એ તેલનું સેવન કરવાથી વાંઝણી સ્ત્રીને પુત્ર પ્રાપ્તિ થાય છે અને નપુંસકને મર્દાઈ પ્રાપ્ત થાય છે. ઘરડો માણસ જુવાનના જેવો બને છે, તથા મૂર્ખ હોય છે તે વિદ્યાભ્યાસ કરવા લાગે છે. આ તેલને 'નારાયણ તૈલ' કહે છે અને તે કૃષ્ણાત્રેય મુનિએ કહેલું છે.

### પથ્યાપથ્ય વગેરે.

**अन्यानि घृततैलानि तानि चात्र प्रयोजयेत् ।**
**शालिषष्टिकमुद्गाश्च कुलत्थाढक्य एव तु ॥**
**शतपुष्पातन्दुलीयं तिलपर्णी च रामठम् ।**
**हितान्यन्यानि शाकानि घृतं तैलं च योजयेत् ॥**
**एतेन जायते सौख्यं वातरोगं नियच्छति ॥**

ઉપર કહ્યાં તે વિના ગ્રંથાંતરોમાં બીજાં પણ ઘણાંક ઘી અને તેલ કહેલાં છે તે આ રોગમાં લાગુ કરવાં. શાલ જાતની ડાંગર, સાઠી-ચોખા, મગ, કળથી, તુવેરની દાળ, સુવાની ભાજી, તાંદળજો, તલવણીની ભાજી, હીંગ અને બીજાં પણ વાતહારક શાક હિતકારક છે. તેમ ઘી અને તેલ પણ ફાયદાકારક છે માટે તે યોજવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने वातव्याधि-
चिकित्सा नाम त्रयोविंशोऽध्यायः ।



# चतुर्विंशोऽध्यायः ।

## આમવાતની ચિકિત્સા.

### આમવાતના હેતુ.

### आत्रेय उवाच ।

लक्षणं शृणु पुत्र ! त्वं समासेन वदाम्यहम् ।
गुर्वन्नाहारपुष्टेन मन्दाग्निना श्रितेन च ॥
सेवितैः कन्दशाकैस्तु आमो वायुसमीरितः ।
श्लेष्मस्थानं प्रपद्येत जायते बहुवेदनः ॥

**આત્રેય કહે છે.**—હે પુત્ર ! આમવાયુનું લક્ષણ હું તને ટુંકામાં કહું તે સાંભળ. ભારે ખોરાક ખાવાથી વિશેષ મંદ પડી ગયેલા જઠરાગ્નિવાળો પુરૂષ જ્યારે કંદશાક વગેરેનું સેવન કરે છે ત્યારે વાયુએ પ્રેરેલો આમ કફના સ્થાનને પામે છે અને ઘણી વેદના ઉત્પન્ન કરે છે.

### આમવાતનું લક્ષણ.

आमातिसारो वर्तेत सन्धौ शोफः प्रजायते ।
जरत्वं चैव गात्राणां बलासपतनं मुखे ॥
पृष्ठमन्यात्रिके जानौ वेदनार्तो विषीदति ।
अङ्गं [1]वैकल्यमायाति आमवाते भिषग्वर! ॥
तस्य नो स्नेहनं कार्यं पाचनं च विधीयते ।

ઉપર કહ્યા પ્રમાણે થવાથી મનુષ્યને આમાતીસાર થાય છે; સાંધાઓમાં સોજો ચઢે છે; શરીરમાં તાવ ભરાયલો કહે છે; મોઢેથી કફ પડે છે; પીઠ, ડોકી, ત્રિક ( કેડની નીચેનો સાંધો ), ઘૂંટણ, એ જગોએ વેદનાથી પીડિત થાય છે અને તેનાં ગાત્ર શિથિળ થાય છે. હે વૈદ્ય શ્રેષ્ઠ ! આમવાતના રોગીનાં અંગ વિકળતા પામે છે. એવા આમવાતના રોગીને સ્નેહન ઔષધ કરવું નહિ, પણ પાચન ઔષધ કરવું.

---

१ चिमिचिमायेत. प्र० ३ जी.

## આમવાતના ભેદ.

**आमं संलक्षयेत् प्राज्ञश्चतुर्धा भेदलक्षणैः ॥**
**विष्टम्भी गुल्मकृत्स्नेही आमः पक्काम एव च ।**
**सर्वाङ्गगो भवेच्चान्यो वक्ष्ये तस्यापि लक्षणम् ॥**

આમવાયુના ચાર ભેદ છે, તે ભેદનાં લક્ષણો હવે પછી કહેવાશે, તે ઉપરથી આમવાયુને ઓળખવો. ૧ વિષ્ટંભી, ૨ ગુલ્મકૃત, ૩ સ્નેહી આમ, ૪ પક્વામ, એ વિના એક પાંચમો સર્વાંગ આમ પણ થાય છે, તેનું લક્ષણ પણ હવે પછી કહેવામાં આવશે.

## વિષ્ટંભી આમનું લક્ષણ.

**विष्टम्भी गुरुराध्मानं बस्तिशूलं च जायते ।**
**तस्यापि पाचनं कार्यं स्नेहनं नैव कारयेत् ॥**

इति विष्टम्भ्यामलक्षणम् ।

વિષ્ટંભી આમ ભારે હોય છે. તથા એ આમ રોગીને પેઢામાં શૂળ ઉત્પન્ન કરે છે તથા તે આમથી રોગીનું પેટ ચઢે છે. (એ આમ ઝાડાનો કબજો રાખે છે માટે તેને વિષ્ટંભી કહે છે.) એ આમવાળા રોગીને પાચન ઔષધ આપવાં; સ્નેહન ઔષધ આપવાં નહિ.

## ગુલ્માશંકી આમનું લક્ષણ.

**जठरं गर्जते यस्य गुल्मवत् परिपीड्यते ।**
**कटिदेशे[1] जडत्वं च आमो गुल्माभिशङ्कितः ॥**
**तस्यादौ लङ्घनानि स्युर्ज्ञात्वा देहबलाबलम् ।**
**पाचनं नैव कर्तव्यं गुल्मपाके विमूर्च्छति ।**
**पाचिते चापि गुल्मामे तदाशु मरणं ध्रुवम् ॥**

गुल्माशङ्क्यामलक्षणम् ।

જે આમરોગવાળાના જઠરમાં ગરગડાટ થતો હોય તથા જેને ગુલ્મની પેઠે વેદના થતી હોય, તેમજ જેની કેડના ભાગમાં જડતા હોય તે આમને ગુલ્માશંકી એટલે ગોળાની શંકા ઉત્પન્ન કરે એવો જાણવો. એ ગુલ્માશંકી આમવાતના રોગીને આરંભમાં ઉપવાસ

---

૧ कुक्षौ पृष्ठे. प्र० ३ जी.

કરાવવા, પણ તે રોગીની શક્તિ કે અશક્તિ જોઇને તેના પ્રમાણમાં કરાવવા. એ રોગીને પાચન ઔષધ આપવાં નહિ; કેમકે તેમ કરવાથી જો ગુલ્મ પાકે તો રોગી મોટી મૂર્છા પામે. ગુલ્મરૂપ આમનું જો પાચન કરવામાં આવે તો રોગીનું મરણ તત્કાળ થાય એમાં સંદેહ નથી.

## સ્નેહામનું લક્ષણ.

यस्य स्यात् स्निग्धता गात्रे जाड्यं मन्दाग्निकोऽबली ।
श्वेतामो विजलो यश्च स्नेही चामः प्रकीर्तितः ॥
तस्य नो स्नेहनं कार्यं चोपवासं[1] च कारयेत् ।
पाचनं चैव कर्तव्यमामं चैवातिसारयेत् ॥
यस्य शोफाङ्गता जाड्यं तथा चैव घनोदरम् ।
अरुच्यामातिसारश्च तमसाध्यं विजानता ॥
अत्याख्येया क्रिया कार्या जीवितस्यापि संशये ।
पाचनैः पाचितं ज्ञात्वा तस्माच्चूर्णानि दापयेत् ॥

इति स्नेह्यामलक्षणम् ।

જે રોગીના આમમાં સ્નિગ્ધતા એટલે તેલ જેવી ચિકાશ હોય, જેનાં અંગ જડ થઈ ગયાં હોય, જેનો જઠરાગ્નિ મંદ પડી ગયો હોય, જે નિર્બળ હોય, જેનો આમ ધોળા રંગનો હોય, જેના આમની સાથે પાણી પડતું ન હોય, તેને સ્નેહવાળો આમ કહે છે. એવા આમવાતના રોગીને સ્નેહ ઔષધ આપવાં નહિ કે સ્નેહન ક્રિયા કરવી નહિ. તેને ઉપવાસ કરાવવા, અને પાચન ક્રિયા કરવી તથા પાચન ઔષધ આપવાં. તેમ તેનો આમ ઝાડાવાટે નીકળી જાય એવાં રેચક ઔષધો આપવાં. જે આમવાતના રોગીને અંગે સોજો ચઢયો હોય, જેનાં અંગ જડ થઈ ગયાં હોય, જેનું પેટ કઠણ થયું હોય, જેને અરૂચિ અને આમાતીસાર થયા હોય તે આમવાતને અસાધ્ય જાણવો. અને રોગીને તે રોગ મટશે નહિ તથા તેનું જીવવું સંશય ભરેલું છે એમ જાણીને તેની ચિકિત્સા કરવી. પાચન ઔષધોવડે સ્નેહી આમવાતને પકવ કરીને પછી ચૂર્ણરૂપ ઔષધો આપવાં.

---

૧ नोपवासं. प्र० ३ री.

## પક્વામનું લક્ષણ.

**सपित्तो विजलश्चामः पक्कामः पतते त्वधः ।**
**न बस्तिशूलं भवति आमपाके भ्रमः क्लमः ॥**
**आमपाकीति विज्ञेयो न कुर्यात् तस्य पाचनम् ।**
**विरेचनं न कर्तव्यं स्तम्भनं तस्य कारयेत् ॥**

इति पक्कामलक्षणम् ।

જે આમ પિત્તસહિત તથા પાણી વિનાનો ગુદમાર્ગે નીચે પડે છે તેને પક્વ આમ જાણવો. જ્યારે આમ પાકે છે ત્યારે પેઢુમાં શૂળ થતું નથી તથા રોગીને શ્રમ અને થાક માલમ પડે છે. એવા આમવાતના રોગીને આમપાકી એટલે જેનો આમ પાકયો છે એવો જાણવો. તેને પાચન ઔષધ આપવું નહિ તેમ તેને વિરેચન પણ આપવું નહિ; પણ તેને સ્તંભન ઔષધ આપીને તે આમને અટકાવવો.

## સર્વાંગ આમવાતનું લક્ષણ.

**कटिपृष्ठे वक्षोदेशे तोदनं बस्तिशूलवान् ।**
**गुल्मवत् जठरं गर्जेत् तथान्तःशोफ एव च ॥**
**शिरोगुरुत्वं भवति आमश्च पतते भृशम् ।**
**सर्वाङ्गगो भवेत् सोऽपि विज्ञेयोऽसौ विजानता ॥**
**तस्य पाचनकं कुर्याद्विरेचनमनन्तरम् ॥**

इति सर्वाङ्गआमवातलक्षणम् ।

કેડમાં, પીઠમાં અને છાતીમાં તોડ થાય, પેઢુંમાં શૂળ થાય, પેટમાં ગોળો ચઢયો હોય તેમ પેટમાં ગરગડાટ થાય, અંદરને પાસે સોજા થાય, માથું ભારે થાય, આમ પુષ્કળ પડે એવા આમવાતને સર્વાંગ આમવાત જાણવો. એ રોગને જાણનારા વૈદ્યે તેનું પ્રથમ પાચન કરવું અને તે પછી વિરેચન કરવું.

## સાધ્યાસાધ્ય વિભાગ.

**विष्टम्भी गुल्मपाकी च अन्यः सर्वाङ्गगो मतः ।**
**विज्ञेयात्र त्रयोऽसाध्याश्चान्यौ द्वौ कष्टसाध्यकौ ॥**

स्नेही आमश्च कथितः कृच्छ्रसाध्यं द्वयं मतम् ।
पक्वामः सुखसाध्यस्तु ज्ञात्वा कर्म समाचरेत् ॥

વિષ્ટંભી, ગુલ્મપાકી, તથા સર્વાંગ આમવાત, એ ત્રણે આમવાત અસાધ્ય જાણવા. બીજા બે કષ્ટસાધ્ય છે એટલે આમગુલ્માશંકી અને સ્નેહી આમવાત, એ બે કષ્ટસાધ્ય જાણવા. પકવામ આમવાત સુખસાધ્ય છે, એમ જાણીને તે ઉપર ચિકિત્સારૂપ કર્મ કરવું.

## આમવાતમાં પાચન.

रास्नात्रिकण्टमेरण्डं शतपुष्पा पुनर्नवा ।
पानं पाचनके शस्तं आमवातोपशान्तये ॥
रास्ना स्योनार्ककाश्मीरं चिंचिणीकं च पुष्करम् ।
क्वाथं शस्तं सुखोष्णं च पाचनं कारयेन्निशि ॥
एतत् पाचनकं विद्धि प्रोक्तं चामे सवातिके ॥

इति पाचनविधिः ।

રાસ્ના, ગોખરૂ, દીવેલાનું મૂળ, સુવા, સાટોડી, એ ઔષધોનો ક્વાથ પીવો. એ આમવાતની શાંતિ કરવાને ઉત્તમ પાચન ઔષધ છે.

રાસના, અલવો, શીવણમૂળ, આંબલીનું છોડું, પુષ્કરમૂળ, એ ઔષધોનો ક્વાથ લગાર લગાર ગરમ હોય તેવો રાત્રે પીવો, કેમકે એ પાચન ક્વાથ છે. ઉપર કહ્યા તે બન્ને ક્વાથ આમવાતને પાચન કરનારા કહેલા છે એમ જાણવું.

## આમવાતના બીજા ઉપાય.

आमवाते कणायुक्तं दशमूलीजलं पिबेत् ।
गुडूची नागरं पथ्या चूर्णमेतद्गुडान्वितम् ॥
धान्यनागरराजाम्लदेवदारुवचाभयाः ।
पाचनं चामवाते च श्रेष्ठमेतत् सुखावहम् ॥
तथा कोलकचूर्णं वा पिबेदुष्णेन वारिणा ।
आमवातं च मन्दाग्निं शूलं गुल्मं च नाशयेत् ॥

१ कटरं. प्र० ३ जी.

દશમૂલીના ક્વાથમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવાથી આમવાત મટે છે.

ગળો, સુંઠ, હરડે, એ ત્રણને સમભાગે લેઇને તેનું ચૂર્ણ કરીને ગોળની સાથે ખાવાથી આમવાત મટે છે.

ધાણા, સુંઠ, અમ્લવેતસ, દેવદાર, વજ, હરડે, એ ઔષધોનો ક્વાથ અથવા ચૂર્ણ આમવાતને પાચન કરનારૂં, શ્રેષ્ઠ અને સુખ ઉપજાવનારૂં છે.

તેમજ મરીનું અથવા પીપરનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવું; કેમકે તે આમવાયુને, મંદાગ્નિને, શૂળને અને ગુલ્મને નાશ કરે છે.

## બલાદિ તેલ.

बलाक्काथाढकं क्षिप्त्वा दधि तत्राढकं क्षिपेत्।
कुलत्थाढकयूषं तु सौवीरकरसाढकम्॥
*आढकं च तथैरण्डतैलं तत्र प्रदापयेत्।
एकत्र कृत्वा विपचेत् योजयेदौषधं च तत्॥
शतपुष्पा देवदारु पिप्पली गजपिप्पली।
त्रिसुगन्धि सुरामांसी कुष्टं द्विपंचमूलकम्॥
चूर्णं विनिक्षिपेत् तत्र सिद्धं तदवतारयेत्।
पाने चाभ्यंगे च योज्यं निरूहे बस्तिकर्मणि।
हन्ति वातामयं सर्वं श्रेष्ठं गुणगणप्रदम्॥

બલા (ખપાટ) નો ક્વાથ ૨૫૬ તોલા, ૨૫૬ તોલા દહી, કળથીનો યૂષ ૨૫૬ તોલા, સૌવીર (ખાટી કાંજી) નો રસ ૨૫૬ તોલા, ૨૫૬ તોલા એરંડિનું તેલ, એ સર્વને એકત્ર કરીને પક્વ કરવું. પાક કરતી વખતે આ નીચે કહેલાં ઔષધનું ચૂર્ણ તેમાં નાખવું; સવા, દેવદાર, પીપર, ગજપીપર, તજ, તમાલપત્ર, એલચી, સુરાનામે મદ્ય, જટામાંસી, ઉપલેટ, દશમૂળ, એ ઔષધોનું ચૂર્ણ નાખીને તેલ સિદ્ધ

१ स्तत्राढकं. प्र० ३ जी.

* આ ચરણ પ્ર० ૧ લી તથ પ્ર० ૨ જી. માં નથી. તથા પ્રત ત્રીજીમાં પણ 'थैरंड' એ ત્રણ અક્ષરો લગલગ જતા રહેલા છે જેથી અનુમાનથી લખ્યું છે.

થાય ત્યારે તેને નીચે ઉતારવું. એ તેલ પીવામાં તથા ચોળવામાં યોજવું. તેમ નિરૂહબસ્તિ આપવામાં યોજવું. આ તેલ સઘળા પ્રકારના વાયુના રોગને પણ મટાડે છે, કેમકે તે ઘણાક ગુણોવાળું અને ઉત્તમ છે.

## આમવાતમાં વિરેચન ઔષધો.

पिबेदेरण्डजं तैलं गुडक्षीरेण संयुतम् ।
सर्वाङ्गे चामवाते हि श्रेष्ठमेतद्विरेचनम् ॥
नागरस्य भागमेकं द्वौ भागौ क्रिमिजस्य तु ।
त्रिवृद्भागत्रयं क्षिप्त्वा चूर्णं गुडसमं वटम् ॥
भक्षेत् तथोष्णतोयेन पुनश्चोष्णं पयः पिबेत् ।
एतेन जायते त्वामे विरेकः सुखकारकः ॥
विडङ्गशुण्ठी रास्ना च पथ्या त्रिकटुकान्विता ।
काथमष्टावशेषं च कारयेद्भिषजां वरः ॥
दुग्धं काथार्द्धकं तैलं तथैवैरण्डजं क्षिपेत् ।
कर्षमात्रं तु पातव्यो विरेकश्चामशांतये ॥
गुडूचीत्रिफलापथ्या गुडेन सह भक्षयेत् ।
विरेको ह्यामवातेषु श्रेष्ठमेषः सुखावहः ॥

એરંડિયા તેલમાં ગોળ તથા દૂધ યુક્ત કરીને તે પીવું, સર્વાંગવાયુમાં તથા આમવાતમાં આ વિરેચન બીજાં કરતાં સારૂં છે.

એક ભાગ સુંઠ, બે ભાગ વાવડીંગ, ત્રણ ભાગ નસોતર, એ સર્વેનું ચૂર્ણ કરીને તે ચૂર્ણની બરોબર વજનમાં ગોળ લેઈને તેની ગોળી કરવી. પછી તે ગોળી ગરમ પાણી સાથે ખાવી, અને તે ઉપર ગરમ કરેલું દૂધ પીવું. એ ઔષધવડે આમવાતવાળાને સુખકારક વિરેચન થાય છે.

વાયવિડંગ, સુંઠ, રાસ્ના, હરડે, પીપર, મરી, એ ઔષધોનો ઉત્તમ વૈદ્યોએ આઠમે હિસ્સે પાણી રહે એવો ક્વાથ કરવો. ક્વાથથી અરધા પ્રમાણમાં દૂધ નાખવું તથા એક તોલા એરંડિયું તેલ નાખવું. એ ક્વાથ પીવાથી વિરેચન થઇને આમની શાંતિ થાય છે.

ગળો, હરડે, બહેડાં, આમળાં, હીમજી હરડે, એ સર્વેનું ચૂર્ણ ગોળની સાથે ખાવું, તેથી વિરેચન થશે. આમવાયુવાળાને એ વિરેચન સુખ આપે એવું અને ઉત્તમ છે.

## આમાતીસાર શમાવનારાં ઔષધો.

अभया मस्तुना पिष्टा मधुशर्करयान्विता ।
आमातिसारं स्तम्भयति गुडामलकमेव च ।
वत्सकं जीरके द्वे च दध्ना पिष्टं तु दापयेत् ।
आमातिसारशमनं वस्तिशूलं नियच्छति ॥
गुग्गुलं च रसोनं च हिङ्गु नागरसंयुतम् ।
क्वाथं वामविनाशाय शमनं मारुतस्य च ॥
अजमोदोग्रगन्धा च कुष्ठं त्रिकटुकं सठी ।
फलत्रिकं च भार्गी च पुष्करं लवणाष्टकम् ॥
जीरके द्वे विडङ्गानि तुम्बुरु देवदारु च ॥
तथा बिल्वा शिलाभेदो रोध्रं वत्सकवासकम् ।
धातकीकुसुमं चैव शाल्मलीत्वक् च दाडिमम् ।
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ॥
घृतेन संयुतं वातं नाशयत्याशु निश्चितम् ।
सहिङ्गु चारनालं तु पीतं शूलार्तिनाशनम् ॥
तथा[1] चोष्णजलेनापि वामवातं नियच्छति ।
गृध्रसीकटिशूले च दशमूलजलेन तु ॥
विबन्ध एरण्डतैलेन शोफे वापि सुदारुणे ।
गुल्मे गोमूत्रसंयुक्तं गुडेन पाण्डुरोगजित् ॥
प्रमेहे मधुसंयुक्तं यक्ष्मणि शर्करायुतम् ।
हन्ति सर्वामयान् घोरान् यथायोगेन योजितम् ॥

હરડેને દહીંના પાણીમાં વાટીને તેમાં મધ તથા સાકર નાખીને પાવાથી આમાતીસાર બંધ થાયછે.

આમળાના ચૂર્ણમાં ગોળ મેળવીને તે ખાવાથી આમાતીસાર અથવા મરડો બંધ થાયછે.

१ उष्णोदकेन हिंगुयुतं. प्र० ३ जी. तथा चोष्णजलेनापि. प्र० १ ली.

કડાછાલ અને જીરૂં એ બેને દહીં સાથે વાટીને આપવાથી આમાતીસાર શમે છે તથા પેટુમાં આંકડી આવતી પણ બંધ થાયછે.

ગુગળ, લસણ, હિંગ, સુંઠ, એ ઓષધોનો ક્વાથ કરીને પાવો. એ ક્વાથ આમ (જરસ) નો નાશ કરે છે તથા વાયુને શમાવે છે.

અજમોદ, વજ, કુપલેટ, સુંઠ, પીપર, મરી, ષડકચુરો, હરડે, બેડાં, આમળાં, ભારંગ, પુષ્કરમૂળ, સિંધવ, સંચળ, વરાગડું, બિડલવણ, બંગડીખાર, જવખાર, સાજીખાર, ટંકણખાર, જીરૂં, શાહજીરૂં, વાયવિડંગ, ધાણા, દેવદાર, બીલી, પાષાણભેદ, લોધર, કડાછાલ, અરડુસો, ધાવડીનાં ફૂલ, શીમલાની છાલ, દાડિમ, એ ઓષધો સમાન ભાગે લેઈને તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ઘીની સાથે ખાવાથી આમવાયુને જરૂર મટાડે છે, તેમજ હિંગ અને કાંજી સાથે પીવાથી મરડાની ચુંક મટે છે. ગરમ પાણી સાથે એ ચૂર્ણ પીવાથી આમવાયુ મટે છે દશમૂળના ક્વાથ સાથે પીવાથી ગૃધ્રસી વાયુ અને કટિશૂળ મટે છે. એરંડિયા તેલ સાથે પીવાથી બંધકોશ મટે છે, તેમ અત્યંત કઠણ સોજો પણ મટે છે. ગાયના મૂત્ર સાથે પીવાથી ગુલ્મ મટે છે. ગોળ સાથે ખાવાથી પાંડુરોગ મટે છે. મધ સાથે ખાવાથી પ્રમેહ મટે છે. સાકર સાથે ખાવાથી ક્ષયરોગ મટે છે. એવી રીતે ઘટે તેવા અનુપાન સાથે એ ચૂર્ણની યોજના કરવાથી મહાભયાનક એવા સઘળા વ્યાધીઓ નાશ પામે છે.

## પથ્યાપથ્ય.

वर्जयेद्विदलं गौल्यं तैलं पिच्छलमेव च ।
शीतोदकेन च स्नानमामवाते भिषग्वर ॥
पाचिते चामदोषे चाप्यामे प्रशमितेपि च ।
न सेवनीयं चोष्णं च द्रवं द्रावं विशेषतः ॥
ज्वरे प्रोक्तानि पथ्यानि तानि चात्र प्रयोजयेत् ॥

આમવાતવાળાએ કઠોળ ખાવું નહિ; ગોળનું મદ્ય અથવા ગોળની વિકૃતિઓ ખાવી નહિ; તેલ ખાવું નહિ; ચિકણા પદાર્થો ખાવા નહિ, ટંડા પાણીથી નહાવું નહિ. હે વૈદ્યશ્રેષ્ઠ! આમદોષનું પાચન થયા પછી અથવા આમને સમાવ્યા પછી ગરમ, પ્રવાહી, અને પાતળા પદાર્થો

ખાવા નહિ, તેમજ તાવના રોગમાં જે જે પદાર્થો પથ્ય તરિકે વાપરવાની આજ્ઞા આપી છે તે તે પથ્ય અહીં પણ સમજીને લાગુ કરવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने आमवात-
चिकित्सा नाम चतुर्विंशोऽध्यायः ।

## पञ्चविंशोऽध्यायः ।

### ગૃધ્રસીની ચિકિત્સા.

### ગૃધ્રસીનું સામાન્ય લક્ષણ.

### आत्रेय उवाच ।

रक्तवातसमुद्भूतान् दोषान् शृणु महामते ।
कट्यूरुजानुमध्ये तु जायते बहुवेदना ॥
गृध्रसीति विजानियात् तेन नोत्क्रमणे क्षमः ।
जानुमध्ये भवेत् शोफो जायते तीव्रवेदना ।
वातरक्तसमुद्भूता विज्ञेया कोष्ठशीर्षके ॥
कण्डरा बाहुपृष्ठे च अङ्गुल्यभ्यन्तरेषु च ।
बाह्वोः कर्मक्षयकरी सा विज्ञेया विपश्चिता ॥
पादहर्षो भवेच्चात्र पादयोर्लोमहर्षणम् ।
कफवातप्रकोपान्ते प्रस्वेदः करपादयोः ॥
पित्तवातान्वितं चान्ते उष्णत्वं करपादयोः ।

**આત્રેય** કહેછે.—હે મોટી બુદ્ધિવાળા! વાયુ તથા લોહીથી ઉત્પન્ન થયેલા રોગ વિષે હું તને કહું છું તે તું સાંભળ, જેથી કટિ, જાંઘ અને ઘૂંટણ મધ્યે ઘણી વેદના થાયછે તે રોગને ગૃધ્રસી કહે છે. એ રોગ થવાથી રોગીથી ચાલી શકાતું નથી કે ઉઠીને એક જગોએથી બીજી જગોએ જઇ શકાતું નથી. ઘૂંટણમાં સોજો થાયછે અને વાતરક્તથી

થયેલી તીવ્ર વેદના થાયછે. વળી કોઠામાં, માથામાં, બાહુઓમાં, પીઠમાં અને આંગળીઓમાં જે કંડરા છે તેમાં વાતરક્તના પ્રકોપથી ગૃધ્રસી થાયછે તેથી બન્ને હાથે કાંઈ કામ થઈ શકતું નથી, તેને પણ ડાહ્યા માણસે ગૃધ્રસીનો વ્યાધિ જાણવો. આ રોગમાં પાદહર્ષ થાયછે તેથી પગ જમીન ઉપર મૂકાતો નથી. બન્ને પગનાં રૂવાં ઊભાં થાયછે. કફ અને વાયુનો પ્રકોપ થવાથી હાથે તથા પગનાં કાંડામાં, આંગળીઓમાં અને તળિયાંમાં પરસેવો થાયછે. વાયુ અને પિત્તનો પ્રકોપ થવાથી હાથ અને પગના છેડા ગરમ થાયછે.

## ગૃધ્રસીની ચિકિત્સા.

अमीषां रुधिरस्रावं ततः स्वेदं च कारयेत् ॥
अभ्यङ्गे वातहृत् तैलं पानं रास्नादि पञ्चकम् ।
शतावरी बले द्वे च पिप्पली पुष्कराह्वयम् ॥
चूर्णमेरण्डतैलेन गृध्रसीमपकर्षति ।
अजमोदादिकं चूर्णमामवाते प्रकीर्तितम् ॥
तदत्र योजनीयं च गृध्रसीनां निवारणम् ।
एतैर्न जायते सौख्यं दहेल्लोहशलाकया ॥
पादरोगेषु सर्वेषु गुल्फोर्ध्वे चतुरङ्गुले[1] ।
तिर्यग्दाहं प्रकुर्वीत दृष्ट्वा पादे शिरां दहेत् ॥
वातरोगेषु प्रोक्तानि पथ्यानि चात्र योजयेत् ॥

આ રોગવાળાઓને પ્રથમ રૂધિરસ્રાવ કરાવવો અને તે પછી સ્વેદ આપવો. વાયુનું હરણ કરનારાં તેલનો અભ્યંગ (મર્દન) કરાવવો. રાસ્નાપંચક ક્વાથ પાવો. (રાસ્નાપંચક પાછળ કહેવામાં આવ્યો છે.) શતાવરી, બલા, અતિબલા, પીપર, પુષ્કરમૂળ, એ ઔષધોનું ચૂર્ણ એરંડિયા તેલ સાથે પીવાથી ગૃધ્રસીનો સોજો કમી થઈ મટી જાયછે. આમવાતના પ્રકરણમાં અજમોદાદિ ચૂર્ણ કહેવામાં આવ્યું છે તે પણ આ રોગમાં યોજવું; કેમકે તે ગૃધ્રસી રોગનું નિવારણ કરે છે. જો

१ गुल्फे द्वे चतुरङ्गुले. प्र० १ ली.

એ ઉપાયો કરવાથી રોગીને સુખ ન થાય તો લોઢાની શળી વતી ડામ દેવો. પગના સઘળા રોગમાં પગની ઘૂંટીની ઉપર ચાર આંગળ પગની નસ જોઇને તે ઉપર આડો (तिर्यक्) ડામ દેવો. વાયુના રોગમાં જે પથ્ય કહ્યાં છે તે આ રોગમાં પણ સમજવાં.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने गृध्रसी-

चिकित्सा नाम पञ्चविंशोऽध्यायः ।



# षड्विंशोऽध्यायः ।



## વાતરક્તની ચિકિત્સા.

### વાતરક્તના હેતુ.

**आत्रेय उवाच ।**

**कटुक्षाराम्ललवणै रक्तं देहे प्रकुप्यति ।**
**रोधात् संधारणात्क्रोधाद् दिवास्वप्नादिसेवनैः ॥**
**समीरकोपः प्रत्यङ्गे युगपद्दृश्यते नृणाम् ।**
**वातरक्तमिति प्रोक्तं नृणां देहे प्रवर्तते ॥**
**जायते सुकुमाराणां तथा स्त्रीणां भिषग्वर ॥**
**स्थूलानां च विशेषेण कुप्यते वातशोणितम् ॥**

**આત્રેય કહેછે.**—કડવું, ખારૂં, ખાટું, અને ક્ષારથી શરીરમાં લોહી બગડે છે; તથા વાયુ વગેરેના વેગને અટકાવવાથી, ઝાડા પિશાબ વગેરેને ધારણ કરી રાખવાથી, ક્રોધથી, દિવસે ઊંઘવાથી, મનુષ્યના પ્રત્યેક અંગમાં વાયુનો કોપ જોવામાં આવે છે. એવી રીતે વાયુ તથા લોહી બન્ને કોપે છે તેને વાતરક્ત કહે છે. એ વાતરક્ત મનુષ્યોના શરીરમાં પ્રવર્તે છે. હે ઉત્તમ વૈદ્ય! સુકુમાર પુરૂષો તથા સ્ત્રીઓને એ રોગ થાયછે, અને વિશેષે કરીને સ્થૂળ શરીરવાળાને વાતરક્ત કોપે છે.

## વાતરક્તનાં લક્ષણ.

आलस्यं च तथा कण्डूर्मण्डलानां च दर्शनम् ।
वैवर्ण्यं स्फुरणं शोफशोषौ दाहश्च मार्दवम् ॥
वातरक्तं विजानीयात् श्यावतां दन्तनेत्रयोः ।

વાતરક્ત રોગવાળાને આળસ, ચેળ, શરીરે મંડળ (રાતાં ગોળ કુંડાળાં) દેખાવાં, શરીરનો રંગ બદલાઇ જવો, સ્ફુરણ થવું, સોજો ચઢવો, શોષ થવો, મંડળમાં અગન બળવી, કોમળતા હોવી, તથા દાંત અને આંખો કાળી પડી જવી, એને વાતરક્ત નામે રોગ કહે છે.

## વાતરક્તની ચિકિત્સા.

एतच्च लक्षणं दृष्ट्वा कर्तव्या च प्रतिक्रिया ॥
विरेकं रक्तमोक्षं च पानलेपनलेहकान् ।
धान्यनागरसंयुक्तं क्षीरं चास्य प्रदापयेत् ॥
पटोलीनिम्बपत्राणि क्वथित्वा मधुसंयुतम् ।
पाचनं वातरक्तानां तथा च शमनानि च ॥
काञ्जिकेन च संपिष्य पिचुमन्ददलानि च ।
लेपनं शस्यते तस्य वातरक्तप्रशान्तये ॥
दूर्वा मूर्वा सठी शुण्ठी धान्यकं मधुयष्टिका ।
वर्तितं शीततोयेन वातरक्तप्रलेपनम् ॥
धान्यकं[1] मिसि जीरे द्वे गुडेन परिपाचितम् ।
भक्षणे वातरक्तानां दापयेद्दोषशान्तये ॥
आमलक्याःफलानां च चूर्णं शर्करया युतम् ।
कूष्माण्डं पाचितं देयं गुडं कल्याणकं हितम् ॥
कटुत्रिकयुतं क्षीरं वातरक्तप्रशान्तये ।
एतैर्यदि न सौख्यं स्यात् तदा रक्तावसेचनम् ।
ज्वरे प्रोक्तानि पथ्यानि तानि चात्र प्रदापयेत् ॥

---

१ धान्यकर्षं च. प्र० १ ली. धान्यकं निशि. प्र० ३ जी.

ઉપર કહ્યાં એવાં લક્ષણો જોઈને વાતરક્ત રોગ ઓળખીને તેનો પ્રતીકાર કરવો. વાતરક્તવાળાને વિરેચન આપવાં, શરીરમાંથી બગડેલું લોહી બાહાર કાઢી નંખાવવું, ક્વાથાદિક પાવા, તૈલાદિકના લેપ કરવા અને ચૂર્ણાદિકના અવલેહ ચટાડવા. વાતરક્તવાળાને ધાણા અને સુંઠ નાખીને દૂધ પાવું.

પટોલીનાં પાંદડાં અને લીમડાનાં પાંદડાં એ બેનો ક્વાથ કરીને તેમાં મધ નાખીને પાવું, તેથી વાતરક્તનું પાચન તથા શમન થાયછે.

લીમડાનાં પાંદડાંને કાંજીમાં, વાટીને તેનો લેપ કરવાથી વાતરક્ત શમી જાયછે. આ ઉપાય સારો છે.

હરો, મોરવેલ, પડકચુરો, સુંઠ, ધાણા, જેઠીમધ, એ સર્વને ટંડા પાણીમાં વાટવું અને વાતરક્તનાં મંડળ ઉપર તેનો લેપ કરવો.

ધાણા, સુવા, જીરૂં, શાહજીરૂં, એ ચાર ઔષધનું ચૂર્ણ કરીને ગોળમાં તેને પકવ કરવું (ગોળ ગરમ કરીને તેમાં નાખીને તેની સુખડી કરવી.) તથા તે વાતરક્તવાળા રોગીને ખાવાને આપવું તેથી તેના દોષની શાંતિ થશે.

આમળાંનું ચૂર્ણ સાકર સાથે આપવાથી વાતરક્ત મટે છે.

કોહોળાનો પાક કરીને તે ખવરાવવાથી વાતરક્ત મટે છે.

કલ્યાણક ગુડ (પાછળ કહેવામાં આવ્યો છે) પણ વાતરક્તવાળાને હિતકારક છે.

સુંઠ, પીપર અને મરીનું ચૂર્ણ દૂધમાં નાખીને તે પાવાથી વાતરક્ત શમે છે.

ઉપર કહ્યા તે ઉપાયો કરવાથી પણ જો વાતરક્તવાળાનોં સુખ થાય નહિ તો પછી તેના શરીરમાંથી બગડેલું લોહી કાઢી નખાવવું. તાવના રોગમાં જે પથ્ય કહેવામાં આવ્યાં છે તે આ રોગમ પણ આપવાં.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने रक्तवात-
चिकित्सा नाम षड्विंशोऽध्यायः ।



## सप्तविंशोऽध्यायः ।

### અમ્લપિત્તની ચિકિત્સા.

### અમ્લપિત્તના હેતુ અને લક્ષણો.

**आत्रेय उवाच ।**

गुडातिसेवनाच्चाम्लाद्विरुद्धाहारसेवनात् ।
कुपितं चाम्लपित्तं च कण्ठस्तेन विदह्यते ॥
दाहो वा हृदये तस्य शिरोऽर्तिश्चैव जायते ।
उद्गारानम्लकान् कण्ठे हिक्काम्लानि प्रधावति ।

**આત્રેય કહે છે.**—અતિશય ગોળ ખાવાથી, ખટાઈ ખાવાથી, કે વિરૂદ્ધ ભોજન કરવાથી અમ્લપિત્ત કોપે છે અને તે વડે ગળામાં અગ્નિ બળે છે—દાહ થાય છે તથા છાતીમાં પણ દાહ થાય છે. વળી માથું દુખવા લાગે છે, ખાટા ઓડકાર તથા હેડકી આવે છે અને તે સાથે ખાટું (પિત્ત) પેટમાંથી ગળામાં ચઢી આવે છે.

### અમ્લપિત્તના ઉપાય.

शृणु तस्य प्रतीकारं वमनं कारयेद्द्रुतम् ।
अधोगते चाम्लपित्ते विरेकश्च प्रदीयते ॥
पारिभद्रदलानीति आमलक्याः फलानि च ।
क्वाथपानं प्रयोक्तव्यमम्लपित्तं व्यपोहति ॥
पटोलपाटलाक्वाथो धान्यनागरकान्वितः ।
जलेन हितकः प्रोक्तश्चाम्लपित्तनिवारणे ॥
पटोलविश्वामृतवल्लितिक्ता
पत्राणि निम्बस्य च वत्सकानाम् ।
क्वथो विसर्पकृतमम्लपित्तं
विनाशयेन्मण्डलकानि दद्रून् ॥
रात्रौ संपाचनं देयं धान्यनागरकल्कितम् ॥

હવે એમ અમ્લપિત્તના ઉપાય સાંભળઃ અમ્લપિત્તના રોગીને જલદીથી વમન કરાવવું અને જો અમ્લપિત્ત નીચેના ભાગમાં ગયું હોય તો તેને જુલાબ આપવો.

લીમડાનાં પાંદડાં અને આમળાં એ બેનો ક્વાથ કરીને રોગીને તે પીવાને આપવો તેથી અમ્લપિત્ત મટે છે.

કડવાં પરવળ, પાડળ, ધાણા, સુંઠ, એ ઔષધોનો ક્વાથ પાણીમાં કરીને આપવાથી તે અમ્લપિત્ત મટાડવામાં હિતકારક છે.

કડવાં પરવળ, સુંઠ, ગળો, કડુ, લીમડાનાં પાંદડાં, કડાનાં પાંદડાં, એ ઔષધોનો ક્વાથ વિસર્પરોગે કરેલા અમ્લપિત્તને, શરીર ઉપર થયેલાં મંડળોને અને દાદરને મટાડે છે.

અમ્લપિત્તના રોગીને ધાણા તથા સુંઠનું કલ્ક કરીને તેનું પાચન ઔષધ આપવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने शा.-
चिकित्सा नाम सप्तविंशोऽध्यायः ।

## अष्टविंशोऽध्यायः ।

### શોફરોગની ચિકિત્સા.

### શોફરોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**शोफो भवेच्च विकलेन्द्रियरोममार्गात्**
**क्षीणे बले वपुषि चाम्लकटूष्णसेवया ।**
**शैत्यात् तथा विशदपिच्छलसेवनेन**
**रूक्षाभिघातपतनेन च धारणाद्वा ॥**

**આત્રેય કહેછે.**—ઇંદ્રિયોના માર્ગ તથા રોમ માર્ગ (રૂવાટાંનાં છિદ્રો) તેની બરોબર સ્થિતિમાં ન હોવાથી એટલે તેમાં કાંઈ મળ

વગેરે ભરાઈને તે બંધ થવાથી સોજો થાય છે, વળી શરીરનું બળ ક્ષીણ થવાથી, ખાટું તીખું તથા ગરમ ખાવાથી, ઠંડકથી, પાતળા અને પીચ્છાવાળા (ચીકણા) પદાર્થનું સેવન કરવાથી, રૂક્ષપદાર્થનું સેવન કરવાથી, વાગવાથી અથવા પડી જવાવડે વાગવાથી અને મળમૂત્રાદિકના વેગને રોકવાથી સોજો ઉત્પન્ન થાયછે.

## શોફરોગની સંપ્રાપ્તિ.

आमाशये गतवतो मरुतोद्‌यस्य
वान्ते प्रधावति ततो रसशेषदोषाः ।
कुर्वन्ति पाणिचरणेषु पृथक्‌ प्रभूतो
द्वन्द्वेन वा भवति शोफविकारचारः ॥

વાયુ કોપ પામીને આમાશયમાં જાય છે તેથી આમાશયમાં પાચન થતાં રહેલો શેષ રસ તથા બીજા પિત્તકફાદિક દોષ એ સર્વે હાથ પગ તરફ દોડી જાય છે અને હાથ પગમાં સોજો ઉત્પન્ન કરે છે. એ સોજાનો પ્રસાર વાતાદિક ત્રણે જૂદા જૂદા દોષથી, બે બે દોષ એકઠા મળવાથી અને ત્રણે દોષ એકઠા મળવાથી થાય છે.

## સાધ્યાસાધ્ય શોફ.

नरस्य चान्तःप्रभवाश्च शोफाः
साध्या भवेयुर्विनता मुखेषु ।
असाध्यकाः सर्वशरीरगाश्च
पादे स्त्रियो वा वदने नरस्य ॥
क्षये क्षते वापि च गुल्मदेशे
स्याद्राजयक्ष्मणि तथोदरेषु ।
रक्तेन जातोऽप्ययमेव शोफो
व्रणे तथा शोफविकारचारः ॥
अन्ये चोर्ध्वगताः शोफाः श्लेष्मपित्तसमुद्भवाः ।
कष्टसाध्याश्च विज्ञेया बहूपद्रवसंयुताः ॥
श्लेष्मणि शिरसि प्राप्ते ऊर्ध्वशोफः प्रजायते ।

**मध्यः पक्काशयस्थेऽपि मलस्थानगते त्वधः ॥**
**रसे सर्वानुगः शोफः सर्वदेहानुगो रसः ॥**

**सर्वाङ्गशोफोप्यथ मध्यशोफाः**
**सर्वाङ्गशोफाःपरिवर्जनीयाः ।**
**वृद्धे च बाले क्षतजाः क्षयोत्था-**
**श्छर्द्यतिसारश्वसनेन युक्ताः ॥**

**भ्रमज्वरक्षीणशरीरजाताः**
**शोफोद्भवो यो भवते नरस्य ।**
**साध्या न वैद्यस्य नचान्यदोषा**
**सा नैव साध्या भिषजां वरिष्ठ ॥**

પુરુષને હાથે તથા પગે આવેલો સોજો સાધ્ય એટલે મટી શકે એવો છે, અને સ્ત્રીઓને મુખ ઉપર આવેલો સોજો સાધ્ય છે. જે સોજો આખે શરીરે આવ્યો હોય તે અસાધ્ય છે. તેમ સ્ત્રીઓને પગે આવેલો સોજો તથા પુરુષને મોઢે આવેલો સોજો પણ અસાધ્ય છે. ક્ષયરોગમાં થયેલો, ક્ષત (વાગવા)થી થયેલો, ગુલ્મની જગોએ થયેલો, રાજ્યક્ષ્મામાં થયેલો, ઉદરરોગમાં થયેલો, લોહીથી થયેલો અને વ્રણથી થયેલો સોજો કષ્ટસાધ્ય છે, અને તે વિના બીજા સોજા જે શરીરના ઉપરના ભાગમાં થયેલા હોય છે તથા જે કફ અને પિત્તથી થયેલા હોય છે, તેમજ ઘણા ઉપદ્રવથી યુક્ત હોય છે, તે સઘળા સોજા કષ્ટસાધ્ય જાણવા. કફ દોષ માથામાં જવાથી ઊર્ધ્વશોફ થાય છે. એટલે શરીરના ઉપલા ભાગમાં મુખ વગેરે ઠેકાણે સોજો આવેછે. કફ પકવાશયમાં જવાથી શરીરના મધ્ય ભાગમાં પેટ વિગેરે ઠેકાણે સોજા આવેછે. મળસ્થાનમાં જવાથી શરીરના નીચા ભાગમાં ગુદ વગેરે ઠેકાણે સોજો આવે છે. કફ રસસ્થાનમાં જવાથી એટલે રસમાં મળવાથી આખે શરીરે સોજો થાય છે કેમ કે રસ આખા શરીરમાં ફરનારો છે એ સોજાને સર્વાંગશોફ કહે છે. શરીરના મધ્ય ભાગમાં થયેલો સોજો અને સર્વાંગશોફ, એ સોજા અસાધ્ય છે માટે વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ. તેમજ વૃદ્ધને અને બાળકને થયેલો સોજો, ઉરઃક્ષતવાળાને અને ક્ષય-

વાળાને થયેલો સોજો, ઉલટીના રોગવાળાને, અતિસારવાળાને અને શ્વાસ-વાળાને થયેલો સોજો, ભ્રમ (ચકરી) ના રોગવાળાને, અને તાવથી ક્ષીણ થયેલા રોગીને થયેલો સોજો, એ સોજા અસાધ્ય છે. હે વૈદ્યોમાં શ્રેષ્ઠ હારીત! એ સોજા વૈદ્યથી મટાડી શકાતા નથી.

## સોજાનાં લક્ષણ.

**तोदश्च रूक्षं श्वसनंच वातात्**
**पित्ताच्छ्रमः शोफविदाहतापः ।**
**शीतो घन श्लेष्मणि बद्धकण्डुः**
**स्याद्वन्द्वजो द्वन्द्वजलक्षणेन ॥**

વાયુથી જે સોજો થાય છે તેમાં રોગીને તોદ (સોયો ઘોચાવા જેવી વેદના) થાય છે, સોજો રૂક્ષ હોય છે અને રોગીને શ્વાસ થાય છે; પિત્તથી થયેલા સોજામાં રોગીને શરીરે થાક, સોજામાં દાહ (તણખા), અને તાવ હોય છે; કફથી થયેલા સોજામાં સોજો ઠંડો અને ઘન (કઠણ) હોય તે તથા તેમાં ચેળ (ખરજ) આવે છે. એ દોષનાં લક્ષણો જે સોજામાં એકઠાં જણાતાં હોય તેને દ્વંદ્વજ શોફ કહે છે, એટલે તે વાત-પિત્ત, વાતકફ કે પિત્તકફનો સોજો કહેવાય છે.

## સોજાના ઉપચાર.

**अथ प्रवक्ष्याम्यु पचारमस्य संस्वेदनं पाचनशोधनं वा ।**
**विरेचनं रक्तविमोक्षणं च कषायचूर्णानिविधिः प्रदिष्टः ॥**
**न चास्य स्नेहनं कार्यं नैव कार्यं विरूक्षणम् ॥**

હવે એ શોફ રોગના કેવા ઉપાય કરવા તે હું કહુંછું. સોજાના રોગવાળાને સંસ્વેદન કરવું એટલે તાપવડે પરસેવો કાઢવો, પાચન ઔષધ કરવું, દોષાદિકને શુદ્ધ કરનારૂં શોધન ઔષધ કરવું, વિરેચન આપવું, જળો, રૂમડી કે બીજા કોઇ યંત્રથી લોહી કાઢવું, ક્વાથ પાવા અને ચૂર્ણ ખવરાવવાં. સોજાના રોગવાળાને એવો વિધિ કરવાનું કહ્યું છે. પણ સોજાના રોગવાળાને સ્નેહન ઉપચાર કરવા નહિ તેમ રૂક્ષણ ઉપચાર પણ કરવા નહિ.

## ક્વાથાદિ ઉપચાર.

पुनर्नवा मगधजा च कटुत्रयं च
निम्बाभया च कटुका च पटोलदार्वी ।
क्वाथः सुखोष्णक्वथितस्तु विपाचनेन
शोफो जहाति जठरं च नरस्य शीघ्रम् ॥
पुनर्नवा गुडूची च गुग्गुलं समकल्कितम् ।
शोफदोषांश्च गुल्मं च हन्त्युदरं कफामहम् ॥
गोजामहिष्या वृषभस्य मूत्रं तथैव लावं सकलं प्रयोज्यम् ।
पानेन शोफो विजहाति शीघ्रमेरण्डतैलेन युतं पयो वा ॥

સાટોડી, પીપર, સુંઠ, પીપર, મરી, લીંમડો, હરડે, કુટકી, પડવલ, દારૂહળદર, એ ઔષધોનો ક્વાથ કરીને તે થોડો થોડો ગરમ હોય ત્યારે પાવો, એ પાચન ક્વાથ છે માટે તે દોષને પક્વ કરીને સોજાને અને જઠરના રોગને ઉતાવળે મટાડે છે.

સાટોડી, ગળો, અને ગુગળ, એ સમાન ભાગે લેઇને તેનું કલ્ક કરવું. એ કલ્ક તમામ પ્રકારના સોજાના રોગને અને ગુલ્મને તથા ઉદર રોગને અને કફના વ્યાધિને નાશ કરે છે.

ગાયનું મૂત્ર, બકરીનું મૂત્ર, ભેંશનું મૂત્ર, બળદનું મૂત્ર, એ સઘળામાંથી જેટલાનું મળે તેટલાંનું મૂત્ર એકઠું કરીને પીવું. અર્થાત્ એકનું મળે તો એકનું, બેનું મળે તો બેનું, ત્રણનું મળે તો ત્રણનું અને સઘળાનું મળે તો સઘળાં મૂત્ર ગાળીને પીવાં. એ પીવાથી સોજો જલદી ઉતરી જાય છે.

અથવા દિવેલ અને દૂધ પીવાથી પણ સોજો ઉતરી જાયછે.

## સોજા ઉપર સ્વેદન ક્રિયા.

संस्वेदनक्रिया कार्या तर्कारी च पुनर्नवा ।
एरण्डपत्रकैर्वापि अथवा तिन्तिडीच्छदैः ॥

१ गज. प्र० १ ली. २ तथैव लाजं मकर्णं प्रयोज्यम्. प्र० १ ली.
३ सार्या च पुनः पुनः प्र० १ ली.

कोकिलाक्षस्त्वपामार्गं ब्राह्मी वापि जलने च ।
लोमशा कटुतुम्बी च काञ्जिकेन जलेन वा ॥
निःक्वाथ्य चापि संस्वेदस्तथैवोष्णजलेन च ।
पश्चाच्चैवारनालं च यथालाभेन योजयेत् ॥

અરણીનાં પાંદડાં, સાટોડીનાં પાંદડાં, દીવેલાનાં પાંદડાં, આંબલીનાં પાંદડાં, એખરાનાં પાંદડાં, અધેડાનાં પાંદડાં, વજ, કડવી તુંબડીનાં પાંદડાં, એમાંથી જે મળે તે લાવીને તેને કાંજીમાં અથવા પાણીમાં આફીને તેનો બાફ આપવો. તેમજ એકલા ગરમ પાણીનો પણ બાફ આપવો. તે પછી કાંજીનો બાફ આપવો. એવી રીતે એ સઘળામાંથી જે મળે તેનો બાફ આપવો તેથી સોજો ઉતરી જાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने शोफ-
चिकित्सा नाम अष्टविंशोऽध्यायः ।

## ऊनविंशोऽध्यायः ।

### ગુલ્મરોગની ચિકિત્સા.

### ગુલ્મરોગના હેતુ.

### आत्रेय उवाच ।

श्वयथूत्थैरपचारैस्तैश्च संकुप्यतेऽनिलः ।
मन्दाग्निना विषमेण गुल्मं जठरे जायते ॥

**આત્રેય કહે છે.**—સોજાના રોગમાં થયેલા અપચારથી વાયુ-કોપ પામે છે તેથી તથા જઠરાગ્નિ મંદ પડવાથી અથવા જઠરાગ્નિ વિષમ થઈ જવાથી જઠરમાં ગુલ્મરોગ ઉત્પન્ન થાયછે.

---

१ मयय: कोकिलाक्षश्च ब्राह्मी चापि जलने च. प्र० १ ली. २ ये-वदाली कटुतंबी. प्र० ३ जी. ३ तथैवोष्णेन तेन च. प्र० १ ली. ४ पश्चाच्चे-वोपनाहं च. प्र० १ ली. ५ रुपचारै. प्र० १ ली.

## વાતગુલ્મનાં લક્ષણ.

**उदरं गर्जते यस्य विषमाग्निश्च दृश्यते ।**
**तोदो वपुषि शूलं च वातगुल्मं विनिर्दिशेत् ॥**

જે રોગીના પેટમાં ગર્જના થતી હોય, તથા જેનો જઠરાગ્નિ વિષમ હોય, જેના શરીરમાં (પેટમાં) સોયો ઘોચાવા જેવી વેદના થતી હોય તથા પેટમાં શૂળ થતું હોય તેને વાયુનો ગુલ્મ કહેવો.

## પિત્તગુલ્મનાં લક્ષણ.

**शोषोऽरतिः सपीतत्वं मन्दज्वरनिपीडिनम् ।**
**तमोभ्रमपिपासार्तिर्गुल्मं तत् पित्तसम्भवम् ॥**

જે રોગીના મોઢામાં શોષ પડતો હોય, જેને અણગમો થતો હોય, શરીરનો વર્ણ વગેરે પીળાં માલમ પડતાં હોય, જે ઝીણા તાવથી પીડાતો હોય, જેને આંખે અંધારાં આવતાં હોય, જેને ફેર આવતા હોય, જેને તરસ બહુ લાગતી હોય, એવા રોગીના ગુલ્મને પિત્તગુલ્મ કહેવો.

## કફગુલ્મનાં લક્ષણ.

**शोषो जाड्यं च हृल्लासस्तन्द्रालस्यं सशीतकम् ।**
**मन्दाग्निर्विड्विबन्धश्च गुल्मं तत् श्लेष्मसम्भवम् ॥**

જેને શોષ, જડતા, છાતીમાં પીડા, ઘેન અને આળસ થતું હોય, ગોળાની જગોએ સ્પર્શ કરવાથી તે ભાગ શીતળ લાગતો હોય, જઠરાગ્નિ મંદ હોય, ઝાડાનો કબજો હોય, એ રોગીના ગુલ્મને કફગુલ્મ કહેવો.

## કફવાત ગુલ્મનાં લક્ષણ.

**हृल्लासः शूलमाध्मानं तोदनं विषमाग्निकम् ।**
**वैवर्ण्यवेपथुः श्वासः सगुल्मः कफवातिकः ॥**

જે રોગીને છાતીમાં પીડા, શૂળ, પેટ ચડવું, તોદ (સોયો ઘોચાવાજેવી વેદના,) વિષમાગ્નિપણું, શરીરની કાંતિ બદલાઇ જવી, કંપ અને શ્વાસ થતો હોય તેને કફ તથા વાયુનો ગુલ્મ જાણવો.

## કફપિત્ત ગુલ્મનાં લક્ષણ.

**मोहो विभ्रमता जाड्यमरतिः क्षुत्पिपासकम् ।**
**आलस्यं निद्रतावेश्यं गुल्मं तत् कफपैत्तिकम् ॥**

જે રોગીને મોહ, વિભ્રમ (ફેર,) જડતા, અણગમો, ભૂખ, તરસ, આળસ અને નિદ્રાનો આવેશ માલમ પડે તેને કફપિત્તથી થયેલો ગુલ્મ જાણવો.

## વાતપિત્ત ગુલ્મનાં લક્ષણ.

**पिपासारतितोदत्वं शिरोर्तिभ्रमपीडनम् ।**
**सदाघं सबलं चैव स गुल्मो वातपैत्तिकः ॥**

જે રોગીને તરસ, અણગમો, તોદ, માથામાં પીડા, ભ્રમ (ફેર આવવા) ની પીડા, અને ગુલ્મની જગોએ દાહ થતો હોય, તથા જે રોગીને ગુલ્મની વેદના ઘણી હોય તેને વાતપિત્તથી થયેલો ગુલ્મ જાણવો.

## સાન્નિપાતિક ગુલ્મનાં લક્ષણ.

**निद्रालस्यं च दाहश्च शोफाच्छूलं च सज्वरम् ।**
**वैवर्ण्यमरतिर्जाड्यं विड्बन्धो विकलाङ्गता ॥**
**तथातिसारो मूर्च्छा च तृट् हृल्लासश्च वेपथुः ।**
**श्वासोऽरुचिरजीर्णत्वं गुल्मं तत् सान्निपातिकम् ॥**

જે રોગીને ઊંઘ ઘણી આવતી હોય, આળસ થતું હોય, ગુલ્મની જગોએ દાહ થતો હોય, ગુલ્મની જગોએ સોજો ચઢ્યો હોય, શૂળ થતું હોય, તાવ આવતો હોય, શરીરનો વર્ણ બદલાઇ ગયો હોય, અણગમો થતો હોય, અંગ જડ થઇ ગયાં હોય, ઝાડાનો બંધકોષ હોય, અંગ વિકળ (પોતપોતાની ક્રિયા કરવાને અસમર્થ) થઈ ગયાં હોય, અતિસાર થયો હોય, મૂર્છા થઈ હોય, તરસ લાગતી હોય, છાતીમાં પીડા થતી હોય, શરીર કાંપતું હોય, શ્વાસ થતો હોય, અરૂચિ થઈ હોય, અને ખાધેલું પચતું ન હોય તેને સન્નિપાતથી થયેલો ગુલ્મ કહેવો.

## સાધ્યાસાધ્ય.

**साध्यं केवलदोषोत्थं द्वन्द्वं कष्टेन सिध्यति ।**
**असाध्यं सान्निपातोत्थं वक्ष्यामस्तत्प्रतिक्रियाम् ॥**

જે ગુલ્મ એક દોષથી ઉત્પન્ન થયો હોય તેને સાધ્ય જાણવો; જે ગુલ્મ બે દોષથી થયો હોય તેને કષ્ટસાધ્ય જાણવો; અને સન્નિપાતથી થયેલા ગુલ્મને અસાધ્ય જાણવો. હવે એ ગુલ્મની ચિકિત્સા અમે કહિયે છીએ.

### ગુલ્મના ઉપચાર.

**यकृद्ग्रहणीचिकित्सैव कथितं चोपवारणम् ।**
**तद्वत् प्लीहा समाख्यातो न चात्र कथिता पुनः ॥**
**चिकित्सोदरगुल्मस्य वक्ष्यते श्रृणु साम्प्रतम् ।**
**स्नेहनं रूक्षणं चैव पाचनं शोधनानि च ॥**
**संशमनं विरेकश्च बस्तिं स्नेहनिरूहणम् ।**
**क्षारपानं च चूर्णानि गुल्मोपचरणक्रिया ॥**

યકૃત્ અને ગ્રહણીની ચિકિત્સા તથા તે રોગને અટકાવવાના ઉપાય કહેવામાં આવ્યા છે. તેમજ બરોળના રોગવિષે પણ કહ્યું છે. પણ આ ગ્રંથમાં પેટમાં થનારા ગુલ્મની ચિકિત્સા અત્યાર સુધી કહી નથી તે હવે કહિયે છીએ માટે સાંભળ. ગુલ્મરોગવાળાને સ્નેહન, રૂક્ષણ, પાચન, શોધન, સંશમન અને વિરેચન ઔષધો આપવાં. જે ઔષધ જે દોષને સ્નિગ્ધ કરીને તેનો નિકાલ કરે છે તેને સ્નેહજ કહે છે; જે દોષને રૂક્ષ કરે છે તેને રૂક્ષણ કહે છે; જે પક્વ કરે છે તેને પાચન કહે છે; જે દોષને સાફ કરે છે તેને શોધન કહે છે; જે શમાવી દે છે તેને શમન કહે છે; અને જે વિરેચનદ્વારા દોષને બાહાર કાઢી નાખે છે તેને વિરેચન કહે છે. વળી ગુલ્મ રોગવાળાને સ્નેહબસ્તિ અને નિરૂહબસ્તિ આપવા. તેમજ તેને ક્ષારરૂપ ઔષધો પાવાં અને ચૂર્ણ ખવરાવવાં એવી એવી ક્રિયાઓ કરીને ગુલ્મના ઉપચાર કરવા.

### ગુલ્મ ઉપર સ્નેહન અને રૂક્ષણ ક્રિયા.

**शुण्ठी दारुश्च सुरसा मूर्वा च पंचमूलकम् ।**
**क्वाथोऽस्याष्टावशेषः स्यात् तत्समं क्षीरमेव च ॥**
**दधि तत्सममेवं तु पाचयेत् तत्समाग्निना ।**
**घृतं यावत् प्रदृश्येत सिद्धमुत्तारयेत् ततः ॥**

तत् घृतं पानकेऽभ्यङ्गे भोजने च प्रदापयेत् ।
स्नेहनं तु सप्तदिनं तस्माच्च रूक्षणं हितम् ॥
दिनत्रयं च कर्तव्यं कथयाम्यत्र कोविद ! ।
शुण्ठी सौवर्चलं जीरे द्वे वा हिङ्गुसमन्वितम् ॥
काञ्जिकं पानमेतेषां रूक्षणं गुल्मशान्तये ।
गुल्मच्चिकित्सिते क्षारपाकोऽत्र प्रतियुज्यते ॥

સુંઠ, દેવદાર, તુળસી, મોરવેલ, લઘુ પંચમૂળ ( શાલિપર્ણી, પૃષ્ટિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ ) એ ઔષધોનો ક્વાથ આઠમે હિસ્સે પાણી રહે એવી રીતે કરીને તેમાં ક્વાથની બરોબર દૂધ નાખવું તથા દહીં પણ તેટલુંજ નાખવું. પછી તેને સરખા તાપથી પકવ કરવું જ્યારે તેમાં ઘી થયેલું માલમ પડે ત્યારે તે સિદ્ધ થયું એમ જાણીને નીચે ઉતારવું. એ ઘી રોગીને પીવાને, ચોળવાને તથા ખાવાને આપવું. એવી રીતે સાત દિવસ સુધી તેને સ્નેહન ઉપચાર કરવો. તે પછી ત્રણ દિવસ સુધી રૂક્ષણ ઉપાય કરવા હિતકારક છે. હે પંડિત! તે રૂક્ષણ ઉપાય હું તને કહું છું. સુંઠ, સંચળ, જીરૂં, શાહજીરૂં, હિંગ, એ ઔષધો રોગીને પીવા આપવાં તેથી રક્ષણ થઈને ગુલ્મરોગ શાંત થાય છે. હવે ગુલ્મના ચિકિત્સામાં ક્ષારપાક કેવી રીતે કરવો તે કહિયે છીએ.

### ક્ષારપાકની ક્રિયા.

क्षारं पालाशार्जुनसूरणस्य तथैव क्षारं सहयावशूलकम् ।
सौवर्चलं सिन्धुभवौद्भिदं च सामुद्रजं वापि विमिश्रयेच्च ॥
तोयं परिस्राव्य विधानतोऽपि युक्तं तथैतानि सदौषधानि ।
पथ्याग्निशुण्ठीरजनीसुराह्वं कुष्ठं विशाला च यवानिका च ॥
तथाजमोदा सह जीरके द्वे षड्ग्रन्थिका हिङ्गुयुतं च चूर्णम् ।
क्षारोदकापानविमिश्रपानं निहन्ति सर्वाण्यपि कोष्ठजानि ॥
गुल्मानि सर्वाणि विसूचिकानां मन्दाग्निशूलानि भगन्दराणाम् ।
प्लीहोदरानाहं च विड्विबन्धं विनाशयेद्रोगचयं नराणाम् ॥

इति विड्रक्षणम् ।

ખાખરનો ક્ષાર, જવખાર, સંચળ, સિંધવ, સુરોખાર, સમુદ્ર લવણ એ સર્વને એકત્ર કરીને તેનું વિધિપૂર્વક પાણી કરવું. પછી તેમાં નીચે કહેલાં ઔષધોનું ચૂર્ણ નાખવું. હરડે, ચિત્રો, સુંઠ, હળદર, દેવદાર, ઉપલેટ, ઇંદ્રવારણી, જવાન, અજમોદ, જીરૂં, શાહજીરૂં, વજ, હિંગ, એ ઔષધનું ચૂર્ણ કરીને તેમાં નાખવું. એવી રીતે ઉપર કહેલું ક્ષારનું પાણી અને ચૂર્ણ મિશ્ર કરીને પીવું. એથી કરીને કોઠામાંના સઘળા રોગ નાશ પામે છે. સઘળા ગુલ્મ મટે છે. વિસૂચિકા સંબંધી સઘળા વ્યાધિઓ મટે છે. મંદાગ્નિ, શૂળ અને ભગંદર રોગ પણ મટે છે. પ્લીહા (બરોળ), ઉદરરોગ, પેટ ચઢવાનો રોગ, બંધકોશનો રોગ, એવા એવા ઘણા રોગ એ ઔષધથી નાશ થાય છે.

## ગુલ્મરોગનું પાચન.

पथ्या समङ्गा कलशी वृषं च महौषधं वातिवि : सुराह्वम् ।
जलेन निःक्वाथ्यमिदं हि पानं गुल्मामयानां प्रतिपाचनं च ॥
वचायवानीत्रिकटुदशमूलीजलं स्मृतम् ।
क्वाथश्चोष्णो हितः पाने धान्यनागरयाथवा ॥
वातगुल्मेषु सर्वेषु ज्वरेषु विषमेषु च ॥
रास्नाद्यं पञ्चकं वापि वातगुल्मप्रपाचनम् ।
सठी सौवर्चलं शुण्ठी पाचनं वाथ गुल्मिने ॥

इति वातगुल्मपानम् ।

હરડે, મજીઠ, કળશી (પૃષ્ટીપર્ણી,) અરડૂસો, સુંઠ, અતિવિખ, દેવદાર, એ ઔષધોને આખાં પાખાં કચરીને તેને પાણીમાં આઠમે ભાગે પાણી રહેતાં સુધી ઉકાળવાં પછી એ ક્વાથ પીવો. એ ક્વાથ ગુલ્મરોગનું પાચન કરે છે.

વજ, જવાન, સુંઠ, પીપર, મરી, દશમૂળ (શાલિપર્ણી, પૃષ્ટિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, બીલી, અરણી, અરલુ (અલવો,) પાડળ, (શીવણ,) એ ઔષધોનો ક્વાથ કરીને તે ગરમ હોય ત્યારે પીવો તે વાયુના ગુલ્મને અને સઘળા વિષમજ્વરને પાચન કરવામાં હિતકારક છે.

ધાણા અને સુંઠનો ક્વાથ ગુલ્મને પાચન કરવામાં સારો છે તેમ જ્વરનું પણ તે પાચન કરે છે.

રાસ્નાપંચક પાછળ કહેવામાં આવ્યું છે. એ પણ વાયુના ગુલ્મનું પાચન કરે છે.

પડકચુરો, સંચળ, સુંઠ, એ ત્રણ ઔષધનો ક્વાથ કે ચૂર્ણ આપવાથી વાતગુલ્મનું પાચન થાયછે.

## પિત્તગુલ્મનું પાચન.

**विदारी द्राक्षा कटुका निम्बपत्राणि चैव तु ।**
**सगुडं पाचनं देयं पैत्तिकगुल्मरोगिणि ॥**
**धात्रीकल्कं सितोपेतं पाचनं पित्तगुल्मिने ।**

વિદારીકંદ, દ્રાક્ષ, કુટકી, લિંબડાનાં પાંદડાં, એ ઔષધોનું ચૂર્ણ કરીને કે ક્વાથ કરીને તેમાં ગોળ નાખીને પિત્તના ગુલ્મ રોગવાળાને પાચન માટે આપવું.

આમળાંનું કલ્ક કરીને તેમાં સાકર નાખીને પિત્તગુલ્મવાળાને પાચન માટે આપવું.

## કફગુલ્મનું પાચન.

**यवानी चोग्रगन्धा च तथा च कटुकत्रयम् ।**
**पाचनं श्लैष्मिके गुल्मे पीतं चोष्णं निशासु च ॥**

इति श्लेष्मगुल्मपाचनम् ।

જવાન, વજ, સુંઠ, પીપર, મરી, એ ઔષધોનું ચૂર્ણ પાણી સાથે રાત્રે પીવાથી તે કફગુલ્મનું પાચન કરે છે.

## હવે વિરેચનો કહિયે છીએ.

## વાતગુલ્મનાં વિરેચન.

**नागरा क्रिमिजित् पथ्या त्रिवृता त्रिगुणायुता ।**
**चूर्णं गुडान्वितं देयं वातगुल्मविरेचनम् ॥**

**दन्ती च भागमेकं च द्वौ भागौ च हरीतकी ।**
**त्रिवृतो भागत्रयं स्यात् शुण्ठ्याश्चत्वार एव च ॥**
**प्रक्षिप्य सर्वमेकत्र सर्वतुल्यगुडेन तु ।**
**वटकं भक्षयेत् प्रातस्तस्योपरि जलं पिबेत् ॥**
**कथितं च विरेकाय वातगुल्मोपशान्तये ॥**

इति वातगुल्मविरेकः ।

સુંઠ, વાવડીંગ, હરડે, એ ત્રણનો એક એક ભાગ લેવો; અને નસોતર ત્રણ ભાગ લેવું. એ સર્વનું ચૂર્ણ કરીને તેમાં ગોળ નાખીને વાતગુલ્મવાળાને વિરેચન માટે આપવું.

દંતીમૂળ એક ભાગ, હરડે બે ભાગ, નસોતર ત્રણ ભાગ, સુંઠ ચાર ભાગ, એ સર્વનું એકઠું ચૂર્ણ કરીને સઘળાની બરોબર ગોળ લેઈ તેની ગોળી કરવી. એ ગોળી સવારમાં ખાવી તથા તે ઉપર ઉકાળેલું (ગરમ) પાણી પીવું. એ ઔષધથી વિરેચન થઇને વાયુનો ગુલ્મ શમી જશે.

## પિત્તગુલ્મનું વિરેચન.

**पिबेदेरण्डतैलं च शर्कराक्षीरसंयुतम् ।**
**पित्तगुल्मविरेकाय श्रेष्ठमेतत् सुखावहम् ॥**
**एरंडस्य प्रवालानि तथैवारग्वधानि च ।**[1]
**विभाव्यैरण्डतैलेनैरण्डपत्रैस्तु वेष्टयेत् ॥**
**कर्दमेन प्रलिप्याथ अङ्गारेषु च स्थापयेत् ।**
**सुस्विन्नभर्जितां तां च भक्षयेत् कर्करान्वितात् ॥**
**विरेकः पैत्तिके गुल्मे हितं शुद्धविरेचनम् ॥**

इति पित्तविरेचनम् ।

એરંડિયા તેલમાં સાકર તથા દૂધ મેળવીને પિત્તગુલ્મવાળાએ વિરેચનને અર્થે પીવું. પિત્તગુલ્મ મટાડવાને એ વિરેચન ઉત્તમ છે.

ગરમાળાનાં કુમળાં કુમળાં પાંદડાં તથા દીવેલાનાં કુમળાં કુમળાં પાંદડાં લેવાં. પછી તે પાંદડાંને એરંડિયા તેલની ભાવના આપવી, અને

१ आग्वधप्रवालानि. प्र० ३ जी.

એરંડનાં પાંદડામાં તેમને વીંટવાં. તે ઉપર માટીનો લેપ કરીને તે ગોળાને અંગારામાં મૂકવો. જ્યારે તે સારી રીતે બફાઇ જાય ત્યારે તે ગોળાને બાહાર કાઢી તેમાંથી પેલાં પાંદડાં કાઢીને તેને સાકર સાથે ખાવાં. એથી કરીને પિત્તગુલ્મમાં વિરેચન થશે. એ વિરેચન હિતકારક છે તથા શુદ્ધ છે.

**કફગુલ્મનું વિરેચન.**

**त्रिफलासुरसाशुण्ठीचूर्णं कृत्वा विभावयेत् ।**
**स्नुहिक्षीरेण वारैकं गुडेन सह मिश्रितम् ॥**
**विरेकः श्लेष्मके गुल्मे सर्वोदरविनाशनः ।**
**शुण्ठी सौवर्चलं पथ्या विडङ्गं च पुनर्नवा ॥**
**चूर्णेऽपामार्गबीजानां स्नुहिक्षीरेण भाविते ।**
**गुडेन संयुतं खादेत् पश्चादुष्णं जलं पिबेत् ।**
**विरेकः सर्वगुल्मेषु प्रशस्तो हितकारकः ॥**

इति विरेचनम् ।

હરડે, બહેડાં, આમળાં, તુળસી, સુંઠ, એનું ચૂર્ણ કરીને તેને થોરના દૂધની એક વાર ભાવના દેવી. પછી તે ચૂર્ણને ગોળની સાથે મેળવીને ખાવું. એ ઔષધથી વિરેચન થઈને કફનો ગુલ્મ મટે છે તથા સર્વે પ્રકારના ઉદરના રોગ પણ મટી જાય છે.

સુંઠ, સંચળ, હરડે, વાવડીંગ, સાટોડી, અઘેડાનાં બીજ, એનું ચૂર્ણ કરીને તેને થોરના દૂધની ભાવના દેવી. પછી એ ચૂર્ણને ગોળમાં મેળવીને ખાવું તથા તે ઉપર ગરમ પાણી પીવું. એ વિરેચન ત્રણે દોષથી થયેલા ગુલ્મ ઉપર હિતકારક અને ઘણું વખાણવા જેવું છે.

**ક્ષારપાન.**

**शुक्तिक्षारनिशाविशालकदली स्यात् सूरणं कोकिला**
**पालाशं दहनार्जुनं सठिजयापामार्गकूष्माण्डकम् ।**
**दग्ध्वा क्षारविपाचितं परिस्रुतं हिङ्गु त्रिकट्वन्वितं**
**गुल्मानाहविबन्धशूलहरणं सर्वोदराणां हितम् ॥**

इति क्षारपानम् ।

છીપનો ખાર, હળદર, વિશાલ, કેળ, સૂરણ, કાકોલી, ખાખર, ચિત્રો, સાદડ, પડકચુરો, વિજયા, અઘેડો, કોહોળું, એ સર્વને

બાળીને તેની રાખોડી એકઠી કરીને પાણીમાં ડોહોળી નાખવી પછી તે પાણીને બાળવું. બળતાં ચારે બાજુએ જે ધોળો ક્ષાર બાઝે તેને લેઈને તેનું પાણી કરીને તેમાં હીંગ, સુંઠ, પીપર અને મરીનું ચૂર્ણ નાખીને પાવું એને ક્ષારપાન કહે છે. એ ક્ષારપાન ગુલ્મ, પેટ ચડવાનો રોગ, બંધકોષ, અને શૂળ, એ રોગને હરે છે, તથા તે સર્વે ઉદર રોગને મટાડે છે.

## અજમોદાદિ ચૂર્ણ.

**अजमोदा सठी दन्ती विडङ्गं कुष्ठतुम्बुरु ।**
**त्रिफला चित्रकं चैव शुण्ठी कर्कटश्टङ्गिका ॥**
**त्रिवृता च सुराह्वा च पुष्करं वृद्धदारुकम् ।**
**तथाम्लवेतसं चैव तिन्तिडीकरसस्तथा ॥**
**समं तु मातुलुङ्गेन विभाव्यमेकतः कृतम् ।**
**त्रिभागहिङ्गुसंयुक्तं घृतेन च परिप्लुतम् ।**
**निहन्ति वातगुल्मं च सशूलमुदरं तथा ॥**

इत्यजमोदादि ।

અજમોદ, પડકચુરો, દંતીમૂળ, વાયવિડંગ, ઉપલેટ, ધાણા, ત્રિફળા, ચિત્રો, સુંઠ, કાકડાસીંગ, નસોત્તર, દેવદાર, પુષ્કરમૂળ, વરધારો, અમ્લવેતસ, એ સર્વનું ચૂર્ણ કરીને તેને આંમલીના રસમાં તથા બીજોરાના રસમાં ભાવના દેવી. પછી એ ચૂર્ણમાં ત્રણ ભાગ હિંગના નાખીને તેને એકત્ર કરવું. એ ચૂર્ણ ઘી સાથે ખાવાથી શૂળ સહિત ઉદરરોગને તથા વાયુના ગુલ્મરોગને મટાડે છે.

## હિંગ્વાદિ ચૂર્ણ.

**हिङ्गुफलत्रिकजीरकयुग्मं चित्रकभार्गी सकुष्ठविडङ्गम् ।**
**तुम्बुरुपुष्करविश्वसुराह्वं क्षारयुगं लवणानि च पंच ॥**
**वातिकगुल्मविनाशनहेतोः शूलरुजश्च निहन्ति नराणाम् ।**
**हिङ्गुसौवर्चलाजाजी विश्वा कुष्ठं विडङ्गकम् ।**
**आरनालेन पीतं च हन्ति गुल्मं सवातिकम् ॥**

इत्यजमोदात्रिलवर्णम् ।

હિંગ, હરડે, બહેડાં, આમળાં, જીરૂં, શાહજીરૂં, ચિત્રો, ભારંગ, ઉપલેટ, વાવડીંગ, ધાણા, પુષ્કરમૂળ, સુંઠ, દેવદાર, જવખાર, સાજીખાર, સિંધવ, સંચળ, વરાગડું, કાચલવણ, બિડખાર, એ સર્વેનું ચૂર્ણ વાયુના ગુલ્મને નાશ કરવા માટે ખવરાવવું. તેમજ એ મનુષ્યોના શૂળરોગનો પણ નાશ કરે છે.

હિંગ, સંચળ, જીરૂં, સુંઠ, ઉપલેટ, વાવડીંગ, એ ઔષધોનું ચૂર્ણ કાંજી સાથે પીવાથી વાયુના ગુલ્મને હણે છે.

## પિત્તગુલ્મની ચિકિત્સા.

जीरे द्वे त्रिकटु सठी तुम्बुरु चित्रकं मधु ।
लेहः पित्तात्मके गुल्मे हितः शोफनिवारणः ॥
यष्टिकं निम्बपत्राणि तथा धात्रीफलं सिता ।
चूर्णं मध्वावलीढं च पित्तगुल्मनिवारणम् ॥

इति पित्तगुल्मोदरचिकित्सा ।

જીરૂં, શાહજીરૂં, સુંઠ, પીપર, મરી, ષડકચોરાં, ધાણા, ચિત્રો, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેને મધ સાથે ચાટવાથી પિત્તગુલ્મને ફાયદો આપે છે તથા સોજો દૂર થાયછે.

જેઠીમધ, લીંબડાનાં પાંદડાં, આમળાં, સાકર, એ ઔષધોનું ચૂર્ણ મધસાથે ચાટવાથી પિત્તગુલ્મ મટે છે.

## કફગુલ્મની ચિકિત્સા.

त्रिकटुत्रिफलाचित्रवचाकट्फलसंयुतम् ।
चूर्णं मद्येन वा पीतं फलक्काथेन वा हितम् ॥
श्लेष्मगुल्मविनाशाय हितं चैतत् सुखावहम् ।
रोघ्रं च कट्फलं विश्वा कुष्ठं चित्रकमेव च ॥
नागरं हिङ्गुसंयुक्तं चूर्णं मूत्रेण संयुतम् ।
श्लेष्मगुल्मविनाशाय शूलोदरविनाशनम् ॥
उग्रगन्धा च मरिचं क्षारचूर्णसमन्वितम् ।
पिबेन्मूत्रेण संयुक्तं श्लेष्मगुल्मविनाशनम् ॥

इति श्लेष्मगुल्मचिकित्सा ।

---

क्रमलं. प्र० १ ली.

સુંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં, ચિત્રો, વજ, કાયફળ, એ ઔષધોનું એકત્ર ચૂર્ણ કરીને તેને મધની સાથે અથવા ત્રિફળાના ક્વાથની સાથે પીવું. એ ચૂર્ણ કફગુલ્મનો નાશ કરે છે તથા રોગીને સુખ ઉપજાવે છે. એ હિતકારક છે.

લોધર, કાયફળ, સુંઠ, ઉપલેટ, ચિત્રો, નાગરમોથ, હિંગ, એ સર્વનું ચૂર્ણ કરીને ગાયના મૂત્રની સાથે પીવું એ ઔષધ કફના ગુલ્મનો વિનાશ કરે છે તથા શૂળરોગ અને ઉદરરોગ મટાડે છે.

વજ, મરી, અને જવખાર, એ ઔષધનું ચૂર્ણ કરીને એકત્ર કરવું. તેને ગાયના મૂત્ર સાથે પીવાથી કફગુલ્મ નાશ પામે છે.

## વાતકફગુલ્મની ચિકિત્સા.

**शुण्ठी सौवर्चलं भार्गी वत्सकं यावशूकजम् ।**
**जीरे द्वे चाटरूषं च यवानी हिङ्गु सैन्धवम् ॥**
**आरग्वधेन संयुक्तं चूर्णं सघृतमेव च ।**
**वातश्लेष्मोद्भवे गुल्मे सुखमाशु प्रपद्यते ॥**
**उग्रगन्धा फलत्रिकं देवदारु पुनर्नवा ।**
**त्रिवृत्सौवर्चलोपेतं क्षारोदकसमन्वितम् ।**
**पीतं वातकफे गुल्मे सुखकारि परं मतम् ॥**

इति वातगुल्मचिकित्सा ।

સુંઠ, સંચળ, ભારંગ, કડાછાલ, જવખાર, જીરૂં, શાહજીરૂં, અરડૂસો, જવાન, હિંગ, સિંધવ, ગરમાળો, એ સર્વ એકત્ર કરીને તે ચૂર્ણને ઘી સાથે ખાવું. એ ચૂર્ણથી વાયુ કફનો ગુલ્મ મટીને તત્કાળ સુખ થાયછે.

વજ, હરડે, બહેડાં, આમળાં, દેવદાર, સાટોડી, નસોતર, સંચળ એ સર્વના ચૂર્ણને જવખારના પાણીમાં નાખીને પીવાથી વાયુ કફનો ગુલ્મ મટીને અત્યંત સુખ ઉપજે છે.

## સન્નિપાતગુલ્મની ચિકિત્સા.

**ग्रहणीगुल्मक्रिया या च सा चैवात्र प्रयोजयेत् ।**
**शोफोदरेषु सर्वेषु कार्यं चात्र विरेचनम् ॥**

शोफातिसारसंयुक्तं हन्ति गुल्मोदरं तथा ।
तस्य क्षारोदपानं च बृहद्धिङ्ग्वादि चूर्णकम् ॥
अजमोदादिकं वापि शोफातीसारशान्तये ।
वमिश्चैवातिसारश्च गुल्मरोगेषु यद्यपि ॥
तमसाध्यं विजानीयात् प्रत्याख्येया क्रिया हिता ।
गुडदाडिमपथ्यां च मधुना सहितां पिबेत् ॥
वमिं च वातिसारं च वारंवारं प्रयोजयेत् ।
सर्वलक्षणसंयुक्तं गुल्मं तत् सान्निपातिकम् ॥
तोदोऽरतिर्विवर्णत्वं मूर्छातीसारसंयुतम् ।
वमिः क्लेदश्च तन्द्रा च तदसाध्यं त्रिदोषजम् ।

इति सान्निपातिकगुल्मचिकित्सा ।

ગ્રહણી અને ગુલ્મની જે ક્રિયા શોફોદર વાળાને ( જેને પેટ સોજો ચડ્યો હોય તેને ) કરવી. વળી સઘળા શોફોદર રોગમાં વિરેચન આપવું.

સોજો અને અતિસાર એ બન્ને સહિત ગુલ્મોદર એટલે ગુલ્મ રોગને લીધે થયેલો ઉદરરોગ હોય તો તે રોગી મરે છે. એવા રોગીને જવખારનું પાણી કરીને પાવું તથા બૃહત્ હિંગ્વાદિ ચૂર્ણ જે પાછળ કહેવામાં આવ્યું છે તે આપવું. તેમજ અજમોદાદિ ચૂર્ણ જે પાછળ કહ્યું છે તે આપવું. એ પણ શોફાતીસારની શાંતિ કરે છે.

જે ગુલ્મરોગવાળાને ઉલટી થતી હોય તથા અતિસાર પણ હોય, તેનો ગુલ્મરોગ અસાધ્ય જાણવો. એવા રોગીની ચિકિત્સા કરતાં પેહેલાં તેના જીવવાની આશા છોડીનેજ ચિકિત્સા કરવી; કેમકે એવી ક્રિયાજ તેને ફાયદો આપે છે. ગોળ, દાડિમ, અને હરડે, એ ત્રણને મધની સાથે ચટાડવાં. ( કેટલાક વૈદ્યો કહે છે કે મૂળમાં 'पिबेत्' પદ છે માટે મધુના એનો અર્થ મદ્યેન એવો કરીને ગોળ વગેરે ત્રણ ઔષધને મદ્યની સાથે પાવાં. )

જે ગુલ્મ રોગમાં ઉલટી અને અતિસાર વારંવાર થતો હોય, અને વાતાદિ સર્વે દોષનાં લક્ષણથી જે ગુલ્મયુક્ત હોય તેને સન્નિપાતનો ગુલ્મ જાણવો. ત્રિદોષના ગુલ્મમાં રોગીને તોદ ( સોયો ઘોચાવા જેવી વેદના ),

અણગમો, શરીરની કાંતિનું બદલાઈ જવાપણું, મૂર્છા, અતિસાર, ઉલટી, મુખમાંથી પાણી નીકળવું. અને તંદ્રા (ઘેન) એવા ઉપદ્રવ થાય છે. એ ગુલ્મ અસાધ્ય છે.

## શોફોદરની ચિકિત્સા.

शोफोदरक्रियां नृणां वक्ष्यते च विजानताम् ।
त्रिवृत्तथा गुग्गुलको गुडेन
बध्वा वटः कोष्णजलेन पीतः ।
स वै निहन्यादुदरं सशोफं
पित्तात्मकं वा विजहाति पुंसाम् ॥
हरीतकी च त्रिवृता च शुण्ठी
गुडेन युक्ता त्वथ हन्ति शोफम् ।
द्विपञ्चमूलं कथितं सुखोष्ण-
मेरण्डतैलेन जहाति शोफम् ॥
गोमूत्रयुक्तं वरुणस्य तैलं
पाने हितं नाशयते च शोफम् ॥
शोफमरुष्करलेपो हन्ति च तिलदुग्धमधुकनवनीतैः ।
तत्तरुतलमृद्भिर्वा सवीरणैर्वासकोद्भवदलैश्च ॥

જે પુરૂષો શોફોદર રોગને જાણે છે તેમને માટે તે રોગની ચિકિત્સા હું કહું છું. નસોતર તથા ગુગળનું ચૂર્ણ કરીને તેની મોટી ગોળીઓ ગોળ સાથે બાંધીને થોડા થોડા ગરમ પાણી સાથે પીવી. એ ઔષધથી પિત્તના કોપને લીધે ઉત્પન્ન થયેલું શોફોદર મટી જાયછે.

હરડે, નસોતર, સુંઠ, એ ત્રણનું ચૂર્ણ કરીને તેમાં ગોળ નાખીને ખાવાથી શોફોદરને મટાડે છે.

બીલી, અરણી, શીવણ, પાડળ, અલવો, શાલીપર્ણી, પૃષ્ટિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ, એનો ક્વાથ કરીને સુખ ઉપજે એવો ગરમ હોય તેવારે તેમાં એરંડિયું તેલ નાખીને પીવાથી શોફોદર મટે છે.

ગાયના મૂત્ર સાથે વાયવરણાનું તેલ પીવું એ હિતકારક છે. એ તેલ શોફને હણે છે.

ભીલામા સાથે તલ, દૂધ, જેઠીમધ અને માખણ વાટીને તેનો લેપ કરવાથી શોફ મટે છે.

ઝાડના મૂળની માટી, વીરણવાળા અને અરડૂસાનાં પાંદડાં, એકઠાં વાટીને તેનો લેપ કરવાથી શોફ મટે છે.

## વિષાદિ નિમિત્તથી થયેલા શોફની ચિકિત્સા.

**शोफे विषनिमित्ते तु विषोक्ता शमनक्रिया ।**
**लङ्घनं दीपनं स्निग्धमुष्णं वातानुलोमनम् ॥**
**बृंहणं तु भवेदन्नं तद्विधं सर्वगुल्मिनाम् ।**

વિષ વગેરેના કારણથી સોજો થયો હોય તો વિષના પ્રકરણમાં કહેલી શમન ક્રિયા કરવી. શોફવાળાને ઉપવાસ કરાવવા, અગ્નિને પ્રદિપ્ત કરે એવાં ઔષધ આપવાં, સ્નિગ્ધ અને ગરમ ઉપચાર કરવા, વાયુનું અનુલોમન કરવું એટલે વાયુ પોતાના સ્વાભાવિક માર્ગમાં ગતિ કરે એમ કરવું, ખોરાક પૌષ્ટિક આપવો. અને એજ પ્રમાણે ક્રિયા સર્વ ગુલ્મવાળાને પણ કરવી.

## ગુલ્મવાળાનું પથ્યાપથ્ય.

**वल्लूरं मूलकं मत्स्यान् शुष्कशाकादि वैदलम् ॥**
**न खादेद्वालुकं गुल्मी मधुराणि समानि च ।**

इति शोफाधिकारचिकित्सा ।

સૂકું માંસ, મૂળા, માંછલાં, શાકની સૂકવણી, કઠોળ, વાલુક નામની કાકડી, મધુર અને એવાજ બીજા પદાર્થો ગુલ્મવાળાએ ખાવા નહિ.

## રક્તગુલ્મની ચિકિત્સા.

**सरक्तगुल्मे न तु पाचनं तु न हिङ्गु पानं कथितं तथैव ।**
**न चैव संस्वेदनमर्दनं च नोत्क्रामणं नोत्प्लवनं हितं च ॥**

રક્તથી ગુલ્મ થયો હોય તો તેનું પાચન કરવું નહિ, તથા હિંગનું પાન કરવું નહિ, એમ વૈદ્યાચાર્યોએ કહેલું છે. વળી તેને તાપ આપીને સ્વેદન કર્મ કરવું નહિ કે તેનું મર્દન કરવું નહિ તથા તે ગુલ્મને ઊંચે ચઢાવવો નહિ કે ઉપાડવો નહિ.

## રક્તગુલ્મ ઉપર રોધ્રાદિ ક્વાથ.

रोध्रार्जुनःखदिरमागधिकासमङ्गा
क्काथोऽम्लवेतसमधुघृतसंप्रयुक्तः ।
गुल्मं सरक्तमपि चाथ निहन्ति चाशु
हृत्क्लेदनं च विनिहन्ति यकृत्सरक्तम् ॥
क्षारपानं प्रदातव्यं घृतसौवर्चलान्वितम् ।
रक्तगुल्मविनाशाय यकृति क्षतजेऽपि वा ॥

લોધર, સાદડ, ખેર, પીપર, મજીઠ, અમ્લવેતસ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં મધ તથા ઘી નાખીને પીવો. એ ક્વાથ રક્તગુલ્મને થોડા વખતમાં મટાડે છે. તેમજ છાતીમાં થતી પીડાને, અને રક્તના દોષસહિત યકૃતને પણ મટાડે છે.

રક્તગુલ્મનો નાશ કરવા માટે તેમજ યકૃતના રોગમાં તથા લોહીસંબંધી વિકારમાં ઘી અને સંચળ સાથે યુક્ત કરીને દૂધ પાવું.

## રક્તગુલ્મમાં પથ્યાપથ્ય.

न हिङ्गुसंयुतं पथ्यं न चोष्णं न विदाहि च ।
रक्तजे क्षतजे गुल्मे मांसानि जाङ्गलानि च ॥

રક્તથી કે વાગવાથી થયેલા ગુલ્મરોગમાં હિંગ સાથે ઔષધ આપવું એ પથ્ય નથી; તેમજ ગરમ કે વિદાહી પદાર્થ આપવા પણ હિતકારક નથી. જંગલી પશુઓનાં માંસ પણ તેને આપવાં નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने गुल्म-
चिकित्सा नाम ऊनत्रिंशोऽध्यायः ।



# त्रिंशोऽध्यायः ।

## જળોદરની ચિકિત્સા.

### જળોદરના હેતુ.

**आत्रेय उवाच ।**

**विषमाशनोपविष्टेन पीतं तोयमथापि वः ।**
**श्रमाध्वश्वासनिष्क्रान्ते अतिव्यायामितेऽपि वा ।**
**पीतं चोदकमेवं च तस्माज्जातं जलोदरम् ॥**

આત્રેય કહે છે.—જે મનુષ્ય વિષમાસનથી બેશીને પાણી પીએ છે અથવા શ્રમિત થઇને, અથવા માર્ગમાંથી ચાલી આવીને તરત અથવા શ્વાસ નીકળતી વખતે, અથવા અતિશય કસરત કરીને તરત જે મનુષ્ય પાણી પીએ છે, તેને જળોદર થાય છે.

### જળોદરનાં લક્ષણ.

**उदरं सजलं यस्य सघोषमतिवर्धितम् ।**
**श्वयथुः पादयोः शोफो जलोदरस्य लक्षणम् ॥**

જે માણસનું પેટ બહુ મોટું થયું હોય તથા તેમાં પાણી ભરાયું હોય અને તેને વગાડીએ ત્યારે તે નગારાની પેઠે વાગતું હોય, તેમજ જે માણસને પગે સોજો ચઢયો હોય અને પેટ ઉપર પણ સોજો હોય, તેને જલોદરનો રોગ થયો છે એમ જાણવું.

### જળોદરની ચિકિત્સા.

**विरेकं वमनं कुर्यात् पाचनानि च कारयेत् ।**
**क्षारयोगश्च वटकस्तेन तदुपशाम्यति ॥**

જળોદર રોગવાળાને વિરેચન આપવાં, વમન કરાવવું, પાચન ઔષધ આપવાં, ક્ષાર પાવા તથા ચોપડવા, ગોળીઓ ખવરાવવી. એવા એવા ઉપચાર કરવા તેથી જળોદર મટી જાય છે.

## જલોદર ઉપર શસ્ત્રકર્મ.

तस्मान्नाभेर्वामभागे वर्जित्वाङ्गुलमात्रकम् ।
जलनाडीं चानुमान्य कुशमात्रेण वेधयेत् ॥
एरण्डदलनालं च तत्र संचारयेद्बुधः ।
अन्तर्गतं जलं स्राव्यं ततः संधारयेद्द्रुतम् ॥
यदा न धरते तच्च तदा दाहः प्रशस्यते ।
कणाकल्कं परिस्राव्य घृतं देयं चतुर्गुणम् ॥
शुण्ठीविषासमं पाच्यं पानमालेपनं हितम् ।
शस्त्रकर्म भिषक्श्रेष्ठोऽविज्ञातो नैव कारयेत् ॥
दुष्करं शस्त्रकर्मैव न कुर्याद्यत्र तत्र तु ।
अक्रियायां ध्रुवो मृत्युः क्रियायां संशयो भवेत् ॥
तस्मादापृच्छ्य कर्तव्यमीश्वरं साक्षिकारिणा ॥

જલોદર રોગવાળાની નાભિને ડાબે પાસે એક આંગળ છોડીને જળને વેહેનારી નાડી જોઈ કાઢવી. જળ નાડીનો નિશ્ચય થાય એટલે કુશ નામે શસ્ત્રથી નાનોસરખો વેધ કરવો. પછી તે વેધમાં દીવેલાના પાંદડાનો દાંડો જે પોલો હોય છે તે દાખલ કરવો અને તે માર્ગે પેટમાંનું પાણી બાહાર કાઢી નાખીને પછી તેને જલદીથી બંધ કરવું. જો એ વેધવાળી જગો બંધ ન થાય તો તે જગોએ દાહ કરવો (ડામ દેવો) એ હિતકારક છે, તથા તે ઉપર પીપરના કલ્કમાં ચોગણું ઘી સિદ્ધ કરીને પાવું તથા ચોપડવું. તેમજ સુંઠ અને અતિવિખ સમાન ભાગે લેઈને તેમાં સિદ્ધ કરેલું ઘી પાવું તથા ચોપડવું એ ફાયદાકારક છે. શસ્ત્રકર્મ ઘણું દુષ્કર છે માટે તે જ્યાં ત્યાં કરવું નહિ તથા કદાચ ઉત્તમ વૈદ્ય હોય તથાપિ તે શસ્ત્રકર્મ ન જાણતો હોય તો તે તેણે કરવું નહિ. કેમકે શસ્ત્રક્રિયા કરતાં કાંઈ ભૂલચૂક પડી તો રોગીનું મરણ થવાનું એમાં સંદેહ નથી; અને શસ્ત્ર કરતાં કાંઇ ચૂક ન પડી તોપણ રોગ મટશે કે નહિ એ સંશયવાળી વાત છે. એટલા માટે શસ્ત્રકર્મ કરવું

१ वलिभागे. प्र० १ ली.

હોય ત્યારે તેના ઘરના મુખ્ય માણસની રજા લેઈને તથા રાજા અથવા કોઇ તેવાજ સમર્થ માણસની સાક્ષી રાખીને શસ્ત્રકર્મ કરવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने जलोदर-
चिकित्सा नाम त्रिंशोऽध्यायः ।

## एकत्रिंशोऽध्यायः ।

### પ્રમેહની ચિકિત્સા.

### પ્રમેહના હેતુ.

### आत्रेय उवाच ।

**श्रमाद्व्यायाच्च तथैव घर्मविरुद्धतीक्ष्णोष्णविभोजनेन ।**
**मद्येन वा क्षीरकटुप्रसेवनात् मेहप्रसूतिः कथिता मुनीन्द्रैः ॥**

આત્રેય કહેછે.—શ્રમથી, કસરત કરવાથી, તાપથી, વિરૂદ્ધ ભોજનથી, તીક્ષ્ણ ભોજનથી, ગરમ ભોજનથી, મદ્ય પીવાથી, (બગડેલું) દૂધ ખાવાથી, અને અતિશય તીખું ખાવાથી પ્રમેહ ઉત્પન્ન થાય છે એમ મુનિઓએ કહ્યું છે.

### પ્રમેહનાં નામ.

**जलप्रमेहो रुधिरप्रमेहः पूयप्रमेहो लवणप्रमेहः ।**
**तक्रप्रमेहो [1]खटिकाप्रमेहः शुक्रप्रमेहः कथितः पुरस्तात् ॥**
**स्याच्छर्करामेहवसाप्रमेहौ रसप्रमेहश्च घृतप्रमेहः ।**
**पित्तप्रमेही कफमेहिनश्च मधुप्रमेहीति विभावयेच्च ॥**
**यथा च नामानि तथैव लक्षणं बलक्षयं वापि नरस्य देहे ।**
**कुर्वन्ति शीघ्रं भिषजां वरिष्ठः कुर्यात् क्रियैषां शमनाय हेतोः**

1 पिटिकाप्रमेहः प्र० ३ जी.

જળનો પ્રમેહ, રૂધિરપ્રમેહ, પૂયપ્રમેહ (પરૂ જેવો પ્રમેહ), લવણપ્રમેહ (ખારો પ્રમેહ), તક્રપ્રમેહ (છાશ જેવો પ્રમેહ), ખટિકાપ્રમેહ (ખડી જેવો પ્રમેહ), શુક્રપ્રમેહ (વિર્ય જેવો પ્રમેહ) શર્કરામેહ (રેતી જેવો પ્રમેહ), વસાપ્રમેહ, રસપ્રમેહ, ઘૃતપ્રમેહ, પિત્તપ્રમેહ, કફપ્રમેહ, મધુપ્રમેહ એવાં પ્રમેહનાં નામ પૂર્વે કહ્યાં છે. તથા જેવાં નામ છે તે નામના અર્થ પ્રમાણે તેનાં લક્ષણ પણ જાણવાં. હે શ્રેષ્ઠ વૈદ્ય! એ પ્રમેહો મનુષ્યના દેહમાંથી બળનો ક્ષય કરે છે, માટે એ પ્રમેહને શમાવવાને માટે વૈદે ઘટે તેવી ક્રિયા કરવી જોઈએ.

## પ્રમેહની ચિકિત્સા.

धवार्जुनं चन्दनशालछल्लीक्काथो हितः स्याच्च जलप्रमेहे ।
रक्तप्रमेहे शिशिरं पयश्च द्राक्षान्वितं यष्टिकचन्दनेन ॥
स्त्रीसेवनं चाल्पतरं च पूयमेहे हितः क्काथो धवार्जुनस्य ।
दूर्वाकसेरुकदलीनलिन्या लवणस्य मेहे कषाय उक्तः ॥
कदम्बशालार्जुनदीप्यकानां विडङ्गदार्वीधवशल्लकीनाम्[1] ।
सर्वे तथैते मधुना कषायाः कफप्रमेहेषु निषेवणीयाः ॥
[2]रोध्रार्जुनोशीरमरिष्टपत्रं तथैव धात्रीफलचन्दनानि ।
तक्रप्रमेहे खटिकाप्रमेहे देयो हितः क्काथगुडावगाढः ॥
दूर्वा च मूर्वा कुशकाशमूलं दन्ती समङ्गा सहशाल्मली च ।
शुक्रप्रमेहे क्कथितं जलेन पानं हितं वा रुधिरप्रमेहे ॥
फलत्रिकारग्वधमूलमूर्वाशोभाञ्जनारिष्टदलानि मोचा ।
द्राक्षायुतो वा क्कथितः कषायः सर्पिः प्रमेहस्य निवारणाय ॥
कुष्ठं तथा पर्पटकं च तिक्ता सिताप्रगाढः क्कथितः कषायः ।
पित्तप्रमेहे समशर्करायाः पानं पयः शीतमपि प्रशस्तम् ॥
वसाप्रमेहे क्कथितः कषायः तर्कारिकापाटलिकाभियुक्तः ।
दुरालभाकिंशुकटुण्टुकानां रसप्रमेहे च सदा हितः स्यात् ॥

**જલપ્રમેહમાં**—ધાવડો, સાદડ, ચંદન, અને શાલવૃક્ષ, એ વૃક્ષોની છાલનો ક્વાથ હિતકારક છે.

---

१ सल्लकीनां. प्र० ३ जी. २ रोध्रार्जुनोशीरमरिष्टपत्रान्. प्र० ३ जी.

**રક્તપ્રમેહમાં**—કાળોવાળો, દ્રાક્ષ, જેઠીમધ અને ચંદન સાથે દૂધ પાવું ફાયદા કારક છે.

**પૂયપ્રમેહમાં**—ધાવડો અને સાદડનો ક્વાથ હિતકારક છે. એ પ્રમેહમાં સ્ત્રીસેવન ઘણું થોડું કરવું.

**લવણપ્રમેહમાં**—દરો, કસેરૂ (કપૂરકાચલી) કેળ, કમળ, એ ઔષધોનો ક્વાથ કરવાનો કહ્યો છે.

**કફના પ્રમેહમાં**—કદંબ, શાલવૃક્ષ, સાદડ, અજમોદ, વાયવિડંગ દારૂહળદર, ધાવડો, શાલીવૃક્ષ (શલકી,) એ સર્વેનો ક્વાથ અથવા એ પ્રત્યેકનો જૂદો જૂદો ક્વાથ મધ સાથે પીવો.

**તક્રપ્રમેહ** તથા **ખટિકા પ્રમેહમાં**—લોધર, સાદડ, વીરણવાળો, અરીઠાનાં પાંદડાં, આમળાં, ચંદન, એ ઔષધનો ક્વાથ કરીને તેમાં ગોળ નાખીને આપવો.

**શુક્રપ્રમેહ** અને **રક્તપ્રમેહમાં**—દરો, મોરવેલ, દર્ભનું મૂળ, કાસનું મૂળ, દંતીમૂળ, લાજાળુ, શીમળાનું છોડું, એ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને પાવો. એ ક્વાથ હિતકારક છે.

**ઘૃતપ્રમેહમાં**—હરડે, બહેડાં, આમળાં, ગરમાળાનું મૂળ, મોરવેલ, સરગવો, અરીઠાનાં પાંદડાં, કેળ અને દ્રાક્ષ, એ સઘળાનો ક્વાથ ઉકાળીને આપવો. એ ક્વાથ ઘૃતપ્રમેહનું નિવારણ કરે છે.

**પિત્તપ્રમેહમાં**—ઉપલેટ, પિત્તપાપડો, કડુ એ ઔષધોનું ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પાવો. અથવા દૂધમાં સાકર નાખીને તેને ઉકાળીને તે દૂધ ઠંડું થયા પછી પાવું, એ પણ સારૂં છે.

**વસાપ્રમેહમાં**—અરણી અને પાડળનો ક્વાથ પાવો એમ કહેલું છે.

**રસપ્રમેહમાં**—ધમાસો, ખાખર અને દુંદુક (ટીંડોરાં) નો ક્વાથ સદા હિતકાકર છે.

## પિત્તપ્રમેહમાં નિલોત્પલાદિ ક્વાથ.

**नीलोत्पलार्जुनकलिङ्गधवाम्लिकानां**
**धात्रीफलानि पिचुमन्ददलानि तोये ।**

निःक्काथ्य शर्करयुतो मनुजस्य पानात्
पित्तप्रमेहशमनाय वदन्ति धीराः ॥

પિત્તપ્રમેહમાં કાળું કમળ, સાદડ, ઇંદ્રજવ, ધાવડો, આમલી, આમળાં, લીંબડાનાં પાંદડાં, એ સર્વેનો પાણીમાં ક્વાથ કરીને તેમાં સાકર નાખીને મનુષ્યને પાવો. ધૈર્યવાન્ વૈદ્યો એવું કહેછે કે એ પિત્તના પ્રમેહને શમાવે છે.

### કફપ્રમેહમાં વિડંગાદિ ક્વાથ.

विडङ्गसर्जार्जुनकट्फलानां कदम्बरोध्रासनवृक्षकाणाम् ।
जलेन क्वाथश्च हितो नाराणां कफप्रमेहं विनिहन्ति तेषाम् ॥

વાયવિડંગ, રાળનું વૃક્ષ (સર્જ), સાદડ, કાયફળ, કદંબ, લોધર, અસનવૃક્ષ, એ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને પાવો એ મનુષ્યોને હિતકારક છે. આ ક્વાથ પ્રમેહને મટાડે છે.

### સઘળા પ્રમેહ ઉપર મુસ્તાદિ ક્વાથ.

मुस्ता फलत्रिकनिशा सुरदारु मूर्वा
इन्द्रा च रोध्रसलिलेन कृतः कषायः ।
पाने हितः सकलमेहभवे गदे च
मूत्रग्रहेषु सकलेषु वियोजनीयः ॥
यद्वाभयालोहरजोनिकुम्भ-
चूर्णं हितं शर्करया समेतम् ।
फलत्रिकाया मधुना च लेहं
सर्वप्रमेहेषु हितं वदन्ति ॥

મોથ, હરડે, બહેડાં, આમળાં, હળદર, દેવદાર, મોરવેલ, ઇંદ્રવારણી, લોધર, એ ઔષધોનો પાણીમાં ક્વાથ કરીને પાવો. એ ક્વાથ સઘળા પ્રમેહના રોગમાં હિતકારક છે તથા સઘળા મૂત્રગ્રહ (પિશાબનો અટકાવ) માં પણ યોજવા જેવો છે.

હરડે, લોહચૂર્ણ, નસોતર, એ ત્રણનું ચૂર્ણ કરીને તેમાં સાકર મેળવીને ખાવું. અથવા ત્રિફળાનું ચૂર્ણ મધ સાથે ચાટવું, એ સઘળા પ્રમેહમાં હિતકારક છે એમ મહર્ષિઓનું કહેવું છે.

## મધુમેહના ઉપાય.

मधुमेहे प्रयोक्तव्यं घृतपानं सुधीमता ।
क्षीरं वा शर्करायुक्तं क्वाथो वा गुटिकानि च ॥

મધુમેહના રોગીને બુદ્ધિમાન વૈદ્યે ઘી પાવું અથવા સાકર સાથે દૂધ પાવું, અથવા ક્વાથ કે ગુટિકારૂપ પ્રયોગ કરવા.

## ન્યગ્રોધાદિ ચૂર્ણ.

न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षारग्वधटुण्टुकम् ।
प्रियालं ककुभं जम्बूकपित्थाम्रातकानि[1] च ॥
मधुकं यष्टीमधुकं रोध्रं वै पारिभद्रकम् ।
पटोलं वरणा[2] चैव दन्ती मेषविषाणिका ॥
चित्रकं च करञ्जं च शक्राह्वं त्रिफलायुतम् ।
भल्लातकानां च समं त्रिगन्धं कटुकत्रयम् ॥
सूक्ष्मच्चूर्णं प्रदातव्यं न्यग्रोधाद्यं गुणाधिकम् ।
मधुना संयुतं लेह्यो हन्याच्च मधुमेहकम् ॥
क्वाथो वा तैलपाको वा घृतपाकोऽथवापि च ।
पानाभ्यङ्गे प्रशस्तः स्यात् हन्ति वै मूत्रजं गदम् ॥
न्यग्रोधाद्यमिदं चूर्णं पेयं वा क्षीरसंयुतम् ।
मधुप्रमेहे नान्योऽस्ति यथालाभेन योजितः ॥
माक्षिकं धातुमाक्षिकं शिलोद्भेदं शिलाजतु ।

વડની વડવાઇના અંકુર અથવા વડની અંતરછાલ, ઉમેડાની (ગુલર) ની છાલ, પીપળાની છાલ, પીપર, ગરમાળો, ટીંડોરાના ઝાડની છાલ, ચારોળી વૃક્ષ, સાદડ, જાંબૂડો, આમચૂર, મહુડો, જેઠીમધ, લોધર, લીંબડો, પટોલ, તુવરનાં મૂળ, દંતીમૂળ, મહિડાસીંગ, ચિત્રો, કરંજ, ઇંદ્રજવ, હરડે, બેડાં, આમળાં ભિલામાં, તજ, તમાલપત્ર, એલચી, સુંઠ, પીપર, મરી, એ સર્વે ઔષધો સમાન ભાગે લેઈને તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને મધુમેહવાળાને ખાવા આપવું. એને ન્યગ્રોધાદિ ચૂર્ણ

---

१ कपित्थामलकानि च. प्र० १ ली. २ चारिणी. प्र० १ ली.

કહેછે અને તે ઘણો ગુણ કરે એવું છે. એ ઔષધોનો મધ સાથે અવલેહ કરીને ચાટવો, તેથી તે મધુમેહનો નાશ કરે છે. અથવા એજ ઔષધોનો કવાથ કરીને પાવો. અથવા એ ઔષધોથી તેલ કે ઘીનો પાક કરીને તે તેલ કે ઘી પાવું અથવા રોગીને ચાટવાને આપવું તેથી પણ મૂત્રસંબંધી વ્યાધિઓ નાશ પામે છે. અથવા આ ન્યગ્રોધાદિક ચૂર્ણને દૂધ સાથે પીવું. એના જેવો બીજો ઉપાય મધુપ્રમેહ મટાડવાનો નથી માટે એમાં જે જે ઔષધિ કહી છે તે તમામ ન મળે તો તેમાંથી જેટલી મળે તેટલી લેઈને પણ એ ઉપાય કરવો.

### માક્ષિકાદિ ચૂર્ણ.

**माक्षीकं धातुमाक्षीकं शिलोद्भेदं शिलाजतु ।**
**चन्दनं रक्तधातुं च तथा कर्पूरकं कणाः ॥**
**वंशरोचनकं चैव क्षीरेण सहितं पिबेत् ।**
**मधुप्रमेहं हरति मूत्ररोगाद्विमुच्यते ॥**

હીરાકસી, સુવર્ણ માક્ષિક ( ડબડી સોનામુખી ), પાષાણભેદ, શિલાજિત, ચંદન, સોનાગેરૂ, પડકચોરાં, પીપર, વાંસકપૂર, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેને દૂધ સાથે પીવું. એ ઔષધ મધુપ્રમેહનો નાશ કરેછે તથા મૂત્ર રોગથી રોગીને મુક્ત કરે છે.

### પ્રમેહની પેહ્લીઓની ચિકિત્સા.

**प्रमेहपीडकानां च वक्ष्यामोऽथ चिकित्सितम् ॥**
**पैत्तिकाद्दृश्यते तृष्णा वातेन वेपथुस्तथा ॥**
**मूत्रशूलं जनयति तथा च विकलो भवेत् ।**
**तथा रक्तेन पित्तेन रक्ताभास्फोटकास्तथा ॥**
**पीतवर्णाः सदाघाश्च ज्वरः शोफश्च जायते ।**
**श्वेता च श्वयथुर्यस्य तथा च पिटिका घना ॥**
**शीतलाचिरपाकास्यात्कफान्मेहनपाकतः ।**
**सर्वलक्षणसंयुक्तः पाकः स्यात्सान्निपातिकः ॥**
**धावनानि च लेपानि प्रवक्ष्यामि चिकित्सितम् ॥**

હવે અમે પ્રમેહની ફોલ્લીઓની ચિકિત્સા કહિયે છીએ. પિત્તથી થયેલી ફોલ્લીઓવાળાને તરસ લાગે છે. વાયુવડે થઇ હોય તો કંપારી થાયછે; પિશાબ કરતાં શૂળ ઉત્પન્ન થાયછે તથા રોગી વિકળ થાયછે. રક્ત તથા પિત્તવડે રાતા રંગના ફોલ્લા થાયછે; કેટલાક પીળા રંગના હોય છે તથા તેમાં અગ્નિ બળે છે અને રોગીને તાવ તથા સોજો થાયછે. કફથી તથા મૂત્ર ઇંદ્રિયના પાકથી જે ફોલ્લીઓ થાયછે તે ધોળી હોય છે, તથા તેઉપર સોજો હોય છે; તે ફોલ્લીઓ ઘન (કઠણ) હોય છે, ઠંડી હોય છે અને તે લાંબી મુદતે પાકે છે. સન્નિપાતથી થયેલી ફોલ્લીઓમાં ઉપર કહેલાં સઘળા દોષોનાં લક્ષણો હોય છે. હવે એને ધોવાના તથા લેપ કરવાના ઉપચાર કહીશ.

### મેહનને ધોવાના ઉપચાર.

**धवार्जुनकदम्बानां बदरी खदिरशिंशपे ।**
**पारिभद्रकमेतेषां मेहनस्य प्रधावनम् ॥**
**अर्जुनस्य कदम्बस्य टिण्टुकी वान्तरत्वचा ।**
**पाके पूयविशोधार्थे मेहनस्य प्रशस्यते ॥**

ધાવડો, સાદડ, કદંબ, બોરડી, ખેર, સીશમ, અને લીમડો એ વૃક્ષોની અંતર્છાલ લાવીને તેનો ક્વાથ કરીને તેવડે મૂત્રઇંદ્રિયને ધોવું અથવા સાદડ, કદંબ અને ટીમરૂ, એ ઝાડની અંતર્છાલ લાવીને તેવડે મૂત્રઇંદ્રિયને ધોવું. તેથી તે પાકયું હશે તો તેમાંનું પરૂ સાફ થઇ જશે.

### વાતપિડકા ઉપર લેપ.

**भृङ्गराजरसं गृह्य तथा च सरसादलम् ।**
**निष्पावकपटोलानां पत्राणि काञ्जिकेन तु ।**
**पिष्ट्वा वातपीडकानां लेपनं मेहनस्य च ॥**

ભાંગરાનો રસ, તુળસીનાં પાંદડાં, વાયવરણાનાં પાંદડાં, પટોળનાં પાંદડાં, એ સર્વેને કાંજીમાં વાટીને વાયુથી થયેલી ફોલ્લીઓ ઉપર લેપ કરવો.

### પિત્તપિટિકા ઉપર લેપ.

**यष्टीमधु तथा कुष्ठं चन्दनं रक्तचन्दनम् ।**
**उशीरं कत्तृणं चैव रक्तधातुमृणालकम् ॥**

**क्षीरमण्डकसंयुक्तं यथालाभं भिषग्वर! ।**
**लेपनं पित्तरक्तानां मेहदाहः प्रशाम्यति ॥**

જેઠીમધ, ઉપલેટ, ચંદન, રક્તચંદન, વીરણવાળો, રોહિસઘાસ, ગેરૂ, કમળના દાંડા, બદામ, લીમડાનાં પાંદડાં, મોટી ધોળી જાઇનાં પાંદડાં, એમાંથી જેટલાં મળે તેટલાં વાનાં લાવીને પિત્ત તથા રક્તથી થયેલી પ્રમેહપિડિકાવાળાને લેપન કરવું. હે ઉત્તમ વૈદ્ય ! એ લેપથી પ્રમેહના દાહની શાંતિ થાય છે.

## ધોવા વગેરે બીજા ઉપાય.

**धावनं शीतपयसा नवनीतेन मर्दनम् ।**
**कर्णं कदम्बार्जुनपिण्याकपत्राणि दाडिमस्य च ॥**
**खदिरस्य दलानां तु तथा चामलकीदलान् ।**
**उष्णेन वारिणा पिष्ट्वा सोमपाके च मेहने ॥**
**त्रिफलायाश्च वा चूर्णं शुष्कपूयनिवारणम् ।**
**धावनं काञ्जिकेनाथ तक्रेणाथ तुषाम्बुना ।**
**अतिशीतेन तोयेन मेहपाके च धावनम् ॥**

મૂત્રઇંદ્રિયને ઠંડા પાણીવડે ધોવું, તથા તે ઉપર માખણવડે મર્દન કરવું. મૂત્રઇંદ્રિયનું ફૂલ પાકયું હોય તો કદંબ અને સાદડનાં પાંદડાં, દાડિમનાં પાંદડાં, ખેરનાં પાંદડાં, આમળીનાં પાંદડાં, એ સર્વને ગરમ પાણી સાથે વાટીને ચોપડવું. અથવા જો પરૂ સૂકાઇને બાઝી ગયું હોય તો તેને દૂર કરવાને ત્રિફળાનું ચૂર્ણ વાટીને ચોપડવું, તથા તેને કાંજીવડે કે તુષાંબુ ( છોડાંવાળા જળની કાંજી ) વડે ધોવું. પ્રમેહથી મૂત્રઇંદ્રિય પાકયું હોય તો અતિ ઠંડા પાણીવડે ધોવું.

## પ્રમેહવાળાનું પથ્યાપથ્ય.

**रक्तशालिश्च षाष्टीकश्चाढकी वा कुलत्थकः ।**
**घृतं च मधुरं किञ्चित् भोजनार्थे विधीयते ॥**
**क्षाराम्लकटुकं वापि दिवा स्वप्नं विशेषतः ।**
**स्त्रीदर्शनं व्यवायं च तथा चात्यशनं तथा ॥**

चलनं धावनं चेति तथा मूत्रविरोधनम् ।
वस्त्रवातं रक्तवस्त्रं वर्जयेद्भिषजां वरः ॥
एकान्ते गृहमध्ये तु न च स्त्री बालकं ततः ।
न चाभरणताम्बूलं कामसंजननानि च ।
दूरे चैतानि वर्जेत्तु यदीच्छेत्सुखमात्मनः ॥

રાતીશાળ, સાઠી ચોખા, તુવરની દાળ, કળથી, ઘી, અને કાંઈક (લગાર) મધુર પદાર્થ, એટલાં વાનાં પ્રમેહવાળાને ખાવાને માટે આપવાં. ખારા રસ, ખાટા રસ, તીખા રસ, વિશેષે કરીને દિવસની નિદ્રા, સ્ત્રીનું દર્શન, સ્ત્રીસંભોગ, અતિ ભોજન, ચાલવું, દોડવું, પિશાબ રોકવો, લૂગડાનો વા ખાવો, રાતું વસ્ત્ર, એટલાં વાનાં પ્રમેહવાળાને ઉત્તમ વૈદ્યે તજાવવાં. વળી જો પ્રમેહ વાળો રોગી પોતાનું શુભ ઇચ્છતો હોય તો તેણે ઘરમાં એકાંતમાં સ્ત્રી તથા બાળક સાથે રહેવું નહિ; અલંકાર ધારણ કરવા નહિ; તાંબૂલ ખાવું નહિ; અને એવાજ બીજા પણ જે કામ ઉપજાવે એવા પદાર્થ હોય તેને પોતાનાથી દૂર રાખવા.

### કફ પ્રમેહનો ઉપચાર.

हरिद्राद्वितयं शुण्ठी विडङ्गानि हरीतकी ।
कफप्रमेहे विहितः क्वाथोऽयं मधुना सह ॥

હળદર, આંબાહળદર, સુંઠ, વાવડીંગ, હરડે, એ ઔષધોનો ક્વાથ કરીને મધ સાથે પીવાથી કફ પ્રમેહ મટે છે.

### પિત્તપ્રમેહના ઉપચાર.

नीलोत्पलमुशीरं च पथ्यामलकमुस्तकम् ।
पिबेत्पित्तप्रमेहार्तः क्वाथं मधुविमिश्रितम् ॥
कमलं च तथा रोध्रमुशीरमर्जुनान्वितम् ।
पित्तप्रमेहे विहितः क्वाथोऽयं मधुना सह ॥

કાળું કમળ, વીરણવાળો, હરડે, આમળાં, મોથ, એ ઔષધોનો ક્વાથ મધ સાથે પિત્તના પ્રમેહવાળાએ પીવો.

કમળ, લોધર, વીરણવાળો, સાદડ, એ ઔષધોના ક્વાથમાં મધ નાખીને પીવાથી પિત્તપ્રમેહ મટે છે.

## ત્રિદોષ પ્રમેહનો ઉપચાર.

आमलकस्य स्वरसं मधुना च विमिश्रितम् ।
हरीतक्याश्च चूर्णं वा सर्वमेहनिवारणम् ॥
खदिरं शर्करा दारु हरिद्रा मुस्तमेव च ।
पाठा च गुडमिश्रापि दोषं हरति मेहजम् ।
हरिद्रा त्रिफला तच्च पटोलं कुष्टमेव च ।
चूर्णितं तु पिबेत्सर्वप्रमेहगदशान्तये ॥
कोष्ठं हरिद्राद्वयदेवदारु पाठा गुडूची त्रिफला च मुस्तम् ।
एषां हि चूर्णं मधुना विमिश्रं मूत्रप्रमेहं हरते व्यथां च ॥

આમળાનો સ્વરસ મધમાં મેળવીને પીવું, અથવા હરડેનું ચૂર્ણ મધ સાથે ચાટવું, તેથી સર્વ દોષથી ઉપજેલો પ્રમેહ મટે છે.

ખેરસાર, સાકર, દારૂહળદર, મોથ, પાહાડમૂળ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં ગોળ નાખીને ખાવાથી પ્રમેહસંબંધી રોગ મટે છે.

હળદર, હરડે, બહેડાં, આમળાં, પટોલ, ઉપલેટ, એ ઔષધોનું ચૂર્ણ કરીને સર્વ પ્રકારના પ્રમેહ રોગ મટવાને માટે પાણી સાથે પીવું.

ઉપલેટ, હળદર, આંબાહળદર, દેવદાર, પાહાડમૂળ, ગળો, હરડે, બહેડાં, આમળાં, મોથ, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં મધ મેળવીને ખવરાવવાથી મૂત્ર પ્રમેહ અને તે સંબંધી પીડા નાશ થાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने प्रमेह
चिकित्सा नाम एकत्रिंशोऽध्यायः ।



# द्वात्रिंशोऽध्यायः ।

## મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા.

### એલાદિ ચૂર્ણ.

**आत्रेय उवाच ।**

**एलाशिलाजतुयुतं मागधिपाषाणभेदजं चूर्णम् ।**
**तण्डुलजलेन पीतं प्रमेहरोगं हरत्येव ॥**

આત્રેય કહે છે—એળચી, શિલાજિત, પીપર, પાષાણભેદ, એ ઔષધોનું ચૂર્ણ કરીને ચોખાના ધોવણ સાથે પીવાથી પ્રમેહરોગ જરૂર મટે છે.

### એરંડમૂલાદિ ક્વાથ.

**एरण्डमूलपाषाणभेदगोक्षुरकास्तथा ।**
**एलाटरूषपिप्पल्यो यष्टीमधुसमन्विताः ॥**
**एषां क्वाथं पिबेज्जन्तुः [1]शिलाजतुनियोजितम् ।**

દીવેલાનું મૂળ, પાષણભેદ, ગોખરૂં, એલચી, અરડૂસો, પીપર, જેઠીમધ, એ સર્વ ઔષધોને એકત્ર કરી તેનો ક્વાથ શિલાજિત સાથે પીવો, તેથી પ્રમેહ મટે છે.

### પથરીનો ઉપાય.

**अश्मरीशर्करायां च शर्करायाः पलद्वयम् ॥**
**सुशीतलं जलं कर्षमात्रं स्यान्मूत्रकृच्छ्रहृत् ।**

પથરીના રોગમાં આઠ તોલા અતિશય ઠંડા પાણી સાથે એક તોલો સાકર પીવી, તેથી મૂત્રકૃચ્છ્ર મટે છે. (આ ઔષધમાં સાકર આઠ તોલા તથા પાણી એક તોલો એવો અર્થ ગ્રંથ ઉપરથી નીકળે છે, પણ અનુભવી વૈદ્યોના કહેવા પરથી અમે અન્વય ફેરવીને અર્થ કર્યો છે.)

### મૂત્રકૃચ્છ્રનો ઉપાય.

**दध्यम्बुना च संमिश्रमयश्चूर्णं सुखप्रदम् ।**
**मूत्रकृच्छ्रे यवक्षारचूर्णं हिङ्गुप्रयोजितम् ॥**

---

1 शिलादित्येन. प्र० १ ली.

દહીંના પાણી સાથે લોઢાનું ચૂર્ણ મિશ્ર કરીને તે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટીને સુખ ઉપજે છે. તેમજ જવખારના ચૂર્ણ સાથે હિંગ મેળવીને પીવાથી પણ મૂત્રકૃચ્છ્ર મટે છે.

## ત્રિદોષ મૂત્રકૃચ્છ્રનો ઉપાય.

**कुष्माण्डरसमादाय शर्करासहितं पिबेत् ।**
**यस्तु त्रिदोषसम्भूतमूत्रकृच्छ्रनिवारणम् ॥**

કોહોળાનો રસ સાકર સાથે પીવાથી ત્રિદોષથી ઉત્પન્ન થયેલો મૂત્રકૃચ્છ્ર મટે છે.

## શર્કરા (પથરી) નો ઉપાય.

**पिबेच्छतावरीमूलं शीतपानीयचूर्णितम् ।**
**अतः शर्कररोगार्तः शर्करासंप्रयोजितम् ॥**

પથરીના રોગથી પીડાયલા માણસે શતાવરીના મૂળને ઠંડા પાણીમાં વાટીને તેમાં સાકર નાખીને પીવું.

## મૂત્રકૃચ્છ્રઉપર ક્વાથ.

**आरग्वधफलगर्भं दुरालभाधान्यकशतावर्यः ।**
**पाषाणभेदपथ्याक्काथोऽयं मूत्रकृच्छ्रे स्यात् ॥**
**पाषाणभेदस्त्रिवृता च पथ्या दुरालभागोक्षुरपुष्करं वा ।**
**एला सकोरण्टककर्कटीजं बीजं कशायः सुनिरुद्धमूत्रे ॥**

ગરમાળાની શીંગોનો ગર્ભ, ધમાસો, ધાણા, શતાવરી, પાષાણભેદ, હરડે, એ ઔષધોનો ક્વાથ મૂત્રકૃચ્છ્રવાળાને આપવો.

પાષાણભેદ, નસોતર, હરડે, ધમાસો, ગોખરૂ, પુષ્કરમૂળ, એલચી, પીળો કાંટાસળિયો, કાકડીનાં બીજ, એ ઔષધોનો ક્વાથ કરીને મૂત્ર બંધ થયું હોય તેને પાવો તેથી પિશાબ અત્યંત અટકી ગયો હોય તોપણ છૂટેછે.

## પથરીના ઉપાય.

**कुलत्थयुक्तपटोलीमूलकषायो देवदः पाकः ।**
**पुष्करमूलमिश्रः प्रमेहपाषाणरोगे स्यात् ॥**

१ आरग्वधफलं मलं. प्र० १ ली. २ प्रतिपाकः. प्र० १ ली.

**यो मातुलुङ्गिकामूलं पिबेत्पर्युषिताम्बुना ।**
**तस्यान्तः शर्करोद्भूतं दुःखं सद्यो विलीयते ॥**
**गवां तक्रेण संपिष्टं क्षिप्रनामकमौषधम् ।**
**[1]पिबेच्चिरंतनक्रूरशर्करादोषदूषितः ॥**

કળથી, પુષ્કરમૂળ, અને પટોળીના મૂળના ક્વાથમાં શિલાજિત નાખીને તે પ્રમેહ તથા પથરીના રોગવાળાએ પીવો. 'दृषदः' ને ઠામે 'द्रषद' એવો પણ પાઠ છે. જો એમ હોય તો કળથી અને પટોળીના મૂળનો ક્વાથ કરીને તે કાંઈ અપક્વ હોય ત્યારે તેમાં પુષ્કરમૂળનું ચૂર્ણ નાખીને પીવું. આ બે પાઠમાંથી પ્રથમ લખેલો પાઠ અમને ઠીક લાગેછે.

જે મનુષ્ય બીજોરીના મૂળને વાશી પાણી સાથે ઘશીને પીએ તેનું પથરીસંબંધી અંદરનું દુઃખ તત્કાળ નાશ પામે છે.

જે માણસ 'क्षिप्र' નામનું ઔષધ (કાયફળ) ગાયની છાસમાં વાટીને પીએ તેનો ઘણો જુનો અને કઠણ પથરીનો વ્યાધિ નાશ પામે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मूत्रकृच्छ्र-
चिकित्सा नाम द्वात्रिंशोऽध्यायः ।

## त्रयस्त्रिंशोऽध्यायः ।

### મૂત્રરોધની ચિકિત્સા.

### आत्रेय उवाच ।

**पिबेत्कर्कटिकाबीजं त्रिफलासैन्धवान्वितम् ।**
**उष्णाम्बुचूर्णितं पीतं मूत्ररोधं शमं नयेत् ॥**
**यस्तिलकाण्डक्षारं दधिमधुसांमिश्रितं पिबति ।**
**स नरश्च मूत्ररोधं हत्वा सद्यः सुखमवाप्नोति ।**

---

[1] पिबेच्चिरेण तक्रं च. प्र० १ ली.

**अजाक्षीरेण संमिश्रं जातीमूलं प्रपेषितम् ।**
**पिबेत्सदाहमूत्रोत्थवेदनाशमनं यतः ॥**
**तैलेन पद्मिनीकन्दं पक्कं गोमूत्रमिश्रितम् ।**
**पिबेन्मूत्रनिरोधे तु सतीव्रवेदनान्विते ॥**

इति मूत्रनिरोधः ।

**આત્રેય કહેછે.**—હરડે, બહેડાં, આમળાં અને સિંધવનું ચૂર્ણ, એની સાથે કાકડીનાં બીજ વાટીને તેનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવાથી મૂત્રરોધ શમે છે, અર્થાત્ અટકેલો પીસાબ છૂટે છે.

તલના તલસરાનો ક્ષાર કાઢીને તેને દહીં અને મધ સાથે જે પુરૂષ પીએ છે, તે પુરૂષનો મૂત્રરોધ મટે છે અને પછી તે તત્કાળ સુખ પામે છે.

બકરીના દૂધ સાથે જાઈનું મૂળ વાટીને મિશ્ર કરીને જે પીએ, તેની દાહ સહિત પિશાબ સંબંધી વેદના શમે છે.

કમળના કંદને તેલમાં પકવ કરીને તેને ગાયના મૂત્ર સાથે મિશ્ર કરીને તીવ્ર વેદનાયુક્ત મૂત્રનિરોધ ( મૂત્રનો અટકાવ ) થયો હોય તેને પાવો.

## મૂત્રરોગની ચિકિત્સા.

**पित्तप्रकोपनैर्द्रव्यैः कट्वम्लवणैस्तथा ।**
**गौरीस्त्रीसेवनेनापि रक्तस्यापि प्रवर्तनात् ॥**
**मद्यपानेन चोष्णेन श्रमव्यायामपीडितैः ।**
**पित्तं प्रकोपयेच्छीघ्रं करोति मूत्रकृच्छ्रकम् ॥**
**तेन मूत्रयते कृच्छ्रं चोष्णाधारा प्रवर्तते ।**
**मूत्रस्रोतश्च वहति रक्तं चापि प्रवर्तते ॥**
**तस्य वक्ष्यामि भैषज्यं येन संपद्यते सुखम् ॥**

જે પિદાર્થો પત્તનો પ્રકોપ કરે છે એવાં તીખા, ખાટા અને ખારા રસો ખાવાથી, બાલ્ય વયની સ્ત્રીનું સેવન કરવાથી, રક્ત વેહેવાથી,

१ गौरास्त्रीसेवनेनापि रक्तं वापि प्रवर्ततं. प्र० १ ली. २ हरति. प्र० १ ली.

મદ્યપાનથી, ગરમ પદાર્થનું સેવન કરવાથી, શ્રમથી અને અતિશય કસરતથી તત્કાળ પિત્તનો પ્રકોપ થાય છે અને તે મૂત્રકૃચ્છ્ર ઉત્પન્ન કરેછે. મૂત્રકૃચ્છ્ર થવાથી મનુષ્ય કષ્ટે કરીને પિશાબ કરી શકેછે, પિશાબની ધારા અતિશય ઉષ્ણ હોય છે અને મૂત્રના માર્ગમાંથી રક્ત વહે છે. હવે એ રોગનું હું ઔષધ કહું છું કે જેથી કરીને રોગીને સુખ ઉપજે.

## મૂત્રકૃચ્છ્રના ઉપાય.

यष्टीमधुकमृद्वीकाचन्दनं रक्तचन्दनम् ।
रक्ततण्डुलतोयेन मूत्रकृच्छ्ररुजापहम् ॥
वटप्ररोहो नालं च द्राक्षाशर्करयान्वितः ।
लेहोऽयं मूत्रकृच्छ्रस्य नाशनो भिषजां वर! ॥
दाहोपशमनं प्रोक्तं शीततोयावगाहनम् ।
मूत्रकृच्छ्रे तु तत्प्रोक्तं भोजनं मधुरं हितम् ॥

જેઠીમધ, દ્રાક્ષ, સફેદ ચંદન, રક્તચંદન એ ઔષધોનું ચૂર્ણ કરીને તેને રાતી ડાંગરનાં ચોખાના ધોવરામણ સાથે પીવું તેથી મૂત્રકૃચ્છ્રની પીડા પડેછે.

હે ઉત્તમ વૈદ્ય! વડના અંકુર, કમળનું નાળ, અને દ્રાક્ષ, એ ત્રણને વાટીને સાકર સાથે ચાટવાથી મૂત્રકૃચ્છ્ર નાશ થાય છે.

ઠંડા પાણીમાં સ્નાન કરવાથી મૂત્રકૃચ્છ્ર સંબંધી દાહ શમે છે. તેમજ મૂત્રકૃચ્છ્ર રોગમાં મધુર અને હિતકારક ભોજન કરવાનું કહેલું છે.

## મૂત્રરોધનાં કારણો.

उत्तानस्य रतौ भङ्गाद्दाहव्यायामजातके ।
मूत्ररोधाद्रुजाचर्यादथवर्चोनिरोधनात्[1] ॥
अव्यायामे शुभे भोज्ये शीतगाहेथवा नरैः ।
एतैस्तु कुपितो वायुर्मूत्रद्वारं प्ररुन्धति ॥
श्लेष्मणा सहितो वापि सोपि कष्टतमो गदः ।

ચતાં સૂઇને રતિમાં પ્રવૃત થયાથી, મૈથુન અપૂર્ણ છતાં તેને તજવાથી, દાહ ઉત્પન્ન કરે એવા આહાર વિહારનું સેવન કરવાથી, કસરત

1 मूत्ररोधे वचा वर्योदद्यात्तलानिरोधकान्. प्र० १ ली.

(અતિશય) કરવાથી, મૂત્ર રોકવાથી, મૂત્રમાર્ગમાં પીડા થઇ આવે એવું કાંઈ આચરણ કરવાથી, ઝાડો અટકાવવાથી, સારૂં (ભારે) ભોજન કર્યા પછી વ્યાયામ (હાલચાલ) ન કરવાથી, ઠંડા પાણીમાં નાહાવાથી, એવાં એવાં કારણોથી કોપેલો વાયુ કફ સાથે મળીને મૂત્રના દ્વારને રોકેછે તેથી મૂત્ર બંધ થાય છે. એ વ્યાધિ મોટો કષ્ટ ઉપજાવનારો (ભયંકર) છે.

## મૂત્રરોધની ચિકિત્સા.

**शृणु तस्य प्रतीकारं कषायं चानुवासनम् ॥**
**बस्तिनिरूहक्काथं च मूत्ररोधे हितो विधिः ।**
**मर्दनं स्वेदनं चैव स्नानं चंक्रमणाविधिः ॥**
**तुरङ्गशकटारोहैर्धावनं च हितं मतम् ।**
**फलत्रिकं समगुडं क्काथः क्षीरेण संयुतम् ॥**
**पानं मूत्रनिरोधेषु पिबेद्वा लवणाम्लिकम् ।**
**पाटला टुण्टुका निम्बनिशागोक्षुरकं तथा ॥**
**एला त्वक् च तथा पत्रं क्काथस्त्रिफलयान्वितः ।**
**गुडेन संयुतो पीतो हन्ति मूत्रनिरोधकम् ॥**
**दाडिमाम्लयुतं चैव हितं मूत्ररुजां नृणाम् ।**
**त्रिफलेक्षुसिताक्काथगुडेन सह सैन्धवम् ।**
**मूत्ररोधं वारयति पथ्या वा गुडसंयुता ॥**
**अथवा चातुरैर्नारीमैथुनं च विधेयकम् ।**
**तेन सौख्यं भवेच्छीघ्रं स्त्रीणां च योनिमर्दनम् ॥**

હવે એ મૂત્રરોધના ઉપાય સાંભળ. મૂત્રરોધવાળાને ક્વાથ આપવા, અનુવાસન બસ્તિ આપવો, ક્વાથવડે નિરૂહ બસ્તિ આપવો, એવો વિધિ મૂત્રરોધમાં હિતકર છે. વળી મર્દન કરવું, તાપવડે પરસેવો આણવો, બેસારવો, ફેરવવો, ઘોડા કે ગાડીમાં બેસાડીને વાહન દોડાવવું, એ વિધિ પણ મૂત્રરોધમાં હિતકારક છે.

હરડે, બહેડાં, આમળાં, એ ઔષધોમાં તેના જેટલો ગોળ નાખીને

---

૧ अथवा तोदनाह्वारी. प्र० १ ली.

તેનો ક્વાથ કરવો. એ ક્વાથમાં ગાયનું દૂધ નાખીને તે પીવો, તેથી રોકાયલો પિશાબ છૂટશે.

અથવા ખારા અને ખાટા રસ મિશ્ર કરીને પીવાથી પણ મૂત્રરોધ મટશે.

પાડળ, અલવો, લીંબડો, હળદર, ગોખરૂ, એલચી, તજ, તમાલપત્ર, એનો ક્વાથ કરીને તેમાં ત્રિફળાનું ચૂર્ણ તથા ગોળ નાખીને પીવાથી મૂત્રરોધ મટે છે. એજ ક્વાથમાં દાડિમની ખટાઈ નાખીને પીવાથી મનુષ્યોની મૂત્રની પીડા મટે છે.

ત્રિફળા, સેરડી અને બાવચીનો ક્વાથ કરીને તેમાં ગોળ તથા સિંધવ નાખીને પીવાથી તે મૂત્રરોધને મટાડે છે.

અથવા ગોળ અને હરડે ખાવાથી મૂત્રરોધ મટે છે. અથવા રોગી પુરૂષે સ્ત્રી સાથે મૈથુન કરવું. સ્ત્રીને મૂત્રરોધ થયો હોય તો તેની યોનિનું મર્દન કરવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मूत्ररोध-
चिकित्सा नाम त्रयस्त्रिंशोऽध्यायः ।

## चतुस्त्रिंशोऽध्यायः ।

### અશ્મરી રોગની ચિકિત્સા.

### અશ્મરી (પથરી) ના રોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**पितृमातृकदोषेण अथवा मूत्ररोधनात् ।**
**अत्यपथ्याभिचारैश्च जायते चाश्मरीगदः ॥**

**આત્રેય કહેછે.**—પિતાના અથવા માતાના દોષથી અથવા મૂત્ર રોકાવાથી અથવા અતિશય કુપથ્ય કરવાથી એટલે દેહને માફક ન આવે એવા આહાર વિહાર કરવાથી પથરીનો વ્યાધિ ઉત્પન્ન થાય છે.

## બાળકને પથરી થવાનું કારણ.

**मूत्राविष्टौ च पितरौ सुरतं कुरुतो यदि ।**
**मूत्रेण सहितं शुक्रं च्यवते गर्भसम्भवे ॥**
**यं च यस्य च देहस्य स च तत्र प्रजायते ।**
**मूत्रं मूत्रस्य संस्थाने करोति बन्धनं नृषु ॥**
**सोऽप्यसाध्यो मूत्रगदो बाल्याद्भवति मानुषे ।**

માતા કે પિતા પિશાબ કરવાની હાજતવાળાં છતાં વિષયભોગ કરે છે ત્યારે ગર્ભની ઉત્પત્તિ કરનારૂં વીર્ય મૂત્રસહિત પડે છે. એ વીર્યથી જે ગર્ભ ઉત્પન્ન થાયછે તે ગર્ભના મૂત્રસ્થાનમાં આ વીર્ય સાથે આવેલા મૂત્રના યોગથી પથરી બંધાય છે. એવી રીતે બાળપણાથી જે પથરીનો રોગ થાય છે તે અસાધ્ય છે.

## તરૂણપણામાં થયેલી પથરી.

**तारुण्ये चापि साध्यश्च जायते मूत्रशर्करा ।**
**विपरीतेन चोत्ताने स्त्रिया च पुरुषेण वा ॥**
**शुक्रं च प्रचलेत्तस्य स्त्री शुक्रं च प्रमुञ्चति ।**
**पुनश्च मेहने वासो वातेन शोषितं च तत् ॥**
**द्वयं दत्तं प्रपद्येत मूत्रद्वारं प्ररुंधति ।**
**तेन मूत्रप्ररोधश्च जायते तीव्रवेदनः ॥**
**अण्डसन्धिस्थिता याति शर्करा शस्त्रसाध्यका ॥**

તરૂણપણામાં જે પથરીનો રોગ થાય છે તે સાધ્ય છે. પુરૂષ ઉત્તાનશયન કરીને સ્ત્રી સાથે વિપરીત મૈથુન કરે છે ત્યારે તેનું વીર્ય બાહાર નીકળવાને ચળાયમાન થાય છે અને સ્ત્રી પણ તેજ વખતે વીર્ય મૂકે છે. એ વીર્ય પાછું મૂત્ર ઇંદ્રિયમાં જાય છે અને વાયુ તેનું શોષણ કરે છે. એવી રીતે બન્નેનું વીર્ય મૂત્ર ઇંદ્રિયને પામે છે અને મૂત્રના દ્વારને બંધ કરે છે. તેથી કરીને મૂત્રનો અટકાવ થાય છે અને તેમાં તીવ્ર વેદના થાય છે. જે પથરી અંડના સંધિમાં રહેલી હોય તે શસ્ત્રસાધ્ય છે એટલે શસ્ત્રવડે છેદ કરીને તેને કાઢી નાખવામાં આવે છે ત્યારે આરામ થાય છે.

## પથરીના ઉપચાર.

**अतो वक्ष्यामि भैषज्यं शृणु पुत्र ! महामते ! ॥**
**शुण्ठी गोक्षुरकं चैव वरुणस्य त्वचस्तथा ॥**
**क्वाथो गुडयवक्षारयुक्तश्चाश्मरिनाशनः ॥**

હે મોટી બુદ્ધિવાળા પુત્ર ! હવે એ પથરીના રોગનાં હું ઔષધ કહું છું તે સાંભળ. શુંઠ, ગોખરૂં, વાયવરણાની છાલ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં ગોળ અને જવખાર નાખીને પાવાથી તે પથરીને મટાડે છે.

## કુશાદિ ક્વાથ.

**कुशकाशनलं वेणु अग्निमन्थाश्मरोभ्रकम्[1] ।**
**श्वदंष्ट्रा मोरटा वापि तथा पाषाणभेदकम् ॥**
**पलाशस्त्रिफलाक्वाथो गुडेन परिमिश्रितः ।**
**पानान्मूत्राश्मरीं हन्ति शूलं बस्तौ व्यपोहति ॥**

દર્ભનું મૂળ, કાસનું મૂળ, નલ ( નાળાનું મૂળ ), વાસનું મૂળ, અરણીનું મૂળ, વાયવરણાના મૂળની છાલ, ગોખરૂં, મોરવેલ, પાષાણભેદ, પલાશપાપડો, હરડે, બહેડાં, આમળાં, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં ગોળ મિશ્ર કરીને પાવો. એ ક્વાથ પીવાથી મૂત્રપથરી નાશ પામે છે તથા પેઢુમાં થતું શૂળ મટે છે.

## એલાદિ ક્વાથ.

**एलाकणावृषत्रिकण्टकरेणुका च**
**पाषाणभेदमधुकं च फलत्रिकं च ।**
**एरण्डतैलकशिलाजतुशर्करायं**
**क्वाथोऽश्मरीं च विनिहन्ति तथोष्णवातम् ॥**

એલચી, પીપર, અરડુસો, ગોખરૂં, રેણુકબીજ, પાષાણભેદ, જેઠીમધ, હરડે, બહેડાં, આમળાં, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં દીવેલ, શિલાજિત, તથા સાકર નાખીને પાવાથી પથરી તથા ઉષ્ણવાત મટે છે.

---

1 अग्निमंथाक्षवृत्तकम्. प्र० १ ली.

## ગોક્ષુરાદિ ચૂર્ણ.

गोक्षुरकस्य बीजानां धातुमाक्षीकसंयुतम् ।
चूर्णं महिषीदुग्धेन पानं चाश्मरिपातनम् ॥
शस्त्रविधिरुत्तरीये सूत्रस्थाने प्रणोदितः ।
तैलं तु तैलाध्याये च घृताध्याये घृतं स्मृतम् ॥

બોડાગોખરૂનાં બીજ અને સુવર્ણમાક્ષિક, એ બેનું ચૂર્ણ કરીને ભેંશના દૂધ સાથે પાવાથી પથરી નીકળી પડે છે. પથરીને માટે જે શસ્ત્રક્રિયા કરવી પડે છે તે ગ્રંથના ઉત્તરાર્ધમાં સૂત્રસ્થાન છે તેમાં કહેલી છે. તૈલાધ્યાયમાં તેલ કહ્યાં છે અને ઘૃતાધ્યાયમાં ઘૃત કહ્યાં છે (ત્યાં જોઈને તેની યોજના કરવી).

## અશ્મરી રોગમાં પથ્યાપથ્ય.

पुराणषष्टिकाशालिरक्ततंडुलकास्तथा ।
श्यामाकः कोद्रवो दालिः मर्कटी तृणधान्यकम् ।
यवगोधूमकुलत्थास्तथा चैवाढकी भिषक् ॥
सर्वे वातहराः प्रोक्ताः प्रयोक्तव्याश्च भोजने ।
क्रौञ्चाद्यानि च मांसानि पथ्यान्यश्मरिनाशने ॥

જૂના સાઠી ચોખા, રાતા ચોખા, સામો, કોદરા, દાલ, મર્કટી નામે તૃણ ધાન્ય, જવ, ઘઉં, કળથી, તુવેરની દાળ, એ સર્વે વાયુને હરનારા છે માટે તેમને ભોજનમાં આપવા. વળી વહીલાં (સારસડાં) વગેરે પ્રાણીનાં માંસ પણ પથરીનો રોગ નાશ કરવામાં પથ્ય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने अश्मरी-
चिकित्सा नाम चतुस्त्रिंशोऽध्यायः ।



# पंचत्रिंशोऽध्यायः ।

## વૃષણવૃદ્ધિની ચિકિત્સા.

### વૃષણવૃદ્ધિના હેતુ.

**आत्रेय उवाच ।**

**अत ऊर्ध्वमण्डवृद्धिर्दृश्यते भिषजां वर ! ।**
**बाल्ये मातुः पितुर्दोषाज्जायते वृषणानुगा ॥**
**दुष्टदाराविहाराच्च वातो बस्तिगतो भृशम् ।**
**अण्डस्थानं च संप्राप्य तस्य वृद्धिं करोति वै ॥**

**આત્રેય કહેછે**—હે ઉત્તમ વૈદ્ય! હવે અંડવૃદ્ધિની ચિકિત્સા કહીએ છીએ. એ અંડવૃદ્ધિ બાલ્યાવસ્થામાં થાય છે તે માતા તથા પિતાના દોષથી થાય છે. મોટી ઉમરમાં થાય છે તેનું કારણ આ પ્રમાણે છે. દુષ્ટ સ્ત્રીસાથે વિહાર કરવાથી બસ્તિસ્થાનમાં રહેલો વાયુ અંડસ્થાનને પામીને તે અંડસ્થાનની વૃદ્ધિ કરે છે.

### વૃષણવૃદ્ધિના પ્રકાર.

**एकैकतः सन्निपाताच्च ते पृथक् सान्निपातिकाः ।**
**पितृदोषात्सन्निपाताद्द्वावसाध्याविमौ स्मृतौ ॥**
**शेषाणामथ वक्ष्यामि भेषजानि भिषग्वर ! ॥**

તે વૃષણવૃદ્ધિ ચાર પ્રકારની છે. વાયુ, પિત્ત અને કફ દોષ જુદા જુદા કોપવાથી જે થાય છે તે વાતવૃષણવૃદ્ધિ, પિત્તવૃષણવૃદ્ધિ અને કફવૃષણવૃદ્ધિ કહેવાય છે. તથા જે સઘળા દોષ કોપવાથી થાયછે તેને સન્નિપાત વૃષણવૃદ્ધિ કહે છે. એ બધી વૃષણવૃદ્ધિઓમાંથી જે વૃષણવૃદ્ધિ પિતાના દોષથી તથા સન્નિપાતથી થયેલી હોય તે એ અસાધ્ય છે. હે વૈદ્ય! હવે બાકીની ત્રણ વૃષણવૃદ્ધિઓ જે એક એક દોષથી થયેલી છે તે સાધ્ય છે તેનાં ઔષધો કહું છું.

१ वाल:. प्र० ३ ली.

## ચિકિત્સાના પ્રકાર.

**स्वेदनान्यभ्यञ्जनानि क्वाथपानं विधीयते ।**
**शिरास्रावो भिषक्श्रेष्ठ ! तेषां वक्ष्यामि लक्षणम् ॥**

વૃષણવૃદ્ધિવાળા રોગીને પરસેવો આણવો (જ્યાં રોગ હોય ત્યાં). તેલ વગેરે ચોળવાં, ક્વાથ પાવા, અને સિરા ફોડીને તેમાંથી દોષરૂપ પદાર્થને વેહેવરાવવો. હે વૈદ્યશ્રેષ્ઠ ! હવે તે વૃષણવૃદ્ધિનાં લક્ષણ કહુંછું.

## લક્ષણો.

**कम्पते मृदुवातेन पित्तेन दाहकृज्ज्वरः ।**
**कफाद्घनश्च शूनश्च कठिनो वृषणो भवेत् ॥**

વાયુની વૃષણવૃદ્ધિમાં વૃષણ ધીમા ધીમા કંપે છે; પિત્તની હોય તો તેમાં દાહ થાય છે તથા શરીરમાં તાવ ભરાય છે; કફની વૃષણવૃદ્ધિ હોય તો વૃષણ ઘન, સુજેલા, અને કઠણ થાય છે.

## વાતવૃષણવૃદ્ધિના ઉપાય.

**सुरसा शल्लकीक्वाथस्तर्कारी कटुतुम्बिका ।**
**क्वाथः संस्वेदनार्थेषु वातमुष्के समीरितः ॥**
**शीततोयावगाहो वा शीतसंसेवनं तथा ।**

તુળસી અને શલ્લકીનો ક્વાથ અથવા અરણી અને કડવી તુંબડાનો ક્વાથ કરીને તેવડે વાયુની વૃષણવૃદ્ધિવાળાને શેક કરવો એમ કહેલું છે.

## પિત્તવૃષણવૃદ્ધિની ચિકિત્સા.

**शीतशीतप्रलेपश्च पित्तमुष्के प्रशस्यते ॥**

પિત્તથી ઉપજેલી વૃષણવૃદ્ધિવાળાએ ઠંડા પાણીમાં સ્નાન કરવું; ઠંડા પદાર્થોનું સેવન કરવું અને ઠંડા ઠંડા લેપ કરવા.

## કફવૃષણવૃદ્ધિની ચિકિત્સા.

**वचालवणतोयेन कदम्बार्जुनसर्षपैः ।**
**कषायसेवनं प्रोक्तं कफमुष्केऽहितावहम् ॥**

કદંબ, સાદડ અને અને સરસવૃક્ષ, એ ત્રણનાં ક્વાથમાં વજ અને સિંધવનું ચૂર્ણ નાખીને તે ક્વાથનું સેવન કરવું. એ કફની વૃદ્ધિવાળાને હિતકારક છે

## सन्निपात वृषणवृद्धिनी चिकित्सा.

**वरुणागरुकोलं च शालिपर्णी शतावरी ।**
**क्राथस्तु सन्निपातोत्थमुष्कवृद्धौ विदां वर! ॥**

વાયવરણો, અગર, બોર, શાલીપર્ણી, શતાવરી, એ ઔષધોનો ક્વાથ સન્નિપાતથી ઉપજેલી વૃષણવૃદ્ધિમાં આપવો.

## વાતવૃદ્ધિ ઉપર ક્વાથ.

**वरुणा वृक्षादनी चैव दशमूली शतावरी ।**
**क्राथपानं वातिके च मुष्कवृद्धौ हितावहम् ।**
**एतैर्न भवते सौख्यं तदा कर्म च कारयेत् ॥**

વાયવરણો, ગુંદી, દશમૂળ, શતાવરી. એ ઔષધોનો ક્વાથ કરીને પીવો એ વાયુથી થયેલી અંડવૃદ્ધિમાં હિતકારક છે. જો એ ઉપાય કરવાથી સુખ ન ઉપજે તો શસ્ત્ર કર્મ કરાવવું.

## શિરાવેધ.

**कर्णकोषस्य मध्ये तु रक्तां विव्यधयेच्छिराम् ।**
**वाममुष्कस्य वृद्धौ तु दक्षिणां व्यधयेच्छिराम् ॥**
**उभाभ्यां द्वे शिरे विध्येत्तेन वा तत्सुखं भवेत् ।**
**इति चाण्डक्रिया प्रोक्ता सा चैवातीव रोगिणे ॥**
**दृष्ट्वा चोन्नीतरोगं च कुर्यात्स्त्रीसेवनं भृशम् ।**
**तेन भङ्गो भवेत्तस्मादुपचारः सुखावहः ॥**

જો જમણા પાસા અંડકોશની વૃદ્ધિ થઈ હોય તો ડાબા કાન પટાની મધ્યે જે રાતી શિરા છે તેનો વેધ કરવો. અને ડાબા અંડકોશની વૃદ્ધિ થઈ હોય તો જમણા પાસના કાનપટાની મધ્યની સિરાનો વેધ કરવો. જો બન્ને અંડની વૃદ્ધિ થઈ હોય તો બન્ને કાનનાં કાનપટાંની શિરાઓ વેધવી, તેથી સુખ થાય છે. એવી રીતે અંડકોશની ક્રિયા કહેલી છે તે અંડકોશના ભારે રોગવાળાને કરવી. જો વ્યાધિ ઉંચે ચડેલો માલમ પડે તો પુષ્કળ સ્ત્રીસેવન કરવું, તેથી કરીને વ્યાધિ નરમ પડે છે અને ઔષધોપચાર સુખકારક થાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने वृषणवृद्धि-
चिकित्सा नाम पंचत्रिंशोऽध्यायः ।

# षट्त्रिंशोऽध्यायः ।

## વિસર્પરોગની ચિકિત્સા.

### વિસર્પનું લક્ષણ અને પ્રકાર.

**आत्रेय उवाच ।**

**लवणाम्लक्षारकटुकैरुष्णस्वेदातिदोषतः ।**
**रक्तपित्तं प्रकुप्येत स विसर्पो भिषग्वर ! ॥**
**स सप्तधा परिज्ञेयः पृथग्दोषैश्च द्वन्द्वजैः**
**केवलो रक्तजस्त्वन्यः सन्निपातेन सप्तमः ॥**

**આત્રેય કહેછે**—ખારૂં, ખાટું, ક્ષાર, તીખું, ગરમ, એવા પદાર્થો ખાવાથી અને અતિશય શેક કરવારૂપ દોષથી રક્તપિત્ત કોપે છે તેને વિસર્પ નામે રોગ કહે છે. એ રોગ વાતપિત્તાદિ દોષ જૂદા જૂદા કોપવાથી ત્રણ પ્રકારનો થાય છે; બે બે દોષ એકઠા મળીને કોપવાથી ત્રણ પ્રકારનો અને ત્રણે દોષ એકઠા મળવાથી એક પ્રકારનો, એમ સાત પ્રકારનો છે. વળી કેવળ રક્તથી થાય છે તેને રક્તજ વિસર્પ કહે છે તે જૂદા પ્રકારનો છે.

### આગ્નેયાદિ ચાર પ્રકારના વિસર્પ.

**तथापरे प्रवक्ष्यन्ते नामानि च पृथक् पृथक् ।**
**आग्नेयो ग्रन्थिको घोरः कर्दमश्च तथापरः ॥**
**आग्नेयो वातपित्तेन ग्रन्थिकः पित्तश्लेष्मणा ।**
**कर्दमो वातश्लेष्मोत्थो घोरः स्यात्सान्निपातिकः ॥**
**वातज्वरसमो वातात्पित्तात्पित्तज्वरोपमः ।**
**श्लेष्मणा शीतलघनः सन्निपातात्समस्तथा ॥**

આગ્નેય, ગ્રંથિ, ઘોર અને કર્દમ, એવા ચાર પ્રકારનો વિસર્પ વાતાદિક બે બે દોષ મળવાથી થાય છે. વાયુ અને પિત્તવડે આગ્નેય

નામનો વિસર્પ થાય છે; પિત્ત અને કફથી ગ્રંથિ નામે વિસર્પ થાય છે. વાયુ અને કફવડે કર્દમ નામે વિસર્પ થાય છે; અને ત્રણે દોષ કોપવાથી ઘોર નામે વિસર્પ થાય છે. કેવળ વાયુથી વિસર્પ થયો હોય તે વાતજ્વર જેવો હોય છે. પિત્તથી થયેલો વિસર્પ પિત્તજ્વર જેવો હોય છે; કફથી થયેલો વિસર્પ શીતળ અને ઘન હોય છે. સન્નિપાતથી થયેલો વિસર્પ ત્રણે દોષનાં લક્ષણોથી યુક્ત વિસર્પ થાય છે.

## વિસર્પમાં ધાવન ઔષધ.

**न्यग्रोधबिल्वखदिरकषायो धावने हितः ।**
**काञ्जिकाम्लैः कपित्थाम्लैः सौवीरकरसेन वा ।**
**मातुलुङ्गरसेनापि धावनं वातसर्पिषु ॥**
**क्षीरेण शीततोयेन धावनं पित्तसर्पिणि ।**
**श्लेष्मविसर्पिणे वाथ धवार्जुनकदम्बकम् ॥**
**धावनं सर्पिणे शस्तं सुरासौवीरकेण वा ।**
**धावनं च हितं तस्य सन्निपातविसर्पिणे ॥**
**यवाग्निमन्थैश्च सठीन्यग्रोधैश्च ससर्षपैः ।**
**क्वाथः स्यात्सन्निपातोत्थविसर्पधावने हितः ॥**

વડ, બીલી, ખેર એ વનસ્પતિઓનાં છોડાં લાવીને તેનો ક્વાથ કરીને વિસર્પ ઉપર તેનું સિંચન કરવું તે હિતકારક છે. અથવા કાંજીનું, ખટાશનું અથવા કોઠાંની ખટાઇનું અથવા સૌવીરની ખટાઇનું સેચન પણ હિતકારક છે. વાતવિસર્પ રોગમાં બીજોરાના રસનું સેચન કરવું. પિત્તવિસર્પ રોગમાં દૂધથી અથવા ઠંડા પાણીથી સેચન કરવું. કફના વિસર્પમાં ધાવડો, સાદડ અને કદંબના ક્વાથથી સેચન કરવું. સુરા કે સૌવીર વડે સેચન કરવું એ સન્નિપાત વિસર્પમાં હિતકારક છે. સન્નિપાતથી થયેલા વિસર્પ રોગમાં જવ, અરણી, પડકચુરો, વડ અને સરસવના ક્વાથનું સેચન કરવું હિતકારક છે.

## વિસર્પમાં લેપન ઔષધ.

**पञ्चजीरकापित्थांश्च काञ्जिकेन तु पेषयेत् ।**
**मातुलुङ्गरसेनापि लेपनं वातसर्पिणे ॥**

धवा रोध्रतिलाश्चैव विदारीकंदकं तथा ।
लेपः पित्तविसर्पे वा गुञ्जापत्रैस्तु लेपनम् ॥
सैन्धवारिष्टतुम्बीकापटोलपत्रकैर्घृतम् ।
पाचितं लेपने शस्तं विसर्पाणां निवारणम् ॥

જીરૂં, શાહજીરૂં, પીળું જીરૂં, ઊંધતું જીરૂં, કાળી જીરી, કોઠાંનો ગર્ભ, એ સર્વને કાંજી સાથે અથવા બીજોરાના રસ સાથે વાટીને તેનો લેપ કરવાથી વાતવિસર્પ રોગ મટે છે.

ધાવડો, લોધર, તલ, વિદારીકંદ, એ ચારને વાટીને તેનો લેપ કરવાથી અથવા એકલાં ચણોઠીનાં પાંદડાં વાટીને તેનો લેપ કરવાથી પિત્તવિસર્પ રોગ મટે છે.

સિંધવ, અરીઠાનાં પાંદડાં, તુંબડીનાં પાંદડાં, પટોલનાં પાંદડાં, એ ઔષધોવડે પકવ કરેલા ઘીનું લેપન કરવાથી તે વિસર્પ રોગને દૂર કરે છે. એ ઘી સારૂં છે.

### રક્તવિસર્પના ઉપાય.

रक्तजेषु विसर्पेषु कुर्याद्रक्तावसेचनम् ।
पश्चाद्धवकदम्बानां सर्षपागृहधूमकम् ।
लेपने हितकृत्प्रोक्तं धावनं काञ्जिकेन तु ॥
कुठेरकाश्च सुरसा चक्रमर्दो निशायुगम् ।
सर्षपाः काञ्जिकेनापि पिष्ट्वा च लेपनं हितम् ॥

રક્તથી થયેલા વિસર્પ રોગમાં જળો વગેરેથી લોહી કઢાવવાના ઉપાય કરવા. અને લોહી કાઢી નંખાવ્યા પછી ધાવડો, કદંબ, સરસવ, ઘરનો ધૂમસ, એ ઔષધોનો લેપ કરવો તથા કાંજીવડે સેચન કરવું એ હિતકારક છે.

બાવચી, તુળસી, કુંવાડિયો, હળદર, આંબાહળદર, સરસવ, એ સર્વને કાંજીસાથે વાટીને તેનો લેપ કરવો તે પણ હિતકારક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने विसर्प-
चिकित्सा नाम षट्त्रिंशोऽध्यायः ।



# सप्तत्रिंशोऽध्यायः ।

## ઉપસર્ગ ચિકિત્સા.

**आत्रेय उवाच ।**

**चतुर्विधो भवेद्दोषो वातरक्तसमुद्भवः ।**
**गन्धदोषेण जायन्ते नामान्येषां पृथक् पृथक् ॥**
**क्षुद्रकश्चाग्निको घोरस्तथा चान्या मसूरिका ॥**

**આત્રેય કહેછે**—વાયુ અને રક્તથી ઉપજેલો દોષ ચાર પ્રકારનો થાય છે. તથા તે કોઈ વખત ગંધના દોષથી પણ ઉપજે છે. તેનાં નામ હું જૂદાં જૂદાં કહું છું. ક્ષુદ્રક, આગ્નિક, ઘોર અને મસૂરિકા, એવા ચાર પ્રકારનો તે વ્યાધિ થાય છે.

### ક્ષુદ્રકનું લક્ષણ.

**सघनाः सर्षपाकारा पिटका यस्य दृश्यते ।**
**सोऽपि क्षुद्रतरः प्रोक्तः पित्तरक्तप्रदोषतः ॥**

જે ઉપસર્ગ રોગમાં ઘન અને સરસવના આકારની ફોલ્લી જોવામાં આવે તેને ક્ષુદ્રક નામે ઉપસર્ગ કહેવો. એ રોગ પિત્ત તથા રક્તના દોષથી ઉપજે છે.

### આગ્નિકનું લક્ષણ.

**अग्निदग्धवत् सदाघा पिटिका यस्य दृश्यते ।**
**सोऽप्याग्निको विसर्पः स्यादुपसर्गस्तथापरः ।**

જે ઉપસર્ગ રોગમાં થયેલી ફોલ્લીમાં, અગ્નિથી દાઝવાવડે થયેલા ફોલ્લામાં જેવી બળતરા બળે છે, તેવી બળતરા બળતી હોય તેને આગ્નિક નામે બીજા પ્રકારનો ઉપસર્ગ જાણવો.

### ઘોર ઉપસર્ગનું લક્ષણ.

**सघनाः पीडका यस्य पाकं याति सशोफका ॥**
**दाहोऽरतिर्विवर्णत्वं सोपि घोरः प्रकीर्तितः ।**

જે રોગમાં ઘન એવી ફોલ્લી થઈને તે ઉપર સોજો ચઢે તથા પછી તે પાકે, વળી તેમાં દાહ થાય, રોગીને તેની વેદનાથી કાંઈ ચેન પડે નહિ અને તેનો વર્ણ બદલાઇ જાય તેને ઘોર નામે ઉપસર્ગ કહે છે.

### મસૂરિકાનું લક્ષણ.

**वर्तुला मसूरिकावत्पिटका यस्य दृश्यते ।**
**शाम्यति शीघ्रपाकेन सा विज्ञेया मसूरिका ॥**

મસૂરના દાણા જેવી ગોળ ફોલ્લી જેને થયેલી જોવામાં આવે તથા તે ફોલ્લી થઇને જલદી પાકે અને સમાઈ જાય તેને મસૂરિકા નામે ઉપસર્ગ જાણવો. જેને બળિયાકાકા કહે છે. તે વ્યાધિ આજ સમજવો.

### ઉપસર્ગની ચિકિત્સા.

**तस्य वक्ष्यामि भैषज्यं यथाविधि महामते ! ।**
**गुप्ताकारं सुरक्षेच्च रक्षायोगविधानतः ॥**
**न स्त्रीणां नाधमानां च संसर्गं वा प्रसङ्गकम् ।**
**सुशीतं शीतलं स्थानं कारयेत्सुप्रयत्नतः ॥**

હે મોટી બુદ્ધિવાળા! તે રોગની ચિકિત્સા હું તને વિધિ પ્રમાણે કહુંછું. ઉપસર્ગ રોગવાળાને ગુપ્ત જગોએ રાખવો તથા શાસ્ત્રમાં અને લોકમાં જે રીતે તેનું રક્ષણ કરવાનો વિધિ કહેલો હોય તે પ્રમાણે તેનું રક્ષણ કરવું. તેને સ્ત્રીઓનો અથવા અધમ પુરૂષોનો સંસર્ગ કે પ્રસંગ થવા દેવો નહિ. તેને સૂવા બેસવા માટે અતિશય ઠંડું અને શીતળ સ્થાન મોટા યત્નથી કરવું. અર્થાત્ તેને ઠંડકની જગાએ રાખવો.

### ક્ષુદ્રક ઉપસર્ગની ચિકિત્સા.

**क्षुद्रकस्योपसर्गस्य लेपनं चात्र कारयेत् ।**
**कुष्ठं सौशीरन्यग्रोधस्तथोदुम्बरिकत्वचः ॥**
**प्रलेपनं प्रशस्तं स्यात् क्षुद्रोपसर्गवारणः ।**
**क्षीरं च मधुशर्करायुक्तं पानं सुखावहम् ॥**
**प्रियालदाडिमीपत्रं तथोदुंबरकत्वचम् ।**
**प्रलेपे च प्रशस्तं स्यात् क्षुद्रोपसर्गवारणम् ॥**

---

१ ममः कफः. प्र० १ ली. २ सौवीर. प्र० ३ जी.

जम्बाम्रपल्लवानां च पिष्टं दधिमधुयुतम् ।
पाययेत् क्षुद्रकस्यास्य अतिसाराग्निनाशनम् ॥
गोक्षुरश्चातिविषा च कर्कटाद्यं सपर्पटम् ।
कल्कमेतत्प्रयोक्तव्यं मधुना शर्करायुतम् ॥
हरीतकीमातुलुङ्गस्वरसं शर्करायुतम् ।
क्षुद्रकस्योपसर्गस्य वमिशोषनिवारणम् ॥

इति क्षुद्रोपसर्गः ।

ક્ષુદ્રક નામે ઉપસર્ગવાળાને આ ઔષધોનું લેપન કરવું; ઉપલેટ, વીરણવાળો, વડની અંતરછાલ, ઉમેડા (ગુલ્લર) ની અંતરછાલ, એ ચારને પાણી સાથે વાટીને તેનો લેપ કરવાથી ક્ષુદ્ર નામે ઉપસર્ગ મટે છે.

મધ અને સાકર સહિત દૂધ પાવું, એ પણ ક્ષુદ્રક ઉપસર્ગવાળાને સુખ આપનારૂં છે.

ચારોળી, દાડિમનાં પાંદડાં, ઉમેડા (ગુલ્લર) ની અંતરછાલ, એ સર્વને પાણીમાં વાટીને તેનો લેપ કરવો હિતકારક છે. એ લેપ ક્ષુદ્રક નામે ઉપસર્ગને મટાડે છે.

જાંબૂડાનાં તથા આંબાનાં કૂમળાં કૂમળાં પાંદડાં લાવીને તેને બારીક વાટીને તેને દહીં તથા મધ સાથે પાવાં. એથી કરીને ક્ષુદ્રક ઉપસર્ગમાં અતિસાર અને બળતરા થતી હશે તેનો નાશ થશે.

ગોખરૂં, અતિવિખ, કાકડાસીંગ, પિત્તપાપડો, એ ઔષધોનું કલ્ક કરીને મધ તથા સાકર સાથે આપવું.

હરડેનું ચૂર્ણ અને બીજોરાના સ્વરસ એ બેને એકત્ર કરીને તેમાં સાકર નાખીને પાવો. એથી કરીને ક્ષુદ્રક ઉપસર્ગમાં ઉલટી અને શોષ થતાં હશે તો તે દૂર થશે.

## આગ્નિક ઉપસર્ગની ચિકિત્સા.

आग्निकेऽप्युपसर्गे च योज्यं चैतत्प्रलेपनम् ।
रक्तचन्दनं माञ्जिष्ठा निम्बपत्राणि चार्जुनम् ।
क्षीरेण नवनीतेन हितं स्याल्लेपनं तथा ॥

इत्याग्निकः ।

આગ્નિક નામે ઉપસર્ગમાં પણ ઉપર કહ્યાં છે તે લેપન યોજવાં. વળી તે સિવાય, રાતું ચંદન (રતાંજળી), મજીઠ, લીંબડાનાં પાંદડાં, સાદડની અંતર છાલ, એ ઔષધોને દૂધમાં વાટીને તેમાં માખણ મેળવીને તેનો લેપ કરવો હિતકારક છે.

### ઘોર ઉપસર્ગની ચિકિત્સા.

**घोरं चोपद्रवं दृष्ट्वा न स्वेदं न च मर्दनम् ।**
**न लेपनं प्रकुर्वन्ति यथायोगेन पण्डिताः ॥**
**अरण्यगोमयक्षारस्तेन चोद्धूलनं हितम् ।**
**न तैलेनापि चाभ्यङ्गं लेपनं नैव कारयेत् ॥**
**चन्दनं मधुकं रोध्रं न्यग्रोधोत्पलसारिवा ।**
**मधुना संयुतः कल्कः पानेन चोपसर्गहृत् ॥**

ઘોર નામે ઉપસર્ગને જોઈને તેને શેક કરવો નહિ કે મર્દન પણ કરવું નહિ. તેમ પૂર્વે જે યોગ કહેલા છે તેમાંના કોઈ લેપ પણ પંડિતો કરતા નથી. જંગલનાં અડાયાને બાળીને તેની રાખોડી ઉપર ભભરાવવી, એ હિતકારક છે. પણ તેલ ચોળવું કે લેપન કરવું એ આ રોગમાં હિતકારક નથી.

સફેદ ચંદન, જેઠીમધ, લોધર, વડની અંતર છાલ, કમળ, સારિવા, એ ઔષધોનું મધની સાથે કલ્ક બનાવીને તેને પીવાથી ઉપસર્ગ રોગ મટેછે.

### ઉપસર્ગના જ્વરનો ઉપાય.

**उपसर्गे ज्वरस्तीव्रो रक्तमूत्रं प्रजायते ।**
**तस्य वक्ष्याम्युपचारं येन संपद्यते सुखम् ॥**
**पटोलं पर्पटं शुण्ठी मुस्ता च खदिरं समम् ।**
**कल्को मधुयुतः पाने हितः स्याज्ज्वरनाशनः ॥**
**चन्दनोशीरमञ्जिष्ठापुष्करं दन्तधावनम् ।**
**क्काथपानं मधुयुतमुपसर्गज्वरापहम् ॥**
**वमने चातिसारे च दाडिमं कुटजस्तथा ।**
**मधुदध्नान्वितं पानमतिसारनिवारणम् ॥**
**शेषाश्च क्षुद्रकप्रोक्ताः क्रियाश्चात्र विधेयकाः ।**
**एषा क्रिया मसूरिके कर्तव्या सुविधानतः ॥**

ઉપસર્ગ રોગમાં તીવ્ર જ્વર ઉપજે છે અને પિશાબ રાતો થાય છે માટે હવે હું તેના ઉપચાર કહું છું કે જેથી રોગીને સુખ ઉપજે. પટોલ, પિત્તપાપડો, સુંઠ, મોથ, ખેરસાર, એ સર્વે સમાન ભાગે લઈને તેનું કલ્ક કરવું. એ કલ્કમાં મધ મેળવીને પીવાથી તે તાવનો નાશ કરે છે.

સુખડ, વીરણવાળો, મજીઠ, પુષ્કરમૂળ, ખેર, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં મધ નાખીને પીવાથી તે ઉપસર્ગજ્વરનો નાશ કરે છે.

ઉપસર્ગ રોગમાં રોગીને ઉલટી થાય કે અતિસાર થાય તો દાડિમ તથા ઈંદ્રજવનું ચૂર્ણ મધ તથા દહીં સાથે પાવું. તેથી વમન તથા અતિસાર મટશે. અને બાકીની ક્ષુદ્રક રોગમાં જે ક્રિયાઓ કહી છે તે તે ક્રિયાઓ અહીં પણ કરવી. તેમ એજ ક્રિયાઓ મસૂરિકા રોગને પણ વિધિપૂર્વક કરવી.

## ઉપસર્ગ રોગમાં પથ્યાપથ્ય.

**वातलानि च सर्वाणि तथा रूक्षाणि कोविदः ।**
**स्त्रीसङ्गं रूक्षशाकं च दूरतः परिवर्जयेत् ॥**
**ज्वरे प्रोक्तानि पथ्यानि तानि चात्र प्रदापयेत् ।**
**एवं त्रिसप्तरात्रेण सुखं सम्पद्यते नरः ॥**
**ततोऽभिषेकः कर्तव्यः कृत्वा मङ्गलवाचनम् ।**
**नूतनानि च सूक्ष्माणि वस्त्राणि च सितानि च ।**
**परिधाप्य होमकार्यमिष्टभोज्यं विधेयकम् ॥**

ઉપસર્ગ રોગમાં વાયુ ઉપજાવે એવા સઘળા પદાર્થો તેમજ રૂક્ષ પદાર્થો, સ્ત્રીસંગ, રૂક્ષ શાક, એ સર્વે ડાહ્યા પુરુષે દૂરથીજ તજી દેવાં. જ્વરની ચિકિત્સામાં જે જે પથ્ય રોગીને આપવામાં કહ્યાં છે તે તે પથ્ય આ રોગમાં પણ આપવાં. એમ કરવાથી એકવીશ દિવસમાં મનુષ્યનો વ્યાધિ દૂર થઈને તેને સારૂં થાય છે. એ રોગ મટયા પછી સ્વસ્તિવાચન વગેરે મંગળ કાર્ય કરાવીને અભિષેક કરવો ( માથે પાણી ઘાલવું ). તથા નવાં, સૂક્ષ્મ અને ધોળાં વસ્ત્ર પેહેરીને હોમ કરવો તથા ઇષ્ટ જનને ભોજન કરાવીને આનંદ કરવો.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने उपसर्ग-
चिकित्सा नाम सप्तत्रिंशोऽध्यायः ।



# अष्टत्रिंशोऽध्यायः ।

## વ્રણની ચિકિત્સા.

### વ્રણ રોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**अथातः संप्रवक्ष्यामि व्रणानां तु चिकित्सितम् ।**
**व्रणाश्चानेकधा प्रोक्ता नानाधातुविकारिणः ॥**
**दुष्टाम्बुपानाशनसेवनाच्च क्रोधातिभाराध्यशनेन वापि ।**
**संजायते दुष्टव्रणोऽपि शोफादन्योपि रक्तस्य विदूषणेन ॥**

**આત્રેય કહેછે.**—હવે હું જૂદા જૂદા પ્રકારનાં વ્રણની ચિકિત્સા કહું છું. એ વ્રણ જૂદા જૂદા ધાતુઓને બગાડનારા હોઈને અનેક પ્રકારના છે. નઠારૂં પાણી પીવાથી, બગડેલું અન્ન ખાવાથી. ક્રોધથી, અતિશય ભાર વેહેવાથી, ખાધાઉપર ખાવાથી, સોજો ચઢવાથી, અને રક્ત બગડવાથી દુષ્ટ વ્રણ થાયછે.

### વ્રણના પ્રકાર.

**वातेन पित्तेन कफेन वापि द्वन्द्वेन वा दोषसमुच्चयेन ।**
**मांसं प्रदूष्य रुधिरं विकार्य संजायते वा व्रणनामरोगः ॥**

વાયુથી, પિત્તથી, કફથી, વાતપિત્તથી, વાતકફથી, પિત્તકફથી, અને સન્નિપાતથી માંસને બગાડીને તથા લોહીને વિકારવાળું કરીને વ્રણ નામે રોગ ઉત્પન્ન થાયછે.

### વ્રણની સંપ્રાપ્તિ તથા લક્ષણ.

**त्वग्रक्तानि समेदांसि प्रदूष्यास्थिसमाश्रिताः ।**
**दोषाः शोफं शनैर्घोरं जनयन्त्युद्धता भृशम् ॥**
**सरक्तं च सशूलं च रुजावच्च सवेपथु ।**

મેદસહિત ત્વચા તથા રક્તને દૂષિત કરીને અસ્થિમાં રહેલા વાતાદિક દોષ અત્યંત કોપીને ધીમે ધીમે ભયંકર સોજો ઉત્પન્ન કરેછે. તે સોજો રક્તવાળો હોયછે, તેમાં શૂળ ઉપજે છે, પીડા થાયછે, અને કંપ પણ થાયછે.

## વાતાદિ વ્રણનાં લક્ષણ.

रूक्षं वा वातसम्भूतं विज्ञेयं सरुजं व्रणम् ॥
सदाहः सज्वरस्तृष्णा स्पर्शनं सहते तु यः ।
शीतात्सौख्यं लघुपाकी पित्तात्संजायते व्रणः ॥
कठिनो वर्तुलाकारो घोरः शीतः सकंडुकः ॥
उष्णासहः स्निग्धतरश्चिरपाकी कफव्रणः ॥
सर्वैर्लिङ्गैर्विजानीयात्सन्निपातसमुद्भवम् ।
द्वन्द्वजे द्वयदोषस्तु दोषे चापि प्रदृश्यते ॥

જે વ્રણ રૂક્ષ અને પીડાવાળું હોય તેને વાયુથી થયેલું જાણવું. જે વ્રણમાં દાહ થતો હોય, રોગીને તેની પીડાથી તાવ આવતો હોય અને તરસ ઘણી લાગતી હોય, જે વ્રણને સ્પર્શ કરતાં તેમાં બહુ દરદ થવાથી તે સ્પર્શ ખમી ન શકાતો હોય, તેને ઠંડો સ્પર્શ કરવાથી સુખ ઉપજતું હોય તથા જે થોડા વખતમાં પાકી જાય એવું હોય તેને પિત્તથી ઉત્પન્ન થયેલું વ્રણ જાણવું. જે સોજો કઠણ, ગોળ, ઘોર, ઠંડો, અને તેમાં ચળ આવતી હોય એવો હોય તેને કફનું વ્રણ જાણવું. વળી કફવ્રણ ઉષ્ણ સ્પર્શ ખમી શકેછે, તેને સ્પર્શ કરતાં તે સ્નિગ્ધ લાગે છે તથા ઘણી મુદતે પાકે છે. એ ત્રણે દોષના વ્રણનાં જે ચિન્હો કહ્યાં તે સર્વે જે વ્રણમાં માલમ પડતાં હોય તેને સન્નિપાતવ્રણ જાણવું. જે વ્રણ બે દોષોના કોપથી થયું હોય તેમાં બે બે દોષનાં ચિન્હો જોવામાં આવે છે.

## અભિઘાતાદિ વ્રણ.

अभिघातसमुद्भूता विज्ञेयास्ते चतुर्विधाः ।
अन्ये नाडीव्रणा ये स्युः सवाताश्च सवेदनाः ॥
अन्ये तु स्रोतसां मध्ये तेषां शृणु चिकित्सितम् ।

વાગવાથી થયેલાં વ્રણ ચાર પ્રકારનાં જાણવાં. બીજાં કેટલાંક વ્રણ જે નાડીઓમાં થાયછે, અને જે ભરનીગળ થયા કરેછે, તેને નાડી વ્રણ જાણવાં. તે વાયુવાળા અને વેદનાવાળાં હોયછે. વળી કેટલાંક વ્રણ સ્રોતસ (શિરાઓ) માં થાયછે. હવે તે સર્વેની ચિકિત્સા કહું છું તે સાંભળો.

## વ્રણની ચિકિત્સાનો ક્રમ.

प्रथमं मण्डविस्रावो द्वितीयं स्वेदनं स्मृतम् ।
तृतीयं पाचनं प्रोक्तं पाचिते पाटनं तथा ॥
शोधनं च प्रयोक्तव्यं तथा रोहणमेव च ।
पश्चात्क्रमस्तथैव स्याद्व्रणानां हितकारकः ॥

પ્રથમ વ્રણવાળા સોજા ઉપર પાતળા પ્રવાહીનું સેવન કરવું. પછી તેને અગ્નિવડે અથવા ગરમ ખેડ લગાવીને કે તેવીજ ગરમ લુગદીઓ બાંધીને શેક કરવો. પછી તેને પકવવું એ ત્રીજો ક્રમ છે. પકવેલા વ્રણને ફાડવાના ઉપાય કરવા. ફાડયા પછી તેમાંથી પરૂ વગેરે કાઢી નાખીને તેને સાફ કરવું. સાફ કર્યા પછી અંકુર આણવાનો યત્ન કરવો. અને એ પછીનો ક્રમ પણ એવોજ જે વ્રણને હિતકારક હોય તેવો યોજવો.

## વ્રણ ઉપર સેચન કરવારૂપ ઉપાય.

रास्ना वचा तथा शुण्ठी मातुलुङ्गरसस्तथा ।
काञ्जिकेन तु संसेकं धावनं वातिके व्रणे ॥
यष्टीमधुकमञ्जिष्ठापटोलं निम्बपत्रकैः ।
दुग्धेन क्वथितं शीतं धावनं पैत्तिके व्रणे ॥
त्रिफला च कदम्बं च तथा जम्बु कपित्थकम्[1] ।
क्वाथः सोष्णकफोद्भूते व्रणे धावनमुत्तमम् ॥

રાસ્ના, વજ, સુંઠ, બીજોરાનો રસ, અને કાંજી એનું સેચન કરવું. એ વાયુના વ્રણ ઉપર કરવાનું સેચન છે.

જેઠીમધ, મજીઠ પટોલ, લીમડાનાં પાંદડાં, એનો ક્વાથ દૂધમાં કરીને તે ઠંડો થાય ત્યારે તેનું વ્રણ ઉપર સેચન કરવું. પિત્તવ્રણ ઉપર કરવાનું એ સેચન છે.

હરડે, બહેડાં, આમળાં, કદંબ, જાંબુડો, કોઠી, એ ઔષધોના ગરમ ક્વાથનું કફના વ્રણઉપર સેચન કરવું. કફના વ્રણમાં એ સેચન ઉત્તમ છે.

---

१ तथार्जुनकपित्थकम् प्र० ३ जी.

## વ્રણ ઉપર લેપ ( સ્વેદન. )

**मातुलुङ्गाग्निमन्थयोश्च मूलं वा काञ्जिकेन च ।**
**सुरदारु तथा शुण्ठी लेपो वातव्रणे हितः ॥**
**नलमूर्वा च मधुकं चन्दनं रक्तचन्दनम् ॥**
**पिष्टं तण्डुलतोयेन पित्तव्रणविनाशनम् ॥**
**अङ्कोलकं च रोध्रं च कदम्बार्जुनवेतसाः ।**
**पारिभद्रदलानां तु पिष्ट्वा व्रणविलेपनम् ॥**

બીજોરાનું મૂળ, અરણીનું મૂળ, દેવદાર અને શુંઠ, એ ચારને કાંજી સાથે ઘસીને કે વાટીને તેનો લેપ કરવો. એ લેપ વાયુના વ્રણ ઉપર હિતકારક છે.

નાળો, મોરવેલ, જેઠીમધ, સુખડ, રતાંજળી, એ સર્વને ચોખાના ધોવરામણમાં વાટીને લેપ કરવો. એ લેપ પિત્તના વ્રણને મટાડે છે.

આંકોલીનું મૂળ, લોધર, કદંબની છાલ, સાદડ, નેતર, અને લીમડાનાં પાંદડાં, એને પાણીમાં વાટીને તેનો વ્રણ ઉપર લેપ કરવો.

## વ્રણનું શોધન કરવાના પ્રકાર.

**पाकं गते व्रणे वापि गम्भीरे सरुजेऽथवा ।**
**सरन्ध्रे शोधनं कार्यं धावनं तु भिषग्वरैः ॥**

જ્યારે વ્રણ પાકે અથવા ઉંડું નારૂં પડ્યું હોય, તેમાં પીડા થતી હોય અને તેમાં છિદ્રો પડી ગયાં હોય ત્યારે ઉત્તમ વૈદ્યે તે વ્રણને ક્વાથાદિક વડે ધોવું તથા તેમાંથી પરૂ વગેરે કાઢી નાખવાનો ઉપાય કરવો.

## વ્રણને ધોવાનો ઉપચાર.

**करञ्जधवनिम्बानां कदम्बार्जुनवेतसैः ।**
**पादावशेषे क्वाथेन गम्भीरव्रणधावनम् ॥**

કરંજ, ધાવડો, લીમડો, કદંબ, સાદડ, નેતર, એ ઓષધોનો ચતુર્થાંશ પાણી શેષ રહે એવો ક્વાથ કરીને તે ક્વાથવડે ઉંડું વ્રણ ધોવું.

---

१ मातुलंगाग्निमंथौ च मूलं प्र० १ ली. २ नरंध्रे प्र० ३ जी.

## વ્રણનાં શોધન ઔષધ.

मञ्जिष्ठा च तथा लाक्षारसश्चैव मनःशिला ।
निशायुगैः समायुक्तं पिष्ट्वा वस्त्रपरिस्रुतम् ॥
मधुयुक्तं शोधनं च व्रणानां हितकारकम् ।
निम्बपत्राणि संक्षिप्य मधुना व्रणशोधनम् ॥
निम्बपत्रतिलक्षौद्रं दार्वीमधुकसंयुतम् ।
तथा तिलानां कल्कं च शोधनं च व्रणेषु च ॥
तिलका निम्बसीतस्य पत्राणि सुमनस्य च ।
कषायश्च हितश्चैव व्रणानां शोधनेषु च ॥

મજીઠ, લાખ, મનશિલ, હળદર, દારૂહળદર, એ સર્વને એકઠું વાટીને તેને વસ્ત્રગાળ કરવું. પછી તેમાં મધ મેળવીને વ્રણ ઉપર ચોપડવું. એ ઔષધ વ્રણમાંથી પરૂ વગેરેને કાઢી નાખીને તેને શુદ્ધ કરવામાં હિતકારક છે.

લીંબડાનાં પાનાં મધમાં વાટીને તે ચોપડવાથી વ્રણ સાફ થાય છે.

લીંબડાનાં પાંદડાં, તલ, મધ, દારૂહળદર, જેઠીમધ, એ સર્વને એકત્ર કરીને તે ચોપડવાથી વ્રણ શુદ્ધ થાય છે. તેમજ તલનું કલ્ક કરીને તે એકલું ચોપડવાથી પણ વ્રણ શુદ્ધ થાય છે.

કાળા તલ, લીંબડાનાં પાંદડાં, નેતરનાં પાંદડાં, કરંજનાં પાંદડાં, એ સર્વનો ક્વાથ કરીને તે વડે વ્રણ ધોવું તેથી તે શુદ્ધ થાય છે.

## વ્રણને અંકુર આણવાનો ઉપાય.

विशुद्धं च व्रणं ज्ञात्वा म्रक्षयेच्च व्रणं च तत् ।
नवनीतेन वा श्रेष्ठं तेन संरोहते व्रणः ॥

ઉપર કહેલા ઉપાય કરવાવડે વ્રણને શુદ્ધ થયેલું જોઈને તેના ઉપર માખણ ચોપડવું તેથી તે વ્રણને અંકુર આવે છે. અંકુર આણવાનો આ ઉપાય શ્રેષ્ઠ છે.

## જાત્યાદિ ઘૃત.

जातीकरञ्जपिचुमन्दपटोलपत्रै-
र्यष्टीमधुश्च रजनी कटुरोहिणी च ।

मञ्जिष्ठकोत्पलमुशीरकरञ्जबीजं
स्यात्सारिवा त्रिवृन्मागधिका समांशा ॥
पक्कं घृतं च हितमेव व्रणे प्रशस्तं
नाडीगते च सरुजे च सशोणिते च ।
लूताविसर्पमपि हन्ति गभीरके च
दग्धव्रणं सकठिनं त्वपि रोहयन्ति ॥

इति जात्यादिघृतम् ।

જાઈનાં પાંદડાં, કરંજનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, પટોલનાં પાંદડાં, જેઠીમધ, હળધર, કડુ, મજીઠ, કમળ, વિરણવાળો, કરંજબીજ, સારિવા, નસોતર, પીપર, એ સર્વે સમાન ભાગે લઈને તેમાં ગાયનું ઘી વિધિપૂર્વક પકવ કરવું. એ ઘૃત વ્રણને હિતકારી છે તથા તેને અંકુર આણવામાં સારૂં છે. નાડી વ્રણ, પીડાવાળું વ્રણ, લોહી નીકળતું હોય એવું વ્રણ, ગંભીર વ્રણ, એ સર્વને એ ઘી મટાડીને તેમાં અંકુર આણે છે. લૂતારોગ અને વીસર્પ રોગનો એ ઘૃત નાશ કરે છે. જે વ્રણમાં દાહ થતો હોય તથા તે અતિ કઠિન વ્રણ હોય તેને પણ આ ઘી મટાડી દે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने व्रण-
चिकित्सा नाम अष्टत्रिंशोऽध्यायः ।

## ऊनचत्वारिंशोऽध्यायः ।

### શ્લીપદની ચિકિત્સા.

### શ્લીપદનું લક્ષણ.

### आत्रेय उवाच ।

व्रणोत्कैरुपचारैश्च जायते श्लीपदं तथा ।
वातेन स्फुटितं रूक्षं श्यामं चापि प्रदृश्यते ॥
पित्तेन सदाहपाकं सज्वरं चैव दृश्यते ।

श्लेष्मणा जायते स्निग्धं घनं शोफसमन्वितम् ॥
सन्निपातेन सर्वाणि जायन्ते भिषजांवर ! ॥
मेदाश्रितं तु वल्मीकं वल्मीकवत्प्रदृश्यते ।
सदृशानि च चिह्नानि वातिकोत्थानि लक्षयेत् ॥

**આત્રેય કહેછે**—વ્રણુ રોગમાં કહેલા * ઉપચારો કરતાં શ્લીપદ નામે રોગ થાય છે. તે શ્લીપદ વાયુથી થયું હોય તો ફૂટેલું અને રૂક્ષ હોય છે તથા રંગે કાળું દેખાય છે, પિત્તથી થયું હોય તો તેમાં દાહ થાય છે, પાકે છે અને તાવ પણુ આવે છે. કફથી થયું હોય તો તે સ્નિગ્ધ, ઘન, અને સોજાવાળું હોય છે, હે વૈદ્યોત્તમ જો તે સન્નિપાતથી થયું હોય તો તેમાં સર્વે લક્ષણો થાય છે. એટલે વાતાદિક ત્રણે દોષનાં લક્ષણો દેખાય છે. જો શ્લીપદ મેદ નામે ધાતુનો આશ્રય કરીને થયું હોય તો તે રાફડા જેવું કહેવાય છે તથા તેને વલ્મીક એટલે રાફ કહે છે. એ રાફડા જેવા શ્લીપ-દનાં લક્ષણુ વાયુથી થયેલા શ્લીપદનાં જેવાં હોય છે.

## શ્લીપદના ઉપચાર.

तस्य व्रणोक्ताश्च क्रियाः कारयेद्विधिपूर्विकाः ॥
जात्यादि च घृतं शस्तं तथैवालेपनानि च ।
पुनः प्रलेपनं कार्यं धवार्जुनकदम्बकैः ॥
गिरिकर्णिकामूलं च तथा वृक्षादनीमपि ।
पिष्ट्वा प्रलेपनं कार्यं वल्मीकश्लीपदस्य च ॥
सूरणकन्दकं पिष्ट्वा मधुना च घृतेन च ।
लेपनं च हितं तस्य वल्मीकश्लीपदापहम् ॥

એવો શ્લીપદ નામે રોગ થાય ત્યારે વ્રણુ રોગના ઉપચારમાં જે ક્રિયાઓ કરવાની કહી છે તે સર્વે વૈદ્યશાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કરવી.

---

* ઘણાક વૃદ્ધ વૈદ્યો કહે છે કે 'ઉપચાર' ને બદલે 'અપચાર' શબ્દ જોઇએ. પણુ અમારી પાસેની બધી પ્રતોમાં ( મૂળગ્રંથમાં ) ઉપચાર શબ્દ છે માટે તે કાયમ રાખ્યો છે. 'અપચાર' શબ્દ હોય તો આવો અર્થ થાયઃ— વ્રણુ રોગના ઉપાય કરતાં તેમાં કાંઈક અપચાર ( વિરૂદ્ધ ઉપચાર વગેરે ) થવાથી શ્લીપદ નામે રોગ થાય છે. ભા. ક.

પાઠળ જાત્યાદિ ઘૃત કહેવામાં આવ્યું છે તે શ્લીપદ રોગવાળાને હિતકારક છે. તેમ તેમાં જે લેપ કરવાના કહ્યા છે તે પણ સારા છે. વળી ધાવડો, સાદડ અને કદંબનાં છોડાં, ગરણીનાં મૂળ, ગુંદીની અંતર છાલ, એ સર્વને વાટીને વલ્મીક શ્લીપદ થયું હોય તે ઉપર ચોપડવું. સુરણનો કંદ વાટીને તેમાં મધ તથા ઘી મેળવીને લેપ કરવો તેથી વલ્મીક શ્લીપદ એટલે રાફ્ મટે છે. એ લેપ રોગીને હિતકારક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने श्लीपद-
चिकित्सा नाम ऊनचत्वारिंशोऽध्यायः ।



## चत्वारिंशोऽध्यायः ।

### અર્બુદ રોગની ચિકિત્સા.

### અર્બુદ રોગના હેતુ.



वाताभिघातपवनाद्व्रणाद्वापि तथा पुनः ।
रक्तनाड्यः प्ररोहन्ति शुध्यन्ति च तथा पुनः ।
तेन रक्तस्य मार्गस्तु रुध्यते तेन जायते ।
अर्बुदं च महास्थूलं मार्गरोधाच्च जायते ॥

કોઈ પદાર્થ વાગવાથી અથવા કોઈ પદાર્થની ચોટ લાગવાથી, વાયુથી કે વ્રણ રોગથી, રક્તને વેહેનારી નાડીઓમાં અંકુર આવે છે તથા ફરીને તે ઉભળે છે. એમ થવાથી રક્તનો માર્ગ રોકાઈ જાયછે તેથી મોટું સ્થૂલ અર્બુદ ઉત્પન્ન થાયછે. એવી રીતે રક્તનો માર્ગ રોકાવાથી અર્બુદ ઉપજે છે.

### અર્બુદનાં લક્ષણ અને પ્રકાર.

वातान्मृदु च परुषं कफाच्च घनशीतलम् ।
पित्तेन दाहपाकाढ्यं विज्ञातव्यं विचक्षणैः ॥
सन्निपातेन कठिनं घनं पाषणसन्निभम् ।
वृद्धिमच्च सकंडूकं स्यादसाध्यं भिषग्वर ! ॥

વાયુથી થયેલું અર્બુદ કોમળ અને કરકરૂં હોયછે, કફથી થયેલું ઘન અને શીતળ હોયછે તથા પિત્તથી થયેલું દાહ અને પાકવાળું હોયછે એમ વિચક્ષણ પુરૂષોએ સમજવું. સન્નિપાતથી થયેલું અર્બુદ પથરા સરખું કઠણ અને ઘન હોયછે. વળી તે વધતું જતું હોયછે અને તેમાં ચેળ આવે છે, હે વૈદ્યશ્રેષ્ઠ! એ અર્બુદ અસાધ્ય જાણવું.

## અર્બુદની ચિકિત્સા.

**तस्यादौ पाटनं कार्यं मर्मस्थानं च वर्जयेत् ।**
**सैन्धवेन घृतेनापि कुर्यात्तस्यानुलेपनम् ॥**
**सूरणं कन्दकं दग्ध्वा घृतेन च गुडेन च ।**
**लेपनं चार्बुदानां च नाशनं च भिषग्वर ।**
**शेषा व्रणक्रिया प्रोक्ता शस्ता वार्बुदशान्तये ।**
**वातघ्नानि च पथ्यानि हितानि मधुराणि च ॥**
**इति व्रणक्रिया प्रोक्ता समासेन भिषग्वर ।**
**यथायोगं चोपचारं ज्ञात्वा सम्यगुपाचरेत् ॥**

પ્રથમ અર્બુદને શસ્ત્રવડે ચીરવું પણ જો ચીરતાં સંભાળ રાખવી કે મર્મસ્થાન ચીરાય નહિ. ચીર્યા પછી તે ઉપર ઘી અને સિંધવનો લેપ કરવો.

સૂરણના કંદને બાળીને તેમાં ઘી તથા ગોળ મેળવીને તેનો લેપ કરવાથી અર્બુદનો નાશ થાયછે. હે વૈદ્યોત્તમ! એવિના બીજી જે વ્રણ રોગમાં કરવાની ક્રિયાઓ કહેલી છે તે આ રોગમાં પણ કરવી કેમકે તે અર્બુદ રોગને શમાવનારી તથા સારી છે. આ રોગમાં વાયુનું હરણ કરનારા પદાર્થો તથા મધુર અને હિતકારક પદાર્થો રોગીને પથ્ય છે. હે વૈદ્યોત્તમ! એ રીતે સંક્ષેપમાં વ્રણ રોગીની ક્રિયા કહી. એ રોગના ઉપચાર યથાયોગ્ય જાણીને સારી રીતે ઘટે તેમ લાગુ કરવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने अर्बुद-
चिकित्सा नाम चत्वारिंशोऽध्यायः ।



# एकचत्वारिंशोऽध्यायः ।

## લૂતા ગંડમાળા ચિકિત્સા.

### ગૂમડાં આદિનો હેતુ.

### आत्रेय उवाच ।

दुष्टाम्बुपानककदन्ननिषेवणाच्च
संजायते क्रिमिजगण्डकगण्डमाला ।
सा मारुतेन कफपित्तभवैर्विकारैः
संकुर्वते क्रिमिजदोषगणश्च गण्डान् ॥

**આત્રેય કહે છે**—નઠારાં પાણી પીવાથી તથા નઠારૂં અન્ન ખાવાથી, કૃમિથી ઉત્પન્ન થયેલાં ગૂમડાં અને ગૂમડાંની પંક્તિ જે જે ગંડમાળા કહે છે તે ઉપજે છે. એ ગંડમાળાથી તથા કૃમિથી ઉપજેલા એવા દોષના સમુદાયથી વાયુ, પિત્ત, અને કફ, એ દોષ વિકાર પામીને ગૂમડાં ઉત્પન્ન કરે છે.

### ગૂમડાં આદિનાં લક્ષણ.

वातेन वातसदृशानि च लक्षणानि
पित्तेन दाहसरुजव्रणशोषतापाः ।
साश्लेष्मणा भवति शीतघना नराणां
स्यात् सन्निपातविहिता च समस्तलिङ्गैः ।

જો ગંડમાળા વાયુથી થયેલી હોય તો તેનાં લક્ષણ વાયુના સરખાં હોય છે; જો પિત્તથી થયેલી હોય તો તેમાં દાહ, પીડા, વ્રણ, શોષ અને તાપ થાય છે; જો કફથી થયેલી હોય તો ઘન અને શીતળ હોય છે; તથા જો મનુષ્યોને એ ગંડમાળા વાતાદિ ત્રણે દોષના કોપવાથી થયેલી હોય તો તે ત્રણે દોષનાં લક્ષણોથી યુક્ત હોય છે.

### લૂતાઓના પ્રકાર.

तस्य चेमान् प्रकारांश्च वक्ष्यामि शृणु पुत्रक ! ॥
रोहिणी विशदा चैव विजया च विभेदिनी ।

कान्तारी वज्रपुष्पा च तथा चेंद्रायुधा परा ।
इति सप्तविधा लूताः शृणु पश्चात्पृथक् पृथक् ॥

હે પુત્ર! એ લૂતાઓના પ્રકાર નીચે પ્રમાણે છે તે હું તને કહું છું. રોહિણી, વિશદા, વિજયા, વિભેદિની, કાંતારી, વજ્રપુષ્પા, ઇંદ્રાયુધ, એવી સાત પ્રકારની લૂતાઓ છે. હવે તેમનાં જૂદાં જૂદાં સ્વરૂપ તને કહુંછું તે સાંભળ.

## લૂતાઓના સ્વરૂપ.

रक्तमुण्डा भवद्रक्तो रक्तस्थाने च रोहिणी ।
विशदा मांसलस्थाने श्वेतवर्णा च दीर्घिका ॥
विजया च शिरोमध्ये पीतवर्णा यवप्रभा ।
भेदिनी मेदसंस्थाने श्वेता च नीलरेखिका ॥
कान्तारी च बस्तिमध्ये श्वेताङ्गा रक्तमुण्डिका !
वज्रपुष्पा चास्थिमध्ये श्वेता कृष्णा शिरा मता ॥
इंद्रायुधा शिरान्ते च धूम्रा कृष्णा शिरा मता ॥

રોહિણી નામે લૂતા રાતા મોઢાની તથા રાતી હોયછે અને રક્તસ્થાનમાં ઉપજે છે. વિશદા નામે લૂતા માંસવાળા સ્થાનમાં થાયછે તથા તે ધોળા રંગની અને લાંબી હોયછે. વિજયા નામે લૂતા માથામાં થાયછે તથા પીળા રંગની અને જવ સરખી હોયછે. ભેદિની નામે લૂતા મેદના સ્થાનમાં થાયછે તથા તે ધોળી હોયછે અને તેમાં કાળી લીટી હોયછે. કાંતારી બસ્તિમાં થાયછે તથા તેનું અંગ ધોળું હોયછે અને તેનું મોઢું રાતું હોયછે. વજ્રપુષ્પા હાડકાંમાં થાયછે તથા તે ધોળી કે કાળી શિરાના જેવી હોયછે. ઇંદ્રાયુધા શિરાના છેડામાં થાયછે તથા તે ભૂંખરી કે કાળી શિરા જેવી હોયછે.

## લૂતાઓનાં વિશેષ સ્વરૂપ.

रोहिण्यङ्गुलिमात्रेण मूत्रेण विशदा समा ।
विजया च यवाकारा वर्तुला[1] भेदिनी तथा ॥
अन्या नृणां च विज्ञेया तण्डुलीकण्टकानिभा ।

१. विजया प्र० १ ली.

રેહિણી આંગળી સરખી હોયછે; વિશદા મૂત્ર સમાન હોયછે; વિજયા જવ સરખી હોયછે; મેદિની ગોળાકાર હોયછે; અને બાકીની ત્રણ ચોખાની અણી સરખી હોયછે.

## લૂતાઓનાં વિશેષ સ્થાન.

रोहिणी विजया विशदा मांसस्थाने समाश्रिता ॥
गुल्फे वा चास्थिसन्धौ च दृश्यते मेदिनी नरे ।
कुक्षौ कर्णान्तरेऽपाङ्गे कान्तारी विद्धि पुत्रक ! ॥
वज्रपुष्पा शिरसि च शिरान्ते चेन्द्रायुधा मता ।

રેહિણી, વિજયા, અને વિશદા, એ ત્રણ માંસના સ્થાનમાં રહેલી હોયછે; મેદિની પુરુષની ઘુંટીમાં અથવા હાડકાના સંધિમાં દેખાય છે; હે પુત્ર! બન્ને કૂખોમાં, બન્ને કાનમાં કે બન્ને નેત્રના ઉપલા ભાગમાં કાંતારી રહે છે; વજ્રપુષ્પા માથામાં રહે છે; અને ઇંદ્રાયુધા શિરાના છેડામાં રહે છે.

## લૂતા રોગની ચિકિત્સા.

अतो वक्ष्यामि भैषज्यं शृणु पुत्र ! प्रयत्नतः ॥
सान्द्रपूयविस्रावं च गम्भीरं च व्रणं विदुः ।
अन्यं च सरुजं चैव पक्वजम्बूसमप्रभम् ॥
लूताव्रणानां चिह्नानि अपक्वं यावद्दृश्यते ।
त्यक्त्वा सन्धिस्थमर्मस्थां लूतां चैव हि तद्व्रणम् ॥
तदा तप्तेन तैलेन दाहश्चाशु विधीयते ॥

હે પુત્ર! હવે હું એ લૂતારોગનાં ઔષધો કહું છું તે તું પ્રયત્ને કરીને સાંભળ. લૂતાના સંબંધથી જે વ્રણ થાયછે તેમાંથી જાડું પરૂ નીકળે છે તથા તે વ્રણ ઊંડું હોયછે. જ્યારે તે વ્રણ કાચું હોય ત્યારે તે પાકેલા જાંબૂડાના રંગ જેવું હોયછે તથા તેમાં વેદના થાયછે. લૂતા વ્રણનાં એવાં લક્ષણો છે. સંધિમાં કે મર્મસ્થાનમાં જે લૂતા હોય અથવા વ્રણ હોય તેને તજીને બીજી જગોએ રહેલી લૂતા અને વ્રણઉપર ગરમ કરેલા તેલવડે દાહ કરવો.

---

૧ चैतानि प्र० १ ली.

## લૂતા રોગઉપર લેપ.

अङ्कोल्लुकस्य मज्जानि पारिभद्रदलानि च ।
गृहधूमं कृष्णजीरं गोमूत्रेण तु पेषितम् ।
लेपनं च प्रशस्तं च लूतानां मारणे परम् ॥

આંકોલાંની ચીજો, લીંબડાનાં પાંદડાં, ઘરનો ધુમાસ, કાળી જીરી, એ સર્વને ગાયના મૂત્રમાં વાટીને તેનો લેપ કરવો. લૂતાઓનો નાશ કરવામાં એ સર્વોત્તમ લેપ છે.

पिण्डीतकं विडङ्गानि तथा चेङ्गुदिमूलकम् ।
बीजपूरकमूलानि पेषितानि विलेपयेत् ।
गण्डमालां तथा घोरां हन्ति शीघ्रं च कीटकान् ॥

स्नुहीक्षीरं चार्कक्षीरं लूतारन्ध्रे नियोजयेत् .
तेन कीटस्तु तन्मध्ये म्रियते नात्र संशयः ॥

आस्फोटां गिरिकर्णीं च चन्दनं च समांशकम् ।
पिष्ट्वा लेपः प्रयोक्तव्यो लूतां हन्ति सुदारुणाम् ॥

करवीरं चार्कदुग्धं तथा च कटुतुम्बिकाम् ।
निशाद्वयं जाङ्गलिकां तिलतैले विपाचयेत् ॥

लूतामभ्यञ्जने हन्ति गण्डमालां च दारुणाम् ।
घृतं जात्यादिकं नाम तथा चात्र प्रयोजयेत् ।
अन्यान्यपि व्रणे यानि प्रोक्तानि च यथाविधि ॥

મીંઢળ, વાયવિડંગ, હીંગોરાનું મૂળ, બીજોરાનું મૂળ, એ સર્વને એકઠાં વાટીને તેનો લેપ કરવો. એ લેપથી ભયંકર ગંડમાળા નાશ પામે છે તથા લૂતા નામે જીવડા પણ મરણ પામે છે.

લૂતાનું જે ધારૂં પડયું હોય તેમાં થોરનું દૂધ કે આકડાનું દૂધ ભરવું, તેથી તેમાં રહેલો કીડો મરી જાયછે એમાં સંશય નથી.

સફેદ ગોકર્ણી, ગરણી, ચંદન, એ ત્રણને સમભાગે લેઈને પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી દારૂણ એવી લતાનો નાશ થાયછે.

કરેણનું મૂળ, આકડાનું દૂધ, કડવી તુંબડીના બીજ, હળદર, દારૂ હળદર, કપુરકાચલી, એ ઔષધોનું કલ્ક કરીને તેને તલના તેલમાં પક્વ કરવું. એ તેલ ચોળવાથી લૂતાઓનો નાશ થાયછે તથા અતિદારૂણ એવી ગંડમાળા પણ મટે છે.

જાત્યાદિ ઘૃત પાછળ વ્રણની ચિકિત્સામાં કહેવામાં આવ્યું છે તે પણ અહીં યોજવું. તેમ વ્રણ રોગમાં બીજા પણ જે જે ઉપચાર કહેલા છે તે યથાવિધિ અહીં યોજવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने लूतागण्ड-
मालाचिकित्सा नामैकचत्वारिंशोऽध्यायः

# द्विचत्वारिंशोऽध्यायः ।

## કોઢ રોગની ચિકિત્સા.

### કોઢના હેતુ અને સંપ્રાપ્તિ.

### आत्रेय उवाच ।

**विरुद्धपानानि गुरूणि चाम्लपापोदकं सेवनकेन वापि ।**
**निद्रा दिवासु प्रतिजागराश्च पित्तं प्रकुप्येत् रुधिराश्रितं तत् ॥**
**त्वचागतः सर्पति रोगदोषः कुष्ठेति संज्ञां प्रवदन्ति धीराः ।**
**पापोद्भवास्ते प्रभवन्ति देहे नृणां भृशं कोपवतां विधिज्ञ ! ॥**

**આત્રેય કહેછે.**—પરસ્પર વિરૂદ્ધ ગુણવાળાં પાન પીવાથી, ભારે અને ખાટા પદાર્થોનું સેવન કરવાથી, નઠારાં પાણી પીવાથી, દિવસે ઊંઘવાથી, અને રાત્રે જાગવાથી પિત્ત કોપીને લોહીમાં મળે છે તથા તે ત્વચામાં પસરીને રોગરૂપી દોષને ઉત્પન્ન કરેછે, તેને ધીરજવાળા વૈદ્યો 'કોઢ' એવું નામ આપે છે. હે ઉપચારાદિ વિધિને જાણનારા પુત્ર ! એ કોઢ પૂર્વજન્મનાં પાપના નિમિત્તથી અત્યંત કોપવાળા પુરુષોના દેહમાં ઉત્પન્ન થાયછે.

## કોઢના પ્રકાર.

**कुष्ठानि चाष्टादशधा वदन्ति तेषां पृथक्त्वेन वदामि लक्षणम् ।**
**असाध्यसाध्यानि च कर्मजानि दोषोद्भवानि सहजानि यानि ॥**

કોઢ અઢાર પ્રકારના છે, એમ કહેછે. એ અઢાર પ્રકારના કોઢમાંથી અસાધ્ય કયા છે? સાધ્ય કયા છે? પૂર્વજન્મનાં કર્મેથી ઉત્પન્ન થયેલા કયા છે? વાતાદિ દોષથી ઉપજેલા કયા છે? જન્મ સાથે વંશપરંપરા ઉતરી આવેલા કયા છે? એ સર્વ, તેમનાં જૂદાં જૂદાં લક્ષણો સહિત હું તને કહું છું.

## કોઢરોગનાં લક્ષણો.

**कार्श्यं च पारुष्यमथैव कण्डू रोमप्रहर्षस्तिमितं तथांगम् ।**
**तोदश्च संधौ व्यथनं च देहे स्निग्धास्थिता कुष्ठभवेति चिह्नम् ॥**

કોઢ રોગવાળાંનું શરીર કૃશ થઈ જાય છે, તેનો સ્પર્શ કરવાથી તે કરકરૂં (ખડબચડું) લાગે, તેમાં ચેળ આવે છે, તેનાં રૂવાં ઊભાં થાય છે, તેનું અંગ ભીનું હોય એમ માલમ પડે છે અથવા ભીનું હોય છે, તેના સાંધાઓમાં કળતર થાય છે, શરીરમાં પીડા થાય છે અને તેનાં અસ્થિ સ્નિગ્ધ હોય છે. એવાં ચિન્હ કુષ્ઠરોગમાં થાય છે.

## કોઢનાં નામ.

**कापालिकं चैवमुदुम्बरं च तथैव दद्रूणि च मण्डलानि ।**
**विसर्पकं हस्तिबलं किणं च गोजिह्वकं लोहितमण्डलं च ॥**
**वैपादिकं चर्मदलं तथान्यं विस्फोटकान्यश्च बहुव्रणं च ।**
**कण्डूविचर्ची कथितं तथान्यत् धातुप्रभेदात्त्वचि रोगसिध्मा ॥**

કપાલિક, ઉદુંબર, દદ્રુ (દરાઝ), મંડળ (ચામઠાં), વિસર્પક, હસ્તિબલ, કિણ, ગોજિહ્વક, લોહિતમંડલ, વૈપાદિક, ચર્મદલ, વિસ્ફોટક, બહુવ્રણ, ખસ, વિચર્ચિકા, અને બીજા જે ધાતુના ભેદ થકી થાય છે તે કોઢ સિધ્મા. (એમાં પુંડરીક તથા કાકણ એ બેનો પણ સમાવેશ થાય છે.)

## જૂદા જૂદા કોઢનાં સ્વરૂપ.

**कपालकाभं सितवर्णकं च कृष्णारुणं तद्वदितं विधिज्ञैः ।**
**स्निग्धं च सर्वाङ्गगतं च कण्डुमुदुम्बरं तं प्रवदन्ति सन्तः ॥**

---

१ कार्ण्यं च प्र० ४ थी. २ स्निग्धे स्थिते प्र० १ ली.

ददूपमं यद्भवते च दद्रुः यन्मंडलं मण्डलकं तमाहुः ।
विसर्पवत् सर्पति तद्विसर्पं तथान्यमातंगकचर्मतुल्यम् ।
यद्दष्यपारुष्यसकर्कशं च गोजिह्वकं स्यात् खलु भेव्योग्यम् ।
श्वेतानि रक्तानि च मण्डलानि सकुण्डकानि व्रणसंयुतानि ॥
ज्ञेयं तु तल्लोहितमण्डलं च रक्तोद्भवं तद्रुधिराश्रितं च ।
पादस्य मूलं हस्ततलं च यस्य सवेदनार्तस्य परिस्फुटं च ॥
विपादिका सा कथिता विधेया सरक्तवातकुपितेन जाता ।
तथैव विस्फोटकसन्निभा वा तथापरं नाम बहुव्रणं च ॥
सूक्ष्मा च बह्व्यः पिटिकास्तु यस्य बहुव्रणं तद्गदितं नरस्य ।
कण्डूर्विचर्ची भुवने प्रतीता श्वेतानि सूक्ष्मानि च पाटलानि ॥
विसर्पते यस्य नरस्य रक्तं युवानके वापि भवेच्च सिध्मा ।

**કાપાલિક**—ભાગેલી ઠીબ જેવા દેખાવનો અને ધોળો, કાળો તથા રાતો જે કોઢ થાય છે તેને કાપાલિક કહે છે.

**ઔદુંબર**—જે કોઢ સ્નિગ્ધ હોય, આખે અંગે નીકળેલો હોય તથા તેમાં ચેળ આવતી હોય તેને ઔદુંબર નામે કોઢ કહે છે.

**દદ્રુ**—દાદર કે દરાઝનો રોગ પ્રસિદ્ધ છે. એ દાદરનાં ચકામાંને દદ્રુકુષ્ઠ કહે છે.

**મંડલ**—દાદરનાં ચકામાં જેવાં ચકામાં પાસે પાસે થઈને આખે શરીરે છવાઇ જાય તેને મંડળકુષ્ઠ કહે છે.

**વિસર્પકુષ્ઠ**—વિસર્પ રોગની પેઠે જે ચકામાં એક જગાએ થઈને ત્યાંથી નાશ પામી બીજી જગાએ થાય, એવા કુષ્ઠને વિસર્પકુષ્ઠ કહે છે.

**હસ્તિબલ**—જે કોઢમાં શરીરની ત્વચા હાથીની ચામડી જેવી કઠણ અને ખરબચડી થઈ જાય છે તેને ગજચર્મ કે હસ્તિબલ કોઢ કહે છે.

**કિણ**—(આ કુષ્ઠનું લક્ષણ ગ્રંથકારે લખ્યું નથી, પણ ઘસારાથી જેવી કણીઓ પડી જાય છે તેવી કણીઓ શરીરમાં પડી જવાના રોગને કિણકુષ્ઠ કહેતા હશે એમ લાગે છે. અથવા પુંડરીક, કાકણ, અલસક

---

१ यवास प्र० १ ली. यद्वास प्र० ३ जी.

અને કચ્છુ, એવા જે ચાર ભેદ માધવે ગણાવ્યા છે તેમાંના કાકણુને બદલે લેખક દોષથી કિણુ લખાયો હોય ).

**ગોજિહ્વ**—જે કોઢમાં શરીરની ત્વચા હરણની જીભ જેવી કઠોર તથા ખરબચડી થઈ જાય છે તેને ગોજિહ્વ કહે છે. (માધવે એને ઋષ્યજિહ્વ નામ આપેલું છે, અને તે લક્ષણ પરથી યોગ્ય લાગે છે). આ કુષ્ઠ બીજાઓથી જૂદા પ્રકારનો છે.

**લોહિતમંડલ**—જે કોઢમાં ધોળાં તથા રાતાં ચકામાં થાય છે તે ચકામામાં કુંડાળાં પડે છે તથા તેમાં વ્રણ થઈને રસી વગેરે વહેછે, તેને લોહિતમંડલ કોઢ કહે છે. એ કોઢ લોહી નાંમના ધાતુથી ઉપજે છે તથા તેની વૃદ્ધિ પણ તેથીજ થાય છે.

**વૈપાદિક**—જે મનુષ્યના પગનાં તળિયાં તથા હાથનું પૃષ્ઠ ફાટીને તેમાં ચીરા પડે છે તથા વેદના થાય છે તેને વિપાદિકા અથવા વૈપાદિક નામે કોઢ કહે છે. વાયુ તથા રક્તના કોપવાથી એ રોગ થાય છે. એ રોગ ઉપચારથી મટે એવો છે.

**ચર્મદલ**—(આ કુષ્ઠનું લક્ષણ ગ્રંથકારે કહ્યું નથી. માધવ તેનું લક્ષણ કહે છે કે, જે કોઢ રાતો, શૂળયુક્ત તથા ચેળવાળો હોય છે, તથા જેમાં ફોલ્લા થઈને ફૂટી જાય છે, તથા જેને હાથનો સ્પર્શ કર્યો હોય તો તે રોગીથી સહેવાતો નથી, તેને ચર્મદલ કહે છે).

**વિસ્ફોટક**—વિસ્ફોટકના ફોલ્લા સરખા ફોલ્લા જે રોગમાં થાય છે તેને વિસ્ફોટક નામે કોઢ કહે છે, (રાતા કે કાળા અને પાતળી ચામડીવાળા ફોલ્લાને વિસ્ફોટક કહે છે.).

**બહુવ્રણ**—એ પછી બીજો કોઢ બહુવ્રણ નામનો છે. જે મનુષ્યને ઝીણી ઝીણી ઘણી ફોલ્લીઓ થાયછે તેને બહુવ્રણ નામે કોઢ થયો છે એમ જાણવું.

કણ્ડૂ (ખસ)—એ રોગ જગતમાં પ્રસિદ્ધ છે, માટે એનાં લક્ષણ લખ્યાં નથી. (માધવ લખેછે કે પામાકુષ્ઠમાં ઝીણી ઝીણી ઘણીક ફોલ્લીઓ થાયછે, તેમાંથી રસી ઝરેછે, તેમાં ચેળ આવે છે અને અગન ઉઠે છે.)

**વિચર્ચિ**—એ રોગ જગતમાં પ્રસિદ્ધ છે માટે એનાં લક્ષણ લખ્યાં

નથી. (માધવ કહે છે કે, જે કુષ્ઠમાં ચેળ ઘણી આવે તથા કાળી અને બહુ રસી ઝરે એવી ફોલ્લીઓ થાયછે તેને વિચર્ચિકા કહે છે.)

સિધ્મઃ—સિધ્મા કોઢ ધોળો, રાતો અને સૂક્ષ્મ હોયછે, તથા તેનું ધોઠો જ્યાં જ્યાં ફરેછે ત્યાં ત્યાં તે થાયછે. એ રોગ જુવાન પુરૂષોને થાયછે.

### કોઢમાં વાતાદિ દોષના કોપનાં લક્ષણ.

तोदस्तथा वेपथुवातलिङ्गं
पित्तेन शोषभ्रमदाहतृष्णाः ॥
श्लेष्मोद्भवे कठिणशीतलपाण्डुरं च
नेत्रे नखेषु वपुषोनभिलाषता च ॥
मिश्रेण संश्रितभवानि भवन्ति यस्य
स्यात् सान्निपातिकभवं बहुधैश्च लिङ्गैः ॥

કોઢમાં વાયુનું પ્રબળ હોય તો તોદ અને કંપારો થાયછે; પિત્તનો પ્રકોપ હોય તો ભ્રમ, દાહ અને તરસ ઉપજે છે; કફનો પ્રકોપ હોય તો કોઢ કઠણ, ટાઢો, ધોળો, નેત્ર, નખ અને શરીર પણ ધોળું, તથા રોગીને અન્નાદિકની અરૂચિ થાયછે. અથવા અણગમો થાયછે. જો બે દોષ એકઠા હોય તો બે દોષનાં ચિન્હ પણ એકઠાં જોવામાં આવે છે. તથા ત્રણે દોષનાં ચિન્હ હોય તો સન્નિપાતનો પ્રકોપ છે એમ જાણવું.

### ધાતુગત કુષ્ઠના લક્ષણ.

रूक्षं तथा सकण्डु त्वक्स्थितं च मृदु शीतलम्
आस्रावदाहरक्ताभं रक्तस्थं रक्तगं विदुः ।
सुस्निग्धं तोदगम्भीरं मांसगं च विनिर्दिशेत् ॥
मेदस्थे तोदवेष्टत्वं सुस्निग्धं रक्तलोचनम् ।
अस्थिसंस्थं च गम्भीरं विशीर्णे नासिकामुखे ॥
मज्जसंस्थश्च विकलो मज्जास्रावश्च जायते ।
विशीर्यते च सर्वाङ्गं तथैव शुक्रगं विदुः ॥

કોઢ ત્વચામાં રહ્યો હોય તો તે રૂક્ષ, ચેળવાળો, કોમળ અને ટાઢો હોયછે. જો રક્તમાં હોય તો તેમાંથી સ્રાવ ઝરેછે, દાહ થાયછે, અને તેનો વર્ણ લોહીના જેવો હોયછે. માંસમાં રહેલો કોઢ અતિ સ્નિગ્ધ, તોદવાળો, અને ગંભીર હોયછે; મેદમાં રહેલા કોઢમાં તોદ થાયછે, કળત રથાયછે, કોઢ

સ્નિગ્ધ હોયછે, અને નેત્ર રાતાં થાયછે; અસ્થિમાં રહેલો કોઢ ઘણો ઊંડો હોયછે તથા તે કોઢથી નાક તથા મોઢું કોહીને ખરી પડે છે; મજ્જામાં રહેલો કોઢ અંગને ખોડ ખાંપણવાળાં કરેછે તથા રોગીની મજ્જાનો સ્રાવ થાયછે. વીર્યમાં જ્યારે કોઢ પોહોચે છે ત્યારે તેનું આખું શરીર ખવાઈ જાયછે અને તૂટી પડે છે.

## કુષ્ઠના પ્રતીકાર.

**अतो वक्ष्ये समासेन प्रतिकर्म भिषग्वर ! ।**
**त्वक्स्थे स्वेदनमालेपो रक्तस्रावश्च रक्तगे ॥**
**विरेचं मांसगे प्रोक्तं मेदगे क्वाथपाचनम् ।**
**असाध्यानि च त्रीण्येवमस्थिमज्जागतानि च ॥**

હે વૈદ્યશ્રેષ્ઠ ! હવે હું સંક્ષેપમાં કુષ્ઠ રોગના ઉપાય કહું છું. જો કુષ્ટ ત્વચામાં હોય તો કુષ્ઠને સ્વેદન ( પરસેવો કાઢવો ) ઉપચાર કરવો તથા લેપ કરવો; જો રક્તમાં હોય તો રક્તસ્રાવ કરવો; જો માંસમાં હોય તો વિરેચન આપવું; જો મેદમાં હોય તો ક્વાથ પાઇને પાચન કરવું; અસ્થિ, મજ્જા, અને વીર્ય, એ ત્રણને વિષે રહેલો કુષ્ઠ રોગ અસાધ્ય છે.

## વાતાદિકથી થયેલા કુષ્ઠની ચિકિત્સા.

**वातिके स्वेदनं पथ्यं पित्ते शीतोपचारणम् ।**
**श्लैष्मिके शोषणं प्रोक्तमसाध्यं सान्निपातिकम् ।**
**रोगकारणमालोच्य तदा कर्म समारभेत् ॥**

વાયુના કોઢમાં સ્વેદન ઉપચાર હિતકારક છે; પિત્તના કુષ્ટમાં શીતળ ઉપચાર કરવા; કફના કોઢમાં શોષણ ઉપચાર કરવાના કહેલા છે; અને સન્નિપાતથી થયેલો કુષ્ઠ અસાધ્ય છે એટલે તેમાં કોઇ જાતના ઉપચાર લાગુ પડતા નથી. રોગનું કારણ પ્રથમ જાણીને પછી પ્રતીકાર કરવાનો વિચાર કરવો.

## કુષ્ઠવાળાના સામાન્ય ઉપચાર.

**पक्षान् पक्षान् शोधनं पाचनं च**
**मासान् मासान् कारयेद्रेचनं च ।**

१ छेदन. प्र० ३ जी. २ तस्मादौपथ्यमारभ्य.

तस्मात् कुष्ठे शोधनाय प्रकर्षात्
षष्ठे षष्ठे मास्यसृग्मोक्षणं च ॥

કોઢ રોગવાળાને દરેક પખવાડીએ શોધન (વમન વગેરે) ઔષધ અને પાચન ઔષધ આપવાં; દરેક મહિને વિરેચન આપવું; વળી કોઢ રોગવાળાના શરીરની અત્યંત શુદ્ધિ કરવાને દરેક છ મહિને રક્તમોક્ષ (શરીરમાંથી બગડેલું લોહી કાઢી નાખવારૂપ ઉપચાર) કરવો.

### કુષ્ઠરોગમાં વમનાદિ ઉપચાર.

वासापटोलफलिनीलवणं वचा च
निम्बत्वचं क्वथितमाशु पिबेत् कषायम् ।
कुष्ठे करोति वमनं मदनान्वितं च
क्राथस्तु पाचनमयं मधुनान्वितश्च ॥

અરડૂસો, પટોળ, ગઉંલા, સિંધવ, વજ, લીંમડાની છાલ, એનો ક્વાથ કરીને તેમાં મીંઢળનું ચૂર્ણ નાખીને તે પીવાથી કુષ્ઠરોગવાળાને વમન થાયછે. અને એજ ક્વાથમાં મધ નાખીને પાવાથી તે કુષ્ઠરોગ-વાળાના દોષનું પાચન કરે છે.

### વિરેચન અને રક્તમોક્ષ.

फलत्रिकं त्रिवृद्दन्ती विरेचकं भिषग्वर ! ।
क्राथो वचोष्णतोयेन पाने स्याद्भिषगुत्तम !
शाखप्रशाखयोर्वेध्या शिरा शिरसि चैवहि ।
ततः प्रयोजनीयं च क्राथो लेहश्च तैलकम् ॥

હે ઉત્તમ વૈદ્ય ! હરડે, બહેડાં, આમળાં, નસોતર, દંતીમૂળ, વજ, એ ઔષધોનો ક્વાથ કરીને તે ક્વાથનું ગરમ પાણી પીવાથી વિરેચન થાયછે. કુષ્ઠરોગવાળાની હાથની, પગની તથા માથાની શિરાનો વેધ કરવો. પછી ક્વાથ, અવલેહ અને તેલની યોજના કરવી.

### કોઢ ઉપર શુંઠ્યાદિ ક્વાથ.

शुण्ठीकणाखदिरपाटलिकापटोली
मञ्जिष्ठदारुविषबिल्वयवानिकानाम् ।

१ पंचकषाया वमने मदनान्वितेषु प्र० १ ली.

वासाफलत्रिकजलेन कषायसिद्धः
पानान्निहन्ति मनुजस्य च कुष्ठदोषम् ॥

સુંઠ, પીપર, ખેર, પાડળ, પટોલ, મજીઠ, દેવદાર, અતિવિખ, બીલી, જવાન, અરડૂસો, હરડે, બહેડાં, આમળાં, એ ઔષધોનો ક્વાથ પાણીમાં તૈયાર કરીને પાવો. તેથી મનુષ્યનો કોઢ નામે રોગ નાશ પામે છે.

## વાસાદિ ક્વાથ.

वासाविडङ्गपिचुमन्दपटोलपाठा-
शुण्ठीसुरेन्द्रतरुभिर्दशमूलपथ्याः ।
क्राथो निहन्ति च मरुत्प्रभवं च कुष्ठं
त्रिःसप्तकेऽहनि महौषधमेव योज्यम् ॥

અરડૂસો, વાયવિડંગ, લીમડો, પટોલ, પહાડમૂળ, સું', દેવદાર, દશમૂળ, હરડે, એ ઔષધોના ક્વાથમાં સુંઠનું ચૂર્ણ નાખીને એકવીસ દીવસ પીવાથી વાયુનો કોઢ નાશ પામે છે.

## કુષ્ઠઉપર ભોજનાદિ પથ્ય.

नित्यं छिन्नोद्भवाचूर्णं तस्य क्राथसमन्वितम् ।
पीतं जीर्णे च सघृतं भोजने षष्टिकं पयः ।
हन्ति कुष्ठानि सर्वाणि सप्तधातुगतानि च ॥

अथ लेपनानि ।

ગળોનો ક્વાથ કરીને તેમાં ગળોનું ચૂર્ણ નાખીને નિત્ય પીવો. તથા તે ક્વાથ પચી ગયા પછી સાઠી ચોખા, દૂધ અને ઘી ખાવાં. એ પ્રયોગથી સાતે ધાતુઓમાં રહેલા સર્વે પ્રકારના કોઢ મટે છે.

## કુષ્ઠ ઉપર લેપ.

काश्मर्यदद्रुघ्नमथापि कुष्ठं निशाद्वयं कांजिकपिष्टमेतत् ।
लेपे प्रशस्तं विनिहन्ति कुष्ठं विचर्चिवीसर्पकमंडलानि ।
एडगजाकृमिशत्रुरजन्यौ सर्षपिकामगधामरिचानि ।
सैंधवतक्रयुतं परिपेष्य हन्ति विचर्चिकमंडलकुष्ठम् ॥
दूर्वाभयामगधजा च तथैव वासा
कुष्ठं हुताशमभयाकृतमालकं वा ॥

**पिष्टानि तत्र मधुकाञ्जिकमूत्रपिष्ट-**
**लेपेन कुष्ठमपि हन्ति विचर्चिकां च ॥**

શીવણ અથવા પુષ્કરમૂળ, કુંવાડિયાનાં બીજ, ઉપલેટ, હળદર, આંબાહળદર, એ સર્વને કાંજી સાથે વાટીને તેનો લેપ કરવો એ હિતકારક છે. એ લેપથી કોઢ, વિચર્ચિ, વીસર્પ, અને મંડલ ( ચકામાં, ) એ સર્વે નાશ પામે છે.

કુંવાડિયાનાં બીજ, વાયવિડંગ, હળદર, આંબાહળદર, સરસવ, પીપર, મરી, સિંધવ, એ સર્વને છાશમાં વાટીને ચોપડવાથી વિચર્ચિ અને મંડળ નામના કોઢ મટે છે.

દરો, હરડે, પીપર, અરડૂસો, ઉપલેટ, ચિત્રો, હરડે, ગરમાળો, એ સર્વને એકઠાં વાટીને તેને મધ, કાંજી કે ગોમૂત્રમાં વાટીને લેપ કરવાથી કોઢ તથા વિચર્ચિકા મટે છે.

### કુષ્ઠરોગમાં ધાવન.

**विसर्पदोषे प्रोक्तानि धावनानि च कारयेत् ॥**
**सौवीरकरसेनापि धावनं त्रिफलाम्बुना ।**
**वातिके चैव कुष्ठे च प्रशस्तं कथितं बुधैः ॥**
**निम्बपत्रकषायेन यष्टीमधुककल्कितम् ।**
**दुग्धेन शीतलेनापि विदार्याः क्वाथकेन वा ।**
**हन्ति वातोद्भवं कुष्ठं धावनं तु भिषग्वर ॥**
**अग्निमन्थपटोलानि मातुलुङ्गदलानि च ।**
**सठीपर्पटकः क्वाथः धावनं श्लेष्मरोगिणाम् ॥**

વિસર્પરોગમાં જે જે ધોવાનાં ઔષધો બતાવ્યાં છે તે તે આ કોઢ રોગમાં પણ યોજવાં. કાંજીથી અથવા ત્રિફળાના પાણીથી કોઢને ધોવા. એ ધોવાની ક્રિયા વાયુથી થયેલા કોઢમાં હિતકારક છે એમ પંડિતો કહે છે. હે વૈદ્યશ્રેષ્ઠ! જેઠીમધનું કલ્ક કરીને તેને લીમડાનાં પાંદડાંના ક્વાથમાં મેળવીને તે વડે ધોવું અથવા ઠંડા દૂધવડે અથવા વિદારીકંદના ક્વાથવડે, કોઢઉપર સેચન કરવાથી વાયુનો કોઢ મટે છે.

---

१ धावनं हंति एव च. प्र० ३ जी. २ हंति कुष्ठं महाघोरं धावनं न प्रशस्यते. प्र० १ ली.

અરણી, પટોલ, બીજોરાનાં પાંદડાં, ષડકચુરો, પિત્તપાપડો, એ ઔષધોનો ક્વાથ કરીને તેનું સેચન કરવાથી કફથી થયેલો કોઢ મટે છે.

## વિપાદિકા ઉપર લેપ.

**विपादिकां नवनीतेन मर्दयित्वा विदां वर!।**
**स्वेदयित्वार्कपत्रैश्च मधुतैलेन लेपनम्॥**

વિપાદિકા નામે કોઢ ઉપર માખણ ચોળવું. પછી, હે વૈદ્યશાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ! આકડાનાં પાનાંવડે તેનું સ્વેદન કરવું એટલે તે ઉપર ગરમ કરેલાં આકડાનાં પાનાં મૂકીને પરસેવો આવવા દેવો. પછી મધુતૈલ (મહુડાની ડોળીઓના તેલ) વડે લેપ કરવો.

## ખદિરાદિ ક્વાથ.

**खदिरनिम्बकदम्बकमेव तु ककुभपाटलिका च शिरीषकम्।**
**कुटजकिंशुकशिग्रुकमोरटा वटकुटंनटपिप्पलिपीलुकम्॥**
**धवमुदुम्बरवेतसमेकतः क्वथितपानविधानघृतेन तु।**
**सकलकुष्ठविनाशनकारकं भवति चेन्दुसमानवपुर्नरः॥**

ખેર, લીંબડો, કદંબ, સાદડ, પાડળ, સરસ વૃક્ષ, કડુ, ખાખર, સરગવો, મોરટ (સેરડીનું મૂળ), વડ, અલવો, પીપર, પીલુડી, ધાવડો, ઉમૈડો (ગુલર), નેતર, એ સર્વને એકત્ર કરીને તેનો ક્વાથ કરવો તથા તે ક્વાથમાં ઘી નાખીને વિધિપૂર્વક તે પીવું. તેથી સઘળા પ્રકારના કોઢનો નાશ થાય છે અને મનુષ્યના શરીરની કાંતિ ચંદ્ર સમાન થાય છે.

## આરગ્વધાદિ ક્વાથ.

**आरग्वधोधातकीकर्णिकारधवार्जुनैः सर्जककिंशुकानाम्।**
**कदम्बनिम्बैः कुटजाटरूषैः खदिरेण युक्ताश्च तथैव मूर्वा॥**
**मूलानि चैषामुपहृत्य सम्यक् अष्टावशेषः क्वथितः कषायः।**
**घृतेन तुल्यं प्रतिमानमस्य निहन्ति सर्वाणि शरीरजानि॥**
**कुष्ठानि सर्वाणि विसर्पदद्रुविचर्चिका हन्ति नरस्य शीघ्रम्॥**

इत्यारग्वधादिक्वाथः।

ગરમાળો, ધાવડી, કરેણ, ધાવડો, સાદડ, સર્જવૃક્ષ (રાળનું ઝાડ) ખાખર, કદંબ, લીંબડો, કડુ, અરડૂસો, ખેર, મોરવેલ, એ સર્વનાં મૂળ

લાવીને તેનો સારી રીતે અષ્ટમાંશ પાણી શેષ રહેતાં લગી ક્વાથ કરવો. પછી તે ક્વાથ ઘી સાથે માપ પ્રમાણે પીવાથી શરીર ઉપર થયેલા સઘળા પ્રકારના કોઢ નાશ પામે છે. વળી વીસર્પ રોગ, દરાઝ, અને વિચર્ચિકા રોગ, એ સર્વે પણ જલદીથી નાશ પામે છે.

## ખદિરાદિ ઘૃત.

**खदिरकदरमूर्वावालकं कर्णिकारः**
**कुटजसपरिभद्रारग्वधा नीपदीप्याः ।**
**क्वथितमपि समांशं यद्घृतं पानमस्य**
**विनिहन्ति सकलान्वै कुष्ठवैसर्पदर्पान् ॥**

ખેર, ધોળો ખેર, મોરવેલ, વીરણવાળો, કરેણ, ઇંદ્રજવ, લીંમડો, ગરમાળો, કદંબ, અજમોદ, એ સર્વના ક્વાથમાં સમાન ભાગે ઘી નાખીને સિદ્ધ કરવું. એ પીવાથી સઘળા પ્રકારના કોઢ અને વીસર્પરોગ મટે છે.

## ભલ્લાતકાદિ તેલ.

**भल्लातकत्र्यूषणमक्षचूर्णं कुष्ठं च गुञ्जालवणानि पंच ।**
**फलत्रिकं तैलविपाचितानि चाभ्यञ्जनं हन्ति च दद्रुकुष्ठम् ॥**

इति भल्लातकाद्यं तैलम् ।

ભીલામાં, સુંઠ, પીપર, મરી, બહેડાં, ઉપલેટ, ચણોઠી, સિંધવ, સંચળ વરાગડું, કાચલવણ, બીડલવણ, હરડે, બહેડાં, આમળાં, એ સર્વેનું ચૂર્ણ કરીને તેમાં તેલ નાખીને તેને પક્વ કરવું. એ તેલ ચોળવાથી દાદર અને કોઢ નાશ પામે છે.

## તિલતૈલ.

**अश्वघ्नमूलं हलिनी समङ्गा निशाद्वयं सर्षपचित्रकं च ।**
**सभृङ्गराजं कटुतुम्बिका च कुष्ठं विडङ्गं मगधा च चूर्णम् ॥**
**स्नुह्यर्कदुग्धेन विपाचितं तु तैलं तिलानां परिपक्वमेतत् ।**
**अभ्यञ्जनं चैव नरस्य नूनं दद्रूणि कण्डूनि विनाशयेच्च ॥**

इति तिलतैलम् ।

ધોળી કરેણનું મૂળ, લાંગલી, મજીઠ, હળદર, આંબાહળદર, સરસવ, ચિત્રો, ભાંગરો, કડવી તુંબડી, ઊપલેટ, વાયવિડંગ, પીપર, એ સર્વનું ચૂર્ણ કરીને તેને થોરના તથા આકડાના દૂધમાં નાખી તેનું કલ્ક કરવું. પછી

તલના તેલમાં તે કલ્કને નાખીને તેને પરિપક્વ કરવું. એ સિદ્ધ થયેલા તેલનું અભ્યંજન કરવાથી તે દાદર તથા ખસનો નાશ કરે છે.

## હરિદ્રાદિ તેલ.

हरिद्रा समङ्गा सुराह्वं सचित्रं
विडङ्गानि कृष्णां विषालाबु[1] कुष्ठम् ।
तथा लाङ्गली चक्रमर्द च गुञ्जा
विशालां तथारिष्टपत्राणि चैतत् ॥
विचूर्ण कृतं भावितं चार्कदुग्धे[2]
न तैलं विपाच्यं नरस्यातिशीघ्रम् ।
हितं लेपने कुष्ठपामाविचर्चि
निहन्ति तथेदं हरिद्रादितैलम् ॥

इति हारद्राद्यं तैलम् ।

હળદર, મજીઠ, દેવદાર, ચિત્રો, વાયવિડંગ, પીપર, અતિવિખ, તુંબડીનાં બીજ, ઉપલેટ, લાંગલી, કુંવાડિયો, ચણોઠી, ઇંદ્રવારણી, અરીઠાનાં પાંદડાં, એ સર્વનું ચૂર્ણ કરીને તેને આકડાના દૂધનો પટ દેવો. પછી તે પટ દીધેલું ચૂર્ણ તેલમાં નાખીને તેલ પકવ કરવું. એ તેલ કોઢવાળા પુરૂષને ચોળવાથી જલદીથી ફાયદો કરે છે. આ હરિદ્રાદિ તેલ કોઢ, ખસ અને વિચર્ચિ રોગનો નાશ કરે છે.

## નિંબાદિ ઘૃત.

निम्बं पटोलं च किरातकं च जाती विशाला सपुनर्नवा च ।
पयोदलाक्षारसमेव वासा त्रायन्तिका बिल्वककुष्टयष्टिः ॥
संचूर्णितं क्षीरदधिसमेतं घृतं विपक्कं परिषेचने च ।
हितं च कुष्ठक्षतदद्रुरक्तं पामाविचर्चीर्विनिहन्ति कण्डूम् ॥

इति निम्बाद्यं घृतम् ।

લીંબડાની છાલ, પટોલ, કરિયાતું, જાઈનાં પાંદડાં, ઇંદ્રવારણી, સાટોડી, મોથ, લાખ, અરડૂસો, ત્રાયમાણ, બીલી, ઉપલેટ, જેઠીમધ, એ સર્વેનું ચૂર્ણ કરીને તેમાં દૂધ તથા દહીં મેળવવું. અને તેમાં ઘી નાખીને

---

१ विशालांबु. प्र० १ ली. विषालं च. प्र० ३ जी. २ घर्म्ये. प्र० ३ जी.

પકવ કરવું. એ ઘૃતનું સિંચન કરવાથી ( ચોપડવાથી ) કોઢ, ક્ષત, દાદર, રક્ત, ખસ, વિચર્ચિ, અને ચેળ, એ સર્વે નાશ પામે છે,

## ધોળા કોઢની ચિકિત્સા.

### શ્વેત કોઢની સંપ્રાપ્તિ અને નિદાન.

पित्तं[1] च त्वग्गतं भूत्वा वातेनैव समीरितम् ।
सरक्तं च प्रकुपितं कुरुते पाण्डुरच्छविम् ॥
तच्च श्वित्रमिति ख्यातं तस्य च शृणु लक्षणम् ।
असाध्यं कष्टसाध्यं वा विज्ञेयं तद्भिषग्वरैः ॥
ईषद्रक्तं भवेत् पाण्डु सन्निपाताच्च जायते ।
असाध्यं तच्च सर्वाङ्गचित्रं स्निग्धं तदेव तु ॥
पीतच्छवि पाण्डुररूक्षमेव त्वचागतं साध्यतमं प्रतीतम् ।
संपाचनं शोधनमेव शस्तं विरेचनं रक्तविमोक्षणं च ॥

વાયુએ પ્રેરેલું પિત્ત ત્વચામાં જાયછે અને ત્યાં લોહીની સાથે મળીને વિકાર પામે છે તેથી શરીરનો વર્ણ ધોળો થઇ જાયછે, તેને શ્વિત્ર કે ચિત્ર-કોઢ કરીને કહે છે. એ કોઢનાં લક્ષણ કહું તે સાંભળ. એ કોઢ અસાધ્ય છે અથવા કષ્ટસાધ્ય છે એમ ઉત્તમ વૈદ્યોએ જાણવું. જે શ્વિત્ર કોઢ સન્નિપાતથી ઉપજે છે તે લગાર લાલ અને ધોળો હોયછે. તે કોઢ અસાધ્ય જાણવો. વળી જે શ્વિત્રકોઢ સઘળે અંગે વ્યાપી ગયો હોયછે તથા સ્નિગ્ધ હોયછે તે પણ અસાધ્ય જાણવો. જે કોઢનો વર્ણ પીળો તથા ધોળો હોયછે અને જે રૂક્ષ હોયછે, તેમજ જે ત્વચાને વિષે રહેલો હોયછે તેને સાધ્ય જાણવો, એ કોઢવાળાને પાચન, શોધન અને વિરેચન ઔષધ આપવાં તથા તેનું રક્તમોક્ષણ કરવું એ પણ સારૂં છે.

### સફેદ કોઢના ઉપાય.

वासागुडूचीत्रिफलाकरञ्जपटोलनिम्बार्जुनवेतसानाम् ।
कृष्णासमङ्गासहितं च कल्कं पाने हितं चित्रकमण्डले च ॥
खदिरवासकनिम्बपटोलकैर्धवयवासकमेव फलत्रिकैः ।
सकलकुष्ठविसर्पकमण्डलं विजयते मनुजस्य च पाण्डुरम् ॥

1 पित्तं चैव गदं. प्र० १ ली.

पाठाविडङ्गमगधासुरदारुचित्रं दद्रुघ्नरात्रियुगलं च तथा समङ्गा।
कुष्टं वचामधुकसैन्धवकाञ्जिकेन पिष्टं तु मूत्रकसुधाजरसेन वापि॥
प्रलेपने चित्रमथैव सिध्म विनाशमायाति च कण्डुकुष्ठम्।
विचर्चिकां नाशयते च कण्डूं विस्फोटमाशु प्रतिसर्पणानि॥

भृङ्गराजो हरिद्रा च दूर्वाजाजीविडङ्गकाः।
कृष्णास्तिलाश्चित्रकाणि तथैव हरिचन्दनम्॥
मूत्रेण पेषितं तत्तु लेपनं चित्रकुष्ठिनि।
हन्ति दद्रूणि सिध्मानि कुष्ठं कंडूविचर्चिकाः॥

અરડૂસો, ગળો, હરડે, બહેડાં, આમળાં, કરંજ, પટોલ, લીંબડો, સાદડ, નેતર, પીપર, મજીઠ, એ સર્વનું કલ્ક કરીને પીવાથી ચિત્રકોઢ તથા મંડળકોઢવાળાને ફાયદો આપે છે.

ખેર, અરડૂસો, લીંબડો, પટોલ, ધાવડો, ધમાસો, હરડે, બહેડાં, આમળાં, એ ઔષધનો ક્વાથ પીવાથી સઘળા કોઢ, વિસર્પ, મંડળ, અને સફેદ કોઢ નાશ પામે છે.

પાહાડમૂળ, વાયવિડંગ, પીપર, દેવદાર, ચિત્રો, કુંવાડિયાનાં બીજ, હળદર, આંબાહળદર, મજીઠ, ઉપલેટ, વજ, જેઠીમધ, સિંધવ, એ ઔષધોને કાંજીમાં વાટવાં. પછી તેને ગાયનું મૂત્ર તથા થોરનાં પાંદડાંનો રસ એ એમાં યુક્ત કરીને ચોપડવું. એ લેપ ચોપડવાથી ચિત્ર કોઢ, સિધ્મ નામે કોઢ, ખુજલી અથવા કડૂ નામે કોઢ, વિચર્ચિકા, સાધારણ ખુજલી, વિસ્ફોટક, અને વીસર્પ એ સર્વે નાશ પામે છે.

ભાંગરો, હળદર, દરો, જીરૂં વાયવિડંગ, કાળા તલ, ચિત્રો, હરિચંદન, એ સર્વેને ગાયના મૂત્રમાં બારીક વાટીને ચિત્રકુષ્ઠવાળાને તેનો લેપ કરવો. એ લેપથી દાદર (દરાઝ,) સિધ્મ કોઢ, ખુજલી, વિચર્ચિકા, એ સઘળાં નાશ પામે છે.

## કુષ્ઠઉપર પથ્યાપથ્ય.

न विदाहीनि चाम्लानि वातलानि तथैव च।
ज्वरे प्रोक्तानि पथ्यानि तानि चात्र प्रयोजयेत्॥
व्रणेषु कुष्ठराजीषु हितमेवोपचारणम्॥

१ रुधिर. प्र० १ ली. सधार. प्र० ४ थी.

કોઢવાળાને વિદાહી એટલે પાચન થતાં દાહ કરે એવા પદાર્થ ખાવા પીવા આપવા નહિ; તેમજ ખાટા અને વાયુ કરે એવા પદાર્થોનું તેણે સેવન કરવું નહિ. જ્વરવાળાને ખાવા પીવા વગેરેનાં જે પથ્ય કહેવામ આવ્યાં છે તે અહીં પણ યોજવાં. જે ઉપચાર વ્રણરોગવાળાને હિતકર છે તે ઉપચાર કોઢવાળાને પણ હિતકારક છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने कुष्ठ-
चिकित्सा नाम द्विचत्वारिंशोऽध्यायः ।

इति कायतन्त्रं समाप्तम् ।

---

# त्रयश्चत्वारिंशोऽध्यायः ।

## શાલાક્ય તંત્ર.

### માથાના રોગની ચિકિત્સા.

### માથાના રોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**अतिभारातियोगेन अतितीक्ष्णोष्णभावतः ।**
**विनाभ्यङ्गेन वा शैत्यात् पित्तेनातिविशेषतः ।**
**क्रिमिदोषेण वा पुंसां जायते च शिरोगदः ॥**

**આત્રેય કહેછે**—માથે અતિશય ભાર ઉપાડવાથી, અતિશય તીક્ષ્ણ કે અતિશય ગરમ પદાર્થનું સેવન કરવાથી, માથે તેલ ન ઘાલવાથી, માથે ટંડક બહુ લાગવાથી, અને વિશેષે કરીને અતિશય પિત્તથી કે કૃમિદોષથી માથાનો રોગ ઉત્પન્ન થાયછે.

### માથાના રોગના પ્રકાર.

**वातरक्तकफात् पित्तात् पित्तेनापि विशेषतः ।**
**सन्निपातेन विज्ञेयाः क्रिमिजाश्च तथा परे ॥**
**अर्धशीर्षविकारश्च दिनवृद्धिकरास्तथा ॥**

---

१ हितमेवोपचारिणाम्. प्र० १–४.

વાયુથી, લોહીથી, કફથી, પિત્તથી માથાનો રોગ થાયછે. તેમાં પિત્તથી વિશેષે કરીને થાયછે. વળી સન્નિપાતથી, તથા કૃમિદોષથી માથાના રોગ થાયછે. તેમજ અરધું માથું દૂખવાનો રોગ જેને આધાસીસી કહે છે તે તથા જેમ જેમ દિવસ ચઢતો જાય તેમ તેમ માથું વધારે વધારે દુખતું જાય, એવો દિનવૃદ્ધિરોગ પણ થાય છે. ( એવી રીતે માથાના રોગ આઠ પ્રકારના છે. )

## વાતશિરોરોગનાં લક્ષણ.

**वातेन रात्रौ भवते व्यथा च अथातुरस्य व्यथते शिरश्च ।**
**सौख्यं लभेत् स्वेदनमर्दनेन वातेन सा विद्धि शिरोरुजा च ॥**

વાયુથી થયેલા માથાના રોગમાં રાત્રે પીડા થાય છે તથા રોગીનું માથું દુઃખે છે. માથે સ્વેદન ઉપચાર કરવાથી કે મર્દન કરવાથી રોગીને સુખ થાય છે. એવાં ચિન્હવાળા શિરોરોગને વાયુથી થયેલો જાણવો.

## પિત્તશિરોરોગનાં લક્ષણ.

**यस्योष्णमङ्गं भवते शिरोर्ति-**
**र्घर्मे सतापे च दिनेऽर्धरात्रौ ।**
**सधूमपित्तः कटुको बलार्शः**
**शीतात्सुखं वा निशि स्वास्थ्यमेति ॥**

**शीतात्सुखं वा भ्रम एव तृष्णा**
**सतीव्रपित्ताद्भवते रुजा च ।**
**सूर्योदये वा भवते दिनान्ते**
**भ्रमश्च तृष्णा भवते सुतीव्रा ॥**

જે માણુસનું અંગ ગરમ રહે છે તથા ધામ થવાથી, તાપમાં ફરવાથી, દિવસે કે મધ્યરાત્રે માથું દુખે છે, વળી જેને ગરમ વરાળ સહિત પિત્તયુક્ત તીખો કે કડવો ગલફો પડે છે, અને જે ઠંડકથી સુખ પામે છે તથા રાત્રે જેને સારૂં લાગે છે, તેને પિત્તથી થયેલો માથાનો રોગ જાણવો. વળી જેને તીવ્ર પિત્તની પીડા સૂર્યોદયે કે સૂર્ય આથમતી વેળાએ થતી હોય, જેને ભ્રમ થતો હોય તથા અતિ તીવ્ર તરસ લાગતી હોય, તેને પિત્તથી થયેલો માથાનો રોગ સમજવો.

## કફશિરોરોગનાં લક્ષણ.

सजाड्यमङ्गं भवते च शीतं स्वेदेन युक्तं भ्रूयुगं च शूनम् ।
मदृश्यनेत्रं तपते च तन्द्रा कफोपदिष्टः शिरसो विकारः ॥

જે મનુષ્યના અંગમાં જડતા હોય, અંગ ટંડાં લાગતાં હોય, શરીરે પરસેવો બહુ વળતો હોય, આંખોની બન્ને ભમરો સૂજેલી હોય, આંખોમાં આગન બળતી હોય તથા ઘેન રહેતું હોય, તેને કફથી થયેલો માથાનો રોગ જાણવો.

## લોહીથી થયેલા માથાના રોગનાં લક્ષણ.

रक्तेन नासापुटकेऽपि जालं निरेति शोषा वदने च तृष्णा ।
रक्ताक्षिमन्या जडता च यस्य तमाह रक्तोद्भवशीर्षरोगम् ॥

જેના નાકમાંથી લોહીયુક્ત મળ નીકળતો હોય, મુખમાં તરસ ઘણી લાગતી હોય, આંખ્યો રાતી થઇ ગઇ હોય, ડોકાની પાછલી સિરા જડ થઇ ગઇ હોય, તે પુરૂષને લોહીથી માથાનો રોગ છે એમ જાણવું.

## સન્નિપાતથી થયેલા માથાના રોગનાં લક્ષણ.

मध्यं प्रदूष्य प्रतनोति पीडां नासापरिस्रावि जलं तथा च ।
सजाड्यमोहश्वसनं च यस्य सा सन्निपाताद्भवते शिरोऽर्तिः ॥

માથાના મધ્યમાં રહેલા પદાર્થને બગાડીને વાતાદિ ત્રણે દોષ માથામાં પીડા ઉત્પન્ન કરે છે તથા નાકમાંથી પાણી ઝરે છે; વળી માથું જડ થઈ જાય છે અને રોગીને મોહ તથા શ્વાસ થાય છે આવા પ્રકારનો માથાનો રોગ સન્નિપાતથી થયેલો છે એમ જાણવું.

## કૃમિથી થયેલા માથાના રોગનાં લક્ષણ.

यस्यातिमात्रं शिरसि प्रतोदः विभज्यमानेऽपि च मस्तकान्ते ।
घ्राणे परिस्रावि सरक्तपूयं क्रिमिप्रसूता च शिरोव्यथा च ॥

જે પુરૂષના માથામાં સોયો ઘોચાતી હોય એવી અતિશય વેદના થાય છે, માથાનાં લમણાં જાણે ફાટી જતાં હોય તેમ દુખેછે, તથા નાકમાંથી લોહી અને પરૂ વેહે છે. એ માથાના રોગને કૃમિઓથી ઉત્પન્ન થયેલો જાણવો.

## બીજા માથાના રોગનાં કારણો.

क्रोधाच्छोकाद्भवेच्चान्या व्यायामेऽतिश्रमेषु च ।
सा वातेन शिरःपीडा नीरुजां च नृणामपि ॥
अतिलेखनपाठेन तथा सूक्ष्मान्निरीक्षणात् ।
दूरदृष्टेक्षणेनापि वेदना वातरक्तजा ॥
नासिकार्द्धे व्यथा तस्य व्यथा भ्रूयुगले भवेत् ।
नीलं कृष्णं च पश्येत वेदना मस्तके भवेत् ॥
न रक्तेन विना पित्तं रक्तं पित्तेन चाल्यते ।
न पित्तेन शिरोऽर्तिः स्यात् पित्तं वातेन चाल्यते ॥

કોઇ વખત ક્રોધથી કે શોકથી માથું દુખે છે; કોઈવાર અતિશય કસરત કરવાથી કે અતિ શ્રમ કરવાથી માથું દુખે છે. એવી રીતે નીરોગી માણસને પણ માથાની પીડા થાય છે ત્યારે તે વાયુથી થયેલી છે એમ જાણવું. અતિશય લખવા ભણવાથી, અતિશય ઝીણી વસ્તુ જોવાથી, તથા દૂર નજર કરીને જોવાથી વાયુ તથા રક્તથી થયેલી માથાની વેદના થાય છે. એવી વાતરક્તની વેદના થાય છે ત્યારે અરધા નાક ઉપર તથા આંખની બન્ને ભમરોમાં પીડા થાય છે, આંખે નીલ તથા કાળા રંગ દેખાય છે અને માથામાં પણ પીડા થાય છે. માથાનાં રોગમાં રક્તવિનાનું પિત્ત હોતું નથી, તથા પિત્તને લીધે લોહી ચલાયમાન થાય છે, તેમજ પિત્તવિના માથું દુઃખતું નથી તથા વાયુ પિત્તને ચલાયમાન કરે છે.

## માથાના રોગની ચિકિત્સા.

तस्माद्वक्ष्येऽप्युपचारं शृणु भेषजलक्षणम् ।
स्वेदः प्रलेपनं नस्यं पानाभ्यङ्गं च मर्दनम् ॥
स्वेदनं वातकफजे चाभिघाते तथा पुनः ।
पित्तजे रक्तजे वापि न कुर्यात् स्वेदनं तयोः ॥
रक्तजे च शिरा वेध्या पित्तजे वापि कुत्रचित् ॥

એટલા માટે હું માથાના રોગના ઉપચાર કહું છું, માટે તે ઉપચારમાં યોજવાનાં ઓષધોનું લક્ષણ કહું તે સાંભળ. સ્વેદ, લેપન, નસ્ય,

---

૧ सरुजे च नृणामपि. प्र० १ ली.

પાન (ક્વાથાદિકનું), શરીરે ચોળવાનું ઔષધ, મર્દન, એવા ઉપાય માથાના રોગમાં યોજવા. વાયુ તથા કફથી થયેલા માથાના દરદમાં તથા વાગવાથી થયેલા માથાના રોગમાં સ્વેદન ઉપચાર કરવા. પણ પિત્તથી કે રક્તથી માથાનું દરદ થયું હોય તો તેમાં સ્વેદન ઉપચાર કરવા નહિ. રક્તથી થયેલા માથાના દરદમાં શિરાવેધ કરવો. તેમ કોઈવાર પિત્તથી થયેલા માથાના રોગમાં પણ શિરાવેધ કરવાને હરકત નથી.

### સ્વેદન ઉપચાર.

**कोकिलाक्षा च तर्कारी कटुका निम्बपत्रकैः[1] ।**
**शोभाञ्जनकपत्रैस्तु क्वाथबाष्पेण स्वेदयेत् ।**
**अमीषां च प्रलेपेन सौख्यं चास्य प्रजायते ॥**

એખરો, અરણી, કુટકી, લીંમડાનાં પાંદડાં, સરગવાનાં પાંદડાં, એ સર્વેનો ક્વાથ કરીને તેની વરાળ આપીને માથે સ્વેદ કાઢવો. એજ ઔષધોના લેપથી મનુષ્યને સુખ ઉપજે છે.

### પિત્તશિરોરોગ ઉપર લેપ.

**संशीतपरिषेकैश्च यष्टीमधुकचन्दनैः ।**
**केसरैर्मातुलुङ्गैश्च पित्तजे शीतलेपनम् ॥**
**कदम्बार्जुनशीग्रुश्च लेपनार्थे भिषग्वर! ॥**

પિત્તથી થયેલા માથાના રોગ ઉપર ઠંડા પદાર્થોનું સિંચન કરવું. જેઠીમધ, ચંદન, કેસર, બીજોરૂં, એ પદાર્થોના ઠંડા લેપ કરવા. હે વૈદ્યશ્રેષ્ઠ! કદંબની છાલ, સાદડની છાલ તથા સરગવાની છાલનો લેપ કરવો.

### શિરોરોગ ઉપર નસ્ય પ્રયોગ.

**गुडेन नागरा वापि पथ्या वापि गुडेन वा ।**
**गुडशोभाञ्जनरसैर्नस्ययोगान् पृथक् पृथक् ॥**
**नस्येन वातसंभूता शिरोऽर्तिश्चोपशाम्यति ।**
**मरिचं कट्फलं पथ्या मूत्रेणोष्णोदकेन वा ॥**
**नस्यं कफोद्भवे घोरे शिरोरोगे भिषग्वर! ।**
**वचामधुकसारं वा मूलं वा गिरिकर्णिकम् ।**
**नस्यप्रयोगे विहितं सन्निपाते शिरोगदे ॥**

---

1 कटुतुंबीनिंबपत्रकैः. प्र० ३ जी. कटुकाला बुपत्रकैः. प्र० ४ थी.

**वन्ध्याकर्कोटकीमूलं शीतमुष्णेन वारिणा ।**
**मितं नस्ये प्रयुञ्जीत क्रिमिजे च शिरोगदे ॥**

अथ तैलम् ।

ગોળની સાથે સુંઠનું અથવા ગોળની સાથે હરડેનું, અથવા ગોળની સાથે સરગવાના રસનું નસ્ય આપવું. એ ત્રણ જૂદા જૂદા નસ્યના પ્રયોગ છે. નાકમાં ઓષધ નાખવાના એ પ્રયોગથી વાયુથી થયેલી માથાની પીડા શમેછે. મરી, કાયફળ, હરડે, એ ઔષધના ચૂર્ણને ગાયના મૂત્ર સાથે અથવા ગરમ પાણી સાથે મેળવીને નસ્ય આપવું. હે વૈદ્યોત્તમ! કફથી ઉત્પન્ન થયેલા ભયાનક માથાના રોગમાં એ નસ્ય હિતકારક છે.

વજ અથવા જેઠીમધનો શીરો, અથવા ગરણીનું મૂળ, એ ત્રણમાંથી ગમે તેનું નસ્ય આપવાથી સન્નિપાત સંબંધી માથાનો રોગ મટે છે.

વાંઝણી કંકોડીનું મૂળ ગરમ પાણી સાથે વાટીને ઠંડું થાય ત્યારે માપ પ્રમાણે નાકમાં નાખવાથી કૃમિથી ઉપજેલો માથાનો રોગ મટે છે.

## ષડ્બિંદુક તેલ.

**भृङ्गराजरसं चैकं द्विभागं काञ्जिकेन च ।**
**शोभाञ्जनं भागत्रयं रसं तत्र विनिक्षिपेत् ॥**
**सौवीरकरसं पंच षड्भागं तुम्बिकारसम् ।**
**शुण्ठी सैन्धवमम्लीका पटोलं वासकं शिवा ॥**
**अभया सुरसा चैव तैलं च चतुरंशकम् ।**
**पाचितं तत्तु नस्येन योजयेच्च षड्बिन्दुकम् ॥**
**तथैव मस्तकाभ्यङ्गे हितं स्यात् कर्णपूरके ।**
**हितं वातादिजे रोगे शिरोऽर्त्तौ क्रिमिजे तथा ॥**

इति षड्बिन्दुकं नाम तैलम् ।

ભાંગરાના રસનો એક ભાગ, કાંજીના બે ભાગ, સરગવાના રસના ત્રણ ભાગ, જવની ખાટી કાંજીના પાંચ ભાગ, તુંબડીના રસના છ ભાગ, એ સર્વ એકઠાં કરીને તેમાં ચાર ભાગ તેલના નાખવા. પછી તેમાં સુંઠ, સિંધવ, આમલી, પટોલ, અરડૂસી, આમળાં, હરડે, અને તુળસી એ ઔષધોનું કલ્ક કરીને નાખવું. પછી એ તેલને પકવ કરવું. એ ષડ્બિંદુક

નામે તેલ કહેવાયછે તેને નાકમાં નાખવાથી માથાના રોગ મટે છે. વળી એ તેલ માથે ચોળવામાં તથા કાનમાં પૂરવામાં ફાયદાકારક છે. વાયુ વગેરેથી થયેલા માથાના રોગમાં તથા કૃમિથી થયેલા માથાના રોગમાં એ તેલ હિતકારક છે.

## બિંદુત્રય તેલ.

**पटोलकं पक्वपलाशबीजं करञ्जबीजस्य बिभीतकानाम् ।**
**पुटेन तैलं परिस्रुत्य धीमन्! बिन्दुत्रयं नस्यविधौ प्रयोज्यम् ।**
**निहन्ति कुष्ठं क्रिमिजं विकारं शिरोगदं सूर्य इवांधकारम् ॥**

इति बिन्दुत्रयं तैलम् ।

પટોલનાં બીજ, પાકા પલાશનાં બીજ, કરંજનાં બીજ, બેહેડાનાં બીજ, એ સર્વને તેલના પટ આપવા. પછી તેને પીલીને અથવા કચરીને પાણીમાં નાખી ઉકાળી પાણી ઉપર જે તેલ આવે તે લેઈ લેવું. એવી રીતે તેલ કાઢીને તેનાં નાકમાં ટીપાં નાખવાં. હે બુદ્ધિમાન્ વૈદ્ય! એને બિંદુત્રય નામે તેલ કહે છે. એ ઉપરથી નાકમાં તેનાં ત્રણ ટીપાં નાખવાં એમ સમજવું. જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ એ તેલ કોઢ રોગને તથા કૃમિથી થયેલા માથાના રોગને નાશ કરે છે.

## કુષ્ઠાદિ ઘૃત.

**कुष्ठं च यष्टीमधुकं च लाक्षा पटोलजातीसुरसारसं च ।**
**विपाचितं तन्नवनीतकं च घृतेन नस्यं च सरक्तपित्ते ।**
**सशर्करायुक्तमिदं च गव्यं दिवा प्रवृद्धिप्रभवे च दोषे ।**

ઉપલેટ, જેઠીમધ, લાખ, પટોલ, જાઈનાં પાંદડાંનો રસ, તુળસીનો રસ, એ સર્વમાં માખણ નાખીને તેનું ઘી થતાં સુધી પકવ કરવું. એ ઘીનાં ટીપાં નાકમાં નાખવાવડે રક્તપિત્તથી થયેલા માથાના રોગને મટાડે છે. તેમજ એ ઘીમાં સાકર નાખીને ઉપયોગમાં લેવાથી તે દિવાપ્રવૃદ્ધિ (જેમ જેમ દાહડો ચઢતો જાય તેમ તેમ માથું વધારે વધારે દુખતું જાય અને દિવસ નમતો જાય તેમ તેમ માથું નરમ પડતું જાય એવો રોગ) થી થયેલા માથાના રોગને મટાડે છે.

---

૧ पटोलकं पाकपलाशबीज. પ્ર૦ ૩ જી. કેટલી પ્રતોમાં આ પહેલું ચરણ નથી. ૨ આ ચરણ ઘણીક પ્રતોમાં નથી.

## લાક્ષારસાદિ ઘૃત.

**लाक्षारसं चन्दनयष्टिकानां पटोलधात्रीफलशर्कराणाम् ।**
**दधि सदुग्धं नवनीतकं च विपाचिते नस्यविधौ प्रयुज्यते ॥**
**भ्रूदोषशङ्खक्षतजक्षये वा दिनाभिवृद्धिप्रभवेऽपि दोषे ॥**

इति लाक्षादिघृतम्

લાખનો રસ, ચંદન, જેઠીમધ, પટોલ, આમળાં, સાકર, એ સર્વની સાથે દહીં, દૂધ અને માખણ એકઠાં કરવાં. પછી તેનું ઘી થાય ત્યાં-સુધી તેનો પાક કરવો, અને પછી તેનાં ટીપાં નાકમાં નાખવાં. એ નસ્યથી આંખ ઉપરની ભમરો દુઃખતી હશે તે રોગ, લમણા દુખવાનો રોગ, લોહીના વિકારથી દુખતું માથું, ક્ષયથી થયેલો માથું દુખવાનો રોગ, દિવસ વૃદ્ધિ થવાથી માથું દુખવાનો રોગ, એ સર્વે મટી જાયછે.

## કુંકુમાદિ ઘૃત.

**कुङ्कुमं यष्टिमधुकं कुष्ठं च शर्करासमम् ।**
**पक्कं च नवनीतेन घृतं नस्ये प्रयोजयेत् ॥**
**नश्यन्ति पित्तजा रोगा दिनवृद्ध्योपवर्तनात् ।**
**अर्धशीर्षविकारश्च प्रशमं याति सत्वरम् ॥**

કેસર, જેઠીમધ, ઉપલેટ, સાકર, એ સર્વની સાથે માખણ મેળવીને અગ્નિઉપર તેને પકવ કરી ઘી કરવું. એ ઘીને નાકમાં નાખવાથી પિત્ત-સંબંધી માથાના રોગ, દિવસ ચઢવાની સાથે વધતો જતો દિનવૃદ્ધિ નામે માથાનો રોગ, અને આધાસીસીનો રોગ, એ સર્વે થોડી વારમાં શમી જાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने शिरोरोग-
चिकित्सा नाम त्रयश्चत्वारिंशोऽध्यायः ।



# चतुश्चत्वारिंशोऽध्यायः ।

## આંખની ભ્રમરના દોષની ચિકિત્સા.

### ભ્રૂદોષના હેતુ.

**आत्रेय उवाच ।**

**अतिपठनशीलस्य सूक्ष्मवस्त्रेक्षणेन वा ।**
**दूरालोकेन चोष्णेन भ्रूदोषश्चोपजायते ॥**
**रक्तवाताश्रितो दोषः पित्तेन सह मूर्च्छितः ।**
**भ्रूव्यथा च प्रभवति नासावंशोद्भवा शिरा ॥**
**व्यथते चोष्णवेलासु शीतेन स्याद्विशेषतः ।**
**नेत्राग्रेनीलपीतानि मण्डलानि च पश्यति ॥**
**तस्यादौ च क्रियां कुर्याच्छिरा वेध्या प्रयत्नतः ।**
**पूर्वोक्तं स्वेदनं कार्यं नस्ये षड्बिन्दुकादिकम् ॥**

**આત્રેય કહે છે.**—જે મનુષ્યને ઘણું વાંચવાનો અભ્યાસ છે તથા જે સૂક્ષ્મ વસ્ત્રને જોવાના ધંધાવાળો છે, તેમજ જેને દૂર નજર કરીને જોવું પડે છે તથા જે તાપમાં ચાલે છે, એ વગેરે કામ કરનારને આંખની ભ્રમરમાં રોગ ઉપજે છે. રક્ત અને વાયુમાં રહેલો દોષ પિત્તની સાથે મળે છે ત્યારે ભ્રમરમાં રોગ ઉપજે છે. એ રોગ થાય છે ત્યારે આંખની બે ભ્રમરો તૂટી પડતી હોય તેવી વેદના થાય છે. તથા નાકની ડાંડીની સિરામાં ગરમીની વખતે પીડા થાય છે તથા ઠંડકથી વળી વધારે પીડા થાય છે. એ રોગવાળાની આંખો આગળ લીલાં પીળાં કુંડાળાં દેખાય છે. એ રોગવાળા ઉપર પ્રથમ એવી ક્રિયા કરવી કે, ઘણી સાવધાની રાખીને તેનો સિરાવેધ કરવો. પછી પાછળ માથાના રોગમાં જે સ્વેદન ઉપચાર કહ્યા છે તે કરવા તથા ષડબિંદુ તેલ જે પાછળ કહેવામાં આવ્યું છે તેનું નસ્ય આપવું.

### દેવદાર્વાદિ ઘૃત.

**देवदारु रजनी घनं सठी पुष्करं कुटजबीजमागधी ।**
**कुष्ठरोध्रचविकायवासकं क्वाथितं च पुनरेव विस्रुतम् ॥**

**तत्र गुग्गुलुविनिक्षिपेत् पुनः शुण्ठिसैन्धवफलत्रिकं हितम् ।**
**चूर्णितं दधिपयोविमिश्रितं पाचितं च नवनीतकं च तत् ॥**
**सिद्धमेव विदधीत शीतलं शर्करायुतमिदं तु नस्यकम् ।**
**नस्यकर्म शिरसो रुजापहं भ्रूललाटभुजशङ्खमूलकम् ॥**
**शीर्षरोगमपि चार्धशीर्षकं तोदने च विहिते न केवलम् ।**
**कर्णरोगमपि वारयत्यपि देवदारुजघृतं परं स्मृतम् ॥**

દેવદાર, હળદર, મોથ, પડકચુરો, પુષ્કરમૂળ, ઇંદ્રજવ, પીપર, ઉપલેટ, લોધર, ચવક, ધમાસો, એ સર્વનો ક્વાથ કરવો અને ક્વાથ થાય ત્યારે તે ગાળી લેવો. એ ક્વાથમાં ગુગળ નાખવો તથા સુંઠ, સિંધવ, ત્રિફળા, એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાં દહીં તથા દૂધ મેળવીને તે નાખવું. પછી તેમાં માખણ નાખીને તેનો ઘી થતાંસુધી પાક કરવો. ઘી તૈયાર થાય ત્યારે તેને ઠંડું પડવા દેઈ ઘી ગાળી લેવું. એ ઘીમાં સાકર મેળવીને તેનું નસ્ય આપવું. એ નસ્ય માથાના રોગને મટાડે છે. આંખની ભ્રમર, કપાળ, ભુજ અને લમણા સંબંધી માથાનો રોગ એ નસ્યથી મટે છે. આધાસીસી પણ એથી મટે છે. માથામાં સોયો ઘોચાવા જેવી વેદના થતી હોય તે એ ઘી સુંઘવાથી મટે છે, એટલુંજ નહિ, પણ કાનના રોગ પણ એ ઘીથી મટે છે. આ ઘીને દેવદાર્વાદિ ઘૃત કહે છે. એ ઘી ઘણું શ્રેષ્ઠ છે.

## તાંબૂલાદિ નસ્ય.

**ताम्बूलपत्रस्य रसं विडङ्गं सिन्धूद्भवं हिङ्गु गुडेन युक्तम् ।**
**जलेन पिष्टं विहितं च नस्यं भ्रूशङ्खदोषांश्च क्रिमींश्निहन्ति ॥**

નાગરવેલના પાનનો રસ, વાયવિડંગ, સિંધવ, હિંગ, ગોળ, એ સઘળાને પાણીમાં વાટીને તેનું નસ્ય આપવાથી આંખની ભમરના તથા લમણાના રોગ મટે છે. અને કૃમિથી ઉપજેલો માથાનો રોગ પણ મટે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने भ्रूदोष-
चिकित्सा नाम चतुश्चत्वारिंशोऽध्यायः ।



# पंचचत्वारिंशोऽध्यायः ।

## નાકના રોગની ચિકિત્સા.

### નાકના રોગના હેતુ તથા લક્ષણો.

### आत्रेय उवाच ।

**नासारोगो भवेद्धीमन्! क्रिमिजो दोषजः पुनः ।**
**रक्तजश्च भिषक्श्रेष्ठ! लक्षणं च शृणुष्व मे ॥**
**वाताच्छिरोऽर्तिः शोफश्च सदाघं चातिपैत्तिकम् ।**
**कफजे सघनं शीतं क्रिमिजेऽसृक्पूयवाहनम् ॥**

**આત્રેય કહે છે.**—હે બુદ્ધિમાન્ વૈદ્ય! નાકના રોગ વાતાદિક કૃમિથી, દોષથી, તથા લોહીના વિકારથી થાયછે. હે ઉત્તમ વૈદ્ય! હવે એ રોગનાં લક્ષણો હું તને કહું તે તું સાંભળ. વાયુથી થયેલા નાકના રોગમાં માથું દુખે છે તથા નાકમાં સોજો આવે છે; પિત્તથી થયેલા નાકના રોગમાં બળતરા બળે છે; કફથી થયેલા નાકના રોગમાં ધાટો અને ઠંડો કફ વેહે છે; કૃમિથી થયેલા નાકના રોગમાં લોહી અને પરૂ વહે છે.

### નાકના રોગમાં નસ્યાદિ ઉપાય.

**नासापाके गुडशुण्ठ्या वातिके नस्यमेव च ।**
**शर्कराघृतयष्ट्या च पैत्तिके नस्यमेव च ।**
**श्लैष्मिके सुरसावासारसेन विहितं च तत् ॥**
**विडङ्गहिङ्गुमगधाः क्रिमिदोषे हिता मताः ।**
**रक्तजेऽसृग्विरेकश्च शिरोरोग उपक्रमः ॥**

વાયુથી થયેલા નાકના રોગમાં ગોળ અને સુંઠનું નસ્ય આપવું; પિત્તના રોગમાં સાકર, ઘી અને જેઠીમધનું નસ્ય આપવું; કફના રોગમાં તુળસી અને અરડૂસાના રસવડે નસ્ય આપવું; કૃમિથી થયેલા નાકના રોગમાં વાયવિડંગ, હીંગ, તથા પીપરનું નસ્ય આપવું. લોહીથી થયેલા નાકના રોગમાં લોહીનું વિરેચન કરવું. લોહી નીકળી જવા દેવું. તથા માથાના રોગમાં જે ઉપચાર કહ્યા છે તે કરવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने नासारोग-
चिकित्सा नाम पंचचत्वारिंशोऽध्यायः ।



# षट्चत्वारिंशोऽध्यायः ।

## ઇંદ્રલુપ્ત રોગની ચિકિત્સા.

### ઇંદ્રલુપ્ત રોગનાં લક્ષણ.

**आत्रेय उवाच ।**

केशाग्रस्य चिकित्सां तु शृणु हारीत! साम्प्रतम् ।
रूक्षं सपाण्डुरं वातात्पित्ताद्रक्तं सदाहकम् ॥
कफान्वितं भवेत् स्निग्धं रक्तात्पाकं व्रजेद्धि तत् ।
सन्निपातेन सदृशं जायते सर्वलक्षणम् ॥
गुडेन सुरसाशुण्ठीमातुलुङ्गरसेन तु ।
केशाग्रे वातसम्भूते धावनं च प्रशस्यते ॥
त्रिफलावचारोहितं गुडेनापि प्रपेषितम् ।
धावनं कफसम्भूते चैन्द्रलुप्ते प्रशस्यते ॥
पैत्तिके च हितं दुग्धं नवनीतान्वितं तथा ।
सिताशिवाफलं यष्टी पैत्तिके धावनं मतम् ॥
भृङ्गराजरसं ग्राह्यं शृङ्गवेररसं तथा ।
सौवीरकरसेनापि तिलान् पिष्ट्वा प्रलेपनम् ।
पश्चात्कार्यं पुरुषेण स्नानमुष्णेन वारिणा ॥
धवार्जुनकदम्बस्य शिरीषमपि रोहितम् ।
क्वाथमेषां शिरोद्भून् शमयेदिन्द्रलुप्तकम् ॥
कुरबकस्य पुष्पेन जपायाः कुसुमेन च ।
घृष्टस्य चेन्द्रलुप्तस्य कृतमेव निवारणम् ॥
पैत्तिकानि च लिङ्गानि दृष्ट्वा दुग्धेन धावनम् ।
शीतलानि प्रदेयानि पैत्तिके च विधीयते ॥
धत्तूरपत्राणि च मागधीनां निशाविशालागृहधूमकुष्ठम् ।
घृतेन युक्तं च जलेन पिष्टं शिरः प्रलिप्तं क्षतवारणं स्यात् ॥

**पित्तकृते दाघयुते च रोगे पटोलपत्रं पिचुमन्दकं वा ।**
**तथामलक्याः फलमेव पिष्ट्वा घृतेन खण्डेन प्रलेपनं च ॥**
**निवार्यते मस्तकजं क्षतं च शिरोऽर्तिसंघान् विनिहन्ति चैतत् ।**
**गजेन्द्रदन्तस्य मषीं गृहीत्वा प्रलेपनं वा नवनीतकेन ॥**
**तिलार्कभल्लातकदग्धमाषक्षारस्य लेपो नवनीतकेन ।**
**सर्पिश्च क्षारश्च तथा प्रयोगात् खल्वाटके केशचयं करोति ॥**

**આત્રેય કહેછે.**—હે હારીત! કેશનો નાશ કરનારા ઇંદ્રલુપ્ત રોગની ચિકિત્સા હવે તું સાંભળ. વાયુથી થયેલા ઇંદ્રલુપ્ત રોગમાં ખરી ગએલા વાળની જગોએ માથું લૂખું અને ધોળું હોય છે; પિત્તથી થયેલા રોગમાં રાતું હોય છે અને ત્યાં દાહ થાય છે; કફથી સ્નિગ્ધ થાય છે તથા લોહીથી તે પાકે છે. સન્નિપાતથી થયેલો ઇંદ્રલુપ્ત રોગ હોય તો તે સઘળાં લક્ષણુ એકઠાં માલમ પડેછે.

## ઇંદ્રલુપ્ત રોગના ઉપાય.

વાયુથી થયેલા ઇંદ્રલુપ્ત રોગમાં ગોળ તથા તુળસીના રસવડે માથું ધોવું. અથવા બીજોરાના રસમાં સુંઠ નાખીને તેવડે માથું ધોવું. એ બે ઉપાય હિતકારક છે.

હરડે, બેહેડાં, આમળાં, વજ, રક્તરોહિડો, એ સર્વને ગોળની સાથે વાટીને તેના પાણીનું માથે સિંચન કરવું; કફથી થયેલા ઇંદ્રલુપ્ત રોગમાં એ ઉપાય સારો છે.

પિત્તથી થયેલા ઇંદ્રલુપ્ત રોગમાં માખણુ સહિત દૂધ ફાયદાકારક છે. સાકર, આમળાં, જેઠીમધ, એ સર્વને વાટીને તેવડે માથું ધોવું એ પણુ પિત્તના ઇંદ્રલુપ્તને મટાડે છે.

ભાંગરાના રસમાં અથવા આદાના રસમાં, અથવા જવની કાંજીનાં રસમાં તલ વાટીને તે માથે ચોપડવા. અથવા એ ત્રણ રસ એકઠા કરી તેમાં તલ વાટીને તેનો માથે લેપ કરવો. પછી પુરૂષે ગરમ પાણીવડે સ્નાન કરવું. એથી ઇંદ્રલુપ્ત રોગ મટે છે.

ધાવડો, સાદડ, કદંબ, સરસ, રોહિડો, એ વૃક્ષોની છાલ લાવીને તેનો કવાથ કરવો. એ કવાથ માથાની દરાઝ તથા ઇંદ્રલુપ્ત રોગ, એમને મટાડે છે.

રાતા કાંટાસળિયાનાં ફૂલ તથા જાસવંદનાં ફૂલ લેઈને તેવડે ઇંદ્રલુપ્તવાળી જગ્યો ઘસવી, તેથી ઇંદ્રલુપ્ત રોગ મટી જાયછે.

ઇંદ્રલુપ્ત રોગમાં પિત્તનાં ચિન્હ જોઇને દૂધવડે સેચન કરવું તથા પિત્તસંબંધી ઇંદ્રલુપ્ત રોગમાં ઠંડા પદાર્થ રોગીને ખાવા તથા ચોપડવા આપવા.

ધતૂરાનાં પાંદડાં, પીપર, હળદર, ઇંદ્રવારણી, ઘરનો ધુમાસ, ઉપલેટ, એ સર્વને પાણી રેડીને વાટવું. પછી તેમાં ઘી મેળવીને માથે ચોપડવાથી માથાઉપર ચાંદાં થયાં હોય તે મટે છે તથા ઇંદ્રલુપ્ત રોગ પણ મટે છે.

પિત્તથી થયેલા ઇંદ્રલુપ્ત રોગમાં દાહ થતો હોય તો પટોલનાં પાંદડાં લીંબડાનાં પાંદડાં, અને આમળાં, એ સર્વને વાટીને તેમાં ઘી તથા ખાંડ મેળવીને લેપ કરવાથી માથાની તમામ ચાંદીઓ દૂર થાયછે. વળી માથું દુખવા વગેરે સઘળાં દરદો પણ એથી મટી જાયછે.

હાથીદાંતને બાળીને તેની રાખોડી કરીને માખણ સાથે ચોપડવાથી ઇંદ્રલુપ્ત રોગ તથા માથાનાં ચાંદાં મટે છે.

તલ, આંકડો, ભિલામાં, અડદ, એ સઘળાંને અથવા એમાંથી હરકોઈ એક બેને બાળીને તેનો ક્ષાર કાઢીને તેમાં માખણ મેળવીને લેપ કરવો. તથા એજ પ્રમાણે ઘી તથા ક્ષારનો લેપ કરવો તેથી ઇંદ્રલુપ્ત રોગવાળાને પાછા કેશ ઉગે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने इन्द्रलुप्त-
चिकित्सा नाम षट्चत्वारिंशोऽध्यायः ।

## सप्तचत्वारिंशोऽध्यायः ।

### કાનના રોગની ચિકિત્સા.

### કાનના રોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**शल्येन वा तोयभृतेन वापि मलेन वा चाति भवेद्रुजा च ।**
**उच्छ्वासरोधाद्भवते तथापि वातादिकैर्वा कुपितैरथापि ॥**

**संसर्गदोषैरपि सर्वदोषैः क्रिमिव्रणेनापि तथैव चान्यात् ।**
**संजायते कर्णरुजा नरस्य शृणोति तेनापि बहुस्वनांश्च ॥**
**[1]निःसाणमेघध्वनिछन्नशब्दान् शूलं सदाहं च शिरोव्यथा च ।**
**वेणुस्वनं वत्स! शृणोति सर्वं पित्तेन तं विद्धि भिषग्वरिष्ठ! ॥**
**तथा च मूर्च्छां प्रतनोति शब्दं कर्णस्य शोकं सघनं च जाड्यं ।**
**करोति शल्यं सदृशं च कण्डूं मेघस्वेनं वा कफजे शृणोति ॥**

**આત્રેય કહેછે.**—કાનમાં કાંકરો, કચુકો, દાણો, લાકડું, અથવા એવુંજ બીજું કાંઈ શલ્ય ભરાવાથી, પાણી ભરાવાથી અથવા મેલ થવાથી તેમાં ઘણી પીડા થાય છે. વળી શ્વાસ લીધા પછી બાહાર નીકળતો પવન રોકવાથી અથવા વાયુ વગેરે દોષ કોપવાથી, અથવા બે બે દોષ એકઠા મળીને કોપવાથી અથવા સઘળા દોષ એકઠા મળીને કોપવાથી, અથવા કૃમિથી, અથવા વ્રણ થવાથી, અથવા એવાજ બીજા કારણથી મનુષ્યને કાનમાં પીડા થાયછે. કાનમાં પીડા થવાને લીધે તે ઘણાક અવાજ સાંભળે છે. વખતે નગારાં વાગતાં હોય તેવા કે વર્ષાદની ગર્જના જેવા કે કોઈ ઉંડાણમાં બોલતું હોય તેવા અવાજ તે સાંભળે છે. તેના કાનમાં શૂળ (ચસકા) થાય છે, બળતરા બળેછે, અને માથું દુખેછે, હે પુત્ર! તે વાંસળીના જેવો નાદ પણ સાંભળે છે. હે વૈદ્ય શ્રેષ્ઠ! એવો કાનનો રોગ પિત્તથી થયેલો છે એમ જાણવું. વળી રોગીને મૂર્છા થાય, કાનમાં અવાજ સંભળાય, કાને સોજો થાય તે કઠણ અને જડ હોય, કાનમાં કાંઈ ભરાયું હોય તેવું લાગ્યા કરે તથા તેમાં ચળ આવે, અને મેઘની ગર્જના જેવો અવાજ સંભળાય તેને કફથી થયેલો કાનનો રોગ જાણવો.

## કૃમિ વગેરેથી થયેલા કાનના રોગનાં લક્ષણ.

**क्रिमिदोषे स्रवेत् पूयं सरक्तं वापि सत्तम! ।**
**तथा चैवाभिघातेन जायते तीव्रवेदना ॥**
**क्षतेन पूयं स्रवते बाल्याद्भवति चापरः ।**
**सा चापि सूतिदोषेण जायते कर्णजा रुजा ॥**

હે ઉત્તમ વૈદ્ય! જો કાનમાં જીવડા પડવાથી કાનનો રોગ થયો

1 निःस्वान. प्र० १–२.

હોય તો તેમાંથી પરૂ વેહે છે. જો વાગવાથી કર્ણરોગ થયો હોય તો તેમાં તીવ્ર વેદના થાય છે. જો કાનમાં ક્ષત (ચાંદું) થવાથી થયો હોય તો તેમાંથી પરૂ વહેછે. વળી બાળકોને એક જાતનો કાનનો રોગ થાય છે તેમાં પણ પરૂ વેહેછે. એ પ્રસૂતિસમયના રોગના કારણથી ઉપજે છે એમ જાણવું.

## કાનના રોગમાં કરવાની ચિકિત્સા.

**न कर्णरोगे जलपूरणं च न चूर्णमेतत्कथितं विधिज्ञैः ।**
**तैलं हितं स्वेदनमेव कर्णे सबाष्पबिन्दुश्च हितो मतश्च ॥**

કાનના રોગમાં કાનમાં પાણી ભરવું નહિ તથા તેમાં ચૂર્ણ ભરવું નહિ, એમ કાનના રોગનો વિધિ જાણનારા વૈદ્યાચાર્યોનું કહેવું છે. પણ જે તેલ કાનમાં સ્વેદન કર્મ કરનારૂં છે તે હિતકારક છે. અથવા આકડા વગેરેનાં પાંદડાંને વરાળિયાં કરીને તેનાં ટીપાં કાનમાં પાડવાં એ હિતકારક છે.

## બાષ્પબિંદુનો વિધિ.

**अर्कपत्राणि संगृह्य लवणेन प्रलेपयेत् ।**
**तप्तलोहशलाकायां बाष्पबिंदुर्हितो मतः ॥**

આકડાનાં પાંદડાં લેઇને તેના ઉપર મીઠું ચોપડવું. પછી તપાવેલી લોઢાની સળીથી તેને દબાવીને તેનો રસ કાઢવો. એ રસનું ટીપું કાનના રોગમાં હિતકારક છે.

## વાયુના કાનમાં કર્ણપૂરણ.

**सैन्धवं समुद्रफेनं च सूक्ष्मचूर्णं च कारयेत् ।**
**सौवीरकरसेनापि वातिके कर्णपूरणम् ॥**

સિંધવ અને સમુદ્રફેનનું બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં જવની ખાટી કાંજી મેળવવી. એ ઔષધ કાનમાં રેડવાથી વાયુથી થયેલી કાનની પીડા મટે છે.

## કડુ તુંબી તેલ.

**आर्द्रसौवीरस्य रसं शुण्ठीसैन्धवगुग्गुलम् ।**
**माषकुल्माषरसेन तैलं पक्त्वातिचोष्णकम् ।**
**कटुतुम्बेन धार्येत कर्णरोगे प्रशस्यते ॥**

આદાનો રસ, જવની ખાટી કાંજી, સુંઠ, સિંધવ, ગુગળ, અડદના ખાકળાનું ઓસામણ, એ સર્વમાં તેલ પકવ કરવું. પછી તે તેલને અતિશય ગરમ કરીને કડવા તુંબડામાં રેડીને ભરી મૂકવું. એ તેલ કાનના રોગમાં કાનમાં મૂકવાને સારૂં છે.

### યષ્ટીમધુકાદિ ઘૃત.

**यष्टीमधुकुष्ठमरिष्टपत्रं निशाविशालासुमनःप्रवाला ।**
**विपाचितं कर्णभवे च शूले सपैत्तिके वा घृतमेव शस्तम् ॥**

જેઠીમધ, ઉપલેટ, અરીઠાનાં પાંદડાં, હળદર, ઇંદ્રિવારણી, જાઈનાં પાંદડાં, એ સર્વેમાં ઘી નાખીને પકવ કરવું. એ ઘી કાનમાં પિત્તને લીધે શળ થતું હોય તે રોગમાં શ્રેષ્ઠ છે.

### કૃમિજન્ય કર્ણરોગનો ઉપાય.

**ब्राह्मीरसं सैन्धवकं विडङ्गं सभृङ्गराजं च रसेन युक्तम् ॥**
**तथैव सौवीररसं च पथ्या स्रुतं च वस्त्रे परिपूतमेतत् ।**
**हितं भवेत् तच्छ्रुतिपूरणाय पूयं सरक्तं क्रिमिजं निहन्ति ॥**

બ્રાહ્મીનો રસ, સિંધવ, વાયવિડંગનું ચૂર્ણ, ભાંગરાનો રસ, જવની ખાટી કાંજી, હરડેનું ચૂર્ણ, એ સર્વને એકત્ર કરીને પછી તેને કપડાંમાં નાખીને ગાળી લેવું. એ ગાળેલો રસ કાનમાં પૂરવામાં સારો ફાયદાકારક છે. એ રસ કાનમાં પૂરવાથી કાનમાં પડેલા જીવડા તથા તેથી થયેલું લોહી અને પરૂ એ સર્વને મટાડે છે.

### કાનના રોગના બીજા ઉપચાર.

**शिरोरोगेषु प्रोक्तानि तैलानि च घृतानि च ।**
**जात्यादिकं वा युञ्जीत कर्णरोगे विदांवरः ।**
**वातहारीणि पथ्यानि विदाहीनि गुरूणि च ॥**

માથાના રોગમાં જે જે તેલ અને ઘી કહેવામાં આવ્યાં છે તે કાનના રોગમાં પણ યોજવાં. પંડિતવૈદ્યે કાનના રોગમાં પાછળ કહેવામાં આવેલું જાત્યાદિ ઘૃત યોજવું. જે પદાર્થ દાહ કરે એવા તથા ભારે હોય અને વાયુનો નાશ કરનારા હોય તે કર્ણરોગમાં પથ્ય જાણવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने कर्णरोगचिकित्सा नाम सप्तचत्वारिंशोऽध्यायः ।

---

१ घृतेन. प्र० १ ली.

# अष्टचत्वारिंशोऽध्यायः ।

## નેત્રના રોગની ચિકિત્સા.

### નેત્રરોગના હેતુ.

**आत्रेय उवाच ।**

**उष्णातिक्षारकटुकैरतिघातेन वा पुनः ।**
**सूक्ष्मवस्त्रेक्षणेनापि दोषाः कुप्यन्ति नेत्रजाः ॥**
**सहजाश्चापराश्चैया वक्ष्यामि शृणु लक्षणम् ॥**

**આત્રેય કહેછે.**—ગરમ પદાર્થ ખાવાથી, અતિ ખારા અને તીખા પદાર્થ ખાવાથી, આંખ ઉપર વાગવાથી, અને સૂક્ષ્મ વસ્ત્ર જોયાથી નેત્રમાં રહેલા દોષ કોપે છે. એ દોષમાના કેટલાક સહજ એટલે જન્મ સાથેના હોય છે તથા કેટલાક દોષનાં કારણોથી ઉપજેલા હોય છે, તેમનાં લક્ષણો હું તને કહું છું તે સાંભળ.

### નેત્રરોગનાં લક્ષણ.

**रूक्षं स कण्डू तोदं च शुष्कं शीताश्रुसंप्लुतम् ।**
**वातिकं तं विजानीयात् पैत्तिकं शृण्वतः परम् ॥**
**सरक्तं च सदाहं चाप्युष्णस्रावं च पैत्तिकम् ।**
**शोफकण्डूसमायुक्तं शीतजाड्यात्कफात्मकम् ॥**
**द्वन्द्वजमिश्रलिङ्गैश्च सर्वैस्तैः सान्निपातिकम् ।**
**एतद्धि लक्षणं ज्ञात्वा चोपचारं शृणुष्व मे ॥**

જે નેત્ર રૂક્ષ હોય, જેમાં ચળ આવતી હોય, જેમાં સોયો ઘોચાયા જેવી વેદના થતી હોય, જે સૂકાઈ જતું હોય અથવા ઠંડાં આંસુથી ડૂબેલું રહેતું હોય, એવાં નેત્રને વાત દોષવાળું જાણવું. હવે પિત્તથી બિગાડ પામેલા નેત્રનું લક્ષણ કહું છું તે સાંભળ. જે નેત્ર રક્તસહિત અથવા રાતું હોય, તેમાં દાહ બળતો હોય, તેમાંથી ગરમ પાણી નીકળતું હોય તો તેને પિત્તદોષવાળું જાણવું. જે નેત્રમાં સોજો અને ચેળ થતી હોય, તથા જે ઠંડું અને જડ માલમ પડતું હોય તેને કફ

દોષવાળું નેત્ર જાણવું. એ દોષોનાં લક્ષણોમાંથી બે દોષનાં લક્ષણ એકઠાં માલમ પડે તો તેને દ્વંદ્વજ એટલે બે દોષવાળું નેત્ર જાણવું અને બધા દોષનાં લક્ષણ માલમ પડતાં હોય તો સન્નિપાત દોષવાળું જાણવું. એ પ્રમાણે નેત્રરોગનાં લક્ષણ જાણીને પછી હું તેના જે ઉપચારો કહું તે સાંભળ.

## વાતાદિ દોષવાળા નેત્રનો ઉપચાર.

शुण्ठीसुराह्वसुरसाः सह काञ्जिकेन
चोष्णेन धावनमिदं मरुतोद्भवेषु ।
दुग्धेन धावनमिदं च सपैत्तिकेषु
श्लेष्मोद्भवे त्रिफलकल्कमिदं समूत्रम् ॥

સુંઠ, દેવદાર, તુળસી, એ ત્રણની સાથે કાંજી મેળવીને તેને ગરમ કરીને તેવડે વાયુના રોગવાળી આંખો ધોવી; જો પિત્ત દોષથી નેત્રરોગ થયો હોય તો તે દૂધથી ધોવી; અને જો કફથી આંખોનો રોગ થયો હોય તો હરડે, બહેડાં, આમળાં એ ત્રણનું કલ્ક કરી તેમાં ગાયનું મૂત્ર નાખીને તેવડે આંખો ધોવી.

## સન્નિપાત નેત્રરોગનો ઉપચાર.

शुण्ठी सठी च रजनी त्रिफला सनिम्ब-
पत्राणि सैन्धवयुतानि तुषाम्लकेन ।
शस्तं वदन्ति नयनेषु ससन्निपाते
रक्तोद्भवे च सरुजे च तथा प्रशस्तम् ॥

સુંઠ, પડકચુરો, હળદર, હરડે, બેહેડાં, આમળાં, લીંબડાનાં પાંદડાં અને સિંધવ, એ સર્વનું કલ્ક કરી તેને જવની કાંજીમાં નાખી તે વડે આંખો ધોવી, તેથી વાતાદિ ત્રણે દોષ એકઠા મળવાથી ઉપજેલી નેત્રની પીડા મટશે. વળી લોહીથી ઉપજેલી પીડાવાળી આંખોને પણ એથી આરામ થશે. એ ઔષધ હિતકારક છે.

## વાતકફ નેત્રરોગનો ઉપચાર.

फलत्रिकं दारुनिशासुधूमो वचासुवर्षाभवसैन्धवेन ।
प्रलेपनं श्लेष्मभवे विकारे सवातिके वा हितमेव शस्तम् ॥

ત્રિફળા, દારૂહળદર, ઘરનો ધુમાસ, વજ, સાટોડી, સિંધવ, એ સર્વે એકત્ર વાટીને તેનો લેપ કરવાથી વાયુ તથા કફને લીધે થયેલા નેત્રના રોગને મટાડે છે. આ ઔષધ હિતકારક અને સારૂં છે.

### વાત નેત્રરોગ ઉપર અંજન.

**शुण्ठीसैन्धवतक्रेण ताम्रभाण्डे विघर्षितम् ।**
**अपामार्गस्य मूलं वा मूलं धत्तूरकस्य वा ।**
**अञ्जनं च हितं तेषां वातनेत्रामयापहम् ॥**

સુંઠ, સિંધવ, અઘાડાનું મૂળ, અને ધંતૂરાનું મૂળ, એ સર્વને છાશની સાથે ત્રાંબાના વાસણ ઉપર ઘસવું તથા તેનું અંજન કરવું એ હિતકારક છે. એ ઉપાય વાયુથી થયેલા નેત્રરોગને મટાડનારૂં છે.

### કફ નેત્રરોગનો ઉપચાર.

**दुग्धोत्पन्नं नवनीतं यष्टी निम्बस्तिलाश्च संयोज्याः ।**
**त्रिफलागुडसंयुक्तो लेपः कफनेत्रजरोगघ्नः ॥**

દૂધને મંથન કરીને તેનું માખણ કાઢવું. તે માખણમાં જેઠી-મધ, લીંબડાનાં પાંદડાં, અને તલ, એ ઔષધોનું કલ્ક નાખવું તથા હરડે, બહેડાં, આમળાં, અને ગોળ, એ ઔષધોનું કલ્ક પણ નાખવું. એ સઘળાનો એક લેપ બનાવીને તે લેપ આંખો ઉપર કરવો તેથી કફથી થયેલો નેત્રરોગ મટે છે.

### સઘળા નેત્રરોગનો ઉપાય.

**शुण्ठी सैन्धवतुत्थं मागधिका ताम्रभाजने घृष्टम् ।**
**दध्ना घृतेनाञ्जनकं निहन्ति सर्वांश्च नेत्रगदान् ॥**

સુંઠ, મોરથુથું, પીંપર, એ સર્વને દહીં સાથે ત્રાંબાના વાસણમાં ઘશીને તેમાં ઘી મેળવીને અંજન કરવાથી સઘળા નેત્રરોગ નાશ પામે છે.

### વાતાદિક દોષથી આંખો દુખતી હોય તેનો ઉપાય.

**वातपित्तकफदोषसम्भवान्नेत्रयोर्बहुव्यथां च तत्क्षणात् ।**
**एक एव हरति प्रयोजितः शिग्रुपल्लवरसः समाक्षिकः ॥**

વાયુ, પિત્ત, અને કફથી ઉત્પન્ન થયેલી નેત્રની ઘણીક પીડાનો

એકલો સરગવાનાં પાંદડાંનો રસ ને મધ મેળવીને આંખમાં નાખ્યો હોય તો, તે તુરતા તુરત મટાડે છે.

## આંખમાં પડેલ ફુલની ચિકિત્સા.

**पूर्वाहारविहारैस्तु नेत्रे पुष्पं च जायते ।**
**प्रथमं सुखसाध्यं स्याद्द्वितीयं कष्टसाध्यकम् ॥**
**तृतीयं शस्त्रसाध्यं तु चतुर्थं तदसाध्यकम् ॥**

પ્રથમ કરેલા અયોગ્ય આહાર અને અયોગ્ય વિહારથી આંખમાં ફૂલ પડેછે. એ ફૂલ આંખના પ્રથમ પટલ ઉપર પડ્યું હોય તો તે સુખે કરીને મટી શકેછે; બીજા ઉપર હોય તો દુઃખે કરીને મટી શકેછે; ત્રીજા ઉપર હોય તો શસ્ત્રનો ઉપયોગ કરવાથી મટી શકેછે; અને ચોથા ઉપર હોય તો તે અસાધ્ય થાયછે.

## શંખપુષ્પાદિ વટી.

**शङ्खपुष्पं तथा रोध्रं शङ्खनाभिर्मनःशिला ।**
**काञ्जिकेन तु संपिष्टा छायाशुष्का भिषग्वर ॥**
**वातिके काञ्जिकेनापि पैत्तिके पयसा हिता ।**
**श्लेष्मले मूत्रसंयुक्ता पुष्पस्याञ्जनके हिता ।**
**भृंगराजरसेनापि त्रिदोषशमने हिता ॥**

શંખાવલી, લોધર, શંખની અંદરનો ભાગ, મનશિલ, એ સર્વને કાંજીમાં વાટીને તેની ગોળી કરીને તે છાયામાં સૂકવવી. હે વૈદ્યોત્તમ! વાયુથી પડેલા ફૂલવાળાને કાંજી સાથે ઘશીને એ ગોળી આંખમાં આંજવી; પિત્તના રોગવાળાને દૂધમાં ઘશીને આંજવી; કફના રોગવાળાને ગોમૂત્ર સાથે આંજવી; ત્રણે દોષ કોપવાથી આંખમાં ફૂલ પડેલું હોય તો ભાંગરાના રસ સાથે એ ગોળી આંજવી. (એ ગોળી આંખમાં આંજવાથી સઘળા પ્રકારનાં ફૂલ આંખમાં પડ્યાં હોય તે મટેછે.)

## હરીતક્યાદિ અંજન.

**हरीतकी वचा कुष्टं पिप्पली मरिचानि च ।**
**बिभीतकस्य मज्जा वा शङ्खनाभिर्मनःशिला ॥**
**एतानि समभागानि अजाक्षीरेण पेषयेत् ।**

**नाशयेत्तिमिरं कण्डूं पटलान्यर्बुदानि च ।**
**हन्ति पुष्पं सपटलं रात्र्यान्ध्यं च नियच्छति ॥**
**क्षताभिघाति शोकेन अग्निदग्धं च वा पुनः ।**
**काचं च नीलिकां चैव सिद्धिमिच्छन्ति नेत्रयोः ॥**

इति पुष्पचिकित्सा ।

હરડે, વજ, ઉપલેટ, પીપર, મરી, બેહેડાંની મીજ, શંખની નાભિ, મનશિલ, એ સર્વે સમાન ભાગે લેઇને તેને બકરીના દૂધમાં બારીક વાટવું. પછી તેનું અંજન કરવાથી આંખનો તિમિર રોગ, આંખમાં ચેળ આવવાનો રોગ, પડળનો રોગ, અર્બુદ, પડળસહિત આંખમાં ફૂલ પડ્યું હોય તે, રતાંધળાપણું, એ સર્વે રોગ મટી જાયછે. વળી આંખમાં ચાંદું થવાથી, લાગવાથી, શોકથી કે અગ્નિવડે દાઝવાથી જે રોગ થયા હોય તે, કાચ, અને નીલિકા, એ રોગનો નાશ કરીને બન્ને નેત્રને એ અંજન સારાં કરેછે.

## પડળની ચિકિત્સા.

### લક્ષણ.

**बाल्याद्दोषबलादेव दुष्टाहाराभिषेवणात् ।**
**वार्धक्यात्पटलं च स्यात्तस्य वक्ष्यामि लक्षणम् ॥**
**वातात्सकश्मलं रूक्षं पित्तं नीलं च पीतकम् ।**
**कफेन शुभ्रं सघनं रक्तेनारक्तकं विदुः ।**
**सन्निपातात्समं लिङ्गैरतो वक्ष्यामि भेषजम् ॥**

બાલ્યવયથી વાતાદિક દોષ કોપવાથી, બગડેલો ખોરાક ખાવાથી, અને વૃદ્ધાવસ્થાથી, આંખે પડળ આવે છે. એ પડળનાં લક્ષણ કહું છું, વાયુથી થયેલાં પડળ મેલાં તથા રૂક્ષ હોય છે; પિત્તથી થયેલાં પડળ નીલ રંગનાં કે પીળાં હોય છે; કફથી થયેલાં પડળ ધોળાં અને ઘનહોય છે; રક્તથી થયેલાં પડળ રાતાં હોય છે; અને સન્નિપાતથી થયેલાં પડળ તે તે દોષનાં લક્ષણોની બરાબર લક્ષણવાળાં હોય છે. હવે એ પડળના ઉપચાર કહિયે છિયે.

## પડળ ઉપર સુંઠ્યાદિ વર્ત્તિ.

शुण्ठीवचारजनितुत्थमनःशिला च
शोभाञ्जनाञ्जनविशालजटा च शङ्खम् ।
वास्तूकमूलमधुसैन्धवकट्फलानां
सौवीरकेण परिमर्दनवर्तिरेषा ॥
छायाविशुष्कनयनाञ्जनके प्रशस्तं
नाशं नयेत्पटलनेत्रजरोगसङ्घान् ॥

સુંઠ, વજ, હળદર, મોરથુથું, મનશિલ, સરગવો, સુરમો, ઈંદ્રવારણીનું મૂળ, (વિશાલ જટા), શંખ, વાસ્તૂનું મૂળ, મધ, સિંધવ, કાયફળ, એ સર્વને જવની ખાટી કાંજીમાં વાટીને તેની વર્ત્તિ બનાવવી એ વર્ત્તિને છાંયડે સુકવીને તેને આંખમાં આંજવાથી તે ફાયદો કરે છે. એ વર્ત્તિનું અંજન પડળ અને નેત્રના બીજા તમામ રોગોનો નાશ કરે છે.

## રસાંજનાદિ અંજન.

रसाञ्जनं सकट्फलं हरीतकी मनःशिला ।
गुडेन कट्फलं तथा निहन्ति नेत्रप्रच्छदम् ॥

રસાંજન, કાયફળ, હરડે, મનશિલ, એ સર્વને પાણીમાં બારીક વાટીને તેનું અંજન કરવાથી પડળ મટે છે. અથવા ગોળ અને કાયફળને વાટીને તેનું અંજન કરવાથી પણ પડળ મટે છે. અથવા રસાંજન વગેરેને ગોળમાં આંજવાથી પડળ મટે છે.

## બિભીતકાદિ વર્ત્તિ.

मज्जाबिभीतकफलस्य च शङ्खनाभि-
घृष्टं ससैन्धवयुतं पयसाम्लकेन ।
वर्तिर्गुडेन नयनाञ्जनके हिता च
पित्तप्रसूतपटलस्य निवारणं च ॥

इति पटलचिकित्सा ।

બહેડાં ફળની મીજ, શંખની નાભિ, તથા સિંધવ, એ સર્વને ગોળની સાથે વાટીને તેની વર્ત્તિ બનાવવી. પછી તેને દૂધ કે કાંજીમાં ઘશીને આંખે આંજવાથી પિત્તથી થયેલાં પડળનો રોગ મટી જાય છે.

## નેત્રરોગીનું પથ્યાપથ્ય.

**सधूमं च सवातं च रूक्षमुष्णादिकं तथा ।**
**कटुकाम्लं व्यवायं च वर्जयेन्नेत्ररोगिणाम् ॥**

આંખના રોગવાળાએ ધૂમાડાથી દૂર રહેવું; પવનથી દૂર રહેવું; રૂક્ષ અને ગરમ પદાર્થ તજવા; તીખું અને ખાટું ખાવું નહિ; તથા સ્ત્રીસંગ કરવો નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने नेत्ररोग-
चिकित्सा नाम अष्टचत्वारिंशोऽध्यायः ।

---

# ऊनपंचाशत्तमोऽध्यायः ।

## મુખરોગની ચિકિત્સા.

## ઓઠના રોગના ઉપાય.

---

### आत्रेय उवाच ।

**ओष्ठौ च स्फुटितौ यस्य वातवाहं च वातिकम् ।**
**तस्य सर्पिर्म्रक्षणं च ओष्ठदारणवारणे ।**
**सदाहं च भवेच्छोषं पैत्तिकं तं विनिर्दिशेत् ॥**
**मधुना नवनीतेन ओष्ठयोर्म्रक्षणं मतम् ।**
**लेपनं चोष्ठरोगेषु शर्करासहितं दधि ॥**
**सरक्तमोष्ठरोगं च दृष्ट्वा रक्तावसेचनम् ।**
**धवार्जुनकदम्बानां प्रलेपः स्यात् सुखावहः ॥**

इत्योष्ठरोगः ।

**આત્રેય કહેછે.**—જે રોગીના બન્ને ઓઠ વાયુવડે ફાટે છે તેને વાતવાહ નામે ઓઠનો રોગ કહે છે. તે રોગીને ઓઠે ઘી ઘસવું તેથી તેના ઓઠ ફાટતા અટકશે.

જેના ઓઠમાં દાહ થઈને તે સૂકાઈ જાય તેને પિત્તથી થયેલો ઓઠનો રોગ જાણવો. એ રોગીએ મધ અને માખણ ઓઠે ચોળવું.

વળી સાકરસાથે દહીં મેળવીને તેનો ઓઠ ઉપર લેપ કરવો. ઓઠમાં લોહી ભરાવાથી ઓઠને રોગ થયો હોય તો ઓઠનું લોહી કાઢી નંખાવવું, તથા પછી ધાવડો, સાદડ, અને કંદબની છાલનો લેપ કરવો જેથી સુખ ઉપજે છે.

## દાંતના રોગ.

कृष्णा दन्तावलिर्यस्य दन्तमूलं च वातिकात् ।
चलनं वा प्रदृश्येत वातिकं च विनिर्दिशेत् ॥
पैत्तिकात्पीतता दाहं दन्तमांसे विनिर्दिशेत् ।
श्लैष्मिके दन्तरोगे च शोफः स्याच्छ्वेतता भृशम् ॥
रक्तजे जायते कण्डू रक्तस्रावश्च दृश्यते ।
शीर्यते दन्तमांसं च रक्ते दन्तपुटे तथा ॥
सच्छिद्रं दन्तमूलं च सबलं शूलमेव च ।
दन्तमांसं विशीर्येत क्रिमिजा दन्तरुग्भवेत् ॥

જે મનુષ્યની દાંતની હાર તથા દાંતનાં મૂળ વાયુના રોગને લીધે કાળાં પડી ગયાં હોય તથા દાંત હાલી ઊઠ્યા હોય તેને વાયુથી થયેલા દંતનો રોગ જાણવો. પિત્તથી દાંતનો રોગ થયો હોય તો દાંતનું માંસ પીળું પડી જાય છે તથા તેમાં દાહ થાય છે. જો કફના કારણથી દાંતનો રોગ થયો હોય તો તે ઉપર સોજો થાય છે તથા તે અત્યંત ધોળા થઈ જાય છે. લોહીથી થયેલા દાંતના રોગમાં ચેળ આવે છે તથા તેમાંથી લોહી સ્રવે છે. વળી દાંતનું માંસ સરી પડે છે અને દાંતનાં અવાળુ રાતાં થઈ જાય છે. જો કૃમિથી દાંતની પીડા થઈ હોય તો દાંતના મૂળમાં કાણાં પડી જાય છે તથા તેમાં અત્યંત કળતર થાય છે. વળી દાંતનું માંસ પણ સરી પડે છે.

## દાંતના રોગના ઉપાય.

वचायवानीसहचित्रकेण सिन्धूत्थविश्वासहसिन्धुवारम् ।
कल्कं तथोष्णं च सदन्तरोगे मुखे च गण्डूषशतानि पंच ॥

१ पाके प्र० १-२

વજ, યવાની અજમો, ચિત્રો, સિંધવ, સુંઠ, નગોડ, એ ઔષધનું કલ્ક કરીને ગરમ કરી દાંતે લગાડવું. તથા ઔષધ પાણીમાં નાખી ઓગાળી તેના પાંચસો કોગળા ભરવા.

### બીજો ઉપાય.

**सर्वेषु मुखरोगेषु हितमेतत् प्रशस्यते ॥**
**वचासैन्धवशुण्ठ्या च घर्षणं दन्तमूलके ।**
**यवानीं च वचां रात्रौ दन्तमूले च धारयेत् ॥**

વજ, સિંધવ અને સુંઠ એ ત્રણનું ચૂર્ણ કરી તેવડે દાંતનાં મૂળ ઘસવાં. એ સઘળા પ્રકારના મુખરોગમાં હિતકારક છે. તેમજ જવાની અજમો અને વજ એ બેનું કલ્ક કરી રાત્રે દાંતના મૂલમાં રાખી મૂકવું, એપણ મુખરોગમાં હિતકારક છે.

### પિત્તથી થયેલા દંતરોગનો ઉપચાર.

**पित्तजदन्तरोगेषु नवनीतं सशर्करम् ।**
**धात्रीफलेन संघृष्टं दन्तरोगनिवारणम् ।**

પિત્તથી થયેલા દાંતના રોગમાં સાકર તથા માખણ આંમળાંના ચૂર્ણમાં મેળવીને દાંતે ઘસવું તેથી દાંતનો રોગ મટેછે.

### કફથી થયેલા દંતરોગનો ઉપચાર.

**श्लैष्मिकदन्तरोगेषु हरीतक्या गुडेन वा ।**
**घर्षणं च प्रशस्तं वा त्रिफलाक्वाथधावनम् ॥**
**अहिमारकमूलस्य क्वाथो गण्डूषधारणात् ।**
**खदिरस्य तथा क्वाथो यवानीक्वाथ एव च ।**
**क्वाथश्च निम्बमूलस्य दन्तरोगनिवारणः ॥**

કફથી થયેલા દાંતના રોગમાં હરડે અને ગોળવડે દાંત ઘસવા અથવા ત્રિફળાના ક્વાથવડે દાંતનું સિંચન કરવું.

અહિમારક નામની વનસ્પતિના મૂલના ક્વાથના કોગળા ભરવા અથવા ખેરના ક્વાથના કે યવાની અજમાના ક્વાથના કે લીંબડાના મૂલના ક્વાથના કોગળા ભરવા, તેથી દાંતના રોગ મટેછે.

## લોહીથી થયેલા દંતરોગનો ઉપાય.

**रक्तजे च विकारे च घर्षो लवणसर्षपैः ।**
**रक्तं च स्रावयेत् तस्य भित्वा चोष्ठपुटं च तत् ॥**

લોહીથી થયેલા દંતરોગમાં મીઠું અને સરસવ વાટીને તેવડે દાંત ઘસવા, તથા તેનાં અવાળાં ફોડીને તેમાંથી લોહી કાઢી નાખવું.

## કૃમિથી થયેલા દંતરોગનો ઉપાય.

**विडङ्गं हिङ्गु सिन्धुं च वचाचूर्णेन घर्षयेत् ।**
**क्रिमिजदन्तरोगेषु हितमेतत् प्रशस्यते ॥**

इति दन्तरोगचिकित्सा ।

વાવડીંગ, હિંગ, સિંધવ, વજ એ ચારનું ચૂર્ણ કરીને દાંતે ઘસવું એથી કરીને કૃમિથી થયેલો દાંતનો રોગ મટેછે. એ ઔષધ સારૂં તથા હિતકારક છે.

## જીભના રોગની ચિકિત્સા.

**जिह्वायां पिटिका यस्य जिह्वापाकं निर्विदिशेत् ।**
**वातिके सरुजा कृष्णा पित्तेन दाहसंयुता ।**
**श्लेष्मणा सघना श्वेता सर्वे वै सान्निपातिके ॥**

મનુષ્યને જીભ ઉપર ફોલ્લીઓ થાયછે તેને જીહ્વાપાક કરીને કહેછે. તે જીહ્વાપાક જો વાયુથી થયેલો હોય તો તે ફોલ્લી કાળી થાયછે અને તેમાં પીડા થાયછે; જો પિત્તથી થયેલો હોય તો તેમાં દાહ થાયછે. જો કફથી થયેલો હોય તો તે ફોલ્લી કઠણ અને ધોળી હોયછે. સન્નિપાતથી થયેલા જીહ્વાના રોગમાં સઘળા દોષોનાં લક્ષણ એકઠાં માલમ પડેછે.

## વાતજીવ્હારોગનો ઉપચાર.

**वचाभया विडङ्गानि शुण्ठी सौवर्चलं कणा ।**
**घृतेन युक्तं जिह्वायां घर्षणं वातिके गदे ॥**

વજ, હરડે, વાયવિડંગ, સુંઠ, સંચલ, પીપર, એ સર્વનું ચૂર્ણ કરી તેમાં ઘી મેળવીને જીભ ઉપર ઘસવાથી વાયુથી થયેલો જીભનો રોગ મટે છે.

## પિત્તજિવ્હારોગનો ઉપચાર.

यष्टीकं चन्दनं मुस्ता मागधी मधुसंयुतम् ।
लेपनं पैत्तिके दोषे जिह्वास्फोटकवारणम् ॥
दुग्धेन च सुशीतेन हितं गण्डूषधारणम् ।
दन्तरोगे तथा जिह्वापाके तच्च हितं विदुः ॥

મધ, ચંદન, મોથ, પીપર, એ ચારના ચૂર્ણને મધમાં મેળવીને તેનો જીભઉપર લેપ કરવો તેથી પિત્તથી થયેલા જીભ ઉપરના ફોલ્લા મટશે.

દૂધને ગરમ કરીને પછી છેક ઠંડું પડવા દેઈ તેના કોગળા ભરવા તે દાંતના રોગમાં તથા જીવ્હાપાકમાં હિતકારક છે.

## કફથી થયેલા જીભના રોગના ઉપાય.

कांजिकेन तु तक्रेण सोष्णं गंडूषधारणम् ।
श्लेष्मसंभूतरोगे च जिह्वापाके हितं विदुः ॥
रोध्रार्जुनकदम्बानां क्वाथश्चोष्णः सुखावहः ।
श्लेष्मोद्भवे मुखपाके हितं गण्डूषधारणम् ॥

કાંજી અને છાશને ગરમ કરીને તેના કોગળા ભરવા, તે કફથી થયેલા જીવ્હાપાકના રોગમાં હિતકારક છે. વળી લોધર, સાદડ અને કદંબના ક્વાથના ગરમ કોગળા ભરવાથી જીભના રોગીને સુખ ઉપજેછે તથા કફથી થયેલા જીભના રોગને તેથી ફાયદો થાયછે.

## લોહીથી થયેલા જીભના રોગનો ઉપાય.

रक्तजेषु विकारेषु रक्तस्रावं च कारयेत् ।
कण्टकेनापि जिह्वायां चूर्णयित्वा च लेपनम् ॥
मूर्वा मुस्ताभया शुण्ठी मागधी रजनीद्वयम् ।
गुडेन मधुना युक्तं लेपनं रक्तजिह्वके ॥

લોહીથી થયેલા જીભના રોગમાં પ્રથમ રક્તસ્રાવ કરવો. જીભના ફોલ્લાને કાંટાવડે ચીરીને પછી મૂર્વા, મોથ, હરડે, સુંઠ, પીપર, હળદર, આંબાહળદર, એ ઔષધોના ચૂર્ણને ગોળ તથા મધમાં મેળવીને તેનો જીભ ઉપર લેપ કરવો. એ ઉપાયથી રક્તથી થયેલો જીવ્હારોગ મટેછે.

---

१ जिह्वायाश्चीरयित्वा. प्र० १ ली.

## કફથી થયેલા જીવ્હાપાકનો ઉપાય.

मरिचं च वचा कुष्ठं हरीतक्याश्च चूर्णितम् ।
घर्षणं श्लेष्मणा जाते जिह्वापाके हितं विदुः ॥

इति जिह्वापाकप्रतीकारः ।

મરી, વજ, ઉપલેટ, હરડે, એ ઔષધનું ચૂર્ણ કરીને કફથી થયેલા જીભના રોગઉપર ચોપડવું તે હિતકારક છે.

## ગળાની ઘંટિકા (ઘાંટી) ના રોગની ચિકિત્સા.

तिलपिच्छिलगौल्यादिसेवनातिद्रवादपि ।
नवोदकेन कफजो जायते घण्टिकागदः ॥
जिह्वामूले कण्ठसन्धौ श्लेष्मरक्तसमुद्भवा ।
तेनास्यशोषो जडता ज्वरो मन्दश्च जायते ॥
शिरोव्यथारुचिस्तन्द्रा तथास्यजडता भवेत् ॥

તેલ, ચીકણા અને લીસા પદાર્થો, ગોળનું મધ વગેરે ખાવાપીવાથી, અતિશય પાતળા પદાર્થો ખાવાથી અને નવા પાણીથી કફવૃદ્ધિ પામીને ગળાની ઘાંટીનો રોગ ઉત્પન્ન થાય છે. એ ઘાંટીના રોગને ઘંટિકા રોગ કહે છે તથા તે જીભના મૂળ આગળ અને કંઠના સંધિમાં કફ તથા રક્તથી ઉપજે છે. એ રોગ ઉપજવાથી મુખમાં શોષ પડે છે, જડતા પ્રાપ્ત થાય છે અને ઝીણો તાવ પેદા થાય છે. વળી માથું દુખે છે, ખાવાનું ભાવતું નથી, ઘેન થાય છે અને મુખમાં જડપણું પેદા થાય છે.

## ઘંટિકારોગની ચિકિત્સા.

तर्जन्या कण्ठमध्ये तु संपीड्य रक्तग्रन्थिका ।
परिस्रुतं तथा रक्तं तदा विम्लापनं हितम् ॥
वचां च मरिचं कृष्णाचूर्णं तत्र निधापयेत् ।
मर्दनं स्यात्कण्ठदेशे तेन ग्रन्थिर्विलीयते ॥
धान्यनागरजीमूतयवान्युग्रा समांशका ।
क्राथः स्वेदो घण्टिकाया मुखे गण्डूषधारणम् ॥

**दिवा रात्रौ वचाग्रंथिं मुखे संधारयेद्भिषक् ।**
**तेन सौख्यं भवेत् तस्य मुखरोगाद्विमुच्यते ॥**

इति घण्टिकारोगः ।

તર્જની આંગળી ગળામાં ઘાલીને ત્યાં આગળ જે ગ્રંથિ હોય તેને દબાવીને તેમાંથી લોહી કાઢી નાખવું. તથા તે ઉપર વજ, મરી અને પીપરનું ચૂર્ણ દબાવવું. એટલે તે સાફ થશે અને દબાવવાથી જે પીડા થઈ હશે તે મટી જશે તે પછી ગળાની બાહારના ભાગમાં હાથની આંગળીઓવડે ચોળવું તેથી તે ગાંઠ ઓગળી જશે.

ધાણા, સુંઠ, મોથ, યવાન, વજ, એ સરખે ભાગે લેઈને તેનો ક્વાથ કરવો તથા તે ગરમ હોય ત્યારે મુખમાં તેનો કોગળો ભરવો તેથી ઘંટિકા રોગનું સ્વેદન થાય છે. વળી વૈદ્યે રોગીને રાત્રે અને દિવસે વજની ગાંઠ મોંમાં રાખવાનું કહેવું. કેમકે તેમ કરવાથી રોગીને સુખ થાય છે અને મુખરોગથી મુક્ત થાય છે.

## ગલશુંડાની ચિકિત્સા.

**गले घण्टिका मार्गे च रक्तश्लेष्मविकारजा ।**
**लम्बिका वर्धते नृणां विज्ञेया गलशुण्डिका ॥**
**रुन्धते चास्य मार्गं च नेत्रस्रावः प्रदृश्यते ।**
**शिरोऽर्तिः श्वासकासश्च ज्वरेणैव प्रपीड्यते ॥**
**आशुकारी महाप्रज्ञः शीघ्रं कुर्यात् प्रतिक्रियाम् ।**
**शस्त्रेण शुण्डिकां छित्वा कुर्याद्विम्लापनं हितम् ।**
**मागधीमरिचं पथ्यावचाधान्ययवानिकाः ।**
**क्वाथः सोष्णः स्वेदमायाद्गलशुण्डोपशान्तये ॥**
**दिवा रात्रौ यवान्याश्च मुखे संधारणं हितम् ।**
**मर्दनं कण्ठदेशे तु तेन संपद्यते सुखम् ॥**
**सिद्धार्थकं वचा कुष्ठं रजनी पारिभद्रकम् ।**
**गृहधूमं सलवणं कण्ठे वा लेपनं हितम् ॥**
**ज्वरे प्रोक्तानि पथ्यानि यानि तानि महामते ! ।**
**न गौल्यं पिच्छिलं सेव्यं तैलं नैव गलामये ॥**

इति गलशुण्डिकाचिकित्सा ।

ગળામાં ઘાંટીના માર્ગ ઉપર લોહી તથા કફના વિકારથી લંબિકા વધે છે (ગળાની બારી આગળ જે ઘંટડીની લાલી જેવું લટકે છે તેને લંબિકા કહેછે) તેને ગલશુંડી કે ગલશુંડું સમજવું. એ લંબિકા વધીને ગળાનો માર્ગ રોકેછે. એ રોગ થવાથી રોગીની આંખમાંથી સ્રાવ થાયછે, તેનું માથું દુખેછે, તેને શ્વાસ થાયછે, ખાંસી થાયછે, અને તે તાવથી પીડાયછે. એ રોગ મનુષ્યનો જલદીથી જીવ લે એવોછે માટે બુદ્ધિમાન્ વૈદ્યે તેની ચિકિત્સા ઉતાવળે કરવી જોઇએ. શસ્ત્રવડે એ ગલશુંડાને કાપી નાખવું અને પછી તે ઉપર લોહી બંધ કરનારૂં ચૂર્ણ દબાવવું (એ ચૂર્ણ પાછળ ઘંટિકારોગમાં કહ્યું છે તે અથવા તેનાજ જેવું બુદ્ધિથી કલ્પીને લેવું) પીપર, મરી, હરડે, વજ, ધાણા, અને જવાની અજમો, એનો ક્વાથ કરી તેને ગરમ હોય તે વખતે મોંમાં રાખવો. એ ક્વાથ ગલશુંડાને સ્વેદન કરીને તેને મટાડે એવો છે. એ રોગીની પાસે રાતદહાડો યવાની અજમો મોંમાં રખાવવો. વળી બાહારના ભાગ ઉપર કંદનું મર્દન કરવું તેથી પણ સુખ ઉપજે છે. સરસવ, વજ, ઉપલેટ, હલદર, લીમડાનાં પાંદડાં, ઘરનો ધુમાસ, અને સિંધવ, એ સર્વને વાટીને તેનો ગળા ઉપર લેપ કરવો, તે હિતકારક છે. હે મોટી બુદ્ધિવાળા વૈદ્ય! જે પથ્ય તાવના રોગમાં કહ્યાંછે તે પથ્ય આ રોગમાં પણ હિતકારક છે. ગળાના રોગમાં ગોળના વિકાર અથવા ગોળનું મદ્ય, પિચ્છિલ (ચીકણા અને લીસા) પદાર્થો, તથા તેલ ખાવું નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मुखरोगचिकित्सा नाम ऊनपंचाशत्तमोऽध्यायः ।



# पंचाशत्तमोऽध्यायः ।

## ઘરડા અને ક્ષીણ પુરૂષોનું વાજીકરણ.

### आत्रेय उवाच ।

क्लैब्यं पंचविधं प्रोक्तं समासेन शृणुष्व मे ।
निरोधातिव्यवायेन वयःश्रान्तेऽपि मानवे ॥
जायते रेतसो हानिः क्लीबत्वं चापि जायते ।
त्रिविधं जायते क्लैब्यं मानसं रेतसः क्षयात् ॥
सहजं शुक्रसंस्रावाज्जायते क्लीबतां नरे ।
यस्य वै ममता चित्ते दृष्ट्वा स्त्रीणां विरागिताम् ॥
स्पर्शने स्वेदकंपं च तत्साध्यं मानसं स्मृतम् ।
यस्य विद्वेषतः स्त्रीणां व्यवाये च मनःक्षतिः ॥
ध्वजभङ्गो भवेच्छीघ्रं तत्क्लैब्यं रेतसःक्षयात् ।
समप्रकृतिर्यश्चान्यः सोऽप्यसाध्यतमः स्मृतः ॥

**આત્રેય કહેછે.**—નપુંસકપણું પાંચ પ્રકારનું છે તે હું તને સંક્ષેપમાં કહું તે સાંભળ. વીર્યને રોકીને અતિશય સ્ત્રીસંગ કરવાથી, તથા વૃદ્ધાવસ્થાનો શ્રમ થવાથી વીર્યની હાનિ થઈ નપુંસકપણું પ્રાપ્ત થાયછે એ નપુંસકપણું ત્રણ પ્રકારનું છે. એક તો માનસ એટલે મનસંબંધી નપુંસકપણું; બીજું વીર્યનો ક્ષય થવાથી ઉપજેલું નપુંસકપણું; અને ત્રીજું સહજ એટલે જન્મ સાથેનું નપુંસકપણું. વળી વીર્યના સ્રાવ થઇ જવાથી પણ નપુંસકતા પ્રાપ્ત થયેલી હોયછે જે પુરૂષના પ્રતિ સ્ત્રીઓ પ્રીતિ અને મમતા રાખતી હોય તેમ છતાં તેમના વિષે તેના મનમાં વિરાગ હોય, તથા તેનો સ્પર્શ થવાથી શરીરે પરસેવો અને કંપ થતો હોય તો તે માનસ નપુંસકપણું સાધ્ય જાણવું. જે પુરૂષના ઉપર સ્ત્રીનો અણગમો હોવાથી તેનો સંગ કરવામાં તેનું મન પાછું ભાગી જતું હોય અને તેથી તત્કાલ ધ્વજભંગ થતો હોય તો તે નપુંસકપણું

१ शुष्कसंस्वेदात्. प्र० १ ली.

વીર્યના ક્ષયનેલીધે થયેલું જાણવું. એનાજ જેવી પ્રકૃતિવાળો બીજો પણ કોઈ નપુંસકપણાના રોગવાળો હોય—અર્થાત્ એવાંજ સહજ વગેરે બીજાં નપુંસકપણાં અસાધ્ય છે.

## નપુંસકપણાંની ચિકિત્સા.

**मनःक्षये मनोद्रेको मुग्धस्त्रीसहसङ्गमः ।**
**सरागविभ्रमकथालापैः सवर्धते मनः ॥**
**शुक्रक्षये शुक्रवृद्धिं कथयिष्यामि साम्प्रतम् ।**

મન ભાંગી જવાથી નપુંસકપણું પ્રાપ્ત થયું હોય તો મુગ્ધા સ્ત્રીઓની સાથે સંગમ કરવાથી મન પાછું જાગ્રત થાયછે અને ઉત્સાહ ધારણ કરેછે. વળી પ્રીતિ અને વિલાસવાળી કથાઓ તથા આલાપવડે મનવૃદ્ધિ પામેછે. વીર્યનો ક્ષય થવાથી થયેલા નપુંસકપણામાં વીર્યની વૃદ્ધિ કરવી જોઇએ તે હવે હું કહું છું.

## વીર્યવૃદ્ધિના પ્રયોગ.

**विदारिकागोक्षुरमूसलीनां धात्रीफलं स्यात्सहसैन्धवानाम् ।**
**समानि चैतानि च मागधीनां युक्तं सिताढ्यं पयसा पिबेच्च ॥**
**वृषं बृहत्यौ मगधात्रिकण्टाः स्तथात्मगुप्ता सशतावरी च ।**
**सशर्करं गोपयसा घृतेन पानं नराणां प्रकरोति बीजम् ॥**

વિદારીકંદ, ગોખરૂ, મુસલીકંદ, આમળાં, સિંધવ તથા પીપર, એ સર્વે સમાનભાગે લેઇને તેમાં સાકર મેળવી દૂધસાથે તે ચૂર્ણ પીવું.

અરડુસી કે ઋષભક, રીંગણીમૂલ, ભોંયરીંગણીનું મૂલ, પીપર, ગોખરૂ, કૌચબીજ, શતાવરી, એ ઔષધનું ચૂર્ણ કરીને તેમાં સાકર ભેળવી તેને ગાયના દૂધસાથે અને ઘી સાથે પીવું. એથી વીર્યની વૃદ્ધિ થાયછે.

## યવાદિ વટક.

**यवगोधूममाषाणां निस्तुषाणां च चूर्णकम् ।**
**दुग्धेनेक्षुरसेनापि संस्कृत्य तु घृतेन तु ॥**
**पाचितं वटकश्रेष्ठं भक्षयेत्प्रातरुत्थितः ।**

१ विप्रं. प्र० १ ली.

तस्योपरि पयःपानं पिप्पलीशर्करान्वितम् ॥
यवक्षीरं विदारीं च माषचूर्णं तथा यवान् ।
मरिचानां सिताढ्यं च घृतानां च प्रपूरिकाम्[1] ॥
पाचयेद्भक्षयेत्प्रातः पयःपानं तथोपरि ॥
वीर्यं च कुरुते पुंसां वनिता रमते भृशम् ।
गुडूची शतमूली च स्वयंगुप्ता बला तथा ॥
शाल्मलीमुसलीमूलं चूर्णं गोपयसान्वितम् ।
पानं नराणां श्रेष्ठं तु बीजमिन्द्रियकारकम् ॥
विदारिकन्दांशुमती बृहत्यौ काकोलिका भीरु पुनर्नवे द्वे ।
शृङ्गाटकं मागधिका बला च चूर्णं सिताढ्यं सितया प्रयोज्यम् ॥
जीर्णे पयः पायसमेव योज्यं करोति पुंसां बलमेवमोजः ।
स्त्रीणां सहस्रं भजतेऽपि षण्ढो मासद्वयोपस्कृतमेतच्छस्तम् ॥

જવ, ગહું અને અડદ, એ ધાન્યોનાં છાલાં કાઢી નાખીને તેનો લોટ કરવો. પછી તેને દૂધ તથા સેરડીના રસમાં કરમોાવવો. પછી તેને ઘીમાં તળીને દાણો પાડવો. (એમાં સાકર નાખીને તેના લાડુ કરવા) અને સવારમાં ઊઠીને તેમાંથી એક એક લાડુ ખાવો. તથા તે ઉપર પીપર અને સાકર નાખીને ઉકાળેલું દૂધ પીવું. એથી વીર્યવૃદ્ધિ થાય છે.

તવખીર, વિદારીકંદ, અડદનો લોટ, જવનો લોટ, મરીનું ચૂર્ણ એ સર્વને એકત્ર કરીને તેમાં સાકર તથા ઘી નાખીને તેની પૂરીઓ તળી કાઢવી. એ પૂરીઓ સવારમાં ખાવી તથા તે ઉપર દૂધ પીવું, તેથી પુરૂષના શરીરમાં વીર્ય વધેછે તથા તે ઘણી સ્ત્રીઓની સાથે રમી શકે છે.

ગળો, શતાવરી, કૌચબીજ, બલબીજ, સાલમકંદ, મુસળીકંદ, એ સર્વેનું ચૂર્ણ કરીને ગાયના દૂધ સાથે પુરૂષોએ પીવું તે શ્રેષ્ઠ છે. આ ઔષધ વીર્યની વૃદ્ધિ કરે છે તથા ઇંદ્રિયોની શક્તિ વધારે છે.

વિદારીકંદ, શાલિપર્ણી, રીંગણી, ભોંયરીંગણી, કાકોલી, સતાવરી,

---

१ प्रपोलिकाम्. प्र० १ ली.

બન્ને જાતની સાટોડી, શીંગોડાં, પીપર, બલબીજ, એ સૌની સાથે વંશ-લોચન મેળવીને તેનું ચૂર્ણ કરવું તથા તેમાં સાકર નાખીને ખાવા આપવું. એ ચૂર્ણ પચી જાય ત્યારે દૂધનો દૂધપાક કરીને ખાવા આપવો. આ ઉપાયથી પુરૂષોને બળ અને વીર્ય મળે છે. જો કદાપિ પુરૂષ કેવળ નપુંસક હોય તથાપિ આ ઔષધ બે મહિના યોજવામાં આવે તો તે હજાર સ્ત્રીઓને ભોગવી શકે.

## પથ્યાપથ્ય.

**वर्जयेत्कटुकं चाम्लं तीक्ष्णं चोष्णं विदाहि च ।**
**रूक्षं वापि च सौवीरं प्रोक्तानि चेन्द्रियक्षतौ ॥**
**पलाण्डुं गजकन्दांश्च तिलान् माषान् यथाबलम् ।**
**तथौदनं च शालीनां दुग्धं चेक्षुरसं तथा ।**
**वास्तुकं चिल्लुकानां च पथ्यं शुक्रक्षयादपि ।**
**योगयुक्तं न युंज्याच्च नराणां सिद्धिमिच्छताम् ॥**

નપુંસકપણાના રોગવાળાએ તીખું, ખાટું, તીક્ષ્ણ, ગરમ, દાહકર્તા, રૂક્ષ, સૌવીર નામે મદ્ય, એ તજવાં. ધ્વજભંગવાળાએ ડુંગળી, હસ્તી-કંદ, તલ, અડદ, શાલી ડાંગરનો ભાત, દૂધ, સેરડીનો રસ, વથુઆનું અને ચીલનું શાક, એ સર્વે શક્તિ પ્રમાણે ખાવું, કેમકે વીર્યનો ક્ષય થયેલા પુરૂષને પથ્ય છે. જે પુરૂષો નપુંસક પણાનો રોગ નાશ પામે એવી ઇચ્છા રાખતા હોય અને તેનો ઔષધ પ્રયોગ ચાલુ કર્યો હોય ત્યારે તેમણે સ્ત્રીસેવનાદિ કાંઇ કુપથ્ય કરવું નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने वाजीक-
रणं नाम पंचाशत्तमोऽध्यायः ।



# एकपंचाशत्तमोऽध्यायः ।

## વાંઝણીના રોગની ચિકિત્સા.

### आत्रेय उवाच ।

वन्ध्या स्यात् षट्प्रकारेण बाल्ये नाप्यथवा पुनः ।
गर्भकोशस्य भङ्गाद्वा तथा धातुक्षयादपि ।
जायते न च गर्भस्य सम्भूतिश्च कदाचन ॥
काकवन्ध्या भवेच्चैका अनपत्या द्वितीयका ।
गर्भस्रावी तृतीयान्या कथिता मुनिसत्तमैः ॥
मृतवत्सा चतुर्थी स्यात् पंचमी च बलक्षयात् ।
तस्योपक्रमणं वक्ष्ये येन सा लभते सुतम् ॥
अजातरजसां स्त्रीणां क्रियते यदि मैथुनम् ।
तनैव गर्भसङ्कोचं भगत्वमुपगच्छति ॥
तेन स्त्री भवते वन्ध्या गर्भं गृह्णाति नो भृशम् ।
सा च कष्टेन भवति रामा गर्भवती भिषक् ! ॥
औषधैश्चोपचारैश्च सिद्धिश्चापि न संशयः ।
अनपत्या बलेनापि जायते भिषजां वर ! ॥
न भवेत् काकवन्ध्या च अनपत्यापि सिध्यति ।
सिध्यति क्षीणधातुत्वाज्जायते या भिषग्वर ! ॥

औषधानि ।

**આત્રેય કહેછે.**—સ્ત્રી છ પ્રકારે વાંઝણી થાયછે. કોઇ તો બાળપણથીજ વંધ્યા હોયછે. અને કોઇ સ્ત્રીના ગર્ભકોશનો ભંગ થવાથી અથવા ધાતુનો ક્ષય થવાથી કોઇવખત ગર્ભની ઉત્પત્તિ થતી નથી. એક તો કાકવંધ્યા સ્ત્રી વાંઝણી કહેવાયછે. જે સ્ત્રીને એકવાર સંતાન થયા પછી સંતાન નજ થાય તેને કાકવંધ્યા કહેછે. બીજી અનપત્યા એટલે જેને બિલકુલ છોકરાં ન થાય તેને વાંઝણી કહેછે. જે સ્ત્રીને ગર્ભ રહીને પછી સ્રવી જતો હોય તેને મુનિઓ ત્રીજા પ્રકારની વાંઝણી

કહેછે. જે સ્ત્રીને છોકરાં થઇથઇને મરી જતાં હોય તેને મૃતવત્સા કહેછે. એ સ્ત્રી ચોથા પ્રકારની વાંઝણી સમજવી. શરીરના બળનો ક્ષય થવાથી જે વાંઝણી થઇ હોય તેને પાંચમા પ્રકારની જાણવી. (છઠ્ઠા-પ્રકારની વાંઝણી ગ્રંથમાં કહેલી નથી તથાપિ જેને છોડબાઝી જાયછે તેને પણ વૈદ્યો વાંઝણી ગણેછે તે સમજવી). હવે એ વાંઝણી સ્ત્રી-ઓને જે પ્રકારે છોકરાં થાય તેવા ઉપાય કહિયે છીએ. જે સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયું નથી તેની સાથે જો મૈથુન કરવામાં આવે તો તેથી સ્ત્રીને ગર્ભનો સંકોચ થાયછે અને ગર્ભસ્થાન વિકારવાળું થઈ જાયછે, તેથી તે સ્ત્રી ફરીને ગર્ભ ગ્રહણ કરી શકતી નથી અને વાંઝણી થાયછે. હે વૈદ્ય! એવી સ્ત્રી ફરીને મહામહેનતે ગર્ભ ધારણ કરેછે, તેમ છતાં ઔષધ ઉપચાર કરતાં એ સ્ત્રીનું ગર્ભસ્થાન સુધરીને તે ગર્ભ ધારણ કરવાને યોગ્ય થાયછે એમાં સંશય નથી. હે ઉત્તમ વૈદ્ય! જેને બિલકુલ સંતાન થયું ન હોય એવી વાંઝણી સ્ત્રીને ઔષધ ઉપચારથી પણ સંતાન થવાં બહુ કઠણ છે. જે છોકરાં વિનાની સ્ત્રી કાકવંધ્યા ન હોય તેવીને ઔષધ ઉપચારથી ગર્ભ રહી શકેછે. હે વૈદ્ય શ્રેષ્ઠ! જે સ્ત્રીના શરીરની ધાતુ ક્ષીણ થઇ જવાથી તે વાંઝણી થઇ હોય તો તે પણ ઔષધાદિથી સુધરી શકેછે.

## વાંઝણી સ્ત્રીઓના ઉપાય.

**चन्दनोशीरमञ्जिष्ठापटोलं घनवालकम् ।**
**मधुकं मधुयष्टी च तथा लोहिकतचन्दनम् ॥**
**सारिवा जीरकं मुस्तं पद्मकं च पुनर्नवा ।**
**क्षीरेण शर्करायुक्तं पानं पित्तोद्भवे गदे ॥**
**ज्ञात्वा योनिविशुद्धिं च तत्र दद्यान्महौषधम् ॥**
**चन्दनोशीरमञ्जिष्ठा गिरिकर्णी सिता तथा ।**
**क्षीरेणालोड्य पातव्यं पुष्पशुद्धिं करिष्यति ॥**

ચંદન, કાળો વીરણવાળો, મજીઠ, પટોલ, નાગરમોથ, પીળો વીરણવાળો, મહુડો, જેઠીમધ, રતાંજલિ, સારિવા, જીરૂં, ભદ્રમોથ, પદ્મ-કાષ્ઠ, સાટોડી, એ સર્વનું ચૂર્ણ કરીને તેમાં સાકર મેળવીને દૂધ સાથે પીવું. પિત્તના કારણથી આર્ત્તવ બગડીને વાંઝિયાપણું હશે તો તે આ

ઉપાયથી દૂર થશે. ઉપરનું ઔષધ યોનિને શુદ્ધ કરનારૂં છે, એ ઔષધ આપીને જ્યારે યોનિ શુદ્ધ થાય ત્યારે મોટું ઔષધ આપવું. તે ઔષધ આ પ્રમાણેઃ—ચંદન, વીરણવાળો, મજીઠ, ગરણી, સાકર, એ ઔષધોનું ચૂર્ણ દૂધમાં નાખીને પાવું. એ ઔષધથી આર્ત્તવની શુદ્ધિ થાયછે.

## વાતદૂષિત આર્ત્તવની ચિકિત્સા.

**रजोरक्तं परीक्षेत वातपित्तकफात्मकम् ।**
**सरुजं च सकृष्णं च पक्वजम्बूनिभं च यत् ॥**
**वातेन बाधितं पुष्पं तच्च संलक्षयेद्बुधः ॥**
**तस्य नागरपिप्पल्यौ मुस्ताधन्वयवासकम् ।**
**बृहत्यौ पाटला चैव क्राथः सगुडकोवधिः ॥**
**सप्ताहं पाययेद्धीमान् यावत्स्राति शोणितम् ।**
**विशुद्धे च तथा रक्ते पाययेत्पयसान्वितम् ॥**
**श्वेता च गिरिकर्णी च श्वेता गुञ्जा पुनर्नवा ।**
**तेन सा लभते गर्भं मासमेकं प्रयोगतः ॥**

આર્ત્તવનું લોહી વાયુ, પિત્ત, કે કફના દોષવાળું છે કે કેમ? તે પરીક્ષા વૈદ્યે કરવી. જે આર્ત્તવનું લોહી કાળું અથવા પાકેલા જાંબૂડાના રંગ જેવું હોય અને આર્ત્તવ સમયે સ્ત્રીને પીડા થતી હોય તો તે આર્ત્તવ વાયુ દોષવાળો જાણવો. વાયુદોષવાળા આર્ત્તવવાળી સ્ત્રીને સુંઠ પીપર, મોથ, ધમાસો, રીંગણી, ભોંયરીંગણી, પાડળ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં ગોળ નાખીને પાવો. બુદ્ધિમાન્ વૈદ્યે એ ક્વાથ સાત દિવસ પાવો એવો તેનો અવધિ છે અથવા જ્યાંસુધી સ્ત્રીને આર્ત્તવ વહ્યા કરે ત્યાંસુધી પાવો. જ્યારે આર્ત્તવ શુદ્ધ થાય ત્યારે પછી ધોળી ગરણીનાં બીજ, ધોળી ચણોઠી, અને સાટોડી, એ ઔષધોનું ચૂર્ણ દૂધ સાથે પાવું. એ પ્રયોગ એક મહિના સુધી કરવાવડે સ્ત્રીને ગર્ભ રહે છે.

## પિત્તદૂષિત આર્ત્તવની ચિકિત્સા.

**जपाकुसुमसङ्काशं कुसुम्भरक्तसन्निभम् ।**
**दाहशोषं मूत्रकृच्छ्रयुक्तं तत्पित्तदूषितम् ॥**

---

१ दधि प्रत–१ ली.

चन्दनोशीरमञ्जिष्ठापटोलं घनवालकम् ।
मधुकं यष्टिमधुकं तथा लोहितचन्दनम् ॥
पद्मकं पुनर्नवे द्वे शारिवा जीरकं घनम् ।
क्षीरेण शर्करायुक्तं पानं पित्तकृते गदे ॥
ज्ञात्वा योनिविशुद्धिं च तत्र दद्यान्महौषधम् ।
श्वेतार्कमूलं पयसा श्वेता च गिरिकर्णिका ॥
श्वेताद्रिकर्णीमूलं च पानं गोक्षीरसंयुतम् ।
वन्ध्यानां गर्भजननं भवते लक्ष्मणान्वितम् ॥

જાસવંદનાં ફૂલ સરખું કે કસુંબા સરખું લાલ રક્ત વેહેતું હોય, યોનિમાં દાહ અને મૂત્રકૃચ્છ્ર થતો હોય, તથા મોઢે પાણીનો શોષ પડતો હોય તો તે આર્તવને પિત્તથી બગડેલો જાણવો. પિત્તાર્તવવાળી સ્ત્રીને ચંદન, વીરણવાળો, મજીઠ, પટોળ, મોથ, પીળો વાળો, મહુડો, જેઠીમધ, રક્ત ચંદન, પદ્મકાષ્ઠ, બન્ને સાટોડીઓ, સારિવા, જીરૂં, ભદ્ર-મોથ, એ સર્વનું ચૂર્ણ કરીને દૂધ સાથે પીવાથી પિત્તથી બગડેલા આર્તવની શુદ્ધિ થાય છે. આર્તવની શુદ્ધિ થયેલી જોઈને મોટું ઓષધ આપવું. ધોળા આકડાનું મૂળ દૂધ સાથે પાવું. અથવા ધોળી ગરણીના મૂળને ગાયના દૂધ સાથે પાવું. અથવા ધોળી ગરણીના મૂળની સાથે લક્ષ્મણાનું મૂળ (તે ન મળે તો ધોળી રીંગણીનું મૂળ) લેઈને તેને ગાયના દૂધ સાથે પાવું. એ ઉપાય વાંઝણી સ્ત્રીઓને પુત્ર આપનારો છે.

### કફથી બગાડેલા આર્તવની ચિકિત્સા.

सघनं पिच्छलं चापि जाड्यं स्यान्मूत्ररोधनम् ॥
आलस्यतन्द्रा निद्रा च कफदुष्टं रजो विदुः ।
त्रिफला गिरिकर्णी च तथारग्वधवत्सकौ ।
पयसा पयसा पानं स्त्रीणां च गर्भकारणम् ॥
बलाद्यं चन्दनाद्यं च द्राक्षाद्यं चूर्णमेव च ।
दापयेद्गर्भजननं नारीणां भिषगुत्तमः ॥
खण्डकाद्यं च चूर्णं च बलाद्यं चूर्णमेव च ।
दापयेद्गर्भजननं नारीणां भिषगुत्तमः ॥

खण्डकाद्यं च चूर्णं च बलाद्यं चूर्णमेव च ।
पुनर्नवाद्यं देयं वा स्त्रीणां गर्भप्रदायकम् ॥

કફથી બગડેલો આર્તવ ઘાડો તથા પિચ્છાવાળો હોય છે; સ્ત્રીને જડતા થાય છે, તેનો પિશાબ રોકાય છે; તેને આળસ, તંદ્રા અને નિદ્રા ઉપજે છે. કફથી બગડેલા આર્તવવાળી સ્ત્રીને ત્રિફળા, ગરણી, ગરનાળો, કડાછાલ, એ ઓષધોનો ક્વાથ કરી તેમાં દૂધ નાખીને તે ક્વાથ પાવો. તેથી બગડેલો આર્તવ શુદ્ધ થઈને તેને ગર્ભ રહે છે. વળી પાછળ બલાદિ, ચંદનાદિ, તથા દ્રાક્ષાદિ ચૂર્ણ કહેવામાં આવ્યું છે, તે ચૂર્ણ સ્ત્રીઓને ગર્ભ ઉત્પન્ન કરનારૂં હોવાથી ઉત્તમ વૈદ્યે તેમાંથી ગમે તે એક આપવું. વળી ખંડકાદિ ચૂર્ણ, બલાદિ ચૂર્ણ તથા પુનર્નવાદિ ચૂર્ણ સ્ત્રીઓને ગર્ભ આપનારૂં છે માટે તેમાંથી ગમે તે એક જાતનું ચૂર્ણ આપવું.

### વંધ્યારોગમાં પથ્યાપથ્ય.

अथ पथ्यं प्रवक्ष्यामि स्त्रीणां च शृणु पुत्रक ! ॥
कर्बरं सूरणं चैव तथा चाम्लं च कांजिकाम् ।
विदाहिकं च तीव्रं च स्त्रीणां दूरे परित्यजेत् ॥
वन्ध्याकर्कोटकीमूलं लाङ्गली कटुतुम्बिका ।
देवदाली च जननी सूर्यवल्ली च भीरुका ॥
निर्माल्यं माल्यवस्त्रं च रजोवत्याश्च संगमः ।
अन्यास्त्रीस्नातमुदकं स्त्रीणां चैतानि वर्जयेत् ॥

હે પુત્ર ! હવે વંધ્યા સ્ત્રીઓને શું પથ્ય છે અને શું અપથ્ય છે તે કહુંછું. જે પદાર્થ મળ ઉત્પન્ન કરનાર હોય તે, સૂરણ, ખાટા પદાર્થ, ખાટી કાંજી, દાહકારક પદાર્થ અને તીવ્ર પદાર્થ, સ્ત્રીઓથી વેગળાજ રાખવા. વાંઝણી કંટોલીનું મૂળ, ઋષભક નામે વનસ્પતિ, કડવી તુંબડીનું મૂળ, કુકડવેલાનું મૂળ, જટામાંસી, સૂર્યવલ્લી, સતાવરી, (એ વસ્તુઓ વંધ્યા સ્ત્રીને પથ્ય છે એમ કેટલાક વૈદ્યોનું કહેવું છે). બીજી સ્ત્રીએ પહેરેલી પુષ્પની માળા કે વસ્ત્ર, રજસ્વલા સ્ત્રીનો સંગ, બીજી સ્ત્રીએ

१ खडखाद्यं. प्र० ४ थी. १ कर्चूरं प्र० ४ थी. १ तथा स्यादतु संगमः. प्र० १ ली.

સ્નાન કરેલું પાણી, એટલાંવાનાં વંધ્યા રોગનો ઉપચાર કરનારી સ્ત્રીએ વર્જવવાં.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने वन्ध्यो-
पक्रमो नामैकपंचाशत्तमोऽध्यायः ।



## द्विपञ्चाशत्तमोऽध्यायः ।



### ગર્ભના ઉપચાર.

**आत्रेय उवाच ।**

**प्रथमे मासि यष्टि मधुपरुषकं मधुपुष्पाणि यथालाभम् ।**
**नवनीतेन पयो मधुरमधुरं पाययेच्च ॥**
**द्वितीये मासि काकोलीमधुरं पाययेत्तथा ।**
**तृतीये कृशरां श्रेष्ठां चतुर्थे च कृतौदनम् ॥**
**पंचमे पायसं दद्यात् षष्ठे च मधुरं दधि ।**
**सप्तमे घृतखण्डेन चाष्टमे घृतपूरकम् ।**
**नवमे विविधान्नानि दशमे दोहदेच्छया ॥**

**આત્રેય કહેછે.**—ગર્ભવતી સ્ત્રીને પેહેલે મહિને જેઠીમધ, ફાલસાં, મહુડાં, એમાંથી જે મલે તે માખણ સાથે ખાવા આપવાં. તથા સાકર વગેરે મધુર પદાર્થ નાખીને મીઠું કરેલું દૂધ પાવું. બીજે મહિને કાકોલી નામે ઔષધી તથા તેની સાથે સાકર વગેરે મધુર પદાર્થ ખાવો. ત્રીજે મહિને ખીચડી ખાવા આપવી એ શ્રેષ્ઠ છે. ચોથે મહિને ભાત ખાવા આપવો. પાંચમે મહિને દૂધપાક આપવો. છઠ્ઠે મહિને મીઠું દહીં ખાવા આપવું. સાતમે મહિને ઘી અને ખાંડ સાથે ભોજન આપવું; આઠમે મહિને ઘેબર ખાવા આપવું. નવમે મહિને જૂદીજૂદી જાતના પદાર્થો ખાવા આપવા અને દશમે મહિને તેની ઈચ્છામાં આવે તે ખાવા આપવું.

## ગર્ભવતીનું દોહદ.

**मासे तृतीये सम्प्राप्ते दोहदं भवति स्त्रियः ।**
**यद्यात्कामयते सा च तत्तद्द्यान्द्भिषग्वरः ॥**

ગર્ભવતી સ્ત્રીઓને ત્રીજે મહિને નાના પ્રકારના ભાવ થઈ આવે છે તેને દોહદ કહે છે. ડાહ્યા વૈદ્યે તે વખતે ગર્ભવતી જે જે ઈચ્છા કરે તે તે પદાર્થ તેને આપવાની આજ્ઞા કરવી.

## ગર્ભવતીનું પથ્યાપથ્ય.

**वर्जयेद्द्विदलान्नानि विदाहीनि गुरूणि च ।**
**अम्लानि सोष्णक्षाराणि गुर्विणीनां विवर्जयेत् ॥**
**मृत्तिका भक्षणीया न न च सूरणकन्दकाः ।**
**रसोनश्च पलाण्डुश्च संत्यक्तो गुर्विणीस्त्रिया ॥**
**मधुराणि प्रदेयानि गौल्यानि सरसानि च ।**
**पथ्ये हितानि चैतानि गुर्विणीनां सदा भिषक् ! ॥**
**व्यायामं मैथुनं रोषं शोषं चंक्रमणं तथा ।**
**वर्जयेद् गुर्विणीनां च जायन्ते सुखसम्पदः ॥**

ગર્ભવતી સ્ત્રીએ કઠોળ ખાવું નહિ, દાહ કરે એવાં તથા ભારે અન્ન ખાવાં નહિ, ખાટા પદાર્થો, ગરમ પદાર્થો, ક્ષાર, એ સર્વે ગર્ભવતીએ ત્યાગ કરવાં. ગર્ભવતીએ માટી ખાવી નહિ, સૂરણકંદ ખાવો નહિ, લસણ ખાવું નહિ. ડુંગળી ખાવી નહિ, એ સર્વે ગર્ભવતીએ તજવાં. ગર્ભવતી સ્ત્રીને મધુર, ગૌલ્ય નામે મદ્ય, અને રસવાળા ( મધુર ) પદાર્થો આપવા, કેમકે હે વૈદ્ય ! એ પદાર્થ ગર્ભવતીને સદા પથ્ય અને હિતકારક છે. ગર્ભવતીએ કસરત કરવી નહિ, મૈથુન કરવું નહિ, રીસ કરવી નહિ, પાણીનો શોષ વેઠવો નહિ, પગે ચાલીને મુસાફરી કરવી નહિ, એ સર્વે વાનાં ગર્ભવતીએ તજવાં તેથી તેને સુખરૂપી સંપત્તિ મળેછે.

## ગર્ભવતીનું મંગળકર્મ.

**अथोपपन्नं विहितमपि स्वकीयाचारेण पंचमासिकमष्टमासकं वा । ब्राह्मणमङ्गलादिभिर्गोत्रभोजनमपि कर्त्तव्यम् । दोहदादिषु परिपूर्णेषु रूपवान् शूरः पण्डितः शीलवान् पुत्रो जायते ।**

ગર્ભવતી સ્ત્રીને પોતાના કુળાચાર પ્રમાણે પાંચમે માસે રાખડી બાંધવી તથા આઠમે મહિને સીમંત સંસ્કાર કરવો. તે વખતે બ્રાહ્મણને બોલાવીને મંગળકર્મ કરવું તથા સ્વગોત્રનાં મનુષ્યોએ મળીને ભોજન કરવું. સ્ત્રીને જે જે ભાવ થાય છે તે પૂર્ણ કરવાથી રૂપાળો, શૂર, પંડિત અને શીલવાન્ પુત્ર થાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थानेगर्भो-
पचारो नाम द्विपंचाशत्तमोऽध्यायः ।

## त्रिपञ्चाशत्तमोऽध्यायः ।

### ચલિત ગર્ભની ચિકિત્સા.

### आत्रेय उवाच ।

प्रथमे मासि गर्भस्य चलनं दृश्यते यदि ।
तदा मधुकमृद्वीका चन्दनं रक्तचन्दनम् ॥
पयसालोडितं पीतं तेन गर्भः स्थिरो भवेत् ।
द्वितीये मासि चलिते मृणालं नागकेशरम् ॥
तृतीये मासि गर्भस्य चलनं दृश्यते यदा ।
तदा मूषककिट्टं तु शर्करापयसा पिबेत् ॥

चतुर्थे मासि दाहपिपासाशूलज्वरेण स्त्रीणां यदि गर्भश्चलते तदोशीरचन्दननागकेशरधातकीकुसुमशर्कराघृतमधुदधि पाययेत् । पंचमे मासे चलिते गर्भे दाडिमीपत्राणि चन्दन दधि मधु च पाययेत् । षष्ठे मासि गैरिकं कृष्णमृत्तिकागोमयभस्म उदकं परिस्रुतं शीतलं चन्दनं शर्करया सह पिबेत् । सप्तमे मासि गोक्षुरसमङ्गापद्मकघनमुशीरनागकेशरं मधुरं पाययेत् । अष्टमे मासि रोध्रं मधु मागधिकां च सह दुग्धेन पीतवतीनां चलिते गर्भे स्त्रीणां सुखं सम्पद्यते ।

**આત્રેય કહેછે.**—જો ગર્ભ રહ્યા પછી પેહેલે મહિને તે ચલિત થયેલો માલમ પડે તો જેઠીમધ, દ્રાક્ષ, ચંદન, રક્તચંદન, એ સર્વનું ચૂર્ણ કરીને તેને દૂધમાં ઓગાળીને પીવું તેથી ગર્ભ સ્થિર થાય છે. બીજે મહિને ગર્ભ ચલિત થાય તો કમળનો નાળ તથા નાગકેસર વાટીને તેનું કલ્ક ખવરાવવું. ત્રીજે મહિને જો ગર્ભનું ચલન માલમ પડે તો મૂષકકિટ્ટ (ઉંદરની લીંડીઓ) સાકર અને દૂધ સાથે પાવી. ચોથે મહિને દાહ, તરસ, શૂળ અને તાવ સહિત જો સ્ત્રીનો ગર્ભ ચલાયમાન થાય તો વીરણવાળો, ચંદન, નાગકેસર, ધાવડીનાં ફૂલ, સાકર, ઘી, મધ, દહીં, એ સર્વે મિશ્ર કરીને પાવું. પાંચમે મહિને ગર્ભ ચલાયમાન થાય તો દાડીમનાં પાંદડાં અને ચંદનનું કલ્ક કરીને દહીં તથા મધસાથે પાવું. છઠ્ઠે મહિને ગર્ભ ચળે તો ગેરૂ, કાળી માટી અને અડાયાંની રાખ, એ ત્રણમાં પાણી રેડીને તે ઠરવાં દેવું. પછી નીતરતું ઠંડું પાણી ગાળી લેઈ તેમાં ચંદન ઘશીને નાખવું, તથા તેમાં સાકર નાખીને તે પાવું. સાતમે મહિને ગર્ભ ચલાયમાન થાય તો ગોખરૂ, મજી, પદ્મકાષ્ઠ, મોથ, વીરણવાળો, નાગકેસર, એ સર્વને વાટી તેના ચૂર્ણમાં સાકર નાખીને પાણી સાથે પાવું. આઠમે મહિને ગર્ભ ચળે તો લોધર, મધ, પીપર એ ત્રણના કલ્કને દૂધ સાથે પીવાથી સ્ત્રીનો ગર્ભ સ્થિર થઈને તેને સુખ ઉપજે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने चलितगर्भचिकित्सा नाम त्रिपञ्चाशत्तमोऽध्यायः ।



## चतुःपञ्चाशत्तमोऽध्यायः ।



### ગર્ભના ઉપદ્રવની ચિકિત્સા.

### ગર્ભના ઉપદ્રવનાં નામ.

### आत्रेय उवाच ।

**शोषो हृल्लासछर्दिश्च शोफो ज्वरस्तथारुचिः ।**
**अतीसारो विवर्णत्वमष्टौ गर्भस्योपद्रवाः ॥**

**આત્રેય કહેછે.**—ગર્ભ રહ્યા પછી ગર્ભવતીને શોષ, છાતીમાં પીડા, ઉલટી, સોજો, તાવ, અરૂચિ, અતીસાર અને વિવર્ણતા (મુખની કાંતિ ફીકી પડી જવી), એવા આઠ ઉપદ્રવ થાય છે.

## ગર્ભવતીના શોષની ચિકિત્સા.

**वक्ष्यामि भेषजं तस्य यथायोगेन साम्प्रतम् ।**
**वटप्ररोहं मगधामुशीरं घनमेव च ॥**
**युता खण्डगुटिकास्ये विहिता शोषवारिणी ।**

હવે એ ગર્ભના કારણથી થયેલા રોગોનાં ઘટે તેવા યોગસહિત ઔષધ કહું છું. વડના અંકુર, પીપર, વીરણવાળો, મોથ, એ ઔષધોમાં સાકર નાખીને તેની ગોળી કરવી. એ ગોળી મુખમાં રાખવાથી શોષ મટે છે.

## ઉલટી તથા છાતીની પીડાના ઉપાય.

**वत्सकं मगधा शुण्ठी तथा चामलकीफलम् ॥**
**युक्तं कोमलबिल्वेन दध्ना पिष्टं तु दापयेत् ।**
**शर्करासंयुतं पानं स्त्रीणां गर्भे हितं सदा ॥**
**पीतो भूनिम्बकल्कश्च शर्करासमभावितः ।**
**छर्दिं हरिच्च हृत्क्लेदं मधुना वा समन्वितः ॥**

કડાછાલ, પીપર, સુંઠ, આમળાં, તથા કુમળાં બીલાં, એ સર્વને દહીંમાં વાટીને તેમાં સાકર નાખીને સ્ત્રીને પાવાં તેથી તે ગર્ભને ફાયદો કરે છે. વળી કરિયાતાને સાકર સાથે અથવા મધ સાથે વાટીને તેનું કલ્ક કરવું તથા સ્ત્રીને પાવું તેથી ઉલટી અને છાતીની પીડા મટે છે.

## અરૂચિનો ઉપાય.

**शृङ्गवेरं सकटुकं मातुलुङ्गस्य केशरम् ।**
**मार्जनं दन्तजिह्वासु गण्डूषश्चोष्णवारिणा ।**
**गुर्विणीनां च सर्वासामरुचिं च नियच्छति ॥**

આદું, કુટકી, બીજોરાનો ગર્ભ, એ સર્વનો કલ્ક કરીને તેનો દાંત ઉપર તથા જીભ ઉપર લેપ કરવો, તથા પછી ગરમ પાણીવડે કોગળા કરવા. આ ઉપાયથી સઘળી ગર્ભવતી સ્ત્રીઓની અરૂચિ નાશ પામે છે.

## અતિસારનો ઉપાય.

**वत्सकं दाडिमं पाठा बलाबिल्वं विषा तथा ।**
**जंम्बाम्रपल्लवाश्चैव यथालाभेन सत्तम ! ॥**
**शर्करादधिसंयुक्तं स्त्रीणां चैवातिसारके ।**

કડાછાલ, દાડિમ, પાહાડમૂળ, બલબીજ, બીલી, અતિવીખની કળી, જાંબૂડાનાં તથા આંબાનાં કૂમળાં પાંદડાંમાંથી જેનાં મળે તેનાં પાંદડાં, એ સર્વનું ચૂર્ણ કરીને તેને સાકર તથા દહીં સાથે ગર્ભવતી સ્ત્રીને ખાવા આપવું. તેથી તેનો અતિસારનો વ્યાધિ મટે છે.

## બંધકોશ તથા મૂત્રબંધ વગેરેનો ઉપાય.

**हरीतकी नागरकं गुडेन वा गुडेन त्रैफलकः कषायः ॥**
**स्त्रीणां च पानं विनिहन्ति शीघ्रं विबंधविण्मूत्रनिरोधनानि ।**

હરડે અને સુંઠની ગોળમાં ગોળી કરીને આપવી, અથવા ત્રિફળાનો ક્વાથ કરી તેમાં ગોળ નાખીને પાવો. એ ઔષધોથી સ્ત્રીને બંધકોશ થયો હોય અથવા ઝાડો પિશાબ રોકાયો હોય તે મટેછે.

## મૂત્રબંધનો ઉપાય.

**त्रपुसैर्वारुबीजानि पथ्याशुंठी च मागधी ॥**
**शिलाभेदं सिताढ्यं च पिबेत् तण्डुलवारिणा ।**
**मूत्ररोधं गुर्विणीनां वारयत्याशु निश्चितम् ॥**

ખડબૂચનાં બીજ, કાકડીનાં બીજ, હરડે, સુંઠ, પીપર, પાષાણભેદ, એ સર્વનું ચૂર્ણ કરીને તેને ચોખાના ધોવરામણ સાથે સાકર નાખીને પીવું, તેથી ગર્ભવતી સ્ત્રીઓનો પિશાબનો અટકાવ જરૂર મટી જાયછે.

## ગર્ભ ચળ્યો હોય તેનો ઉપાય.

**मधुकंबिसमृणालं पद्मकिञ्जल्ककल्कं**
**घनमतिविषमैन्द्रं वीजमौशीरनीलम् ।**
**समकृतमथ कल्कं देयमाशु प्रपाने**
**हितमपि युवतीनां गर्भचाले सिताढ्यम् ॥**

જેઠીમધ, કમળનું બિજ, કમળનો દાંડો, કમળનું કેસર, એ સર્વેનું કલ્ક કરવું. પછી તેમાં મોથ, અતિવિખની કળી, ઇંદ્રજવ, વીરણવાળો, કાળું કમળ એ સઘળાં સમાન ભાગે લેઇને તેનું કલ્ક કરવું. એ કલ્ક સાકર સાથે ગર્ભવતીને પીવા આપવાથી તેના ચલિત ગર્ભને સ્થિર કરેછે. એ કલ્ક ગર્ભવતીને ફાયદાકારક છે.

### સોજાનો ઉપાય.

**गर्भस्योपद्रवं शोफं स्वेदयेदुष्णवारिणा ।**
**न दातव्यो मतिमता विरेको दारुणो महान् ॥**

ગર્ભના ઉપદ્રવ તરિકે ગર્ભવતીને સોજો થયો હોય તો તેને ગરમ પાણીથી શેકવો. બુદ્ધિમાન્ વૈદ્યે ગર્ભવતીને મોટો અને કઠણ જુલાબ આપવો નહિ.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने गर्भोपद्रव-
चिकित्सा नाम चतुःपञ्चाशत्तमोऽध्यायः ।

## पंचपञ्चाशत्तमोऽध्यायः ।

### મૂઢગર્ભની ચિકિત્સા.

### મૂઢગર્ભના હેતુ.

**आत्रेय उवाच ।**

**विरुद्धाहारसेवाभिस्तथा गर्भव्यथासु च ।**
**अतिमर्दनपीडायाः पीडां प्राप्नोति चार्भकः ॥**
**तिर्यग्भवति यो गर्भः स्त्यक्त्वा द्वारं भगस्य च ।**
**अन्यद्वा म्रियतेऽपत्यं तेन कष्टं प्रपद्यते ॥**
**अथवा लज्जया स्त्रीणां सङ्कोचात् सम्नुचिते भगे ।**
**मूढगर्भं च जानीयात् तस्य वक्ष्यामि लक्षणम् ॥**

**આત્રેય કહેછે.**—વિરૂદ્ધ આહારનું સેવન કરવાથી, ગર્ભને વ્યથા ઉત્પન્ન થવાથી, અતિશય મર્દન કરવાની પીડાથી ગર્ભમાં રહેલું બાળક પીડા પામે છે, અને વખતે યોનિનું દ્વાર છોડીને બાળક આડું થઇ જાય છે. અથવા કોઇવાર બાળક મરણ પામે છે તો ગર્ભવતીને મોટું કષ્ટ થાય છે. અથવા સ્ત્રી લાજથી સંકોચ પામતી હોય તો તેથી યોનિદ્વારનો સંકોચ થવાથી પણ એમ થાય છે. એ મૂઢ ગર્ભને જાણવાને માટે તેનાં લક્ષણો હું કહુંછું.

### મૂઢગર્ભનાં લક્ષણ.

बस्तिशूलं च भवंति योनिद्वारं निरुन्धति ।
गर्जते जठरं तस्या आध्मानं चैव जायते ॥
तोदनं चाङ्गभङ्गश्च निद्राभङ्गश्च जायते ।
वाताद्भवति गर्भस्य संरोधो भिषगुत्तम ! ॥
शूलं ज्वरस्त्रिदोषश्च तृष्णा शोषो भ्रमस्तथा ।
मूत्रकृच्छ्रं शिरोऽर्तिः स्यात्पित्ताद्रोधो भगस्य च ॥
आलस्यतन्द्रा निद्रा च जाड्याध्मानं च वेपथुः ।
कासो विरसता चास्ये श्लेष्मणा मूढगर्भके ॥
द्वन्द्वैश्च द्वन्द्वजं विद्यात्सर्वै स्यात्सान्निपातिकम् ॥

મૂઢગર્ભ થયો હોય ત્યારે સ્ત્રીના પેઢુમાં શૂળ આવે છે, યોનિદ્વાર સંકોચાય છે, તેના પેટમાં ગર્જના જેવા અવાજ થાય છે, પેટ ચઢે છે, સોયો ઘોચાવા જેવી વેદના થાય છે, અંગભંગ થાય છે, અને ઊંઘ આવતી નથી. હે ઉત્તમ વૈદ્ય ! જો વાયુદોષ કોપેલો હોય તો ગર્ભ પ્રસવ થતો અટકે છે, સ્ત્રીને શૂળ, તાવ, ત્રિદોષ, તરસ, શોષ અને ભ્રમ થાય છે. પિત્તદોષ કોપેલો હોય તો કષ્ટેકરીને પિસાબ થાયછે, માથું દુખેછે અને યોનિ સંકોચ પામે છે. જો કફદોષ કોપવાથી મૂઢગર્ભ થયો હોય તો સ્ત્રીને આળસ, ઘેન, જડતા, પેટ ચઢવું, કંપારી, ખાંસી અને મુખમાં વિરસતા, એવાં ચિન્હ થાય છે. બે બે દોષનાં લક્ષણ એકઠાં મળવાથી બે દોષથી થયેલો અને સર્વનાં લક્ષણ હોવાથી સર્વ દોષથી થયેલો મૂઢગર્ભ જાણવો.

## મૃતગર્ભનું લક્ષણ.

भ्रममूर्च्छातृषाध्मानं वातरोधं च विह्वलम् ।
मूर्च्छावमिं सपारुष्यं दीनत्वमुपगच्छति ।
मृतगर्भं विजानीयादाशुकारी स्त्रियामपि ॥

જે સ્ત્રીનો ગર્ભ મરી ગયો હોય તેને ફેર આવે છે, મૂર્છા થાય છે, તરસ લાગે છે, પેટ ચઢે છે, વાયુ રોકાય છે, ને વિહ્વળ થાય છે, બેભાન થાયછે, ઉલટી થાયછે, તેનું શરીર કરકરૂં લાગે છે અને તે ગ્લાનિ પામી જાય છે. એ લક્ષણો ઉપરથી તે સ્ત્રીનો ગર્ભ મરી ગયો છે એમ જાણવું. એ રોગ ગર્ભવતી સ્ત્રીના જલદી પ્રાણ લેનારો છે, (માટે તેની ચિકિત્સા જલદીથી કરવી જોઇએ).

## મૂઢગર્ભના ઉપાય.

अतो वक्ष्यामि भैषज्यं मूढगर्भे विशारद! ।
वातिके मर्दनाभ्यङ्गं स्वेदनं वाल्पमेव च ॥
यवागूं पंचकोलस्य पाययेद्भिषगुत्तमः ।
पैत्तिके शीतलं पानं शीतो पनाहनानि च ॥
व्यजनानि लभे तस्या यष्टिकं पयसा पिबेत् ।
त्रिकटु त्रिफला कुष्टं रोध्रं वत्सकधातुकी ॥
सगुडं क्वथितं पाने श्लेष्मणा मूढगर्भके ।
मूर्वावचाश्वकर्णा च मञ्जिष्ठारोध्रनीलिकाः ॥
कर्कन्धुमूलं सौराष्ट्री क्वाथश्च सगुडो हितः ।
रक्तपित्तविकारेषु कुक्षिशुद्धिश्च जायते ॥

હે કુશળ વૈદ્ય! હવે મૂઢગર્ભનાં ઔષધ કહું છું. વાયુથી મૂઢગર્ભ થયો હોય તો સ્ત્રીને તેલ ચોળવું તથા થોડું થોડું સ્વેદન કરવું. તથા તે પછી ઉત્તમ વૈદ્યે પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, અને સુંઠ) માં સિદ્ધ કરેલી યવાગૂ પાવી.

પિત્તથી મૂઢગર્ભ થયો હોય તો ઠંડા પદાર્થોથી પીવાનું પાણી તૈયાર કરીને તે પાવું, ઠંડા પદાર્થ શરીરે બાંધવા, પંખાથી વાયુ નાખવો, તથા જેઠીમધનું કલ્ક પાણી સાથે પાવું.

કફથી ગર્ભ મૂઢ થયો હોય તો સૂંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં, ઉપલેટ, લોધર, કડાછાલ, ધાવડીનાં ફૂલ, એ સર્વેમાં ગોળ નાખીને તેનો ઉકાળો કરવો, અને પાવો.

મોરવેલ, વજ, સાગની અંતરછાલ કે સાગનાં બીજ, મજીઠ, લોધર, ગળીનાં મૂળ, બોરડીનાં મૂળ, સોરઠી માટી, એ ઔષધોનો ક્વાથ ગોળસહિત કરીને પાવો; તેથી રક્તપિત્તનો વિકાર મટીને કૂખની શુદ્ધિ થાયછે.

## મૃતગર્ભનાં ઔષધ.

मृतगर्भस्य वक्ष्यामि भेषजं भिषजां वर! ।
मर्दयित्वा मानुषीं च ततश्चातिप्रयत्नतः ॥
निर्हरेच्चबहिर्गर्भं यदि वा न निरस्यति ।
तदा शस्त्रप्रतीकारं भेषजानि शृणुष्व मे ॥

नाभिबिलशयां च सुकुण्डलिकां कृत्वा तु तस्योपरि मूढगर्भामुपवेश्य जानुनी प्रसार्य किंचित्पृष्ठभागे साधारणमवष्टभ्य उदरादधोऽवतारयेत्। योनिद्वारे प्रगलति तिलतैलेन वारिणा पर्यभ्यज्य हस्तो याति योनिद्वारं च तस्मात्तर्जन्यांगुष्ठेन गलप्रदेशे धृत्वा निःसारयेत्। अथवार्धचन्द्रेण शस्त्रेणैव मृतगर्भस्य बाहुयुगलं संच्छिद्य बाहू निःसारयेत्।

હે ઉત્તમ વૈદ્ય! હવે હું મરી ગયેલા ગર્ભનાં ઔષધ કહુંછું. ગર્ભવતી સ્ત્રીના પેટનું મર્દન કરીને અતિ પ્રયત્નથી ગર્ભને બાહાર કાઢવો. એમ છતાં પણ જો ગર્ભ બાહાર ન નીકળે તો શસ્ત્રક્રિયા કરવી. હવે હું ઔષધ કહું તે સાંભળ.

મૂઢગર્ભવાળી સ્ત્રીને ગોળાકાર આસન ઉપર બેસાડીને તેના બન્ને ઘૂટણ લાંબા કરાવવા. પછી તેને પીઠની તરફ લગાર ટેકો આપીને બીજે હાથે ઉપર ઉપર મર્દન કરીને ગર્ભને નીચો ઉતારવો. પછી ગર્ભ યોનિના દ્વારમાં આવે ત્યારે હાથને તલનું તેલ તથા પાણી લગાડીને હાથ યોનિના દ્વારમાં મૂકવો. પછી તર્જની તથા અંગુઠાવડે ગર્ભને ગળામાંથી ઝાલીને (ધીમેથી) બાહાર કાઢવો. અથવા અર્ધચંદ્ર નામના

१ निराहाराच्च म्रियते यदिगर्भोंतरे स्त्रियः प्र० १ ली. निर्हारो म्रियते गर्भो यदि वा न निरस्यति. प्र० ४ थी.

શસ્ત્રથી મરી ગયેલા ગર્ભના બન્ને બાહુ કાપીને તે પ્રથમ બાહાર કાઢવા અને પછી ગર્ભને બાહાર કાઢવો.

### પ્રસૂતિ કરનારાં મંત્રૌષધ.

लाङ्गल्या मूलं उष्णेन वारिणा पेषितम्
योषितां नाभिलेपस्तेन शीघ्रं गर्भो प्रसूयते ।
बलामूलं सूर्यकान्तिसोमवल्लीकां-
जिकजलेन पिष्ट्वा लेपनं करोतु ॥

લાંગલી નામની વનસ્પતિનાં મૂળને ગરમ પાણીમાં વાટીને સ્ત્રીની નાભિ ઉપર તેનો લેપ કરવાથી જલદી ગર્ભની પ્રસૂતિ થાયછે. બલા (ખપાટ) નું મૂળ, સૂર્યકાંતિ (સૂરજવેલ), સોમવલ્લી (બ્રાહ્મી), એ ત્રણને કાંજીના પાણીમાં વાટીને લેપ કરવો.

### સુખથી પ્રસૂતિ કરનારાં ઔષધ.

भीरुभूनिम्बवार्ताकीमूलं च पिप्पलीयकम् ।
यवान्यग्रावचाः पिष्ट्वा तथा चोष्णेन वारिणा ॥
नाभिदेशादधस्ताच्च प्रलेपेन प्रसूयते ।
मूलं च लाङ्गलिक्याश्च देवदाल्याश्च तुम्बिका ॥
कोशातक्यादिकं सर्वं लेपने परिकल्पितम् ।
सूतिलेपाः स्त्रियो ह्येते सुखेन सा प्रसूयते ॥

શતાવરી, કરિયાતુ, રીંગણીનું મૂળ, પીપર, યવાન અજમો, અજમો, વજ, એ સર્વને ગરમ પાણીથી વાટીને નાભિથી નીચેના ભાગમાં લેપ કરવો, તેથી સ્ત્રી સુખથી પ્રસવે છે.

લાંગલીનું મૂળ, કુકડવેલાનું મૂળ, તુંબડીનું મૂળ, ગલકીનું મૂળ, એ સર્વે પ્રસૂતિને અર્થે લેપન કરવાનાં ઔષધો છે. એ પ્રસૂતિના લેપવડે સ્ત્રીઓ સુખથી પ્રસૂતિ થાયછે.

### પ્રસૂતિ કરનારા મંત્ર.

**अथ मन्त्रः ।**

हिमवदुत्तरे कूले सुरसा नाम राक्षसी ।
तस्या नूपुरशब्देन विशल्या गुर्विणी भवेत् ॥

**ऐं ह्रीं भगवति ! भगमालिनि ! चल चल भ्रामय भ्रामय पुष्पं विकाशय विकाशय स्वाहा । ऑं नमो भगवते मकरकेतवे पुष्पधन्वाय प्रतिचालितसकलसुरासुरचित्ताय युवतिभगवासिने ह्रीं गर्भं चालय चालय स्वाहा । ऑंनमो भगवति पद्मासनस्थे सितहंससमारूढे षष्ठीरूपिणी अभयवरपुस्तककमलधारिणि ह्रां नमः । एभिर्मंत्रैःसप्ताभिमन्त्रितं पयः पाययेत् तेन सुखप्रसवः ।**

"હિમાલયના ઉત્તર કાંઠા ઉપર સુરસા નામે રાક્ષસી છે; તેના નૂપુરના શબ્દવડે ગર્ભવતીને ઝટ પ્રસવ થાય છે."

"હે ભગવતિ ! ભગમાલિની ! ચલિત થા ચલિત થા, ભમાવ ભમાવ, પુષ્પનો વિકાસ કર વિકાસ કર."

"હે ભગવાન્ કામદેવ ! પુષ્પધન્વા ! સઘળા દેવ અને અસુરનાં ચિત્તને ચળાવનાર ! સ્ત્રીની યોનીમાં વાસ કરનાર ! ગર્ભને ચલિત કર ચલિત કર."

"હે ભગવતિ ! કમળના આસનમાં બેઠેલી ! ધોળા હંસ ઉપર સ્વારી કરનારી ! છઠ્ઠીરૂપ ! અભય, વરદાન, પુસ્તક અને કમળને ધારણ કરનારી ! તને નમસ્કાર છે."

એ મંત્રોવડે સાત વાર મંત્રેલું પાણી ગર્ભવતીને પાવું તેથી સુખથી પ્રસવ થાય છે.

## પ્રસૂતિ કરનારો યંત્ર.

**ऐं ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः । इदं यन्त्रपात्रकस्योर्ध्वभागे[1] लिखित्वा मूढगर्भायै दर्शयेत् शय्यातले च स्थापयेत् तेन सुखेन प्रसवः ।**

इति यन्त्रः ।




આ યંત્ર થાળી વગેરે પાત્રના ઉપરના ભાગમાં લખીને મૂઢગર્ભવાળી સ્ત્રીને બતાવવો અને પછી તેના બિછાના તળે રાખવો તેથી તેને સુખે કરીને પ્રસવ થાય છે.

१ आढकस्योर्ध्वभागे. प्र० १ ली. अरूढकस्याधोभागे. प्र० ४ थी.

### સુખપ્રસવનો મંત્ર.

गङ्गातीरे वसेत्काकी चरते च हिमालये ।
तस्याः पक्षच्युतं तोयं दूतपायामि तत्क्षणात् ॥
ततो प्रसूयते नारी काकरुद्रवचो यथा ।
अनेन दूतो व्याकुलो भवेत्तावच्च पाययेत् ।
तेन प्रसूयते नारी गृहे सद्यः सुखेन च ॥

"ગંગાના કાંઠા ઉપર કાગડી વસેછે અને તે હિમાલયમાં ફરે છે. હે દૂત! તેની પાંખમાંથી પડેલું પાણી હું તને તત્કાળ પાઉં છું, તેથી કરીને કાકરૂદ્રના વચનથી સ્ત્રીને પ્રસવ થશે."

એ મંત્રવડે પાણી મંત્રીને જે દૂત વૈદ્યને તેડવા આવ્યો હોય તેને વ્યાકુળ થાય ત્યાંસુધી પાવું. તેથી ઘેર જે સ્ત્રી કષ્ટાતી હશે તે તત્કાળ સુખથી પ્રસવ કરશે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने मूढगर्भ-
चिकित्सा नाम पंचपंचाशत्तमोऽध्यायः ।

## षट्पंचाशत्तमोऽध्यायः ।

### સૂવાવડીના ઉપચાર.

### आत्रेय उवाच ।

प्रसूत्यनन्तरं रोध्रार्जुनकदम्बदेवदारु वीजकाह्वं[1] कर्कन्धूं[2] च यथालाभं लोहितविशुद्ध्ये दापयेत् । प्रसूतौ जातायां योनिः संशोध्य तैलेनापूर्याभ्यज्य चोष्णेन वारिणा स्वेदयेत् । उपवासमेकं कृत्वा द्वितीये दिवसे गुडनागरहरीतकीश्च दापयेत् । द्वययामोर्धे कुलत्थयूषं वा सोष्णं पाययेत् । तृतीयदिवसे पंचकोलयवागूर्दापयेत् । चतुर्थे चातुर्जातकमिश्रा यवागूर्दापयेत् ।

१ काक. प्र० १ ली. २ बीजकाम्रं. प्र० १-४.

**पंचमेऽहनि शालिषष्टिकौदनं भोजयेत्। अनेन क्रमेण दशपंचदशाहं चोपचारयेत्।**

**આત્રેય કહેછે.**—પ્રસૂતિ થયા પછી લોધર, સાદડ, કદંબ, દેવદાર, બીજોરૂં, બોરડી, એ વૃક્ષોમાંથી જેની મળે તેની છાલો મેળવીને તેનો કવાથ કરીને લોહી શુદ્ધ થવા માટે આપવો. પ્રસૂતિ થયા પછી યોનિ સ્વચ્છ કરીને તેમાં તેલ ચોપડી મર્દન કરીને ગરમ પાણીથી તેનું સ્વેદન કરવું. પેહેલે દિવસે પ્રસૂત થયેલી સ્ત્રીને એક ઉપવાસ કરાવીને બીજે દિવસે ગોળ, સુંઠ, અને હરડે ખાવા આપવાં. બે પોહોર પછી કળથીનો યૂષ કરીને તે ગરમ ગરમ પાવો. ત્રીજે દિવસે પંચકોલ ( પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સુંઠમાં સિદ્ધ કરેલી યવાગૂ) આપવી. ચોથે દિવસે યવાગૂ કરીને તેમાં તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરનું ચૂર્ણ નાખીને તે આપવી. પાંચમે દિવસે સાળના કે સાઠીના ચોખાનો ભાત કરીને આપવો. એજ ક્રમ પ્રમાણે દસ પંદર દિવસ સુધી ઉપચાર કરવા.

### દૂધ વધારવાના ઉપાય.

**पिप्पली पिप्पलीमूलं नागरं घनवालुकम्।**
**कुस्तुम्बुरूणि मञ्जिष्ठां सह क्षीरेण कल्कयेत्॥**
**पानं क्षीरविशुद्ध्यर्थं कल्कमप्रातराशिते।**
**मरीचं पिप्पलीमूलं क्षीरं क्षीरविवृद्धये॥**
**मागधी नागरं पथ्या गुडेन सघृतं पयः।**
**पानं जनयते क्षीरं स्त्रीणां क्षीरक्षयादपि॥**

પીપર, પીપરીમૂળ, સુંઠ, મોથ, વાળો, ધાણા, મજીઠ, એ સર્વને દૂધ સાથે વાટીને તેનું કલ્ક કરવું. એ કલ્કમાં દૂધ નાખીને સવારનું ભોજન કર્યા પેહેલાં પીવું તેથી દૂધની વૃદ્ધિ થશે.

મરી તથા પીપરીમૂળને વાટીને દૂધ સાથે પીવાથી દૂધની વૃદ્ધિ થાયછે.

પીપર, સુંઠ, હરડે, એ ત્રણના ચૂર્ણમાં ઘી તથા ગોળ નાખીને ગોળી કરીને ખાવી તથા તે ઉપર દૂધ પીવું. એથી કરીને જે સ્ત્રીઓને દૂધ આવતું બંધ થઇ ગયું હશે તેને પણ દૂધ આવવા લાગશે.

---

૧ क्षीरविशुद्धये. प्र० ४ थी.

## સૂતિકાના આચાર.

**एवं कृत्वा च नारीणां द्वादशाहे भिषग्वरः ।**
**माङ्गल्यं वाचनं कृत्वा योषार्थे च प्रदर्शयेत् ॥**
**जातके सुतमोक्षं च द्वादशाहं तथा पुनः ॥**
**नामकर्मकृतौ सत्यां कर्णवेधनमेव च ।**
**वस्त्रबन्धं विवाहं च कारयेद् बालकस्य च ॥**

એ પ્રમાણે ઉત્તમ વૈદ્યે પ્રસૂત થયેલી સ્ત્રીના ઉપચાર કરીને બાર દિવસ થાય ત્યારે બ્રાહ્મણદ્વારા મંગળવાચન કરાવીને સ્ત્રીએ જે આચાર કરવો જોઇએ તે કહેવો. બાળકનું જાતકર્મ, વૃદ્ધિસૂતકનો મોક્ષ, બારવાસાનું કૃત્ય, નામકર્મ અને તે થયા પછી અનુક્રમે કાન વીંધાવવા, સ્ત્રી બંધન અને બાળકોનો વિવાહ વગેરે કર્મ કરવાં.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने सूतिकोपचारो नाम षट्पञ्चाशत्तमोऽध्यायः ।

---

# सप्तपञ्चाशत्तमोऽध्यायः ।

---

## બાળરોગની ચિકિત્સા.

### ધાવણના દોષ.

### आत्रेय उवाच ।

**पंचैव क्षीरदोषाश्च स्त्रीणां च कथिता बुधैः ! ।**
**घनक्षीरोष्णक्षीराम्लक्षीरा चैव तथापरा ॥**
**अल्पक्षीरा क्षारक्षीरा मृदुक्षीरा तथापरा ।**
**मृदुक्षीरा भवेत्सौख्या पंचान्या दोषकारकाः ॥**

**આત્રેય કહેછે.**—સ્ત્રીઓના ધાવણના દોષ પાંચ પ્રકારના છે. કોઇ સ્ત્રીનું દૂધ ઘાડું હોય છે; કોઇનું દૂધ ગરમ હોય છે; કોઇનું દૂધ ખાટું હોય છે; કોઇનું દૂધ ઓછું હોય છે; કોઇનું દૂધ ખારૂં હોય છે;

અને કોઇનું દૂધ કોમળ હોયછે. એમાંથી કોમળ દૂધવાળી સ્ત્રી બાળકને સુખ કરનારી છે અને બાકીની પાંચ, રોગ ઉપજાવનારી છે.

### દૂધના વિકારથી થતા રોગ.

घनेनाधमानरोधत्वं श्वासकासादिसम्भवः ।
उत्फुल्लकुक्षितैवं हि घनक्षीरस्य सेवनात् ॥
अल्पसत्वः कृशो दीनः श्वासातिसारपीडितः ।
अल्पक्षीरस्य दोषेण सम्भवेद्धतवाक् सुतः ॥
ज्वरः शोषस्तथाल्पत्वमुष्णक्षीरेण बालके ।
तथैव चोष्णक्षीरेण ज्वरातिसार एव च ॥
सुसत्वं बलमाप्नोति चारोग्यं लभते शिशुः ।
मृदुक्षीरेण नियतं जायते रूपवानपि ॥
चक्षूरोगश्च कण्डूश्च क्षतश्लेष्मावस्राविता ।
संक्लेदयुक्तं नासास्यं जायते क्षारदुग्धके ।
अतो वक्ष्यामि भैषज्यं शृणु हारीत ! मे मतम् ॥

ઘાડું દૂધ બાળકના પીવામાં આવવાથી તેનું પેટ ચઢેછે, મળમૂત્રાદિ બંધ થાયછે, શ્વાસ અને ખાંસી ઉપજેછે, તથા તેની કૂખો ફૂલેછે. ઘાડું દૂધ પીવાથી એવા રોગ થાયછે.

જે સ્ત્રીને દૂધ થોડું આવતું હોય તેના બાળકને તે થોડું દૂધ પીવાને મળેછે. તેથી તે બાળક બળવગરનો, સૂકાયલો, દીન, શ્વાસ અને અતિસારથી પીડાયલો તથા હતવાક્ એટલે ન બોલે એવો થાય છે. અર્થાત્ બોલતાં મોડું શીખેછે અથવા બોલી શકતો નથી.

ગરમ દૂધવાળી સ્ત્રીનું ધાવણ ધાવનાર બાળકને તાવ, શોષ, શરીરનો ઘટાડો, તથા જ્વરાતિસાર થાયછે.

કોમળ દૂધ સારૂં છે. એ દૂધ પીવાથી બાળક ઘણું સત્વ તથા બળ પામે છે. અને આરોગ્ય મેળવે છે. વળી કોમળ દૂધથી બાળક રૂપાળો પણ થાય છે.

ખારૂં દૂધ પીવાથી બાળકને નેત્રરોગ થાયછે, ખસ થાય છે, ચાંદાં થાયછે, મોઢામાંથી કફ ગળે છે, તથા મોઢું અને નાક લાળ તથા લીંટથી ભરેલું રહેછે. હે હારીત ! હવે હું તને ઔષધ કહુંછું તે સાંભળ.

## ઉત્ફુલ્લિકાની ચિકિત્સા.

आध्मानात्फुल्लकुक्षिश्च श्वासदोषादिपीडितः ।
उत्फुल्लिका च विज्ञेया बालानां दुःखकारिणी ॥
उदरे च जलौकादिरक्तं चादौ विमोक्षयेत् ।
कर्कटं चातिविषं च नागरं घनपौष्करम् ।
दुग्धेन कल्कितं चैव ईषदुष्णं प्रदापयेत् ॥
उत्फुल्लिदोषे दातव्यं क्षीरदोषनिवारणम् ॥
अग्निना प्रबलः स्वेदो दहेद्वापि शलाकया ।
जठरे बिन्दुकाकारो[1] जायते भिषगुत्तम! ॥
बिल्वमूलफलं पाठा त्रिकटु बृहतीद्वयम् ।
क्वाथश्च गुडयुक्तश्च बालानां च ज्वरे हितः ॥
स्त्रीणां स्यात्पानमेतेषां बालानां ज्वरनाशनम् ॥

इत्युत्फुल्लिताचिकित्सा

બાળકનું પેટ ચઢવાથી તેની કૂખો ફૂલેછે તથા તે શ્વાસ વગેરે ઉપદ્રવોથી પીડાયછે. એ રોગને ઉત્ફુલ્લિકા નામે રોગ જાણવો. બાળકોને એ રોગ દુઃખ કરનારો છે. ઉત્ફુલ્લિકા રોગ થાય ત્યારે પેટ ઉપર જળો લગાડીને પ્રથમ રક્ત કાઢી નાખવું. વળી એ રોગમાં ધાવણના દોષ મટે એવું ઔષધ તેની માતાને આપવું. તે ઔષધ આ પ્રમાણે છે; કાકડાસીંગ, અતિવિખ, સુંઠ, મોથ, પુષ્કરમૂળ, એ ઔષધોને દુધમાં વાટી કલ્ક કરી લગાર લગાર ગરમ હોય ત્યારે પાવું. બાળકને અગ્નિનો ભારે શેક નાખવો; અથવા લોઢાની શળીવતી તેને ડામ દેવો. તે ડામ જઠર ઉપર દેવો અને તેથી જઠર ઉપર બિંદુ જેવી આકૃતિ ઉઠશે. બીલીનું મૂળ, બીલીનું ફળ, પાહાડમૂળ, સુંઠ, પીપર, મરી, રીંગણી, ભોંયરીંગણી, એ ઔષધોનો કવાથ કરીને તેમાં ગોળ નાખીને બાળકને અથવા સ્ત્રીને પાવો તેથી બાળકનો જ્વર નાશ પામે છે.

---

१ बिंदुकाकारा जायन्ते प्र० १ ली.

## બાળકોના જ્વરાદિની ચિકિત્સા.

हितः पर्पटकक्काथः शर्करामधुयोजितः ।
बालानां ज्वरनाशाय कैरातं मधुसंयुतम् ॥
भार्गीरास्नाकर्कटकचूर्णं वा मधुसंयुतम् ।
लेहो वा बालकस्यापि श्वासकासनिवारणः ॥
पथ्यावचानागरकं घनं कर्कटमेव च ।
चूर्णं सगुडमेवं हि बालानां कासनाशनम् ॥
पलाशभेदं त्रिफला[1]त्रपुसैर्वारुमागधीः ।
पिष्ट्वा तण्डुलतोयेन सिताढ्यं मूत्ररोधजित् ॥
नागरश्चाभयादन्तीगुडचूर्णं प्रदापयेत् ।
बालानां विद्रधिं चैव नाशयेच्च न संशयः ॥
पाठाबिल्वशि[2]लाधातुर्वत्सकं शाल्मलीत्वचम् ।
दुग्धेन पानं बालानामतिसारनिवारणम् ॥
अर्जुनं च कदम्बं च कुष्ठं गैरिकमेव च ।
लेपनं त्वचो दोषाणां वारणं बालकस्य च ॥
रोध्रं रसाञ्जनं धात्री गैरिकं मधुना युतम् ।
अञ्जनं चैव बालानां नेत्ररोगनिवारणम् ॥

### જ્વર.

પિત્તપાપડાના ક્વાથમાં મધ અને સાકર નાખીને પાવો, એ ફાયદાકારક છે. બાળકોનો તાવ મટાડવાને મધ સાથે કરિયાતું પાવું.

### શ્વાસ ખાંસી.

ભારંગ, રાસ્ના, કાકડાસીંગ, એમનું ચૂર્ણ કરી તેમાં મધ મેળવી બાળકને ચટાડવું તેથી બાળકનો શ્વાસ અને ખાંસી મટેછે.

### ખાંસી.

હરડે, વજ, સુંઠ, મોથ, કાકડાસીંગ, એ ઔષધનું ચૂર્ણ કરીને ગોળ સાથે બાળકને આપવું તેથી બાળકોની ખાંસી મટે છે.

---

१ पुसी वरी. प्र० १ ली. २ शिलादीनि. प्र० १ ली. शिलादृनि. प्र० ४ थी.

## મૂત્રબંધ.

પલાશભેદ, હરડે, બહેડાં, આમળાં, ખડબૂચનાં બીજ, કાકડીનાં બીજ, પીપર, એ સર્વને ચોખાના ધોવણમાં વાટીને સાકર નાખીને પાવાથી બાળકનો પિશાબ છૂટેછે.

## વિદ્રધી.

સુંઠ, હરડે, દંતીમૂળ, અને ગોળનું ચૂર્ણ આપવાથી બાળકોની વિદ્રધિ મટે છે એમાં સંશય નથી.

## અતિસાર.

પાહાડમૂળ, બીલી, સોનાગેરૂ, કડાછાલ, શીમળાની છાલ, એ સર્વને વાટીને બાળકને દૂધ સાથે પાવાથી તેનો અતિસાર મટે છે.

## ત્વચાદોષ.

સાદડ, કદંબ, ઉપલેટ, સોનાગેરૂ, એ સર્વને વાટીને લેપ કરવાથી બાળકનો ત્વચાનો દોષ નાશ પામે છે.

## નેત્રરોગ.

લોધર, રસાંજન, નાની હરડે, ગેરૂ, એ સર્વને મધ સાથે મિશ્ર કરીને આંખે આંજવાથી બાળકોનો નેત્રરોગ મટે છે.

## બાળકોની બુદ્ધિ વધારવાનો ઉપાય.

**वचा ब्राह्मी च मण्डूको घनकुष्ठं सनागरम् ।**
**घृतेन प्रातर्देयं च बालानां पुष्टिकारकम् ॥**
**गुडूच्चिकापमार्गश्च विडङ्गं शङ्खपुष्पिका ।**
**विष्णुक्रान्ता वचा पथ्या नागरं च शतावरी ॥**
**चूर्णं घृतेन संमिश्रं लिहतो धीः प्रवर्तते ।**
**त्रिभिर्दिनैः सहस्रैकं श्लोकानामवधारयेत् ॥**

इति बालानां प्रज्ञाकरणम् ।

વજ, બ્રાહ્મી, મંડુકી, ઉપલેટ, સુંઠ, એ ઓષધોનું ચૂર્ણ કરીને બાળકોને સવારમાં ખવરાવવાથી તેઓ પુષ્ટ થાય છે.

ગળો, અઘાડો, વાવડીંગ, શંખાવળી, વિષ્ણુકાંતા, વજ, હરડે, સુંઠ,

શતાવરી, એ ઔષધનું ચૂર્ણ કરીને ઘી સાથે ચાટવાથી બુદ્ધિ વધેછે અને ત્રણ દિવસમાં એક હજાર શ્લોક મોઢે રાખી શકવાની શક્તિ આવેછે.

### બાળકને વાચા આણવાનો ઉપાય.

**त्रिकटु त्रिफला धान्या यवानी शतमूलिका ।**
**वचा ब्राह्मी तथा भार्गी चूर्णं च मधुना लिहेत् ॥**
**वाक्पटुत्वं च बालानां नादो वीणासमस्वरः ।**

સુંઠ, પીપર, મરી, હરડે, બેહેડાં, આમળાં, ધાણા, જવાન, શતાવરી, વજ, બ્રાહ્મી, ભારંગ, એ ઔષધોનું ચૂર્ણ મધ સાથે ચાટવું. તેથી બાળકોની વાણીની ચપળતા વધે છે, અને તેનો કંઠ વીણાસમાન મધુર થાય છે.

### અપસ્મારની ચિકિત્સા.

### લક્ષણો.

**यस्य श्वासो विचेतन्यं तन्द्रा चातीव वेपथुः ।**
**शिरोऽर्तिः सज्वरश्चैव स चासाध्यो भिषग्वर ! ॥**
**लालास्रुतिर्विचेतन्यं दृप्तविभ्रान्तलोचनम् ।**
**स्तब्धाङ्गविकृतिर्यस्य चापस्मारी स उच्यते ॥**

હે વૈદ્યશ્રેષ્ઠ ! જે બાળકને શ્વાસ, અચેતપણું, ઘેન, અતિશય કંપારી, માથાની પીડા, અને તાવ, એવો વ્યાધિ (અપસ્માર કે વાયુનો) થયો હોય તે બચે નહિ. પણ જે અપસ્મારવાળા બાળકના મુખમાંથી લાળ ગળતી હોય, જે બેભાન થઇ જતો હોય, જેની આંખો મદવાળી તથા વિભ્રાંત હોય, જેનું અંગ લાકડા જેવું અક્કડ થઇ ગયું હોય, એવા રોગવાળાને અપસ્મારના વ્યાધિવાળો કહે છે. અપસ્મારને લોકો ફેફરૂં કે વાયુનો રોગ કહે છે.

### અપસ્મારના ઉપચાર.

**अपस्मारे तु बालस्य शीतलानि प्रयोजयेत् ॥**
**वचा सैन्धवपिप्पल्यो नस्यं हि गुडनागरः ।**
**रसं चागस्तिपत्रस्य मरिचैः प्रतियोजितम् ॥**

**एतैर्यदा न सौख्यं स्यात्तदा चान्दोलनं हितम् ।**
**मस्तकान्ते ललाटे च दहेल्लोहशलाकया ॥**

બાળકને અપસ્મારનો વ્યાધિ થયો હોય ત્યારે તેને ઠંડાં ઔષધો યોજવાં. વજ, સિંધવ અને પીપરનું અથવા સુંઠ અને ગોળનું નસ્ય આપવું. અગથિયાના પાનનાં રસમાં મરીનું ચૂર્ણ નાખીને તેનું નસ્ય આપવું. એ ઉપાયથી જો સારૂં ન થાય તો પછી તેને હીંચકા ખવરાવવા એ શ્રેષ્ઠ છે. અથવા માથામાં અને કપાળમાં લોઢાની શળી વતે ડામ દેવા.

## બાળકનો પૂતના દોષ.

**शून्यागारे देवकुले श्मशाने वृक्षमध्यगे ।**
**चत्वरे सङ्गमे नद्योर्भयक्षुभितबालके ।**
**संक्रामन्ति भिषक्श्रेष्ठ ! बालकस्यापि पूतनाः ॥**
**लोहिता रेवती ध्वाङ्क्षी कुमारी शाकुनी शिवा ।**
**उर्ध्वकेशी तथा सेना अष्टौ चैताः प्रकीर्तिताः ॥**
**लक्षणं च प्रवक्ष्यामि शृणु पूजाबलिक्रमम् ।**

શૂન્યઘરમાં, દેવસ્થાનની જગોમાં, સ્મશાનમાં, વૃક્ષની ઝાડીમાં, ચાર માર્ગના ચકલામાં, બે નદીઓના સંગમમાં, એ જગોએ બાળક ભયથી ક્ષોભ પામે તો હે વૈદ્યશ્રેષ્ઠ! તે બાળકના શરીરમાં પૂતના પ્રવેશ કરેછે. એ પૂતનાઓ આઠ છે, તેનાં નામ આ પ્રમાણે છેઃ—લોહિતા, રેવતી, ધ્વાંક્ષી, કુમારી, શાકુની, શિળા, ઊર્ધ્વકેશી, તથા સેના. હવે એ પૂતનાઓનાં લક્ષણ તથા તેમનું પૂજન અને બલિદાન આપવાનો વિધિ કહું છું.

## લોહિતાનું લક્ષણ વિગેરે.

**जातमात्रस्य बालस्य लोहिता नाम पूतना ॥**
**विस्रगन्धा लोहिता च रोदिति स मुहुर्मुहुः ।**
**बलिं तस्याः प्रवक्ष्यामि येन सौख्यं प्रजायते ॥**

બાળક જન્મે છે કે તરત લોહિતા નામે પૂતના તેમાં પ્રવેશ કરે છે. એ પૂતના શબના જેવી ગંધવાળી તથા રાતાવર્ણની હોય છે (તેથી બાળકનો વાસ પણ શબના ગંધ જેવો થાય છે તથા તેનો રંગ રાતો

થઈ જાય છે) અને બાળક વારંવાર રડે છે. હવે જેથી બાળકને સુખ ઉપજે એવું તેનું બલિદાન[1] કહું છું.

### રેવતીનું લક્ષણ વિગેરે.

द्वितीये दिवसे बालं रेवती नाम पूतना ।
गृह्णाति लक्षणं तस्य रोदति कम्पते भृशम् ॥
कृष्णमृण्मयीं प्रतिमां कृत्वा गन्धानुलेपनैः ।
कृशरा रालचूर्णं च दीपधूपैस्तथाक्षतैः ॥
ताम्बूलैः कृष्णसूत्रैश्च रात्रौ नैर्ऋतिके क्षिपेत् ।

બીજે દિવસે રેવતી નામે પૂતના બાળકનું ગ્રહણ કરેછે. તેનું લક્ષણ એવું છે કે, તેથી બાળક ખૂબ રડે છે તથા બહુ કંપે છે. એના બલિદાનનો પ્રકાર આ પ્રમાણે છેઃ કાળી માટીની પ્રતીમા બનાવીને તેને ગંધ, અનુલેપન, ખીચડી, રાળનું ચૂર્ણ, દીપ, ધૂપ અક્ષત, તાંબુલ, કાળું સૂતર, એવડે પૂજીને રાત્રે તે સઘળું (મૂર્તિસહિત) નૈર્ઋત્ય દિશામાં મૂકી આવવું.

### વાયસીનું લક્ષણ વિગેરે.

तृतीये दिवसे प्राप्ते वायसी नाम पूतना ॥
तया गृहीतमात्रेण रोदिति न पिबेत्स्तनम् ।
ज्वरश्चैवातिसारश्च काकवद्रदति भृशम् ॥
तस्या दध्योदनं पात्रे यवकृशरपोलिकाः ।
ध्वजाभिः सगुडं चैव कृष्णवस्त्रानुलेपनम् ॥
धूपदीपाक्षतैश्चैव मध्याह्ने बलिमाहरेत् ।

ત્રીજે દિવસે વાયસી નામે પૂતના પ્રવેશ કરેછે. એ પૂતના બાળકને પકડે છે તેથી બાળક રડવા માંડે છે અને ધાવતો નથી. તેને તાવ અને અતિસાર થાય છે તથા તે કાગડાનીપેઠે ઘણું બોલે છે. એ પૂતનાને એક પાત્રમાં દહીં, ભાત, જવનો ખીચડો, રોટલી, ધજાઓ, ગોળ એવું બલિદાન આપવું. તથા કાળું વસ્ત્ર, અનુલેપન, ધૂપ, દીપ, અક્ષતવડે પૂજન કરી મધ્યાન્હે બલિ મૂકવો.

૧ એ બલિદાન કોઈ પ્રતમાં માલમ પડતું નથી.

## કુમારીનું લક્ષણ વિગેરે.

चतुर्थे दिवसे बालं कुमारी नाम पूतना ॥
गृह्णाति बालकस्तेन ज्वरेण परितप्यते ।
स्तन्यं न गृह्णते बालस्तन्मुखं परिशुष्यति ।
कृशत्वं रोदिति तस्याः शृणु पूजाबलिक्रमम् ॥
पायसं सघृतं खण्डं घृतस्य दीपकत्रयम् ।
मृण्मयीं प्रतिमां कृत्वा पुष्पधूपाक्षतैरपि ।
कृतान्तदिशि मध्याह्ने बलिं दत्वा सुखी भवेत् ॥

ચોથે દિવસે કુમારી નામે પૂતના બાળકનું ગ્રહણ કરે છે તેથી તે તાવવડે પીડાય છે. તેથી બાળક ધાવતો નથી, તેનું મુખ સૂકાઈ જાય છે, તથા તેનું શરીર કૃશ થઈ જાય છે. એ પૂતનાનું પૂજન તથા તેને બલિદાન આપવાનો ક્રમ હું તને કહું તે સાંભળ. એ પૂતનાની માટીની પ્રતિમા કરીને ખીર, ઘી અને ખાંડનું નૈવેદ્ય કરવું; ઘીના ત્રણ દીવા કરવા; પુષ્પ, ધૂપ અને દીપવડે તેનું પૂજન કરવું. એનું બલિદાન મધ્યાન્હે દક્ષિણ દિશાએ મૂકવું. એ રીતે કરવાથી બાળકને સુખ થાય છે.

## શાકુની પૂતનાનું લક્ષણ વિગેરે.

पञ्चमे दिवसे बालं शाकुनी नाम पूतना ।
गृह्णाति स तयाक्रान्तः स्तन्यं नाकषते शिशुः ।
सज्वरो वमति रौति कासमानोऽथ वेपते ॥
तस्याः शोभनिका पूजा क्रियते तिललड्डुकैः ।
श्वेतगन्धाक्षतैर्धूपैः पूजयेन्मृण्मयाकृतिम् ।
उत्तराणां समाश्रित्य पूर्वाह्णे बलिमाहरेत् ॥

પાંચમે દિવસે બાળકને શાકુની નામે પૂતના પકડે છે. એ પૂતનાએ પકડેલો બાળક દૂધ ધાવતો નથી. બાળકને તાવ આવે છે, ઉલટી થાય છે, રડે છે, ખાંસી થાય છે, અને કંપે છે. એ પૂતનાની માટીની પ્રતીમા બનાવીને તેની તલના લાડુવડે સુંદર પૂજા કરવી. તેને

સફેદ ગંધ અક્ષત અને ધૂપ કરીને પછી ઉત્તર દિશામાં દિવસના પહેલા પોહોરમાં બલિદાન મૂકી આવવું.

### શિળા નામે પૂતનાનું લક્ષણ વિગેરે.

**षष्ठे च दिवसे प्राप्ते शिवा नाम कुमारिका ।**
**रौति निःश्वसिते तेन वमति कम्पते तथा ।**
**स्तन्यं च नाहरेद्बालो ज्वरातीसारपीडितः ॥**
**तस्यै बलिः प्रदेयश्च सप्तव्रीहिमयश्चरुः ।**
**पायसैर्दधिदीपैश्च पूज्या सा तिलचूर्णकैः ॥**
**गन्धपुष्पाक्षतैर्धूपैः पूजयेन्मृण्मयाकृतिम् ।**
**ऐशानीं दिशमाश्रित्यापराह्णे बलिमाहरेत् ॥**

છઠ્ઠે દિવસે શિળા નામે કુમારિકા ( પૂતના ) બાળકને પકડે છે. તેથી બાળક રડે છે, નિઃશ્વાસ મૂકે છે, ઉલટી કરેછે, કંપે છે, ધાવતો નથી, તથા તાવથી અને અતિસારથી પીડાય છે. એ પૂતનાની માટીની મૂર્તિ કરીને સાત ધાન્યને બાફીને તેનું બલિદાન આપવું. વળી દૂધપાક, દહી, દીવા, તલનું ચૂર્ણ, ગંધ, પુષ્પ, અક્ષત, અને ધૂપવડે તેની પૂજા કરવી. ઇશાન ખુણામાં દિવસના પાછલા ભાગમાં બલિદાન આપવું.

### ઉર્ધ્વકેશી પૂતનાનું લક્ષણ વિગેરે.

**सप्तमेऽह्नि पूतनाया ऊर्ध्वकेश्याः शिशौ तथा ।**
**पूर्ववद् दृश्यते चिह्नं तथैव बलिमाहरेत् ॥**

સાતમે દિવસે ઉર્ધ્વકેશી પૂતના બાળકને પકડે છે, ત્યારે પણ બાળકમાં શિળા પૂતનાના જેવાંજ લક્ષણો માલમ પડે છે. એની પૂજા અને બલિદાન વિગેરે પણ ઉપર કહ્યાં તેવાંજ છે.

### સેના પૂતનાનાં લક્ષણ વિગેરે.

**अष्टमे दिवसे प्राप्ते सेना नाम च पूतना ।**
**तया गृहीतः श्वसिति हस्तौ कम्पयते भृशम् ॥**
**तस्यै दध्योदनं दद्यात् तिलचूर्णं च पोलिकाम् ।**
**धूपदीपगन्धपुष्पताम्बूलान्यक्षतानि च ॥**

**आग्नेयीं दिशमाश्रित्य प्रदोषे बलिमाहरेत् ।**
**एवं क्रमेण मासस्य वर्षस्य बलिकर्म च ॥**

આઠમે દિવસે સેના નામે પૂતના બાળકને પકડે છે. એ પૂતનાએ પકડેલા બાળકને શ્વાસ થાય છે તથા તેના હાથ અત્યંત કંપે છે. એ પૂતનાને દહીં, ભાત, તલનું ચૂર્ણ અને પોળીઓનું બલિદાન આપવું તથા ધૂપ, દીપ, ગંધ, પુષ્પ, તાંબૂલ અને અક્ષતવડે તેનું પૂજન કરવું. એનું બલિદાન અગ્નિ ખૂણામાં પ્રદોષ કાળે મૂકવું. એજ પ્રમાણે મહિને અને વર્ષનું પણ બલિદાન વિગેરે સમજવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने बालचिकित्सा नाम सप्तपंचाशत्तमोऽध्यायः ।

## अष्टपञ्चाशत्तमोऽध्यायः ।

### ભૂતવિદ્યા.

### ભૂતનાં સ્થાન.

**आत्रेय उवाच ।**

**शून्ये देवकुले श्मशानभुवने वीथीप्रतोलीतले**
**रथ्याहारविहारशून्यनगरे चारामके चत्वरे ।**
**जायन्ते क्षुभिते च चेतसि नरे क्षुद्रग्रहायां छलाः**
**ते चापि प्रथिता ग्रहा दशविधा वक्ष्याम्यतः साम्प्रतम् ॥**

**આત્રેય કહેછે.**—શૂન્ય દેવાલયમાં, સ્મશાન ભૂમિમાં, શેરીમાં, રાજમાર્ગમાં, ગાડાંની ધરેડમાં, જૈનના દેવાલયમાં, ઉજડ થયેલા નગરમાં, બગીચામાં, ચાર રસ્તાના ચકલામાં એ જગોએ મનુષ્ય બીકથી ક્ષોભ પામે તો તેને ક્ષુદ્ર ગ્રહોના છળ લાગુ થાય છે. તે ક્ષુદ્ર ગ્રહોમાં દશ પ્રકારના ગ્રહ પ્રખ્યાત છે તે હવે હું તને કહું છું.

## ગ્રહોની સંખ્યા.

**दश प्रोक्ता महाचार्यैः कैश्चिदप्येकविंशतिः ।**
**दशग्रहाणां वक्ष्यामि चिकित्सां शृणु पुत्रक ! ॥**

મોટા આચાર્યોએ એવા ગ્રહો દશ કહેલા છે, અને કેટલાક આચાર્યોએ એ ગ્રહો એકવીસ પ્રકારના કહેલા છે. હે પુત્રક ! તેમાંના (મુખ્ય) દશગ્રહોની ચિકિત્સા હું તને કહું છું તે સાંભળ.

## ગ્રહોનાં નામ.

**ऐन्द्राग्नेयो यमश्चान्यो नैर्ऋतो वरुणो ग्रहः ।**
**मरुतोऽपि कुबेरश्च ऐशान्यो ग्रहको ग्रहः ।**
**पैशाचिको ग्रहश्चान्यो दशैते ग्रहनायकाः ॥**

ઐંદ્રગ્રહ, આગ્નેયગ્રહ, યમગ્રહ, નૈર્ઋતિગ્રહ, વરુણગ્રહ, મરુતગ્રહ, કુબેરગ્રહ, ઐશાન્યગ્રહ, ગ્રહકગ્રહ, પિશાચગ્રહ, એ દશ. બધા ગ્રહોમાં ગ્રહકગ્રહ, મુખ્ય છે. (મનુષ્યને ગ્રહણ કરેછે—વળગે ; માટે તે ગ્રહ કહેવાય છે.)

## ઐંદ્રગ્રહનું લક્ષણ.

**आरामे च विहारे च देवस्थाने च यो भवेत् ।**
**ऐन्द्रग्रहं विजानीयात् तेन हर्षति गायति ।**
**सदृप्तश्च सदर्पश्च उन्मादग्रस्त एव च ॥**

બાગમાં, જૈનના કે બૌદ્ધના વિહારમાં, અને દેવસ્થાનમાં જે ગ્રહ વળગે છે તેને ઐંદ્રગ્રહ કહે છે. એ ગ્રહ વળગે છે ત્યારે મનુષ્ય મદોન્મત્ત, ગર્વવાળો અને ગાંડો હોય તેમ હર્ષ પામે છે અને ગાય છે.

## આગ્નેયગ્રહનું લક્ષણ.

**श्मशाने चत्वरे चैव गृह्णात्याग्नेयको ग्रहः ।**
**तेनैव रुषतेऽत्यर्थं सर्वतोऽपि भयंकरः ॥**

સ્મશાનમાં અને ચકલામાં આગ્નેય નામે ગ્રહ વળગે છે. એ ગ્રહવડે મનુષ્ય સર્વથી ભયંકર થઈને અત્યંત ક્રોધી થાય છે.

## યમગ્રહનું લક્ષણ.

**युद्धभूमौ श्मशाने च यमश्चापि उदीर्यते**
**तेनातिविह्वलो दीनः प्रेतवच्चेष्टते नरः ॥**

યુદ્ધભૂમિમાં અને સ્મશાનમાં યમ નામે ગ્રહ વળગે છે; તેથી મનુષ્ય અતિ વિવ્હલ અને દીન થાય છે તથા પ્રેતના જેવી ચેષ્ટા કરેછે.

### નૈઋતિગ્રહનું લક્ષણ.

वल्मीकचत्वरे चैत्ये गृह्णाति नैर्ऋतो ग्रहः
तेनासौ वर्तते द्वेष्टि धावते मारयत्यपि ॥
दृप्तनेत्रो विवर्णास्यो बलिष्ठो दुष्टचेतनः ।

રાફડાની જગોએ, ચકલામાં, અને સ્મશાનના ઝાડ આગળ, નૈઋતિ નામે ગ્રહ વળગે છે. તેથી મનુષ્ય થાંભલાનીપેઠે ઉભો થઈ રહે છે, બીજાનો દ્વેષ કરેછે, દોડે છે અને વખતે મારે છે પણ ખરો. એ ગ્રહના વળગાડવાળા મનુષ્યની આંખો મદવાળી હોય છે, તેના મુખની કાંતિ ફરી જાય છે, તે શરીરે બળવાન થાય છે તથા દુષ્ટ બુદ્ધિનો થાય છે.

### વારૂણગ્રહનું લક્ષણ.

नदीतडागतीरे च छलति वारुणग्रहः ॥
तेनास्यात् स्त्राविता लाला भृशं मूत्रयते नरः ।
नेत्रस्त्रावश्च दृश्येत मूकवत्प्रविलोकते ॥

નદી કે તળાવના કાંઠા ઉપર વરૂણગ્રહ છળે છે. તેથી કરીને વળગાડવાળા મનુષ્યના મુખમાંથી લાળ ગળે છે અને તેને પિશાબ બહુજ થાયછે. વળી તેની આંખોમાં પાણી ભરાઈ આવે છે તથા તે મુગા માણસનીપેઠે જોઇ રહેછે.

### મારૂતગ્રહનું લક્ષણ.

वातमण्डलीमध्ये च गृह्णाति मारुतग्रहः ।
तेनास्यं शोषयेद्दीनः कम्पते रोदित्यथवा ।
विह्वलः शान्तनेत्रश्च निषीदति क्षुधातुरः ॥

વાયુના ચક્રમાં (વંટોળિયામાં) વાયુગ્રહ વળગે છે. તેથી રોગીનું મુખ સૂકાઈ જાય છે, તે દીન થઇ જાય છે અને કંપે છે અથવા રડે છે. વળી તે વિવ્હળ થાયછે, તેનાં નેત્ર ઢળી જાય છે, અને તે ભૂખથી પીડાઇને નીચે બેસે છે.

## કુબેરગ્રહનું લક્ષણ.

**हर्षगर्वाभिमाने च गृह्णाति यक्षराड् ग्रहः ।**
**तेन गर्वोद्धतश्चैव तथालङ्कारसुप्रियः ॥**

હર્ષ, ગર્વ કે અભિમાનની અવસ્થામાં કુબેરગ્રહ વળગી પડે છે. તેથી કરીને મનુષ્ય ગર્વવાળો તથા ઉદ્ધત થાયછે અને તેને અલંકાર પહેરવા બહુ વહાલા લાગે છે.

## ઐશાનગ્રહનું લક્ષણ.

**देवस्थाने च रम्ये च शिवग्रहश्छलप्रदः ।**
**भस्माङ्गरागं कुरुते भ्रमते च दिगम्बरः ।**
**शिवध्यानरतो नित्यं गीतवाद्यप्रियस्तु सः ॥**

દેવસ્થાનમાં કે રમણિક જગોએ ઐશાન (શિવ) નામનો ગ્રહ છળ કરેછે. તેથી કરીને મનુષ્ય શરીરે રાખોડી ચોળે છે અને નાગો થઇને ભમે છે. વળી તે નિત્ય શિવનું ધ્યાન કરવામાં પ્રીતિ બતાવે છે તથા તેને ગીત અને વાદિત્ર પ્રિય લાગે છે.

## ગ્રહકગ્રહનું લક્ષણ.

**शून्यागारे शून्यकूपे ग्रहको ग्रहनामकः ।**
**क्षुधार्तो न तृषार्तश्च कथनं न शृणोति च ॥**

શૂન્ય ઘરમાં કે ખાલી કૂવામાંથી ગ્રહક નામે ગ્રહ વળગે છે. એ રોગથી પીડાતા માણસને ભૂખ કે તરસ માલમ પડતી નથી તથા તે કોઇનું કથન સાંભળતો નથી.

## પિશાચગ્રહનું લક્ષણ.

**उच्छिष्टे वा शुचौ यस्य छलति पिशाचग्रहः ।**
**तेन नृत्यति वा रौति तथा गायति जल्पति ।**
**मत्तवद् भ्रमते नग्नो लालास्रावी क्षुधार्दितः ॥**
**एवं दशग्रहाणां च लक्षणं कथितं मया ।**
**वक्ष्याम्यतः प्रतीकारं शृणु पुत्र ! समासतः ॥**

ઉચ્છિષ્ટ કે અપવિત્ર સ્થાનમાં કે સ્થિતિમાં પિશાચ નામે ગ્રહ છળ કરેછે. એ ગ્રહના વળગાડવડે રોગી નાચે છે, રડે છે, ગાય છે,

બકે છે, ગાંડાનીપેઠે નાગો ભમે છે, તેના મુખમાંથી લાળ ગળે છે, તથા ભૂખથી પીડાય છે. એ પ્રમાણે દશ ગ્રહોનાં લક્ષણ મેં કહ્યાં. હવે હે પુત્ર! એ ગ્રહોના ઉપચાર હું તને સંક્ષેપમાં કહું છું તે સાંભળ.

## ગ્રહના વળગાડની ચિકિત્સા.

**जलस्नानं सातिशयं तथा च बलिकर्म च ।**
**पूजां यथा वाच्यमानां तेन संलभते सुखम् ॥**

ગ્રહના વળગાડવાળાને અતિશય જળ સ્નાન કરાવવું તથા ગ્રહોનાં બલિદાન તથા તેમનું પૂજન કરાવવું, તેથી સુખ થાય છે. એ પૂજન વિગેરે હવે પછી કહેવામાં આવશે.

## ચંદ્રપ્રભા ગુટિકા.

**एला जातिफलं मधूकयुगलं सारस्तथा खादिरः**
**कर्पूरामलकीजटाबहुसुताघोण्टाम्लसारस्तथा ।**
**कासीसं भल्लसारदाडिमफलं सर्वं च संमीलितं**
**प्रत्येकं दधिदुग्धलाङ्गलिरसैर्युक्तं समं कल्कितम् ॥**
**रसेन भावितं तस्य गुटिका च प्रकल्पिता ।**
**जयेच्चन्द्रप्रभा नाम तीव्रान् मोहादिकान् गदान् ॥**

એલચી, જાયફળ, જેઠીમધ, મહુડાં, ખેરસાર, કપૂર, આમળાનું મળ, સતાવરી, બોર, લીંબુ, હીરાકસી, ગુગળ, દાડીમફળ, એ સર્વને એકઠું કરવું. પછી દહીં, દૂધ, તથા લાંગલી ( તે ન મળે તો નાળિએરનું પાણી લેવું ) ના રસમાં વાટીને કલ્ક કરવું. એવી રીતે તે પ્રથમ દહીંનો પુટ દેવો. તે સૂકાયા પછી દૂધનો, અને પછી લાંગલીના રસનો પુટ દેવો. એવી રીતે પુટ દીધા પછી તેની ગોળી કરવી. એ ગોળીને ચંદ્રપ્રભા ગોળી કહેછે, તથા તે તીવ્ર એવા મોહાદિક રોગને મટાડે છે.

## બીજો ઉપાય.

**शुण्ठी मधुकसारं च बीजं किंशुकमेव च ।**
**वचाहिङ्गुसमायुक्तं बस्तमूत्रेण संयुतम् ।**
**देयं ग्रहविकारघ्नं ग्रहाणां नाशनं परम् ॥**

१ रास्ना. प्र० १ ली. २ भत्रबीज. प्र० ४ थी. ३ सहा. प्र० ४ थी; मद्येश्च संमीलितं. प्र० १ ली.

સુંઠ, જેઠીમધનો શીરો, ખાખરનાં બીજ, વજ, હિંગ, એ સર્વને એકત્ર કરીને ચૂર્ણ કરવું. તથા તે બોકડાના મૂત્ર સાથે આપવું. આ ઔષધ ગ્રહસંબંધી વિકારનો નાશ કરે છે, તથા એ ગ્રહોનો નાશ કરવામાં સારૂં છે.

### ગ્રહનાશક ધૂપ.

**विडालविष्ठाहिविमोचनिम्बमयूरपिच्छं समराजिका च ।**
**निर्माल्यपिण्डीतकसर्जमोचधूपं घृताक्तं ग्रहदोषशान्त्यै ।**

બિલાડાની વિષ્ઠા, સાપની કાંચલી, લીંબડાનાં પાંદડાં, મોરનું પીછું, રાઈ, કપૂરી (તે ન મળે તો બ્રાહ્મી,) મીંઢળ, રાળ, મોખા વૃક્ષની છાલ (તે ન મળે તો સરગવાની છાલ,) એ ઔષધોને ખાંડીને તેનો ધૂપ બનાવવો. એ ધૂપને ઘીમાં કરમોળીને તેનો ધૂમાડો દેવાથી ગ્રહરોગ શમે છે.

### બીજા ઉપાય.

**चेतना नाम गुटिका तथा ब्राह्मीघृतं स्मृतम् ।**
**अपस्मारे यान्युक्तानि तानि चात्र प्रयोजयेत् ॥**

ચેતના નામે ગોળી, અથવા બ્રાહ્મીઘૃત અથવા અપસ્માર રોગમાં જે ઔષધો કહેલાં છે તે ઔષધ, આ રોગમાં યોજવાં.

### ભૂતેશ્વર મંત્ર.

**गुग्गुलं समधुघृतं तेन धूपेन धूपयेत् ।**
**मन्त्रेण तेन हारीत ! तर्जयेद् ग्रहपीडितम् ॥**

હે હારીત ! ગુગળમાં મધ તથા ઘી મેળવીને તેનો ધૂપ કરવો તથા નીચે લખેલો મંત્ર બોલવો, તેથી ગ્રહના આવેશવાળો પુરૂષ ભય પામશે અને તેનો ગ્રહનો વળગાડ જતો રહેશે.

### મંત્ર.

**ओं नमो भगवते भूतेश्वराय किलिकिलिरवाय रौद्रदंष्ट्राकरालवक्राय त्रिनयनधगधगितपिशङ्गललाटनेत्राय तीव्रकोपानलामिततेजसे पाशशूलखट्वाङ्गडमरुधनुर्बाणमुद्गराभयदण्डशम-**

१ त्रासमुद्राव्ययदसंपदार्द्रदंड. प्र० १ ली.

मुद्राव्यग्रदशदोर्दण्डमण्डिताय कपिशजटाजूटार्धचन्द्रधारिणे भस्मरागरञ्जितविग्रहाय उग्रफणिपतिकालकूटाटोपमण्डितकण्ठदेशाय जयजय भूतनाथामरात्मने रूपं दर्शय दर्शय नृत्य नृत्य चल चल पाशेन बन्ध बन्ध हुङ्कारेण त्रासय त्रासय वज्रदण्डेन हन हन निशितखड्गेन छिन्न छिन्न शूलाग्रेण भिन्न भिन्न मुद्गरेण चूर्णय चूर्णय सर्वग्रहाणामावेशयावेशय स्वाहा ।

ग्रहाविष्टे न चेत् तस्मै दीयते बलिरुत्तमः ।
मुक्तो भवति तस्माच्च संशयो नास्ति तत्र च ॥

ભૂતના પતિ ભગવાન્ રૂદ્રને નમસ્કાર છે. કિલિ કિલિ એવો શબ્દ કરનારા, ભયાનક દાઢોવડે વિકાળ મુખવાળા, ત્રણ નેત્રમાં ધગધગી રહેલા અગ્નિવડે પીળાં નેત્રવાળા, તીવ્ર કોપરૂપી અગ્નિવડે અત્યંત તેજવાળા, પાશ, શૂળ, ખટ્વાંગ, ડમરૂ, ધનુષ્ય, બાણ, મુદ્ગર, અભય, દંડ, શમમુદ્રા, અવ્યગ્ર દશ હાથરૂપી દંડ, એ સર્વથી અલંકૃત, ભસ્મની ભુંખરી જટાના જૂટમાં અર્ધચંદ્રને ધારણ કરનારા, ભસ્મના રંગવડે રંગેલા દેહવાળા, ઉગ્ર સર્પરાજ તથા કાળકૂટ નામના વિષવડે શોભાયમાન કંઠવાળા, એવા ભૂતોના પતિ દેવના આત્મારૂપ રૂદ્રનો જય થાઓ, જય થાઓ. હે ભગવાન્! તમારૂં રૂપ દેખાડો દેખાડો, નાચો નાચો, ચાલો ચાલો, પાશવડે બાંધો બાંધો, હોંકારાથી ત્રાસ પમાડો ત્રાસ પમાડો, વજ્ર દંડવડે હણો હણો, તીવ્ર ખડ્ગવડે કાપો કાપો, શૂળના અગ્રવડે ભેદો ભેદો, મુદ્ગરવડે ચૂરો કરો ચૂરો કરો, સર્વ ગ્રહોનો આવેશ કરો આવેશ કરો.

ગ્રહનો આવેશ થયેલા મનુષ્યને જો ઉત્તમ બલિદાન આપવામાં આવે તો મનુષ્ય તે ગ્રહની પીડામાંથી મુક્ત થાય એમાં સંશય નથી.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने भूतविद्याचिकित्सा नाम अष्टपञ्चाशत्तमोऽध्यायः ।



# ऊनषष्टितमोऽध्यायः ।

## વિષતંત્ર.

### સ્થાવર વિષના ભેદ.

आत्रेय उवाच ।

द्विविधं विषमुद्दिष्टं स्थावरं जङ्गमं भिषक् ।
शृङ्गिको वत्सनाभश्च तथा च शार्ङ्गवेरकः ॥
दारकः कालकूटश्च शङ्खः स्यात् सक्तुकस्तथा ।
हालाहलश्चाष्टमश्च तथाष्टौ विषजातयः ॥
शृङ्गिकः कृष्णवर्णश्च वत्सनाभश्च पीतकः ।
शुण्ठीसमानवर्णश्च शार्ङ्गवेरः स उच्यते ॥
दारको हरिवर्णश्च कालकूटो मधुप्रभः ।
शङ्खश्चातिविषाभासः सपीताभश्च सक्तुकः ।
हालाहलः कृष्णवर्णश्चाष्टौ च जातयस्तथा ॥

**આત્રેય કહેછે.**—હે વૈદ્ય ! સ્થાવર અને જંગમ, એવા બે પ્રકારનું વિષ કહેલું છે. તેમાંથી સ્થાવરના આઠ પ્રકાર છેઃ શૃંગિક (શીંગડિયો,) વછનાગ, શાર્ઙ્ગવેરક, દારક, કાલકૂટ, શંખ (શંખિયો,) સકતુક, અને આઠમું હાલાહલ, એવા આઠ પ્રકાર વિષના જાણવા. શૃંગિક વિષ કાળા રંગનું હોયછે અને વછનાગ પીળો હોયછે, સુંઠના જેવા રંગના ઝેરને શાર્ઙ્ગવેર કહેછે; દારક વિષ લીલા રંગનું હોયછે; કાલકૂટ વિષ મધના જેવા રંગનું હોયછે; શંખ નામનું વિષ અતિવિખ જેવું હોયછે, સકતુક વિષ પીળું હોયછે; અને હાલાહલ વિષ કાળા રંગનું હોયછે. એ પ્રમાણે આઠ જાતનાં વિષ જાણવાં.

### વિષ પીધેલાની ચિકિત્સા.

पीतविषं नरं दृष्ट्वा सद्यो वमनमुत्तमम् ।
यावत् पतति विषं पीतं तावत्तु वमयेत् सदा ।
सिञ्चेत् शीताम्भसा वक्त्रं मन्त्रपूतेन सत्वरम् ॥

જેણે ઝેર પીધું હોય એવાં માણસને તરતજ ઉલટી કરાવવી એ ઉત્તમ છે. જ્યાંસુધી પીધેલું વિષ નીકળે ત્યાંસુધી ઉલટી કરાવવી. પછી તે મનુષ્યના મુખ ઉપર મંત્રથી પવિત્ર કરેલું થંડું પાણી છાંટવું.

## મુખ ઉપર પાણી છાંટવાનો મંત્ર.

**ओं हर हर नीलकण्ठ ! अमृतं प्लावय प्लावय हुङ्कारेण विषं ग्रस ग्रस क्रीङ्कारेण हर हर हौङ्कारेण अमृतं प्लावय प्लावय हर हर नास्ति विष उद्धर उद्धर।**

હર હર નીલકંઠ! અમૃતમાં ડૂબાડ ડૂબાડ; હોંકારાથી વિષને ગળી જા ગળી જા; કિલકારીથી હર, હર; હોંકારાથી અમૃત છાંટ છાંટ; હર હર! વિષ નથી (એમ કર); (વિષમાંથી) ઉદ્ધાર કર ઉદ્ધાર કર.

## કર્ણેજય મંત્ર.

**ओं नमो हर हर नीलग्रीवश्वेताङ्गसङ्कजटाग्रमण्डितखण्डेन्दुस्फूर्तमन्त्ररूपाय विषमुपसंहर उपसंहर हर ३ नास्ति विष ३ उच्छिद ३ । इति कर्णेजपमन्त्रेण वारंवारं तालुमुखं सिञ्चेत् शीतवारिणा ६ ।**

"હે હર હર! નીલ ગ્રીવવાળા, શ્વેત અંગવાળા, જટાના અગ્ર ઉપર ખંડચંદ્રમાથી શોભાયમાન, સ્ફુરણાયમાન મંત્રરૂપ! વિષનો સંહાર કરો, સંહાર કરો. હર હર હર! વિષ નથી; વિષનો નાશ કરો નાશ કરો નાશ કરો." ઉપર લખેલા કર્ણેજય મંત્રવડે વારંવાર તાળવા ઉપર મુખ ઉપર ઠંડું પાણી છાંટવું.

## વિષને શમાવનારાં ઔષધ.

**तण्डुलीयकमूलानि पिष्ट्वा चोष्णेन वारिणा ।**
**पीतं पीतविषं हन्ति वमने लाघवं भवेत् ॥**
**काकजङ्घा सहचरी मूलं चैडगजस्य च ।**
**कदरं कार्मुकं चापि त्वचं पीत्वोष्णवारिणा ॥**
**पीतं तच्च विषं घोरं नाशयत्याश्वसंशयः ॥**

---

१ उच्छिरे उच्छिरे. प्र० १ ली. २ उच्छिरे. प्र० १ ली.

**खदिरस्य च मूलं च तथा निम्बफलानि च ।**
**उष्णोदकेन पीतं चेद् विषं जयति तत्क्षणात् ॥**
**वत्साह्वं च श्वगन्धां च पीत्वा चोष्णेन वारिणा ।**
**प्रपीतं च विषं याति चाशु नरस्य वेदवाक् ॥**

તાંદળજાનાં મૂળને ગરમ પાણીથી વાટીને તે પીવાથી પીધેલું વિષ નાશ પામે છે. જો તે પીધાથી ઉલટી થાય તો વિષ હલકું થાયછે.

કાકજંઘા, પીળા કાંટા સળિયાનું મૂળ, કુવાડિયાનું મૂળ, ધોળો ખેર (ખેરસાર કે ધોળો કાથો), ધોળા ખેરની છાલ, એનું ચૂર્ણ કરીને ગરમ પાણી સાથે પીવાથી મહાભયાનક ઝેરને પણ તત્કાળ નાશ કરેછે એમાં સંશય નથી.

ખેરનું મૂળ અને લીંબોળિયો, એ બન્નેને ગરમ પાણી સાથે પીવાથી તત્કાળ ઝેર નાશ પામે છે.

કડાછાલ અને આસંધને ગરમ પાણી સાથે પીવાથી ઝેર નાશ પામે છે એ વેદવાણી જાણવી.

### ત્વચાદિકમાં મળેલા વિષના ઉપાય.

**अथ प्रलेपनाद्यातिक्षताद्रक्ते विषं यदि ।**
**तस्य वक्ष्यामि भैषज्यं येन सम्पद्यते सुखम् ॥**
**मर्मस्थाने मर्मगतं तदसाध्यं भवेद्विषम् ।**
**साध्यं च तत् त्वग्रक्तस्थं मांसस्थं कष्टसाध्यकम् ॥**
**असाध्यं धातुसंप्राप्तं पुत्र! वक्ष्यामि भेषजम् ।**
**विषलिप्तं नरं ज्ञात्वा ततः कुर्यात्प्रतिक्रियाम् ॥**
**रजनीयुग्माम्लकेन कांजिकेन तु पेषितम् ।**
**लेपेन च विषं हन्ति प्रलिप्तं नात्र संशयः ॥**
**मातुलुङ्गरसेनापि धावनं कांजिकेन वा ।**
**अतिशीतेन तोयेन प्रलिप्तं नात्र संशयः ॥**

इति स्थावरविषचिकित्सा ।

१ अथ प्रधानरक्तस्य क्षते रक्तं विषस्य च.

હવે વિષનો લેપ થવાથી અથવા ક્ષત ક્ષયું હોય તેમાં વિષનો પ્રવેશ થવાથી વિષ લોહીમાં મળે તેના ઉપચાર કહું છું કે જેથી રોગીને સુખ થાય. જે વિષ મર્મસ્થાનમાં ગયેલું હોય તેને અસાધ્ય જાણવું. જે વિષ ત્વચા અને લોહીમાં મળેલું હોય તેને સાધ્ય જાણવું; અને જે વિષ માંસમાં ગયું હોય તેને કષ્ટસાધ્ય જાણવું. તેમજ હે પુત્ર! જે વિષ ધાતુઓમાં જઈ પોહોચ્યું હોય તેને પણ અસાધ્ય જાણવું. હવે એ વિષનાં ઔષધ કહું છું. જે મનુષ્યને લેપ કરવાથી વિષ ચઢયું હોય તેનો ઉપાય આ પ્રમાણે કરવો; હળદર તથા આંબા હળદરને ખાટી કાંજીમાં વાટીને તેનો લેપ કરવાથી લેપથી ચઢેલું વિષ નાશ પામે છે. એમાં સંશય નથી.

બીજોરાના રસથી અથવા કાંજીથી અથવા અતિ ઠંડા પાણીથી લેપાયલા ભાગ ઉપર સિંચન કરવાથી વિષ નાશ પામે છે એમાં સંશય નથી.

## જંગમ વિષની ચિકિત્સા.

**विषं जङ्गममित्युक्तमष्टधा भिषगुत्तम ! ।**
**दर्वीकरा मण्डलिनो राजिमन्तश्च गुण्डसाः ॥**
**वृश्चिको गोरकश्चापि तथा च खण्डबिन्दुकः ।**
**अलर्कमूषमार्जारविषं प्रोक्तमनेकधा ॥**

હે વૈદ્યોત્તમ! જંગમ વિષ આઠ પ્રકારનું કહેલું છે. તે આઠ પ્રકારનાં નામઃ-દર્વીકર ( ફણાધારી નાગ )નું વિષ, મંડળ ( ગોળ કુંડાળાં ) વાળા સાપનું વિષ,. રાજીમંત ( ભીંગડાંની હારોવાળા ) સાપનું વિષ, ગુંડસ નામે સાપનું વિષ, વીંછીનું વિષ, ગોરક ( ગોરા વીંછી )નું વિષ, ખંડબિંદુકલનું વિષ, અને હડકાયા કુતરાનું વિષ. એ વિના ઉંદરડા બિલાડા વિગેરે અનેક પ્રકારના જાનવરોનું અનેક પ્રકારનું વિષ છે.

## વિષના ત્રણ પ્રકાર.

**दर्वीकराणां सर्वेषामुक्तं वातात्मकं विषम् ।**
**मण्डलिनां च सर्वेषां पैत्तिकं विषमुच्यते ॥**
**राजिमन्तश्च ये प्रोक्तास्तेषां विषं कफात्मकम् ।**

સઘળા દર્વીકર સર્પનું વિષ વાતાત્મક છે; સર્વે મંડળવાળા સર્પનું વિષ પિત્તાત્મક છે; અને સર્વે રાજીમંત સર્પનું વિષ કફાત્મક છે.

## અસાધ્ય વિષનું લક્ષણ.

**विचित्रगमनं मूर्ध्नः पीडनं चातिदुर्भरम् ॥**
**हृदये व्यथनं यस्य तमसाध्यं वदन्ति च ।**
**नासारक्तस्रुतिर्यस्य नेत्रे प्लावश्च दृश्यते ॥**
**जडा च जायते जिह्वा तमसाध्यं विदुर्बुधाः ।**
**यस्य लोमानि शीर्यन्ते पीताभं शरीरं भवेत् ॥**
**न स्थिरं मस्तकं यस्य तमसाध्यं भिषग्वर! ।**
**एभिर्विरहितं दृष्ट्वा कुर्यात्तस्य प्रतिक्रियाम् ॥**

જે વિષવાળા રોગીની ગતિ વિચિત્ર થાય, માથામાં અત્યંત પીડા થાય, અને છાતીમાં વ્યથા ( પીડા ) થાય, તેને અસાધ્ય કહેવો. જે વિષરોગીના નાકમાંથી લોહી વેહેવા માંડે, જેની આંખોમાં પાણી ભરાઈ જાય અને જેની જીભ જડ થઇ જાય, તેને વિષવિદ્યા જાણનારા વિદ્વાનો અસાધ્ય કહેછે. હે વૈદ્યોત્તમ! જેના શરીરનાં રૂવાં ખરી પડે, જેનું શરીર પીળું થઈ જાય, તથા જેનું માથું સ્થિર રહે નહિ, તેને અસાધ્ય જાણવો. એટલાં લક્ષણ વિનાનો જે વિષરોગી હોય તેની ચિકિત્સા કરવી.

## વિષબંધન મંત્ર.

**ॐ नमो भगवते सुग्रीवाय सकलविषोपद्रवशमनाय उग्रकालकूटविषकवलिने विषं बन्ध बन्ध हर हर भगवतो नीलकण्ठस्याज्ञा ।**

इति विषबन्धनमन्त्रः ।

ભગવાન્ સુગ્રીવ કે સઘળા વિષના ઉપદ્રવને શમાવનારા છે તેમને નમસ્કાર છે. તે ભયાનક એવા કાલકૂટ વિષને ખાઈ જનારા છે. હે ભગવાન્! વિષને બાંધો બાંધો, હરો હરો, ભગવાન્ નીલકંઠની આજ્ઞા છે.

## જળ છાંટવાનો મંત્ર.

**ॐ नमो हर हर विषं संहर संहर अमृतं प्लावय प्लावय नासि अरेरे विष! नीलपर्वतं गच्छ गच्छ नासि विषम् ॐ हाहा ऊचिरे ३। अनेन मन्त्रेण मुखमुदकेन त्रासयेत् । ॐ नमोऽरेरे हंस! अमृतं पश्य पश्य ।**

"હે હર હર! તમને નમસ્કાર છે. વિષનો સંહાર કરો સંહાર કરો; અમૃત છાંટો છાંટો. અરેરે વિષ! હવે તું નથી!! નીળ પર્વતમાં જા. વિષ નથી. હા! હા! એવો ઉચ્ચાર કર્યો કર્યો કર્યો!"

એ મંત્રવડે મુખઉપર જળ છાંટીને ત્રાસ આપવો. પછી કહેવું કે. "અરેરે હંસ! તને નમસ્કાર છે; અમૃતને જો જો."

## વિષદંશ ઉપર લેપ.[1]

**जटामूला वचा कुष्ठं सैन्धवं मगधा निशा ।**
**लेपो दुष्टव्रणे प्रोक्तो विषं हन्ति सुदारुणम् ॥**
**सुरसा रजनी व्योषं यवानी पारिभद्रकम् ।**
**सर्पदुष्टव्रणे प्रोक्तं लेपनं विषशान्तये ॥**
**कुष्ठं मुस्ता अजाजी च विडङ्गं मधुयष्टिका ।**
**गुञ्जामूलं शीततोयैर्लेपो मण्डलिनां हितः ॥**
**राजिमतां विषं यस्य गृहधूमं वचाघनम् ।**
**सर्षपाश्च यवानी च पिचुमन्दफलत्रयम् ।**
**लेपनं राजिमतां चैव व्रणतैलेन संयुतम् ॥**
**सठी किरातं सकटुत्रयं च वचाविशालापिचुमन्दकं च ।**
**पथ्या यवानी रजनीद्वयं च दुष्टव्रणे लेपनमेव शस्तम् ॥**
**स्थावरे जङ्गमे वापि विषे जग्धे भिषग्वर ।**
**शीघ्रं छिंद्यादथोदाह्यं प्रोक्तं च नरसत्तमैः ॥**

લઘુશતાવરી, વજ, ઉપલેટ, સિંધવ, પીપર, હળદર, એ ઔષધનો લેપ ઝેરથી થયેલા દંશ ઉપર કરવો તેથી મહાદારૂણ ઝેર પણ નાશ પામશે.

---

१ जयकर्ट. प्र० १ ली.

તુલસી, હળદર, સુંઠ, પીપર, મરી, યવાની અજમો, લીમડાનાં પાંદડાં એ સર્વેને વાટીને સાપ કરડેલાના દંખ ઉપર ચોપડવું તેથી ઝેરની શાંતિ થાયછે.

ઉપલેટ, મોથ, જીરૂં, વાયવિડંગ, જેઠીમધ, અને ચણોઠીનું મૂળ, એ ઔષધોને ઠંડા પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી મંડળવાદી સાપનું ઝેર મટી જાયછે.

જે મનુષ્યને રાજીમાન્ સર્પનું ઝેર ચઢયું હોય તેને ઘરનો ધૂમાસ, વજ, મોથ, સરસવ, યવાની અજમો, લીમડાનાં પાંદડાં, હરડે, બહેડાં, આમળાં, એ ઓષધોના કલ્કમાં તેલ મેળવીને તેવડે વ્રણ ઉપર લેપ કરવો.

ષડકચુરો, કરિયાતું, સુંઠ, પીપર, મરી, વજ, ઇંદ્રિવારણીનું મૂળ, લીમડાની કુંપળો, હરડે, યવાની અજમો, હળદર, આંબાહળદર, એ ઔષધોને પાણીમાં વાટીને તેવડે દુષ્ટવ્રણ ઉપર લેપ કરવો.

હે વૈદ્યશ્રેષ્ઠ! સ્થાવર જંગમ વિષ શરીરના જે ભાગમાં લાગ્યું હોય તે વિષવાળો ભાગ જલદીથી કાપી નાખવો કે બાળી નાખવો એમ ઉત્તમ મનુષ્યોએ કહેલું છે.

**મંત્ર.**

**ओं नमो भगवते शिरसिशिखराय अमृतधाराधौतसकलविग्रहाय अमृतकुम्भपरिपूताय अमृतं प्लावय प्लावय स्वाहा ।**

માથા ઉપર ચંદ્રધારણ કરનારા ભગવાન્ મહાદેવ કે જેનું સકળ શરીર અમૃતની ધારાવડે ધોવાયલું છે તથા જે અમૃતના ઘડાવડે પવિત્ર થયેલા છે, તેમને નમસ્કાર છે. અમૃત છાંટો છાંટો, સ્વાહા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने विषतन्त्रं

नाम ऊनषष्टितमोऽध्यायः ।



# षष्टितमोऽध्यायः ।

## ભેદાયલાની ચિકિત્સા.

### ઘાતના પ્રકાર.

### आत्रेय उवाच ।

छिन्नं भिन्नं तथा भग्नं घृष्टं पिष्टं तथैव च ।
आस्फालितं सम्प्रहारं घातं सप्तविधं विदुः ॥

આત્રેય કહેછે.—કાપેલું, ભેદાયલું, ભાંગેલું, ઘસાયલું, કચરાયલું, અફળાયલું, અને વાગેલું એવી રીતે ઘાતના સાત પ્રકાર છે.

### કપાયલાનું લક્ષણ.

अस्थिसंच्छिद्यते मांसमपि संच्छिद्यते यदि ।
शाखप्रशाखयोर्वापि छिन्नं तच्च निगद्यते ॥
असन्धौ परिसंच्छिन्नं तदसाध्यं विनिर्दिशेत् ॥
खड्गार्धचन्द्रपरशुच्छिन्नं तु कथितं सदा ।
शस्त्रछिन्नं नरं दृष्ट्वा कर्तव्या च प्रतिक्रिया ॥

જો કોઈ શસ્ત્રવડે હાથ પગનું કે બીજી જગોનું હાડકું કપાયું હોય અથવા માંસ કપાયું હોય તો તેને છિન્ન (કપાયલું) કહે છે. સાંધા વગર બીજી જગોએ જે કપાયું હોય તે અસાધ્ય જાણવું. તરવાર, અર્ધચંદ્ર, કે ફરસીવડે છેદાયલું તેજ હમેશા કપાયલું કહેવાયછે. શસ્ત્રે કપાયલો માણસ જોઈને તેનો પ્રતીકાર કરવો.

### કપાયલાની ચિકિત્સા.

तस्यादौ चारनालेन धावनं परिकीर्तितम् ।
पिचुना तिलतैलेन शीघ्रं संस्नेहनं हितम् ॥
यावद्वै स्रवति रक्तं तावत् तैलेन चाभ्यजेत् ।
रक्ते वै विकृतिं प्राप्ते न तैलाभ्यञ्जनं मतम् ॥
शोफाद्याश्च प्रजायन्ते बहुलोपद्रवा व्रणे ।

सन्धौ छिन्नं नरं दृष्ट्वा तप्ततैलेन सेचयेत्[1] ॥
सेचितस्य व्रणस्यापि प्रशस्तं पिचुतैलकम्[2] ।
पूये वापि विनिर्याति निम्बारग्वधपत्रकम् ॥
गुडेन पथ्यां पिष्ट्वा च लेपनं पूयशोधनम् ।
दिनत्रये विशुद्धेऽपि तत्रैव लेपनं हितम् ॥
धवार्जुनकदम्बस्य प्लक्षोदुम्बरयोस्त्वचम् ।
जलेन पिष्ट्वा लेपश्च तेन संरोहते व्रणः ॥

इति छिन्नचिकित्सा.

કપાયલા ઘાને પ્રથમ કાંજીથી ધોવો. પછી તલના તેલમાં રૂના પુમડાં બોળીને તરત કપાયલા ભાગને સ્નેહન કરવું (તેલના ટુવા મૂકવા), એ પ્રમાણે જ્યાંસુધી લોહી વેહેતું હોય ત્યાંસુધી તેલના ટુવા મૂકયા કરવા. જ્યારે લોહી બંધાઈ જાય ત્યારે તેલ મૂકવું નહિ. કપાયલાનાં વ્રણમાં સોજો વગેરે ઘણા ઉપદ્રવ થાય છે. માણસ જો સાંધામાંથી કપાયો હોય તો તે ઉપર ગરમ કરેલા તેલવડે સેચન કરવું. અને સિંચન કરેલા વ્રણમાં રૂના પુમડાવતી તેલ પૂરવું હિતકર છે. જો વ્રણ પાકીને તેમાંથી પરૂ નીકળે તો લીંબડાનાં તથા ગરમાળાનાં પાંદડાં વાટીને અથવા ગોળમાં હરડે વાટીને તેનો લેપ કરવો તેથી પરૂ નીકળી જઈને વ્રણ સાફ થશે. વ્રણ સાફ થયા પછી પણ ત્રણ દિવસ સુધી એજ લેપ જારી રાખવો, તેથી ફાયદો થાય છે. પછી ધાવડો, સાદડ, કદંબ, પીપર કે પીંપળો, ઉમૈડો, એ ઝાડની છાલ આણીને પાણીમાં વાટીને તેનો લેપ કરવો તેથી વ્રણને અંકુર આવે છે.

## ભેદાયલાની ચિકિત્સા.

### ભેદાયલાનાં લક્ષણ.

शक्तिशूलैश्च बाणैश्च भल्लारखड्गतोमरैः ।
क्षुरिकामुखधाराभिर्भिन्नं तत् कथ्यते भिषक् ॥
साध्यममर्मजं प्रोक्तं मर्मस्थं तन्न सिध्यति ॥

શક્તિ નામે હથિયારથી, બરછીથી, બાણથી, ભાલાથી, તરવારની અણીથી, તોમર નામના હથિયારથી કે છરીની અણીની ધારથી જે

१ सेचयेत् तप्तवारिणा. प्र० १ ली. २ पिचुना तैलपूरणं. प्र० ४ थी.

વીંધાયું હોય તેને ભેદાયલું કહે છે. જો મર્મસ્થાનમાં ભેદાયું હોય તો તેને અસાધ્ય જાણવું અને મર્મસ્થાન વિના બીજી કોઈ જગોએ ભેદાયું હોય તો તે સાધ્ય છે.

## ભેદાયલાના પ્રતીકાર.

अपामार्गरसेनापि तथा कूष्माण्डकस्य च ।
धावनं काञ्जिकेनापि प्रशस्तं कथ्यते बुधैः ॥
तिलतैलेन चाभ्यङ्गो हितः स्यात् शस्त्रभिन्नके ।
लेपनं च प्रयोक्तव्यं पूर्वोक्तं च तदत्र च ॥

અઘાડાના રસથી કે કોહોળાના રસથી કે કાંજીથી ભેદાયલા ઘાને ધોવો તે ફાયદાકારક છે એમ પંડિત વૈદ્યોનું કહેવું છે. શસ્ત્રથી ભેદાયલા ઘા ઉપર તલના તેલનો અભ્યંગ કરવો એ હિતકારક છે. તથા છેદાયલા ઘા ઉપર પછવાડે જે લેપન કહેલાં છે તે અહીં પણ કરવાં.

## *શલ્ય કાઢવાની ચિકિત્સા.

उरसि शिरसि शङ्खे कक्षयोः पादयोर्वा
त्रिकजठरमुखाग्रे नेत्रयोः कर्णयोर्वा ।
भवति हि यदि शल्यं कष्टसाध्यं च शस्त्रै-
र्भवति यदि च गूढं भेषजैस्तैर्विधिज्ञ ! ॥
शाखाप्रशाखयोर्यच्च मर्मस्थं तन्न सिध्यति ।
यन्त्रशस्त्रप्रतीकारैः शल्यं प्राज्ञः समुद्धरेत् ॥

હે શસ્ત્રવિધિને જાણનારા! જો છાતીમાં, માથામાં, લમણામાં, બન્ને કાખોમાં, બન્ને પગમાં, કમરના સાંધામાં, જઠરમાં, મુખના આગલા ભાગમાં, બન્ને નેત્રમાં કે બન્ને કાનમાં શલ્ય પેઠું હોય અને તે શલ્ય નજરે દેખાય નહિ એમ ગૂઢ (ઢંકાયલું) હોય, તો તે શસ્ત્રવગેરેથી તથા ઔષધોથી પણ કષ્ટસાધ્ય છે. જે શલ્ય હાથ, પગ અને બીજી જગાના મર્મસ્થાનમાં હોય તે અસાધ્ય છે. એ શલ્ય યંત્ર તથા શસ્ત્રરૂપ ઉપાયોથી નિપુણ વૈદ્યે કાઢવું.

---

१ सौवीरकरसेन वा. प्र० ४ थी.

* કાંટો, હાડકું, લાકડું કે હથિયારની અણી વગેરે જે શરીરમાં ભરાઈ રહ્યું હોય તેને શલ્ય કહેછે.

## યંત્ર તથા શસ્ત્રના પ્રકાર.

द्वादशैव तु यन्त्राणि शस्त्राणि द्वादशैव तु ।
चत्वारि च प्रबन्धानां शल्योद्धारे विनिर्दिशेत् ॥
गोधामुखं वज्रमुखं च नाडी संदंशचक्राकृतिकङ्कपादम् ।
मंथानकं शृङ्गककुण्डलं च श्रीवत्ससौवस्तिकपञ्चवक्रम् ॥
द्वादशैतानि यन्त्राणि कथितानि भिषग्वरैः ।
अथ शस्त्राणि प्रोक्तानि नामानि च पृथक् पृथक् ॥
अर्धचन्द्रं व्रीहिमुखं कङ्कपत्रं कुठारिका ।
करवीरकपत्रं च शलाका करपत्रकम् ॥
बडिशं गृध्रपादं च शूलं च घनमुद्गरम् ।
शस्त्राण्येतानि प्रोक्तानि शल्योद्धारे पृथक् पृथक् ॥

શલ્યાદિને માટે ઉપયોગમાં લેવાતા યંત્ર બાર પ્રકારના છે તથા શસ્ત્ર પણ બાર પ્રકારનાં છે. તેમજ શલ્ય કાઢવામા ચાર પ્રકારનાં બંધન કહેલાં છે. (પ્રથમ બાર યંત્રનાં નામ કહિયે છિયે.) ગોધામુખ, વજ્રમુખ, નાડી, સંદેશ (સાંણુસી), ચક્રાકૃતિ, કંકપાદ, મંથાનક, શૃંગક, કુંડલ, શ્રીવત્સ, સૌઅસ્તિક, અને પંચવક્ત્ર, એવા બાર યંત્રો ઉત્તમ વૈદ્યોએ કહેલા છે. હવે જે શસ્ત્રો કહેલાં છે તેમનાં જુદાં જુદાં નામ કહિયે છિયે. અર્ધચંદ્ર, વ્રીહિમુખ, કંકપત્ર, કુઠારિકા, કરવીરપત્ર, શલાકા, કરપંત્ર, બડિશ, ગૃધ્રપાદ, શૂલ, ધન અને મુદ્ગર, એવાં બાર જુદાં જુદાં શસ્ત્ર શલ્ય કાઢવાને અર્થે કહેલાં છે.

## શલ્યનો પ્રતીકાર.

अतिगुप्तं च शल्यं च संदंशेन समुद्धरेत् ।
भिन्नेन तत्प्रतीकारः कर्तव्यश्च सुधीमता ॥
गम्भीरशल्यं ज्ञात्वा च प्रतीकारं च कारयेत् ।
पाटनं कुशपत्रेणोद्धरेत् कङ्कमुखेन च ॥
भिन्नवत्प्रतीकारश्च कर्तव्यश्च सुधीमता ॥

જે શલ્ય અતિશય ગુપ્ત હોય તેને સાંણુસીવડે બાહાર ખેંચી કાઢવું, તથા પછી બુદ્ધિમાન વૈદ્યે ભેદાયલાના જેવો તેનો ઉપાય કરવો.

શલ્ય ઘણું ઉંડું પેશી ગયું હોય તો તેનો આવો ઉપાય કરવો:—પ્રથમ કુશપત્ર નામે શસ્ત્રવડે તે જગા ચીરવી અને પછી કંકમુખ યંત્રથી તે શલ્ય ખેંચી કાઢવું. તથા તે પછી ભેદાયલા રોગી જેવો તેનો ઉપાય કરવો.

## સોજાની અંદરના શલ્યની ચિકિત્સા.

**यत्र शोफो भवेत् तीव्रस्तत्र शल्यं विनश्यति ॥**
**सशल्यं सघनं चैव रुजावन्तं निरूप्य च ।**
**तत्र योग्यं च यन्त्रं च यन्त्रशस्त्रं च योग्यकम् ।**
**तत् तत्र योजनीयं च ऊहापोहविशारदैः ॥**

જો શલ્ય પેઠા પછી તે ઉપર તીવ્ર સોજો થઈ આવે તો તેમાંનું શલ્ય ગૂમ થઈ જાયછે એટલે તે કઈ જગોએ છે તે શોધી કાઢવું કઠણ પડેછે. તે વખતે વૈદ્યે જે ભાગ કઠણ અને પીડાવાળો હોય ત્યાં શલ્ય છે એમ જોઇને તે સ્થળમાં યોગ્ય યંત્ર અને યોગ્ય શસ્ત્ર લાગુ કરવું. પછી વૈદ્યે પોતાની બુદ્ધિથી ઘટિત અઘટિતનો તર્ક કરીને યંત્ર તથા શસ્ત્રવડે શલ્ય ખેંચી કાઢવું.

## શલ્યની વેદના શમાવવાના ઉપાય.

**या वेदना शल्यनिपातजाता तीव्रा शरीरे प्रतनोति जन्तोः ।**
**घृतेन संशान्तिमुपैति तत्र कोष्णेन यष्टीमधुनान्वितेन ॥**
**सर्जार्जुनोदुम्बरमर्कटीनां रोध्रं समङ्गासुरसासमेतम् ।**
**जलेन पिष्ट्वा प्रतिलेपनाय शल्योद्धृतौ सौख्यमिदं करोति ॥**
**शेषा क्रिया च पूर्वोक्ता छिन्ने भिन्ने हिता तु या ।**
**कर्तव्यो वालुकास्वेदो घटीस्वेदोथवा पुनः ॥**

શલ્ય વાગવાથી મનુષ્યના શરીરમાં જે તીવ્ર વેદના થાય છે તે લગાર ગરમ કરેલા ઘીમાં જેઠીમધનું ચૂર્ણ મેળવીને તે ચોપડવાથી શમેછે. શલ્ય કાઢી લીધા પછી સર્જ (રાળવૃક્ષ), સાદડ, ઉમૈડો, કૌચમૂળ, લોધર, મજીઠ, તુળસી, એ સર્વને પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી સુખ થાય છે. શલ્ય કાઢયા પછી બાકીની ક્રિયા તો પાછળ જે છેદાયલા

1 तिक्ता. प्र० 1 ली सक्ता. प्र० ४ थी.

તથા ભેદાયલાની કહેલી છે તેવી કરવી. વળી વાલુકાસ્વેદ (રેતીવડે શેક) અથવા ઘટીસ્વેદ (ઘડામાં ગરમ પાણી ભરીને તેવડે શેક) કરવો.

## ભગ્ન ચિકિત્સા.

### ભગ્નનાં સ્થાન.

भग्नास्थि च नरं दृष्ट्वा तस्य वक्ष्यामि भेषजम् ।
मणिबन्धे कूर्परे च जानौ भग्ने कटौ तथा ।
पृष्ठवंशे विभग्ने च साध्यान्येतानि सत्तम ! ॥
ग्रीवादेशे चेन्द्रबस्तौ रोहिण्यां कूर्परादधः ।
स्कन्धकूर्परमध्ये च तथा च त्रिकमध्यतः ।
उरसि चैव क्रोडे च विभग्नं तदसाध्यकम् ॥

જેનું હાડકું ભાગેલું હોય એવા મનુષ્યને જોઇને તેનો શો ઉપાય કરવો તે કહું છું. જો કાંડામાંથી, કોણીમાંથી, ઘુંટણમાંથી, કેડમાંથી કે બરડાની કરોડમાંથી હાડકું ભાગેલું માલમ પડે તો હે સત્તમ ! એ ભગ્નરોગ સાધ્ય છે. (કેમકે એ જગોએ સાંધા હોવાથી હાડકું ભાંગતું નથી પણ ઉતરી જાયછે.) પણ ડોકીમાં, ઇંદ્રબસ્તિમાં, રોહિણીમાં, કોણીની નીચે, ખભાની અને કોણીની વચ્ચેના બાહુનું, કેડના સાંધાની મધ્યનું, છાતીનું અને છાતીના ઉપલા ભાગમાંનું હાડકું ભાગ્યું હોય તો તે સાધ્ય થતું નથી.

### ભગ્નના પ્રતીકાર.

विभग्नं च नरं दृष्ट्वा वेणुखण्डेन बन्धयेत् ।
मृक्षयेन्नवनीतेनैरण्डपत्रैश्च वेष्टयेत् ।
उष्णाम्भसा सेचयेच्च वस्त्रेण मृदु बन्धयेत् ॥
धवार्जुनकदम्बानां वल्कलं काञ्जिकेन तु ।
पिष्ट्वा हितः प्रलेपश्च तेन सौख्यं प्रजायते ॥
स्वेदयेत्तानि चोष्णेन आयासं कारयेत्पुनः ।
एवं क्रियासमाप्तौ ततो बन्धं निमोचयेत् ॥
एकाहान्तरितेनापि पूर्ववत्तत्प्रबन्धयेत् ।
यावद्ग्रन्थिं न बध्नाति तावन्न स्नापयेन्नरम् ॥

---

१ तावन्नो व्यायते नरम्. प्र० ४ थी.

જે માણસનું હાડકું ભાંગી ગયું. હોય તેની ભાંગેલી જગોએ કામડાના કટકાથી બાંધી લેવું. ભાગેલા ભાગ ઉપર માખણ ચોળવું તથા તે ઉપર દીવેલાનાં પાંદડાં વીંટવાં. વળી તે ઉપર ગરમ પાણીની ધાર કરવી અને તેની આસપાસ કપડું વીંટાળીને પોચે હાથે બાંધી લેવું. ભાગેલી જગોએ ધાવડો, સાદડ અને કદંબની છાલને કાંજીમાં વાટીને તેનો લેપ કરવો, તેથી સુખ થાય છે. ભાગેલી જગોએ ગરમ પાણીથી અથવા અગ્નિથી શેક કરવો તથા રોગીએ હાલતા ચાલતા રહેવું. (જો ખમી શકાય તેટલો પરિશ્રમ કરવામાં ન આવે તો હાડકું ગંઠાઈ જાયછે.) એ પ્રમાણે ક્રિયા થયા પછી પાટો છોડવો. એવી રીતે એક એક દિવસને આંતરે પાટો છોડીને પાછો પૂર્વવત બાંધવો. જ્યાં-સુધી ગ્રંથિ બંધાય નહિ ત્યાંસુધી પુરૂષને સ્નાન કરાવવું નહિ.

## ઘૃષ્ટ (ઘસાયલા)ની ચિકિત્સા.

घृष्टं चैव नरं दृष्ट्वा धावनं काञ्जिकेन च ।
मूत्रेण शीततोयेन धावनं च हितं मतम् ॥
यावद्वै स्रवति रक्तं तावत्तैलेन सेचयेत् ।
अन्यानि चौषधान्यत्र कारयेद्विविधानि च ॥

માણસને કોઈ જગાએ ઘસારો લાગવાથી લોહી વેહેતું જોવામાં આવે તો તે ઉપર કાંજી, અથવા મૂત્ર, અથવા ઠંડા પાણીની ધાર કરવી તે હિતકારક છે. જ્યાંસુધી લોહી વેહેતું હોય ત્યાંસુધી તે ઉપર તેલ રેડવું. તેમજ બીજાં પણ જૂદાં જૂદાં અનેક ઔષધો કરવાં.

## આસ્ફાલિત ચિકિત્સા.

पिच्चिते रक्तस्रावश्च स्वेदनं च विधीयते ।
भग्नवत्प्रतीकारं च कारयेद्विधिपूर्वकम् ॥
आस्फालिते प्रहारे तु कुर्याद्रक्तावसेचनम् ।
स्वेदनं च प्रयोक्तव्यं वालुकाभिस्तथैव च ॥
सिद्धार्थकुष्ठमंजिष्ठालवणं कृष्णमृत्तिका ।
चोष्णलेपः प्रयोक्तव्यस्तेन संपद्यते सुखम् ॥

વાગવાથી શરીરનો કોઇ ભાગ કપાઇ ગયો હોય કે છુંદાયો હોય

તો ત્યાં આગળથી રક્તસ્ત્રાવ કરીને પછી સ્વેદન કરવું, તથા પછી 'ભગ્ન' પ્રકરણમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક પ્રતીકાર કરવો. કોઇ પ્રહાર વાગવાથી અફળાટ લાગ્યો હોય—ચોટ લાગી હોય તો ત્યાંથી રક્તસ્ત્રાવ કરવો તથા પછી રેતીવડે કે બીજા કશાથી શેક કરવો. સરસવ, ઉપલેટ, મજીઠ, સિંધવ, અને કાળી માટી, એ સર્વને એકત્ર વાટી પાણીમાં નાખી ગરમ કરીને તેનો લેપ કરવો તેથી સુખ થાયછે.

### અભિઘાતની ચિકિત્સા.

**शिरोऽभिघातजो दोषः शिरोरोगे प्रकीर्तितः ।**
**उरसश्चाभिघातेन यकृद्[1] गुल्मश्च जायते ॥**
**इत्येवं च प्रतीकारा ज्ञातव्याश्च भिषग्वरैः ।**
**ऊहापोहैश्च कर्तव्यं भेषजं कर्मसिद्धये ॥**

માથામાં વાગવાથી થયેલો દોષ માથાના રોગમાં કહેવામાં આવેલો છે તથા છાતીમાં વાગવાથી યકૃત્ અને ગુલ્મના વ્યાધિ થાયછે માટે તેની ચિકિત્સા તે રોગમાં જોવી. ઉત્તમ વૈદ્યોએ એ પ્રમાણે પ્રતીકાર જાણવા અને પછી પોતાની બુદ્ધિથી તેમાં વધઘટ કરીને જ્યાં જેમ ઘટે તેમ ત્યાં ઔષધની યોજના કરવી, તેથી કાર્ય સિદ્ધ થાય છે.

### પથ્યાપથ્ય.

**न वातलं च भोक्तव्यं नात्युष्णकटुकं तथा ।**
**मत्स्यानि न च मांसानि घनानि च गुरूणि च ॥**
**श्वेतशालिसमुद्गं[2] च यूषं चैवाढकीषु च ।**
**शशलावकवार्ताक[3]कुक्कुटं तण्डुलीयकम् ॥**
**शतपुष्पाद्यमन्यच्च न च हिङ्गुसमन्वितम् ।**
**लवणं चातिभोक्तव्यं यदीच्छेदात्मनः सुखम् ॥**
**व्यायामं च व्यवायं च दिवानिद्रां तथा क्लमम् ।**
**वर्जयेत्सुखसम्पत्तिर्नरं च प्रतिपद्यते ॥**

---

१ यकृद्गुल्मेप्रकीर्तितः. प्र० ४ थी. २ समुद्धूतं. प्र० १ ली.
३ वार्ताकुकक्कोलं. प्र० १ ली.

આ ભ્રમરોગમાં વાયુ ઉત્પન્ન કરે એવા પદાર્થ ખાવા નહિ. તેમ અતિશય ગરમ કે અતીશય તીખું પણ ખાવું નહિ. મત્સ્ય અને માંસ પણ ખાવાં નહિ. તેમ જે પદાર્થ ઘન અને ભારે હોય તે પણ ખાવા નહિ. ધોળી શાળ (ડાંગર) ના ચોખાનો ભાત તથા મગનું ઓસામણ અથવા તુવરની દાળનું ઓસામણ ખાવું. સસલા, લાવરા, તેતર, કૂકડો, તાંદળજો, સુવા તથા હીંગવાળા પદાર્થો ખાવા નહિ. જો રોગી પોતાનું સુખ ઇચ્છે તો તેણે લવણ ઘણું ખાવું. વળી કસરત, સ્ત્રીસંગ, દિવસે નિદ્રા અને પરિશ્રમ, એટલાં વાનાં તજવાથી રોગીને સુખસંપત્તિ પ્રાપ્ત થાય છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे तृतीयस्थाने भ्रमचि-
कित्सा नाम षष्टितमोऽध्यायः ।

## एकषष्टितमोऽध्यायः ।

### અગ્નિથી દાઝેલાની ચિકિત્સા.

### દાઝેલાનાં લક્ષણ તથા પ્રકાર.

### आत्रेय उवाच ।

अग्निदग्धं नरं दृष्ट्वा तत्र दग्धं चतुर्विधम् ।
ईषद्दग्धं मध्यदग्धमतिदग्धं च वेदवित्! ।
सम्यग्दग्धं भिषक्श्रेष्ठ! लक्षणं शृणु पुत्रक! ॥
अतिदग्धं मांसगं स्याद्वातपित्तकफाश्रितम् ।
सम्यग्दग्धं च निर्दोषं विज्ञेयं च भिषग्वर ॥
त्वचा विशीर्यते येन स दाहः पित्तजो भवेत् ।
कृष्णवर्णं च तत्पित्तान्मांसगं तीव्रवेदनम् ॥

**આત્રેય કહેછે.**—અગ્નિથી દાઝેલા પુરુષને જોઈને તે ચારમાંથી કયા પ્રકારે દાઝેલો છે તેનો વિચાર કરવો. કેમકે દાઝેલાના ચાર પ્રકાર છેઃ ઈષદ્દગ્ધ (થોડું દાઝેલો) મધ્યદગ્ધ, અતિદગ્ધ અને સમ્યક્દગ્ધ.

(ડામ વગેરે દેવામાં જોઇએ તે પ્રમાણે દઝાડવામાં આવે ત્યારે તેને સમ્યક્દગ્ધ કહે છે). હે પુત્ર! હે ઉત્તમ વૈદ્ય! હવે તું એનાં લક્ષણ સાંભળ. જ્યારે માંસ દાઝયું હોય ત્યારે તેને અતિદગ્ધ જાણવો. એ દાઝવું વાત, પિત્ત અને કફના દોષને કોપાવનારૂં છે. હે વૈદ્ય શ્રેષ્ઠ! સમ્યક્દગ્ધ પુરુષનો એકે દોષ કોપ પામતો નથી માટે તે દગ્ધ નિર્દોષ જાણવું. જે દાઝવાથી ચામડી સરી પડે છે એ દાહ પિત્તનો જાણવો. પિત્તથી થયેલો દાઝવાનો સોજો કાળો હોય અને તીવ્ર વેદના કરતો હોય ત્યારે માંસ દાઝયું છે એમ જાણવું.

### દગ્ધનો પ્રતીકાર.

तस्य वक्ष्यामि संसिद्ध्यै भेषजं भिषजां वर!।
ईषद्दग्धे काञ्जिकस्य लेपनं सुखहेतवे ॥
निम्बपत्राणि सुरसा कुष्ठं धात्रीफलानि च।
ईषद्दग्धे यथालाभे लेपनं भिषगुत्तम! ॥
मध्यदग्धे पयस्याया लेपेन सुखकारिणी।
मधुकुष्ठकमञ्जिष्ठाघृतं पक्कं हितं मतम् ॥
कुष्ठं च यष्टीमधुकं चन्दनैरण्डपत्रकम्।
मध्यदग्धे हितो लेपो दुग्धेन परिपेषितः ॥
घृतकर्पूरचूर्णं च गैरिकं रोध्रमेव च।
शुष्कचूर्णं पूयहरं दग्धं संरोहयत्यपि ॥
आमलक्या तिलं कुष्ठं लेपनं वाग्निदग्धके।
रोध्रोशीरं समङ्गा च लेपनं शीतवारिणा ॥
अतसीस्नेहमभ्यंगमथ यष्टीघृतेन तु।
लेपाभ्यङ्गे हितं दग्धरोहणं दाहवारणम् ॥

હે વૈદ્યોત્તમ! હવે એ દાઝેલું મટી જવા માટે હું ઔષધ કહુંછું. જો માણુસ લગાર દાઝયો હોય તો તે ઉપર કાંજીનો લેપ કરવો તેથી સુખ થાય છે. હે વૈદ્યોત્તમ! લિંમડાનાં પાંદડાં, જાઇનાં પાંદડાં, ઉપલેટ, આમળાં, એમાંથી જેટલાં વાનાં મળી આવે તેટલાંનો લેપ કરવાથી લગાર દાઝયો હોય તે મટે છે. મધ્યદગ્ધ મનુષ્યને દહીંની તરનો લેપ

કરવાથી સુખ થાય છે. જેઠીમધ, ઉપલેટ અને મજીઠ એ ઔષધોવડે પક્વ કરેલું ઘી હિતકારક છે. ઉપલેટ, જેઠીમધ, ચંદન, દીવેલાનાં પાંદડાં, એ સર્વને દૂધમાં વાટીને તેનો લેપ કરવાથી તે મધ્યદગ્ધને ફાયદો આપે છે. કપૂરનું ચૂર્ણ, ગેરૂ, લોધર, એ સર્વનું ચૂર્ણ ઘીમાં કાલવીને દાઝેલી જગોએ ચોપડવું. જો પરૂ થયું હોય તો તે કોરૂં ચૂર્ણ ભભરાવવું તેથી પરૂ નાશ પામશે અને દાઝેલી જગોએ અંકુર આવશે, આમળાં, તલ અને ઉપલેટ એ ત્રણને પાણીમાં વાટીને દાઝયા ઉપર ચોપડવું. લોધર, વીરણવાળો, અને મજીઠ, એ ત્રણને ટાઢા પાણીમાં વાટીને દાઝયા ઉપર તેનો લેપ કરવો. અળસીના તેલનો લેપ કરવાથી અથવા જેઠીમધ અને ઘીનો લેપ કરવાથી દાઝેલા જગોએ અંકુર આવે છે તથા બળતરા થતી અટકે છે. એ બન્ને ઔષધો લેપ તથા અભ્યંગમાં હિતકારક છે.

### ધૂમાડાના ઉપઘાતની ચિકિત્સા.

**धूमोपघाते वमनं क्षीरपानं तथोपरि ।**
**जले च तरणं श्रेष्ठं धूमदाहोपशान्तये ॥**

इत्यग्निदग्धचिकित्सा ।

ધૂમાડાવડે ઉપઘાત થયો હોય તો રોગીને વમન કરાવીને પછી દૂધ પાવું. તથા ધૂમાડાના દાહની શાંતિને અર્થે પાણીમાં તરવું શ્રેષ્ઠ છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे चिकित्सास्थानं नाम
एक षष्टितमोऽध्यायः ।

# तृतीयस्थानं समाप्तम् ।

# चतुर्थस्थानम् ।

## सूत्रस्थानम् ।



### प्रथमोऽध्यायः ।



### તોલમાપનો વિધિ.

### आत्रेय उवाच ।

सर्षपस्य चतुर्थांशोऽणुः । चतुःसर्षपैर्माषः । च[illegible]र्माषैर्वल्लः । चतुर्वल्लैः सुवर्णः । चतुःसुवर्णैः कर्षः । चतुःकर्षैः प[illegible]म् । चतुःपलैः कुडवः । चतुःकुडवैः प्रस्थः । चतुःप्रस्थैराढकः । चतुर्भिराढकैर्द्रोणः । द्वे पले प्रसृतिर्भवेत् ।

शुष्काणामौषधानां च मानं च द्विगुणं भवेत् ।
आर्द्राणामथ सर्वेषां विज्ञातव्यं तुलावधि ॥
सप्तभिर्यवशतैः साष्टषष्टिभिः पलं भवति ।
मस्तुतैलारनालानां क्षीरमाज्यं गुडं सिता ॥
मधु मद्यं तथा द्राक्षा खर्जूरं गुग्गुलुस्तथा ।
रसोनलवणानां च प्रोक्तं चैवार्द्रमानकम् ॥
विडालपदिकामात्रं कर्षशब्दोऽभिधीयते ।
वटोदुम्बरमात्रेण पलमौदुम्बरं विदुः ॥
चतुःपलं बिल्वमानं पले प्रसृतिमेव च ।
कुडवं चाञ्जलिर्द्वे च वक्ष्यमाणं महामते ! ।
चतुरङ्गुलविस्तारं चतुरङ्गुलमुन्नतम् ।
काष्ठजं मृण्मयं वापि कुडवं तं विनिर्दिशेत् ॥
चतुःकुडवैः प्रस्थः स्याच्चतुः प्रस्थैस्तथाढकः ।
चतुराढकः स्याद्द्रोणो मानसंख्या प्रकीर्तिता ॥

---

१ प्रलं. प्र० १ ली.

**આત્રેય કહેછે.—સરસવના ચોથા ભાગને અણુ કહે છે. અર્થાત્—**

| | | | |
|---|---|---|---|
| ૪ અણુનો | = ૧ સરસવ. | ૨ પલ | = ૧ પ્રસૃતિ. |
| ૪ સરસવનો | = ૧ માષ. | ૧૦૦ પલ | = ૧ તુલા. |
| ૪ માષ | = ૧ વાલ. | ૪ પલ | = ૧ કુડવ. |
| ૪ વાલ | = ૧ સુવર્ણ. | ૪ કુડવ | = ૧ પ્રસ્થ. |
| ૪ સુવર્ણ | = ૧ કર્ષ. | ૪ પ્રસ્થ | = ૧ આઢક. |
| ૪ કર્ષ | = ૧ પલ. | ૪ આઢક | = ૧ દ્રોણ. |

સૂકી ઔષધીનું જેટલું માપ લેવાનું કહ્યું હોય તે કરતાં તેજ વનસ્પતિ લીલી મળે તો બમણી લેવી. એ પ્રમાણે તુલાસુધી બમણી લેવી. સાતસો અડસઠ જવનું એક પલ થાય છે. દહીંની તર, તેલ, કાંજી, દૂધ, નાળિએરની તાડી, ગોળ, સાકર, મધ, મદ્ય, દ્રાક્ષ, ખજૂર, ગુગળ, લસણુ, એ ઔષધો લીલાં ગણીને તેનું માપ લીલા પ્રમાણે લેવું. કર્ષનું બીજું નામ બિડાલપદિકા છે. એક પલ ઔષધની ગોળી કરવી હોય તો તે ઉમૈડાનાં ફળ જેવડી કરવી તથા તેને ઉદુંબર કહેછે. અર્થાત્ ઉદુંબર (ઉમૈડાના ફળ) નું પ્રમાણુ કહ્યું હોય ત્યારે એક પલ માત્રા જાણવી. ચાર પલની માત્રાને બિલ્વ કહેછે. બે પલની માત્રાને પ્રસૃતિ કહેછે. હે મોટી બુદ્ધિવાળા! બે અંજલિ (પ્રસૃતિ) ને કુડવ કહેછે. એ કુડવના માપ વિષે કહિએ છિએ. લાકડાનું કે મટોડીનું ચાર આંગળ ઊંડું અને ચાર આંગળ લાંબું પોહોળું એવું માપ કરવામાં આવે તેને કુડવ કહેછે. એવા ચાર કુડવનું એક પ્રસ્થ થાયછે. અને ચાર પ્રસ્થનું એક આઢક થાય છે. ચાર આઢકનો એક દ્રોણ થાયછે. એ પ્રમાણે માપની સંખ્યા કહેલી છે.

## વમનાદિ ઔષધોની માત્રા.

**वमनं च विरेकं च प्रदद्यात्कर्षमात्रकम् ।**
**सन्तर्पणं पलंमात्रं चूर्णं कर्षकमात्रकम् ॥**
**क्षारमानं पलार्धं च कर्षं चैव हरीतकीम् ।**
**पलं रसोनकल्कं च पलं गुग्गुलुमेव च ॥**
**पलं च सूरणं कल्कं दापयेच्च सुपण्डितः ।**
**अन्यानि चूर्णलोहानि कर्षमात्राणि दापयेत् ॥**

**ज्ञात्वा देहबलं सम्यगुत्तमाधममध्यमम् ।**
**लेहं चूर्णं कषायं च दापयेद्विधिवत्सुधीः ॥**

વમન અને વિરેચન ઔષધ એક કર્ષ માત્ર આપવું. સંતર્પણ ઔષધ એક પળ જેટલું આપવું. ચૂર્ણ એક કર્ષ આપવું. ક્ષારનું માપ અરધા પળનું જાણવું. હરડે એક કર્ષ આપવી. લસણનું કલ્ક એક પળ આપવું. એક પળ ગુગળ આપવો. સૂરણનું કલ્ક સારા વિદ્વાન વૈદ્યે એક પળ આપવું. બીજાં ચૂર્ણ અને લોહ વગેરે ઔષધ એક કર્ષ આપવાં. રોગીના દેહનું બળ ઉત્તમ, મધ્યમ કે અધમ હોય તે ઉપર સારીપેઠે વિચાર કરીને બુદ્ધિમાન્ વૈદ્યે અવલેહ ચૂર્ણ અને ક્વાથ વિધિ પ્રમાણે આપવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने तुलामान-
विधिर्नाम प्रथमोऽध्यायः ।

## द्वितीयोऽध्यायः ।

### તૈલપાકવિધિ.

### आत्रेय उवाच ।

**पाकश्चतुर्विधः प्रोक्तस्तैलानां शृणु पुत्रक ! ।**
**खरचिक्कणमध्यस्तु विशोषी चापरो मतः ॥**
**दुग्धारनालक्काथश्च दधि वा शोषयत्यपि ।**
**न चार्द्रता चौषधानां निःफेनो विमलस्तु यः ॥**
**मञ्जिष्ठारससङ्काशो भवेत्स खरपाकगः ।**
**वातघ्नः सोऽपि विज्ञेयो मर्दनाभ्यञ्जने हितः ॥**
**सफेनो मध्यपाकी च पिंडीभवति कल्कतः ।**
**नातिफेनमफेनं वा मन्यपाकं विनिर्दिशेत् ॥**

१ द्रवो भवति पिंडितः. प्र० १ ली.

बस्तौ पाने च शस्तं च त्रिदोषघ्नं भिषग्वर! ।
सफेनश्चन्द्रकं यस्य भवेत्स्वच्छसमो द्रवः ॥
स च चिक्कणकः पाको नस्ये प्रोक्तो हितः सदा ।
सधूमश्चातिदग्धश्च दग्धगन्धरसस्तथा ।
स विज्ञेयो विशोषी च वर्जितः सर्वकर्मसु ॥
मर्दने खरपाकश्च बस्तौ चिक्कणपाकितः ।
बस्तौ पाने मध्यपाको विशोषी वर्जितस्तथा ॥
पक्षे सिध्यति तैलं च सप्ताहे घृतमेव च ।
कषायः प्रहरेणापि यत्नेनैव प्रसाधयेत् ॥

**આત્રેય કહેછે.**—હે પુત્ર! તેલનો પાક ચાર પ્રકારનો છે. ખરો, ચિકણો, મધ્ય અને ચોથો વિશોષી. દૂધ, કાંજી, કવાથ કે દહીં જેમાં તેલ નાખીને તેનો પાક કર્યો હોય તે પદાર્થ જ્યારે સોષાઇ જાય, તેમાં નાખેલા ઔષધના કલ્કમાં લીલાશ રહે નહિ તથા જે પાક ફીણ વગરનો, નિર્મળ, અને મજીઠના રસ સરખો થાય તેને ખર (ખરો) પાક જાણવો. એ ખરપાક વાયુને હણનારો છે તથા શરીરે મર્દન કરવામાં અને ચોપડવામાં હિતકારક છે. મધ્યપાક ફીણવાળો હોય છે અને તેમાના કલ્કને આંગળી ઉપર ચઢાવી ચોળવાથી તેની ગોળી (કે દીવેટ) વળેછે. જો તેલનો મધ્ય પાક થયો હોય તો તેમાં અતિશય ફીણ નથી આવતું તેમ ફીણ વગરનો પણ તે પાક હોતો નથી. હે વૈદ્યવર! એ મધ્ય પાકવાળું તેલ બસ્તિ આપવામાં તથા પીવામાં ઉપયોગમાં આવે છે તથા તે ત્રિદોષનો નાશ કરનારૂં છે. જે પાક ફીણવાળો તથા તેમાં ચાંલ્લા પડી જાય અને જે પ્રવાહી નિર્મળ સરખો દેખાતો હોય તેને ચીકણો પાક કહેવો. એ પાક નસ્યમાં હિતકારક થાય છે. જે પાકમાંથી ધૂમાડો નીકળતો હોય તથા જે અતિશય બળી ગયો હોય, તેમ જેમાંથી બળેલા રસનો ગંધ આવતો હોય, તે પાકને વિશોષી જાણવો. એ પાકવાળું તેલ કોઇ કામમાં ઉપયોગમાં લેવું નહિ. ખરપાક મર્દન કરવામાં, ચીકણો પાક બસ્તિ આપવામાં અને મધ્યમ પાક બસ્તિમાં

તથા પીવામાં કામ આવે છે; વિશેષી સર્વ કર્મમાં તજાયલો છે. એક પખવાડીએ તેલ સિદ્ધ થાયછે, સાત દિવસે ઘી સિદ્ધ થાયછે અને ક્વાથ પોહોરમાં તૈયાર થાયછે, માટે તેમને યત્નથી સિદ્ધ કરવા.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने तैलपाक-
विधिर्नाम द्वितीयोऽध्यायः ।



## तृतीयोऽध्यायः ।



### નિરૂહ બસ્તિ કર્મ વિધિ.

### आत्रेय उवाच ।

चतुरङ्गुलां वेणुमयीं नाडीं कृत्वा तया बस्तिप्रतिकर्म कुर्यात् ।
नाति चोष्णे च काले च न शीते न च भोजिते ॥
न च निद्रालौ मूत्रार्ते विष्ठार्ते न च वेदभाक् ! ।
निरूहं बस्तिकर्म च कारयेत्तं निरस्य च ॥

आदौ मूत्रविष्ठोत्सर्गं कृत्वा गुदं प्रक्षाल्य नातिशिथिलशय्यायां शाययित्वा वामाङ्के वामपादं दक्षिणाङ्के दक्षिणपादं च सङ्कोच्य जङ्घोपरि संस्थाप्य गुदाभ्यन्तरे द्व्यङ्गुलमात्रां नाडीं संचारयेत् सुधीः । ततः शनैः शनैर्बस्तिं निष्पीड्य द्विपलपरिमिततैलेन निरूहं कुर्यात् । निरूहानन्तरं शनैः शनैरुत्तानं शाययित्वा ऊर्ध्वीकृत्वा च पश्चात्सङ्कोच्य पाणिभिः पञ्चवारान्स्फिक्पिण्डां-स्ताडयेत् । ततः स्वस्थं कृत्वा क्षणेनापि आमाशयं मलस्थानं शोधयति । बस्त्युदरगतान्दोषान्निवारयति । पण्डितास्तं बस्ति-निरूहं तद्बस्तिकर्म च विदुः ।

**આત્રેય કહેછે.**—વાંસની ચાર આંગળની ભૂંગળી કરીને તેવડે બસ્તિકર્મ કરવું. અતિ ગરમ કાળમાં, અતિ શીત કાળમાં, રોગીએ ભોજન કર્યા પછી તરતજ, તે ઊંઘમાં હોય ત્યારે, તથા હે વેદ જાણનારા !

રોગીને ઝાડા પિશાબની હાજત હોય તે વખતે નિરૂહ કર્મ કે બસ્તિકર્મ કરવું નહિ. પણ ઝાડા પિશાબ વગેરેનો ત્યાગ કરાવીને પછી બસ્તિકર્મ કરવું.

પ્રથમ ઝાડો પિશાબ કરીને ગુદ પ્રક્ષાલન કરીને અતિશય ઢીલી નહિ એવી શય્યામાં સૂવાડીને ડાબી તરફ ડાબો પગ તથા જમણી તરફ જમણો પગ સંકોચીને તે તે તરફની જાંઘ ઉપર લાવવો. પછી બુદ્ધિમાન વૈદ્યે ગુદામાં બે આંગળ જેટલી નલીનો સંચાર કરવો. પછી ધીમે ધીમે બસ્તિ દબાવવી અને બે પળ જેટલા તેલવડે નિરૂહબસ્તિ આપવો. નિરૂહબસ્તિ આપ્યા પછી ધીમે ધીમે છતો સૂવાડીને તેના પગ ઉભા કરીને પછવાડે સંકોચવા તથા હાથવડે પાંચ વાર કુલાઉપર તાડન કરવું. પછી તેને સ્વસ્થ કરવો. ક્ષણુવારમાં તેનું મલાશય અને આમાશય શુદ્ધ થશે તથા બસ્તિ અને ઉદરમાંના દોષ દૂર થશે. પંડિતો એને નિરૂહબસ્તિ કહેછે. બસ્તિકર્મ પણ એના જેવુંજ જાણવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने निरूहबस्ति-
कर्मविधिर्नाम तृतीयोऽध्यायः ।



## चतुर्थोऽध्यायः ।



### સ્વેદન વિધિ.

### आत्रेय उवाच ।

स्वेदः सप्तविधः प्रोक्तो लोष्टस्वेदो बाष्पस्वेदोऽग्निज्वालास्वेदः ।
घटीस्वेदो जलस्वेदः फलस्वेदो वालुकास्वेदश्च ॥
न तैलेन विना स्वेदं कदाचिदपि कारयेत् ।
तैलेनाभ्यञ्जयेत्स्वेदं स भवेद्गुणकारकः ॥
तीव्रज्वरे दाहशोषे तथातीसारपीडिते ।
मूर्च्छाभ्रमदाहार्ते च विषे स्वेदं न कारयेत् ॥

**शूलशोफातुरे वाते शीतश्लेष्मातुरेषु च ।**
**एतेषां शस्यते स्वेदो नराणां सुखदायकः ॥**

સ્વેદ સાત પ્રકારનો કહેલો છે. લોષ્ઠસ્વેદ ( માટીનું ઢેફું તપાવીને તેવડે શેક કરવો ), બાષ્પસ્વેદ ( પાણીની બાફવતી શેક કરવો ), અગ્નિજ્વાળા સ્વેદ ( અગ્નિના બળતાથી તાપવું ), ઘટીસ્વેદ ( ગરમ પાણીનો ઘડો ભરીને તેવડે શેક કરવો ), જળસ્વેદ ( ગરમ પાણી ભરીને તેમાં બેસવું ), ફળસ્વેદ ( બંધારણ વગેરે બાંધીને ), અને વાળુકાસ્વેદ રેતીની પોટલીઓ કરીને શેક કરવો.

તેલ વિના કદાપિ શેક કરવો નહિ. રોગીની જે જગાએ શેક કરવો હોય તે જગાએ પ્રથમ તેલ ચોપડવું અને પછીથી શેક કરવામાં આવે તો તે ગુણકારક થાયછે. તીવ્ર તાવમાં, દાહથી થયેલા શોષમાં, અતિસારના રોગીને, મૂર્છા, ભ્રમ, અને દાહથી પીડાયલાને, તથા વિષરોગવાળાને શેક કરવો નહિ. શૂળરોગીને, સોજાવાળાને, વાતરોગવાળાને, શીત અને કફના રોગવાળાને, એ મનુષ્યોને સ્વેદ ( પરસેવો ) આણવામાટે શેક કરવો તેથી સુખ ઉપજે છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने स्वेदन-
विधिर्नाम चतुर्थोऽध्यायः ।

## पञ्चमोऽध्यायः ।

### રક્તાવસેચન વિધિ.

### आत्रेय उवाच ।

**रक्तावसेचनं चतुर्भिः प्रकारैर्भवति ।**
**शिराविरेचनेनापि अलाबुभिस्तथैव च ।**
**श्लक्ष्णशृङ्गैर्जलौकाभी रक्तं च स्रावयेद्बुधः ॥**
**पूर्वाह्णे चापराह्णे च नात्युष्णे नातिशीतले ।**

यवागूपरिपीतस्य शोणितं मोक्षयेद्भिषक् ॥
शिरोरोगेषु सर्वेषु नासामध्यपुटे तथा ।
असृजं रेचयेद्यत्नात्सर्वदा भिषगुत्तमः ॥

ललाटमध्ये भ्रुवोरुपरिष्टादङ्गुलद्वयं त्यक्त्वा शिरां रेचयेत् । बाह्वोः कूर्परमध्ये शिरां व्यधयेत् । मणिबन्धसन्धौ अङ्गुष्ठमूल-चतुष्टयमङ्गुलं च विहाय शिरां व्यधयेत् । घुण्टिकां शिरां पादे व्यधयेत् । अपरमपि ग्रन्थविस्तरभयान्नोक्तम् । अलाबुश्रृङ्गैः रक्तावसेचनं सर्वैरपि ज्ञातम् ।

**આત્રેય કહેછે.**—શરીરમાંથી લોહી ખેંચી કાઢવાના ચાર પ્રકાર છે. (૧) શિરાવિરેચનથી, (૨) તુમડી મૂકીને, (૩) સુંવાળા શીંગડાવડે અને (૪) જળો મૂકીને વિદ્વાન્ વૈદ્યે લોહી વેહેવડાવવું. દિવસના પહેલા પોહોરમાં કે પાછલા પોહોરમાં લોહી કાઢવું પણ અતિશય ગરમી કે અતિશય શીતળતા હોય ત્યારે લોહી કાઢવું નહિ. રોગીને યવાગૂ પાઇને પછી વૈદ્યે લોહી છોડવું. તમામ માથાના રોગમાં ઉત્તમ વૈદ્યે નાકના મધ્ય પુટમાં સંભાળથી લોહી વેહેવડાવવું. બન્ને ભમરની ઉપર બે આંગળ છોડીને કપાળની વચ્ચેની શિરાને વેહેવડાવવી. બન્ને બાહુમાં કોણીની મધ્યેની શિરાને વેધવી. અંગૂઠાના મૂળથી ચાર આંગળ છેટેની શિરા વેધવી. પગમાં ઘુંટીની શિરાનો વેધ કરવો. બીજું પણ એમાં ઘણું જાણવા જેવું છે પણ ગ્રંથનો વિસ્તાર થવાના ભયથી કહ્યું નથી. તુમડીથી અને શીંગડાથી લોહી કાઢવામાં આવે છે તે તો સર્વના જાણવામાંજ છે.

## રક્તનું લક્ષણ.

सकृष्णं फेनिलं श्यामं रक्तं तद्वातदोषजम् ।
कुसुम्भरसपीतं च मृदु सोष्णं च पित्तलम् ॥
घनं स्निग्धं च शीतं च श्लेष्मणा तत् प्रवर्तते ।
सर्वलक्षणसम्पन्नं विज्ञेयं तत्त्रिदोषजम् ॥

જે લોહી કાળું, ફીણવાળું અને શ્યામ હોય તેને વાયુદોષવાળું

જાણવું. જે લોહી કસુંબાના રસ (જરદા) જેવું પીળું, કોમળ અને ગરમ હોય તેને પિત્તવાળું જાણવું. જે લોહી જાડું, સ્નિગ્ધ અને ઠંડું હોય તેને કફદોષવાળું જાણવું. વાતાદિ ત્રણે દોષનાં લક્ષણવાળું લોહી હોય તેને ત્રિદોષવાળું લોહી જાણવું.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने रक्तावसे-
चनविधिर्नाम पञ्चमोऽध्यायः ।



## षष्ठोऽध्यायः ।



### જળો લગાડવા સંબંધી વિધિ.

### જળોના પ્રકાર.

### आत्रेय उवाच ।

**जलौकाश्चतुर्विधाः प्रोक्ता इन्द्रायुधा रोहिणो कालिका धूम्रा चेति ।**

**આત્રેય કહેછે.**—જળો ચાર પ્રકારની છે. તેનાં નામઃ—ઇંદ્રાયુધા, રોહિણી, કાલિકા અને ધૂમ્રા.

### ઇંદ્રાયુધા.

**नीलवर्णा पार्श्वरक्ता तीक्ष्णमुखी गम्भीरनिर्मलोदके पाषाणसन्धौ च प्रविशति । तया विद्रध्युदरदाहशोफमूर्च्छाविषाद्युपद्रवयति ।**

ઇંદ્રાયુધા નામની જળોનો રંગ કાળો હોય છે, તથા તે પાસા ઉપરથી રાતી હોય છે. તેનું મુખ તીક્ષ્ણ હોય છે. તે ઉંડા અને ચોખ્ખા પાણીમાં પથરાની સાંધોમાં ભરાઇ રહે છે. એ જળોવડે વૈદ્ય વિદ્રધિ, ઉદર, દાહ, સોજો, મૂર્છા, અને વિષ વગેરે રોગમાં લોહી ખેંચાવે છે.

### રોહિણી.

**नीलवर्णा पार्श्वपीता शङ्कुमुखी पद्मनाले प्रविशति । तया विद्रधिविसर्पशोफाद्युपद्रवयति ॥**

કાળા રંગની, પાસાંપર પીળી, શંકુ જેવા મોઢાની રોહિણી જળો થાયછે. તે કમળના નાળમાં પેસે છે. એ જળોવડે વિદ્રધિ, વિસર્પ, સોજો, એ વગેરે રોગોમાં લોહી ખેંચાવે છે.

### કાલિકા.

**कृष्णा कालिका मृत्स्नाप्राये स्थले प्रविशति सा दूरे त्याज्या ।**

એ જળો સાફ કાળી હોય છે, તથા તે માટી કે કાદવવાળી જગોમાં પેશી રહેછે. એ જળો બિલકુલ ઉપયોગમાં લેવી નહિ.

### ધૂમ્રા.

**धूम्रा कपोतवर्णा पीतोदरी अर्ध-**
**चन्द्रमुखी कर्दमे कलुषोदके प्रविशति ।**
**सा रक्तावसेचनयोग्या निरुपद्रवा च ॥**

ધૂમ્રા નામની જળો ભુખરા રંગની હોયછે તથા તેના પેટનો રંગ પીળો હોયછે. તેનું મુખ અર્ધચંદ્ર જેવું હોયછે. તે કાદવમાં તથા મેલા પાણીમાં પેશી રહેછે. એ જળો લોહી ખેંચવાને યોગ્ય તથા ઉપદ્રવ-વિનાની જાણવી.

### જળો મૂકવાનો વિધિ.

**स्रावस्थानं काञ्जिकेन प्रक्षाल्य नवनीतेन म्रक्षयित्वा उष्णोदकेन प्रक्षालयेत् । पश्चात्तत्र जलौका विचारणीया । जलौका रक्तपूर्णा पश्चात्पातिता । तस्या मुखं लवणेन मूत्रेण वा प्रक्षालयेत् । अथवा शनैर्गोस्तनवद्दुह्यते । पुनर्नवनीतेन मुखमालिप्य विचारणीया । दुष्टरक्ते विनिर्गते दंशं काञ्जिकेन प्रक्षाल्य घृतमधुनाभ्यज्य वस्त्रेण बध्नीयात् ।**

જે જગોએ જળો લગાડવી હોય તે જગોને કાંજીવડે ધોઇને તે ઉપર માખણ ચોપડવું, તથા પછી ગરમ પાણીવડે તેને ધોઇ નાખવું. પછી તે જગોએ જળો લગાડવી. જ્યારે જળો લોહીથી ભરાઇ જાય ત્યારે તેને ખેરવી પાડવી. એ જળોનું મોઢું લવણથી અથવા ગાયના

२ मत्स्याशये. प्र० १ ली.

મૂત્રથી ધોવું. અથવા (પછી) ધીમેથી ગાયના આંચળની પેઠે તેને દોહોવી. ફરીને તે જળોના મુખ ઉપર માખણ ચોપડીને તેને વળગાડવી. એવી રીતે ખરાબ લોહી નીકળી ગયા પછી તેના દંશને કાંજીવડે ધોઈને તેપર ઘી તથા મધ ચોપડીને કપડાવતી દંશ બાંધી લેવો.

इति आत्रेयभाषिते हारीतोत्तरे सूत्रस्थाने जलौकाविचार-
विधिर्नाम षष्ठोऽध्यायः ।



# सूत्रस्थानं समाप्तम् ।

# पञ्चमं स्थानम् ।

## कल्पस्थानम् ।



### प्रथमोऽध्यायः ।



કલ્પસ્થાન.

**आत्रेय उवाच ।**

हिमवच्छिखरे रम्ये सिद्धगन्धर्वसेविते ।
तत्रस्थं तपतेजस्थमत्रिं च मुनिपुङ्गवम् ।
कल्कानां च प्रयत्नेन हारीतः परिपृच्छति ॥

**हारीत उवाच ।**

ज्ञातं चैतन्मया तात! समासेन चिकित्सितम् ।
इदानीं श्रोतुमिच्छामि कल्पस्थानं तु सुव्रत! ॥

સિદ્ધ અને ગંધર્વ લોકોએ સેવેલા હિમાલયના રમણિક શિખર ઉપર તપરૂપી તેજવાળા મુનિશ્રેષ્ઠ અત્રિઋષિ બેઠેલા હતા. તેમની પાસે જઈને હારિતે મોટા યત્નથી કલ્પસ્થાન વિષે પ્રશ્ન કર્યો. હારીત બોલ્યો હે તાત! રોગોની ચિકિત્સા તમે સંક્ષેપમાં કહી તે મેં જાણી. હે સુવ્રત! હવે હું કલ્પસ્થાન જાણવાની ઇચ્છા રાખુંછું.

**હરીતકી કલ્પ.**

**હરડેની ઉત્પત્તિ.**

**अत्रिरुवाच ।**

कल्पानामभया श्रेष्ठातस्याः शृणु गुणागुणम् ।
स्वर्गस्थस्यामराध्यक्षस्यामृतं पिबतस्ततः ।
पतिता बिन्दवोभूमौ तेभ्यो जाता हरीतकी ॥

**આત્રેય કહેછે.**—સઘળા કલ્પને વિષે હરડેનો કલ્પ ઉત્તમ છે. એ હરડેના ગુણ દોષ કહું તે સાંભળ. સ્વર્ગમાં રહેલા દેવના રાજા ઈંદ્ર અમૃતપાન કરતા હતા તેમાંથી જે બિંદુઓ પૃથ્વી ઉપર પડ્યા તેથી હરડે ઉત્પન્ન થઈછે.

## હરડેના રસ.

**रसैः पञ्चभिः संयुक्ता रसेनैकेन वर्जिता ।**
**कषायाम्ला च कटुका तिक्ता स्वादुरसा स्मृता ॥**
**लवणेन वर्जिता च शृणु तस्याः पृथक् पृथक् ।**
**त्वचाश्रितं च कटुकं मेदस्तस्याः कषायकम् ॥**
**मेदोऽन्तरे तथा चाम्लं मधुरं चास्थिसंश्रितम् ।**
**तिक्तं चान्तरे तावत्तु रसैः पञ्चभिः संयुता ॥**

હરડેમાં પાંચ રસ છે અને એક રસ ઓછો છે તે તુરી, ખાટી, તીખી, કડવી અને મધુર છે. માત્ર એક લવણ રસ હરડેમાં નથી હવે હરડેના કયા કયા એ અંગોમાં રસ રહ્યા છે તે હું તને પૃથક્ પૃથક્ કહું છું તે સાંભળ. હરડેની છાલ તીખી હોય છે, તેનો ગર્ભ તુરો હોય છે, ગર્ભની અંદરનો ભાગ ખાટો હોયછે, તેનો ઠળિયો મધુર હોય છે, ઠળિયાની અંદરની ગોટલી કડવી હોય છે, એવી રીતે હરડે પાંચ રસવાળી હોય છે.

## હરડેના ગુણ.

**अम्लत्वान्मारुतं हन्ति पित्तं मधुरतिक्ततः ।**
**कफं कटुकषायत्वात् त्रिदोषघ्नी हरीतकी ॥**

**हरीतकी देहभृतां हिता स्यात्मातेव चैषा हितकारिणी च ।**
**परं कदाचित्कुपितेव माता न कुप्यते चांतरगाहि पथ्या ॥**

હરડે ખાટી હોય છે માટે તે વાયુનો નાશ કરેછે; તે મધુર તથા કડવી હોય છે માટે પિત્તનો નાશ કરે છે; તે તીખી અને તુરી હોય છે માટે કફનો નાશ કરે છે; એવી રીતે હરડે ત્રણે દોષનો નાશ કરે છે. એટલા માટે પ્રાણીમાત્રને હરડે હિતકારક છે. હરડે માતાની પેઠે

હિત કરનારી છે. પણ માતા તો કોઇ વખત પણ કોપ પામેલા જેવી જણાય છે, પરંતુ શરીરમાં ગયેલી હરડે કોઇ વખત કોપ પામતી નથી.

### હરડેની ઉત્પત્તિ અને નામ.

**तस्या उत्पत्तिनामानि वक्ष्यामि शृणु कोविद! ।**
**विजया रोहिणी चैव पूतना चामृता तथा ॥**
**चेतकी चाभया चैव जीवन्ती चैव सप्तमी ।**
**विन्ध्ये च विजया जाता अभया च हिमालये ॥**
**रोहिणी वैदिशे जाता पूतना मगधे स्मृता ।**
**जीवन्तिका सुराष्ट्रायां चम्पायां चेतकी मता ॥**
**अमृता सरयूतीरे इत्येताः सप्त जातयः ॥**

હે પંડિત ! હવે હરડેની ઉત્પત્તિનાં સ્થાન અને તેનાં નામ કહું તે સાંભળ. વિજયા, રોહિણી, પૂતના, અમૃતા, ચેતકી, અભયા, અને સાતમી જીવંતી, એવાં સાત હરડેનાં નામ છે. વિજયા વિંધ્યાચળમાં ઉત્પન્ન થાયછે; હિમાલયમાં અભયા ઉપજે છે; વૈદિશ પ્રાંતમાં રોહિણી થાયછે; મગધ દેશમાં પૂતના થાયછે; સૌરાષ્ટ્ર દેશમાં જીવંતી થાયછે; ચંપા દેશમાં ચેતકી થાયછે; અને સરયૂના કાંઠા ઉપર અમૃતા થાયછે; એ પ્રમાણે હરડેની સાત જાતોની ઉત્પત્તિ છે.

### હરડેનો રોગપરત્વે ઉપયોગ.

**अभया नेत्ररोगेषु शिरोरोगेषु सर्वदा ।**
**सर्वप्रयोगे विजया रोहिणी क्षतरोहिणी ॥**
**पूतना लेपनार्थे च अमृता च तथा मता ।**
**चेतकी सर्वतो योज्या जीवन्ती चूर्णयोगतः ॥**
**बालानामुपकारार्थे विजयां परिलक्षयेत् ॥**

નેત્રના તથા માથાના રોગમાં સર્વદા અભયાનો ઉપયોગ કરવો બધા પ્રયોગમાં વિજયા વાપરવી; રોહિણી જાતની હરડે ક્ષતને અંકુર લાવનારી છે; લેપ કરવામાં પૂતના અને અમૃતા વાપરવી; ચેતકી સર્વ

---

१ कालिका. प्र० १-४.

ઠેકાણે યોજવી; અને ચૂર્ણ સાથે આપવામાં જીવંતી વાપરવી. બાળકોના હિતનેમાટે વિશેષે કરીને વિજયા જોઈને લેવી.

## હરડેની જાતિ ઓળખવાના પ્રકાર.

**त्र्यास्रा च रोहिणी प्रोक्ता अमृता स्थूलमांसला ।**
**पंचास्रा चाभया प्रोक्ता पूतना चतुरस्रका ॥**
**त्र्यस्रा तु चेतकी प्रोक्ता जीवन्ती दीर्घमांसला ।**
**विजया नीलवर्णा च पीता स्याद्रोहिणी भिषक् ! ॥**
**अमृता कृष्णवर्णा च किंचिच्छुभ्राभया तथा ।**
**सार्धद्व्यङ्गुलमानेन अमृतां लक्षयेद्बुधः ॥**

ત્રણ હાંસોવાળી હરડેને રોહિણી જાણવી; જેનું દળ મોટું હોય તેને અમૃતા જાણવી; પાંચ હાંસોવાળીને અભયા જાણવી; ચાર હાંસોવાળીને પૂતના જાણવી; ત્રણ હાંસોવાળીને ચેતકી જાણવી; લાંબી અને દળવાળી હરડેને જીવંતી જાણવી. વિજયા નીલા રંગની હોય છે; હે વૈદ્ય ! રોહિણી પીળી હોયછે; અમૃતા કાળા રંગની હોય છે; તથા હરડે કાંઇક ધોળાશ પડતી હોય છે. અમૃતા હરડે અઢી આંગળ લાંબી જોઇને લેવી.

## હરડેના ગુણ.

**पथ्या भवेत्पथ्यतमा नराणां रोगांश्च सर्वान्विनिहन्ति सद्यः ।**
**आयुःप्रदा तुष्टिमतीव मेधावर्णौजतेजःस्मृतिमातनोति ॥**
**उन्मूलिनी पित्तकफानिलानां सम्मीलिनी बुद्धिबलेन्द्रियाणम् ।**
**विस्रंसिनी मूत्रशकृन्मलानां हरीतकी रोगहरा नराणाम् ॥**

હરડે મનુષ્યોને અતિશય પથ્ય આવે છે માટે તેને પથ્યા કહે છે. એ હરડે સઘળા રોગોનો તત્કાળ નાશ કરેછે. વળી તે આયુષ્યને આપનારી, તુષ્ટિ આપનારી, અતિશય બુદ્ધિ આપનારી તથા શરીરના વર્ણ, ઓજ, તેજ અને સ્મૃતિને વધારનારી છે. તે પિત્ત, કફ અને વાયુનો નાશ કરનારી છે; બુદ્ધિ, બળ અને ઇંદ્રિયોના બળને એકત્ર કરનારી છે; અને મૂત્ર, ઝાડો તથા મળને બાહાર કાઢનારી છે. એવી રીતે હરડે મનુષ્યોના રોગને હરનારી છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे कल्पस्थाने हरीतकी-
कल्पो नाम प्रथमोऽध्यायः ।

# द्वितीयोऽध्यायः ।

## ત્રિફળા કલ્પ.

### ત્રિફળાનું પ્રમાણ.

आत्रेय उवाच ।

हरीतक्याश्चामलक्या विभीतस्य च यत्फलम् ।
त्रिफलेत्युच्यते वैद्यैर्वक्ष्यामि भागनिर्णयम् ॥
एकं भागं हरीतक्या द्वौ भागौ च बिभीतकम् ।
आमलक्यास्त्रिभागं च सहैकत्र प्रयोजयेत् ॥
त्रिफला कफपित्तघ्नी महाकुष्ठविनाशिनी ।
आयुष्या दीपनी चैव चक्षुष्या व्रणशोधिनी ॥
वर्णप्रदायिनी वृष्या विषमज्वरनाशिनी ।
दृष्टिप्रदा कण्डुहरा वमिगुल्मार्शनाशिनी ॥
सर्वरोगप्रशमनी मेधास्मृतिकरी परा ।

**આત્રેય કહેછે.**—હરડેનાં, આંમળાનાં અને બેહડાનાં ફળ મળીને ત્રિફળા કહેવાય છે. હવે એ કયા પ્રમાણમાં લેવાં તેનો નિર્ણય કહુંછું. હરડેનો એક ભાગ, બેહેડાના બે ભાગ, આમળાંના ત્રણ ભાગ, એ સર્વેને એકઠા કરીને યોજવા. તેને ત્રિફળા કહે છે. ત્રિફળા કફ અને પિત્તના નાશ કરનારી છે, તથા મોટા કોઢનો નાશ કરનારી છે. વળી તે આયુષ્યની વૃદ્ધિ કરનારી, જઠરાગ્નિનું ઉદ્દીપન કરનારી, નેત્રનું તેજ વધારનારી, વ્રણને શુદ્ધ કરનારી, રંગ (કે કાંતિ) આપનારી, પુષ્ટિ કરનારી, વિષમ જ્વરનો નાશ કરનારી, નેત્રને તેજ આપનારી, ખસ (કે ચળ)ને હરનારી, ઉલટી, ગુલ્મ તથા અર્શનો નાશ કરનારી, સર્વ રોગને શમાવનારી, તથા બુદ્ધિ અને સ્મરણશક્તિ વધારવામાં ઉત્તમ છે.

१ मेहकुष्ठ. प्र० ४ थी. घृतेन. प्र० ४ थी.

## રોગપરત્વે ત્રિફળાનો યોગ.

वक्ष्यामि योगयुक्तिं च रोगे रोगे पृथक्पृथक् ।
वाते घृतगुडोपेता पित्ते समधुशर्करा ॥
श्लेष्मे त्रिकटुकोपेता मेहे समधुवारिणा ।
कुष्ठे च घृतसंयुक्ता सैन्धवेनाग्निमान्द्यहा ॥
चक्षुर्धावनके क्वाथो नेत्ररोगनिवारणः ।
घृतेन हरते कण्डूं मातुलुङ्गरसैर्वमिम् ॥
क्षीरेण राजयक्ष्माणं पाण्डुरोगं गुडेन च ।
भृङ्गराजरसेनापि घृतेन सह योजितः ।
वलीपलितहन्ता च तथा मेधाकरः स्मृतः ॥
सक्षीरः सगुडः क्वाथो विषमज्वरनाशनः ।
सशर्कराघृतः क्वाथः सर्वजीर्णज्वरापहः ॥
एषा नराणां हितकारिणी च सर्वप्रयोगे त्रिफला स्मृता च ।
सर्वामयानां शमनी च सद्यस्तेजश्च कान्तिं प्रतिभां करोति ॥
शोफे तथा कामलपाण्डुरोगे तथोदरे मूत्रयुता हिता च ।
हिध्मातिसारे ग्रहणीविकारे हिता च तक्रेण फलत्रिका च ॥
क्षीणेन्द्रिये जीर्णज्वरे च यक्ष्मे क्षीरेण युक्ता त्रिफला हिता च ।
स्यान्नेत्ररोगे च शिरोगदे च कुष्ठे च कण्डूव्रणपीनसे च ॥
मूत्रग्रहे कामलकेऽग्निमान्द्ये हिता जलेन त्रिफला हि कल्किता।
सशीतकाले गुडनागरेण सशर्करा क्षीरयुता तथोष्णे ॥
वर्षासु शुण्ठीसहिता फलत्रिका फलत्रिका सर्वरुजाहरा स्यात् ।

હવે પ્રત્યેક રોગમાં જૂદો જૂદો ત્રિફળાનો ઉપયોગ કેવી યુક્તિથી કરવો તે હું કહું છું. વાયુના રોગમાં ઘી અને ગોળ સાથે ત્રિફળા ખાવી; પિત્તના રોગમાં મધ અને સાકર સાથે ખાવી; કફના રોગમાં સુંઠ, પીપર અને મરી સાથે ખાવી; પ્રમેહમાં મધ અને પાણી સાથે ખાવી; કોઢ રોગમાં ઘી સાથે ખાવી; સિંધવ સાથે ખાવાથી અગ્નિમાંદ્યરોગ નાશ પામે છે. તેનો ક્વાથ કરીને તેવડે નેત્ર ધોવાથી નેત્રરોગ નાશ પામે છે; ઘી સાથે ત્રિફળાનો ક્વાથ પીવાથી ખસ મટે છે; બીજોરાના

રસ સાથે પીવાથી ઉલટી મટે છે; દૂધ સાથે પીવાથી રાજ્યક્ષ્મા મટે છે; ગોળ સાથે પીવાથી પાંડુરોગ મટે છે. ભાંગરાના રસ સાથે તથા ઘી સાથે મેળવીને પીવાથી શરીર ઉપર વળેલી કરચલીઓ તથા પળિયાં નાશ પામે છે તથા બુદ્ધિ વધે છે; દૂધ અને ગોળ સાથે ક્વાથ પીવાથી વિષ-મજ્વર મટે છે; સાકર અને ઘી સાથે ક્વાથ પીવાથી સર્વે પ્રકારના જીર્ણજ્વર મટે છે. ત્રિફળા સર્વે પ્રયોગમાં મનુષ્યોને હિતકારક કહેલી છે. વળી તે સર્વે રોગને તત્કાળ શમાવનારી છે તથા તેજ, કાંતિ અને બુદ્ધિને ઉત્પન્ન કરનારી છે. શોજાના રોગમાં, કમળામાં, પાંડુરોગમાં, અને ઉદરરોગમાં, એ ગોમૂત્ર સાથે હિતકારક છે. હિક્કારોગમાં, અતિ-સારમાં અને ગ્રહણી રોગમાં છાશ સાથે ત્રિફળા ખાવી હિતકારક છે. ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય, જીર્ણજ્વર થયો હોય, તથા ક્ષયરોગ થયો હોય, તેમાં દૂધ સાથે ત્રિફળા હિતકારક છે. નેત્રરોગમાં, માથાના રોગમાં, કોઢમાં, ખસના રોગમાં, વ્રણરોગમાં, પીનસરોગમાં, મૂત્રગ્રહ રોગમાં, કમળામાં અને મંદાગ્નિ રોગમાં, પાણી સાથે ત્રિફળા હિતકારક છે. શીતકાળમાં ગોળ અને સુંઠ સાથે ઉનાળામાં સાકર તથા દૂધ સાથે, અને વર્ષાકાળમાં સુંઠ સાથે ત્રિફળા હિતકારક છે. ત્રિફળા સર્વ રોગને હરનારી છે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे कल्पस्थाने त्रिफला
कल्पो नाम द्वितीयोऽध्यायः ।



# तृतीयोऽध्यायः ।

## હરડેના કલ્પની વર્ણનાનો ભેદ.

## હરડેના આકારભેદ.

**आत्रेय उवाच ।**

**अभया त्र्यङ्गुला प्रोक्ता पूतना चतुरङ्गुला ।**
**सार्धाङ्गुला च जीवन्ती चेतकी स्यात् षडङ्गुला ॥**

**આત્રેય કહેછે.**—અભયા બે આંગળની હોયછે. પૂતના ચાર આંગળની હોયછે, જીવંતી દોઢ આંગળની હોયછે અને ચેતકી ૭ આંગળની હોયછે.

## ચેતકીના પ્રકાર વગેરે.

**चेतकी द्विविधा प्रोक्ता कृष्णा शुक्ला तु वर्णतः ।**
**षडङ्गुला हिता कृष्णा शुक्ला चैकाङ्गुला स्मृता ।**
**श्रेष्ठा कृष्णा समाख्याता रेचनार्थे जिगीषुणा ॥**
**चेतकी वृक्षशाखायां यावत् तिष्ठति ते पुनः ।**
**भिन्दन्ति पशुपक्ष्याद्या नराणां कोऽत्र विस्मयः ॥**
**चेतकीं यावद्विधृत्य हस्ते तिष्ठति मानवः ।**
**तावद्भिनत्ति रोगांस्तु प्रभावान्नात्र संशयः ॥**
**नृपाणां सुकुमाराणां तथा भेषजविद्विषाम् ।**
**कृशानां हितमेवं स्यात् सुखोपायविरेचनम् ॥**

ચેતકી બે પ્રકારની છે. એક રંગે કાળી હોયછે અને બીજી રંગે ધોળી હોયછે. રોગને જીતવા ઇચ્છનારા વૈદ્યે રેચન કરવા માટે કાળી ચેતકી લેવી શ્રેષ્ઠ છે. ચેતકી હરડે ઝાડની ડાળી ઉપર જ્યાંસુધી હોયછે ત્યાંસુધી જો કોઈ પશુ (વાનર વગેરે) કે પક્ષી તે ઉપર આવીને બેસે તો તેના મળનું ભેદન થાયછે તો મનુષ્યના મળનું ભેદન થાય એમાં તે શું આશ્ચર્ય ! ચેતકીનો પ્રભાવ એવો છે કે તેને હાથમાં ઝાલીને માણુસ જ્યાંસુધી

બેસે ત્યાંસુધી તેના રોગ ભેદાય છે એમાં સંશય નથી. રાજાઓ સુકુમાર, અને જેઓ ઔષધના દ્વેષ કરનારા છે તથા જેઓ શરીરે કૃશ (સૂકાઈ કે ક્ષીણ થઈ ગયેલા) છે, તેમને સુખે કરીને વિરેચન કરવાનો એ ઉપાય હિતકારક છે.

### હરડેના સામાન્યતઃ ગુણ.

हरीतकी दरिद्राणामनपायरसायनम् ।
पथ्यस्यान्तेऽथवा चादौ भक्षेच्चामयनाशिनी ॥
तृषातुराणां हृदि कण्ठशोषे हनुग्रहे चापि गलग्रहे च ।
नवज्वरे क्षीणबलेन्द्रियाणां न गर्भिणीनां कथिता प्रशस्ता ॥
हरीतकी वा गुडनागरेण सिन्धूत्थयुक्ता कथिता प्रयोगे ।
आमाशयस्थान् जठरामयांश्च निहन्ति चेन्द्रायुधवद्रुजश्च ॥

હરડે એ દરિદ્રોને કાંઈ ગેરફાયદો ન આપે એવું રસાયન છે. પથ્ય ભોજન કર્યા પછી કે કર્યા પેહેલાં હરડે ખાવામાં આવે તો તે રોગનો નાશ કરનારી છે. જે પુરૂષ તૃષારોગથી પીડાતા હોય, જેને છાતીમાં કે કંઠમાં શોષ પડતો હોય, જેને હનુગ્રહ કે ગલગ્રહ રોગ થયો હોય, જેને નવો તાવ આવ્યો હોય તથા જેનાં બળ અને ઇંદ્રિયો ક્ષીણ થઈ ગયાં હોય તેમને તથા ગર્ભવતી સ્ત્રીને હરડે હિતકારી નથી એમ કહ્યું છે. ગોળ, સુંઠ અને સિંધવ સાથે હરડેનો પ્રયોગ કરવાથી (હરડે ખાવાથી) તે આમાશયમાં રહેલા તથા જઠરના રોગોને ઇંદ્રના વજ્રનીપેઠે હણે છે.

### પ્રત્યેક ઋતુમાં હરડેનો પ્રયોગ.

सशारदे वा सितया प्रयुक्ता शुण्ठी गुडेनापि हिमे प्रयोज्या ।
ससैन्धवा पिप्पली शैशिरे च हिता वसन्ते त्रिकटुर्गुडेन ॥
ग्रीष्मे सितानागरकैश्च पथ्या वर्षासु सिन्धूत्थयुता हिता च ।
निहन्ति सर्वामयमेव सद्यो

શરદૃઋતુમાં સાકર સાથે હરડે ખાવી; હેમંતમાં ગોળ તથા સુંઠ સાથે ખાવી; શિશિરઋતુમાં સિંધવ અને પીપર સાથે ખાવી. વસંતઋતુમાં ત્રિકટુ અને ગોળ સાથે ખાવી; ગ્રીષ્મઋતુમાં સાકર તથા સુંઠ

સાથે ખાવી હિતકર છે; તથા વર્ષાઋતુમાં સિંધવ સાથે ખાવી હિતકર છે. એવી રીતે હરડે ખાવાથી તે સર્વે રોગનો નાશ કરેછે.

### હરડેના જૂદા જૂદા કલ્પ.

घृतेन पथ्या विहिता हरीतकी ॥
घृतेन देयं मनुजाय कल्कमामानिलं हन्ति नरस्य कोष्ठे ।
दुष्टान् विकारान् हरतीति सद्यएरण्डतैलेन विपाच्य पथ्याम् ॥
खादेत् तदेवानु पिबेच्च तैलं सशूलविष्टम्भकृतान् विकारान् ।
सर्वान् जयेत् पित्तकफानिलोत्थान् मूत्रे स्थितं सप्तदिनं महिष्याः
पञ्चाभया मूत्रपलानि पञ्च क्षीरेण सप्ताहमिति प्रशस्तम् ।
क्षीरोदशोषी परतस्तथान्यदेष त्रिसप्ताहपरः प्रयोगः ॥
वातोदरं शीघ्रमियं निहन्यात् प्लीहानमानाहमुरोग्रहं च ।
सपाण्डुरोगं च क्रिमींश्च हन्ति हरीतकी धान्यतुषाम्बुसिद्धा ॥
सपिप्पलीसैन्धवयुक्तचूर्णं सोद्गारधूमं भृशमप्यजीर्णम् ।
निहन्ति सद्यो जनयेत्क्षुधां च कल्कं च तस्याः सह नागरेण॥
ज्वरं जहाति सह सैन्धवेन दध्ना च चुक्रेण हितातिसारे ।
सराजयक्ष्मे मधुनावलिह्यात् मूत्रेण शोफोदरनाशहेतोः ॥
सपाण्डुरोगे समशर्करायाः शोषे सदाहे सह मातुलुङ्ग्या ।
रसेन युक्ता विहितातिपथ्या कल्पं समाप्तं कथितं मुनीन्द्रैः ॥

ઘી સાથે હરડે ખાવી હિતકર છે. ઘી સાથે હરડેનું કલ્ક માણસને ખાવા આપવું, તેથી મનુષ્યના કોઠામાં ઉપજેલા આમવાયુને તથા દુષ્ટ વિકારોને તે તત્કાળ હણે છે.

હરડેને દીવેલમાં તળીને તેનું ચૂર્ણ કરીને ખાવું તથા તે પછી તેલ (દીવેલ) પીવું; એથી કરીને શૂળ અને ઝાડાનો કબજો થવાથી ઉત્પન્ન થયેલા સર્વે વિકારો જે પિત્ત, કફ અને વાયુથી ઉપજ્યા હશે તે નાશ પામે છે.

ભેંશના મૂત્રમાં હરડેને સાત દિવસ રાખવી. એવી રીતે કે પાંચ હરડે અને પાંચ પળ મૂત્ર લેઇને તેમાં બોળી રાખવી. પછી સાત દિવસ તે હરડેને દૂધમાં રાખવી; પછી દૂધ અને પાણીમાં સાત દિવસ

રાખવી. એવી રીતે ત્રણ સપ્તાહ (અઠવાડિયાં) નો આ પ્રયોગ છે. અર્થાત્ એવી રીતે ત્રણ સપ્તાહ રાખ્યા પછી તે હરડેને સૂકવીને તેનું ચૂર્ણ કરીને ખાવું. એ ચૂર્ણ વાતોદરનો તત્કાળ નાશ કરેછે. તેમજ પ્લીહા, પેટ ચઢવાનો રોગ, ઉરોગ્રહ, પાંડુરોગ, અને કૃમિ રોગ પણ એથી મટે છે.

ધાન્યની તથા જવની કાંજીમાં સિદ્ધ કરેલી હરડેમાં પીપર તથા સિંધવ મેળવીને તેનું ચૂર્ણ ખાવાથી ધૂમાડા જેવા ઓડકાર સહિત અત્યંત અજીર્ણ થયું હોય તો તત્કાળ નાશ પામેછે અને ભૂખ લાગેછે.

હરડેનું કલ્ક કરીને તેમાં સુંઠ તથા સિંધવ નાખીને ખવરાવવાથી તાવ નાશ પામે છે; તથા દહીં અને ખાટી કાંજી સાથે ખાવાથી અતિસાર મટે છે; રાજક્ષયમાં હરડેનું કલ્ક મધ સાથે ચાટવું; ગોમૂત્ર સાથે ખાવાથી શોફોદર મટે છે; સાકર સાથે ખાવાથી પાંડુરોગ મટે છે; શોષ અને દાહમાં બીજોરાના રસ સાથે હરડે ખાવી હિતકર કહેલી છે. એવી રીતે મોટા મુનિઓએ કહેલો હરડેનો કલ્પ સમાપ્ત થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे कल्पस्थाने हरीतकीकल्प-
वर्णनाभेदो नाम तृतीयोऽध्यायः ।



## चतुर्थोऽध्यायः ।



### લસણનો કલ્પ.

### લસણની ઉત્પત્તિ.

### आत्रेय उवाच ।

**अमृतं मथनाज्जातं सुरासुरविग्रहो महान् ।**
**जहार वैनतेयश्च चञ्चुना त्रिदिवं गतः ॥**
**संग्रामश्रमसंप्राप्ते श्रमवेगप्रधाविते ।**
**आरूढे वैक्लवं प्राप्ते च्युता ह्यमृतबिन्दवः ॥**

सकृत्संदूषिते देशे पतितास्तत्र संस्थिताः ।
तस्मात्कालवशाज्जातं दुर्भिक्षं द्वादशाब्दिकम् ॥
विशुष्काः कानने सर्वा वृक्षकण्टप्रतानिकाः ।
तस्माच्च ऋषयः सर्वे प्रकृष्टं गहनं गताः ॥
तेषां मध्ये जराग्रस्तो गतिहीनोऽतिजर्जरः ।
सयष्टिः सरणिक्षुण्णः शीर्णदन्तावलीमुखः ॥
सतत्रस्थैः क्षुधापन्नैर्ऋषिभिस्तत्र विश्रुतः ।
सोऽपि क्षुधातुरः सर्वां पर्यटत्युर्वरां महीम् ॥
कुत्रचित्पुण्ययोगेन दृष्ट्वान्विटपान्शुभान् ।
नीलशैवालसङ्काशान्शाड्वलान्बहलान्भुवि ॥
क्षुधासंपीडनेनापि भुक्तवान्सदलानपि ।
षण्मासानन्तरं शुष्कान्विटपांस्तदनन्तरम् ।
भुक्तवान्कन्दकान्सोपि मासमेकं तथा ऋषिः ।
पश्चात्सुभिक्षे सञ्जाते सर्वे चैकत्र संस्थिताः ॥
सोऽपि वृद्धो युवा भूत्वा गतस्तत्र च यत्र ते ।
तं दृष्ट्वा विस्मयापन्नाः पप्रच्छुः किं कृतं त्वया ॥
नोक्तवान्स तु किंचिच्च रुषा तैः शापितस्ततः ।
यत्त्वया खादितं द्रव्यं तदभक्ष्यं द्विजातिभिः ॥
दुर्गन्धमपवित्रं च तस्माज्जातं रसोनकम् ॥

સમુદ્રમંથન કરીને જ્યારે અમૃત કાઢવામાં આવ્યું તે પ્રસંગે દેવ અને દૈત્યોનો મોટો સંગ્રામ થયો. તે વખતે ગરૂડ તે અમૃતના કળશને ચાંચમાં ઘાલીને સ્વર્ગમાં લેઈ ગયો. ગરૂડને સંગ્રામનો શ્રમ થયો હતો તથા તે શ્રમે કરીને વેગથી દોડતો હતો અને આકાશમાં ચઢ્યો હતો, તેથી એ આકુળ વ્યાકુળ થઈ ગયો હતો. એ કારણથી એની પાસેના અમૃતના કળશમાંથી અમૃતના બિંદુઓ નીચે પડ્યા. યુદ્ધથી દૂષિત થયેલા તે દેશમાં એકવાર જે અમૃતના બિંદુ પડ્યા તે ત્યાંજ રહ્યા. હવે કાળે કરીને તે સ્થળમાં બાર વરસનો દુકાળ પડયો, તેથી વનમાં સઘળાં ઝાડ, કાંટા અને વેલા વગેરે સર્વ સૂકાઈ ગયું. એ કારણને

લીધે સઘળા ઋષિઓ અતિ મોટા સંકટમાં પડ્યા. તે ઋષિઓની મધ્યે એક ઘરડો ઋષિ હતો. તેનાથી ચલાતું હતું નહિ; તેનાં અંગ સઘળાં જીર્ણ થઈ ગયાં હતાં; તે હાથમાં લાકડી લેઈને ચાલતો હતો; રસ્તે ચાલવાથી તે હારી ગયો હતો; તેના મુખમાંથી સઘળા દાંત પડી ગયા હતા. ભૂખથી પીડાયલા તે જગોમાં રહેનારા સર્વે ઋષિઓમાં તે પ્રસિદ્ધ હતો. એ ઘરડો ઋષિ પણ ભૂખથી પીડિત થઈને પૃથ્વીમાં જે જે ફળદ્રુપ ભાગ હતા ત્યાં ત્યાં ભટકતો હતો. એમ ભટકતાં ભટકતાં કોઈકવાર પુણ્ય યોગથી સુંદર છોડવા તેના જોવામાં આવ્યા. તે છોડ લીલા શેવાળના સરખા હતા તથા તેની આસપાસ ઘણુંક લીલું ઘાસ પૃથ્વી ઉપર ઊગ્યું હતું. આ ઘરડા ઋષિ ભૂખથી પીડાયલા હતા તેથી તેમણે તેનાં પાંદડાં છ માસ લગી ખાધાં. છ મહિના પછી તેનાં સૂકાં ડાળાં ખાધાં. અને તે પછી એક મહિના લગી ઋષિએ તેના કંદ ખાધા. પછી જ્યારે સુકાળ થયો ત્યારે સર્વે ઋષિઓ એકઠા થયા. આ ઘરડો ઋષિ પણ જુવાન થઈને જ્યાં બધા ઋષિ હતા ત્યાં ગયો. તેને જોઈને સઘળા ઋષિઓ વિસ્મય પામ્યા અને તેને પૂછવા લાગ્યા કે તમે એવો શો ઉપાય કર્યો કે જેથી ઘરડા મટીને જુવાન થયા. પણ તે ઋષિએ તેમને કાંઈ કહ્યું નહિ, ત્યારે સઘળાએ મળીને તેને શાપ દીધો કે "જે પદાર્થ તેં ખાધો હશે તે પદાર્થ બ્રાહ્મણોને અભક્ષ્ય થાઓ તથા તે દુર્ગંધવાળું અને અપવિત્ર થાઓ." એવી રીતે લસણ ઉત્પન્ન થયું છે.

### લસણના ગુણ.

अथ वीर्यं च वक्ष्यामि रसोनस्य महामते!।
रसैः पञ्चभिः संयुक्तो रसेनाम्लेन वर्जितः॥
तेन रसोनकं नाम विख्यातं भुवनत्रये।
कटूष्णवीर्यो लशुनो हितश्च स्निग्धो गुरुः स्वादुरसोऽथ बल्यः।
वृद्धस्य मेधास्वरवर्णचक्षुर्भग्नास्थिसन्धानकरः सुतीक्ष्णः॥
हृद्रोगजीर्णज्वरकुक्षिशूलप्रमेहहिक्कारुचिगुल्मशोफान्।
दुर्नामकुष्ठानलमान्द्यजं तु समीरणश्वासकफान्निहन्ति॥

---

१ આ બે શ્લોક બીજી બે પ્રતોમાં નથી. कट्वम्लवीर्यो. प्र० १ ली.

હે મોટી બુદ્ધિવાળા! હવે હું લસણનું વીર્ય તને કહું છું. લસણમાં મધુર, તિક્ત, કટુ, કષાય અને લવણ, એવા પાંચ રસ છે; માત્ર ખાટો રસ નથી, માટે તેનું રસોન (એક ઓછા રસવાળું) એવું નામ ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે. એ લસણ તીખું અને ઉષ્ણવીર્યવાળું છે, હિતકારક છે, સ્નિગ્ધ છે, ભારે છે, મધુર રસવાળું છે. વૃદ્ધને બળ આપનાર છે, બુદ્ધિ, સ્વર, કાંતિ અને નેત્રને હિતકારક છે, ભાગેલા હાડકાને સાંધનાર છે અને અત્યંત તીક્ષ્ણ છે. એ લસણ હૃદયનો રોગ, જીર્ણજ્વર, કૂખનું શૂળ, પ્રમેહ, હિક્કા, અરૂચિ, ગુલ્મ, સોજો, અર્શ, કોઢ, અગ્નિમાંધ, કૃમિરોગ, વાયુ, શ્વાસ અને કફ, એ રોગને મટાડે છે.

### લસણના પ્રયોગ.

**कुक्कुटाण्डनिभं ग्रीष्मे शीर्णपर्णं समुद्धरेत् ।**
**बध्वा पुटे सुनिर्गुप्तं धारयेत्तन्महामते! ॥**
**दीपाग्निर्दशनात्तत्तु म्रियतेथ विदीर्यते ।**
**वर्षासु शिशिरे चैव कारयेन्मात्रया युतम् ॥**
**रामठं जीरके द्वे च अजमोदा कटुत्रयम् ।**
**घृतसौवर्चलोपेतं वातरोगे विशेषतः ॥**
**मातुलुङ्गरसेनापि शूलानाहे प्रकीर्तितः ।**
**दध्ना वातादिशमनो रसोनो विहितो बुधैः ॥**
**जाङ्गलानि रसान्येव भोजनार्थे प्रदापयेत् ॥**

ગ્રીષ્મઋતુમાં જ્યારે લસણનાં પાંદડાં ખરી જાય ત્યારે કૂતરાના અંડ જેવું લસણ ખોદી લેવું. અને પછી હે મોટી બુદ્ધિવાળા! તેને પડીઆમાં બાંધીને બહુ સંભાળથી રાખી મૂકવું. એ લસણને જો દીવો કે અગ્નિ દેખાડવામાં આવે તો તે મરી જાય છે કે ચીરાઈ જાય છે. વર્ષાઋતુમાં અને શિશિરઋતુમાં તેને માપ પ્રમાણે બીજાં ઔષધો સાથે મેળવીને ખાવું.

હીંગ, જીરૂં, શાહજીરૂં, અજમોદ, સુંઠ, પીપર, મરી, ઘી, અને સંચળ, એ ઔષધો સાથે લસણ વિશેષે કરીને વાયુના રોગમાં ખાવું.

શૂળ અને પેટ ચઢવાના રોગમાં બીજોરાના રસ સાથે લસણ ખાવું.

દહીં સાથે ખાધેલું લસણ વાતાદિ રોગને શમાવે છે એમ વિદ્વાન વૈદ્યોનું કહેવું છે. લસણ ખાનારને જંગલનાં પ્રાણીઓના રસ ભોજનને માટે આપવા.

### અથ પેય રસોન.

**निष्पीड्य च रसं तस्य गृहीत्वा मुनिसत्तम ! ।**
**दुग्धेन शर्करोपेतं पित्तरोगे पिबेन्नरः ॥**
**राजयक्ष्मक्षये पाण्डौ कामलायां हलीमके ।**
**शिरोरुजासु सर्वासु रक्तपित्तभ्रमेषु च ।**
**शोषमूर्च्छापस्मारे च हितं चैतद्रसायनम् ॥**

હે મુનિસત્તમ ! લસણને કચરીને તેનો રસ કાઢીને તેને દૂધ તથા સાકર સાથે પિત્તરોગવાળાએ પીવું. રાજયક્ષ્મા, ક્ષય, પાંડુ, કમળો, હલીમક, સઘળા પ્રકારના માથાના રોગ, રક્તપિત્ત, ભ્રમ, શોષ, મૂર્છા, અને અપસ્મારમાં એ પેયરસોન હિતકારક અને રસાયન છે.

### બીજો પ્રકાર.

**परिपिष्य रसोनं च तत्समा त्रिवृता मता ।**
**गुडेनैरण्डतैलेन शीतं दत्त्वा च लेहकम् ॥**
**शोफे गुल्मे चामवाते हितमेतत्तथार्शसाम् ॥**

લસણને કચરીને તેમાં તેના જેટલુંજ નસોત્તર નાખવું. પછી તેમાં ગોળ તથા એરંડીયું તેલ નાખીને તેનો ઠંડો અવલેહ રોગીને ચાટવા આપવો. એ અવલેહ સોજામાં, ગુલ્મમાં, આમવાતમાં અને અર્શરોગમાં હિતકારક છે.

### લસણ ઉપર પથ્યાપથ્ય.

**हरिणशशकलावातित्तिराणां च मांसं**
**क्रकरमपि मयूरःसारसाद्यं त्वजाद्यम् ।**
**घृतमधुररसानां शालिगोधूममाषा**
**हितमिति मनुजानां गुग्गुले वा रसोने ॥**

**व्यायामयानातपमैथुनानि क्रोधाध्वजीर्णान् परिवर्जयेच्च ।**
**विवर्जयेद्वापि तथातिसारे मेहामये पाण्डुगुदामये च ॥**
**न गर्भिणीनां न च बालकानां भ्रमातुरे वा न मदातुरे च ।**
**न रक्तपित्ते न च कुष्ठिनेऽपि न रक्तवाते न विसर्पके च ॥**
**दत्तो रसोनो यदि मूढबुद्ध्या विरेचनं वा वमनं विधेयम् ।**
**न वान्यथा कुष्ठमथो च पाण्डु त्वग्दोषरोषं कुरुते नरस्य ॥**
**सुयोगयुक्त्यामृतवन्नराणां वीर्येन्द्रियं पुष्टिबलं तनोति ॥**

હરણ, સસલાં, લાવરાં, તેતર, એ વગેરે જાનવરોનું માંસ, કૂકર (લકડખોદ) મોર, સારસ વગેરે અને બોકડા વગેરેનું માંસ, ઘી, મધુર રસો, શાલિ ડાંગરના ચોખા, ઘઉં, અડદ, એ સર્વે મનુષ્યોને ગુગળ કે લસણનો પ્રયોગ ચાલતો હોય ત્યારે હિતકર છે.

લસણનો પ્રયોગ ચાલતો હોય ત્યારે કસરત કરવી નહિ, પ્રયાણ કરવું નહિ, તડકો વેઠવો નહિ, મૈથુન કરવું નહિ, ક્રોધ કરવો નહિ, મુસાફરી કરવી નહિ, તથા અજીર્ણ થવા દેવું નહિ. તેમજ અતિસારના રોગવાળાએ, પ્રમેહવાળાએ, પાંડુરોગવાળાએ અને અર્શ રોગવાળાએ લસણ ખાવું નહિ. વળી ગર્ભવતી સ્ત્રી, બાળક, ભ્રમરોગી, મદરોગવાળો, રક્તપિત્તવાળો, કોઢવાળો, વાતરક્તવાળો અને વિસર્પરોગવાળો, એટલાજણે લસણ ખાવું નહિ. એમાના કોઈને મૂઢ બુદ્ધિથી વૈદ્યે કદાચિત્ લસણ આપ્યું હોય તો તેને વિરેચન કે વમન આપીને તે કાઢી નાખવું. જો એમ ન કરે તો તે મનુષ્યને કોઢ, પાંડુરોગ, કે ત્વચાના દોષનો પ્રકોપ કરેછે. એ લસણ સારાયોગથી અને યુક્તિથી આપવામાં આવે તો મનુષ્યને અમૃતસરખો ગુણ આપેછે તથા વીર્ય અને ઇંદ્રિયોના બળની વૃદ્ધિ કરીને પુષ્ટિ કરેછે તથા બળ આપેછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे कल्पस्थाने रसोन-
कल्पो नाम चतुर्थोऽध्यायः ।



# पंचमोऽध्यायः ।

## ગુગળનો કલ્પ.

### हारीत उवाच ।

भगवन्! गुग्गुलोर्नाम योगवीर्यमथो गुणम् ।
वक्तुमर्हसि रोगेषु येषु वापि प्रशस्यते ॥
एवमुक्तस्तु शिष्येण प्रत्युवाच महातपाः ॥

**હારીત કહેછે.**—હે ભગવન્! ગુગળના યોગ, તેનું વીર્ય, તેના ગુણ, અને જે રોગ ઉપર તે ગુણકારી હોય તે સઘળું મને કહેવું જોઇએ. શિષ્યનું એવું કહેવું સાંભળીને મોટા તપવાળા આત્રેય મુનિ બોલ્યા.

## ગુગળનાં રૂપ વગેરે.

### आत्रेय उवाच ।

मरुभूमौ प्रजायन्ते प्रायशः पुरपादपाः ।
भानोर्मयूखैः सततं ग्रीष्मे मुञ्चन्ति गुग्गुलम् ॥
हिमार्दिता वा हेमन्ते विधिवत्तं समाहरेत् ॥
जातरूपनिभं शुभ्रं पद्मरागनिभं क्वचित् ।
क्वचिन्महिषनेत्राभं यक्षदैवतवल्लभम् ॥

**આત્રેય કહેછે.**—ઘણુંકરીને ગુગળનાં વૃક્ષો મરૂભૂમિમાં થાયછે. સૂર્યના કિરણવડે તે વૃક્ષો તપે છે ત્યારે તેમાંથી ગ્રીષ્મઋતુમાં ગુગળ નીકળેછે. તેમજ હેમંતઋતુમાં હિમથી પીડાયલા તે વૃક્ષમાંથી ગુગળ નીકળેછે. એ ગુગળને વિધિપૂર્વક લાવવો. ગુગળ કેટલીક જગોએ સોના જેવો પીળો, કોઈ જગોએ ધોળો, કોઈ જગોએ પદ્મરાગમણિ જેવા રંગનો અને કોઈ જગોએ પાડાના નેત્ર જેવા રંગનો મળી આવેછે. એ યક્ષ અને દેવોને વહાલો છે.

## ગુગળના ગુણ.

विधानं तस्य विधिवन्निबोध गदतो मम ॥
त्रिदोषशमनो वृष्यः स्निग्धो बृंहणदीपनः ।

**गुग्गुलुः कटुकः पाके वर्ण्यश्च बलवर्धनः ॥**
**आयुष्यः श्रीकरः पुण्यस्मृतिमेधाविवर्धनः ।**
**पापप्रशमनः श्रेष्ठः शुक्रार्त्तवकरः स्मृतः ॥**

હવે એ ગુગળનું વિધાન હું તને કહું તે તું વિધિવત્ સાંભળ. ગુગળ ત્રિદોષને શમાવનારો, વીર્યજનક ( પૌષ્ટિક ), સ્નિગ્ધ, શરીરને પુષ્ટ કરનાર, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, પાચન થતી વખતે તીખો, શરીરની કાંતિને વધારનાર, બળ વધારનાર, આયુષ્યને સ્થિર કરનાર, શોભા આપનાર, પુણ્ય, સ્મૃતિ અને બુદ્ધિ વગેરેને વધારનાર, પાપને શમાવનાર, શ્રેષ્ઠ, અને પુરૂષને વીર્ય તથા સ્ત્રીઓને આર્તવ આપનાર છે.

## ગુગળનો ક્વાથ પિવાનું વિધાન.

**वर्णगन्धरसोपेतो गुग्गुलो मात्रया युतः ।**
**भेषजैः सह निःक्काथ्यो यथा व्याधिहरैः पृथक् ॥**
**मात्रावसिष्टं तं दृष्ट्वा गालयेच्छुक्लवाससा ।**
**मृण्मये हेमपात्रे च राजते स्फाटिकेऽपि वा ॥**
**पुण्ये तिथौ शुभे भे च जीर्णाहारक्षमान्विते ।**
**हुत्वाग्निं पर्युपासीत देवब्राह्मणभक्तितः ।**
**प्रविश्य कुसुमाकीर्णे मन्दिरे च समाश्रितः ॥**

સારા રંગનો, સારા ગંધવાળો તથા સારા રસવાળો ગુગળ માપ પ્રમાણે લેવો. પછી જે રોગ ઉપર તે લાગુ કરવો હોય તે રોગને હરનારાં જૂદાં જૂદાં ઔષધો સાથે તેનો ક્વાથ કરવો. પછી પીવાની માત્રા (માપ) જેટલી કહી હોય તેટલો ક્વાથ જ્યારે બાકી રહે ત્યારે તેને ધોળા વસ્ત્રવડે માટીના, સોનાના, રૂપાના કે સ્ફટિકના પાત્રમાં ગાળી લેવો. પછી પવિત્ર તિથિ અને સારા નક્ષત્રમાં જેમ ફૂલ વેર્યાં હોય તેવા મંદિરમાં બેશીને દેવ અને બ્રાહ્મણની ભક્તિપૂર્વક અગ્નિમાં હોમ કરીને ખાધેલું પચી ગયું હોય તે વેળાએ ક્ષમાગુણવાળા (શાંત) થઈને તે ક્વાથ પીવો.

## જૂદાજૂદા રોગ ઉપર ગુગળના યોગ.

राम्ना गुडूची चैरण्डो दशमूलं प्रसारिणी ।
क्वाथं तेषां यथायोग्यं यवान्या वातिके पिबेत् ॥
पृथक्शृतैर्जीवनीयैः पिबेत्पित्तामयार्दितः ।
वासाचन्दनह्रीबेरं मृद्वीका तिक्तरोहिणी ॥
खर्जूरं च परूषं च तथा जीवकर्षभकौ ।
सपित्तरोगे पानाय क्वाथः स्याद् गुग्गुलान्वितः ॥
त्रिफलाव्योषगोमूत्रनिम्बधान्यकपुष्करैः ।
अमृता दीप्यकः क्वाथः पटोली च कफार्दितः ॥
नाडीदुष्टव्रणग्रन्थिगण्डमालार्बुदान्वितः ।
त्रिफलाक्वाथसंयुक्तं पिबेन्मेही व्रणी तथा ॥
किरातकामृतानिम्बवृषाव्याघ्रीदुरालभाः ।
एषां क्वाथेन संयुक्तं गुग्गुलं पाययेद्भिषक् ॥
गुल्मे कासे क्षते श्वासे विद्रधावरुचौ व्रणे ।
दार्वीपटोलक्वाथेन संयुतं गुग्गुलं पिबेत् ॥
कण्डूपिटकशोफाद्ये पिबेद् वातकफापहम् ।
पथ्या पुनर्नवा दार्वी गोमूत्रममृता[1] तथा ।
एषां क्वाथो हितः पाण्डौ शोथोदककिलासिनाम् ॥

રાસના, ગળો, દીવેલાનાં મૂળ, દશમૂળ, લાજાળુ, તથા યવાન એ ઔષધો સાથે જોઈએ તેટલો ગુગળ મેળવીને તેનો ક્વાથ વાતરોગમાં પીવો.

જીવનીય ગણનાં ઔષધો (કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, વિદારીકંદ, જેઠીમધ, વગેરે મધુર અને શીતવીર્ય ઔષધો જીવનીય-ગણનાં કહેવાય છે) લઈને તેનો જૂદો જૂદો ક્વાથ કરીને તેમાં ગુગળ નાખીને પિત્તરોગવાળાએ પીવો.

અરડૂસી, ચંદન, વાળો, દ્રાક્ષ, કડુ, ખજૂર, ફાળસાં, જીવક, ઋષભક, એ ઔષધના ક્વાથમાં ગુગળ નાખીને પિત્તરોગવાળાએ પીવો.

---

1 गोमूत्रममृतं तथा. प्र० १ ली.

ત્રિફળા, ત્રિકટુ, ( સુંઠ, પીપર, મરી ), ગાયનું મૂત્ર, લીમડો, ધાણા, પુષ્કરમૂળ, ગળો, અજમોદ, પટોલી, એ ઔષધનો ક્વાથ ગુગળ સાથે કરીને કફથી પીડાતા રોગીએ પીવો.

જે મનુષ્ય દુષ્ટ વ્રણથી, ગ્રંથીથી, ગંડમાળાથી, અર્બુદ નામે રોગથી, પ્રમેહથી કે વ્રણરોગથી પીડાતો હોય તેણે ત્રિફળાના ક્વાથ સાથે ગુગળ પીવો.

ગુલ્મરોગ, ખાંસી, ઉરઃક્ષત, શ્વાસ, વિદ્રધિ, અરૂચિ, અને વ્રણ, એટલા રોગવાળાને કરિયાતુ, ગળો, લીંબડો, ઉંદરકણી, રીંગણી અને ધમાસો એ ઔષધોના ક્વાથ સાથે ગુગળ પાવો.

ખસ, ફોલ્લીઓ, સોજો તથા વાયુ અને કફના રોગમાં દારૂહળદર તથા પટોળના ક્વાથ સાથે મેળવેલો ગુગળ પીવો.

હરડે, સાટોડી, દારૂહળદર, ગાયનું મૂત્ર, તથા ગળો, એ ઔષધોનો ક્વાથ ગુગળ સાથે કરીને પાંડુરોગીને, સોજાવાળાને, ઉદરરોગવાળાને, તથા કીલાસ નામે કોઢરોગવાળાને આપવાથી ફાયદો થાયછે.

## ગુગળની માત્રા.

**भवेन्मात्रां पलं यावत्कर्षादारभ्य यत्नतः ।**
**जीर्णेऽश्नीयान्मुद्गयूषै रसैर्वा जाङ्गलैस्तथा ॥**
**पयसा षष्टिकान्नं च शालीनामोदनं मृदु ।**
**दिनानि सप्त प्रथमा मध्यमा द्विगुणा स्मृता ॥**
**त्रिगुणा परमा मात्रा विज्ञेया योगचिन्तकैः ।**
**सेवते गुग्गुलं यो वै वर्षेणापि नरः क्रमात् ॥**
**स्थावराज्जङ्गमाच्चैव न स्यादस्य क्षतिर्विषात् ।**

રોગીનું વય, બળ, જઠરાગ્નિ, એ વગેરે ઉપર વિચાર કરીને એક તોલાથી આરંભીને ચાર તોલાપર્યંત ગુગળની માત્રા સમજવી. ગુગળની માત્રા પચી જાય ત્યારે મગના યૂષ સાથે કે જંગલી પ્રાણીઓના માંસ-રસ સાથે કે દૂધ સાથે સાઠી ચોખા કે સાળનો હલકો ભાત ખાવો. રોગીને પેહેલા સાત દહાડા અધમ માત્રા ( હલકી–એક તોલા જેટલી ) આપવી. બીજા સાત દહાડામાં મધ્યમ એટલે બમણી માત્રા આપવી.

અને છેલ્લા સાત દહાડામાં ત્રમણી માત્રા આપવી. ઔષધનો યોગ વિચારનારાએ એને પરમ (છેવટની) માત્રા જાણવી. જે માણસ એક વર્ષ સુધી ક્રમે કરીને ગુગળનું સેવન કરેછે તેને સ્થાવર કે જંગમ વિષથી કોઈ વખત હાનિ થતી નથી.

### ગુગળના પ્રયોગના ગુણ.

**निर्मुक्तो बलितत्वचोपि पलितो वृद्धो युवा जायते**
**मेधादृष्टिबलौजवीर्यमधिकं वृद्धत्वहीनो भवेत् ।**
**गुल्माष्ठीलकमामवातशमनः कुष्ठं प्रमेहाश्मरी**
**शूलानाहविसर्परक्तशमनो भूतोपसृष्टे हितः ॥**

જે માણસ ગુગળનું સેવન કરેછે તેની ત્વચાને કરચલીઓ પડી ગઈ હોય તો તેથી તે નિર્મુક્ત થાયછે; તેને પળિયાં આવ્યાં હોય તે મટીને કાળા વાળ થાયછે; ઘરડો હોય તે જુવાન થાયછે, બુદ્ધિ, દૃષ્ટિ, બળ, ઓજ અને વીર્ય, એ સર્વની વૃદ્ધિ થાયછે; વૃદ્ધત્વ નાશ પામેછે; ગુલ્મ, અષ્ટીલા નામે ગ્રંથિ, આમવાયુ, એ રોગ શમી જાય છે. કોઢ, પ્રમેહ, અશ્મરી (પથરીનો રોગ) શળ, પેટ ચઢવું, વિસર્પરોગ, લોહીના બગાડના રોગ, એ સર્વે શમે છે, અને ભૂતાદિનો વળગાડ થયો હોય તેને પણ એથી ફાયદો થાયછે.

इति आत्रेयभाषिते हारीतोत्तरे कल्पस्थाने गुग्गुलु-
कल्पो नाम पञ्चमोऽध्यायः ।

# कल्पस्थानं समाप्तम् ।



# अथ षष्ठस्थानम् ।

## शारीरस्थानम् ।



### प्रथमोऽध्यायः ।



શારીરસ્થાન.

દેહની ઘટના.

**आत्रेय उवाच ।**

पञ्चभूतात्मकं देहं पञ्चेन्द्रियसमायुतम ।
सप्तधातुगुणोपेतं दशवातात्मकं विदुः ॥
जीवो मनस्तथाकाशस्तथैव त्रिगुणात्मकः ।
शुक्रशोणितसम्भूतं शरीरं दोषभाजनम् ।
पञ्चभूतमयं चैतद् विज्ञेयं भिषजां वर ! ॥

**આત્રેય કહેછે.**—મનુષ્યનો દેહ, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી, એ પાંચ ભૂતથી બનેલો છે; તે શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીવ્હા અને ઘ્રાણ, એ પાંચ ઇંદ્રિયોથી યુક્ત છે. તેમાં રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને વીર્ય એ સાત ધાતુઓ મળેલા છે, તથા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકળ, દેવદત્ત અને ધનંજય, એવા દશ પ્રકારના વાયુ રહેલા છે વળી એ શરીરમાં જીવ, મન, આકાશ, સત્વ, રજસ અને તમસ એવા ત્રણ ગુણ રહેલા છે. તથા તે વીર્ય અને રક્તથી બનેલો છે. એવો એ દેહ, વાત, પિત્ત અને કફ એવા ત્રણ દોષનું અથવા રોગાદિ દોષનું પાત્ર છે. હે ઉત્તમ વૈદ્ય! એ પ્રમાણે પંચભૂતાત્મક શરીર જાણવું.

## શરીરના વયપ્રમાણે ચાર પ્રકાર.

**चतुर्विधं शरीरं स्याद् बाल्यं प्रौढं प्रगल्भकम् ।**
**स्थविरं च तथा प्रोक्तं बाल्यमल्पशरीरकम् ।**
**षोडशवार्षिकं यावद् बाल्यं तावत् प्रवर्तते ॥**

શરીર ચાર પ્રકારનું કહેલું છે; બાલ્ય, પ્રૌઢ, પ્રગલ્ભ, અને વૃદ્ધ એટલે બાળક, જુવાન, આધેડ અને ઘરડો. સોળ વરસનુ વય થતા-સુધી બાળ અવસ્થા પ્રવર્તે છે.

## ધાતુની ઉત્પત્તિ.

**धातूनां च बलं तत्र धातुमूलं शरीरकम् ।**
**धातूनां पुष्टियोगेन शरीरं चातिवर्धते ॥**
**जीवितं धातुमूलं तु मृत्युर्धातुक्षयादपि ।**
**हीनधातोश्च योगेन लभते स्वल्पजीवनम् ॥**
**नरो धातुबलेनापि जीवितं चाथ दृश्यते ।**
**तस्माच्च मैथुनात्सम्यक् जायते गर्भसम्भवः ॥**
**आदौ धातुबलं तस्मात्सत्वं तस्माद्रजो विदुः ।**
**रजसा जायते कामः कामात्सुरतसङ्गमः ॥**

એ વયમાં ધાતુઓનું બળ પ્રાપ્ત થાયછે. શરીરનું મૂળ ધાતુ છે. ધાતુની પુષ્ટિ થવાથી શરીર વૃદ્ધિ પામેછે. ધાતુઓના આધારથી જીવિત રહેછે અને ધાતુનો ક્ષય થવાથી જીવિતનો ક્ષય થાયછે. જે માણસના શરીરમાં ધાતુ કમી હોય તે માણસ ઓછું આયુષ્ય ભોગવે છે. મનુષ્યમાં ધાતુનું બળ હોવાથીજ તેનામાં જીવિત દેખાય છે. અને એટલા માટેજ મૈથુન કરવાથી ગર્ભની ઉત્પત્તિ થતી જોવામાં આવેછે. પ્રથમ ધાતુનું બળ પ્રાપ્ત થાય છે; તેથી સત્વગુણ વધેછે, અને તેથી રજો ગુણ વધે છે. રજો ગુણથી કામ ઉત્પન્ન થાયછે અને કામથી મૈથુન સમાગમ થાયછે.

## સ્ત્રીઓને ઋતુ પ્રાપ્તિ.

**मासे मासे ऋतुः स्त्रीणां दृष्टा ऋतुमतीस्त्रियः ।**
**रजः सप्तदिनं यावत् ऋतुं च भिषजां वर ! ॥**
**सप्तरात्राद्योनिशुद्धिस्तस्मादृतुमती भवेत् ।**

दृश्यते च रजः स्त्रीणां विना योगेन पुत्रक ! ॥
दृश्यते न विना योगात्फलं स्त्रीणां तु पुत्रक ! ॥
संशयाद् विस्मितश्चित्तो हारीतः परिपृच्छति ॥

સ્ત્રીઓને મહિને મહિને ઋતુ પ્રાપ્ત થતો જોવામાં આવે છે. હે વૈદ્યોત્તમ! સ્ત્રી ઋતુવાળી થયા પછી સાત દિવસ સુધી આર્ત્તવ રહેછે. સાત રાત્રીઓ વીત્યાપછી યોનિની શુદ્ધિ થાયછે માટે તેટલા કાળ પછી સ્ત્રી (ગર્ભધારણ કરવાને યોગ્ય) ઋતુવાળી થાયછે. હે પુત્રક! પુરૂષનો યોગ થયા વિના સ્ત્રીઓને રજસ્ (આર્ત્તવ) પ્રાપ્ત થાયછે, પણ હે પુત્ર! પુરૂષના યોગવિના સ્ત્રીને ફળ પ્રાપ્ત થતું જોવામાં આવતુ નથી. એ સાંભળીને મનમાં વિસ્મય પામી સંશય કરીને હારીત તેને પૂછેછે.

## हारीत उवाच ।

संयोगेन विना प्राज्ञ ! कथं गर्भो न जायते ।
संयोगेन विना पुष्पं फलं वा न कथं भवेत् ।
वृक्षवन्न न कथं स्त्रीणां फलोत्पत्तिः प्रदृश्यते ॥
एतत्पृष्टो महाचार्यः प्रोवाच ऋषिपुङ्गवः ॥

**હારીત પૂછેછે.**—હે બુદ્ધિમાન્ પિતા! સંયોગ વિના ગર્ભ કેમ ઉત્પન્ન થતો નથી! તેમજ સંયોગ વિના પુષ્પ કે ફળ કેમ ન થાય? જેમ ઝાડને સંયોગ વિના ફળ ઉપજે છે તેમ સ્ત્રીઓને સંયોગવિના કેમ સંતાન થતાં નથી? એવો પ્રશ્ન સાંભળીને ઋષિઓમાં શ્રેષ્ઠ મોટા આચાર્ય બોલ્યા.

## आत्रेय उवाच ।

वीरुधानां च वल्लीनां स्थावराणां च पुत्रक ! ॥
तत्र धातुसमं बीजं सह योगेन वर्तते ॥
न भिन्नदृष्टिस्तस्यैव दृश्यते शृणु पुत्रक ! ।
स्थावराणां च सर्वेषां शिवशक्तिमयं विदुः ॥
निश्चलोऽपि शिवो ज्ञेयो व्याप्तिः शक्तिर्महामते ! ।
तत्र त्रिपुरुषगुणा वर्न्तते समयोगतः ॥

अग्रे पुष्पं फलं तद्वद्बीजं शुक्रमयं विदुः ।
स्त्रीणां रजो मयं रेतो बीजाढ्यमिन्द्रियं नरे ।
तस्मात्संयोगतः पुत्र ! जायते गर्भसम्भवः ॥

**આત્રેય કહેછે.**—હે પુત્ર! વેલા, વેલીઓ, અને સ્થાવર જીવોમાં ધાતુની સાથેજ બીજનો યોગ થઇને રહેલો છે. હે પુત્ર! યોગથી ઉત્પન્ન કરેલી આ સૃષ્ટિમાં સ્થાવર જીવોની ઉત્પત્તિ યોગવિના થાય એવી ભિન્ન દૃષ્ટિ તેમાં પણ નથી. સઘળા સ્થાવર જીવોની સ્થિતિ શિવ શક્તિમય છે. સ્થાવરમાં જે નિશ્ચલતા છે તે શિવનું સ્વરૂપ છે (કેમકે શિવ સ્થાણુ-નિશ્ચલ છે). અને હે મોટી બુદ્ધિવાળા! સ્થાવર જીવોની જે પસરવારૂપ વ્યાપ્તિ તે શક્તિનું સ્વરૂપ છે. તેને વિષે સ્ત્રી અને પુરૂષના ગુણો સમાનપણે કરીને રહેલા છે. સ્થાવરને પ્રથમ પુષ્પ આવે છે તે સ્ત્રીના આર્તવની બરોબર છે; તેને ફળ થાયછે તે ગર્ભ છે; અને તેમાં બીજ હોયછે તે ગર્ભ જાણવો. પણ સ્ત્રીઓનાં રજોમય (આર્તવમય) વીર્ય હોયછે અને પુરૂષને બીજમય (વીર્યમય) ઇંદ્રિય છે. હે પુત્ર! એ કારણથી સ્ત્રીપુરૂષનો સંયોગ થવાથી ગર્ભની ઉત્પત્તિ થાયછે.

## ગર્ભની ઉત્પત્તિ.

प्रथमेऽहनि रेतश्च संयोगात्कललं च यत् ।
पंचभिर्बुद्बुदाकारं शोणितं च दशाहनि ॥
घनं पञ्चदशाहे स्याद्विंशाहे मांसपिण्डकम् ।
पञ्चविंशतिमे प्राप्ते पंचभूतात्मसम्भवः ॥
मासैकेन च पिण्डस्य पञ्चतत्त्वं प्रजायते ।
पञ्चाशाद्दिने प्राप्ते अङ्कुराणां च सम्भवः ॥
मासत्रये तु संप्राप्ते हस्तपादौ प्रवर्द्धते ।
सार्द्धमासत्रये प्राप्ते शिरश्च सारवत्रधेत् ॥
चतुर्थके च लोमानां सम्भवश्चात्र दृश्यते ।
पञ्चमे च सुजीवः स्यात् षष्ठे प्रस्फुरणं भवेत् ॥
अष्टमे मासि जाते च अग्नियोगः प्रवर्तते ।
मासे तु नवमे प्राप्ते जायते तस्य चेष्टितम् ॥

**जायते तस्य वैराग्यं गर्भवासस्य कारणात् ।**
**दशमे च प्रसूयेत तथैकादशमेऽपि वा ।**
**अथ दोषबलेनापि गर्भो वा न प्रसूयते ॥**
**वातसंप्रेरितो गर्भो अपूर्णैर्दिवसैर्यदि ।**
**प्रसूयते वाप्यथ चेद्गर्भस्त्रावः स उच्यते ॥**

સંયોગ થયા પછી પેહેલે દિવસે વીર્ય તથા રજ એકઠું મળીને તેની લાહી જેવું બને છે. પાંચ દિવસે તેનો પરપોટો બાઝે છે. દશમે દિવસે તેમાં લોહી ઉત્પન્ન થાયછે. પંદર દિવસે તે કઠણ થાયછે. વીશ દિવસે તેનો માંસના ગોળા જેવો આકાર થાયછે. પચીસમે દીવસે તેમાં પાંચ ભૂત પ્રકટ થાયછે. એક મહિને તે ગોળામાં પાંચ તત્વો ઉત્પન્ન થાયછે. પચાસ દિવસે તેમાં અંકુર ઉત્પન્ન થાયછે. ત્રણ મહિને તેને હાથ પગ વૃદ્ધિ પામે છે. સાડા ત્રણ માસે સારવાનું માથું ઉપજે છે. ચોથે મહિને રૂવાટાં ઉપજે છે. પાંચમે મહિને તે ..  જીવ પ્રકટ થાય છે. છઠ્ઠે મહિને ગર્ભ ફરકવા લાગે છે. આઠમે મહિને તેમાં જઠરાગ્નિનો યોગ થાયછે. નવમે મહિને તે હાલવા ચાલવા લાગે છે અને ગર્ભસ્થાનમાં વાસ કરવો પડ્યો છે માટે તેને વૈરાગ્ય ઉત્પન્ન થાયછે. પછી દશમે મહિને અથવા અગિયારમે મહિને બાળક પ્રસૂત થાયછે. વાતાદિક દોષના બળથી કોઈ એટલી મુદત થયા છતાં પણ પ્રસવતો નથી. જ્યારે વાયુએ પ્રેરેલો ગર્ભ દિવસ પૂરા થયા પેહેલાં જન્મે ત્યારે તેને ગર્ભસ્ત્રાવ કહેછે.

## સ્ત્રીપુરૂષની ઉત્પત્તિનું કારણ.

**अथ वक्ष्यामि देहस्य वर्णज्ञानं महाहते ! ।**
**नररेतोऽधिकत्वेन शुक्रबीजाधिकेन तु ॥**
**रजोहीनेंद्रियत्वाच्च जायते पुरुषोद्भवः ।**
**स्त्रीरेतसाधिकत्वेन हीनशुक्रेन्द्रियादपि ॥**
**रजसोप्यधिकत्वेन स्त्रीसम्भूतिः प्रजायते ॥**

હે મોટી બુદ્ધિવાળા ! હવે હું દેહનું વર્ણજ્ઞાન કહું છું. જ્યારે પુરૂષનું વીર્ય તથા વીર્યરૂપ બીજ અધિક હોય અને સ્ત્રીના રજ ઇંદ્રિ-

---

૧ तद्गर्भे बालः प्रदृश्यते. प्र० १ ली.   २ हनिरसेन्द्रियैर्वापि. प्र० १ ली.

યમાં રજ થોડું હોય ત્યારે પુરૂષરૂપ ગર્ભની ઉત્પત્તિ થાયછે. જ્યારે સ્ત્રીનું વીર્ય તથા તેનું રજ અધિક હોય અને પુરૂષનું વીર્યેંદ્રિય હીન હોય અર્થાત્ વીર્ય કમી હોય તો સ્ત્રી ઉત્પન્ન થાયછે.

### બાળકના ગુણ અને આકારનું કારણ.

**रंजोव्याप्तऋतौ स्त्रीणां या या भवति भावना ।**
**सात्त्विकी राजसी वापि तामसी वापि सत्तम ! ॥**
**तादृशं जनयेद्बालं गुणैर्वा तादृशैरपि ।**
**या च भावयते चित्ते भ्रातरं पितरं नरम् ॥**
**येन वा तेन सदृशं सूयते सा भिषग्वर ! ॥**

રજથી વ્યાપી ઋતુકાળમાં સ્ત્રીઓને જેવી જેવી ભાવના થાયછે તે તે પ્રમાણે તે બાળકને જન્મ આપેછે. તેને સાત્વિકી, રાજસી કે તામસી ભાવના થાયછે તે તે પ્રમાણે બાળક પણ સાત્વિક, રાજસ કે તામસી થાયછે. વળી હે વૈદ્યશ્રેષ્ઠ! તે વખતે સ્ત્રી પોતાના મનમાં પોતાના ભાઇની, પિતાની કે પતિની કે જેની ભાવના કરે તેના સરખા આકારનો પુત્ર તે પ્રસવે છે.

### મનુષ્યની વાતાદિ પ્રકૃતિઓનું કથન.

**वातेन श्यामः पुरुषो वातप्रकृतिसम्भवः ।**
**पित्तेन गौरो भवति पित्तप्रकृतिवान्भवेत् ॥**
**श्लेष्मणा जायते स्निग्धः श्यामश्च लोमशस्तथा ।**
**दीर्घशिरोरुहः स्थूलो कफप्रकृतिसंयुतः ॥**
**वातरक्तेन कृष्णोऽपि पित्तरक्तेन पिङ्गलः ।**
**पित्तवांश्च नरो रूक्षः स्निग्धः श्यामः कफासृजा ॥**
**भृङ्गरागाञ्जनाकारं वातेन दृष्टिमण्डलम् ।**
**सूक्ष्मलोमा च कृष्णश्च रूक्षमूर्धजतोन्वितः ।**
**यस्य वातेन तं विद्धि नखसूक्ष्मासितच्छविम् ॥**

---

१ ऋतुव्याप्तरजः स्त्रीणां. प्र० १ ली. २ दीर्घ. प्र० १ ली.
३ मर्धजयान्वितः. प्र० १ ली.

**पित्तेन पीतश्च भवेदलोमा पिङ्गेक्षणाभश्च सपिङ्गकेशः ।**
**अलोमशः पीतनखप्रभः स्यात् क्षुधातुरो वै पुरुषः स दृप्तः ॥**
**स लोमशो दृप्तकठोरकेशः श्यामच्छविर्दृप्ततनुर्विशालः ।**
**सुस्निग्धदन्तः सितनेत्ररम्यो नखच्छविः पाण्डुसुदीर्घनासः ॥**

જો જન્મથી પુરૂષમાં વાયુ અધિક હોય તો તે પુરૂષ શ્યામવર્ણનો થાય તથા તે વાતપ્રકૃતિનો થાયછે; પિત્તથી પુરૂષ ગોરો તથા પિત્તપ્રકૃતિવાળો થાયછે; કફથી મનુષ્ય સ્નિગ્ધ, કાળો તથા ઘણા વાળવાળો થાયછે. તેના વાળ ઘણા લાંબા હોય છે તથા તે કફપ્રકૃતિવાળો થાયછે. વાતરક્તવડે મનુષ્ય કાળો થાયછે; પિતરક્તવડે માંજરો, પિત્તવાળો તથા રૂક્ષ થાયછે; કફરક્તવડે સ્નિગ્ધ અને શ્યામ થાયછે. વાયુવડે દૃષ્ટિનું મંડળ ભમરાના જેવા કે કાજળના જેવા કાળા રંગનું હોયછે. વળી જેને રૂવાંટાં કે વાળ ઓછા હોયછે, જેના શરીરનો રંગ કાળો હોયછે, જેના માથાના કેશ રૂક્ષ હોયછે, તથા જેના નખ સૂક્ષ્મ તથા શ્યામ હોયછે, તેને વાતપ્રકૃતિનો જાણવો. પિત્તપ્રકૃતિવાળો માણસ પિત્તને લીધે પીળા વર્ણનો, બહુ રૂવાંટાં વગરનો, પીળા નેત્રવાળો, પિળાશ પડતા કેશવાળો, ઓછા વાળવાળો, ભૂખાળવો તથા ગર્વિષ્ટ હોયછે; તેના નખની કાંતિ પીળાશપર હોયછે. કફની પ્રકૃતિવાળા માણસને રૂવાંટાં ઘણાં ઉગેછે, તે ગર્વિષ્ટ હોયછે, તેના કેશ કઠોર હોયછે, તેની કાંતિ શામળી હોયછે, તેનું શરીર પ્રૌઢ અને વિશાળ હોયછે, તેના દાંત સ્નિગ્ધ હોયછે, તેનાં નેત્ર ધોળાં હોયછે, તેની આકૃતિ સુંદર હોયછે, તેના નખની કાંતિ શ્વેત હોયછે અને તેનું નાક ઘણું લાંબું હોયછે.

### નપુંસક વગેરેની ઉત્પત્તિનું કારણ.

**समवीर्यरजस्त्वेन नरः स्त्रीप्रकृतिर्भवेत् ।**
**नपुंसकमिति ख्यातं न स्त्री न पुरुषो वदेत् ॥**
**दोषधातुविशेषेण सङ्गे सत्यङ्गसम्भवः ।**
**कृतभ्रान्ते च सम्भोगे द्वाभ्यां च द्रवते मनः ।**
**दृश्यते यमलोत्पत्तिरन्यचित्तप्रियङ्करी ॥**
**समदोषबलेनापि प्रकृत्या विकृतेरपि ।**
**शुक्रासृक्च भवेच्छ्यामा नपुंसकसमुद्भवा ॥**

